

જીવવા માટે ખાવું કે ખાવા માટે જીવવું ?

[ છબી : કાસ ઊર્થુર્સ—હોલન્ડ ]




# શ્રમહર સહાયકો

ઘરમાં કે ઑફિસમાં કોર્ટ-કચેરી કે મુસાફરીમાં, દેશમાં કે પરદેશમાં, જીવનના ગમે તેવા માનસિક શ્રમયુક્ત કાર્યપ્રસંગે, જ્યાં પણ, આપની દાબડીમાં

**"મહાસુગંધી રાણીસિંહ છાપ"** અથવા તો **"ફોટાછાપ ફુલબકુલ"**

તપખીર હશે ત્યાં આપને એક અદ્‌ભુત, શ્રમહર સહાયક સાથે હોવાનું ગૌરવ થશે. તેમાં રહેલી "ગુલાબ" અને "બકુલ" પુષ્પોની મ્હેંક મ્હેંક થતી અતિ મનોહર અને શીતળ સુવાસ આપના દિલ અને દિમાગને મધુર તાઝગી આપશે. દેશ-પરદેશમાં તે ચલણી નાણાંની માફક પ્રખ્યાત થઈ પડી છે. પાંચ તોલાથી માંડીને ચાલીસ તોલા સુધીના સુંદર ડબ્બાઓમાં મળે છે. પોસ્ટમાં વી. પી. થી મોકલાય છે. વેપારી ભાવો તથા માહિતી માટે પત્રવ્યવહાર કરો.

અનુભવી ઉત્પાદકો :

રણછોડદાસ ઝીણાભાઈ ધોળકિયા, મહાસુગંધી સ્નફ વર્કસ: સિહોર (સૌરાષ્ટ્ર)

---

નિસર્ગોપચારની દૃષ્ટિએ જીવનઘડતરનું ગુજરાતી ભાષાનું સર્વોપયોગી માસિક

# તંદુરસ્તી

: તંત્રીઓ :

ડૉ. ભૂપતરાય મો. દવે

ડૉ. શંકરલાલ મો. દવે

* સાત સાત વર્ષથી ગુજરાતી વાચકોના ઘર ઘરનું સાથી થઈ ચૂક્યું છે એ વિખ્યાત માસિક **તંદુરસ્તી**ના આપ ગ્રાહક ન થયા હો તો આજે જ આપનું લવાજમ મોકલી ગ્રાહક થઈ જાવ.
* વરસમાં જૂન, સપ્ટેંબર, ડિસેંબર અને માર્ચ એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* દરેક માસની પાંચમી તારીખે નિયમિત **તંદુરસ્તી** પ્રગટ થાય છે. છૂટક નકલની કિંમત ૫૦ નયા **પૈસા**. વરસનું લવાજમ **સાડાપાંચ રૂપિયા** વિદેશમાં બાર શિલીંગ.

મ. ઑ. થી લવાજમ મોકલવા અને ગ્રાહક થવા માટે :

## તંદુરસ્તી કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રીજ : અમદાવાદ, ૧

શ્રી યુવક સંઘ, કમ્પાલા (સાહિત્ય વિભાગ) સંચાલિત

**સમાજમાં ચેતન, જાગૃતિ અને સંસ્કારની જ્યોત પ્રગટાવતું સામાયિક**




: તંત્રી :

ડાહ્યાભાઈ પટેલ (બેરિસ્ટર)

: સંપાદક :

અંબાલાલ ભાવસાર

* ૨૬ મી જાન્યુઆરીથી શરૂ થયેલા 'જાગૃતિ'ના પ્રથમ ચાર અંકો પ્રગટ થઈ ચૂકયા છે.
* દરેક અંગ્રેજી માસના પહેલા અઠવાડિયામાં પ્રગટ થાય છે.
* કોઈ ચોક્કસ વિષય વર્ગ કે જાતિનું માસિક નથી. આફ્રિકામાં વસતી અનેક જાતિઓમાં જાતિભેદ દૂર કરી, સુસંપ, આત્મીયતા અને ભ્રાતૃભાવની ભાવના જગાવી માનવજીવન ઉચ્ચ બને તેવાં લખાણો દર માસે હોય છે.
* વરસનું લવાજમ ભારતમાં **દશ** રૂપિયા અને આફ્રિકા માટે **વીસ** શિલિંગ છે.

ગ્રાહક થવા અને બીજી વિગતો માટે લખો :—

**શ્રી અંબાલાલ ભાવસાર, જાગૃતિ કાર્યાલય**

પો. બો. નં. ૭૨૬

કંપાલા (યુગાન્ડા–પૂર્વ આફ્રિકા)

અંક ૧ : એપ્રિલ '૫૭
સળંગ અંક : ૩૨૫
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૮
'નવરચના' : વર્ષ ૨૨
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નયા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

# નવરચના

ફલ્ટન ઉર્સલર

૧૪૨૯૧

## નિખાલસતા

ગમે તેવા મુંઝવનાર કે મુશ્કેલ સંજોગોમાં તમે મુકાયેલા હો પણ, જો તમે લોકો પાસે ખુલ્લે દિલે સહાય માટેની માગણી કરશો તો તેઓ તમને સમજશે અને સહાય કરશે એવો પૂરેપૂરો સંભવ છે. એ વસ્તુ માત્ર મહાન માણસો માટે જ સાચી છે એવું નથી પણ ઘણાં નાનાં, અજાણ્યા માણસો વિશે પણ એટલી જ સાચી છે એમ મારા અનુભવે મને કહ્યું છે.

દિલ ખોલીને વાત કરવાથી અને માનવસ્વભાવની કુદરતી સ્નેહાળતામાં સંપૂર્ણ વિશ્વાસ મૂકવાથી કોઈ દિવસ કશું પણ ગુમાવશો નહિ. એનું કારણ કદાચ એ છે કે, માણસને સહાય મેળવવા કરતાં સહાય આપવામાં વધુ સુખ મળે છે.



તંત્રી: ઇશ્વરલાલ મો. દવે ·· સંપાદક: જયન્ત પરમાર




### ચુનાવ કર લીજીએ

ઉમેદવારો ને ચૂંટવામાંથી પરવાર્યાં પછીયે ચૂંટણીની હવા ઠીક ઠીક ટકી રહે છે. એવી તકનો લાભ લઈ પ્રજાને બીજી કેટલીક ચૂંટણીઓમાં ભાગ લેવાનું કહી દીધું હોય તો !

ચૂંટણી મરજીયાત છે. એ હક્કને તો યે પવિત્ર ગણાવી વાપરવા માટે આગ્રહ થાય છે. એ મત આપતી વખતે એકાંત આપે છે. અને છેવટની ઘડીએ તો માણસ પોતાના વિવેક મુજબ જ નિર્ણય કરે છે, અને એ શો છે તે પોતે એકલો જ જાણે છે.

આ મુજબ આપણે અહીં તહીંથી તપાસ ભલે કરી લઈએ, માહિતી ભલે મેળવી લઈએ, પણ રોજ-બરોજ કેટલાય સવાલો ઉપર ખરા દિલના અને સ્વતંત્ર નિર્ણયો કરતા થઈએ તો ! આપણે ખરેખર કોના પક્ષે છીએ—સ્વાર્થના કે બીજા, સદાચારના કે અનાચારના, તોરના કે સાદાઈના, વિદ્યાના કે અગડં બગડંના, આપણે શાંતિપ્રિય છીએ કે ઝઘડાખોર, આપણે મિજાજ ગુમાવનારામાંના છીએ કે તટસ્થવૃત્તિ કેળવનારા, આપણે આડંબરમાં રાચીએ છીએ કે સાત્વિકતાથી—આવા સવાલો મનની ભીતરમાં પૂછતા રહી આપણા નિર્ણયો છેવટે કોની પેટીમાં નાખીએ છીએ તે તપાસવા જેવું છે.

અને જો એમ લાગતું હોય કે એ રસાકસી ચાલ્યાં જ કરે છે, એનો અંત જ આવતો નથી, તો મનમાં ગાંઠ વાળવી જોઈએ કે મત તો મળ્યો છે, એ વાપરવાનો પવિત્ર હક્ક પણ પેલાએ સોંપ્યો છે, પણ આપણે જ એવી લાયકાત ફેંકી દઈએ છીએ.

### જીત કે હારની શરૂઆત

ચૂંટણી થઈ, કૉંગ્રેસને ઉઝરડા લાગ્યા છતાં એ જીતી, ને થોડા સમયમાં પાછું ઠીકઠાક થઈ જશે એવી નિરાંતથી એનું કામ ચાલવા માંડ્યું ત્યારે આપણે જોવું જોઈએ કે દેશને પ્રેરણા આપવાની કૉંગ્રેસની શક્તિ હતી તેવી જ હજુયે રહી છે? ત્યાં શું નવા સેવકોની ભરતી થયા કરે છે કે માત્ર ઉમેદવારોની? એની જીત તે એના સિદ્ધાંતો તરફની પ્રજાની ભક્તિ કે વિરોધપક્ષની બિનતૈયારી? આવતી ચૂંટણીઓમાં ગાબડાં વધશે કે ઘટશે?

આવા સવાલો કૉંગ્રેસના હોદ્દેદારોને પૂછીએ તો એમ જાણવા મળે છે કે અમારાં દ્વાર ખુલ્લાં છે, લોકો આવીને અમને ખસેડી શકે છે. સિદ્ધાંતો સારા અને માણસો અધૂરા એવો વિસંવાદ લોકોને દેખાતો હોય તો એમણે સિદ્ધાંતોના માનની ખાતર માણસો બદલાવા જોઈએ. પણ એવું કેમ નથી થતું ?

કોઈ પણ સારી સંસ્થાની વયમર્યાદા હોય છે. જુવાન પછી પ્રૌઢ ને છેવટે વૃદ્ધ. એવું કૉંગ્રેસનું. એનો ત્રીજો તબક્કો શરૂ થયો તેથી ભલે એ વાકેફ ના હોય. ઉઝરડા કેમ લાગ્યા તેનો વિચાર કરવા જેટલી એને ફુરસદ નહિ હોય, કારણો કબૂલ કરવા જેટલી ધીરજ પણ નહિ હોય. વય ટકાવી રાખવી એ કળા છે. પણ એવી ઇચ્છા થાય તો ને !

કૉંગ્રેસ પાસે જે હતું અને હવે નથી એનાં રોદણાં નિરર્થક છે. દરદીને પોતાને જ ઇલાજની પડી નથી એટલું નહિ, દરદને જ છૂપાવી રાખવું છે, પછી શું થાય ! એની સાથે એણે ખોળેલાં સત્યો પણ ઝાંખા પડવાનાં, એ જ વિમાસણ છે.





આમજનતાનો સંપર્ક રાખવા એમણે વારંવાર સંકલ્પો કરેલા. ગરીબોમાં ભળી શકાય એવી ભાવનાથી ઐચ્છિક ગરીબાઈનું ગૌરવ એમણે વધારેલું. ગામડાં વડે આ દેશ ટકશે અને એની સંસ્કૃતિ જળવાશે એમ માની ગામડાંનો મહિમા વધારેલો અને ગ્રામ ઉદ્યોગો ખીલવેલા, ગ્રામસફાઈ ને પ્રૌઢ શિક્ષણ શરૂ કરેલાં, કાર્યકરોને ગામડામાં દટાઈ જવાનું શીખવેલું. મોટા નેતાઓ પણ પાટીવાળો ખાટલો ઢાળીને બેસતા અને સ્વયંસેવકો જોડે પંગતમાં જમતા. વેશ, વાણી અને ભાવના ગરીબો સાથે ઓતપ્રોત થવાય એવી કેળવેલી. ને પછી કોણ જાણે શાથી પણ પાટા બદલાયા. લોકોની સાથે માયા તૂટી ને કાયદાથી કામ લેવાનું સૂઝ્યું. એમને જે નવો સંબંધ થયો તેમાં બરોબરીના ઘાટ કરવા જતાં કમાન છટકી.

આપણે હવે ઢળી ગયેલા દૂધ ઉપર આંસુ સારવાં હોય તો જુદી વાત. પણ એથી શું નીપજે? દશ વર્ષમાં જેટલું કથળ્યું તેટલું બીજાં દશ વર્ષમાં સુધરવાનું નથી, આથી વધારે ચઢવાનો છે.

આવું જોઈને નવલોહિયા યુવાનો કૉંગ્રેસ તરફ નથી ઢળતા. પેલાં ખુલ્લાં બારણાં જુવે છે પણ અમીનો અભાવ વરતી પાછા ફરે છે, પ્રેરણા સુકાઈ જાય છે.

### કઠોર આઘાતના ડંકા

દેશની શક્તિને મૂઠીમાં સમાવે એવો સમર્થ આજે કોણ છે?

આદર્શોની નવી ક્ષિતિજો ઊઘડતી જાય છે. માણસની નવી સિદ્ધિઓ નજરે પડતી જાય છે. પ્રકૃતિનાં રહસ્યો એક પછી એક ખૂલતાં જાય છે. એવી વિવિધ રીતે માણસમાં જોમ આવતું જાય છે. પણ એની લગામ હાથમાં લે એવા સારથિ દેખાતા નથી. જોમના ફુવારા ફોગટના જળ ઢોળી નાખે છે અને નિંદા પામે છે. ટોળાં છે, ઉશ્કેરાટ છે, અરાજકતા છે, ખુવારી છે એવો વલોપાત થાય છે પણ એ ટોળાંની નાડ પારખનાર સ્વામી નથી નીકળતો. કોઈ ફિકર કરે છે, કોઈ ભાંડે છે, કોઈ ડારે છે, પણ એની સાથે મહોબ્બત કરી જાણનારો અને ઈશારે ખેલવનારો નથી, કોઈ હશે તેને ફુરસદ નથી, આ કામ નાનું જણાતું હશે, આ જોખમ તુચ્છ જણાતું હશે કે એમની કલ્પનામાં તોફાન શમી ગયું લાગતું હશે. પણ એવું નથી.

જનતાની શક્તિનો અશ્વ પૂરપાટ દોડેય છે ને વળી થભે છેય ખરો. એ એનો અસવાર ખોળી રહ્યો છે. ને એ નહિ મળે તો એને વાડો ઠેકવી પડશે, મોલ પીંખવા જોઈશે ને પગ ભાંગવાયે જોઈશે. વાંક અશ્વનો નથી, એના જોમનોય નથી, લાયક અસવાર નથી તેનો છે.

આટલું જાણ્યા પછીયે જો તુચ્છકાર સાંભળો, રૂકાવટો જુઓ, ગોળીબારો ઘણુઘણે તો તમે શું નિરાશ થશો! ના. ટાગોરે ગાયું છે કે અમે જડ થઈ જઈએ તો હે નાથ કઠોર આઘાત કરીને પણ અમને જગાડજો.

### ગૂંચ ઉકેલવાની જવાબદારી

ગુજરાત, મહારાષ્ટ્રના જે ભાઈઓ કૉંગ્રેસની ટક્કર ઝીલીને ચૂંટાયા છે તેઓ આપસમાં ચર્ચા વિચાર કરી બંને પ્રાંતના કોકડાં ઉકેલે એવી આશા રાખવી વધારે પડતી નથી. એમનો ઉકેલ કૉંગ્રેસને માન્ય નહિ હોય તો પણ પ્રજા આગળ એવા ઉકેલની કિંમત છે. અને ભાષાના સવાલ ઉપર જે ધાંધલ મચી તેના ડાઘ સાફ કરવાનો અને મુત્સદ્દીગીરી દાખવી વ્યવહારુ ઉકેલ શોધવાનો એમને માથે બોજો છે. ત્યાં સુધી કહી શકાય, કે સારો ઉકેલ શોધવાને તેઓ અશક્ત નિવડે તો તેમણે પોતાની હાર કબુલ કરી ધારાસભાઓમાંથી પાછા જવું જોઈએ.

સારા ઉકેલના માર્ગમાં કોઈ આડખીલી હોય તો મુંબાઈ શહેર છે. એક વિભાગ બીજાની લાગણીની યોગ્ય કદર કરતા થાય તો ઉકેલ શોધવામાં જરૂરી એવી ઉદારતા મળી રહે.



૧. ગુજરાતે વલસાડ જિલ્લાને મોટો કરવાની માગણી કરી મુંબાઈની હદ સુધીના પ્રદેશને ગુજરાતમાં ભેળવવાની વાત કરવી જોઈએ. ૨. મુંબાઈ પ્રદેશનો વિસ્તાર વિરારથી કલ્યાણ સુધીનો આંકવો જોઈએ. અને ૩. આ પ્રદેશના ચૂંટાયલા પ્રતિનિધિઓ સાથે ગુજરાતના તેમજ મહારાષ્ટ્રની ધારાસભાઓએ સરખી સંખ્યામાં મોકલેલા પ્રતિનિધિઓને બેસવાનો હક્ક રહેવો જોઈએ. બંને પ્રાંતના પ્રતિનિધિઓને સાથે ના મોકલવા હોય તો દસ પાંચ વર્ષ માટે એક એક પ્રાંતને વારાફરતી હક્ક સોંપી શકાય.

આમ કરવાથી મુંબાઈ ને પ્રતિનિધિત્વ મળે છે. અને તેમ છતાં ગુજરાત–મહારાષ્ટ્ર બંને એને પોતાનું ગણી શકે છે. પાંચ વર્ષ પછી બીજા પ્રાંતના પ્રતિનિધિ આવવાના હોય તો સત્તાનો દુરૂપયોગ થવાની દહેશત રહેશે નહિ. પહેલાં પાંચ વર્ષ ભલે મહારાષ્ટ્રના જ પ્રતિનિધિઓ મુંબાઈમાં મૂકાય.

આ ઉકેલ જેવા બીજા વ્યવહારુ ઉકેલ નિષ્ણાતો સૂચવી શકશે. અને એમ પણ ના બની શકે તો મુંબાઈને હળવું કરવા એના ઉદ્યોગોને ખસેડવા પણ પડે. એવું બને તો આ દેશમાં શહેરોના બેફામ ફુગાવા ઉપર કૈંક તરાપ પડે પણ ખરી.

અને જો આવું કૈં જ નહિ બને, જો પરિષદ–સમિતિના સભ્યો માત્ર કોંગ્રેસ ઉપર દબાણ વાપર્યા કરશે તો લોકોની નિરાશાનો પાર નહિ રહે. એ નિરાશા કયું રૂપ લેશે એનો ખ્યાલ આપણને આવી ગયો છે. આજે ભાષાનું નિમિત્ત આગળ આવ્યું. પછી બીજું જે આવશે તે વળી એથીય કપરું હોવાનું.

### યોજના : ઘડતર અને ચણતર

બીજી પંચવર્ષીય યોજના પૂરી કરવામાં અઢળક ધન જોઈશે અને વારંવાર પ્રજાને નવા કરવેરા વેઠવાના પ્રસંગો આવશે. એનું જેટલું કષ્ટ નથી લાગતું તેટલું દુઃખ એ બાબતનું લાગે છે કે કામોમાં એકને બદલે ચાર વપરાય છે, કામ કાચું બને છે, વખત ઘણો વીતે છે, મશીનરીના ગંજ કાટ ખાય છે અને એ સહુ અનિષ્ટોની ટોચ ઉપર જઈને બેસે તેવું એ કે દેશની બચતમાં ઉમેરો થવાની વાત તો ક્યાંય રહી પણ લોકોના વધતા જતા વપરાશને લીધે ને ભારે કરવેરાને લીધે એ બચત તણાઈ જાય છે. બચત નહિ હોય તો નવા ઉદ્યોગો નાખ્યા પછી ચાલશે કેમ ?

જેમ સર્વોદયનું આંદોલન ખેતીનું ઉત્પાદન વધારવાની નીતિ નથી રાખતું;તેમ સરકારી અને ખાનગી વિભાગોમાં ઉદ્યોગોને જકડવાથી ઉત્પાદનનો આંક ઝડપથી વધે એમ જણાતું નથી. બેય નિરાળા વિભાગોને બદલે થોડા સેળભેળ રાખ્યા હોય તો એક પ્રકારની જાગૃત હરીફાઈ રહેત જેથી ઉત્પાદન વધી શકત અને બચત કરવાનો અને ઉદ્યોગોમાં રોકવાનો ઉમંગ પણ જળવાત. ઇજારાવાળા સરકારી વિભાગના ખર્ચ કે બગાડ કે ઉત્પાદનના આંક સરખાવવા કોણ જશે? અને જાહેર કામોમાં ભૂલો કરવાનો પરવાનો ધરાવતા રાજદ્વારીઓ કોઈને ગાંઠે પણ શાના ? એમને તો કાચા માલની ધૂમ નિકાસ કરવાનું શૂર ઊપડ્યું છે જેથી સરકારી વિભાગ માટે વેડફી નાખવાનું હુંડિયામણ રળી શકાય.

આપણી મહાન યોજનાઓને જેમણે ઘડી છે તે માણસો પાર પાડવા માટે એટલા જ મહાન છે ખરા ?

### મંદિરમાં સાંસારિક વિધિઓ

દેવસ્થાનોમાં ગૃહસ્થીઓ દર્શન માટે કે ઉપદેશ સાંભળવા જાય છે. આ ઉપરાંત સંસારની ધાર્મિક વિધિઓ પણ થવા માંડે તો દેવસ્થાનોને આપણે જીવનમાં વધારે નજદીક આણીશું એટલું જ નહિ પણ સાર્વજનિક રીતે આપણા પ્રસંગો ઉકેલીને આપણે સંઘજીવનના પાયા નાખીશું એ નિર્વિવાદ છે.

મંદિરના પૂજારીઓ દેવપૂજનનું મુખ્ય કાર્ય પરવારી લે પછી નિવૃત્ત હોય છે. એમાંના કોઈક જ કથા વાર્તામાં રોકાય છે. એ લોકોને આપણી સાંસારિક વિધિઓના કાર્યમાં રોકવા જોઈએ અને તે

પહેલાં જરૂરી તાલીમ પણ આપવી જોઈએ. અલબત્ત, અવેતન પૂજારીઓથી આવાં કામ નહિ બને. એ માટે મહેનતાણું અપાય તો જ કામ ચાલે. પગારદાર પૂજારીઓ એ નવાં મંદિરોના એક ભાગ તરીકે હશે. અને સાધુ વર્ગથી તેઓ નિરાળા ગણાશે.

મંદિરો ઉપર સમાજમાં પ્રીતિ ઘટતી જાય છે તેવે વખતે એ સ્થળોને સાંસારિક વિધિઓમાં સ્થાન આપવાની જરૂર વધે છે. એ સ્થળોને વિસારે પાડી એમનાં ખાલી સ્થાન પૂરવા જેવું આપણી પાસે બીજું ના હોય ત્યારે એમને દૃઢ કરવાનું આવું પગલું આવકારદાયક ગણવું જોઈએ.

મંદિરને ચોતરફ ચોક હોય, પાસે ઝાડપાનવાળી જમીન હોય, ઓસરી હોય, કૂવો હોય, તલાવડી હોય, એવા રળિયામણા સ્થાનમાં જવાનો ઉમંગ રહે છે. ઘરઆંગણાના રસ્તા ઉપરના માંડવાના, કે ભાડેના હોલ કરતાં મંદિર સાથે સાંકળેલા વિધિઓ અને પ્રસંગોનું ગૌરવ વધારે આંકવું જોઈએ.

## પરિશ્રમમાંથી બાકાત

શ્રમનો આદર કરતાં કરતાં આપણે એનો આગ્રહ કરતા થઈ જઈશું એનું સૂચન સાધુસંતો પણ પરિશ્રમી બને એ વિચારમાંથી જડે છે.

સાધુસંતો પાસે કામગીરી નથી, એ વર્ગ સમાજ ઉપર બોજારૂપ છે, એ લોકો સમયની સાથે રહી શક્યા નથી એમ આખા વર્ગ માટે કહેવાય છે તેમાં પૂર્વગ્રહ છે. એ સમુદાયમાંથી આદરપાત્ર ઠરે એવા જેટલા માણસો મળે છે તેટલા રાજકારણના કે બીજા સમુદાયમાંથી ભાગ્યે જ મળશે.

હુકમો કરવા એ પણ કામ ગણી શકાય તો જગતનાં વેરઝેર શાંત કરનારાઓના કામની કદર ઓછી ના થઈ શકે. એ ઉપરાંત શારીરિક શ્રમનો આગ્રહ કરવો અથવા પોતાના નિર્વાહ પૂરતું કમાવું જોઈએ એવી અપેક્ષા સાધુઓ પાસેથી પણ રાખવી એ ધાર્મિક પ્રવાહોમાં નડતર કરવા જેવું થયું.

સાધનાના પ્રયોગોને આપણે ના સમજી શકીએ તો ભલે. પણ એમાં બાધક નીવડે એ રીતે સાધકના જીવન ઉપર પરિશ્રમ લાદવાનો વિચાર સફળ છે. પરિશ્રમ હોવાને લીધે સાધુઓનાં મૂલ્યો બદલાવાં ના જોઈએ. એમને ઓળખવા માટે તો કયા સમુદાય ઉપર જીવનપરિવર્તનની કેવી અસર પાડે છે તે જોવું રહ્યું.

## આંદોલનોમાંથી વિદ્યાર્થીને મુક્ત કરીએ

ઉનાળાની રજાઓમાં વિદ્યાર્થીઓ અને તેમાંયે મેટ્રિકની પરીક્ષા આપી હોય એવાઓને ભૂદાનનો પ્રચાર ઉપાડી લેવા નિમંત્રણ અપાયું એ ઠીક નથી. ભૂદાન સારું કાર્ય છે કે એના કાર્યકરો સેવાભાવી છે એ ધ્યાન ઉપર લેવાને બદલે આપણે જોવું જોઈએ કે વિદ્યાર્થીઓ આંદોલનોમાં ઘસડી જતા રોકાય.

પરદેશી મહેમાનોના સ્વાગત માટે બાળકોને રજૂ કરવાની પ્રથા જેમ નિંદ્ય છે તેમ વિવિધ આંદોલનોમાં વિદ્યાર્થીઓને આકર્ષવાની પદ્ધતિ ખોટી છે. કઈ પ્રવૃત્તિને રાજકારણનો પાસ લાગેલો છે એ નક્કી કરવું મુશ્કેલ છે. એટલે રાજકારણ એકલું જ નહિ પણ આંદોલનોમાંથી સામાન્ય રીતે વિદ્યાર્થીઓને મુક્ત રાખવા જોઈએ. એ આવતા હોય તો પ્રતિબંધ મૂકવા જેટલું સખત થવાની જરૂર નથી. તેમ આકર્ષણ જમાવી કે નિમંત્રણો આપી એમને પ્રચાર પ્રવૃત્તિઓમાં વાળવા એ ભૂલ છે.

ભૂદાન પ્રવૃત્તિના કાર્યકરોને વિદ્યાર્થીઓનું હિત હૈયે વસતું હોય તો તેઓ ગ્રીષ્મવર્ગો, પર્યટનો, ગ્રામઉદ્યોગોની તાલીમ, સફાઈની તાલીમ એવા કાર્યક્રમો ગોઠવી વિદ્યાર્થીઓને સજ્જ કરે, ખડતલ બનાવે, આમપ્રજાની પરિસ્થિતિથી પરિચિત કરે.

આપણો વિદ્યાર્થી પ્રચારનું સાધન ના બને. અને તટસ્થરીતે વિચારતાં શીખે તે પહેલાં જુદાજુદા વાદની ગોળીઓ પચાવવાનું પણ એના ભાગ્યે ના હોય.

## જુદા ચોકા

અમદાવાદની જુદી યુનિવર્સિટીની વાત જાહેર કરી



ત્યાં જે પ્રકરણ શરૂ થયું તેનો અંત અમદાવાદને ગુજરાતથી વિખૂટું અને અળખામણું કરવા જેવો થવાનો.

એ શહેરે બહારથી જેટલું લીધું છે તેના પ્રમાણમાં સાવ નહિ જેવું જ આપ્યું છે. એની રીતરસમોની કશી પ્રતિષ્ઠા નથી. એના ઇતિહાસમાં આકરા દંડોની સહેલી વસુલાત છે, ખુશામદ છે. નથી એણે ગુજરાતના ખમીરની કદર કરી કે નથી એણે ગુર્જરઘેલાઓને બિરદાવ્યા. ગુજરાતનો પુત્ર ત્યાં જઈને પોતાની કલ્પનાનો પતંગ કેવો ચડ્યો એમ જુએ ત્યારે વાત અત્યારે તો એ કેટલો છેતરાયો તેનો જ આંક શોધે છે.

એ શહેરને વળી જુદી યુનિવર્સિટી શી? કઈ લાક્ષણિકતા, કયા શિરસ્તા, કયો જુસ્સો, કયો પરમાર્થ! એ શહેરે જાણવું જોઈએ કે એને માથે ઋણ છે. પહેલું ગુજરાતનું જાળવે—ખીલવે, પછી પોતાનું સંભારે.

યુનિવર્સિટી સ્થાપવા કાજે ભલે અમુક શરતોની જરૂર ના સ્વીકારાય, પણ એની સ્થાપના પહેલાંની સાધનાનો કેમ વિચાર નથી થતો? કેમ એવી ઉદારતા નથી આવતી કે ગુજરાતની વિદ્યાપીઠ એનું પાટનગર રચાશે ત્યાં જશે, ત્યારે અમદાવાદ અલગ સંસ્થા માગશે?

અમદાવાદ ઉપર તહોમત મૂકવાનો ઇરાદો નથી, એને ભવ્ય સ્વપ્નું ક્યારે આવે તે જોવાની આતુરતા છે.



આણંદના ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક યુનિયન લિમિટેડ ખાતે દૂધમાંથી બાળકો માટેની ખોરાકી બનાવટોનું બે ટનના ધોરણે ઉત્પાદન કરવા માટેની એક યોજનાને 'નેશનલ રિસર્ચ ડેવલપમેન્ટ કોરપોરેશન ઑફ ઇન્ડિયા'એ મંજૂર કરી છે. આ યોજનાનો ખર્ચ રૂ. ૧૦ હજાર થશે અને એ યોજના મહિસુર ખાતેની 'સેન્ટ્રલ ફૂડ ટેકનોલોજિકલ રિસર્ચ ઈન્સ્ટિટ્યૂટ'માં કરવામાં આવેલા સંશોધનોને આધારે તૈયાર કરવામાં આવી છે.



હૈદરાબાદ અને રાજસ્થાનના કેટલાક વિસ્તારોમાં ફુલર્સ અર્થના થરો મળી આવ્યા છે. હૈદરાબાદ ગુલબર્ગ જિલ્લામાં ભારતીય ભુસ્તર વિષયક સંશોધન ખાતાએ એ થરોને લગતા નિરીક્ષણ(પ્રોસ્પેક્ટિંગ)નું કામ તાજેતરમાં પૂરું કર્યું છે. રાજસ્થાનમાં બારમેર અને બિકાનેર ખાતે ફુલર્સ અર્થના મોટા જથ્થા મળી આવ્યા છે.

આ માટીના નમૂના તપાસતાં તે સાધારણ સરી જાતના હોવાનું જણાયું છે. પાઇલોટ પ્લાન્ટને ધોરણે કસોટી કરવાની, અને વિશિષ્ટક્રિયા સાધિત (એક્ટિવેટેડ) ફુલર્સ અર્થના ઉત્પાદન માટેનું એક ઔદ્યોગિક કારખાનું સ્થાપવાની યોજનાને લગતું કામ શરૂ કરવામાં આવી ચૂક્યું છે. આ માટી તેલ શુદ્ધિ કારખાનાં તથા ખાંડ અને રસાયણ ઉદ્યોગોમાં રંગનાશક માધ્યમ તરીકે વપરાય છે.





ધૂમકેતુ

# એક વણગવાયેલું ગીત

જિબ્રાનની સરળ છતાં ચિંતનભરપૂર શૈલીને ગુજરાતીમાં આપણા પીઢ સાહિત્યકારે ઉતારી છે પછી પૂછવાનું જ શું હોય? જીવન-વાણી પછી જિબ્રાનની જીવનવાટિકા નામનું નવું પુસ્તક તૈયાર થાય છે તેમાંથી આ ખંડક અહીં મૂકેલ છે……

મારા દિલની અંતરતમ ગુહામાં એક છાનું શબ્દવિહોણું ગીત બેઠું છે. એ ગીત મારા દિલમાં ને દિલમાં રહે છે. ને આવતું કોઈ દિવસ નથી. તે બહાર આવવાની ના પાડે છે. શાહી કલમને ખોળે બેસીને, ચર્મપત્ર ઉપર અંકિત થવાની એની તૈયારી નથી. મારી પ્રીતનો, સુંદર, આરપાર જોઈ શકાય તેવો, સ્વચ્છ અંચળો, એ ઓઢી લે છે. અને પછી જાણે એનું વહેણ ચાલે છે. પણ એ વહેણ વહેણ જ રહે છે. જાણે કે દિલમાં એક સ્વરાવલિના જલતરંગ જેમ એ વહી રહે છે. પણ એનો એક શબ્દ હોઠ ઉપર આવતો નથી. ગીત ગીત બનીને વહે છે. દિલમાં વહેતું લાગે છે. પણ એ ગીત ગવાતું નથી. એનો એક શબ્દ બહાર આવતો નથી.

મારું એ મૌનગીત મૌનગીત જ રહી જાય છે.

હું એને વ્યક્ત પણ શી રીતે કરું? એને વ્યક્ત કરતાં વખતે ધરતીની હવા લાગી જાય તો!

અને વ્યક્ત કરું તો પણ, એ ગાઉં કોની પાસે? એમાં ધરતીની હવાની તો એક લેરખી પણ ન હોય! પછી કોણ એ સમજે? કોણ એ સાંભળે? કોને એની દિવ્યતા સ્પર્શે!

કોઈ અનધિકારી કર્કશ કાન, એના એવા દિવ્ય સ્વરોને સાંભળી ન લ્યે, એ ભયથી એ મારા દિલની અંતરતમ ગુહામાં, જ્યાં આત્માનું ઘર છે, તેની નજીકના પડોશમાં જ, વસે છે.

મારું એ ગીત ગવાતું નથી. બહાર આવતું નથી. લખાતું નથી પણ છે ત્યાં.

કોઈક વખત મારાં આંતરચક્ષુ, એને જોવા જાય છે, ત્યારે એના પડછાયાનો પડછાયો એ દેખે છે. કોઈક વખત મારાં આંગળાં ઉપર એની શીતલલહરીની ધ્રુજારીઓ હું અનુભવું છું.

જેમ કોઈ સરવર તારાઓનો સ્પર્શ પામતું નથી, પણ એના દિલમાં તારાઓ અંકિત થઈ જાય છે, ને એની ભવ્ય રમણીયતા મનોહારી થઈ રહે છે, તેમ આ મારું ગીત, એનો કોઈ સ્પર્શ અને મળતો નથી, હોઠ ઉપર એ આવતું નથી, શબ્દોમાં વહેતું નથી, સ્વરોના ગુંજનમાં પકડાતું નથી, છતાં એ જાણે મારા રોમરોમમાં અંકિત છે. મારો હાથ જે કામ કરે છે, એમાં એ બેઠું હોય છે. મારી આંખમાંથી વહેતાં આંસુ, એની વેદનામાં, એની સંગીતલહરીને પ્રગટ કરે છે— જેમ ઝાકળનાં બિંદુ, કરમાઈ ગયેલા ગુલાબ ફૂલને પ્રગટ કરે છે તેમ.

આ મારી અંતરતમ ગુહામાં, એક વખત મારું ચિંતન ફરતું ફરતું જઈ ચડ્યું. અને એણે આ ગીત ત્યાં રચી મૂક્યું. અને મહાસાગરે એને ધારણ કર્યું. એને પ્રગટ કર્યું. અને તેથી એ મારું ગીત, ઘોંઘાટ, કે અવાજ, સહન કરી શકતું નથી. એ શબ્દમાં આવતું નથી. એ સત્યના પટપટાંતરમાં બેસી ગયું છે. પોતાનાં સ્વપ્નોનું પોતે આનંદથી ગાન કરે છે, અને એના એ ગાનને કેવળ એક જ જણ

સમજે છે—પ્રેમ! એ મારું ગીત, જ્યારે જાગે છે, ત્યારે જ વધુ ને વધુ મૌન બની જાય છે. વધુ મૌન બનવું, એ એને માટે વધુ જાગવું છે. અને એને પછી ગાઈ શકે છે, માત્ર આત્મા. આ મૌનગીત એ પ્રેમગીત છે. એને કોઈ ઠીંગુજીઓ કે ઘોંઘાટીયા અવાજવાળા, કે બહાર ભભકીયા, શું ગાઈ શકવાના હતા?

જૂઈના ફૂલને જેમ હવામાં મૂકો અને એ, હવાને સુગંધ આપી દે છે, તેમ આ મારું મૌનગીત બધે મૌન ફેલાવી દે છે.

કયો અવાજ એને ગાઈ શકવાનો હતો?. કયો સ્વર એનું દિલ પ્રગટ કરવાનો હતો? કયો શબ્દ એની વાત વહન કરવાનો હતો? કોઈ નિર્દોષ, સુંદર, પવિત્ર કુમારિકાના અંતરમાં, એક છાની પ્રેમકથા ચાલી રહી હોય, એવા આ મારા મૌનગીતની કથા છે. વાજિંત્રના કયા તારો, એનો રણકો પ્રગટાવી શકે?

મહાસમુદ્રના ગર્જનને કોણ બાંધી શકે? અને કોણ બુલબુલનાં ગાનને ભેગાં કરી શકે? ચીસાચીસ કરતા મહાભયંકર ઝંઝાવાતને, નાનકડા શિશુના નિઃશ્વાસ સાથે, કોણ સરખાવી શકે?

જે શબ્દો માત્ર હૃદય, અને હૃદય એકલું જ હૃદય માટે, અને નહિ કે કાન માટે બોલવાનું છે, એ શબ્દોને બોલવાની હિમ્મત કોણ કરી શકે? અને એ શબ્દોને મોટેથી બોલી પણ કોણ શકે?

આ મૌનગીત, આ પ્રેમગીત, આ અનિર્વચનીય ભાવગીત, એ બોલવા માટે નથી. શબ્દો માટે પણ નથી. બીજા માટે પણ નથી. ગાવા માટે પણ નથી. એ તો આવી ગયેલા સ્વપ્નની છાયા છે. એને કોઈ બંધન બાંધી શકે નહિ. કોઈક વખતે એ મારું પણ મૌનગીત નથી. એ તો આત્માનું સ્વપ્ન છે. એનું ગીત છે. જાણે ઈશ્વરનું ગીત છે.

★

રતિલાલ-અનિલ

## ચૈતરી પૂનમ

શું કોઈ ગગનને ન્યાળે!
એ જોતાંવેંત જ બાળે.
દિન બળબળતો ઢળી જતો ને ઊગતી મોઢી રાત
પૂનમ-ચૈતરી ખીલી ઊઠતી, બની જતું રળિયાત!
શી કરવી એની વાત!
શરદ ગગન શી સ્વચ્છ લાગતી એ અજવાળી રાત!

કે દિન ધગધગતા લાવા
ને રાત અમી છલકાતાં

અગ્નિકુંડે છેવટ ઊઠે હોમ-દ્રવ્ય સુવાસ,
બળતા દિન કેડે ત્યમ આવે પૂનમ રાત સુહાસ.
દુઃસહ રુદ્ર શિવ સમું ગગન ત્યાં ધરી રહે ઉલ્લાસ!

એ દીસે સહજ છો દ્હોળી
પણ દે છે અમૃત ઢોળી,
શરદ-ગ્રીષ્મના ભેદ ખરે શા! સરખા છે ઉલ્લાસો
રે શું ચૈતર કે આસો,
છે રમણીય કુદરત-રાસો!

★





ડૉ. સુમન્ત મહેતા

# આયા

આપણા શ્રીમંતવર્ગમાં આયાઓ રાખવાની એક ફેશન જ થઈ પડી છે. પણ બાળકો સચવાવાને બદલે તેમની કેવી હાલત થાય છે તેવા એક જ પ્રસંગે લેખકનું દિલ હચમચાવી નાખ્યું. આપણા એક પીઢ ગુજરાતીના મનોમંથનરૂપે ઉદ્‌ભવેલો આ લેખ વાચકોને પણ જરૂર વિચારતા કરી મૂકશે......

આયા એ પરદેશી લોકોએ ઊભી કરેલી એક સંસ્થા છે. હિંદી સમાજમાં સંયુક્ત કુટુંબની યોજના અથવા વ્યવસ્થા હોવાને કારણે લગભગ દરેક કુટુંબમાં એવાં કોઈ સગાં હોય છે, કોઈ વિધવા કે ત્યક્તા કે કોઈ વૃદ્ધ બાપ કાકો, કે જે જરૂર પ્રસંગે કુટુંબનાં નાનાં છોકરાંઓને સંભાળે છે, રમાડે છે, વખતે ખવડાવે છે, અને જો તે માંદાં પડ્યાં હોય તો તેમની બરદાસ કરે છે. તે ઉપરાંત દૂરની સગી કોઈ ગરીબ આશ્રિતને પાળવી એ પણ ગૃહસ્થાશ્રમીનો ધર્મ ગણાતો હતો. હવે આ સંયુક્ત કુટુંબની વ્યવસ્થા અસ્તવ્યસ્ત થતી જાય છે, અને તેમ થવા માટે અનેક સબળ સામાજિક તથા આર્થિક કારણો છે.

અંગ્રેજી શબ્દકોષમાં જણાવ્યું છે કે આયા એ પોર્તુગી શબ્દ 'આય્યા' પરથી ઉત્પન્ન થયો છે અને તેનો અર્થ નર્સ (પરિચારિકા) થાય છે. આ હકીકત ખરી હશે પણ મારે એટલું નોંધવું છે કે 'મા' શબ્દ ઘણી એશિયાઈ અને યૂરોપી ભાષામાં થોડા ફેરફાર સાથે વપરાય છે, હિંદી અને ઊર્દુમાં અમ્મા શબ્દ મા માટે વપરાય છે, મદ્રાસ તથા કર્ણાટક અને વખતે મલબારમાં પણ અમ્મા શબ્દ વપરાય છે અને આયા શબ્દ એ અમ્મા પરથી પણ પેદા થયો હોય. આ ચર્ચા હવે પડતી મૂકું છું. જે માણસે પોતાના કામની ધૂનમાં બાળકોના ઉછેરમાં સક્રિય કામ કર્યું નથી તેણે (મારે) આવા વિષય પર શા માટે લખવું પડે છે તે સમજાવું.

દિલ્હીમાં લોદી સુલતાનોના મુકબરા (કબરો) છે. સન ૧૫૦૦ની પહેલાંના હશે. નવી દિલ્હી બંધાયું ત્યાં સુધી આ ખંડેરો તરફ કોઈ ભાગ્યે જ નજર નાખતું હોય પણ હવે તો તેની આસપાસ વિશાળ પાર્ક (ઝાડીઓ અને મોટાં જંગી ઝાડો, અને લીલાં લૉન) બન્યાં છે, બાગમાં થોડા બાંકડાઓ પણ હોય છે. સાધારણ રીતે આ બાગમાં 'પહેલાં બચપણનાં' નાનાં છોકરાંઓ એમની આયાઓની સાથે રમ્યાં કરે છે, અને કવિ શેક્સપિયરના શબ્દોમાં 'બીજા બચપણ'માં પેઠેલા ડોસાઓ (ડોસીઓ નહીં) પણ ઠીક સંખ્યામાં બાંકડા રોકી લે છે. અને શાળા કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ, જેમના ઘરમાં નિરાંતે વાંચવા જેટલી મોકળાશ હોતી નથી તે પણ મુકબરા, મસ્જીદ તથા બાંકડાઓ પર ચોપડીઓ તથા નોટબુકોના પથારા પાથરીને બેસે છે. એક દિવસ માઈલેક ચાલ્યા પછી મને બેસવાની જગ્યા ન મળી તેથી સિકંદર લોદીની ખાનગી મસ્જીદમાં હું બેઠો હતો. આસપાસ અનેક નાનાં બાળકો રમતાં હતાં. છોકરાં બ્રિટિશ, અમેરિકન, બંગાળી, મદ્રાસી, પંજાબી અને પૂરબી(પૂર્વ પ્રદેશ=હાલનો ઉત્તર પ્રદેશ)નાં હતાં, આયાઓની મોટી જમાત ગોળાકારે બેસીને વાતો, ચાડી ચુગલી કરતી બેઠી હતી. વખતે પોતાની શેઠાણીની નિંદા કરતી હશે. તેમની સાથે થોડા છેલબટાઉ જુવાનો પણ ઠઠ્ઠા મશ્કરી કરતા હતા અને સૌ મગન હતાં. છોકરાંઓ જ્યાં ત્યાં રખડતાં, રમતાં, આખડતાં, લડતાં, રડતાં 'મોજ' મારી રહ્યાં હતાં. એટલામાં એક આયાએ મારાથી થોડે જ દૂર એક દોઢેક વર્ષનું છોકરું રમતું હતું અને કચરો ખાતું હતું તેને પકડ્યું અને પીઠ પર ખૂબ જોરથી ચાર પાંચ ધોલ ઠોકી મારી. બિચારાં છોકરાંએ જોરશોરથી ભેંકડા તાણ્યા, આયાએ એ બાળકના હાથને આંચકા મારીને પોતાની પાછળ ઘસડ્યું અને પાછી જમાતમાં દાખલ થઈ ગઈ. મને વિચાર આવ્યો કે આ બાળકની મા માનતી હશે કે આયા છોકરાંને સાચવતી હશે, વખતે પોતે કોઈ મિત્રો સાથે ચા પીવા, કે કોઈ જાતનું સમાજસેવાનું કામ કરવા, કે માત્ર પતંગિયાંની



જેમ ભટકવા ગઈ હશે. જે સારવાર કે દેખરેખ પોતાને કરવાની હતી તે પોતાના પ્રતિનિધિને સોંપી છે એટલે ચિંતા કરવા જેવું છે શું ? આ બનાવે મને વિચાર કરતો કરી મૂક્યો અને તેનું પરિણામ આ લેખ છે.

છતાં, આયાઓ છોકરાંઓને ટીપી નાખે, તે તેમની હાજરીમાં પુરુષો સાથે ગેલ કરે તે જોવાનો આ કંઈ પહેલો જ પ્રસંગ નહોતો. અમે (શારદાબહેન ને હું) એક બીજા બાગમાં બેસતાં. ત્યાં એક નાનાં બચ્ચાંને ધડાધડ માર પડ્યો તે જોઈને અમારું લોહી ઊકળી ગયું, શારદાબહેને નરમાશથી બાઈને સમજાવી. તેના જવાબમાં આયાએ કહ્યું કે 'માતાજી તમે આ શૈતાન છોકરાંઓને ઓળખતાં નથી. તેમને માર્યા વિના એ કાબુમાં રહે એવાં નથી.' અમે વિચાર્યું કે છોકરાંની માને અમે આ વાતનો ઇશારો કરીશું. પણ અમારા મિત્રોને આ બિના સંભળાવી ત્યારે અમને ખબર મળ્યા કે આ શેઠાણીની સવાર ૧૦, ૧૦-૩૦ વાગે શરૂ થાય છે. રાત્રે ૧૦-૧૧ વાગે ઘેર આવે છે. છોકરાં આખો દિવસ આયા પાસે જ રહે છે અને મેમસાહેબે હુકમ કર્યો છે કે જો છોકરાં વધારે તોફાન કરે, આયાનું માને નહીં, તો તેમને 'તંગ કરવાં,' એટલે ઠોકવાં.

ધનવાન તથા ભણેલાં અને અમલદારી કુટુંબોમાં આયા એક સંસ્થા અથવા ઇન્સ્ટીટયુશન બની ગઈ છે. આયાને રાખ્યા વિના તેમનો ઘરસંસાર શી રીતે ચાલે ? તેમનાં આશ્રિતો કે કોઈ સગાંઓ તો કુટુંબમાં હોય નહીં, પુરુષ કામધંધે કે ઑફિસમાં ગયો હોય, સ્ત્રીઓને ઘરનું કામ, બજાર વગેરે કરવાનાં હોય, ધનવાન સ્ત્રીઓને બપોરે અને રાત્રે જમણોમાં જવાનું હોય, અને સાંજરે કલબ હોય, પ્રદર્શન કે કલાકેન્દ્રો, કે ભાષણ કે કોઈ કમિટીમાં જવાનું હોય. તેથી આયાને રાખવાનું અનિવાર્ય બની જાય છે.

પણ ઘરસંસાર સારી રીતે ચલાવતી સ્ત્રીઓને પણ કોઈ કોઈ પ્રકારનું સામાજિક સેવાનું કામ કરવાની હોંસ હોય એ આજના નવા યુગનું એક લક્ષણ છે. આપણો દેશ અત્યંત ગરીબ છે, દેશમાં શિક્ષણ તથા અક્ષરતા ઓછાં છે, સ્ત્રીઓમાં તો કહે છે કે ૯૭ ટકા નિરક્ષર હોય છે, પશ્ચાત સ્ત્રીઓને ઘરમળની આવડત વખતે ઓછી હશે. નવા યુગમાં અનેક છોકરાં જન્મ્યાં કરે તે ત્રાસરૂપ છે કારણ કે રહેણી-કરણીની તથા શિક્ષણની મોંઘવારી વધી ગઈ છે. આવા કપરા સમયમાં ભણેલી સમજુત સ્ત્રીઓને કંઈ કંઈ જનસેવા કરવાની ઇચ્છા થાય જ.

એટલે એક તરફથી પોતાનું ઘર સંભાળવાની, બાળકોને ઉછેરવાની, જરૂરી બજાર કરવાની ફરજ માથે હોય છે, બીજી તરફથી થોડો વખત કાઢીને જનસેવા કરવાની ઉમેદ હોય છે. આવી સ્ત્રીઓ માટે માર્ગ સહેલો નથી, તેમને એક કોઈ નિશ્ચિત માર્ગ બતાવી શકાય તેમ નથી. ઘરમાં એક નોકર વાસણો માંજવા માટે, બીજો કોઈ મદદનીશ રાંધવા માટે અગર રાંધ-વામાં મદદ કરે એવો રાખવો પડે છે. તેમાં આયાનો ઉમેરો કરવો એ સહેલી વાત નથી.

પણ મુખ્ય વાત તો એ છે કે છોકરાંઓ આયાને સોંપી દેવાથી છોકરાંઓને કઈ જાતના સંસ્કાર મળશે, છોકરાંઓનું સંરક્ષણ થશે કે કેમ ?

મારા એક જુવાન મિત્ર અને તેમની પત્નીએ નિશ્ચય કરી લીધો કે આપણે આપણાં છોકરાં પોતે ઉછેરીશું. બન્ને સારું ભણેલાં હતાં. બન્નેએ બાલઉછેર વિશે ઘણું પુષ્કળ વાંચ્યું હતું અને વિચાર્યું હતું. પણ છોકરાં પર ૨૪ કલાક નજર રખાય શી રીતે ? ભણેલાં ગણેલાં લોકોને સભામાં ને કમિટીમાં જવું તો પડે, અને પુરુષને પોતાનો કામ ધંધો હોય. પરિણામ એ આવ્યું કે ઘરમાં જે નોકરો રહેતા હતા તેમનાં છોકરાંઓની સાથે આ જુવાન સ્ત્રીપુરુષનાં છોકરાં રમવા લાગ્યાં. તેમની ભાષા શીખ્યાં, તેમની કુટેવો શીખ્યાં, તેમના ન ઇચ્છવા જેવા સંસ્કાર મેળવ્યા, આયા તો ન જ રાખી, પરિણામ શું સારું આવ્યું ? આયાને લીધે શું વધારે ખરાબ પરિણામ આવત ખરું ?

આપણે જગતના પ્રવાહમાં તણાઈ જઈએ છીએ.

દાદા ધર્માધિકારી

# લોકશાહીનો આધાર

આપણે લોકશાસન મેળવ્યું. કોઈપણ વિચાર કરતું માનવી ગુલામી ન સહી શકે તેના ફળરૂપે અનેક બલિદાનોને ભોગે આપણે આઝાદી મેળવી. પણ તે માટેની આપણી લાયકાત વિશે, એ શાસન ચલાવવા માટેની આપણી ગંભીરતા ક્યાં ?......

રાજ્ય અને સંયોજનનું પ્રયોજન શું ? હા, રાજ્ય અને સંયોજન માટે આકાંક્ષા એ, કે તે વ્યવસ્થા આપે પણ કુશળતા ન છીનવી લે. શાંતિ આપે પણ આપણી ભૂમિકા કે વ્યવસાય ન છીનવી લે. સમાજ પૂર્ણ રહે. એ જ આકાંક્ષા.

રાજ્યસંસ્થા અને અર્થસંસ્થા બંને સરખી સંસ્થા છે, સામન્તશાહીના જમાનામાં અને આજે પણ રાજ્યસંસ્થા અર્થસંસ્થાને અનુરૂપ પાછળ પાછળ જાય છે. આજની રાજ્યવ્યવસ્થા માટે કહેવામાં આવે છે કે રાજ્ય આપણાં જીવન અને સંપત્તિનાં રક્ષણ માટે છે. પરંતુ જીવન અને સંપત્તિનું રક્ષણ ભલે કરે, પણ તેની કિંમત સ્વતંત્રતામાં ન ચૂકવવી પડે. બીજું શાંતિના જમાનામાં રાજ્યસંસ્થા અને સંયોજનના દબાણથી યુદ્ધનું બીજ વાવવું ન પડે. એનો ખ્યાલ રાખવા જોઈએ. વળી રાજ્ય માત્ર વ્યવસ્થા કરનારાઓનું વિશેષતનું કે બાબુ લોકોનું બની ન જાય. અબ્રાહમ લિંકને કહ્યું છે કે 'એવો સારો માણસ પેદા જ નથી થતો કે જે બીજા પર સત્તા ચલાવે.' મોટા મોટા અગ્રગણ્ય સમાજવાદી દેશોનું પણ કહેવું છે કે કલ્યાણકારી રાજ્ય એ લોકશાહી રાજ્ય જ નથી.

આપણને સમાજમાં જોઈએ છે ઉત્પાદનસંયોજન, સ્વાવલંબન કર્તૃત્વ વિભાજન અને સ્વયંશાસન. એવા રાજ્યને માટે ઉત્પાદનનાં મૂળ દ્રવ્યો એવાં હોય કે જેના ભંડાર ક્યારેય ખૂટે નહિ. અને એની પ્રાપ્તિ પણ સુલભ હોય. સૃષ્ટિની દેણનો ઉપયોગ સંયમપૂર્વકનો હશે. તેનો દુર્વ્યય નહિ હોય. ઉપયોગ વિલાસ અર્થે નહિ હોય. જરૂરિયાત કરતાં વધારે વસ્તુનો ઉપયોગ કરવો એને અસભ્યતા અને ગુનો મનાશે. આપણી પાસે અમાપ નદીનાં જળ હોય તો પણ તેનો દુર્વ્યય શા માટે ?

આજે લોકશાહીમાં સત્તાની સ્પર્ધા જોવામાં આવે છે. પ્રતિનિધિ કહે છે, 'હું તમારા માટે બધું કરીશ. બદલામાં તમારે થોડી સહાયતા કરવી' આમાં જનતાની ભૂમિકા ગૌણ બની જાય છે.

આ દોષથી લોકશાહીને બચાવવાની છે. તે માટે સત્તાના વિકેન્દ્રીકરણમાં સ્થાનિક સત્તાવાદનો ભય રહે છે. સ્થાનિક સંસ્થા વ્યવસ્થા માટે રહે. પણ સત્તાનું તો નિરાકરણ જ થાય. વ્યવસ્થામાં શિક્ષણ, આરોગ્ય વગેરેનું સામાજિક સ્વાવલંબન જોઈએ. અત્યાર સુધી અરાજ્યવાદ વિષે પણ ઘણું વિચારાયું છે. પરંતુ સમાજની વ્યવસ્થા કરનારી લોકપ્રતિનિધિઓવાળી રાજ્યવ્યવસ્થા જરૂરી રહેશે. સર્વોદયમાં જે લોકશા-

---

પાશ્ચાત્ય વિચારસરણી અમને ન ખપે, પણ સાથે સાથે અમારા સમાજમાં જૂના વિચારો, જૂની રીતરસમ, જૂના વહેમો, જીવનની અવ્યવસ્થા આ બધું અનુભવવું પડે છે. ત્યારે કરવું શું ?

છેવટે ઉત્તર આપવો પડે છે કે જેટલું સારું છે તેને ગ્રહણ કરવાનો પ્રયત્ન કરવો, ખોટું ઘૂસી જતું હોય તેને અટકાવવાનો પ્રયત્ન કરવો. તમારી સામે કોઈ સીધો, સાદો સરળ રાજમાર્ગ છે જ નહિ. આવા ભેળાડા, વિસંવાદી સમાજમાં આપણે જીવવાનું છે. આ મારો નિર્ણય નિરાશાવાદી જેવો જણાશે. હેમ્લેટે પૂછ્યું કે જીવવામાં લાભ છે કે ન જીવવામાં ? મરવામાં પણ લાભ નથી, ન મરવામાં તો દુ:ખ જ છે એવું ખરું ? તે પણ શી રીતે કહેવાય ?

ત્યારે છેવટે પેલી બિચારી આયાએ અને પેલા ટીપાઈ ગયેલા બાળકે મને નવો હેમ્લેટ બનાવી દીધો છે. આયા રાખવી કે ન રાખવી ? ખુદા જાણે શું કરવું ?

★



પન્નાલાલ પટેલ

# કરોડપતિનાં કેળાં

એક નાની આડવાત સાથે ગૂંથાઈ જતી આ વાર્તામાં આપણા જાણીતા લેખક શ્રીમંતાઈથી પીડાતા એક ખાઉધરા શેઠને આબાદ રીતે ખુલ્લા પાડે છે. બગડેલી હોજરીને સુધારવા માટે ડૉક્ટરોની પરેજીઓ સામે વિદ્રોહ કરતા કરોડપતિના આખરી વલખાંઓની આ કરુણાર્દ્ર કથા છે……

એક દિવસ તો વિચિત્ર પ્રકારની માંદગી ભોગવતા નગીન શેઠ એમના ફૅમિલી–ડૉક્ટર આગળ રાડ જ પાડી ઊઠ્યા : 'ડૉક્ટર ! અરેરે ! કરોડોની સાહ્યબી છતાંય હું ખાઈ નથી શકતો, જરા વિચાર તો કરો !'

શેઠની આ રાડ સાંભળીને વાલકેશ્વર ઉપરનું એમનું એ આલીશાન મેન્શન જ નહિ, વિશાળ પેલા કંપાઉન્ડના જાતજાતના ફૂલછોડ, વેલીઓ, કુંજો અને વૃક્ષો—અરે ! આ મોહમયી નગરી ફરતે દિનરાત રુદ્રરમ્ય નૃત્ય કરતા ને ઘેરું સીઠું ગાયે જતા પેલા દરિયાએ પણ પળભર જાણે કંપ અનુભવ્યો.

નગીન શેઠ એટલે એમના બાપદાદાને અડધું મુંબઈ ઓળખે, માલેતુજાર તરીકે ને સખાવતીની રીતેય. દરિયાના કોક ને કોક ભાગમાં એમનું છેવટ એકાદ વહાણે મોજાંના લોઢ ઉલ્લંઘતું કોઈ પણ પળે મુસાફરી ખેડતું જ હોય, તો વળી એમની કંપનીનું એકાદ એરોપ્લેન પણ અફાટ અવકાશમાં ઘૂઘવાટ કરતું કોક ને કોક ખૂણે ઊડતું જ હોય. આ સિવાય એમની મિલોનાં ભૂંગળાં પણ રાતદિવસ કોક ને કોક શહેરના સીમાડા ઉપર ધુમાડો બસ ઓકતાં જ હોય. તો વળી એમના નામે હજારોના શૅરની લેવડદેવડ પણ જગતના કોક ને કોક બજારમાં જાણે ચાલતી જ હોય. આ સિવાય નાનાં મોટાં કારખાનાંઓમાં ને જાતજાતની પેઢીઓમાં એમની ભાગીદારીનાં તો લેખાં જ બધાં લખલૂટ.

આવા નગીન શેઠ આજકાલ કરતાં દોઢ-બે વરસની આ પેટની બીમારી અંગે આજ એકાએક આટલી હદે અકળાઈ ઊઠ્યા. આંખમાં આંસુ ભરતા ચિઢાઈ રહ્યા : 'ભલા માણસ, તમે તે ડૉક્ટર છો કે છો શું ?…અરેરે ! દિવસે દિવસે તમારે મને અક્કેકી ચીજ ખાવાની છૂટ આપવી જોઈએ કે આ તો ઊલટું–' અવાજમાં રુદન ભળ્યું : 'એક એક વાની આંચકી લેતાં લેતાં આમ તમે મને ઢોરના ખાણા સરખા બાફેલા મગની ઉપર જ ફક્ત લાવી મૂક્યો છે.'

ડૉક્ટર પણ શેઠની અકળામણ જોઈને જરા દુઃખી થઈ ઊઠ્યા : 'હાં શેઠ ! પણ એનું થાય શું ? એક તો અલ્સર જેવું દર્દ ને તેમાંય પાછું તમારું શરીર મને સહકાર નથી આપતું પછી ?'

પણ શેઠ આજ એમની ધૂનમાં—અકળામણમાં જ હતા : 'નહિ, નહિ ડૉક્ટર ! હવે તો તમે—અરે ! ભારતભરના નામચીન ડૉક્ટરો બધા જ મારા કેસમાં તો નકામા

---

હીની કલ્પના કરવામાં આવે છે તેમાં અધિકાર કરતાં કર્તવ્યને વિશેષ ધ્યાનમાં રાખવાનું છે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આ જ નીતિ રહે. કર્તવ્યની ભૂમિકા ઉપર વિશ્વનાગરિકત્વ રચાય. વિશ્વસંસ્થા રાજ્ય પ્રતિનિધિઓની નહિ પણ લોકપ્રતિનિધિઓની રહે. રાષ્ટ્રના અધિકારની જ ચર્ચા કરનારી નહિ પણ કર્તવ્યનો વિચાર કરનારી રહે. ગાંધી અને વિનોબાના દર્શનમાં આંતરરાષ્ટ્રીય સંસ્થા કે વિશ્વનાગરિકત્વ જ પૂરતું નથી. પણ દેશની સીમા અને નાગરિકત્વથી પાર જઈને વિશ્વમાનવ બનવું છે. નાગરિક નાગરિકમાં ભેદનો બિલકુલ નાશ હશે. રાજ્યની સીમાનું બંધન નહિ હોય. લોકશાહીનો આધાર નાગરિકના પુરુષાર્થ, કર્તવ્ય અને સંયમના પાયા ઉપર રચાયેલો હશે. અને એનું સંયોજન બંધુત્વ સખ્યને આધારિત હશે. પછી એને અનુરૂપ એવી રાજ્યવ્યવસ્થા અને અર્થવ્યવસ્થા ગોઠવાશે.







પુરવાર થયા છો.' પલંગ પર સફાળા એ બેઠા થઈ ગયા. 'અરે! મારા જેવા દેખાવે આમ સાજાસમા માણસને તમે જો આટલી એક ભૂખ નથી જગાડી આપતા તો બીજું તમે મટાડશો શું? મને તો લાગે છે કે તમારી આ દવાઓએ જ મારી હોજરી આટલી હદે બગાડી મારી છે.'

'એ પણ સંભવ છે શેઠ! પણ આ સિવાય'—અને વળી એમણે એમનું અસલ મંતવ્ય રજૂ કર્યું: 'આપ ભલે ન માનો, બાકી અમે બધા જ ડૉકટરો આ કન્કલ્યુઝન પર સહમત છીએ કે આપના માનસમાં એવી જરૂર કોઈ ગ્રન્થિ બંધાઈ ગઈ છે જે અમારા હરકોઈ ઉપાયોનો બસ આંધળી રીતે વિરોધ જ કર્યા કરે છે.'

'પણ તો ગ્રન્થિ ગ્રન્થિ તો તમે બધા કયારનાયે કર્યા કરો છો. અરે! પેલા સાઈકોલૉજિસ્ટે તો સી. આઈ. ડી.ની પેઠે ચાર ચાર માસ લગી પ્રશ્ન પૂછી પૂછીને મારો દમ કાઢી નાખ્યો ને વળી પૈસાનોય ખુર્દો કરી નાખ્યો. પણ તોય—' અને ભયંકર ચીડ સાથે ઓશીકે અઢેલતાં વળી એ બબડી રહ્યા: 'કંઈ નહિ!...હવે કહેશો કે આટલું ચિડાયા તેમાં ગૅસ વધ્યો ને...' ને હાંફતાં હાંફતાં આડા પડેલા નગીન શેઠ ગમે તેવા કઠણ કાળજાનેય દયા ઉદ્ભવે એ રીતે પેલા ઊમટી આવતા રુદનને દાબી રહ્યા, નિરર્થક દબાવી રહ્યા.

એમનું આ ડૂસકું સાંભળીને તો બારણામાં આવી ઊભેલાં વૃદ્ધ ઉંમરનાં શેઠાણી પણ આંસુ ભરી બેઠાં. જ્યારે ઑફિસે જતાં જતાં પેલી રાડ સાંભળીને પાછા ફરેલા તેમના બે યુવાન પુત્રોએ પણ—ન તો મોટાએ આજે 'અરે! પણ સ્વાદ નથી કરવા મળતા એટલું જ ને પપ્પા! એટલાથી પણ બગડી શું ગયું?' આ રીતની પોતાની અસલ શિખામણ ઉચ્ચારી કે ન નાનાએ તેનું હંમેશનું પ્રોત્સાહન આગળ ધર્યું: 'પપ્પાજી! સામે આ રેડિયો મૂકયો છે, બાજુમાં આ બધાં દેશદેશનાં સામયિક ને જાસૂસકથાઓ સુદ્ધાં, જાતજાતનું વાર્તા-સાહિત્ય પડયું છે; વાંચો ને બસ મસ્ત થઈને પડયા રહો તમ તમારે!'

કારણ થોડાક દિવસ ઉપર આના કરતાં તો ચાર આની ચીડ હતી તોય નગીન શેઠે આ ત્રણ સ્વજનોને સુણાવી દીધું હતું: 'હા ભાઈ...! મારા તરફનો તમારો આ સુફિયાણો પ્રેમ રહેવા દેશો હવે! હવે તો ત્રણ જણની વચ્ચે ચાર મોટરો થઈ. ફર્યા કરો તમ તમારે. સિનેમા, નાટકો ને લાંબોપહોળો પેલો દરિયા કિનારો.'

અલબત્ત, આ વખતે ચિડાવાનું ને ચાર મોટરો પર ટોણું મારવાનું ખાસ કારણ તો એ હતું કે એમને માટે કંપાઉન્ડના એ વિશાળ બગીચા સિવાય બહાર કયાંય ફરવાનું પણ ગયે અઠવાડિયેથી બંધ કરવામાં આવ્યું હતું. એક તો બહુ હવા અનુકૂળ નહોતી આવતી અને તેમાંય ખાસ તો—તપાસ કરતાં ખબર પડી હતી કે શૉફરને છેવટે દમ ભરાવીનેય ફરસાણ, મીઠાઈ કે મેવો, અરે! ફળફળાદિ જે ધક્કે ચઢયું તે ખાઈ લેતા હતા. એટલે જ તો શેઠાણીનેય સાથે નહોતા લઈ જતા ને!

આના અનુસંધાનમાં તે દિવસે ઘરનાં એ ત્રણ સ્વજનો અને ડૉકટરની એક નાનકડી મિટીંગ પણ મળી ગઈ હતી, જેમાં છોકરાઓએ તો ડૉકટરને કહ્યું પણ ખરું: 'ત્યારે હવે જવા દો ફરવા ને ખાવા દો એમને જે ખાવું હોય એ, ડૉકટર!'

'પણ તો તો એ ને આપણ બધાય હેરાન હેરાન થઈ જઈશું. આજે એમને આટલી આટલી આ ચીડ ઊઠી છે એ કંઈ તબિયત વધારે બગડવાથી નહિ બલકે બહાર ફરવાનું બંધ કર્યા પછી તો એકાદ આનીય સુધારા પર છે. પણ ખાસ તો પેલું સ્વાદ કરવા નથી મળતું એની જ ચીડ ને અકળામણ છે આ બધી.'

'હા, પણ આ ચીડ તો ડૉકટર'—મોટાએ હસવાનો પ્રયત્ન કર્યો, 'તમે તો ખુદ ડૉકટર છો એટલે દુઃખી નહિ થાઓ બાકી અમે તો એમની આ ચીડ અને



દુઃખ જોઈને જરૂર હેરાન થઈ જઈશું. અરે! ન બોલવા સરખું એ બોલવા માંડશે ને—'

નાનાએ પણ ટાપસી પૂરી: 'હા, હા ડૉક્ટર, ટ્રાય તો કરી જુઓ. એમને જે ખાવું હોય તેટલું એક ફેરો આપી તો જુઓ.'

ડૉક્ટર આ બાલિશ સૂચન ઉપર હસી રહ્યા: 'નહિ તો ય એમણે તો આ ફરવા જવાનું બંધ કર્યું એ પહેલાં ખાધા જ કર્યું છે ને? તમે કે'શો કે બહારનું જેવું તેવું ખાધું તેથી. પણ ઘરનુંય'—કહી એમણે શેઠાણી તરફ જોયું: 'કેમ જી, યાદ છે ને? છ માસ ઉપર ખાવાની એમને બે દિવસ આપણે છૂટ તો આપી પણ ભૂખ્યા ડાંસની જેમ ફરસાણુ અને મીઠાઈ વગેરે ઉપર તૂટી પડ્યા ને પછી શી હાલત—'

ને શેઠાણીએ પણ પુત્રોને યાદ દેવડાવ્યું: 'કેમ ભૂલી જાઓ છો! ઊબકા ખાઈ ખાઈ ને ને ઝાડા ને ઊલટી કરી કરીને ત્રણ દિવસ સુધી તો હેરાન હેરાન—'

પણ એ પુત્રોય ક્યાં ભૂલી ગયા હતા? નાનાએ તો કહ્યું પણ: 'હા ભાઈ હા. પણ ત્યારે આનું કરવું શું? આમ નહિ તો આમ હેરાનગતિ તો છે જ ને?'—ભારે શ્વાસ લેતાં ઉમેર્યું: 'એમને ને આપણુંનેય! અરે! ઊંડે ઊંડે તો એને આમેય હશે, એમ કરતાં ખલાસ થઈ જાય તો ય આ હેરાનગતિમાંથી છૂટ્યા એટલા એ ને આપણેય!'

મોટાએ પણ પોતાની રીતે ચોખવટ કરી: 'મારે પણ એ જ કે'વું છે ડૉક્ટર કે પપ્પાની પેલી ઊલટીઓ ને એ બધી હેરાનગતિ વેઠી શકાય પણ એમની આ દયામણી સૂરત ને અનાથાંય એમનાં પેલાં મહેણાં તો તીરની જેમ અસહ્ય જ થઈ પડે છે!'

ને છતાંય ડૉક્ટરે ન તો ધીરજ છોડી કે ન ખાવાની— અરે! પેલી ફરવાની બંધીમાં પણ શેઠાણીના પહેરા નીચે થોડીક છૂટછાટ મૂકી.

પણ ત્યાં તો ખાવાપીવાના અતિશય શોખીન એવા આ નગીન શેઠે થોડાક જ દિવસમાં ઘરનાંને—નોકરો સુદ્ધાંને તોબાહ પોકરાવ્યા.

અઠવાડિયા ઉપરની જ વાત છે: છોકરાઓ જમી-પરવારીને ઑફિસે ગયા. શેઠાણી દવા લેવા ગયાં. નોકર કપડાં ધોતો હતો ને મહારાજ સહેજ બાથરૂમમાં ગયો—

પણ પાંચેક મિનિટ પછી પાછો ફરેલો મહારાજ રસોડામાં નજર નાખે છે તો કરોડપતિ નગીન શેઠ હાંફળા ફાંફળા ધોતિયાની ફાકમાં એકાદ–બે ફળ સંતાડતા તો વળી પાછા ફરતાં મોસંબીનાં છોતરાં સહિત બચકાટતા પણ જતા હતા.

ને આ જોઈને મહારાજ પણ એવો ડઘાઈ ગયો! અરે! પાંચદસ પળ સુધી તો જાણે પૂતળું જ બની રહ્યો.

આ પછી શેઠાણી આવ્યાં ત્યારે એમને વાત કરી તે પણ ડરતે ડરતે. શેઠ જાણે પાગલ થઈ ગયા હોય ને ચાડી કરવા બદલ પોતાને ગળે પેલાં મોસંબીની જેમ બચકાં જ ન ભરી લેવાના હોય!

પછી તો પેલાં આડીઅવળી થઈ જતી કે ઉઘાડી રહી જતી મીઠાઈ–ફરસાણુ વગેરેની બરણીઓનો ભેદ પણ હાથ આવી ગયો ને આ પછી ખાદ્યપદાર્થોને તાળાંકૂંચીમાં જ રાખવા માંડ્યાં.

તો શેઠે વળી નોકરચાકર સાધવાના પ્રયત્ન આદર્યા. 'લાવ! લાવ! એક ચપટીક ચેવડો આપીશ અરે એક બે કેળાં આપી જઈશ તો ય જા, દરરોજ તને દસની નોટ!...છતાંય તને વિશ્વાસ ન પડતો હોય મહારાજ, તો લાવ પેલા ટેબલમાંથી ચેકબુક મહિના માટે એકી સામટો હજારનો ચેક.' આ જ રીતે પેલા જૂના નોકરને પણ એ વિનવ્યા કરતા હતા. જ્યારે શેઠાણી આગળ તો કોઈ કોઈ વાર એ ગળગળા અવાજે આંસુ જ સારી બેસતા હતા: 'અરેરે! એટલો તો વિચાર કર, જે માણસે જગતભરનાં જાતજાતની વાનીઓનો સ્વાદ કરેલો છે. નવી વાની વગર નવો દિવસ જેને કદી ઊગ્યો નથી એને તું આ બાફેલા મગ...'

પણ સમજાવી સમજાવીને થાક્યાં શેઠાણીય હવે તો





એમની આ કાકલુદિયો આગળ ઝાઝી વાર થોભતાં જ નહિ, રુદન આડે રવાના જ થઈ જતાં.

અરે! પેલા જૂના અને વફાદાર નોકરોની આંખમાંય આ કરોડપતિ શેઠના પેલા શબ્દો કરતાંય એમના મોં ઉપરની આર્જવતા ને હેવાતિયાં, દયાયાચના, લોલુપતા ને નિરાધારતા જોઈને આંસુ આવી જતાં હતાં. પણ એય જાણતા હતા કે અરે! યેનકેન પ્રકારે શેઠ કદી કંઈ ખાઈ લેતા હતા તો એના પ્રત્યાઘાત પણ તરત જ એમને જોવા મળતા હતા—ઊબકા, ઊલટી કે ગોળાના રૂપમાં! ને એટલે એય બિચારા શેઠની પેલી વધે જતી કાકલુદિયો સાંભળીને એમને સમજાવવાના નિરર્થક પ્રયત્ન છોડી ઓસવાતા ઓસવાતા છટકી જતા હતા. છતાંય પેલા શબ્દો તો અંતરને જાણે કોચે જતા હતા: 'લાવ! લાવ! એકાદ મોસંબી, કેળું, છેવટ!...ચારેક પેલાં મેથીનાં ભજિયાં!... અરે! રસોડામાં આજ તો ગુલાબજાંબુ થતાં હોય એમ લાગે છે!...મા'રાજ! હું જાતજાતની વાનીઓ ને ભાતભાતનાં ફળ ખાનારો! જરા તું તો વિચાર કર!'...

ને આમ પેલાં સ્વજનો તથા નોકરો પાસેથી રોજ ને રોજ આવું કંઈક સાંભળી—જાણીને છેલ્લી ક્ષણ સુધીય મરવાની રજા ન આપનાર ડૉક્ટરે એક દિવસ તો શેઠને તપાસતાં તપાસતાં પોતાના મનનેય જાણે પટાવી રહ્યા: 'ભલે ત્યારે આ કરોડપતિનો કોડી સરખો લોલુપ જીવ દોઢિયાના કેળામાં...'

ને આ સાથે જ એમને કેળાંની એક વાત યાદ આવી—

ને બીજી વિઝિટો એમની વાટ જોતી હતી તો ય એ, દુશ્મનનું કામ કરી રહેલી પેલી સ્વાદવૃત્તિ તરફ આ કરોડપતિની આંખ ઉઘાડવા જાણે પહેલા ને છેલ્લા પ્રયત્નરૂપે સામે ખુરશી ખેંચી વાત કહેવા બેસી ગયા: 'જુઓ શેઠ! માણસને ખાવાની—સ્વાદ કરવાની લોલુપતા કેવી હોય છે એનો હું તમને એક દાખલો આપું. આપું ને?'

અલબત્ત, શેઠને તો દુનિયામાં—અરે! જીવનમાંય હવે એક ખાવા સિવાય કશાયમાં રસ નો'તો. એક ભારે શ્વાસ લઈ—અરે કહેવાય જતા હતા: 'એમ વાતે તો તમે ઘણુંય વડાં કરો છો. પણ ખાવામાં તો એક અડધુંય કર્યાં છે?' પણ આવું બધું હવે પથ્થર ઉપર પાણી સરખું જ થતું હતું ને કંઈ ન બોલ્યા. આ સિવાય એમને પણ ઘરનાં માણસો તથા ડૉક્ટરથી જાણે અજાણેય એવો સંબંધ બંધાઈ ગયો હતો કે જાણે એ આખીય ટોળી એમની સામે કોઈ પ્રચંડ કાવત્રું હરદમ ન ખેલી રહી હોય. આ વાત એ પણ એવો જ કંઈ ફંદો હશે આવા માનસિક વલણ સાથે કહ્યું: 'કહો.'

ડૉક્ટરે બને તેટલા રસપૂર્વક વાત કહેવાની શરૂઆત કરી: 'ગામડાનો એક માણસ શહેરમાં જાય છે. નાનીમોટી ખરીદીઓ કરી લીધા પછી બજાર છોડતાં છોકરાં માટે ચવાણા સરખું કાંઈ ખરીદવાનો વિચાર કરે છે પણ ત્યાં જ એક માણસને પેલી નવી ચીજ ખરીદતો અને રસપૂર્વક ખાતો જુએ છે ને એ નવી ચીજનું નામ તથા ભાવ જાણી લેતા એય એ, 'લાવ ત્યારે હુંય આ કેળાં જ છોકરાં માટે લેતો જાઉં" આમ કરી ડઝન કેળાં ખરીદી લે છે.

'અલબત્ત, છોકરાંને નામે પોતાની તથા પત્નીની ગણત્રી પણ એણે ગણેલી તો હતી જ, ને રસ્તે ચાલતાં એણે પેલાં ડઝન કેળાંના મનમાં ને મનમાં ભાગ પાડવા માંડ્યા: 'ત્રણ છોકરાં ને બે અમે ધણીધણિયાણી, કુલ પાંચ જણ થયાં. દરેકને બબ્બે કેળાં ભાગ આવતાં બે કેળાં વધશે. લાવ ત્યારે એ બે વધારાનાં કેળાં ચાખી તો જોઉં જો કેવાંક લાગે છે?

'પણ વધારાનાં એ બે કેળાં ચાખ્યા પછી તો ઊલટાનાં એ મોંએ લાગ્યાં. તો મારા ભાગનાં બે કેળાં હું અહીં જ ખાઈ જાઉં એમાં ખોટુંય શું ત્યારે?

'પરંતુ ભાગનાં બે પતાવ્યા પછી તો સ્વાદને સાટે જાણે ભૂખ જાગી હોય તેમ બબડવા લાગ્યો: શે'રમાં કાંઈ ચા-પાય ન પીધી! થોડીક વાર પછી મનને



કહ્યું : આ કંઈ પેટ ભરવાની ચીજ ઓછી છે ! આ તો નવી વસ ચાખવા સારું લીધી છે એટલે ઘરનાંને ભાગ અકેકેક આવશે તો ય છોકરાં તો રાજી રાજી જ થઈ જશે......લાવ ત્યારે અમારા પાંચ જણનાં પાંચ કેળાં રાખીને વધારાના ત્રણ પતાવી જ નાખું.'

વાતને ઓઠે ડૉક્ટર, પેલા ખાનાર માણસનું માનસ નગીન શેઠ આગળ દાખલારૂપે વ્યક્ત કરી રહ્યા હતા. પણ એમને ક્યાં ખબર હતી કે નગીન શેઠ તો એમના માનસને પોતાની જ તરફેણમાં ઘટાવી રહ્યા હતા. માટે જ તો એ થોડાક ખુશ થતા ડૉક્ટર સામે આંખો ઉલાળતા મનમાં ને મનમાં કહી રહ્યા હતા કે, 'એમ છે સાહેબ ! માણસની સ્વાદેન્દ્રિય એવી છે ત્યારે !'

ડૉક્ટરે આગળ ચલાવ્યું : 'પણ સાહેબ, પેલાં વધારાનાં ત્રણ કેળાં પતાવી નાખ્યા પછી પોતાના ભાગનુંય એ પતાવી ગયો : કંઈ નઈ ! ઘેર જઈને ખાતા એવું અહીં ખાઈ નાખીએ. ને પછી તો ઘરના માણસો માટે રાખેલાં પેલાં ચાર કેળાંની હવે કંઈ વાત જ કરવાની નથી એ રીતે નક્કી કરી ચાલવા લાગ્યો.

'પરંતુ જેમ જેમ ઘર નજીક આવતું ગયું તેમ તેમ એ પછતાઈ રહ્યો : હું મારા ભાગનું ખાઈ ગયો એ ઠીક તો ન જ કર્યું. વહુ બિચારી છેવટ એના ભાગમાંથીય અડધું કેળું આપ્યા વગર નઈ રે'. કે'શે અમે બધાં ખાઈએ ને તમે એકલા જોઈ રે'શો ? એટલે એને તો બિચારીને અડધા કેળામાં સ્વાદેય પૂરો સમજાવાનો નથી !

'પણ આ સાથે એના મને પેલી જ દલીલ સામે ધરી : ભાઈ ! ત્યારે ચાખવાની વસ્તુ તો આટલી જ હોય ને ? આપણ ક્યાં કરોડપતિ છીએ કે આ અમરત જેવી વસ પેટ ભરીને ખાવા મળે ! આ તો કે' છે પેલા નગરશેઠે બગીચો બનાવ્યો છે તે એમાં આ કેળાંનું ઝાડ કોક મોટા શે'રમાંથી લઈ આવ્યા છે. એટલે આ તો એને ખાતાં વધ્યાં હશે તે બજારમાં મૂક્યાં...પણ તો ય શેઠ ભલો માણસ તો ખરો. કારણ આવી ચીજ, એક આનાની એક, એ એનો અમરત સરખો સ્વાદ જોતાં કંઈ મોંઘી ન કે'વાય ને આપણે ક્યાં રોજ ખાવાં છે કે ન પોસાય. આ તો ઠી...ક ! કેળાં એવું નામ તો કો'ક ફેરા સાંભળ્યું 'તું પણ આજે વળી સ્વાદ કરી જોયો ને સ્વાદનું તો આમ જ હોય ને ?'...ને આમ લાંબું લાંબું ચક્કર લેતું એનું મન અસલ વાત ઉપર જ આવી ઊભું, 'એટલે છોકરાંને તો અડધું અડધું મળશે તો ય—અરે ચપટી–ચપટી પેલા શેવલા કરતાં તો આ અડધું કેળું તો ક્યાંય વધારે'—

ને સમયના ખ્યાલે ડૉક્ટરે વાતને વાળવા માંડી : 'ને આમ કહીને વળી એણે દરેકને ભાગ અડધા કેળાની ગણત્રી ગણીને એમ બચતનાં ખાઈ જતાં અંતે તો પેલાં પત્ની–બાળકનાં બે કેળાં ઉપરેય જીવ એનો, 'ત્યારે શું !' બબડી રહ્યો : 'ત્યારે શું ? અડધું અડધું ચખાડીને ઊલટાના એમના બચારાંના જીવ ટટળાવવા ! એના કરતાં તો હવેને ફેરે આવીશ ત્યારે એવું હશે તો ચામાં ખાંડ નાખતાં એવો ગોળ વાપરીશું ને એ બચેલા પૈસાનાં એક સામટાં બે ડઝન જ લઈ લઈશું કે પેટ ભરીને બધાં ખાશે તો ખરાં !' ને પોતે જ પોતાનો હુંકારો ભણતાં, 'ત્યારે શું ! નાહકનું આમ અડધું અડધું ચખાડીને વલખાં મરાવવાં !' કહી છેલ્લાં બચેલાં બેય કેળાં ખતમ કરી ગયો !' ને ક્ષણેક થંભી શેઠને પૂછ્યું : 'કો' હવે ! આપ જ કો'— '

પણ ત્યાં તો તકિયાને અઢેલીને પડેલા નગીન શેઠ ટટાર થઈ ગયા : 'અરે તમે જ કો'ને ડૉક્ટર, શું આમાંથી તમે સાર ખેંચ્યો ?'

ડૉક્ટરે હસવું રોકતાં કહ્યું : 'સાર તો પોતાની પત્ની અને બાળકોને મૂકીનેય આ માણસ એક ડઝન કેળાં ઓહિયાં કરી ગયો સાહેબ ! મતલબ કે એનું એ લોલુપ મન છેવટ સંતાનોનુંય—એટલે મન તો કદી ધરાતું જ નથી સાહેબ !'





ને શેઠે અહીં બરાબરની જાણે સોગઠી મારી : 'તો એવું સમજ્યા જાણ્યા પછીય તમે મારા મનને શા માટે આવડો બધો ત્રાસ આપો છો એ મને કે'શો હવે ?'

ડૉક્ટર તો ક્ષણભર અવાક જ બની બેઠા. શું બોલવું કહેવું એની કશી સૂઝ જ ન પડી. અરે જરૂર પણ ન લાગી. ઊભા થઈ જતાં એક ભારે શ્વાસ લઈ આટલું જ બોલ્યા : 'સાચી વાત છે !'

પણ પીઠ ફેરવવા જતાં તો વળી એ શેઠ તરફ ફર્યા વગર રહી જ ન શક્યા : 'અરે મારા શેઠ ! એના કરતાં તો એમ કો' કે જે સ્વાદેન્દ્રિયને ક્યારેય કાયમની એવી ધરપત જ નથી વળવાની એને—છેવટ પેલાં બાળક અને પત્ની ખાતર—ને આપની વાત કરીએ તો આ તબિયત માટે—અરે ! જિંદગી ખાતર તો સંયમ તરફ વાળી લઈએ ?'

પણ શેઠે એમ મચક આપી હોત તો વળી જોઈતું 'તું શું ! બોલ્યા : 'ત્યારે તમે ગીતા વાંચી હોય એમ લાગતું જ નથી, ડૉક્ટર. ખુદ ભગવાન અર્જુનને કે 'છે કે હે અર્જુન ! મન તો માનવીને મથી નાખનારું છે !—સમજ્યા ?'

'પછી શું પણ ? આગળ બોલોને ?'

ને શેઠ અહીં ચિડાઈ ઊઠ્યા : 'આપ મને આગળ પાછળ ફેરવ્યા વગર એમ જ કો'ને કે તમારે મને —આ કરોડપતિને ઢોરના ખાણ સરખા બાફેલા મગ ઉપર રાખી એનો આનંદ માણવો છે !' ને ઓશીકે અઢેલતાં એવી નજરે ડૉક્ટર તરફ જોયું કે—

આ જોઈ ડૉક્ટરેય એવું હાસ્ય કર્યું. સ્વગત જાણે કહેતા ન હોય, 'શું માણસ છે !' ને છેલ્લો નિર્ણય કરતાં શેઠને કહ્યું : 'તો જુઓ શેઠ ! આપના કેસમાં નાના પ્રકારના સ્વાદો સાથે મૃત્યુ સંકળાયેલું છે ને તે પણ પારાવાર હેરાનગતિને અંતે. જ્યારે મોળા મગમાં ભલે હરફરની રીતની પણ જિંદગી જોડાયલી છે ને તેમાંય મનનાં આ વલખાં ઉપર સંયમ રાખશો તો તો અસલનું જીવન પામી પણ શકો. પણ ખેર ! અત્યારે હવે છૂટથી ખાવું યા બાફ્યા મગ ઉપર રે'વું આ બેમાંથી મન થાય એ રસ્તો ખુશીથી આપ હવે લઈ શકો છો.' ને ચાલતા થયા.

જ્યારે ચોંકી ઊઠેલા શેઠ રુદન અને અકળામણ સાથે શબ્દોય બરાડી ઊઠ્યા : 'નહિ ડૉક્ટર, એમ નહિ ! મારે તો છેવટ કરોડ રૂપિયાને ભોગેય પેલાં ડઝન કેળાં હજમ કરી જનાર હોજરી જ—'

ને લીફ્ટમાં દાખલ થતાં ડૉક્ટર શેઠને આપવા સરખો કંઈ જવાબ જ ન હોય તેમ મૂંગા રહી નાનાવિધ જેનું લાલન કર્યું હતું એ જ સ્વાદેન્દ્રિયને અત્યારે દુશ્મનની ગરજ સારતી જોઈને લીફ્ટનું બટન દબાવતાં ભારે એવો વિશ્વાસ જ નાખી રહ્યા—

ને નીચે સરી રહેલી લીફ્ટ સાથે સંગત અસંગત એવા અનેક વિચાર ઊમટી આવ્યા. ડઝન કેળાંની ચટણી કરી જનાર ગરીબ માણસ ને એની પેલી હોજરી, બાફેલા મગ ને કરોડપતિની, સ્વાદેન્દ્રિયનાં નાનાવિધ લાલન એ જ પાછાં દુશ્મન મન !...

ને ત્યાં જ લીફ્ટ બહાર પગ મૂકતાં ડૉક્ટરના હોઠમાંથી કોઈક ઠેકાણે વાંચેલી પેલી કાવ્યપંક્તિ મનના જાણે કશાય તાલમેલ વગર સરી પડી :

'સજની ! તમે રે વેલી ને અમે તાડ—
સરજનહારે સરજિયાં હો-જી !'

★

પ્રો. હસિત બૂચ

## હાલી ગયાં !

ઉચરે છબીવર
'હાલી ગયાં !' ચાંપ થકી લઈ કર !

હૃદયે નિરંતર
(મૂંગાં છતાં સમજતાં) મચતી જ ફરફર;
મીઠું અમે બે મલક્યાં પરસ્પર !

★



દ. બા. કાલેલકર

# નવું પ્રજાસત્તાક ઘાના

માનવી તો ગુલામીને સહી જ નથી શકતો. તેને યોગ્ય માર્ગદર્શન મળે અને સાથે તેની ચાણક્ય બુદ્ધિ ભળે એટલે તેને ગુલામીમાં રાખનાર સામે બંડ ઉઠાવે એવું જ તાજું પ્રજાસત્તાક બનેલું આફ્રિકાનું નાનું સરખું રાજ્ય આ લેખમાં તાદૃશ થાય છે......

જે કોમનવેલ્થના આપણે એક સભ્ય છીએ તેમાં આ માર્ચની છઠ્ઠી તારીખે એક નવા સભ્યનો ઉમેરો થયો. 'ઇન્ડિયા'નું આપણે જેમ 'ભારત' કર્યું તેમ જ 'ગોલ્ડકોસ્ટ'નું એ લોકોએ 'ઘાના' નામ પાડ્યું. ગોલ્ડકોસ્ટ એ કંઈ આફ્રિકન નામ નહોતું. ત્યાંના લોકોને એ નામ માટે ઉત્સાહ કે આદર પણ નહોતા. ઘાના જ્યારે સમૃદ્ધિશાળી સામ્રાજ્ય હતું ત્યારે તેણે આસપાસના પ્રદેશમાં સંસ્કૃતિ અને સમૃદ્ધિ ફેલાવવાનું કામ હજારેક વરસ સુધી કર્યું હતું.

આ ઘાના સામ્રાજ્યની રાજધાનીનું નામ ઘાના અથવા ઘનાટા હતું. પછી એનું નામ થયું વલાટા.

ટિમ્બક્ટૂ શહેરનું નામ અંગ્રેજ લોકોના બોલવામાં અને તેમના સાહિત્યમાં ઘણીવાર આવે છે. ટિમ્બક્ટૂ શહેર સહરાના રણના કિનારા પર અને આ વલાટાની પાસે છે. પુરાણકાળમાં ત્યાં એક વિશ્વવિદ્યાલય હતું. ઘાનાની સ્થાપના લગભગ ઈ. સ. ૩૦૦ માં થઈ. અહીંનું રાજકુટુંબ ક્યારેક બર્બર તો ક્યારેક નીગ્રો વંશનું હતું. બન્ને જાતિઓ સાથે સાથે રહેતી હતી. આપણે જેમ આફ્રિકાના બધા લોકોને હબસી કહીએ છીએ તેમ અંગ્રેજી જાણનારા બધા લોકો અત્યારે આફ્રિકાના બધા લોકોને અને આફ્રિકાથી અમેરિકા જઈ વસેલા લોકોને નીગ્રો કહે છે. ખરી રીતે હબસી લોકો તો ઇજીપ્ત અથવા મીસરની દક્ષિણે ફક્ત ઇથોપિયામાં જ રહે છે. ઇથોપિયાને અત્યારે અબસીનિયા પણ કહે છે. આ એક સ્વતંત્ર રાજ્ય છે અને ત્યાંના શહેનશાહ ખ્રિસ્તી છે.

નાઈગર નામની નદી ઉપરથી નીગ્રો થયું છે. આ નાઈગર નદી પશ્ચિમ આફ્રિકામાં થઈને નાઇજીરિયામાં દાખલ થાય છે અને દક્ષિણ તરફ ફંટાઈને આટલાંટિક મહાસાગરને મળે છે. ઘાના સામ્રાજ્યની મુખ્ય નદી તો કદાચ વોલ્ટા જ છે. તેની બે શાખાઓ સફેદ અને કાળી વોલ્ટા નામે ઓળખાય છે. ઘાના પછી મેલ્લે અને તે પછી નાઈગરને તીરે આવેલી ગાઓ નગરી રાજધાની થઈ. ઘાના, આશાન્ટી અને ફાન્ટે એ ત્રણેયનો ઇતિહાસ મળીને ગોલ્ડકોસ્ટનો ઇતિહાસ થાય છે.

આ ઘાના નામથી પશ્ચિમ આફ્રિકાની બધી આફ્રિકન જાતિઓની સ્વાતંત્ર્યપ્રિયતા જાગે છે. અને આ નામમાં આ આખા પ્રદેશને એક કરવાના મંત્ર જેવી શક્તિ પણ છે. આ ઘાના ઉપરથી જ ગોરાઓએ સોનાનું ચલણ કરેલું તેનું ગિની નામ પડ્યું. આ રાજ્યની દક્ષિણે જે સમુદ્ર છે, તેને આજેય ગલ્ફ ઓફ ગિની કહે છે. આ પ્રદેશમાંથી જે સોનું યુરોપમાં જતું તેના સિક્કાને પણ અંગ્રેજો ગિની કહેવા લાગ્યા. આજે આપણા દેશમાં પણ આપણે ગિનીગોલ્ડ જાણીએ છીએ.

ઘાના રાજ્યની સંસ્કૃતિ યુરોપની સંસ્કૃતિ કરતાં વધારે ઊંચી હતી. તેમણે સારી સારી ઇમારતો બાંધી હતી. ન્યાયનું રાજ્ય હતું. સાહિત્યમાં કવિતા અને ઇતિહાસનાં પુસ્તકો હતાં. મોટા ભાગનું સાહિત્ય અરબીમાં હતું. જેમાં ખેતી, વૈદું અને વિજ્ઞાનનાં પુસ્તકો પણ મળતાં હતાં. ટિમ્બક્ટૂના વિશ્વવિદ્યાલયમાં એક હજાર વિદ્યાર્થીઓ ભણતા હતા અને સ્પેનથી માંડીને ઇજિપ્ત સુધી સાંસ્કૃતિક સંબંધો રાખતા હતા.

આખરે પોર્ટુગીઝોએ અને મોરોક્કોના રાજાએ આ રાજ્યનો નાશ કર્યો. ગોલ્ડકોસ્ટના લગભગ બધા નેતાઓ જ્યાંથી તૈયાર થયા છે તે આચીમોટા આજે પશ્ચિમી સંસ્કૃતિનું કેન્દ્ર છે.





વાસુદેવ શરણ અગ્રવાલ

# પાનખરનાં પાંદડાં

મોટી મોટી યોજનાઓ અને તેની પાછળ ખરચાતાં ધૂમ નાણાંનો 'ભૂદાન યજ્ઞ' અુપરથી ટૂંકાવીને અનુવાદ કરેલા આ લેખમાં આપણા એક વિચારક લેખક અચ્છો ખ્યાલ આપે છે. આપણી લોકશાસનની રીતિનીતિમાં જે ધરમૂળનો પલટો લાવવાનો છે તે પણ આ વાંચવાથી સૂઝે છે......

સીતારામ એ રામનું નહિ, એક માણસનું નામ છે. સૂરજના તેજથી છવાયેલા મારા ઓરડામાં એ હમણાં જ આવીને ઊભો રહ્યો. દુઃખભર્યો એ હાડપિંજરને જોઈને અને એની કરુણ વાત સાંભળીને વેદની પોથી મારા હાથમાંથી પડી ગઈ ને મારું ચિત્ત વિહ્વલ બની ગયું.

સીતારામે કહ્યું: 'થોડા દિવસ પહેલાં હું તમારે ત્યાં કામ કરી ગયો હતો—ઓળખ્યો મને?' મેં હા પાડી, એટલે એ કહે: 'તમારો એક રૂપીઓ લઈને હું જતો રહેલો. તમને કીધા વિના જ મારે ગામ જવું પડ્યું. થયું એવું કે મારો જે ભાઈ ઓરિપતાલે પડ્યો હતો, ને જેને સારુ મોસંબી લેવા તો મેં તમારી કનેથી રૂપીઓ લીધેલો, તે આગલી સવારે જ ગુજરી ગયો. મને બહુ વસમું લાગ્યું, ને હું ગામ જતો રહ્યો.'

મેં પૂછ્યું: 'પછી ગામમાં જ કેમ રોકાયો નહિ?'

એ કહે: 'ત્યાં શું રોકાય, બાપુ? ત્યાં તો ધૂળ ને ઢેફાં છે. જે થોડું ભગવાને દીધું 'તું એ બરબાદ થઈ ગયું. હવે આપદાનો પાર નથી.' પછી પોતાનું ફાટેલ ખમીસ ને ફાળિયું બતાવીને કહે: 'જે છે તે આ ફાટલ–તૂટલ લૂગડાં છે. હવે વળી કાંઈક કામધંધો મળે તો નવાં લેવાય.' આટલુંયે સીતારામ બોલ્યો તે તો વાતનો કાંઈક અંત લાવવા. બાકી એની દશા એવી હતી કે દિવસ આખો પરસેવો પાડે તોયે સાંજ પડ્યે ઘરનાં ચાર માણસનાં પેટ માંડ ભરાય. મજૂરીમાંથી પેટપૂર રોટલો મળે એ પણ કાંઈ ઓછું કહેવાય? પછી કપડાંની તો વાત જ કેવી!

લગભગ બે મહિના પહેલાં એક દિવસ આવી જ હાલતમાં એ આવેલો. ત્યારે પણ આવા જ દીનભાવે એ બોલેલો: 'બે દીથી બટકું રોટલોય નથી દીઠો; મને કાંઈક ખાવા આપો, ને પછી કામ ચીંધો એ કરું.' એનું એ વાક્ય તીરની જેમ મનને વીંધીને જતું રહ્યું. અર્થશાસ્ત્ર અને રાજનીતિના, ધર્મશાસ્ત્ર ને નીતિના તમામ આદર્શો મને ખટકવા લાગ્યા. સીતારામ તો કેવળ એક નમૂનો છે. એ દેહથી ને મનથી ભાંગી પડેલો છે. એ કામ માગે છે—પણ કામ નથી. કામના અભાવે એની કેડ ભાંગી નાખી છે. 'કામ આપો!' એ જ આજે લાખો–કરોડો ભુજાઓની પુકાર છે. એક ઘડી માટે પણ એ માગણીને ટાળી શકાય તેમ નથી. સીતારામ જેવા ઈમાનદાર માણસથી કોઈ પણ સમાજની શોભા વધી શકે.

---

જે લોકોને ગુલામીમાં દિવસો વીતાવવા પડ્યા હોય, જાતજાતનાં દુઃખ ને અપમાન સહેવાં પડ્યાં હોય તેમને પોતાનો આત્મવિશ્વાસ ફરી મેળવવા પ્રાચીન ગૌરવની યાદ બહુ કામ લાગે છે. ફક્ત સ્વાભિમાનને જ આ યાદ નથી વધારતી. લગભગ મરવા પડેલા દિલમાં નવો પ્રાણ ફૂંકવાની મંત્રશક્તિ તેમાં હોય છે અને વીંખાયેલા જૂથને ભેગાં કરવાના કીમિયા પણ તેમનામાં હોય છે. પશ્ચિમ આફ્રિકાના રહેવાસીઓને માટે ઘાનાના ગૌરવની યાદ ઓછામાં ઓછી એક બે પેઢી સુધી તો જરૂર પ્રેરણા આપશે જ. અને પછી અહીંની પ્રજા એવો કોઈ પુરુષાર્થ કરી બતાવશે કે પછી એ ઘાનાને પોતાના નવા ગૌરવથી જોતા જોતા ફીકું કરી દેશે. પ્રાચીન ઘાના સામ્રાજ્ય હતું. આજનું ઘાના લોકરાજ્ય થશે અને આપણે ભગવાનને પ્રાર્થના કરીએ કે આ યુગની શાન્તિની અને માનવતાની માગને પૂરી કરવામાં તે મદદરૂપ થાય.





એને દુઃખ એ વાતનું હતું કે, અરેરે, પારકા રૂપીઓ મારી પાસે કેમ રહી ગયો ! એની સચ્ચાઈ તો એથીયે આગળ જાય છે કે એ કામ કરીને, મહેનત કરીને, કમાઈને જીવવા માગે છે. ભીખમંગા આળસુઓની પલટનમાં એ જોડાવા માગતો નથી. પણ એના જીવવાનું ઠેકાણું નથી. કામ એને જીવતો રાખી શકે તેમ છે. કામ એને બે પૈસાનો ટેકો દઈ શકે તેમ છે. પણ એટલુંયે કામ છે ક્યાં : એ જ આજનો મોટો સવાલ છે. ગામડાં કામ વિનાનાં સુનસાન છે. એમાં જીવનની સુરખી નથી. ગામડાંની ગોદમાં જે વસેલાં છે તે પાનખરનાં પાંદડાં સમાં પીળાં પડેલાં છે. એમાંનો જ એક નમૂનો છે સીતારામ. વીજળીના અધખુલ્લા તારની જેમ એ મને સ્પર્શી ગયો છે.

આ બહુ મોટી સમસ્યા છે. એનો ઉકેલ કેમ કરીને આવશે? કોણ લાવશે? મને સ્વરાજનો વિચાર આવ્યો. પહેલાં પારકા રાજમાં આપણું મન ક્રોધથી ભરાઈ જતું. પણ આજે તો એમ પણ થાય તેમ નથી, કારણ કે સ્વરાજમાં બહારની આડખીલીનું બહાનું ન ચાલે. આજે તો, જેમનાં હાથમાં સત્તા છે તે નેતાઓનો વિચાર જ તરત આવે છે, ને સીતારામનાં દુઃખની જવાબદારી એમની ઉપર નાખી દેવાનું મન થાય છે. શું એમને સીતારામની ખબર નથી? કે પછી એ દેખાતા નથી? એવું તો બને જ નહિ, અથવા માની લેતાં જીવ ચાલતો નથી. કારણ કે સીતારામ એક-બે નથી—એની તો ઠઠ જામી છે. ચારે કોર સીતારામની મૂર્તિઓ ખોડાઈ ગઈ છે. એવું કયું ગામ શહેર હશે જ્યાં ભારતના એ જીવતાં હાડપિંજરો નહિ હોય? નેતાઓ બહુ મોટા છે. જનતારૂપી કીડી-મકોડી એમને દેખાય છે ખરી? જો દેખાતી હોય તો પછી આ રોગનો ઈલાજ કરવો એ શું એમના ગજા ઉપરવટનું છે? નેતાઓને કામ ખૂબ રહે છે. સમયનો અભાવ જ એમને સીતારામની સમસ્યા વિશે વિચાર કરવાનો અવકાશ નહિ દેતો હોય એમ લાગે છે. પણ એ પોતાનું કામ સામે ચાલીને શીદને વધારી મૂકે છે? ઉદ્‌ઘાટનો, ભાશણો અને મહોત્સવોનું ચક્કર શું થોડા સમય સુધી પણ થંભાવી શકાય તેમ નથી? સમય, શક્તિ અને દ્રવ્યની જેટલી બરબાદી આજે ઉદ્‌ઘાટનો વગેરે પાછળ થઈ રહી છે તેને કોઈ બુદ્ધિશાળી માનવી પાંચ વરસ માટે રોકી શકે તો એ દેશની મોટી સેવા કરશે. ઉદ્‌ઘાટનો વગેરેએ આપણી સ્ફુરુતિને અસ્વાભાવિક બનાવી મૂકી છે. સ્વાભાવિક રીતે પોતપોતાનું કર્તવ્ય કર્યે જવાનો રસ આપણે ખોઈ બેઠા છીએ. દેખાવ અને આત્મસ્લાઘા એ જ આપણો ખોરાક બની ગયાં છે.

પણ સીતારામની આપદા બહુ મોટી છે. ઉદ્‌ઘાટનોમાંથી આપણી જાતને આપણે ઉગારી લઈએ ને એને વિશે વિચારવા માંડીએ તો પણ એનો આરો નહિ આવે. એ દુઃખ ફેડવા માટે આપણે થોડુંક પાછળ જવું પડશે. આપણા વિચારોનું ધ્રુવબિંદુ જ જાણે કે આપણે ખોઈ બેઠા છીએ, ભારતની માનવ-સંપત્તિ વિશે આપણે ફરી વિચાર કરવો પડશે. જે બિંદુ પર ઊભા રહીને ગાંધીજીએ વિચારેલું, ત્યાં શું આપણે આજે ફરી પહોંચી શકીએ તેમ છીએ? કે પછી આપણે એમ માની લીધું છે કે દસ વરસમાં આપણે એટલી બધી પ્રગતિ કરી નાખી છે કે હવે ત્યાં પાછું ફરવું શક્ય નથી? આપણે હવે માનવીનો નહિ, મશીનનો જ વિચાર કરીએ છીએ. મોટા મોટા બંધો વડે ગામેગામ વીજળી પહોંચાડશું ત્યારે કારખાનાં ખૂલશે ને એમાં માણસને કામ મળશે—એ આપણા વિચારના ઢંગ છે. પણ માનવીના હાથમાંયે વીજળીની શક્તિ પડેલી છે એવી આપણી આસ્થા ડગી ગઈ છે. આ પાંત્રીસ કરોડ માનવીઓને ઘટાડીને શું આપણે એટલી સંખ્યા પર લાવી શકશું કે એ બધાને પછી યંત્રો કામ દઈ શકે? મનુષ્યના હાથ બેકાર પડ્યા છે અને આપણે યંત્રોને માટે ચાંદીની નદી વહાવી રહ્યા છીએ. ભારતની બે પંચવાર્ષિક યોજના કેવળ માનવીની બેકાર પડેલી ભૂજાઓના બળ ઉપર ચલાવી હોત તો એ હાથોને કામ મળી જાત, દેશની પાસે જે મૂડી છે તેનો સાચો ઉપયોગ થાત અને વિદેશો પાસેથી ઉધાર માગવાની વૃત્તિ પણ ન કેળવવી પડત.

પરંતુ એમાં બીજી પણ એક વાત થાત. યોજનાઓને માટે આજે જે જરૂરી મનાય છે તે સરકારી અફસરોની પલટનનો પણ જુવાળ ન આવત, ને એ બિચારા પણ સજ્જનોની જેમ પોતાના હાથ વડે કાંઈક ઉત્પાદક શ્રમ કરતા હોત. આશ્ચર્યની વાત છે કે આટઆટલા અનુભવ પછી પણ નેતાઓએ જનતાનો ભરોસો છોડીને અમલદારો પર આધાર રાખ્યો. અમલદારોની એવી ભરતી આવી છે કે પહેલાં જ્યાં એક હતો ત્યાં આજે નવા નામ-રૂપ હેઠળ દસ-દસ બેસી ગયા છે. બીજી યોજના દરમિયાન જો સવાએક કરોડ અમલદારો વધી ગયા તો નક્કી માનજો કે દેશને અને તેની તિજોરીને આપણે કાયમને માટે ગીરો મૂકી દેશું.

કોઈ પણ યોજનાની કસોટી એ છે કે એમાંથી બેકારોને કામ કેટલું મળે છે? 'સીતારામો'ને જીવવા માટે કામ જોઈએ છે. એમને જીવતા રાખવા માટે કામ દેવું પડશે. કામ સરકારી નોકરો માટે નહિ—કામ કિસાનો માટે, બેકાર મજૂરો માટે અને સ્ત્રીઓને માટે ખપે છે; અને તે પણ એવું કામ નહિ કે જે એમને ઉખેડીને શહેરમાં કે કારખાનામાં લઈ જઈને ફેંકી દે. એમનાં ગામ કૂબામાં કામનો એવો દીપક પ્રગટાવવો પડશે કે જેમાં એમના શ્રમનું તેલ પુરાય.

આજની દશામાં તો એ માનવું મુશ્કેલ બની ગયું છે કે જનતાને સ્વરાજ મળ્યું છે. જનતંત્ર આવતું આવતું વાટમાં જ ક્યાંક અટકી પડ્યું છે. રાજાઓ અને ઠાકોરોની ખુશામત કરવાની રસમ હવે નવા સ્વરુપે ફૂલીફાલી રહી છે, અને એ-ના એ ઠાઠ-માઠ ને રંગતમાં આપણે જનતાના ધનનો ધૂમાડો કરી રહ્યા છીએ. રાત-દિવસ, બસ, ઉત્સવોની ધૂમ મચેલી છે—જાણે કે દેશની હવે કોઈ ચિંતા જ કરવાની આપણે રહી ન હોય, ને ગાઈ-બજાવીને એટલું જ જાહેર કરવાનું બાકી રહ્યું હોય કે 'અમે સુખી છીએ'! બહારવાળાઓ આપણે વિશે શું ધારે છે, એમની નજરમાં આપણે કેવાં દેખાઈએ છીએ, એ બધી ચિંતા કરવી તે તો પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીના જેવી મનોદશા છે. આપણે તો ઘરનું દારિદ્રય ફેડવું છે, 'સીતારામો'ના પેટની જ્વાલા બુઝાવવી છે. પહેરણ પહેરવા સીતારામ પાસે કાપડ જ નથી ત્યાં એ એનાં 'કટ' ને સજાવટનાં ભાશણોમાં શું સમજવાનો હતો? એનો ચીંથરેહાલ વેશ અને પેટમાં ધધકતી આગ એ આપણાં કલંક છે. આજે એ ઉદાસીન અને લાચાર બનીને ખડો છે. એ એટલો પિસાઈ ચૂક્યો છે કે હવે ટટ્ટાર ઊભો પણ નથી રહી શકતો. એનો કંઠ રુંધાઈ ગયો છે; અને આપણા તમાસા જોઈને તો એ મૂઢની જેમ સ્તબ્ધ બની ગયો છે. ભારતના કિસાનમાં ક્રાન્તિ કરવાની નવી શક્તિ હવે રહી નથી લાગતી. એ તો વાટ જુએ છે કે આકાશમાંથી વિમાન ઊતરશે, ને સહુ સારાંવાનાં થઈ રહેશે! ત્યાં સુધી જીવતા રહ્યા તો નસીબ—અને ન રહ્યા તો ય કિસ્મત.

જે સીતારામને બે દિવસથી ખાવાનું નથી મળ્યું એને પહેલાં કાંઈક ખવરાવો, ને એને કામ આપો—એટલી જ આ ઘડીની પ્રાર્થના છે. ભારત-ભૂમિના કરોડો 'સીતારામ' કરુણા, સહાનુભૂતિ અને સહાયતાને પાત્ર છે. એમના જ રક્તની લાલીથી આપણા ઉત્સવોમાં રંગ આવે છે.

★

**પ્રો. પુરુષોત્તમ મિસ્ત્રી**

**મલય**

ગ્રીષ્મના તડકા વિષે વાતો મંદ મંદ મલય:
સૃષ્ટિનાં કેટલાં મોટાં કાવ્યનો મ્હાલતો લય!

★



રંભાબેન ગાંધી

# જાય રે ઘૂંઘટડાની લાજ

ગુજરાતમાં એકાંકીઓની સરળ શૈલીનાં લેખિકા તરીકે જાણીતાં લેખિકા-બહેનની આ નવી નાટિકા એવી જ રસળતી શૈલીમાં લખાયેલી છે. શ્રી રંભાબેનનો નવો એકાંકી-સંગ્રહ 'પરણું તો એને જ' આ નાટિકા સાથે તુરતમાં જ પ્રગટ થશે......

પાત્રો :

કમળ, તરલા, ભારતી, સવિતા, યોગેશ, પુષ્પા અને દિલીપ.

[ સારા ઘરનો બેસવાનો ઓરડો. એ પ્રમાણેનું ફર્નિચર. પડદો ઊઘડે ત્યારે દિલીપ અને તેની બા સવિતા વાત કરતાં દેખાય છે. ]

સવિતા : તને કહી દીધું ને કે જ્યાં સુધી હું બેઠી છું ત્યાં સુધી એ છૂટ નહિ ચાલે.

દિલીપ : પણ બા ! અમારે તો તું બેઠી છે ને ત્યાં સુધીમાં જ એ છૂટ લઈ લેવી છે, એનું શું ?

સવિતા : બાપદાદાના વખતથી લાજ કાઢતાં આવ્યાં છીએ, એ બધાં શું મૂરખાં હતાં ને તું આજ ડાહ્યો નીકળ્યો ?

દિલીપ : બા, લોકો તો કહે છે જ કે દિલીપમાં ડહાપણ તો એની માના જેવું જ આવ્યું છે. આખરે તારો દીકરો છું ને. કંઈ જેવી તેવી વાત છે !

સવિતા : બહુ ડાહ્યો છું તે જાણ્યું. તારું ડહાપણ તારી પાસે જ રહેવા દે.

દિલીપ : ના-ના-બા, એમ સ્વાર્થી થવાય ! બધાને થોડું થોડું વહેંચી આપવા માગું છું.

સવિતા : બોલવામાં તને કોઈ નહિ પહોંચે.

દિલીપ : તો બા. કહી દે ને હા કે પત્યું. કહી દે કે આજથી લાજ-ઘૂમટો બંધ.

સવિતા : શી રીતે કહી દઉં ? વાત ગળે તો ઊતરવી જોઈએ કે નહિ ? તારી માએ, દાદીએ, દાદીની દાદીએ ને એની...

દિલીપ : બા, બસ કરો, હવે એક પણ પેઢી આગળ ન જતાં, કારણ કે આપણાં મૂળ દાદીએ તો લાજ કાઢેલી જ નહિ.

સવિતા : તું જોવા ગયો 'તો ?

દિલીપ : જોયું નથી પણ વાંચ્યું તો છે ને ? આગળના સમયમાં લાજ, ઘૂમટો કે પડદો હતાં જ નહિ. સ્ત્રીઓ ખુલ્લે મોઢે જ ફરતી. આ રિવાજ મોગલના સમયથી શરૂ થયો છે, કારણ ત્યારે સ્ત્રીના બચાવ માટે જરૂર પડી. ઉપરાંત મોગલોમાં એ રિવાજ હતો તેની પણ થોડી અસર થઈ. પણ આજે તો લાજનો રિવાજ રાખવા માટે એક પણ કારણ નથી. છતાંયે સાપ ગયા ને લીસોટા રહ્યા તે મુજબ લાજ શરૂ થવાનાં કે રાખવાનાં કારણ ગયાં, પણ એ ખરાબ રિવાજ ચોટી ગયો તે ચોટી જ ગયો છે. પણ હવે તો એને કાઢ્યે જ છૂટકો છે.

સવિતા : કંઈક બોલું તો લાંબું ને લચ ભાષણ સંભળાવી દે છે. ને માને બોલતી જ બંધ કરી દે છે ! પણ હું તો મારે એટલું જાણું કે કરતા હોઈએ તે કર્યાં કરીએ ને ખાલી મફતનાં ગામની આંખે ન ચડીએ.

દિલીપ : ને હું તો મારે એટલું જાણું કે ખોટું લાગે તેને ત્યાગીએ...ને ગામને પણ યોગ્ય માર્ગે દોરીએ.

સવિતા : દિલીપ ! તને કહી દીધું ને કે મને એ વાત રુચતી નથી, સો વાતની એક વાત.

દિલીપ : બા ! મેં પણ તને કહી દીધું કે અમને અમારું જીવન રુંધનારી લાજ રુચતી નથી, સો વાતની એક વાત.

સવિતા : ભલો થઈને મારું માથું પકવ મા ! તારે જે કરવું હોય એ કરજે. જા !

દિલીપ : જો બા ! તેં જ કહ્યું છે કે 'જે કરવું હોય એ કરજે.' હવે ફરી નહિ જવાનું હાં.

સવિતા : તું તો બોલ્યે પણ બાંધે છે.

દિલીપ : ને તું ખોટા રિવાજે બાંધે છે.

સવિતા : તું જ વિચાર કર કે બધા લાજ કાઢશે ને તારી વહુ ઊઘાડા હાથે ફરશે એ કંઈ બહુ સારી લાગશે !

દિલીપ : પહેલી વાત એ કે આ સવાલ મારી વહુનો જ નથી. સૌનો છે. બીજી વાત, તેં વહુ કંઈ ખરાબ નથી શોધી. ઊઘાડા હાથે ફરશે તોયે શોભશે ખરી, હં બા !

સવિતા : છે જરાયે શરમ તને !

દિલીપ : કહે ને કે 'આજકાલના છોકરાઓએ શરમ નેવે મૂકી.'

[ મા બોલતી હોય તેમ ચાળા પાડીને બોલે છે. ]

સવિતા : તે મૂકી જ છે ને.

દિલીપ : બા ! આજ તું જરૂર ગુસ્સામાં છે. નહિ તો તારી વહુનું હાથું ન કહેત, મોઢું કહેત.

સવિતા : ગુસ્સો આવે એવું કરે છે તે આવે જ ને !

દિલીપ : બા ! તું ખુશીમાં હો ને ત્યારે કમળ કહે છે. ને ક્રોધમાં હો ત્યારે તારી વહુ ને એથી વધારે ક્રોધમાં હો ત્યારે તારી બાયડી !!!

સવિતા : તારે કંઈ કામધંધો છે કે નહિ ! જા અહીંથી.

દિલીપ : આ ચાલ્યો નાવા. પણ બા, આપણી ચર્ચામાં ઇન્ટરવલ પડ્યો છે હાં. આવ્યંને પછી ચર્ચા ઉપાડવાની છે.

[ જાય છે. ]

સવિતા : મારા શા ભોગ લાગ્યા છે કે તારી સાથે ચર્ચા ઉપાડું.

ભારતી ( આવે છે ) : બા ! દિલીપભાઈએ શેની ચર્ચા ઉપાડી છે ?

સવિતા : એની એ જ...લીધી વાત મૂકે એવો નથી તો.

ભારતી : હોય. કહે છે ને છોરુ કછોરુ થાય, પણ માવતર કંઈ કમાવતર થાય ? બા ! એ જો લાંબી વાતનો તંત ન મૂકતા હોય તો પછી તમે મૂકી દીયો. કેમ બરાબર છે ને બા !

સવિતા : ચોરનો ભાઈ ઘંટીચોર...તું પણ એ જ ટોળકીની છે.

ભારતી : જુઓ બા ! તમે મને એમાં ન સંડોવતા.

સવિતા : તું તો જરાક વિચાર કર. શું સૌની હારે લોલમલોલ કરવા માંડે છે ! મારે તો બહાર મોઢું દેખાડવું ભારે થઈ પડે છે.

ભારતી : ખરી વાત છે વળી, મેં પણ બધાને એ જ કહ્યું કે, ભાઈ લાજમાં મોભો છે, શરમ છે, મલાજો છે, મર્યાદા છે, પણ બા ! એ મારું માનતા જ નથી ને.

સવિતા : રહેવા દે ને બાને બનાવવી. તુંયે કંઈ ઓછી નથી...ચોરને કહે ચોરી કરવા આવજે ને ઘરનાને કહે જાગતા રહેજે. એય કોર ઢોલકી વગાડે એવી છે !

ભારતી : જુઓ બા ! તમે મને અન્યાય કરો છો હાં, હું તો બિ...લકુલ તમારે પક્ષે છુ. ન માનતાં હો તો પૂછી જોજો દિલીપભાઈને.

સવિતા : જહલો જોગી ને માલો મકવાણો...દિલીપ-ભાઈ ને તું સૌ સરખાં જ છો. તું મોટી થઈને, નાનાની ટોળીમાં ઘૂસી જાય છે એ શું સારું કહેવાય ? જરાક તારો માનમોભો તો જાળવ.

ભારતી : ઘણીયે જાળવવા પ્રયત્ન કરું છું...પણ બા ! દિલીપભાઈ ને કમળ...મને જોરથી એમની વચ્ચે બેસાડી દે છે.

સવિતા : એ તો બેસાડે. પણ તારે સમજવું જોઈએ કે નહિ ? સાલું નાના મોટાનુંયે કંઈ હોય કે નહિ ?

ભારતી : હું પણ એ જ કહું છું ને ? આખરે ગમે તેમ તોયે હું મોટી કહેવાઉં.

સવિતા : તે છું જ ને. તારામાં તારાપણું જ હશે તો કોઈ માન દેશે.

ભારતી : એ જ દુઃખ છે ને ! મારામાં મારાપણું જ નથી ને, બા !



સવિતા : તું બોલે છે ને મને કંઈ થઈ જાય છે. તને કેટલી વાર કહું કે આખરે તું ઘરમાં મોટી છે.

ભારતી : મેં પણ દિલીપભાઈને એ જ કહ્યું કે હું મોટી છું—ગમે તેમ તોયે તમારી મોટી ભાભી... ત્યારે એમણે શું કહ્યું જાણો છો બા ! એ કહે જરાયે મોટાં નથી...વરસમાં તો તદ્દન મારા જેવડાં છો—બલ્કે ૭ મહિના નાનાં છો...લીયો હવે તમે જ કહો, હું શું કહું ?

સવિતા : પણ તારું માથું તો મોટું ખરું કે નહિ ?

ભારતી : હાસ્તો વળી કેમ નહિ ? મેં એ પણ કહ્યું ત્યારે દિલીપભાઈ કહે : ' પહેરી જુઓ મારી ટોપી, તમને નાની પડે છે કે મોટી '—એમ કહીને મારે માથે ટોપી મૂકી દીધી. ને બા ! મને ખૂબ મોટી પડી...શું કરુ ! માથુયે આવું નાનું નીકળ્યું.

સવિતા : કહું છું નહિ, બધાંયે સરખાં જ ભેગાં થયાં છો. કાકામાં કોણ નથી ને મામામાં મણા નથી. મને તો હતું કે તું સમજીશ ને એ બધાંને સમજાવીશ, પણ તુંયે એમની ગાડીએ ચડી બેઠી છું.

ભારતી : ના...બા, એમ તો હું તમારે પક્ષે જ છું ! મેં એમને ચોખ્ખું કહી દીધું છે કે બાએ ઘરમાં આટલી છૂટ આપી છે તે કંઈ ઓછું છે ? મારે હવે વધારે ન માગો, પણ બા, એ બધાં એવાં છે કે આંગળી દેતાં પોંચે ગળે ..ખરું કહું છું. તમે આંગળી આપીને, એ જ ખોટું કર્યું.

પુષ્પા : આવું કે માસી !

સવિતા : આવ...આવ...

પુષ્પા : કેમ છો ભાભીશ્રી પાંચ ?

ભારતી : ભાભીશ્રી તો મજામાં છે, નણંદબા કેમ છે ?

પુષ્પા : ' પૂછશો માં કોઈ પૂછશો માં મારા હૈયાની વાતડી પૂછશો માં. '

સવિતા : પુષ્પા ! તું પરણી તોયે આવી જ રહી.

પુષ્પા : કૂતરાની પૂંછડી. ફાવે એટલી દાટોને વાંકી ને વાંકી જ. માસીબા ? તરલા ક્યાં ગઈ ?

સવિતા : ટપાલ નાખવા.

પુષ્પા : હં...ભાભીની ટપાલ હશે ને મોટાભાઈને લખાણી હશે.

ભારતી : કલ્પના કંઈ ખોટી નથી.

પુષ્પા : માસી ! તમે કેવાં સારાં સાસુ છો...મારાં સાસુને જો ખબર પડે કે મેં એમને કાગળ લખ્યો છે તો શું કહે ખબર છે ?

સવિતા ( હસીને ) : શું કહે ?

પુષ્પા ( સાસુ જેમ ચાળા પાડીને બોલે છે ) : અરરર...રાત ને દાડો...કાગળ જ ઢહડ્યા કરે છે...કાગળ જ ઢહડ્યા કરે છે, કોણ જાણે બઈ શુંયે લખવાનું હશે...બચારાને ઠરીને ઠામ થાવા નહિ દે...છાશવારે કાગળ ઢહડે છે.

[ સવિતા-ભારતી હસે છે. ]

સવિતા : એલી આમ સાસુના ચાળા પડાય ?

પુષ્પા : સાંભળો તો ખરાં માસી ! પછી હું કહું કે, બા ! ખાલી ખુશીખબર લખ્યા છે. ત્યાં તો સાસુજી વદે ' હું બધું જાણુ છું. ભણેલીયું બહાર નહિ એટલી બીજી માલાકાર હોય છે...લખતી હશે સાસુની ફરિયાદ, ને બચારાનો જીવ ખાતી હશે કે મને ઝટ બોલાવી લીયો...કીમ જાણે અહીં દુઃખમાં નો ભંડારી દીધાં હોય. '

[ સૌ હસે છે. ]

ભારતી : પુષ્પાબેન ! તમે હસતાં રહો છો તેથી સારું છે. નહિ તો તમારાં સાસુ જેવા નીચે રહેવું અઘરું પડે એવું છે, હં !

પુષ્પા : એટલે તો રોજ કહું છું કે પરભવ પૂરા પૂજ્યા હશે કે મારાં માસી જેવાં સાસુ તમને મળ્યાં છે. માસીબા ! કાલે તરલુ મળવા આવી ને મને ન જોઈ એટલે મારાં સાસુને પૂછ્યું કે પુષ્પા ક્યાં છે ! ત્યારે મારાં સાસુ વદ્યાં કે ' ક્યાં શું, હશે. ઘમતી





બંગલીમાં, કાં ખુરશીમાં, કર્યાં પડ્યાં વાંચતાં હશે—ને કાં...ઓલાને કાગળ ઢહડતાં હશે..., અરેરે, કહું છું નહિ કે ભણેલી વહુ કોઈ લાવશો નહિ...

[ સૌ હસે છે. ]

યોગેશ ( આવે છે ) : કેમ કાકી ! શું વાતો ચાલે છે ? ચોક્કસ પુષ્પાની સાસુની વાતો ચાલતી હશે; કેમ પુષ્પા ! સાસુની આજે શું વાતો લાવી છે ?

સવિતા : ચાલો, એક તારી ખોટ હતી તે પૂરી થઈ.

યોગેશ : કાકી ? તરલા ક્યાં ગઈ? ચાર દિવસથી આવી છે પણ બહેને મોઢું દેખાડ્યું નથી.

સવિતા : બહાર ગઈ છે, આવતી જ હશે.

યોગેશ : ભાભી ! મોટાભાઈ ક્યારે આવવાના છે ?

સવિતા : કાકી ! તમે પણ ઠીક મશ્કરી કરી લીધો છો. Kaki is a real sport.!

પુષ્પા : તે બધાં શું તમારી બા જેવાં હોય !

યોગેશ : એમ કહે કે બધાં શું તારી સાસુ જેવાં હોય ! પુષ્પા, આજે તું અહીં આવી ત્યારે તારાં સાસુ શું બોલેલાં કહે જોઈ !

પુષ્પા : મેં પગ ઉપાડ્યા ત્યારે સાસુજી ઉવાચ—કે 'હઈડકે ને તઈડકે આ ઊપડી માસીને ત્યાં...બઈ ગામમાં તો એવાં મામા–માસીયું ઘણુંયે હોય... પણ આવું તો ક્યાંય ભાળ્યું નથી...ભેગાં થઈને–ખી–ખી–ખી કરવાનાં. બઈ, બાયડિયુંની જાતને આટલાં હસવાનાં શાં !'

[ સૌ હસે છે ને ભારતી હસી પડે છે. પછી એકદમ ચૂપ થઈ જાય છે. ]

ભારતી : ઓહ...( ફરીને હસતી એકદમ રોકાઈ જાય છે. ) બા માફ કરજો, મારે...હસવાનું નથી એ વાત જ હું ભૂલી ગઈ.

યોગેશ : કેમ હસવાનું નથી ?

ભારતી : યોગેશભાઈ ! આખરે હું મોટી...મારું માથું મોટું. હું ઘરની મોટી વહુ...એટલે મારે ગંભીર થતાં શીખવાનું છે. બાએ કહ્યું છે કે જરાક ગંભીર થા...તે હવે થવા માંડ્યું છે...

[ ગંભીરાઈમાં કહે છે. ]

સવિતા : છેને બાને ધરાગરે બાધિ એવી; યોગેશ ! તારી વહુ આમ તારી બાને હેરાન કરે છે !

યોગેશ : મારી બાનો તાપ જોયો છે ? વહુ બિચારી દૂરથી જ દાઝે છે.

પુષ્પા : બધાં સાસુ એવાં જ હોય, માસીબાએ જ પોલું મૂક્યું છે તે બધાં ફાવી ગયાં છે.

તરલા ( આવે છે ) : ઓહ યોગેશભાઈ! કેમ છો ?

યોગેશ : આપણે તો મજામાં છીએ. તું કેમ છો એ વાત કર.

દિલીપ ( નાહીને આવે છે ) : તરલુને મળવા આવ્યો લાગે છે. તરલુ ! આજ પંદર દા'ડે...ભાઈએ મો દેખાડ્યું છે.

ભારતી : એમને ઘર છોડવું જ ગમતું નથી. એમનાં બા કહેતાં 'તાં કે—કોણ જાણે બૈરી હારે એવી તે શીયે વાતું કરવાની હોય છે, ને ક્યાં દીકરા–દીકરી પરણાવવાનાં છે કે ઘડીયે છૂટો જ પડતો નથી. વાત વાત ને વાત. કોણ જાણે—બઈ શી વાતું કરવાની હતી હશે.

[ ચાળા પાડીને બોલે છે. સૌ હસે છે. ]

તરલા : ખરું છે, ભાઈ ?

યોગેશ : આંખમાં કમળો હોય એ પીળું ભાળે. કેમ બરાબર છે ને, કાકી !

સવિતા : કાકી તો હવે જીભ ને કાન બંધ કરીને બેસે તો જ સારું.

દિલીપ : ના બા, બોલે એનાં બોર વેચાય.

ભારતી : પણ ન બોલ્યામાં નવ ગુણ.

યોગેશ : કાકી, તમારો કહેવતોનો ચેપ આ ઘરમાં ઠીક ફેલાયો લાગે છે.



ભારતી : કેમ નહિ. ઘોળિયા સાથે કાગિયો બાંધે- વાન નહિ પણ સાન તો આવે જ કે નહિ?

યોગેશ : અરે ભાભી! તમારે ગંભીર થવાનું હતું એ વાત ભૂલી જ ગયાં કે શું?

ભારતી : Oh! sorry! જોયુંને બા! આવું છે... ગંભીર થવાનું નક્કી કરું ને તોયે આમ જ થઈ જાય છે...શું કરું બા, પડી ટેવ તે ન ટળે કોઈ કાળે.

[ સૌ હસે છે. ]

યોગેશ : તરલુ! દૂબળી કેમ લાગે છે! સાસરામાં ગમતું નથી કે સાસુજી દુઃખ દે છે?

સવિતા : બધે મૂઈ સાસુ જ ભૂંડી, એમ ને!

દિલીપ : ના બા, પાંચે આંગળાં કંઈ સરખાં ન હોય ...તું કેવી સરસ સાસુ છે...છે ને ભાભી!

ભારતી : છે જ વળી. હું તો એ જ પ્રાર્થના કરું છું કે હે ભગવાન! ભવોભવ આ જ સાસુ દેજો.

યોગેશ : ભાભીને માખણ લગાડતાં સારું આવડે છે.

પુષ્પા : માસી. હું કહું છું કે જરા તાપ રાખો– તાપ. આમ વહુઓને માથે ન ચડાવી મૂકો. નહિ તો માથે છાણાં થાપશે છાણાં. જરાક આંખ લાલ રાખો, સમજ્યાં!

સવિતા : આખી જિંદગી ન કર્યું હોય એ હવે થાય, બાપુ!

[ ઊઠે છે. ]

યોગેશ : કાકી! તમે ઊઠયાં કેમ!

સવિતા : રસોડામાં જરા જાઉં.

ભારતી : ના, બા! ત્યાં કમળ છે ને હું જાઉં છું, તમે બેસો.

સવિતા : ક્યારની બેઠી જ છું ને? હું જાઉં ને કમળને મોકલું. નહિ તો પાછી પુષ્પા કહેશે કે સાસુ ઘડીવાર વહુઓને બેસવાયે નથી દેતાં... આજકાલ તો સાસુને વગોવતાં વાર જ ક્યાં છે? બેસો ભા. સૌ સરખે સરખાં બેસો...

[ જાય છે ]

યોગેશ : Kaki is a real sport તરલા! અરવિંદ યુરોપથી ખૂબ ફેશનેબલ બનીને આવ્યો છે કે નહિ?

કમળ ( આવે છે ): આવે જ, કેમ ના આવે.

યોગેશ : કાકી ઉપર બોજો નાખીને આવી પહોંચ્યાં!

કમળ : મોટાની આજ્ઞા શિરોધાર્ય. બા કહે જાઓ. મેં કહ્યું જેવી આજ્ઞા.

યોગેશ : ને મોટા લાજ કાઢવાની આજ્ઞા કરે છે તે શિરોધાર્ય કેમ નથી કરતાં?

કમળ : વિદ્વાનોએ કહ્યું છે કે. કોઈ કહે છે માટે કરો તેમ નહિ. મોટા કહે છે માટે કરો તેમ નહિ. કરતા આવ્યા છો માટે કરો તેમ નહિ...પરન્તુ બુદ્ધિની કસોટીએ ચડાવી જુવો ને યોગ્ય લાગે તો જ કરો. સમજ્યા ભાઈસાહેબ!

યોગેશ : દિલીપ! તું અને ભાભી દલીલ કરો ત્યારે કોણ પહોંચે છે?

દિલીપ : એને એકલીને જ દલીલ કરવા દઉં છું. હું ચૂપ જ રહું છું.

ભારતી : હા ભાઈ, એ બે બેઠાં હોય ત્યારે મોટે ભાગે મોનોલોગ જ ચાલે છે. બિચારા મારા દિયર બોલવા જ પામતા નથીને!

પુષ્પા : ભાભી! બહુ આડું વેતરાય છે. મૂળ વાત તો રહી જ જાય છે. આપણે લાજના રિવાજ વિષે વાત કરતાં 'તાં...

યોગેશ : ખરું છે તરલુ! તારા ઘરમાં શી હાલત છે?

તરલા : ઘેર ઘેર માટીના ચૂલા. એ આવ્યા છે ત્યારથી એ વાતનો જ ઝઘડો ચાલે છે.

યોગેશ : એ—એટલે કોણ—આપણે ન સમજ્યા. તું સમજ્યો? દિલીપ!

દિલીપ : નહિ જ, બિલકુલ નહિ. તરલુ! એ એટલે કોણ?

તરલા : નથી ખબર, જાઓ !

દિલીપ : નથી જતા, જાઓ !

[ સૌ હસે છે ]

પુષ્પા : મોટાભાઈ થઈને મશ્કરી કરો છો ?

યોગેશ : ને તે પણ પાછું મોટાં ભાભી દેખતાં !

ભારતી : કહેનાં હો તો હું ચાલી જાઉં.

કમળ : ગયાં હવે, બેસો... ન જોયાં હોય તો મોટાં શરમાળ.

ભારતી : હું જાઉં છું, બા એકલાં છે...ને ચા બનાવીને લાવું.

[ જાય છે. ]

કમળ : તરલાબેન ! તમારા ઘરમાં શેનો ઝઘડો ચાલે છે ?

તરલા : લાજનો જ તો...એ કહે છે કે લાજ નથી જ કાઢવાની.

દિલીપ : યોગેશ સમજી ગયો કે નહિ ! એ means...

યોગેશ, દિલીપ (સાથે જ) : એમના પતિદેવ !

કમળ : ભલા થઈને તમે થોડી વાર ચૂપ રહેશો ? (તરલાને) પછી તમે શો વિચાર કર્યો છે ?

તરલા : કંઈ નક્કી નથી કરી શકી. સાસુજી કહે છે છે કે લાજ કાઢવાની જ છે. ને એ કહે છે કે નથી જ કાઢવાની.

પુષ્પા : બેની વચમાં મારી બેનડી હેરાન છે.

યોગેશ : એક બાજુ તાણે સાસુ ને બીજી બાજુ તાણે તારા એ. બેની વચમાં તારો મરો.

પુષ્પા : જ્યાં હોય ત્યાં સાસુ જ વચમાં આડી આવે છે.

યોગેશ : સાસુ is such an irrational animal કે શું કહું ?

પુષ્પા : સાસુનું વ્યાકરણ જાણો છો, યોગેશભાઈ ?

યોગેશ : ના, ભાઈ.

પુષ્પા : સાસુ એ સર્વનામ છે ને ભયંકર જાતિ છે.

તરલા : ખરેખર મારાં સાસુ તો એવાં જ છે. હું શું કરું એ જ સમજી શકતી નથી, કોનું મન રાખું ?

યોગેશ : કોનું શું ! પતિદેવનું ! હિન્દુ સમાજમાં હિન્દુ ધર્મપત્નીનો એ જ ધર્મ છે.

તરલા : જો એમનું મન રાખું તો આખો દિવસ સાસુનો ટકટકાટ સાંભળવો પડે.

યોગેશ : એને ઘડિયાળના ટકટકાટ સમો ગણી લેવો.

પુષ્પા : એક કાનેથી સાંભળીને બીજે કાનેથી બહાર.

કમળ : સૂડી વચ્ચે સોપારી જેવી સ્થિતિ છે. વરનું માને તો સાસુ ટકટક કરે ને સાસુનું માને તો...

તરલા : વર સીધા અબોલા જ લઈ લે.

યોગેશ : You are between devil and deep sea.

કમળ : ખોટી બીક જ ન રાખવી. અરવિંદનો સાથ છે પછી શો વાંધો છે ?

તરલા : સાસુજી ખાઈ જાય એવાં છે, ભાભી !

પુષ્પા : બિચારી તરલુ શું કરે. આઘી જાય તો કૂબી જાય ને ઓરી રહે તો તરસી રહે.

દિલીપ : મારી બેન દૂબળી કેમ થઈ ગઈ છે એ કારણ હવે સમજાયું.

પુષ્પા : સાચું પૂછો તો તમારી બેન, ડરપોક છે. તદ્દન ડરપોક. ખોટા રિવાજ તજવામાં આટલું ગભરાવાની શી જરૂર છે ?

કમળ : ખરી વાત છે. જુઓને અમે પણ એ રિવાજ સામે મોરચો માંડ્યો જ છે ને ? પુષ્પાબેને પણ શરૂઆત કરી દીધી છે.

પુષ્પા : ને મારાં સાસુ તારાં સાસુ કરતાં દોઢ વેંત ચડે એવાં છે. સાંભળી લેવાનું, જવાબ નહિ આપવાનો ! ને પાછી પાનીયે નહિ કરવાની.



કમળ : સ્ત્રીઓ માટે અનેક કાયદાઓ પસાર થયા છે. સુધારા થાય છે, પરન્તુ જ્યાં સુધી આ રિવાજ રહેશે ત્યાં સુધી એમનો કશો જ ઉત્કર્ષ થવાનો નથી. ગાંધીજી તો લાજના સખત વિરોધી હતા તે જાણો છો ને ? આપણા જેવા પણ જો લાજ નહિ છોડે તો બીજું કોણ છોડશે ? જરા હિંમત જોઈએ કે કોઈ બોલે એ સાંભળવાની શક્તિ જોઈએ.

પુષ્પા : ને આપણે લાજ છોડીશું તો એ જોઈને બીજામાં પણ હિંમત આવશે.

યોગેશ : Exactly ! પહેલ કરનારમાં હિંમત જોઈએ ...પણ મારી બેનમાં હિંમત જ ક્યાં છે ?

કમળ : તમે તો રહેવા જ દેજો...પેલી સંધ્યા બિચારી હિંમત કરે છે. પણ તમે જ તમારી બાની બીકે રોકી લીધો છો.

યોગેશ : જુઓ ભાભી ! Personal attack not allowed, હાં !

દિલીપ : કમળ ! તું યોગેશને અન્યાય કરે છે. એને પણ સુધારો કરવો છે. પણ એની બાનો તાપ જોયો છે ?

યોગેશ : નથી જોયો એટલે જ બોલાય છે. I pity my poor darling wife !

પુષ્પા : હવે જોઈ તમારી ડાલિંગ. શરમ પણ નથી આવતી ? તરલા ! આપણે તો આપણાં સાસુજીને કહી દીધું છે કે, સાસુજી આપણે ઘરકામ કરીશું, તમારી સેવાચાકરી કરીશું. કહેશો એ કરીશું. પણ લાજમાં વીંટળાઈને તો હરગીજ નથી જ રહેવાનાં હાં.

દિલીપ : શાબાશ, આનું નામ હિંમત. ખોટું લાગ્યું તે છોડવું જ. તરલા ? તારે માટે પણ બે રસ્તા છે : એક છે જુનવાણી રૂઢિ ને બંધનનો ને બીજો છે પ્રગતિનો. ફાવે તે લે.

યોગેશ : It is so simple તરલુ ! Accept one and discard the other.

કમળ : યોગેશભાઈ ! તમે થોડી વાર ચૂપ રહેશો !

યોગેશ : Sorry ભાભી ! બોલ્યા વિના રહેવાતું જ નથી. વારુ તો તરલુ કયો રસ્તો લેવાની છું !

તરલા : કયો લઉં ? સાસુને દુઃખી કરીને કંઈ જ કરવું ગમતું નથી.

યોગેશ : She is right, ભાભી !

કમળ : તે કોણ કહે છે કે દુઃખી કરે......એમની સેવાચાકરી જરૂર કરે.

પુષ્પા : If and when possible.

યોગેશ : અર્થાત્ જ્યારે ને જો શક્ય હોય, તો અને ત્યારે.

પુષ્પા : ભાભી ! કોઈ દિવસ definite statement કરવું જ નહિ. સેવા કરો જ એમ નહિ. એમાં If and when ઘુસાડવા જ. એટલે ગામ પરગામ, સાજેમાંદે, સગવડેઅગવડે એમાંથી છટકવાની બારી રહે !

કમળ : આવાં બારી–બારણાં જ શોધતાં લાગો છો પછી તમારાં સાસુ બિચારાં બોલે જ ને !

દિલીપ : પાછી વાત આડી ફંટાય છે. આગળ ચાલો ...બને તો સાસુની સેવા કરો...પછી...

કમળ : સાસુનું વચન ન ઉથાપો.

પુષ્પા : ભાભી ! સાવધાન...એક અપવાદ મૂકો...લાજ કાઢવાની વાત સિવાય...

કમળ : You are right છો (સૌ હસે છે) સાસુનો પડ્યો બોલ ઝીલો.

યોગેશ : તરલુ ! As a cricketer catches a ball. ત્યાંથી તારાં સાસુના મોઢામાંથી શબ્દરૂપી બોલ ઊછળ્યો કે તારે આની કોર પટાક દેતોકને ઝીલી લેવાનો !

પુષ્પા : ને ધડાક લેતોકને સાસુજીને બેટિંગમાંથી આઉટ કરી દેવાનાં. એટલે આખું ફિલ્ડ આપણા માટે ચોખ્ખું થઈ જાય.

કમળ : ઓહ ભગવાન ! આ બેથી તો તોબા.

દિલીપ : પણ એ બોલે એમાં તારું શું જાય છે ! તું તારે ચલાવને આગળ...

કમળ : નથી ચલાવવું. આવી ગંભીર વાતને મશ્કરીમાં લઈ જાઓ છો એ મને નથી ગમતું.

દિલીપ : યોગેશ ! પુષ્પા ! મશ્કરી બંધ કરો; કારણ કે મિજાજનો પારો ચડવા માંડ્યો છે.

યોગેશ, પુષ્પા : All right. મશ્કરી બંધ. બસ ચાલો આગળ. (ભારતી ચા લાવે છે.) ભાભી ! ઠીક વખતે ચા લાવ્યાં છો. અહીં જરા ગરમ હવા થઈ ગઈ 'તી.

ભારતી : લીયો તરલાબેન, તમારા કાગળો.

દિલીપ : હજી આવ્યાને પૂરા ચાર દા'ડા નથી થયા, ત્યાં એમના એને લખવાનું શું થઈ આવ્યું !

તરલા : તમે તો ભાભીને તે જ દિવસે કાગળ લખવા બેસી જાઓ છો તેનું શું ?

પુષ્પા : એટલે તો માસી કહે છે કે દિલીપ તો સાવ વહુઘેલો છે, વહુઘેલો.

[ સૌ હસે છે. ]

ભારતી : તે છે જ વળી, સૌ કોઈ જાણે છે.

દિલીપ : કમળ, સાંભળે છે ને ? તું તો ભાભીનાં ખૂબ વખાણ કરે છે, કે અહાહા શું મારાં જેઠાણી છે. જાણે માની જણી બેન. ને જો આ તારાં જેઠાણી બોલે તે.

કમળ : છે એવું કહે છે. તમે કરો છો જ એવું તે...

[ સૌ હસે છે. ]

સવિતા : કોના કાગળ છે, તરલા ?

દિલીપ : બાને કહેને એ.. મ...નો...

તરલા : બહુ સારું, જાઓ !

[ સૌ હસે છે. ]

પુષ્પા : હવે તું કાગળ વાંચે છે કે નહિ ?

દિલીપ : નહિ તો લાવ હું વાંચી આપું !

સવિતા : દિલીપ ! શું તું પણ...આવડો મોટો થયો. પણ જરાયે ઠરેલો ન થયો.

પુષ્પા : સાચું પૂછો તો ઊલટાના બગડતા જાય છે. ખરું ને ભારતીભાભી !

ભારતી : શું કહું બેન. હા કહું તો હાથ વઢાય ને ના કહું તો નાક વઢાય...બાકી એ તો સૌ જાણે છે કે પરણ્યા પહેલાં મારા દિયર આવા નહોતા.

[ આ વાત ચાલે છે દરમ્યાન કમળે પત્ર વાંચવા માંડ્યો છે ને મોં પર દુઃખના ભાવો આવે છે. ]

સવિતા : તરલા ! આમ કેમ થઈ ગઈ ? સમાચાર તો સારા છે ને !

કમળ : બંને કાગળ અરવિંદના છે ?

તરલા : ના...એક છે મારાં સાસુનો ને એક છે...

દિલીપ, યોગેશ : એ...મનો...

તરલા : લીયો દિલીપભાઈ, તમે જ વાંચી આપો.

દિલીપ : ઉં હું...આપણે હવે ઠરેલા થવા માગીએ છીએ.

પુષ્પા : લાવ તારાં સાસુનો કાગળ હું વાંચી આપું ...ને પેલા કાગળનો સારાંશ તું કહી દે.

તરલા : બા ! એ...

યોગેશ, દિલીપ, પુષ્પા : એ લખે છે કે...

તરલા (હસી પડે છે) : કે તું લાજ કાઢે એ મને જરાયે ગમતું નથી. માટે આ વખતે આવે ત્યારે લાજને તિલાંજલિ આપવાનો નિર્ણય કરીને જ આવજે.

દિલીપ : He is perfectly right.

સવિતા : તારાં સાસુ શું લખે છે !

યોગેશ : એ કાગળમાં તો ધૂમધડાકા ને બોંબભડાકા હશે.



પુષ્પા : છે જ. સાંભળો. ( વાંચે છે ) પરમ - પૂજ્ય સાસુજી લખે છે કે, 'આપણા ઘરમાં એવી છૂટ જરાયે નહિ હાલે. ઉઘાડા ડાચે વહુ ફરે ઈમાં ઘરની આબરૂ શી ! તમારે જો એવાં ઉફાનવેડા કરવા હોય ને લાજ નેવે મૂકવી હોય, તો ભલાં થઈને મારી આંખથી છેટાં જ રહેજો...તમે મારા ઘરની આબરૂ પર પાણી ફેરવો ને હું બેઠી બેઠી જોયા કરું ઈ...મારાથી નહિ બને હાં ?"

[ છેલ્લું હાં સૌ સાથે જ બોલે છે. સવિતા ને તરલા સિવાય ]

યોગેશ : સાસુજીએ તો અલ્ટિમેટમ આપી દીધું.

તરલા : મારી સ્થિતિ તો સૂડી વચ્ચે સોપારી જેવી થઈ છે. શું કરું બા...તું જ કહે.

દિલીપ : તારાં સાસુએ...આપણા ઘર જેમ થોડીઘણી પણ છૂટ આપી છે કે નહિ ?

તરલા : રામ રામ કરો. રામ રામ. મારાં સાસુ દેખતાં તો એમની સાથે બોલાય જ શાનું ?

યોગેશ : તદ્દન મારી બા જેવાં લાગે છે. ભાભી ! તમે પૂરાં નસીબદાર છો.

સવિતા : તોયે ક્યાં સંતોષ છે ! કહું છું કે ભલે ઘરમાં લાજ ન કાઢો. પણ બહાર શા માટે કોઈને આંખે થવું ! પણ છેલ્લા પંદર દિવસથી એ જ ઝઘડો લઈને બેઠા છે કે બહાર પણ લાજ નથી કાઢવી.

દિલીપ : બા ! આમાં સિદ્ધાંતનો સવાલ છે. ઘરમાં ન કાઢીએ ને બહાર લોકોને દેખાડવા કાઢીએ એ છેતરપિંડી જ કહેવાય ને ! લાજની વિરુદ્ધ જ છીએ પછી એને રાખવી જ શા માટે ?

યોગેશ : કાકી ! તમે આમેય છૂટ આપી છે તો થોડી વધારે આપી દીયોને. તો કોઈક દા'ડો અમારા જેવાનુંયે કંઈક ભલું થઈ જાય...

કમલ : બા, કહી દીયોને હા...

ભારતી : બા, વાર...તિથિ...ઘડી...ચોઘડિયું બહુ જ સારું છે......કહી દીયોને હા કે ઝઘડો જ પતી જાય.

સવિતા : યોગેશ, જુએ છે ને...આ તારી મોટી ભાભી તો ટોળકીની સરદાર છે બા !

દિલીપ : ખરું છે, અમને ચડાવનારાં એ જ છે.

[ હસીને ]

સવિતા : એક એકથી ચડિયાતાં છે ને ?

પુષ્પા : માસી, તમે જ ચડાવ્યાં છે. મારાં સાસુ જેવાં થાઓને. એમની સામે મારાથી ચૂં કે ચાં ન થાય...કંઈ બોલું તો કહે કે 'વહુમા, જીભ જરાક મોઢામાં ઘાલો મોઢામાં—વહુમાણસને વળી આટલો લખલખાટ શો ?'

સવિતા : મારે મન એવું કંઈ જ નથી પુષ્પા, દીકરી ને વહુ સૌ સરખાં. એમના સુખે હું સુખી ને એમના દુઃખે દુઃખી...

તરલા : બા ! તો હવે હું શું કરું, કહેને ?

સવિતા : હું શું કહું ? જેમ તારા વરને ગમે એમ કર.

દિલીપ : ભાભી ! સાંભળો છો ને ? વરને ગમે એમ કર...આ વચન બાનું છે. હં !

સવિતા : બાને તો હવે બોલ્યે પણ બાંધી છે.

કમળ : તો બા, આજથી આપણા ઘરમાંથી લાજનો રિવાજ તદ્દન ગયો ને !

સવિતા : તમે સૌ એમાં રાજી તો હું રાજી, બીજું શું !

યોગેશ : કાકી ! You are really grand... તમે ખરેખર યુગને ઓળખી ગયાં છો.

દિલીપ : બા ! તારા જેવી બધી જ બા સમજણી હોય તો ?

પુષ્પા : પણ વો દિન કહાંસે કે મિયાં કે પાંવમે જુતી... સાસુ બધી સમજણી હોય નહિ, ને આવા રિવાજ જાય નહિ ને પરિણામે ઘરમાં શાન્તિ થાય નહિ.

કમળ : ભાભી ! આજથી હવે લાજ બંધ.

[ ખુશ થઈને ]

ભારતી : શું મોઢું મલકે છે ને? ઓલ્યા, લાજ બંધ! ધીરી ખમ, જરા ધીરી. હું મોટી છું. હું પહેલાં એ રિવાજ કાઢું...પછી બા તેલ જુએ તેલની ધાર જુએ...ને પછી ઠીક લાગશે તો તને છૂટ આપશે, ખરું ને બા!

પુષ્પા : વાહ ભાભી, વાહ! ભારે પક્કાં છો હાં, માસીબા! બંને ભાભી ખૂબ ખુશ થઈ ગયાં છે.

યોગેશ : ન થઈ જાય?...લાજ કાઢવાની ગઈ તે.

પુષ્પા : ભાવતું 'તું ને વૈદે બતાવ્યું.

કમળ : જોતું 'તું ને જડયું...

ભારતી : દોડતા 'તા ને ઢાળ આવ્યો...

દિલીપ : રોતી 'તી ને પિયરિયાં મળ્યાં...

યોગેશ : મોસાળ વિવાહ ને મા પીરસણે...આપણે પણ કહેવત લગાવી શકીએ છીએ હં.

કમળ : લાકડે માંકડા જેવી...

તરલા : બા, હું શું કરું? મારે તો સાપે છછુંદર ગળ્યા જેવું થયું છે...

પુષ્પા : એક રીઝે તો બીજું ખીજે...

યોગેશ : ખીજે તો એ રોટલી વધારે ખાઈ લે. તારામાં હિંમત જોઈએ.

ભારતી : કૂંડું - કથરોટને શું હસતું હશે કે તારું મોં પહોળું?

કમળ : એ તો ડાહી સાસરે જાય ને ગાંડી શિખામણ દે, એ વાળી વાત છે.

દિલીપ : પોતાના પગ નીચે બળતું જુએ નહિ ને બીજાને કહેવા દોડે.

ભારતી : જરા હિંમત કરો, યોગેશભાઈ!

પુષ્પા : હિંમતે મરદા તો મદદે ખુદા.

યોગેશ : ઓહો-હો-આ શું છે? આ તે કઈ કહેવતોનો મુશાયરો? કાકી! ખરું કહું છું તમે જરા અંકુશ રાખો. નહિ તો આ બધાં માથે ચડી જવાનાં છે.

દિલીપ : તારી બા જેમ, કેમ?

યોગેશ : હાં...That reminds me...કાકી! તમે મારી બાને જરા તમારા જેવી બનાવી દીયોને? જીવનભર ઉપકાર નહિ ભૂલું.

સવિતા : તારી બા શું કે અરવિંદની બા શું. હવે બધાને જમાનો ઓળખ્યા વિના છૂટકો જ નથી.

પુષ્પા : મારી સાસુ તો કહે છે કે 'અરર બઈ, દીકરો ને વહુ આપણા દેખતાં ઊઘાડા મોઢે બેહે ને વાત કરે, ઈ લાગે કેવું? ભલાં છે તારી માસી કે એવું જોઈ શકે છે. હું તો શરમની મારી ડૂબી જ મરું...બા...ઈ...'

[ ચાળા પાડીને બોલે છે. ]

સવિતા : પુષ્પા! મને પણ પહેલાં એમ જ લાગતું 'તું, પણ હવે કંઈ નથી લાગતું. ટેવ પડી જાય છે. બાકી વિચાર કરો તો લાજનો રિવાજ ખોટો તો છે જ. એમ તો અમનેય સમજાણું છે. પણ આટલા વરહ કાઢી તે મુકાતી નથી ને અમે કાઢી તે અમારી વહુઓને પણ કઢાવી.

દિલીપ : બા! તું કેટલી આગળ પડતા વિચારની છો.

ભારતી : બા! તમે ખરેખર મહાન છો...

કમળ : બા! અમે ખરેખર ભાગ્યશાળી છીએ.

સવિતા : બાપુ, લાજ ન કાઢવી હોય તો ખુશીથી ન કાઢતાં. પણ હાં એટલું જોજો કે લાજ છોડી વગોવાય નહિ.

દિલીપ : તરલા! હવે તો તને બાનો પણ ટેકો મળી ગયો. હિમ્મત આવી કે નહિ?

પુષ્પા : આપણામાં તો આવી ગઈ છે. આજથી આપણે પરમ પૂજ્ય પૂજ્યારાધે સાસુજીને કહી દેવાનાં કે હવે લાજબાજ નહિ કાઢીએ...ને જો કંઈ બોલશે તો કહીશ કે જાઓ મારાં માસીને ત્યાં જોઈ આવો.

સવિતા : બાંધજો માસીને ધજાગરે.



યોગેશ : આજે તો હું પણ મારી બાને કહી દેવાનો કે બા ! આજથી લાજ ગઈ ને તરલા, તું પણ તારી સાસુ પર કાગળ લખી નાખ. ને એવા બોંબધડાકા લગાવ કે તારી એ મધર-ઇન-લૉ જે More or less આઉટ-લૉ જેવી છે તેના વિચારમાં સમૂળી ક્રાન્તિ આવી જાય.

તરલા : હવે તો એ જ કરવું પડશે.

દિલીપ : આવી ગઈ હિંમત ! શાબાશ. શાબાશ.

[ વાંસો થાબડે છે. ]

ભારતી : તો યોગેશભાઈ ! આજથી તમારા ઘરમાં લાજ બંધ ?

યોગેશ : તદ્દન. આજથી સંધ્યા લાજ કાઢશે નહિ.

[ હાથ ઊંચો કરીને ]

પુષ્પા : આજથી હું પણ કાઢીશ નહિ.

[ યોગેશ સાથે હાથ અડાડીને ઊંચો કરીને ]

ભારતી, કમળ : અમે પણ લાજ કાઢશું નહિ.

[ પેલાની સાથે હાથ મેળવે ]

તરલા : તો હું પણ કાઢીશ નહિ.

[ ચારમાં પાંચમો હાથ મેળવે. સૌ હાથ ઊંચા કરે ]

યોગેશ ( એમ હાથ રાખીને જ ) : બોલો Three Cheers for sweet કાકી !

સૌ : હીપ હીપ હુર્રે...હીપ હીપ હુર્રે...હીપ હીપ હુર્રે...

દિલીપ : બોલો, બા અમારાં જિન્દાબાદ.

સૌ : બા અમારાં જિન્દાબાદ...ને...લાજનો રિવાજ મુર્દાબાદ......

[ ઊંચા હાથ રાખીને જ બોલે છે ને પડદો પડે છે. ]

*

'મીનપિયાસી'

## એકલું મન

મન મારું આ એકલું ભમે,
નીતનું લૂખું, પ્રીતનું ભૂખ્યું,
કોક જમાડે તો જ એ જમે.
મન મારું આ૦

હોય કો લાંબી રાત શિયાળુ,
કોઈ ચોમાસી મેઘલી ભાળું;
અંધારામાં આથડે આંખ્યો,
ગોત્યું જડે ના જ્યાં અજવાળું.
એવે ટાણે જો કોક હૈયાની,
હૂંફ મળે તો કેટલું ગમે ?
મન મારું આ૦

એકલું હસે, એકલું રમે,
એકલું રૂવે, એકલું ખમે.
ઉરની મારી એકલતા આ,
નીર બનીને નેણુથી ઝમે.
કોક નેણુંની નજરું વિના,
કેમ કરીને વેદના શમે ?
મન મારું આ૦

બોલવું મારે સાંભળો તમે,
'વાત સાચી છે, જાણી એ અમે,'
એમ કહીને ઉપહસો તે,
દિલને મારાં કેટલું દમે ?
કોકની મીઠી મમતા ભાવે,
ત્યાં જ મારું આ દિલ તો નમે.
મન મારું આ૦

*





ઈશ્વર પેટલીકર

# અક્ષરદેહ—એક અંગ

સારું લખાણ એ પણ દરેકના જીવનનું મહત્ત્વનું અંગ હોવું જોઈએ. દરેક કાંઈ લેખક નથી હોતું છતાં દરેક શિક્ષિત પત્ર તો લખી શકે. પત્ર લખવામાં લેખક હોવાની જરૂર નથી હોતી. સારા પત્રો લખવાની આવડત દરેકે કેળવવી જોઈએ......

મારા એક મુરબ્બી સ્નેહી પત્રકળામાં એવા કુશળ છે કે એમણે જુદા જુદા મિત્રો ઉપર લખેલા પત્રો જો પ્રગટ કરવામાં આવે તો સામાન્ય માણસને એ કળાની કેટલી જરૂર છે તેનો એ ઉત્તમ નમૂનો પૂરો પાડે. એ પોતે કોઈ ડિગ્રીધારી નથી કે ધંધાદારી નથી. નોકરી કરે છે. એટલે એમનો અંગત પત્રવ્યવહાર ધંધા માટે કરેલો હોતો નથી, પરંતુ એ પત્ર વાંચતાં જાણે આપણે એમની પાસે બેઠા હોઈએ અને રૂબરૂ વાત કરતા હોઈએ તેવી નિકટતા અનુભવીએ છીએ. પત્રમાં ઘરનાંની તબિયત, ઘરમાં બનેલો નાનો મોટો પ્રસંગ, આજની મુશ્કેલી અને એ માટે થઈ રહેલો પ્રયત્ન વગેરે એવી ક્રમિક રીતે કહે કે જાણે આપણે કોઈ રસિક વાર્તા ન સાંભળતા હોઈએ તેવું લાગે. અને એ બધું કહેવા પાછળ દુઃખના રોદણાં નથી હોતાં કે મદદ માટે એ લખે છે એવું પણ નહિ. પરંતુ સામાન્ય રીતે મિત્રો જ્યારે મળે ત્યારે સુખ દુઃખની વાતો કરે તે પડઘો એમનો અક્ષરદેહ પાડતો હોય છે.

બીજા એક ભાઈનો પત્ર આવે છે. અને એમના અક્ષરો જોતાં હું એને નીચે મૂકી દઉં છું. બધી ટપાલ વાંચી રહ્યા પછી છેલ્લે પણ એ પત્ર વાંચવાની રુચિ જાગતી નથી. ગાગરમાં સાગર સમાવવા માગતા હોય તેમ એ નાના પોસ્ટકાર્ડમાં કીડીના જેવા નાના અક્ષરથી એટલું બધું લખતા હોય છે, અને તે બધું પ્રણ વારંવાર પુનરાવર્તન જ હોય. પત્ર પૂરો થતાં કાર્ડની ચોમેર એકાદ લીટીનો સાથીઓ પૂરે છે! આમાં કાયમ એક જ જાતની ફરિયાદ અને જેનો ઉકેલ લાવવો મારા હાથમાં અશક્ય હોય તેવી એકની એક માગણી!

પત્રવ્યહવાર કેવળ પ્રિય કે અપ્રિય થઈ પડે છે એટલું જ નહિ, ગેરસમજ પણ ઊભી કરે છે, અને અકારણ કડવાશ પણ જન્માવે છે. મારા એક સજ્જન મિત્ર પત્રના જવાબના ઘણા ઉતાવળિયા છે. એમણે પત્ર લખ્યો હોય અને જવાબ ન આવે તો એ કંઈ કંઈ તરંગો કરતા થઈ જાય છે. જવાબ ન આવે અને એમની ધીરજ ખૂટી જાય તો સજ્જનતા ચૂકી કડક પત્ર લખી નાખે છે. એમણે એક કામ હાથ ઉપર લીધું હતું. તેમાં એક વિદ્વાન વડીલના લખાણની જરૂર હતી. તે માટે એમણે વડીલની સંમતિ મેળવવા પત્ર લખ્યો. જવાબ ન આવ્યો એટલે ફરી ઉઘરાણી કરી, છતાં જવાબ ન આવ્યો, ત્યારે છેવટે એક સ્નેહી સાથે રૂબરૂ કહેવડાવ્યું, તો પણ એમનો જવાબ ન મળ્યો એટલે એ ખિજાઈ ઊઠ્યા, અને વિદ્વાન વડીલને પત્ર લખી ઉધડા લીધા! વાત મેં જાણી એટલે મિત્રને કહ્યું: 'આવું લખવામાં સજ્જનતા કહેવાય?'

મિત્ર: 'એમણે જવાબ ન આપ્યો એનું કંઈ નહિ?'

હું: 'પત્ર લખવાનો જેમ તેમને હક્ક છે તેમ એને જવાબ ન લખવાનો પણ હક્ક છે.'

મિત્ર: 'વિવેક તરીકે પણ હા—નાનો જવાબ ન આપવો જોઈએ?'

હું: 'એમના વિવેકનો ન્યાય કરો તે પહેલાં તમારો વિવેક સંભાળો. એ એમના હક્ક તરીકે જવાબ ન આપે માટે એમને ગમે તેમ પત્ર લખવામાં તમારો વિવેક ક્યાં રહ્યો?'

મિત્રે છેવટે એ વાત માન્ય રાખીને એ વડીલને દિલગીરી બતાવતો પત્ર લખ્યો. છતાં એ વિદ્વાને જવાબ ન લખ્યો. એટલે એ મિત્રે કહ્યું: 'મેં દિલગીરી વ્યક્ત કરી છતાં એમણે વિવેક ન બતાવ્યો.

હું: 'એ વસ્તુ તમને યાદ આવે છે—ખૂંચે છે, ત્યાં સુધી દિલગીરી અપૂર્ણ છે.'



આમ જવાબ ન આવે તો પણ આપણે વ્યક્તિ વિષે ગમે તેમ ધારી લઈને પૂર્વગ્રહ બાંધીએ છીએ. પરંતુ જ્યાં સુધી ધીરજ ન ગુમાવીએ તો પૂર્વગ્રહથી બચી જઈએ અને ગેરસમજના ગોટાળામાંથી મુક્ત રહી શકીએ.

મારા એક સ્નેહી મોટી ડિગ્રી લઈને વર્ષો પછી વિલાયતથી આવ્યા હતા. એમના લગ્ન અંગે એક સ્નેહીએ કહ્યું કે પત્ર લખીને પૂછાવોને. પત્ર લખ્યો પણ એનો જવાબ ન આવ્યો. મેં મનમાં વિચાર્યું કે, એ ભાઈ વિલાયતથી તાજા આવ્યા છે, અંગ્રેજી વિવેકમાં માનતા હોય અને એમને થયું હોય કે મેં લગ્નનો પ્રશ્ન એમને સોંપ્યો નથી અને મારી અંગત વાતમાં શું કામ માથું માર્યું ? હું ચૂપ રહ્યો. ત્રણ માસ પછી એમનો પત્ર આવ્યો તેમાં એમણે જણાવ્યું હતું કે તમારો પત્ર આજે વાંચવામાં આવ્યો. પત્ર આવ્યો હશે તે દિવસે હું ઘેર નહિ હોઉં. અને કંઈ કાગળિયાં ભેગો પેસી ગયો હશે તે આજે એ બધાં કાગળિયાં કામસર ફેંદતો હતો ત્યારે તમારું કવર અકબંધ જડી આવ્યું !

બીજા એક સ્નેહીએ કામ સોંપેલું. એમનું એ કામ થઈ ગયું. એટલે એ જણાવતો મેં એમને પત્ર લખ્યો હતો. કામ એવું હતું કે આભાર લખ્યા વગર રહે નહિ. છતાં એમના તરફથી કંઈ જવાબ ન આવ્યો. છેવટે દોઢ મહિને પત્ર આવ્યો. લખ્યું હતું—તેમને તો તે દિવસે જ પત્ર લખ્યો હતો, જે આ પત્રની તારીખ જોતાં માલુમ પડશે. મેં તો માનેલું કે એ પત્ર તમને પોસ્ટ થઈ ગયો છે, પરંતુ કોણ જાણે શાથી બીજાં કાગળિયાં ભેગો એ સંતાઈ ગયો તે આજે નજરે પડ્યો !

એક પ્રોગ્રામ બદલ રેડીઓ સ્ટેશનનો ચેક આવવાનો વખત વીતી ગયો પણ ચેક આવ્યો નહિ. અગાઉનો આ ખાતાનો નિયમિત તરીકેનો અનુભવ હતો એટલે આમ કેમ બન્યું હશે માની એક મહિનો રાહ જોયા પછી ઉઘરાણી કરી, એનો પણ જવાબ ન આવ્યો એટલે એક મિત્રને લખ્યું કે ફોન દ્વારા રેડિયો સ્ટેશને આની પૂછપરછ કરશો. એ મિત્રને લખ્યા પછી ચોથા દિવસે મારા પાડોશી રેડિયો સ્ટેશનનો પત્ર અને ચેક લઈને આવ્યા. કહ્યું ભૂલથી તમારો પત્ર મારે ત્યાં નંખાઈ ગયો હશે અને તે મારા જોવામાં આવેલો નહિ તે આજે જડ્યો. મેં જોયું તો ચેક મુદ્દતસર ટપાલ દ્વારા મોકલાવેલો હતો !

આવા દરેકના જીવનમાં પ્રસંગ બનતા હશે એટલે પત્રવ્યવહારમાં ધીરજ ગુમાવવામાં ન આવે તો વિલંબનું કંઈ ને કંઈ કારણ મળી આવે. જ્યાં સુધી સામા માણસનો ખુલાસો ન જાણીએ ત્યાં સુધી એના વિષે કંઈ મંતવ્ય ન બાંધી લઈએ તે આપણા હિતમાં છે.

ઘણાનાં લખાણ સ્પષ્ટ હોતાં નથી. એનું કારણ ભાષા હોતી નથી, પરંતુ લખનારની અંદર એ અંગે સ્પષ્ટતા થયેલી હોતી નથી એટલે લખાણ અસ્પષ્ટ જન્મે છે. ઘણા કહે છે કે અમે કંઈ લેખક નથી કે સારું લખતાં આવડે, પરંતુ આ પણ એક જાતની લઘુગ્રંથિ છે. માણસ જેમ પોતાની વાત સામાને સ્પષ્ટ રીતે કહી શકે છે તેમ લખાણ દ્વારા પણ રજૂ કરી શકે છે. કહેવાનું જો સ્પષ્ટ હોય તો શૈલી આપોઆપ આકાર લે છે. શૈલી એ લખનારના મનની છબી છે. લખનારનું મન કેટલું ઊંડું કે છીછરું છે, એનામાં કેટલી દૃષ્ટિ અને ડહાપણ છે, એનામાં કેવો કટાક્ષ કે સામાન્ય સમજ છે તેનું ભાષામાં પ્રતિબિંબ પડે છે.

લખાણ સારું કે ખોટું એ એની સુગંધ અને રસાળતા ઉપર આધાર રાખે છે. શૈલી એ ભાષા, વિચાર અને વ્યક્તિત્વનું રસાયણ છે. ભાગ્યે જ કોઈ સ્પષ્ટ વિચારો અસ્પષ્ટ ભાષામાં જોવામાં આવશે. ભાષાની બે ખાણો છે. જૂની ખાણ પુસ્તકોમાં છે, નવી ખાણ લોકોની જીવતી જાગતી બોલીમાં છે. જે જીવતી જાગતી ખાણને ખોદે છે તેની લેખનકળા આપોઆપ ખીલે છે. અક્ષરદેહને જે વિકસાવવા માગે છે તેનામાં અનુભવે ઓછોવત્તો વિકાસ થાય છે.

**પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ**

# પોપટ અથવા સૂડો

'આપણા પોપટો' નામના લેખનો પૂર્વાર્ધ અહીં પ્રગટ થાય છે તેમાં પોપટ વિષે અવનવી માહિતી મળે છે. આ જ લેખનો ઉત્તરાર્ધ આવતે અંકે આપવામાં આવશે જેમાં પોપટની બીજી જાતો વિષે આવું જ રસપ્રદ વિવેચન હશે...

પોપટને કોણ નહિ ઓળખતું હોય? ઘર-આંગણે લટકતા પોપટનું પાંજરું હિન્દીના મકાનની નિશાની છે. પોપટ પાળવાનો શોખ કોઈ જમાના-જૂનો છે. કારણકે આ પંખીમાં મનુષ્યની ભાષા બોલવાની આવડત છે. વળી તેને પાળવાનું એક બીજું કારણ એ હોવા સંભવ છે કે પોપટનાં હર વરસ સેંકડો બચ્ચાં પાળવા માટે ફંદકીઓ માળામાંથી કાઢી લાવે છે અને શોખીનો નજીવી કિંમત ખર્ચી ખરીદીને પોતાના મકાનમાં રાખી પાંજરામાં પાળે છે. આથી ખેતીને અને વાડીને નુકસાન કરનારાવાળાં આ પંખીની સંખ્યા ઉપર ઠીક પ્રમાણમાં અંકુશ લાવી શકાય છે. વળી શોખીનો આ પંખીને પાળીને પોતાને મનપસંદ શબ્દોચ્ચાર કરતાં શીખવે છે અને તેમાં કેટલાક તો તાજુબ કરી દે એવું બોલતાં શીખી જાય છે. મેં પોતે ઘણા પોપટને બોલતા સાંભળ્યા છે પણ મને કોઈ વખત તેને બોલાવવા માટે રાખ-વાનો વિચાર જ આવ્યો નથી અને જે બોલતા પોપટ રાખ્યા છે તે કાં તો વેચાતા ખરીદ કર્યા હોય અથવા તો તેમાંથી રંગ ફેર રાખ્યા હોય. આ સૂડામાં ઘણી વખત સરસ મજાનો પીળો રંગ થઈ આવે છે જેમાં આંખના ડોળા ગુલાબી રંગના હોય છે એ ઉપરાંત તેમાં ભૂરો રંગ પણ થઈ આવે છે જે રંગના પોપટ ભાગ્યે જ જોવા મળે છે. ઇંગ્લાંડ અને અમેરિકાએ ખરીદેલા આવા રંગના પોપટનું પ્રજનન લઈ બહુ જ આગળીને વેઢે ગણી શકાય એટલા પોપટ પેદા કર્યા છે. વળી આવા પીળા તથા ભૂરા રંગના આ પોપટ ઘણા મોંઘા હોય છે. એટલે સેંકડો રુપિયા સુધી પહોંચી જાય છે.

'પોપટને બોલતાં કેમ શીખવી શકાય' એ વિષય ઉપરનો સ્વતંત્ર લેખ આ માસિકના ડિસેમ્બરના અંકમાં પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે એટલે એ બાબત ઉપર ફરી વધારે કહેવાની જરૂર નથી. બાકી હજુ મારું માનવું એમ છે કે એક વાતો કરતો પોપટ ઘરેણા સમાન છે ઉપરાંત સવારના ઊઠીને હરિ નામ લેવાય એ વધારામાં. પણ આ બધું ક્યારે બને છે કે જ્યારે પોપટને આપણા કુટુમ્બમાંનો એક કરીને રાખ્યો હોય ત્યારે જ.

આપણે ત્યાં ઘણા પોપટને સૂડો નામ આપે છે તેમાં ખાસ કરીને જે પોપટને કાંઠલો ન હોય તેને સૂડાનું નામ આપવામાં આવે છે. પોપટની માદા મેના નહિ પણ આ કાંઠલા રહિત પોપટ એ માદા છે. તેમાં ખાસ ધ્યાન રાખવાની જરૂર એ છે કે પોપટનાં નર બચ્ચાંને બરાબર એક વરસ અને નવ માસે કાંઠલો નીકળે છે એ અરસામાં જો કાંઠલો ન વરતાય તો એ માદા છે એમ જરૂર માનવું. નર માદા બન્ને બોલવામાં સરખાં નીકળે છે અને બોલવાવાળા

---

એક કાળ એવો હતો કે છોકરીઓને ક્યાં કમાવા જવું છે કે ભણવું જોઈએ એમ કહેવાતું. એવું જ આજે અક્ષરદેહની વાત આવતાં ભણેલા-ગણેલા પણ કહે છે કે અમે ક્યાં લેખક છીએ કે અમારે અક્ષ-રદેહની સાર-સંભાળ રાખવી જોઈએ! બીઓને નોકરી કરવા ન જવું હોય તો પણ ઉત્તમ ગૃહિણી તરીકે કેળવણીની કેટલી જરૂર છે તે જેમ સમજાઈ ગયું છે, તેમ લેખક ન થવું હોય તેણે પણ કોઈ પણ ક્ષેત્રે સારા ધંધાદારી થવા માટે પણ અક્ષરદેહની એટલી જરૂર છે એમ જો આપણે ન સમજતા હોઈએ તો ધંધાનું કે જીવનનું એક અંગ સમજ્યા નથી એમ કબૂલ કરવું જોઈએ.





પોપટોમાં વધારે સંખ્યા માદાની જોવામાં આવે છે એવો મારો અનુભવ છે.

કાબર જેવડા જ કદના પોપટની પૂંછડી લાંબી હોય છે. ઉપરની પીઠ લીલી અને પાંખની શાના પર એટલે મોટાં પીછાં ઘેરા લીલા રંગનાં હોય છે. નરમાં પૂંછડી ઉપર આવતાં બે લાંબાં પીંછાં કંઈક ભૂરા રંગનાં હોય છે. અને પેટાળ પીળાશ પડતા લીલા રંગનું આવે છે. અને ઊડતા પોપટને નીચેથી નીરખીએ તો પાંખોમાં પીળાશ માલુમ પડશે નરની ઉપરની ચાંચ પાકા રાતા રંગની અને નીચલી ચાંચ કાળા રંગની હોય છે. કાંઠલો ગરદન પાછળ ગુલાબી રાતા રંગનો અને કાળી લીટી દાઢીથી શરૂ થઈ ગરદનની પડખે સુધી આવે છે. માદાને કાંઠલો હોતો નથી પણ લીલા રંગની આછી લીટી વરતાય છે. વળી નર વધારે ઘેરા રંગનો અને માદા હલકા રંગની અને એ જ માફક ચાંચ પણ કંઈક ગુલાબી થતી હોય છે. આંખોનો રંગ આછો પીળો અને પગો લીલાશ પડતા રાખોડી રંગના હોય છે. પ્રકૃતિએ પોપટને ચોંટવા માટે બે આંગળાં આગળ અને બે આંગળાં પાછળ આપ્યાં છે અને ચાંચનો ઉપયોગ પકડીને ઉપર ચઢવા માટે વધારાની મદદ લેવા વાપરે છે. એ મજબૂત ચાંચ વડે તે પોતાના માળાને બેસવા માટે અનુકૂળ બનાવે છે અથવા તો નાનાં ઘાંત કોરીને પોતે સહેલાઈથી અંદર પ્રવેશી શકે તે માટે વાપરે છે. પોપટની ઉડાન જ વરતાઈ આવે છે, તેની ખાસિયત ઊડતાં ઊડતાં બોલવાની છે. અને એ વખતે તે પોતાના શરીરને થોડી થોડી વખતે એક બાજુ ઉપર ઝુકાવે છે. ઉડાનમાં પોપટ બહુ ઝડપવાળો અને વેગવાન છે. કાં તો તેઓ ચાર છની ટુકડીમાં ઊડે અથવા જોડીમાં તો હોય જ.

વર્ષાના છેલ્લા માસમાં તેઓની મોટી સંખ્યા પાકીને પડી ગયેલી લીંબડાની લીંબોળીઓ ખાવા અથવા ખડધાન્ય ખાવા ઊતરી પડે છે. અને હંમેશ સાંજે બશીરા સમયે તેઓની મોટી સંખ્યા ચોક્કસ કરી રાખેલા વૃક્ષ ઉપર જમા થાય છે. જે વખતનો શોર કાનની ચસાસણી કરે છે. ઘણી વખત અજવાળી રાતના પણ તેઓમાંના ઘણા કીકીઆટ કરી મૂકે છે અને આવું ક્યારેક અંધારી રાતના પણ સાંભળવા મળે છે જે વખતે એક પોપટ બીજા પોપટ સાથે વાતો કરતો હોય એવું લાગે છે. સવારે પાછા આ પોપટો પોતપોતાની ટુકડીઓ સાથે ચરવા ફરવા ચાલ્યા જાય છે. લીલા વૃક્ષ ઉપર બેઠેલા પોપટને શોધવો મુશ્કેલ પડે છે કારણ કે તેનો રંગ તે લીલાં પાંદડાંમાં તેને કળાવા દેતો નથી.

પોતાના બચાવ માટે પોપટો ઘણી વખત કોઈ શિકારી પ્રાણી કે પંખીને પોતાના માળા આસપાસ જોઈ જાય તો માળાની માલિક જોડી તો ચીચીઆરી કરીને તેની ઉપર હુમલો કરે છે અને બીજા પોપટો પણ પેલી જોડીની મદદે આવીને તે દુશ્મનને દૂર કરવામાં સાથ આપે છે. પોપટનો શિકાર ભાગ્યે જ બીજાં કોઈ બાજ કરે છે કારણ કે પોપટ, પકડનારના પંજામાંથી છૂટવા માટે સખત બટકું ભરે છે પણ શાહિન નામનું બાજ પક્ષી જ્યારે તેને શિકાર ન મળ્યો હોય ત્યારે સાંજના ચરીને પાછી ફરતી પોપટની ટુકડી પાછળ પડી તેમાંના એકને પોતાના પંજામાં દબાવીને ચાલતું થાય છે. જે માટે શાહિનને પોતાની ઉડાનનો વેગ વધારવો પડે છે અને પકડતાં પહેલાં બરાબર તેની ચાંચ ક્યાંઈ પહોંચી ન જાય તેની કાળજી રાખવી પડે છે.

આપણા હિંદમાં ઘણા કુશળ કારીગરો પોપટો પાસેથી કામ લે છે. જેમાં તોપ ફોડવી, મોતી પરોવવાં, ચકડોળ ફેરવવું, સાઈકલ મોટર ચલાવવી, ધારેલા રંગનું પતું કે ફુમકું ઉપાડી લાવવું, બનેટી ફેરવવી વગેરે ઘણા પ્રકારનાં કામ કરતાં શીખવે છે. અને કળાકારની બુદ્ધિ અનુસાર તેને અનુકૂળ બીજાં પણ કામ કરતાં શીખવે છે.

આપણે ત્યાં પોપટ બહુ સામાન્ય પક્ષી છે. તેમાં જ્યાં લાલ પથ્થરના કિલ્લા કે મકાન હોય ત્યાં આ લીલા રંગના પોપટની ટુકડી કે જોડી બહુ સુંદર કળામય દૃશ્ય ખડું કરે છે. હિંદ આખામાં પોપટની વસ્તી છે.

ખોરાકમાં પોપટ ફળોનો ઘણો ઉપયોગ કરે છે તેમાં વગડાઉ તેમજ વાડીનાં બધાંનો સમાવેશ થાય છે. એ ઉપરાંત દાણા અને કઠોળ પ્રત્યે તેને ખાસ પ્રીતિ છે. જેમાંથી તે માત્ર વચ્ચેનો ભાગ જ ખાય છે. ફૂલમાંથી મધુ પીવાની પણ એટલી જ ઇચ્છા રાખે છે. ડિસેમ્બરથી મે માસ સુધીમાં તેના માળા જોવામાં આવે છે. પોતાના માળા માટે કોઈ પણ કુદરતી ઘાંત અથવા કાણું પછી તે ભીંતમાં કે વૃક્ષમાં હોય તે પસંદ કરે છે અને તેમાં સફેદ રંગનાં ત્રણથી પાંચ ઈંડાં મૂકે છે. નર પોપટ સેવવાની ફરજ બજાવતો નથી પણ સેવણ ઉપર બેઠેલી માદાને પોતાના પેટમાંથી દાણો કાઢીને ખવડાવે છે. આ સેવણ લગભગ અઢાર દિવસ ચાલે છે. અને બચ્ચાં લગભગ છથી આઠ અઠવાડિયે બહાર નીકળે છે.

પોપટનું સંવનન આપણને કોઈ અજબ સૃષ્ટિમાં લઈ જાય છે. તેમાં જ્યારે કેટલીક જોડીઓ ડિસેમ્બર માસથી પોતાનું સંવનન શરૂ કરી દે છે અને આપણે નિરાંતે બેઠા હોઈએ ત્યારે તે જોવાની કોઈ અજબ લહેર આવે છે. તેમાં નર પોપટ પોતાના પેટમાંથી દાણો કાઢી માદાને ખવડાવે, પોતે અંગભંગ કરે; પગ ઊંચો કરે અને સાથે સાથે આંખોમાં અજબ મસ્તી લાવે; વળી પાછો દાણો ખવડાવે. એમ લાંબા વખત સુધી તે ચાલે છે અને આપણી આંખને તેની ઉપરથી ખસેડવા દેતો નથી.

પોપટનાં બચ્ચાં બીજાં પંખીનાં બચ્ચાંની માફક પોતાનો માળો છોડવા ઉતાવળાં થતાં નથી. એ તો જ્યારે તેને પોતાની પાંખમાં પૂરો વિશ્વાસ આવે ત્યારે જ બહાર નીકળે છે અને એક વખત બહાર નીકળી ગયા પછી પોતે પોતાનાં માબાપ આગળથી દાણો માગવાનું પણ પસંદ કરતાં નથી. ઘણાં બચ્ચાં ફેબ્રુઆરી માસમાં માળામાં બોલતાં સાંભળવામાં આવે છે.

ચોમાસા પછી એટલે વર્ષા અટકી ગયા પછી પોપટો એક પ્રકારની રમત રમવાનો આનંદ માણે છે જેમાં ત્રણથી પાંચ પોપટ વારાફરતી એકબીજાની પાછળ પડે છે જે આપણને સાત ટાપલીનો દાવ રમતાં જણાય છે.

આ બધું આપણે આવા સામાન્ય પંખીને ઓળખી તેનું અવલોકન કરીએ તો જ જોવા મળે છે.

પોપટને અંગ્રેજીમાં The common ring-necked parakeet કહેવામાં આવે છે અને જો તેને વિજ્ઞાનિક રીતે ઓળખવો હોય તો Psittacula krameri એમ કહેવું પડે છે.



પ્રાચીન સમયમાં ધર્મ જ્યારે ભોગનું સાધન બની ગયો હતો, યજ્ઞના નામ પર હિંસા થતી હતી, ત્યારે બુદ્ધ કરુણાનું રૂપ લઈને આવ્યા. બૌદ્ધ ધર્મ કરતાં બુદ્ધ ક્યાંય વિશેષ છે કે જેને બીજા ધર્મ અને સંપ્રદાયવાળા પણ વિભૂતિ તરીકે ખુલ્લા દિલે સ્વીકારે છે. અને બૌદ્ધ ધર્મનું સ્વરૂપ પણ એવું વિશાળ છે કે જેમાં નાના મોટા કોઈ પણ જાતના ભેદભાવ નથી. ખ્રિસ્તીઓના એક હાથમાં બાઇબલ અને બીજા હાથમાં ઝંડો હોય છે. મુસલમાનો એક હાથમાં કુરાન, બીજા હાથમાં તલવાર લઈને ઘૂમ્યા. બુદ્ધ અને બૌદ્ધ ધર્મની વિશિષ્ટતા એ કે જેને સત્તા અને શસ્ત્રો સાથે કશો જ સંબંધ નહોતો તેમજ તેમના ઉપદેશથી આજ સુધી ફક્ત એક જ રાજા એવો થઈ ગયો છે જેણે સત્તા અને શસ્ત્ર સ્વેચ્છાએ ત્યાગી દીધાં હોય. બુદ્ધની જગતને મોટામાં મોટી દેન હોય તો તે મધ્યમ માર્ગની છે. કોઈ પણ વસ્તુનો અતિરેક જીવનવિકાસ માટે બાધક છે. જગતના પ્રાણીમાત્ર સાથે સમરસતા કેળવવી જોઈએ. આજે જગતની આકાંક્ષા નિઃશસ્ત્રીકરણની છે. અશોકનું નિઃશસ્ત્રીકરણ આને માટે પ્રદીપરૂપ છે. એ રીતે આજના યુગની આકાંક્ષા સાથે કરુણાનો અનુબંધ છે.

—દાદા ધર્માધિકારી

'ભદ્ર'

# 'સમય વરતે સાવધાન'

સમયની કિંમત, નિયમિતતા એ આપણા રોજીંદા જીવનમાં ખૂબ જરૂરી છે. એ સદ્ગુણોને ગૂંથી લેતી આ વાર્તાનું આલેખન એટલે જ મહત્ત્વનું બન્યું છે. આ વાર્તા ઉપદેશાત્મક કરતાંય વધુ તો બોધાત્મક બની છે જે દરેકને રુચે........

ઓટલાના ચાર પગથિયાં ચડી, જાળી ઊઘાડી, મગનલાલ ઓસરીમાં દાખલ થયા. એક બાજુ ચંપલ ઉતારી, ઓસરીમાં બાંધેલા હીંચકા ઉપર બેઠા, માથેથી ટોપી ઉતારી અને ખિસ્સામાંથી રૂમાલ કાઢી કપાળે વળેલો પરસેવો લૂછ્યો.

જાળી ઊઘડવાનો અવાજ સાંભળતાં ઘરમાંથી પંદર સોળ વર્ષની એક છોકરી બહાર આવી. મગનલાલને જોતાં તે તેમના તરફ આતુર નયને જોઈ રહી. જરા વાર પછી તે ઘરમાં પાછી ગઈ અને પાણીનો પ્યાલો લાવી મગનલાલને આપ્યો. તેમણે તે પીધું ત્યાં સુધી છોકરી તેમની સામે જોઈ રહી. પાણી પી, મગનલાલે પ્યાલો બાજુ પર મૂક્યો.

'મોટર મળી ?' છોકરીએ પૂછ્યું.

મગનલાલે નકારમાં ડોકું ધુણાવ્યું.

'ત્યારે ? હવે ?' તેના મોઢા પર ચિંતા તરી આવી.

'સાયકલ લઈને ગયો છે.'

'સાયકલ ? સોળ માઈલ, ભાઈ, સાયકલ પર જશે ?'

'બીજો ઉપાય નહોતો.'

'સોળ માઈલ જતાં અને સોળ માઈલ આવતાં ! બત્રીસ માઈલ થાય. થાકીને લોથ થઈ જશે.' બહેનની આંખ ભીની થઈ.

'શું થાય ત્યારે ?...એ હાથે કરીને પીડા વહોરે પછી શું થાય ?'

મગનલાલના મોઢા પર ગુસ્સાનો ભાવ આવવા લાગ્યો. છોકરી સમજી ગઈ. વાત ફેરવી.

'મોટર કેમ ન મળી ? જીકાકાએ ના પાડી ?'

'ના. ના. એ તો બિચારા, વાત કરી એટલે તુરત ઊઠ્યા અને ઝાંપો ઊઘાડી ગાડી બહાર કાઢવા ગયા. પણ મોટર હાલે જ નહિ ને ?...કાંઈક બગડી ગયું હશે. કહે કે 'કાલે જ હું લઈ ગયો હતો, કાલે કાંઈ નહોતું અને આજે કોણ જાણે શું થયું ?'

'સાયકલ કોની લીધી ?'

'જીકાકાએ એમની જ આપી. એમણે જ કહ્યું કે હવે બીજો ઉપાય નથી. સાયકલ લઈ ને પહોંચી જા. જરા ઝડપથી જઈશ તો વેળાસર પહોંચી જઈશ.'

'સાયકલેય સીધે સીધી હાલે તો સારું. જો એને રસ્તામાં કાંઈ થયું તો ભાઈ મોડા જ પડવાના.'

બહેન બોલતાં તો બોલી પણ પછી તેને થયું, ન બોલી હોત તો સારું થાત. તેના આ શબ્દો સાંભળી પોતાનો ગુસ્સો તાજો થયો.

'ભોગ એના. હું તે શું કરું ? એ કોઈનું સાંભળે જ નહિ. કોઈ દહાડો વખતસર કામ કરવાનું સમજ્યો જ નથી. એને મેં ચાર દિવસથી કહ્યું હતું કે વેળાસર ઊઠજે અને પરવારજે. જો ગાડી ચૂક્યો તો પછી રહી જઈશ. પણ સાંભળે જ કોણ ? રાતમાં ત્રણ વખત મેં તેને ઉઠાડ્યો હતો. માંડ માંડ ઊઠ્યો ત્યારે પરવારતાં વાર કરી. રાત્રે કશું તૈયાર કર્યું નહિ અને પછી સવારે ચીજ વસ્તુ માટે ફાંફાં મારવા લાગ્યો પછી સ્ટેશને મોડો ન પડે તો શું થાય ?'

'ભાઈના મનમાં હશે કે ગાડી ક્યાં કોઈ દહાડો વખતસર આવે છે ? રોજ કલાક–દોઢ કલાક તો મોડી હોય છે જ. એટલે અર્ધો કલાક મોડો જઈશ તો ય ગાડી ચુકાશે નહિ એવું એમણે ધાર્યું હશે.' બહેને ભાઈ નો બચાવ કર્યો.

'રોજ મોડી હોય તેથી આજેય મોડી થશે એમ કેમ કહેવાય ? ગાડી મોડી પડે એ કોઈને ન ગમે. બધાને મનમાં એમ જ હોય કે ગાડી વખતસર હોય તો સારું. આપણી જ વાત કરોને ? આપણે બહાર-

ગામ જવું હોય ત્યારે આપણે સ્ટેશને મોડા જઈએ છીએ ? વખતસર જ જઈએ છીએ. અને ત્યાં ગયા પછી માલૂમ પડે કે ગાડી મોડી છે ત્યારે આપણે કચવાટ કરતાં નથી ?'

'હા. એ સાચું પણ આજે જ બરાબર વખતસર આવશે એવી કોને ખબર હતી ? વખતસર આવશે એવું જાણતા હોત તો ભાઈ વહેલા વહેલા જરૂર પરવારત.'

'એ કાંઈ આપણા બાપની ગાડી છે કે આપણે કહીએ ત્યારે આવે અને કહીએ ત્યારે ઊપડે ? મોડી આવશે જ એમ માનીને ચાલીએ તો પછી થઈ રહ્યું. રોજ મોડી હોય, પણ આપણે જવું હોય ત્યારે તો વખતસર આવશે એમ સમજીને જ ઘેરથી નીકળવું જોઈએ. પણ કોણ સમજે ? એ તો મોટો માણસ! ગ્રૅજ્યુએટ! નજરમાં આવે તેમ કરે.'

'એમનેય બિચારાને મારતી સાયકલે સોળ માઈલ જવાનું કાંઈ ગમ્યું હશે ? મોડા પરવાર્યા એ એમની ભૂલ ખરી. પણ એમણે એમ માનેલું કે ગાડી મળી જશે. બિચારા કમનસીબ કે ગાડી આજે વખતસર આવી...અને મોટર આડી થઈ.'

'મોટર ઉપરે આપણો શો હક્ક ? એ તો સારું છે કે જીકાકા બાપડા આપણને મુશ્કેલી પડે કે તુરત મદદ કરવા તૈયાર થઈ જાય છે. બાકી બીજો કોઈ હોય તો ના પાડીને ઊભો રહે. કહેશે, મારે શું ? જીકાકાના તો આપણી ઉપર ચારેય હાથ છે. તે દિવસે નથી યાદ ? તારી બા માટે શહેરમાંથી દાક્તરને બોલાવવો હતો ત્યારે તેને તેડી લાવવા માટે એ પોતે ગયા, તેને બોલાવી લાવ્યા, તેને પાછો મૂકવા ગયા. અને વળતી વખતે દવા પણ લેતા આવ્યા.'

માની વાત નીકળતાં દીકરીની આંખમાં આંસુ આવ્યાં. ઓઢણીના પાલવ વડે તે તેણે લૂછ્યાં. મગનલાલ પણ ગમગીન થઈ ગયા.

'એ આજે જીવતી હોત તો આમ ન બનત. એ ગમે તેમ કરીને એને ઉઠાડત અને સ્ટેશને વખતસર ધકેલત.'

*

શહેરથી સોળ માઈલ દૂર આવેલા એક નાનકડા ગામની પ્રાથમિક શાળાના, મગનલાલ વડા શિક્ષક હતા. તે એક ગરીબ ઘરમાં ઊછર્યા હતા. છેક નાનપણથી બીજાની મદદથી પણ મુખ્યત્વે તો જાતમહેનતથી જ તે ભણ્યા હતા, અને પ્રાથમિક શાળાના શિક્ષકની જગ્યા પૂરતું જ્ઞાન મેળવ્યું હતું. વખત જતાં વડા શિક્ષકના પદ સુધી તે પહોંચ્યા હતા. મા નાનપણમાં મરી ગઈ હતી અને બાપ પણ મગનલાલને આ ગામમાં નોકરી મળી તેના ચાર મહિના બાદ ગુજરી ગયા હતા. ત્યાર પછી તેમના એક કાકાના પ્રયત્નોના પરિણામે તેનાં લગ્ન થયાં હતાં. તેમનાં પત્ની કાંઈક વધુ સુખી કુટુમ્બમાંથી આવ્યાં હતાં. પત્નીને તેનું અભિમાન નહોતું. પરંતુ, પોતે જે કાંઈ કરે તે જ સાચું હોય એવી માન્યતા તે ધરાવતા. શરૂઆતમાં મગનલાલને આ માન્યતા કઠતી પણ વખત જતાં તેમને પણ કેટલીક વખત લાગતું કે પત્નીની માન્યતા ઘણી વખત સાચી પડતી હતી. ઘણીય વખત એવું બનતું કે મગનલાલના અને તેમનાં પત્નીના આચાર વિચારમાં ફેર પડે. બાળકોની કેળવણીમાં, પડોશી સાથેના સંબંધમાં, પાણી ભરનાર અને દળણું દળનાર બાઈ સાથેના વર્તનમાં અને એવી બીજી બાબતોમાં તેમની વચ્ચે મતભેદ પડે. નિશાળના સંચાલનમાં પણ તેમનાં પત્ની પોતાના અભિપ્રાયો દર્શાવે જે મગનલાલના અભિપ્રાયોથી જુદા હોય.

આ બંનેમાં સાચું કોણ એ નક્કી કરવું મુશ્કેલ હતું. મગનલાલ પોતાના અભિપ્રાયોમાં મક્કમ રહેતા પણ નિશાળના સંચાલન સિવાયની બાબતોમાં તે બહુ ખેંચતા નહિ, અને પત્નીને જેમ કરવું હોય તેમ કરવા દેતા. તેમનો એ અનુભવ હતો કે પત્નીનો અભિપ્રાય મોટે ભાગે સાચો પડતો, અને કોઈ વખત કદાચ એવું લાગે કે પરિણામ ધાર્યું નહિ આવે ત્યારે પોતાનો અભિપ્રાય બદલતાં પત્ની ખચકાતી નહિ.



આવી બાંધછોડને કારણે તેઓ સુખમાં રહી શકતા. કોઈ કોઈ વખતે હાલ્લાં ખખડતાં ખરાં. પરંતુ તે થોડોક જ વખત. બધું ટાઢું પડતાં પાછો એક બીજાને મેળ થતો. એકંદરે તેઓ સુખી હતા એમ કહી શકાય.

પચીસ વર્ષ સુખમાં ગાળ્યા પછી પત્નીએ વિદાય લીધી. પાછળ વીસેક વર્ષનો એક પુત્ર અને એક પુત્રી મૂકતા ગયા. મગનલાલને ઉત્તરાવસ્થામાં આ ફટકો અસહ્ય થઈ પડ્યો, પણ છોકરાઓને દેખીને મન વાળ્યું અને ઈશ્વરને ગમ્યું તે ખરું એમ સમજી પોતાના કામે વળગ્યા.

પુત્રને કેળવણી મળે તે માટે પતિ–પત્નીએ પોતાની જરૂરિયાતો ઓછી કરી નાખી હતી, અને નાનકડા પગારમાંથી બને એટલું બચાવી તેને ભણાવ્યો હતો. પુત્ર ગ્રેજ્યુએટ થયો. મગનલાલ પાસે કાંઈ મૂડી તો હતી જ નહિ એટલે પુત્ર કોઈ ધંધામાં પડી સ્વતંત્ર કમાણી કરે એવી તેમની ઇચ્છા હતી છતાં પુત્રે નોકરી શોધવી પડી. નોકરી મળવી મુશ્કેલ હતી. કેટલેય ઠેકાણે અરજીઓ કરી પણ કાંઈ જવાબ મળ્યો નહિ. છેવટે એક જગાએથી જવાબ આવ્યો. તે જગા માટે અરજી કરનારાઓને આજે મળવા બોલાવ્યા હતા. તેમાં તેને પણ જવાનું હતું.

બીજાઓને બોલાવ્યા હતા તે વખતે તે જો ન પહોંચે તો નોકરી મળવાની તક જતી રહે તેવું હતું. પણ તે વેળાસર પરવાર્યો નહિ અને ગાડી ચૂકી ગયો. મગનલાલ ગરીબ હતા પણ તેમની આબરૂ સારી હતી એટલે જીકાકાની મોટરમાં તેને મોકલવા તેમણે વિચાર્યું પણ કમનસીબે જીકાકાની મોટર બગડી, અને બીજા કોઈની મળે એમ નહોતું એટલે છેવટે પુત્રને સાયકલ પર મોકલ્યો. બત્રીસ માઈલની સાયકલની મુસાફરીનો વિચાર આવતાં અને તેમાંય પહેલા સોળ માઈલ મારતી સાયકલે, જવાનું હતું તેનો ખ્યાલ આવતાં નમાયા પુત્ર માટે, વત્સલ પિતાનો જીવ બળવા લાગ્યો. પણ શું કરે? બીજો કોઈ ઉપાય નહોતો.

પત્ની હોત તો આવું ન બનત. બાળકોને સમજાવવામાં, કેળવવામાં અને તેમની પાસેથી કામ લેવામાં બાપ કરતાં મા વધુ સફળ થતી તેના પુરાવા પતિને અનેક વખત મળી ગયા હતા.

મગનલાલ પોતે પોતાના કામમાં કોઈ દિવસ અનિયમિત રહેતા નહિ. હંમેશ રોજનું કામ રોજ વખતસર પૂરું કરતા અને રાતે સૂતી વખતે બીજા દિવસના કામનો વિચાર કરતા. કોઈની સાથે કાંઈ બહાર જવું હોય તો નિયત કરેલા સમયે તે હાજર થઈ જતા. સામો માણસ એટલો નિયમિત નથી અને પોતે જશે ત્યારે એ તૈયાર નહિ હોય એવું જાણતા હોય છતાં એ પોતે તો વખતસર હાજર થઈ જ જતા. તેમની આવી ટેવને લીધે તેમના મિત્રમંડળમાં, કેટલીક વખતે તે મશ્કરીનો વિષય પણ બનતા. કોઈ કામ માટે બધાએ બાર વાગે ભેગા થવાનું નક્કી કર્યું હોય તો મગનલાલ આવે એટલે કોઈ ટીખળી એમ બોલતો પણ ખરો 'અલ્યા, આપણાં ઘડિયાળ મેળવી લો, બાર વાગ્યા.' મગનલાલને આવી ટીકા ગમતી નહિ. નિયમિતતાની આવી ઉપેક્ષાથી તેમને દુઃખ થતું પણ તેથી એ પોતાની નિયમિતતા છોડતા નહિ.

પત્ની પણ નિયમિતતા ઇચ્છતી ખરી. પણ તે આટલી હદ સુધી નહિ. અને તેથી કેટલીક વખતે બંને વચ્ચે ટપાટપી થતી પણ ખરી.

જીકાકા જમીનદાર હતા. પૈસે ટકે ઠીક હતા. ઘેર ખેત–ઢોર ઉપરાંત એક બળદગાડી, એક ઘોડાગાડી અને શહેરમાં આવવા જવા માટે તથા માલ લાવવા લઈ જવા માટે એક જીપ ગાડી અને ટ્રેઈલર વસાવ્યાં હતાં.

એક વખત તેમણે કેટલાંક સંબંધીઓને પોતાના ખેતરે મિજબાનીમાં નોતર્યાં. તેમાં મગનલાલ મારતર તથા કુટુંબને પણ નોતર્યાં. જીકાકાએ કહેલું કે બધાએ તેમના ઘેર દસ વાગ્યા સુધીમાં આવી જવું. ત્યાંથી બધા સાથે મોટરગાડીમાં, ઘોડાગાડીમાં, બળદગાડીમાં





અને ગાડામાં જવાની ગોઠવણ રાખી હતી. આગલા દિવસે મગનલાલ તથા તેમનાં પત્ની જીકાકાને ઘેર ગયા હતા ત્યારે જીકાકાએ કહ્યું:

'તમે પરવારીને આવજો, આપણે દસ પહેલાં જવાનું નથી.'

'અમે દસ સુધીમાં જરૂર આવી જઈશું.'

'પણ તેનાથી મોડું ન કરશો.'

'ના. નહિ કરીએ. અને કદાચ ત્યાં સુધીમાં ન આવીએ તો તમે તમારે નીકળી જજો. બધાને અમારા કારણે રોકાવાની જરૂર નથી.' જતાં જતાં મગનલાલ બોલ્યા.

પત્નીને આ શબ્દો ન ગમ્યા. ઘેર આવ્યા પછી તેમણે કહ્યું—

'તમે એવું શું કામ બોલ્યા!'

'કેમ એમાં ખોટું શું છે? બધા કાંઈ આપણા માટે બેસી રહે?'

'ભલે બેસી ન રહે પણ એવું બોલવાની શી જરૂર હતી? એમને કેવું ખરાબ લાગે? એમને એમાં આપણો અવિનય જ દેખાય.'

'હું એવું માનતો નથી.'

બીજે દિવસે પોણાદસ વાગ્યા ત્યાર સુધીમાં મગનલાલના ઘરમાં તેમના સિવાય કોઈ પરવાર્યું નહિ. તેમનાં પત્ની આમ તો બહુ ચીવટવાળાં પણ તેય પૂરું પરવાર્યાં નહોતાં. દીકરીનું માથું ઓળવાનું હજી બાકી હતું. અને પછી કપડાં બદલવાનાં હતાં. મગનલાલ ઊંચાનીચા થતા હતા.

'આપણે તેમને ત્યાં દસ વાગે પહોંચવાનું છે.' તે બોલ્યા.

'મને ખબર છે.' પત્નીએ જવાબ આપ્યો.

'પોણાદસ તો થયા. તેમને ઘેર જતાં દસ-પંદર મિનિટ તો થશે ને?'

'શું બધા દસ વાગે જ નીકળી જશે? હજી એ લોકો જ પરવાર્યા નહિ હોય ને!'

'તને ખબર?'

'હા. મને ખબર.' પત્નીએ ટૂંકું કહેલું જવાબ આપ્યો.

'આપણે જ કહ્યું છે કે અમે દસ સુધીમાં ન આવીએ તો તમે અમારી રાહ ન જોશો. એ લોકો જશે તો પછી ત્રણ માઈલ પગે ચાલીને જવું પડશે, અગર, જવાનું માંડી વાળવું પડશે.'

'તમે એવું કહ્યું છે, મેં નહિ. તમારે એવું બોલવું જ નહોતું જોઈતું. મેં તમને ઘેર આવ્યા પછી કહ્યું પણ હતું કે એવું બોલાય નહિ.'

'હું એવું બોલ્યો એટલે આપણે મોડું કરવાનું, એમ?'

'તમે તો કાંઈ સમજતા જ નથી. એ તો દસ કહે, દસ કહે ત્યારે જ બધા અગિયાર સુધીમાં આવે ને? આ કાંઈ ગાડી પકડવાની છે કે નક્કી કરેલા વખતે પહોંચવું જ જોઈએ? અને તમે જોજો ને? હજી એ લોકો જ પરવાર્યાં નહિ હોય ને?'

'ગાડી પકડવાની હોય તો જ વેળાસર જવું, નહિ તો નહિ?'

'એ તો જેવો પ્રસંગ. આ કાંઈ એવો પ્રસંગ નથી કે પા અર્ધો કલાકમાં ખાટું મોળું થઈ જવાનું છે.' દીકરીના વાળ ઓળી ઊભા થતાં થતાં પત્ની બોલ્યાં.

'તોયે નિયમિત રહેવું સારું.' શિક્ષક બોલ્યા.

'તે તમે તમારે જાવ. તમે પરવાર્યા છો ને? ચાલવા માંડો.'

'અને તમારા માટે પૂછે તો શું કહું?'

'કહેજો, આવે છે. રોકાવાય એવું હોય તો રોકાય અને નહિ તો બધા જાય.'

'એવું કાંઈ કહેવાતું હશે?'

'કહેવાય. કાલે એવું જ કહેવાયું હતું ને!'

મગનલાલને સમય સાચવવાની બહુ ચીવટ એટલે એ તો નીકળ્યા. રસ્તામાં, જીકાકાની દીકરીને સામે



આવતાં દેખી. મગનલાલને થયું, જીકાકાએ બિચારાએ તેને પોતાને ત્યાં જ તપાસ કરવા મોકલી હશે કે માસ્તરને ત્યાંથી બધા હજી કેમ ન આવ્યા! તેમને, પત્નીના ચોથાવેડા પર ચીડ ચડી છોડી પાસે આવતાં મગનલાલે પૂછ્યું :

'કેમ બહેન, ક્યાં જાય છે?'

'આ બાજુ મારી એક બેનપણી રહે છે. તેને બોલાવવા જઉં છું. કાલે કહેવાનું રહી ગયું હતું.'

'પણ મોડું નહિ થાય?'

'હજી તો દસ જ વાગ્યા છે ને?'

'બધા આવી ગયા નથી?'

'આવ્યા છે થોડા. પણ હજી બીજા બાકી છે.'

મગનલાલ જીકાકાને ઘેર પહોંચ્યા ત્યારે ત્યાં તૈયારીની શરૂઆત થતી હતી. એક માણસ મોટરને બહારથી સાફ કરતો હતો. બીજો તેમાં પેટ્રોલ ભરતો હતો. ગાડીએ જોડવાનો ઘોડો દાણો ખાતો હતો. ગાડાને જોડવાના બળદ ઘાસ ખાતા હતા. રસોડામાં પ્યાલા રકાબી ખખડતા હતા તેનો અવાજ ઘરમાં પેસતાં સંભળાયો. બીજી બાજુ ખેતરે લઈ જવાના નાસ્તાની તૈયારીઓ થતી હતી. દિવાનખાનામાં ગાદી ઉપર પડ્યા પડ્યા જીકાકા હોકો ગગડાવતા હતા અને બીજી બાજુ તેમના પુત્ર બારીએ ઊભા હજામત કરતા હતા.

જીકાકાએ માસ્તરને આવકાર્યા અને છોકરાને ઉદ્દેશીને બોલ્યા :

'હવે તું ક્યારે પરવારીશ? જો, આ માસ્તરસાહેબ તો આવ્યાય ખરા.'

'હવે બહુ વાર નથી.'

'પણ મોડું થાય ને! માસ્તરસાહેબ પાસેથી તારે બહુ શીખવાનું છે. તું કોઈ દહાડો વખતસર પરવારે જ નહિ.'

'તે ક્યાં આઠી ગાડી પકડવાની છે!'

'આવું છે, માસ્તરસાહેબ.' મગનલાલ તરફ ફરી જીકાકાએ પોતાની નિરાધારતા અગર અણગમો દર્શાવ્યો.

શું બોલવું તે મગનલાલને સૂઝ્યું નહિ. પોતાના ઘરના જ માણસો વખતસર પરવારીને આવ્યા નહોતા એટલે પોતે શું બોલે?

જીકાકાને ત્યાંથી બધા અગિયાર વાગે નીકળ્યાં ત્યાં સુધીમાં મગનલાલનાં કુટુંબીજનો આવી ગયાં.

રાત્રે ઘેર વાત નીકળતાં પત્ની બોલ્યાં—

'તમે ત્યાં એક કલાક શું કર્યું?' તેમના મોઢા પર જીતનો ભાવ હતો.

'કાંઈ નહિ. બધાંની રાહ જોતો બેસી રહ્યો.' અપરાધીની મનોદશા ભોગવતા પતિ બોલ્યા.

'હું તો કહેતી જ હતી કે કોઈ દસ વાગે આવે નહિ. તમે નકામા ઉતાવળા થતા હતા.'

'આપણને દસ વાગે આવવાનું કહ્યું એટલે આપણે તો તે વખતે જવું જ જોઈએ ને?'

'એ ખરું. પણ આ કયો ગાડીનો વખત સાચવવાનો હતો કે દસ વાગે કહ્યું એટલે બસ દસના ટકોરે હાજર થવું જ જોઈએ?'

આવા તો અનેક પ્રસંગો બનતા. એક વખત એક સભામાં જવાનું હતું ત્યારે જાહેર કરેલા સમયે હાજર થઈ જનારમાં મગનલાલ માસ્તર અને પોલીસનો એક માણસ બે જ જણ હતા. ઉદ્‌ઘાટનના એક પ્રસંગે નક્કી કરેલા સમયે હાજર રહેનાર મગનલાલ માસ્તર, કૉન્ટ્રાક્ટરના બે માણસો અને કેટલાંક છોકરાં જ હતાં. આવા દરેક પ્રસંગે જો નિમંત્રણ મળ્યું હોય તો મગનલાલનું કુટુંબ જતું ખરું, પરન્તુ નિમંત્રણપત્રિકામાં જણાવેલા સમયે જવામાં મગનલાલ જેટલી ચીવટ કોઈ રાખતું નહિ. બીજા લોકો વખતે મોડા આવે અને છતાં સભા અગર સમારંભ તેમના આવ્યા પછી જ શરૂ થાય. મગનલાલને આ બન્ને બાબતો—તેમનું કુટુંબ મોડું આવતું તે, અને સભા મોડી શરૂ થાય તે—ખટકતી.

પણ તેમાંય તેમનું કુટુંબ મોડું આવે એ તેમને વધુ ખટકતું. તેમને, એમાં, પોતાનામાં જાણે કાંઈ ઊણપ છે એવું લાગતું, અને છતાં મશ્કરીનો વિષય તો તે જ બનતા—મોડા આવનાર નહિ. એટલું જ નહિ પણ મોડા આવનાર જ 'વખતસર' આવ્યા છે એમ મોડા આવનાર પોતે અને બીજા બધા કહેતા. મગનલાલને પોતાને પણ સરવાળે એમ જણાતું કે આવી સભાઓ અને સમારંભો પાછળ જેટલો વખત જાય છે તેમાં વધુ વખત પોતાનો વપરાય છે—બીજાઓનો નહિ.

અને આવા દરેક પ્રસંગે, પ્રસંગ પતી ગયા પછી પતિ–પત્ની વચ્ચે સમય સાચવવા અંગે ચર્ચા થતી. કેટલીક વખતે ઉગ્ર પણ બનતી. બાળકોને સમયસર કામ કરવાની ટેવ પાડવાની બાબતમાં પત્ની પોતાને પૂરો સાથ આપતી નથી એવી ફરિયાદ પતિ કરતા. પત્ની કહેતી કે પતિને ખરી કેળવણી આપતાં આવડતી જ નથી. સમય સાચવવાની જરૂરિયાત બધે એક સરખી ન હોય. પતિ જવાબ આપતા કે બધા પ્રસંગો સરખા ન હોય એ ખરું પરન્તુ કયા પ્રસંગો સમય સાચવવા યોગ્ય છે કયા નહિ તેની માથાકૂટમાં શા માટે પડવું? એવી યોગ્યાયોગ્યતાના નિર્ણયમાં પડયા વિના આપણે જ એક નિયમ એવો શા માટે ન રાખવો કે જવું હોય તો સમયસર જવું—નહિ તો ન જવું.

આમ ચર્ચા ચાલતી. તેમનાં છોકરાંઓને પણ તે સાંભળવા મળતી. તેમના મનમાં આવી ચર્ચાઓ સાંભળી ઘણી વખતે મુઝવણ થતી. બાપ અને મા બેમાંથી કોણ સાચું? કોણ ડાહ્યું! એ પ્રશ્ન તેમની આગળ ખડો થતો, એટલું ખરું કે કોનું માનવું એ પ્રશ્ન તેમની આગળ કોઈ દિવસ ઊભો થતો નહિ. મગનલાલ આગ્રહ રાખે પણ તે મુખ્યત્વે પોતાના માટે. બાળકોએ તો માનવું જોઈએ એમ એ કહેતા. કાં તો તેમને પોતાની વિવેકબુદ્ધિમાં શ્રદ્ધા નહિ હોય કે પછી બાળકોના મનમાં આવી ખેંચ પેદા થાય તેના કરતાં આવું માને તે જ સારું એમ તે માનતા હશે.

બન્નેની આબરૂ ગામમાં સારી હતી. બન્ને માટે ગામના લોકોના મનમાં માન હતું. છોકરાંઓના મોઢે તેમનાં માબાપનાં વખાણ કરતાં તેઓ થાકતા નહિ. પતિ–પત્ની વચ્ચેનો સુમેળ ગામમાં આદર્શ ગણાતો. આવી ચર્ચાઓ બાળકોને વિચાર કરતાં કરી મૂકતી છતાં આ સુમેળ તેમના ધ્યાન બહાર રહેતો નહિ. તેઓ મોટાં થતાં ગયાં તેમ તેમ તેમના મનમાં બન્નેને માટે માન પેદા થતું ગયું છતાં બાપ કરતાં મામાં ડહાપણ વિશેષ છે એમ તેમને આવા પ્રસંગો બનતા ત્યારે લાગતું.

*

પણ આજે, પોતાના આ અભિપ્રાયમાં ફેરફાર કરવા જેવું છે એવું પુત્રીને લાગ્યું. મા હોત તો ભાઈને મોડું ન થાત. 'થાય છે થાય છે.' એવું કહેનાર મા આવા વખતે પોતાપણું બતાવત અને ભાઈને વેળાસર તૈયાર કરત. પણ મા નથી ત્યારે તેમને કોણ આમ તૈયાર કરે? બાપની સમય સાચવવાની ટેવ તો ઉપેક્ષાને પાત્ર બની ગઈ હતી એટલે એ કહે તે તરફ કોણ ધ્યાન આપે?

બાપ પોતાની રીતે જીવતા હતા. સમય સાચવવા માટે અમુક પ્રસંગ મહત્ત્વનો અને બીજો બિન–મહત્ત્વનો એવું તે માનતા નહિ. તેમને મન મહત્ત્વની બાબત, પ્રસંગ નહિ પણ સમયની સાચવણી હતી. આ વાતનું રહસ્ય પુત્રીને આજે સમજાયું.

મારતી સાયકલે જનાર પુત્રને પણ કદાચ સમજાયું હશે. આ ઘરમાં ગૃહિણીની ખોટ આજે પુત્રીને, પુત્રને અને પતિને ત્રણેયને સાલી. તે જીવતી હોત તો આવું ન થાત એમ ત્રણેયને લાગ્યું.

*

પુત્ર સાંજે ઘેર પાછો આવ્યો ત્યારે થાકીને લોથ થઈ ગયો હતો. એટલું જ નહિ પણ તેનો ફેરો અફળ ગયો હતો. આઠેક માઈલ ગયા પછી સાયકલમાં પંચર પડયું એટલે બાકીના આઠ માઈલ સાયકલને પોતાની સાથે ઘસડી તેણે પગપાળા કાપ્યા. દરમ્યાન નોકરી માટેના ઉમેદવારો પૈકી જેઓ હાજર હતા

પ્રો. અનંતરાય રાવળ

# ગુજરાતી એકાંકી

આધુનિક ગુજરાતી સાહિત્યની શ્રેણીમાં નાટક અને એકાંકી વિષય લઈને આપણા વિદ્વાન વિવેચકે આપેલો વાયુવાર્તાલાપ આકાશવાણીના સૌજન્યથી અહીં મૂક્યો છે. સાહિત્યના અભ્યાસુઓ અને વિદ્યાર્થીઓને તેમાંથી ઘણું માર્ગદર્શન મળે તેવો આ મહત્ત્વનો લેખ સર્વપ્રિય બનશે જ......

ગુજરાતી નાટક અર્વાચીન સાહિત્ય પ્રકાર છે. એની ઉંમર અત્યારે સો વરસની. પણ અર્વાચીન ગુજરાતી કવિતાએ, સમવયસ્ક નવલકથાએ અને વયમાં નાનેરી ટૂંકી વાર્તાએ જે સત્વ ને છત બતાવ્યાં છે એ નાટકે બતાવેલ નથી. આશ્વાસન એટલું છે કે ભગિનીભાષાઓનાં નાટકની કથા પણ લગભગ એવી જ છે.

આનું કારણ નાટકના સ્વરૂપમાં જ રહેલું છે. એ એવો સાહિત્યપ્રકાર છે, જે ભજવી શકાય છે, પછી એનું અભિનયન સ્થૂલ રંગભૂમિ પર થાય કે કલ્પના અભિનયન માટે અભિનય, સંગીત, વેશભૂષા, સન્નિવેશ, પ્રકાશ–આયોજન, ઇત્યાદિ કલાકારીગરીનો સહકાર, સાહિત્યની કલા સાથે માગતું નાટક, ભિન્નરુચિ લોકનું સમારાધન અને લોકશિક્ષણનું અસરકારક વાહન કે સાધન બની શકે એવો સાહિત્યપ્રકાર છે. પણ એ જ કારણે એની સાધના અઘરી છે. એના લેખક માટે રંગભૂમિના તંત્રની જાણકારી જરૂરી, એ ન હોય તો લેખકની કલ્પનાને સાકાર કરી શકે એવી સ્ફૂર્તિમતી સાધનસંપન્ન રંગભૂમિ જરૂરી. ગુજરાત બેઉ બાબતમાં ઉણું. પરિણામ આગળ બતાવ્યું તેવું જ આવે ને ?

પણ એ વાત કરી નિરપેક્ષ દૃષ્ટિએ, સાપેક્ષ દૃષ્ટિએ વિચારીએ તો ગુજરાતી નાટકે ૧૯૨૦ પછી ઠીક ગજું કાઢ્યું છે એમ કહેવું પડશે. નાટક રંગભૂમિની ઓથે વિકસતો સાહિત્યપ્રકાર હોઈ રંગભૂમિની તેજીમંદી એના સર્જન પર અવશ્ય અસર કરે. પચીસ વરસ પર બોલપટના આગમન સાથે ગુજરાતી રંગભૂમિને ગ્રહણ લાગ્યું તે પહેલાં ચાર પાંચ દાયકા લગી તો તેણે ઠીક જાહોજલાલી દીઠી. એ સમયમાં નાટકો લખાયાં તો સેંકડો, પણ સાહિત્યની કાયમી મૂડી ગણીએ એવી કૃતિઓની સંખ્યા ગણતરીની જ મળે છે. કારણ કે નાટકમંડળીઓના કવિઓએ રંગભૂમિના બરનો જ માલ પેદા કર્યા કર્યો, જે સાહિત્ય તરીકે ખપે એવો નહિ, અને સાહિત્ય દૃષ્ટિવાળાઓએ નાટકો લખ્યાં તે રંગભૂમિને નહિ પણ સંસ્કૃત અને અંગ્રેજી નાટકને નજર સમક્ષ રાખીને. એ નાટકો રંગભૂમિને ખપ્યાં નહિ. આવી પરિસ્થિતિ સાહિત્યકારોને નાટક તરફ વાળવામાં પ્રોત્સાહક કઈ રીતે બને ?

સન ૧૯૨૦ પછી પરિસ્થિતિ પલટાતી ચાલી તેનું એક કારણ રંગભૂમિમાન્ય નાટકપ્રકાર પ્રત્યે સાહિત્યકાર તેમજ સંસ્કારી વર્ગની વધતી જતી અરુચિ. સંસ્કૃત નાટક પ્રેરણા આપતું અટકી ગયું હતું. આ સંજોગોમાં પશ્ચિમના નાટકે લેખકોને પ્રેરણા અને આદર્શ પૂરાં પાડ્યાં. યુરોપમાં ગઈ સદીમાં ઇબ્સન જેવાને હાથે ખીલેલો ગદ્ય નાટકોનો તેમજ

---

તેમની મુલાકાત લેવાઈ ગઈ હતી. તે પહોંચ્યો ત્યારે ઑફિસમાં પટાવાળા સિવાય કોઈ નહોતું. તેની પાસેથી સાહેબના ઘરનું સરનામું મેળવી તે સાહેબના ઘેર ગયો. સાહેબ આરામ કરતા હતા. તે ઊઠ્યા ત્યાં સુધી તે ઓટલે બેસી રહ્યો. છેવટે સાહેબની મુલાકાત થઈ. સમયસર નહિ આવી શકવાનું જ્યારે તેમણે જાણ્યું ત્યારે તેમણે કહ્યું : ' સારું થયું તમે સમયસર ન આવ્યા. બાકી તમારા માર્ક અને ભલામણો એવાં છે કે તમને હું પ્રથમ પસંદગી આપત. પણ અમારા કામકાજમાં સમય સાચવવો અતિશય મહત્ત્વનું છે. તમારા જેવા સમયસર નહિ આવનારનું અમારે કામ નથી. '

★





તે પછી ફૂલવા ફાલવા લાગેલો એકાંકીનો નાટ્યપ્રકાર ૧૯૨૨ થી આજ લગી, બટુભાઈ, ઉમરવાડિયાથી આજના ચુનીલાલ મડિયા સુધીના નાટક લેખકોને હાથે ઠીક ખેડાયો છે, તે આ કારણે. ૨૦ થી ૩૦ ના દાયકામાં 'કાન્તા'નાં બે નાટકો અને બળવંતરાય ઠાકોરનું વાસ્તવદર્શી નાટક 'ઊગતી જુવાની' ગુજરાતને મળ્યાં. પણ નાટક-લેખકો તરીકે નવી ચમક દેખાડી બટુભાઈ, પ્રાણજીવન પાઠક અને યશવંત પંડ્યાએ. એમને હાથે એકાંકીની શરૂઆત થઈ. ચંદ્રવદન મહેતા અને મુનશીના નાટ્યલેખનનો આરંભ પણ આ દાયકામાં, જો કે એ બન્ને વિશેષ ઝળક્યા ૩૦ થી ૪૦ ના દાયકામાં.

૧૯૩૦ પછી ધંધાદારી ગુજરાતી રંગભૂમિની અવદશા આરંભાઈ ને સાથે અવેતન રંગભૂમિ—જેનો પ્રારંભ આગલા દાયકામાં થઈ ગયો હતો તે—ધીમે ધીમે વધુ સક્રિય બનવા લાગી. મુનશી અને ચંદ્રવદનનાં નાટકોમાં તખ્તાલાયકી સારા પ્રમાણમાં હોઈ અવેતન રંગભૂમિએ એનો સારો ઉપયોગ કર્યો. અવેતન રંગભૂમિમાં, શાળા કૉલેજોના વાર્ષિક રંજન કાર્યક્રમોનો સમાવેશ થઈ જાય છે. ૩૦ થી ૪૦ ના ગાળામાં ગુજરાતને એકાંકીના કલાત્મક નમૂના ઉમાશંકર જોશીના 'સાપના ભારા'થી મળ્યા. તે સંગ્રહે તેમજ ચંદ્રવદનના 'આગગાડી' નાટકે લોકબોલી લઈને આવતાં વાસ્તવદર્શી નાટકોમાં ચીલો પાડ્યો. 'વડલો' 'મોરનાં ઈંડાં' ને 'પદ્મિની' જેવાં ટાગોર ને ઇબ્સનની શૈલીનાં નાટકોથી શ્રીધરાણીએ પણ ધ્યાન ખેંચ્યું. ધૂમકેતુ, મેઘાણી, રમણલાલ, રામનારાયણ પાઠક, હંસા મહેતા, રસિકલાલ પરીખ, રમણ પરીખ, ઇન્દુલાલ ગાંધી, ગોવિંદભાઈ અમીન, દુર્ગેશ શુકલ, જયંતિ દલાલ, ભાસ્કર વોરા જેવા અનેકોની કલમે પણ યથાશક્તિ નાટકનું ખેડાણ આ દાયકામાં કર્યું છે.

એ પછીના દોઢ દાયકાનો નાટ્યફાલ પણ ઓછો નથી. નાટકોના લેખન-પ્રકાશન તથા અભિનય માટે વિશેષ અનુકૂળ પરિસ્થિતિ સરજાઈ તેનું એ ફળ. ધંધાદારી રંગભૂમિ નષ્ટચેતન બની જતાં ઊભો થયેલો શૂન્યાવકાશ પૂરવા અવેતન રંગભૂમિ કટિબદ્ધ બની. મુંબઈ, અમદાવાદ, સૂરત, વડોદરા જેવાં શહેરોમાં નાટ્યકલા શોખીનોનાં જે મંડળો ઊભાં થતાં રહ્યાં છે તેનાથી અત્યાર સુધીની કામગીરી ગણનાપાત્ર બની છે. એમની પ્રવૃત્તિને મળેલી સફળતાથી એ અવેતન મંડળો સવેતન પણ બનતાં ચાલ્યાં છે. વિદ્યાર્થીવર્ગે પણ શિક્ષણસંસ્થાઓના વાર્ષિક ઉત્સવો વેળા નાટ્યપ્રયોગો રજૂ કરવાની પ્રણાલિકા બાંધી દીધી છે. ભજવવા માટે નાટકો તો જોઈએ. એવાં આપણે ત્યાં બહુ ન દેખાયાં તો પરદેશી કૃતિઓનાં રૂપાંતરો ધનસુખલાલ મહેતા, પ્રફુલ્લ ઠાકોર, નિરુ દેસાઈ, ભૂખણવાળા, જશવંત ઠાકર, ધનંજય ઠાકર, વજુભાઈ ટાંક આદિને હાથે થયાં, તેમ મૌલિક રચનાઓ પણ પ્રગટવા લાગી. આટલું જ નહિ, ભજવાવા લાગી, તે આ વાતાવરણને લીધે. જયંતિ દલાલ, મડિયા, પુષ્કર ચંદરવાકર, દુર્ગેશ શુકલ, શિવકુમાર જોશી, પ્રાગજી ડોસા ને પ્રબોધ જોશી જેવાની કોઈ કૃતિઓ સમજવા યોગ્ય જણાતાં તેના પર કેવી પડાપડી થતી હોય છે! અવેતન રંગભૂમિ આમ નાટક સર્જનને ઠીક ઠીક સહાયક બનતી ચાલી છે. નૃત્યનાટિકાઓ અને સંગીતરૂપકો પણ અવેતન રંગભૂમિએ ઝીલ્યાં છે, તેથી લખાતાં થયાં છે.

સંગીત રૂપકોની વાત કરી એટલે રેડિયોની વાત પણ કરવી પડશે. અવેતન રંગભૂમિ જેટલું જ, કદાચ તેથીય મોટું, પ્રોત્સાહક બળ નાટક સર્જવા માટે રેડિયો અત્યારે બનેલ છે. આકાશવાણી પર નાટકો ભજવાવા લાગતાં રેડિયો-રૂપકો અને ફિચરોનો એક નવો નાટ્યપ્રકાર આપણને મળ્યો. એ પ્રકાર તો રહ્યો શ્રાવ્ય. એટલે નાટકની દૃશ્ય ભજવણીની ખોટ પૂરવા તેણે પીઠ ઝબક 'ફ્લેશ બેક'ના અવાજની અસરોનો, તેમ પ્રવચક કે પ્રવક્તાનો ઉપયોગ કરવો પડે. રંગભૂમિ માટે લખાતાં નાટકોમાંય આ કરામતો પછી આવી છે. રેડિયોએ છેલ્લા દોઢ દાયકામાં કેટલું નાટ્ય સર્જન કરાવ્યું છે તેનો ખ્યાલ ચંદ્રવદન મહેતાના 'રંગભંડાર'થી જ નહિ, રેડિયો નાટકોની



સ્પર્ધામાં પહેલું ઈનામ જીતી આવેલ યશોધર મહેતા-કૃત 'રણછોડલાલ' ચુનીલાલ મડિયાકૃત 'વાની મારી કોયલ' ને શિવકુમાર જોશીકૃત 'અનંત સાધના'થી જ નહિ પણ રમણલાલ દેસાઈથી રંભાબેન ગાંધી સુધીનાં અનેકોના નાટક-સંગ્રહો પરથી પણ આવશે.

આવા પ્રોત્સાહક વાતાવરણમાં ગુજરાતને મળેલ નાટકના ફાલમાં મુનશીનાં એમની જ રીતનાં 'છીએ તે જ ઠીક' 'ડૉ. મધુરિકા' ને 'વાહ રે મેં વાહ' જેવાં પ્રસહનો છે, ચંદ્રવદન મહેતાની 'ધરા ગુર્જરી' 'પાંજરાપોળ' 'સોના વાટકડી' જેવી એમની વિલક્ષણતાના પાસવાળી લાંબી રચનાઓ તથા રેડિયો-રૂપકોનાં વિશેષ અને કલાવિધાનની અનેક શક્યતાઓ દેખાડતાં 'રંગ ભંડાર'નાં રેડિયોરૂપકો છે. ગુણવંતરાય આચાર્યનું અવેતન રંગભૂમિએ વધાવેલ 'અલ્લાબેલી' છે, યશોધર મહેતાનાં 'રણછોડલાલ', 'ઘેલો બબલ' ને 'મબો જંબો' છે, ઉમેશ કવિનું એકસ્થલાંકી 'ધરકૂકડી' છે, નંદકુમાર પાઠકકૃત 'પારકી જણી' છે, ધનસુખલાલ મહેતા અને ગુલાબદાસ બ્રોકરનું 'ધૂમસેર' છે, પન્નાલાલ પટેલકૃત 'જમાઈરાજ' છે, રમણલાલ દેસાઈ, ઉમાશંકર, જયંતિ દલાલ, ચુનીલાલ મડિયા, પુષ્કર ચંદરવાકર, દુર્ગેશ શુક્લ, શિવકુમાર જોશી, ગુલાબદાસ બ્રોકર અને રંભાબેન ગાંધીનાં એકાંકી સંગ્રહો છે, મડિયાની પ્રહસનાત્મક 'હું ને મારી વહુ' તથા શિવકુમાર જોશીની ગંભીર લાંબી કૃતિઓ, 'સુમંગલા' ને 'અંધારાં ઉલેચો' છે, બચુભાઈ શુક્લનું લાંબું નાટક 'હરિરથ ચાલે' પણ છે. અદી મર્ઝબાન ને ફિરોઝ આંટીયાની પારસી ગુજરાતીમાં લખાયેલી રચનાઓય છે. પ્રાગજી ડોસા, મધુકર રાંદેરિયા, ચિનુભાઈ પટવા, કરસનદાસ માણેક, ધનસુખલાલ મહેતા, મનસુખલાલ ઝવેરી, રમેશ જાની, અનંત આચાર્ય, વજુભાઈ ટાંક, બલદેવ મોલિયા, પ્રબોધ જોશી જેવા લેખકોની કલમ પણ નાટક ખેડી રહી છે. ભૂદાન પર હકુમત દેસાઈ અને જયમલ્લ પરમારનાં અને અસ્પૃશ્યતા પર બાબુભાઈ વૈદ્ય અને બબલભાઈ મહેતાનાં નાટકો પણ મળ્યાં છે.

જોઈ શકાશે કે લાંબાં નાટકો અત્યારે લખાતાં અટકી ગયાં નથી, છતાં નાટ્યક્ષેત્રે વિશેષ સિદ્ધિ એકાંકીએ બતાવી છે. તેમાં તેજસ્વી અર્પણ ઉમાશંકર પછી જયંતિ દલાલ, દુર્ગેશ શુક્લ, ચુનીલાલ મડિયા અને શિવકુમાર જોશીનું છે. પશ્ચિમનાં એકાંકીઓની પ્રયોગશીલતા પોતે પણ અપનાવી, સંવાદચાતુર્ય અને ચોટદાર અંત બતાવતાં મધ્યમવર્ગીય સમાજમાંથી નાટ્યવસ્તુ ઉપાડતાં વિનોદ-કટાક્ષપ્રધાન તેમજ કરુણ વિચારલક્ષી એકાંકીઓ, જયંતિ દલાલે તેમના ત્રણ એકાંકી સંગ્રહોમાં આપ્યાં છે. ગ્રામજીવનના વાસ્તવદર્શી કલાત્મક નિરૂપણથી અને જીવન્ત લોકબોલીના પ્રયોગથી ઓપતાં 'સુરીગ ધાયલ' 'ખોટનાં છોરૂ' 'વાની મારી કોયલ' એવાં એકાંકીઓથી મડિયા, ઉમાશંકરના 'સાપના ભારા'ની પ્રણાલિકાને આગળ લઈ જાય છે. દુર્ગેશ શુક્લ, પુષ્કર ચંદરવાકર, અને પન્નાલાલ પટેલે પણ કેટલીક કૃતિઓમાં એવું જ કાર્ય બજાવ્યું છે. ગુલાબદાસ બ્રોકરે માનવીનાં મનોગત ઊંડાણોનેય એકાંકીનો વિષય બનાવ્યાં છે. શિવકુમાર જોશીએ અજબ આસાનીથી આસપાસનાં મધ્યમવર્ગી જીવનમાંથી સુંદર અભિનય એકાંકીઓ સરજ્યાં છે. આ સર્વનાં એકાંકીઓ નોંધપાત્ર વિષયવૈવિધ્ય, પ્રયોગશીલતા અને કલાવિધાનકૌશલ બતાવે છે. સિનેમાની તથા રેડિયો-નાટકની ટેકનીકનો પણ યથાવકાશ ઉપયોગ એમાંનાં ઘણાએ કર્યો છે.

ગુજરાતી નાટકનું એક નવું પ્રસ્થાન પણ અત્રે ઉલ્લેખવું જોઈએ. એ છે પદ્ય નાટકનું. ઉમાશંકરની 'પ્રાચીના' રચનાઓને સંવાદ-કાવ્યો ન કહેતાં પદ્યરૂપકો ગણો તો ચાલે એટલા નાટ્યાત્મક અંશો તો એમાં છે. દુર્ગેશ શુક્લ, ચંદ્રવદન મહેતા, ઈન્દુલાલ ગાંધી, સુરેશ ગાંધી અને છેલ્લે રાજેન્દ્ર શાહને હાથે પદ્યનાટકના થયેલ પ્રયોગોનો પ્રકાર પણ આશાસ્પદ છે. મનસુખલાલ ઝવેરી ને પ્રેમશંકર ભટ્ટ જેવા





સેવકરામ

# ચૂંટણીનો બોધપાઠ

દેશવ્યાપી ચૂંટણીઓ હમણાં જ પૂરી થઈ પણ તેની પાછળ રહી ગયેલી તેની કટુ-સત્ય વાતો અને હકીકતો આપણને વિચારતા કરી મૂકે છે કે આ તે કઈ લોકશાહી? લોકશાહીમાં આવું હોય? નીતિને નેવે મૂકે એ લોકશાહી? સત્તારૂઢ થનાર આમ વિચારોમાં પણ અંધ?......

ચૂંટણીઓ પતી ગઈ. પણ પાછળ ઘણી કડવાશ મૂકતી ગઈ. તેમ ચૂંટણીએ જે કાદવ ઉડાડયો છે એનો ગંદવાડ તો આજે પણ ગંધાઈ રહ્યો છે. મેં ગઈ વખતે જણાવ્યું હતું તેમ હું તો ચૂંટણીઓથી અલિપ્ત રહ્યો હતો. પણ લોકો વચ્ચે બેઠો હોઉં ત્યાં સુધી એની વાતોથી, તેની અસરથી કઈ રીતે અલિપ્ત રહી શકું? ગઈ ચૂંટણી વખતે આવી તરકીબો અને આવા કાવાદાવા અજમાવવામાં આવ્યા હતા કે નહિ એની તો ખાસ યાદ આવતી નથી. પણ આ ફેરે તો સજ્જનતાના તો ઠીક પણ લોકશાહીના પણ બધા ગજ પડતા મૂકવામાં આવ્યા હતા.

ચૂંટણીને હું લોકશિક્ષણનું અંગ ગણું છું. લોકો ચૂંટણી નિમિત્તે તેમના મતનું મહત્ત્વ સમજે, પક્ષનું મહત્ત્વ સમજે, તેમ રાજ્યકારોબાર કેમ ચાલે છે તેની અગત્ય સમજે. પણ આ વખતે એવું ન બન્યું. એટલું જ નહિ પણ એથી વિપરિત બન્યું. સામાન્ય માનવીને ખબર ન પડી કે મત શા માટે માગવામાં આવે છે અને તેણે શા માટે મત આપવો જોઈએ. ચૂંટણી પતી ગયા પછી હું કામ પ્રસંગે એક ગામે ગયો હતો. એક ખેડૂત ભાઈ મળ્યા. મેં એમને પૂછ્યું: 'ચૂંટણીમાં તમે કોને મત આપ્યો?'

'ખુશાલભાએ કીધું એને.'

'ખુશાલભાએ કોને મત આપવાનું કહ્યું હતું?'

'એમણે તો આખા ગામને કીધું હતું કે આપણે તો માતાજીના કુકડાને મત આપવાનો છે. તે માતાજીનું નામ દઈને મત આપી દીધો.'

એ ભાઈને ખબરે નહોતી કે કુકડો કોનું ચિહ્ન હતું. એમના વિભાગમાં કોણ ઊભું હતું એની પણ તેમને ખબર નહોતી. તેમણે તો એક જ કક્કો ખરો કર્યો હતો: 'ખુશાલભા કહે ત્યાં મત આપવો.'

આ કંઈ એક ગામમાં બન્યું છે એવું નથી. ઘણાં ગામોમાં એક જ વ્યક્તિ કહે તે પ્રમાણે મતદાન થયું છે. લોકોને ખબરે નથી કે તેમને શા માટે મત આપવાનું કહેવામાં આવે છે.

બીજે ગામ ઠાકરડાવાસમાં ગયો હતો. ડોસાને પૂછ્યું:

'કાકા, તમે મત આપ્યો કે નહિ?'

'હોવે, આપ્યોને...જુઓ આ નિશાન રહ્યું ને!' તેણે આંગળી પરનું ચૂંટણી વખતનું નિશાન પણ બતાવ્યું.

'કોને મત આપ્યો?'

'બળદની જોડીને જ તો...અમારા તો આખા વાસે બળદને જ મત આપ્યો.'

'બળદને મત આપ્યો એટલે કોને મત આપ્યો?'

'એમ તો મહારાજ મને શું ખબર પડે, અમારે તો વરમાજી વધું કરતા કારવતા છે. એ બધું જાણતા હશે. એમણે તો આખા વાસને ભગવાન સોમનાથના સમ ખવરાવીને કીધું કે આપણે બધાએ બળદને મત આપવાના છે. મહારાજ, અમને તો એમાં શું ગતાગમ પડે...અમારે તો તમારા જેવા ગાંધીના માણસ કહે એમ કરવાનું.'

---

કવિઓએ લખેલ ગીત-નૃત્યનાટિકાઓ પણ ધ્યાન ખેંચે એવી બની છે. પદ્યનાટક કદાચ આપણો આવતી કાલનો નાટ્ય પ્રકાર હોય.

ગુજરાતી નાટકનો ભૂતકાળ ભલે જ્વલંત ન હોય, એનો વર્તમાન સંતોષજનક છે અને એનું ભાવિ ખચિત આશાજનક છે.





'પણ એ બળદની ટિકિટ પર કોણ ઊભું રહ્યું હતું?'

'એ તો શી ખબર પડે મહારાજ!'

'તમે એ ચૂંટણીમાં ઊભા રહેલાને જોયા હતા?'

'તે દાડે મોટરમાં ચાર પાંચ ટોપીવાળા આવ્યા તો હતા પણ મને શું ખબર પડે કે કુણ ઊભું છે ને કુણ બેઠું છે.'

'તો પછી તમે વગર ઓળખે મત આપ્યો?'

'મેં ના કીધું કે વરમાજીએ આખા વાસને મહાદેવના સમ ખવરાવ્યા 'તા. પછી બીજે મત અલાય?'

મારે ગ્રામજનતાની જાગૃતિનું માપ કાઢવું હતું એટલે બીજાં ગામડાંમાં પણ આની પૂછપરછ કરી. ત્યાં તો વળી ચોંકાવનારી વાતો જાણવા મળી. મને થયું લાવને ઉજળિયાત અને ભણેલી કોમને પૂછી તો જોઉં કે તેમણે કોને મત આપ્યા છે! મેં એક વાણિયાભાઈને પૂછ્યું. એ ગામમાં કાપડની દુકાન કરે છે અને લાગવગવાળા છે. મેં એમને સવાલ કર્યો: 'કેમ શેઠ! હવે ચૂંટણીમાંથી પરવાર્યા ને!'

'શું વાત કરું સેવકરામ! તમે ચૂંટણીમાંથી ખસી ગયા અને અમે તો હેરાન પરેશાન થઈ ગયા.'

'કેમ પરેશાન થઈ ગયા?'

'લ્યો, તમે તો ન જાણતા હો એવી વાત કરો છો ને! બધા પાટીદારો એક બાજુ થઈ ગયા છે. અમને દબાવવા માગે છે. એટલે અમારેયે પ્રચાર તો કરવો પડે ને! પેલી બાજુ પાટીદાર ભાઈ ઊભા હતા એટલે એ લોકો એમનો પ્રચાર કરતા હતા. આ બાજુ વાણિયા ભાઈ હતા એટલે અમારાથી કંઈ બેસી રહેવાય!'

'તો તમે કોને મત આપવાનો પ્રચાર કરતા હતા!'

'કોંગ્રેસને જ તો?'

'કોંગ્રેસના નામે પ્રચાર કરતા હતા કે વાણિયા બ્રાહ્મણના નામે?'

'એ લોકો પાટીદારોનો સંપ કરીને અમને હરાવવા બહાર પડ્યા હતા એટલે અમારે વાણિયા અને ઈતર કોમોમાં પ્રચાર કરવો પડે ને!'

'એટલે જ્ઞાતિ અને કોમના નામે પ્રચાર થયો કહેવાય ને!'

'એ લોકો એ એવું કર્યું એટલે અમારે બીજું શું કરવું?' તે અફસોસ કરતા હોય તેમ બોલ્યા! 'એમ કરતાંયે અમે હારી ગયા. સેવકરામ! એનું તો કંઈ નથી, પણ આ તો સાપ ગયા અને લીસોટા મૂકતા ગયા છે એવું થયું. ગામમાં બે ભાગ પડી ગયા છે. એક પા પાટીદારો છે અને બીજી બાજુ ઈતર કોમો છે. હવે પાટીદારો બધાને દબાવે છે. એમનું જ ધાર્યું કરાવે છે. મુઈ આ ચૂંટણી! ગામમાં એવાં ઝેર વાવ્યાં છે કે એનાં જડ કાઢતાં ઘણો વખત જશે.'

'મત આપવો હોય એમાં શાનું ઝેર! જેને જેમ ફાવે તેમ મત આપે!'

'અહીં વળી એ રીતે ચૂંટણી લડાય છે જ ક્યાં! ગામડાંઓમાં તો આગેવાનો કહે તે રીતે મત આપવાનો હોય છે.'

બાજુના ગામે ગયા. અંગ્રેજી શાળાના એક શિક્ષકને મળ્યો. તે ખાદીધારી છે અને કોંગ્રેસમાં માનનારા છે પણ તેમણે વળી બીજું જ દુઃખ ગાયું.

'સેવકરામ! ચૂંટણી જીતવા કોંગ્રેસે અને જનતા પરિષદે જે રીતો અજમાવી છે એ જાણી તો એમ થાય છે કે આ દેશમાં કદીયે સાચી લોકશાહી નહિ વિકસી શકે! આમાં લોકો મત આપતા નથી. ઘેટાં મત આપે છે. તેમ કોને મત આપવો અને શા માટે આપવો એની તમને ખબરે પડતી નથી. કોઈ એવી સમજ પણ આપતું નથી.'

'તો તમારા જેવાએ બહાર પડીને લોકોને સમજાવવા જોઈએ.'

'ખુદ ઉમેદવારો જ ખોટા રસ્તે પ્રચાર કરતા હોય ત્યાં મારી તતુડી કોણ સાંભળે! એ બાબતમાં મારી

તો કોંગ્રેસમાંથી પણ શ્રદ્ધા ઊડી ગઈ છે. કોંગ્રેસ ઠરાવ કરે છે કે જ્ઞાતિવિહીન સમાજરચના કરવી છે. દેશમાંથી કોમવાદ નાબુદ કરવો છે. પણ ગામડાંઓમાં તો જ્ઞાતિના અને કોમના નામે જ મત માગવામાં આવે છે. ખુદ કોંગ્રેસે જ મુસ્લીમો પાસે, રબારીઓ પાસે, હરિજનો પાસે, ક્ષત્રિયો પાસે કોંગ્રેસને મત આપવાના ઠરાવ કરાવ્યા.

અને કેવી લાલચો અપાય છે. કેવા પૈસા વેરાય છે. આગેવાનોને કેવી લાંચો અપાય છે...તોબા...તોબા... આ ચૂંટણીથી તે લોકસમાજ ઊંચે આવવો જોઈએ કે નીચે પડવો જોઈએ!'

અને એ શિક્ષક ભાઈએ પ્રચારની જે રીતોની વાત કરી તે સાચે જ ઘૃણા જગાવે એવી હતી.

એક ભાઈએ મને વાત કરી કે કોંગ્રેસવાળાઓએ આખા ગામને દારૂ પાઈને ફોડયું. હું આ વાત કેમ માની શકું? એટલે હું એ કોળિયોના ગામમાં ગયો. એ બાજુ તેમની જ કોમના એક ભાઈ જનતા પરિષદની ટિકિટ પર ઊભા હતા. સામે કોંગ્રેસી કાર્યકર હતા. કોળિયોનું જોર વધારે હતું. કોમના કે જ્ઞાતિના ધોરણે તો એ લોકો કુકડાને જ મત આપે. ગામ કેમે કરી માનતું નહોતું. એટલે કોંગ્રેસી ઉમેદવારે આગેવાન જેવા માણસોને પૈસા કાઢયા. એ લોકોએ દેશી દારૂની મહેફિલ કરી. તેમણે વચલો માર્ગ કાઢયો કે કોઈને મત જ ન આપવો. એટલે તેનાથી મતવાળા કુકડાના ઉમેદવારને ખોટું ન લાગે અને કોંગ્રેસનું પણ મન રાજી રહે. અને એ ગામમાં દસ ટકા જ મતદાન થયું. આગેવાનોને કોઈ શરમાવે નહિ એટલા માટે તે લોકો બહારગામ ચાલ્યા ગયા. આ હકીકત જાણી મારું માથું શરમથી નીચું નમ્યું. જીતવા માટે કોંગ્રેસે આટલી હદે નીચે ઊતરવું પડે છે! પછી શુદ્ધિની વાત ક્યાં રહી! અને પ્રજાને નીચે ઉતારીને જીત્યા તો યે શું? એ તે જીત કહેવાય કે હાર?

અમારા એ જીતેલા કોંગ્રેસી ઉમેદવારને મળ્યો મેં વાતવાતમાં પૂછ્યું:

'કેટલું ખર્ચ થયું હશે?'

'આ વખતે ત્રીસેક હજારનું તો પાણી થઈ ગયું.'

'કેમ એટલું બધું ખર્ચ થયું!'

'શું કરે! સામાવાળો પાણીની પેઠે પૈસા વાપરતો હતો. જ્યાં જાય ત્યાં પૈસા કાઢે. આખાના આખા ફરી જાય. એટલે મારે યે કોથળી છૂટી મૂકવી પડી.'

'પણ પ્રચારમાં આટલું ખર્ચ શાનું થાય!'

'સેવકરામ! એ તો ચૂંટણી લડો તો ખબર પડે! ચૂંટણીમાં તો ગધેડાને બાપા કહેવા પડે એવો ત્રાસ થાય છે. નબળો હોય એમ ખર્ચ વધારે કરવું પડે.'

મેં જિલ્લાનું અવલોકન કર્યું. ચૂંટણી જંગ પાછળ લાખો રૂપિયા ખર્ચાઈ ગયા. બળદ જીતે કે કુકડો જીતે...પણ એ લોકશાહીની જીત નથી. મેં આમાં જ્ઞાતિવાદની, કોમવાદની અને અજ્ઞાનતાની જીત જોઈ. મનથી અગત્ય સમજીને તો બહુ જ ઓછું મતદાન થયું હશે. તેમ સમજપૂર્વક, વિવેકબુદ્ધિથી મત આપનાર વર્ગ પણ ઘણો નાનો હશે. ગમે તેને ગ્લાનિ થાય એવું ઘણું ખરું બન્યું છે.

મને બીજું, ભયસ્થાન તો એ દેખાયું છે કે ચૂંટણીઓ ઘણી ખર્ચાળ બનતી જાય છે. લોકોને શિક્ષણ આપીને, સમજાવીને મત માગવાને બદલે પૈસાની, લાંચની લાલચ આપીને મત માગવામાં આવે છે. બીજું, લોકો સુધી પહોંચવાને બદલે ઉમેદવાર ગામના આગેવાનને કે પંચાતિયાને કે કાવાદાવા કરનારને સાધે છે. મતદાર સાથેનો ચૂંટણી વખતે પણ સંપર્ક હોતો નથી પછી ચૂંટાયા પછી તો ક્યાંથી હોય!

ત્રીજું, જો ચૂંટણીઓ આવી જ ખર્ચાળ થતી રહે તો સામાન્ય સ્થિતિનો સાચો કાર્યકર કઈ રીતે ચૂંટણીમાં ઊભો રહી શકે? તો...તો કોંગ્રેસને પણ શ્રીમંતોને જ ઉમેદવાદ તરીકે પસંદ કરવા પડે. અને એવું બન્યું પણ છે. નહિ તો રાજાઓ, નવાબો, ઠાકોરો, મિલ-માલિકોને કેમ પસંદ કરે! જો કોંગ્રેસ



જેવી સેવાને વરેલી સંસ્થા પણ સાચાં મૂલ્યોની પ્રતિષ્ઠા નહિ કરે તો પછી દેશમાં લોકશાહીની પ્રણાલિકા કેવી રીતે પડશે!

ભારતમાં લોકશાહી ઢબે રાજ્ય ચાલે છે એમ ભલે કહેવાય. પણ જ્યાં સુધી સામો માનવી મતનું મહત્ત્વ સમજે નહિ ત્યાં સુધી લોકશાહી રાજ્ય ચાલે છે એમ તો કેમ કહી શકાય! દેશની પાર્લામેન્ટે લોકોને મત તો આપ્યો. પણ એથી શું વળ્યું. મતનું મહત્ત્વ પણ લોકોને સમજાવવું જોઈએ, ત્યારે જ શ્રીમંતોના, લાંચ રુશ્વતવાળાઓના, કાવાદાવા કરનારાઓના હાથ હેઠા પડશે ને સેવાનું બહુમાન થશે.

ગામડાંઓનું આ દર્શન કરીને મને તો થયું કે મારી આજુબાજુનાં ગામડાંને તો હું જગાડું! આટલા વખતથી હું તેમની વચ્ચે બેઠો છું પણ તેમને જો જાગૃતિ ન આપી હોય તો એમાં મારા કાર્યની જ ક્ષતિ કહેવાય. એટલે નિરાશ થયા વગર અત્યારે તો લોક શિક્ષણનાં કામો કરવા લાગી ગયો છું. ચૂંટણીનો બોધપાઠ કોંગ્રેસ અને લોકસેવકો લે તો સારું.

★

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**દિલની વાત :** પન્નાલાલ પટેલ. પાનાં ૨૧૮. સાડાત્રણ રૂપિયા. **ગૃહપ્રવેશ :** સુરેશ જોષી. પાનાં ૧૫૮. પોણાત્રણ રૂપિયા. **જીન ક્રિસ્તોફ :** રોમા રોલાં. અનુ. શંકર ગોહિલ. પાનાં ૪૪૭. સાડાસાત રૂપિયા. **ખજાનાનો બેટ :** આર. એલ. સ્ટીવન્સન. અનુ. શાન્તિ શાહ. પાનાં ૨૪૫. સવાચાર રૂપિયા. **સાહિત્ય મીમાંસા :** વિષ્ણુપદ ભટ્ટાચાર્ય. અનુ. સુરેશ જોષી. પાનાં ૧૨૪. અઢી રૂપિયા. **મારી યુરોપ યાત્રા :** કપિલાબેન મહેતા. પાનાં ૫૫. ત્રણ આના.—છયેના પ્રકાશક : ચેતન પ્રકાશન ગૃહ (પ્રા.) લિ. વડોદરા. **ઇંદ્રધનુ :** ના. સી. ફડકે. અનુ. ભાલચંદ્ર વિદ્રાંસ. પાનાં ૨૪૮. સાડાત્રણ રૂપિયા. **મીરાં હરિની લાડલી :** ભિખુભાઈ ગોહિલ. પાનાં ૨૩૨. ત્રણ રૂપિયા. **તેજશિખા :** હરિપ્રસાદ કા. આચાર્ય. પાનાં ૧૫૮. અઢી રૂપિયા. **જ્યોતિષશાસ્ત્ર પ્રવેશ :** રેવાશંકર બારડવાળા. પાનાં ૧૬૦. અઢી રૂપિયા. **સરમુખત્યાર :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૨૮, સાડાત્રણ રૂપિયા. **મોટા ઘરનો જમાઈ :** દામુ સાંગાણી. પાનાં ૨૦૬. ત્રણ રૂપિયા. **સિદ્ધનેતાલ રોહિણી :** મોહનલાલ ચુ. ધામી. પાનાં ૩૯૨. સાડાપાંચ રૂપિયા. **બંધન તૂટ્યાં [૧] પૌરવી [૨] રાજ્ય લક્ષ્મી [૩] રાજકન્યા :** મોહનલાલ ચુ ધામી. પાનાં અનુક્રમે ૩૫૬, ૩૨૦, ૩૩૬. દરેક ભાગના સાડાચાર રૂપિયા—દશેયના પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. **સત્ય એ જ ઈશ્વર છે :** મો. ક. ગાંધી. પાનાં ૧૨૯. દશ આના. **માનવ અર્થશાસ્ત્ર :** નરહરિ દ્વા. પરીખ. પાનાં ૬૦૪. પાંચ રૂપિયા. **આપવીતી :** ધર્માનંદ કોસંબી. અનુ. વેણીલાલ છ બૂચ. પાનાં ૨૩૦. દોઢ રૂપિયો. **પ્રેમપન્થ-૫ :** દેસાઈ વાલજી ગોવિન્દજી. પાનાં ૧૨૦. ચાર આના. **લોકપોથી (પહેલી) :** જુગતરામ દવે : નરહરિ પરીખ. પાનાં ૪૮. ચાર આના. —પાંચેયના પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **ભક્તરાજ :** જોન બનિયન. અનુ. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૧૦૪. એક રૂપિયો. ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ ૧૪ **કોડિયાં :** કૃષ્ણલાલ શ્રીધરાણી. પાનાં ૨૯૮. ચાર રૂપિયા. **સાથી સંગી વિનાના :** પેરી બરજેસ. અનુ. ભૂપેન્દ્ર ઉપાધ્યાય. પાનાં ૧૫૮. દોઢ રૂપિયો. **સુલેમાનનો ખજાનો :** રાઈડર હેગાર્ડ. અનુ. સોમભાઈ પટેલ. પાનાં ૧૧૪. દોઢ રૂપિયો. **વેરયાત્રા :** ગુણવંતરાય આચાર્ય. પાનાં. ૧૩૨. દોઢ રૂપિયો.—ચારેયના પ્રકાશક : વોરા એન્ડ કંપની પબ્લિશર્સ, મુંબઈ ૨. **નેપથ્યે :** લે. પ્ર. ઉશનસ્. પાનાં ૧૧૫. સવાબે રૂપિયા. નવસારી.

★





હરિવંશરાય બચ્ચન

# તપનું આચમન

આપણી રાષ્ટ્રવ્યાપી વિભૂતિ તરીકે તો ગાંધીજીને આપણે દરેક પોતપોતાની રીતે ઓળખીએ જ છીએ. છતાં એ દરેક પાસે પોતપોતાની જે આગવી વાત હોય છે તે પણ કેવી સર્વગમ્ય હોય છે. હિંદીના પ્રખ્યાત લેખકના લેખનો આ અનુવાદ પણ એટલે જ,,,...

ગાંધીજી ઉપર લખેલી મારી એક કવિતામાં મેં લખ્યું છે:

> 'બાપુકી છાતીકી હર સાંસ તપસ્યા થી,
> આતી જાતી હલ કરતી એક સમસ્યા થી.'

અને બાપુએ તપશ્ચર્યાનું ફળ પોતાના જીવનભર, અવસર અને પાત્ર અનુસાર દેતા રહ્યા. એમની તપશ્ચર્યાનું આચમન લેવાનો મને પણ મોકો મળ્યો છે. આ વાત અસહકાર ચળવળ વખતની છે. શું પ્રસંગ હતો. એ તો હું ભૂલી ગયો છું. પ્રયાગમાં કોંગ્રેસના ઘણાય નેતાઓ આવ્યા હતા. આનંદ ભુવન મહેમાનોથી ખીચોખીચ હતું. આવેલ નેતાઓના નિત્યકર્મની સગવડ સચવાય માટે એક સ્વયંસેવક દળ તૈયાર કરવામાં આવ્યું. અમારી ૫-૭ દોસ્તોની ટુકડી નહાવાની ઓરડી પાસે કામે રોકાયેલી હતી. ઠંડીના દિવસો હોવાથી એક મોટા વાસણમાં પાણી ગરમ કરવામાં આવતું અને જ્યારે જ્યારે નાવા ધોવા માટે પાણીનો ખપ પડે ત્યારે અમે નાની નાની બાલદીઓ ગરમ પાણીથી ભરી પહોંચાડી દઈએ. ગાંધીજી પણ આનંદ ભુવનમાં ઊતર્યા હતા. એ અગિયાર વાગે સ્નાન કરવાના હોવાથી અમારે અગિયાર વાગે પાણી પહોંચાડવું એવું કહેવામાં આવ્યું હતું. સમય થવા આવ્યો, હવે ગરમ પાણી તો તૈયાર હતું જ પરંતુ કમનશીબે એ સમયે અમારી પાસે બચતમાં એક એવી બાલદી હતી જેને કડું જ નહોતું. પાણી તો એમાં ભર્યું પરંતુ, હવે ઊંચકીને તે કેવી રીતે લઈ જવી? કોઈ સારી કડાવાળી બાલદી ખાલી લઈને આવે તો તેમાં આ પાણી લઈ જઈએ, એમ રાહ જોઈને બેઠા. અમને એમ કે નાવામાં ચોઘડીકે થોડું વીતી જવાનું હતું? બે ચાર મિનિટ મોડું વહેલું થાય તો એમાં ક્યાં ખાટું મોળું થઈ જવાનું હતું! બરાબર અગિયાર વાગે બાપુજી નાવાની તૈયારી માટે વરંડામાં આવ્યા. પાણી તો એમની પાસે પહોંચ્યું નહોતું, અમારી પાસે એમણે જોયું અને અમારી મુશ્કેલી જાણી હસ્યા. અમે જોયું કે તેઓ ત્વરિત ગતિથી નાવાની ઓરડી પાસે આવી રહ્યા હતા. બાલદીની પાસે આવતાં જ એમણે પોતાના બે હાથો વડે બાલદીને ઉઠાવી અને લઈને તીર વેગે પોતાના નાવાના ઓરડાની તરફ ચાલ્યા ગયા, પણ જતી વખતે એટલું કહી ગયા કે 'જે કામ જે વખતે કરવાનું હોય ત્યારે જ કરવું, એ નક્કી કરેલ સમયે ન કરીએ તો તે સમયના દ્રોહ બરાબર છે' આ બધું એટલું તો ઝપાટાબંધ થવા પામ્યું કે ન અમે જાતે ઉપાડી બાલદી લઈ જઈ શક્યા કે ન તો અમે ગરમ થયેલ વાસણને છોડાવી શક્યાં; કારણ એવો ભય હતો કે કદાચ ખેંચતાણમાં ગરમ પાણી છલકાઈને હાથ પર પડે તો દાઝી જવાશે! બસ એ તો આવ્યા અને વાસણ ઉપાડી ચાલતા જ થયા. અમને કોઈ રીતની તક જ ન સાંપડવા દીધી.

બાપુ પોતાના નક્કી કરેલ સમયે નાહ્યા. અને વખત સાથે રમત કરી શકીએ એમ હતા પરંતુ બાપુ તો વખતની સાથે વિશ્વાસઘાત કરી શકે એમ નહોતા. એમણે વખત સાથે કરેલ વાયદો પાળ્યો. એમનો હાથ દાઝી ગયો હતો. સાંજે અમે જોયું કે એમના અંગૂઠાઓ અને છેલ્લી આંગળી પર કાંઈક સફેદ દવા લગાડેલી હતી. નિયમિતતાનું ગૌરવ તો ઘણાએ સમજાવ્યું, પરંતુ એનો સાચો સાર તો ફક્ત બાપુએ જ પોતાના હાથ દઝાડી શિખવાડ્યો. એવી રીતે શિખવાડ્યો કે અમારા હૃદય ઉપર ડામ દીધો. મારા બીજા સાથીઓ ઉપર એની શી અસર થઈ તેની તો મને જાણ નથી પરંતુ મારામાંથી તે દિવસે આળસે ઘર છોડ્યું.

ત્યાર બાદ ક્યારે પણ કોઈ નિશ્ચિત કરેલે સમયે કામ



કરવાને કે કામ સમાપ્ત કરવાનો પ્રસંગ ઊભો થયો હોય ત્યારે એ નક્કી કરેલ સમયને કોઈ પણ વાત કે બહાના કાઢી તે ન કરવાનો કે તે કરવામાં વિલંબ કરવાનો મારા મનમાં વિચાર સરખોયે આવ્યો નથી. બાપુનો દાઝેલો હાથ યાદ આવે છે અને આ શબ્દો મારા કાનોમાં ગુંજી ઊઠે છે.

' જે કામ જે વખતે કરવાનું હોય ત્યારે જ તે કરવું, તે નક્કી કરેલ સમયે ન કરીએ તો તે સમયના દ્રોહ બરાબર છે. '

આપણે જે કાંઈ પણ કરવાનો નિશ્ચય કરીએ છીએ તે ખરેખર સમયની સાથે કરેલા વાયદા રૂપ જ છે. આપણું સમગ્ર જીવન જ કાળ, મહાકાળની જોડે કરેલા કોલ બરાબર છે. ખરેખર ! આપણે આપણાં શબ્દિંદા કાર્યો કરી આ કોલનું પાલન કરીએ છીએ. જો આપણે આપણા નિશ્ચયોમાંથી ડગીએ તો સમય સાથે કરેલા કોલની વિરુદ્ધ આપણું વર્તન બની રહે. કાળ આપણને માફી આપશે શું ? આવા મહાન અપરાધ માટે જેમને સમયને હાથે સજા સહન કરવી પડી છે તેઓ પોતાની જાતને જ પૂછે કે તેમણે સમયનો કેવો દ્રોહ કર્યો છે. આ સૂત્રાત્મક શબ્દોની વ્યાખ્યા થોડા સમયમાં ખોળી શકાય તેમ નથી. એટલા માટે બાપુના પેલા શબ્દો ફરી એકવાર સંભળાવી વાત પૂરી કરું છું :

' જે કામ જે વખતે કરવાનું હોય તે અત્યારે જ કરવું, એ નક્કી કરેલ સમયે ન કરીએ તો તે સમયના દ્રોહ બરાબર છે. '

★

## અનુકરણીય પ્રયોગ

કોઈ નગર-પુસ્તકાલયના ઉત્સાહી ગ્રંથપાલ અને સંચાલકની ચકોર દૃષ્ટિ, અવિરત કાર્યરત રહેવાની પ્રેરણા સાચા રૂપે જાગૃત રાખની કપડવણજની પરીખ પુ. હ. મહાજન લાયબ્રેરી એક આદર્શ દૃષ્ટાંત પૂરું પાડે છે. છાપાંઓમાં રોજેરોજ એવું કેટલુંય સંઘરી રાખવા જેવું આવે છે. કોઈપણ લાયબ્રેરીમાં છાપાંઓ અને સામયિકો તો થોકબંધ આવે છે. પણ તેમાંથી કોઈ દૃષ્ટિવાળા ગ્રંથપાલ કે સંચાલકો જ એ બધું બેચાર મહિને પસ્તીમાં જાય તે પહેલાં તેમાંથી વીણીને સંઘરી રાખવા પ્રેરાય છે. ઉપરોક્ત લાયબ્રેરીના ઉત્સાહી ગ્રંથપાલે આવા મોટા ગંજમાંથી વીણી વીણીને વિભાગવાર જે આલ્બમો બનાવ્યાં છે તે ખરેખર બીજાને અનુકરણીય છે. આવું જ નજરે જોઈને બીજાને પણ પ્રેરણા થાય તે માટે અવનવા પ્રસંગો યોજીને આ સંસ્થા જનતાને આકર્ષે છે એ પણ શિક્ષણનો એક પ્રયોગ કહેવાય. ઇચ્છીએ કે આનું અનુકરણ કરવા સહુ પ્રેરાય.

—સંપાદક

★

તમારા પત્ર બદલ આભાર. ઘણાં વરસો થયાં ઊર્મિના ગ્રાહક છીએ. ઘણાં માસિકો આવે છે. એટલે કેટલાંક બંધ કરવાનો ઇરાદો રાખ્યો હતો. આર્થિક સંકડામણનું કારણ પણ ખરું. છતાં તમારી ઇચ્છાને (આગ્રહને) લઈને વધુ એક વર્ષનું લવાજમ ભરાવ્યું છે તેની નોંધ લેશો.

—ભાલચંદ્ર એન. વ્યાસ [ મુંબઈ ] ૨૮-૩-'૫૭

હું આપના માસિક 'ઊર્મિ-નવરચના'નો છેલ્લા ત્રણ માસથી ગ્રાહક છું. આ માસિકમાં લખાણો ઘણાં જ સારાં અને ઉચ્ચ વિચારવાળાં આવે છે. માસિકના નામ પ્રમાણે ગુણ છે. સાહિત્ય ઊંચું આવે છે. દરેક લેખ વિચાર કરવા જેવો છે. પૂંઠા પર સી. નરેનનાં ચિત્રો આવે છે તે ઘણાં જ સારાં અને લાગણીપ્રધાન છે. સમયનાં ક્ષીર-નીરના લેખક રાજહંસની ભાષા ઘણી જ સચોટ અને અસરકારક છે.

—હરિપ્રસાદ ભા. પંડ્યા [ શિવરાજપુર માઈન્સ ] ૧૮-૩-'૫૭





કાન્તિ ઉપાધ્યાય

# વિલિયમસન ડાયમન્ડઝ

હીરાની પરખ ઝવેરીને—એ કહેતીને સાચી પાડતો દુનિયાનો એક મોટો ઝવેરી અહીં આપણને પરિચિત થાય છે. જીવનમાં એક જ ધ્યેય રાખનારને એ ધ્યેય પાસે પહોંચવામાં એકેય મુશ્કેલી રોકતી નથી, આ ચરિત્રનાયક પણ આપણને પ્રેરણારૂપ બને……

ઘણા લોકો નશીબ અને ગ્રહોમાં માની પોતાનું ભવિષ્ય આંકે—અંકાવે છે અને પુરુષાર્થને એ રીતે ઓછું અગત્ય આપે છે. જ્યારે આજથી સોળેક વર્ષ ઉપર એક માણસ ટાંગાનિકા(આફ્રિકા)માં કાંઈક શોધતો શોધતો આવ્યો અને વૈજ્ઞાનિક સિદ્ધાન્તોને આધારે એણે મહેનત આદરી મગજ પણ ચલાવ્યું. ઈ. સ. ૧૯૪૦માં એને હીરાની ખાણ મળી અને રાતોરાત એ દુનિયાના મોટા ધનિકોમાંનો એક બની ગયો. આજે આ ડૉ. વિલિયમસન ટાંગાનિકાની હીરાની ખાણના માલિક તરીકે જગવિખ્યાત છે.

ડૉ. જ્હોન થોબર્ન વિલિયમસન, વિલિયમસન ડાયમન્ડઝ લિમિટેડના ડાઈરેક્ટર છે. આ કેનેડિયન ભૂસ્તરશાસ્ત્રી અત્યારે પચાસેક વર્ષની ઉંમરના છે. મેક ગીલ યુનિવર્સિટીમાંથી ઈ. સ. ૧૯૩૩માં પી. એચ. ડી. ની ઉપાધિ મેળવી બીજે વર્ષે રોડેશિયાની એક ખાણમાં કામ કરવા માટે આવ્યા. પણ ત્યાં ખાસ ફાવ્યું નહિ અને પોતાની મેળે ત્યાંથી ચાલી નીકળી ટાંગાનિકામાં કાંઈક શોધતા હોય; અને જે કાંઈ શોધતા હતા તે જરૂર મળશે એવી ઊંડી ખાતરી સાથે પોતાનું ભૂસ્તરશાસ્ત્રનું વિશિષ્ટ જ્ઞાન વૈજ્ઞાનિક સિદ્ધાંતોને આધારે આ સ્થળને લાગુ પાડ્યું. 'ટાંગાનિકામાં હીરાની ખાણ છે અને એ મારે શોધવી જ જોઈએ' એવી એમની સબળ માન્યતાએ જોર પકડ્યું. ત્રણ વર્ષના સતત પરિશ્રમ પછી એમને એવી ખાતરી થઈ ચૂકી કે લેઈક વિક્ટોરિયાની દક્ષિણે પાંચગંદાં ગામડાની આજુબાજુ ભૂસ્તરશાસ્ત્રને આધારે હીરાની ખાણ હોવી જ જોઈએ અને એમ એની એમણે શોધ કરી. ભૂખ અને રોગની પરવા કર્યા વગર એમણે આ શોધ પૂરી કરી જેને પરિણામે આજે પણ એમની તબિયત નરમ જ માલુમ પડે છે. બ્લેકવોટર, તાવ—મેલેરિયા એમની તાકાત છિનવી ગયેલાં છે.

આ અપરિણીત, સાધુચરિત કેનેડિયન ઝવેરી 'મ્વાડુઈ' નામના ગામડામાં પોતાની હીરાની ખાણની વસાહત ઉપર રહે છે. ભાગ્યે જ કોઈને મળે છે. આ જગ્યા ટાંગાનિકામાં શીન્યાન્ગા અને મ્વાન્ઝાની નજદીકમાં આવેલી છે. જગ્યા એટલે દૂર છે કે ભાગ્યે જ કોઈ લોકો ત્યાં જતાં હોય છે. ઝરખ અને શિયાળવાંના અવાજમાં જાણે રાત્રે એકલું આકાશ તારાઓના અવાજમાં અટવાતું હોય એવી લગભગ નિર્જન અને શૂન્ય જગ્યાએ આકાશના તારાઓની જેમ હીરા ચમકતા હોય એવું લાગે છે. જંગલમાં મંગલ કરનારી આફ્રિકામાં ઘણી થોડી વ્યક્તિઓ ધ્યાન ખેંચે તેવી છે: કોઈ ડી લા મેર કે વિલિયમસન, નાનજી શેઠ આવી વ્યક્તિઓમાં ગણાવી શકાય.

આવી એકાંત અને શૂન્ય વનરાજીની વચ્ચે તમને એક જુદું જ વાતાવરણ અચાનક જોવા મળે છે. ખાણમાં કામ કરનાર માણસોનાં રહેઠાણ ત્યાં જ આવેલાં છે. વર્કશોપ, હૉસ્પિટલ, સ્ટોર્સ, હવાઈ મથક, અને હીરાની ખાણ. લગભગ ૨૭૭૦ માણસો અહીં કામ કરે છે. જેમાં ૨૬૦૦ આફ્રિકનો ૧૧૦ યુરોપિયનો અને ૬૦ હિંદીઓનો સમાવેશ થાય છે. નોકરીની અને રહેવાની સગવડો શ્રેષ્ઠ કોટિની કહી શકાય.

ડૉ. વિલિયમસન સુઘડ, ઉજળા વાનવાળા, શાંત અને શરમાળ સદ્‌ગૃહસ્થ છે. તેઓ લગભગ સાધુજીવન ગાળે છે અને ભાગ્યે જ કોઈને મળે છે અને ભાગ્યે જ આ જગ્યા છોડી બહાર જાય છે. એમનાં ચાર ખાનગી વિમાનોનો એ ભાગ્યે જ ઉપયોગ કરતા હોય છે.

એમનો એક માત્ર શોખ તે પુસ્તકોનો શોખ છે. દરેક ગમતા પુસ્તકની પ્રથમ આવૃત્તિ તેઓ મેળવીને



વાંચે છે અને પોતાનું ખાનગી પુસ્તકાલય પદ્ધતિસર ગોઠવીને રાખે છે.

એમની સમૃદ્ધિ કેટલી મોટી છે એની કોઈને ખબર નથી કારણ કે એમની મિલ્કતનો ઘણોખરો ભાગ તેઓ પોતાના ધંધામાં ફરી ફરી નાખતા જાય છે. છતાં એટલું તો સ્પષ્ટ છે કે દુનિયાના મોટા ધનિકોમાંના એ એક છે.

એમની કંપનીમાં એમના ભાઈ પી. બી. વિલિયમસનના ૩/૧૨ તથા શ્રી ઓન. એલ. સી. ચોપરાના ૧/૧૨ શૅર છે, બાકીના બધા શૅર એમના પોતાના છે.

ઓનરેબલ એલ. સી. ચોપરા એક હિંદી વકીલ છે અને ટાંગાનિકાની લેજીસ્લેચરના એક સભ્ય છે. એમણે ડૉ. વિલિયમસનને એમના શરૂઆતના દિવસોમાં ઘણી મદદ કરેલી અને એ સંબંધને લક્ષમાં રાખી ડૉકટરે એમને ઉપર મુજબના શૅર આપેલા છે. આફ્રિકાના હિંદીઓમાં આ દાખલા ઉપરથી એક અનુપમ ઉદાહરણ મળી આવે છે. ન્યાત, જાત કે રંગના ભેદ સિવાય માનવતા કેવી રીતે નજીક આવી શકે છે એનો આ એક જીવતો જાગતો દાખલો છે.

લગભગ પાંચ ચોરસ માઈલમાં પથરાયેલી આ ખાણ ૨૦ માઇલ લાંબી ડબલ તારની વાડથી સુરક્ષિત છે. આ ખાણમાં બહુ ઊંડે જવું પડતું નથી અને હીરા પણ 'જેમ' (Gemstone) જેવા છે. હીરાનો જથ્થો મોટા પ્રમાણમાં છે. દક્ષિણ આફ્રિકાની ખાણોમાં ખૂબ ઊંડે સુધી જવું પડે છે અને સો ઘનવાર જમીનમાંથી છથી આઠ કેરેટ જેટલા જ હીરા મળી આવે છે. જ્યારે અહીં લગભગ ભોંયતળિયા ઉપર સો ઘનવારે ૨૫૦થી ૩૦૦ કેરેટ હીરા મળે છે. ડૉ. વિલિયમસન દરરોજ ૭૫૦ કેરેટ હીરાનું ઉત્પાદન કરે છે. આ ઉત્પાદન ઘણું વધારી શકાય તેમ છે તો પણ ભાવ અને બજારને સાચવવા માટે ડૉકટર આટલું જ નિયંત્રિત ઉત્પાદન કરે છે.

રાણી ઇલિઝાબેથને ડૉકટર વિલિયમસને એક ૫૬ કેરેટનો હીરો લગ્નભેટ તરીકે મોકલેલો જેની કિંમત લગભગ ૧૦૦૦૦ પાઉન્ડની અંકાય છે. મોટામાં મોટો હીરો ૧૭૪ કેરેટનો એમને આ ખાણમાંથી મળેલો છે અને એક ૧૪૭ કેરેટનો કીમતી હીરો લંડનની બૅંકમાં એમણે રાખેલો છે. આવા મોટા હીરાઓના ઘરાકો પણ દુનિયામાં ગણ્યાગાંઠ્યા કે ભાગ્યે જ મળી આવે.

હીરાને માટીમાંથી છૂટા કરી વીણવામાં આવે છે અને તે પછી વૈજ્ઞાનિક રીતે તેજાબમાં સાફ કરવામાં આવે છે અને ત્યારબાદ તીજોરીમાં મૂકવામાં આવે છે. આ હીરાઓના સંગ્રહ માટે ખાસ તજવીજ અને તકેદારી રાખવી પડે છે અને એટલે તીજોરીની કરામતો પણ અટપટી હોય છે. નહિ તો આવી કીમતી વસ્તુની હેરફેરમાં ગેરરીતિ ઘૂસી જવાનો સંભવ મોટો. નુકશાન પણ એટલું જ મોટું!

આ ઉપરાંત આ ખાણ ઉપર સખત જાપતો રાખવો પડતો હોય છે અને ડૉ. વિલિયમસને તો મી. બરગેસ નામના સ્કૉટલેન્ડ યાર્ડના જૂના કર્મચારીને આ કામ સોંપી એક આખું ખાતું ઊભું કરેલું છે, જેમાં ચાર યુરોપિયન અને ૧૦૦ આફ્રિકન પોલીસનો સમાવેશ થાય છે. સર્ચલાઇટ, કૂતરા અને ટટ્ટુઓથી સજ્જ એવું આ દળ તારની વાડની આજુબાજુ ચોકી કરતું હોય છે. હવે એક્સ રે મશીનથી, ગળીને ચોરાઈ જતા, હીરાની તપાસ પણ કરવામાં આવે છે.

ડૉકટર વિલિયમસન આ બધું હોવા છતાં પોતાના માણસો ઉપર ખૂબ જ ઇતબાર રાખે છે અને એમની તરફના ખાસ વર્તનથી એમનામાં માન અને વિશ્વાસની લાગણીઓ પ્રેરી શક્યા છે. કામ કરનાર માણસો કુટુંબ સાથે ખાણના કંપાઉન્ડમાં રહી શકે એવી દુનિયાની ગણીગાંઠી હીરાની ખાણોમાંની આ એક જ છે. પોતાના માણસોને તેઓ એક્સ રે કરતા નથી—એમને જુલાબ પણ આપતા નથી. (બીજા કેટલાક લોકોને શંક પડે તો જુલાબ આપી





ત્યાં રાખવા પડે છે અને એમ ગળેલા હીરા હાથ કરવા પડે છે.)

તારની વાડમાંથી બહાર જનાર દરેકની જાતતપાસ કરવી પડે છે.

આમ હીરાની ખાણુની અજબ જગ્યા જેણે જોઈ હોય તેને ખરેખર તાજ્જુબી થયા વગર રહેતી નથી. થોડાક જથ્થામાં કેટલી મોટી મિલ્કત સમાયેલી છે અને એ કેવી રીતે બહાર આવે છે એ એક જોવા જેવી બિના તો છે જ.

નાઈરોબીથી દર મંગળવાર, બુધવાર અને શનિવારે ડૉકટર વિલિયમસનનાં વિમાનો ન્વાડુઈ જા-આવ કરે છે અને દુનિયાના હીરાના જથ્થાના દસ ટકાની કીમતનાં હીરા આ ખાણુ ઓપનટેઈમર સીન્ડીકેટ મારફતે વેચે છે.



વિજયશંકર કામદાર

# વિભુવર! આ વૈભવ શે ફાવે?

જીવતા માનવી તરફ પૂરી બેદરકારી રાખતા આપણે પથ્થરના ભગવાનને કેવા વધાવીએ છીએ! આ આખું કાવ્ય કવિનું એ સંવેદન શબ્દદેહમાં રજૂ કરે છે જે દરેકની પ્રશંસા મેળવી લેશે......

ષોડશ સ્નાનવિધિમાં વિભુવર!
મધ મીઠું તું માગે,
કોટિ કોટિ મધુમાખો કેરું,
આ કાજે બલિદાન બને;
મરતાં રંક જનો નવ પામે
મધ ટીપું ઔષધ માટે
તારે શિર અભિષેક મધુના,
વિભુવર! આ વૈભવ શે ફાવે?

ઘોર ઉનાળે તપે ધરા ત્યાં
દુકુલ રેશમી માગે,
લાખ લાખ રેશમના કીડા
ઉકળતે જળ મ્હાલે;
ઘામ ધખ્યા રણ ખેતર વાટે
દેહ ઢાંકવા મળે ન ધાગો,
આ સઘળું મહાલયમાં મ્હાલી
નિત્ય નિરંતર નીરખે,
વિભુવર! આ વૈભવ શે ફાવે?

ઉનાળે અકળાવે આતપ,
ચામર-વ્યજન તું માગે.
ચમરી ગાયનાં પૂંછ વધેરી,
સંત વાયુ નિત્ય ઢોળે;
'ગાય તને વ્હાલી આતમાથી'
ગાય ભક્ત ચામર ઢોળી,
અકળ બધી આ લીલા તારી
શે મારે હૈયે માશે?
વિભુવર! આ વૈભવ શે ફાવે?

હાડ ગાળતી શિશિર-ઠંડીમાં
તિલક કસ્તુરીનું ભાલે,
કોટિ કોટિ કસ્તુરીમૃગની
હાણુ થતી એ કાજે;
લાડકવાયો ગરીબ-રંકનો
મરતો આંચકી-તાણે,
રતિભાર આવરદા કાજે
માગે, ના કદીયે પામે,
વિભુવર! આ વૈભવ શે ફાવે?

નવા વર્ષના અન્નકુટમાં
લાખ લાખ ભોજન તારે,
એક ટંકના ભોજન કાજે
લાખ લાખ પીસાતી કાયા;
ગરીબ ગુરબાં દીન હીન સૌ
પેટ પૂર ના પામે,
પગ પર પગ ચઢવી તું બેઠો
ઓડકાર શે આવે?
વિભુવર! આ વૈભવ શે ફાવે?

તારે અંગથી ઊતરે અંચળ,
અહર્નિશ સુવર્ણ તણાં,
ક્ષયના કાળમુખે હોમાતી,
માવડી આ મૃદુ બાળકની;
બાળ જીવાડી જીવન જીવવા,
કાયા માગે એ નરવી,
રતિપુર ના વરખ પામતી,
જે નિત્ય જાય પખાલે,
વિભુવર! આ વૈભવ શે ફાવે!

લાખ લાખ વાડી વેડાતી
તું આંગી કાજે,
ગરીબ કેરે કફન મૂકવા
મળે કળી ના એકે;
તું કાજે બલિદાન બને આ
જગ, જન, જીવ અખીલાં,
અંતર મારે ઓરતા એનાં
તો ય કરુણાસિન્ધુ કહાવે,
વિભુવર! આ વૈભવ શે ફાવે?





'નિશાકર'

## દીવાનખંડના ભમરાને

ભમરા, તું ભ્રમમાં પડતો ના;
ફૂલો આ તારાં પ્રીછયાં ના.

ફૂલદાનીમાં ફૂલ કાગળનાં,
અડકી જોજે, જા;
રંગરંગનાં, સુગંધસૂનાં,
ચૂમી જોજે. જા.—ભમરા૦

ગૂંજન તારું પ્રીતગીતનું,
ખંડમાં થાશે ફૂલ;
કોઈ નહિ તને નોતરવાનું,
સમજી જાને ભૂલ—ભમરા૦

વાયુલ્હેરે અક્કડ હાલે,
ડાળ, પર્ણ ને ફૂલ;
જીવ નથી આ કાગળ તારે,
જા જ્યાં પ્રેમળ તૂલ.—ભમરા૦

પ્રો. ડૉ. ભાનુ પંડ્યા

## દિલાસો આપનારાઓ

દિલાસો આપનારાઓ !
દયા વરસાવનારાઓ !
પડયા ઘા પર નિમક ભભરાવનારાઓ !
કૃપા થાશે તમે ખામોશ થઈ રહેશો.
ચહ્યું ના મેં કદી સ્વપ્ને તમારે એ જ કહેવાનું ?
'ભૂલી જા ભૂતને' તમ સૂરનું પ્રાધાન્ય રહેવાનું.
ફૂંકી, ભારેલી ચિનગારી અગન પ્રગટાવનારાઓ!
અસર થાશે તમારી શિખની એ આશ ના ધરજો,
ભલે 'પથ્થર ઉપર પાણી' સમી અમ તુલના કરજો
અમારા દિલ દરિયે તાગ લેવા ડોળ કરનારા !
તમે માનો સદા એવું કે, હું રહેંસાઉં છું ઊંધો !
સહ્યે જાવું શરૂથી અંત સુધી ધ્યેય અમ કીધો,
અમે એ સુખને જાણ્યું અને માણ્યું
અમર નવનીત પીછાણ્યું,
જીવન અમ હોડમાં મૂકીને સટ્ટો ખેલનારા;
અમારી આ ખુમારીમાં અમે ખુવાર થાનારા.
હૃદયને ચુંથનારાઓ !

★ ★

'ઊર્મિ–નવરચના'નો માર્ચ '૫૭નો અંક વાંચી આનંદ થયો. 'ક્ષીર–નીર'માં તટસ્થ વિવેચન તો હોય છે જ, પરંતુ શ્રી વસુબંધુકૃત 'જય જય ઘરડી ગુજરાત' લેખે કેટલાંયનાં દિલ વલોવી નાખ્યાં હશે. આ લેખ વાંચ્યા પછી ગુજરાતના તથાકથિત નેતા પર દયા જ છૂટે—બિચારા આટલા વામણા, આવા વેશમાં ! તેમનો અંચળવો ભેદવાની જરૂર હતી જ. શ્રી વસુબંધુને મારાં અભિનંદન. તેમના આ લેખે જબ્બર ક્રાન્તિ આણી છે. શ્રી વસુબંધુનો આ લેખ પૂર્વગ્રહથી મુક્ત છે. તેમણે જે તટસ્થ વિવેચન આપ્યું છે તે બદલ ખૂબ જ આનંદ વ્યક્ત કરું છું. આ જ રીતે જો તેઓ 'રાજ્ય પુનઃરચના'થી માંડી 'અત્યારના છબરડા' સુધી વેધક પ્રકાશ નાખે એવી લેખમાળા તૈયાર કરી જનતામાં જાગૃતિ આણે એ જ અભ્યર્થના. જાગૃત દેશભક્ત જ આ કરી શકે.

—નલિન છો. પંડ્યા [ હિંમતનગર ] ૧૪–૩–'૫૭

**'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.**

# ગૃહમંગલ

"ગૃહમંગલ"

શિશુ ! તે તો દેશનું સુકાન છે, દેશનું ધન છે; તે જ આવતી કાલનો પિતા છે. ભવિષ્યના એ નાગરિકના ઘડતરમાં આપણે કેટલાં બધાં બેદરકાર છીએ ! આજે આપણે શિશુકલ્યાણની એક વિકટ સમસ્યા દેશ સામે ખડી કરી દીધી છે. એકબીજાની દેખાદેખી, અનુકરણ અને કહેવાતી સમાજની રૂઢિઓમાં પીસાઈ આપણી પ્રજાની સલામતી આપણે ચૂકયા છીએ. અને તેનું મુખ્ય કારણ શારીરિક કમજોરી. જ્યાંસુધી શારીરિક સંપત્તિ સમૃદ્ધ નહિ હોય ત્યાંસુધી આપણી પાસે બધું જ હશે તો પણ તે વ્યર્થ થઈ રહેવાનું છે.

પરદેશની તાજીમાજી રુષ્ટપુષ્ટ પ્રજા જોઈને એમની શક્તિ ઉપર ફીદા થઈને ક્યારેક અદેખાઈ પણ કરીએ છીએ કે આપણા દેશની પ્રજા એવી બળવાળી, માનસિક અને શારીરિક શક્તિવાળી કેમ નથી બનતી ! આપણે એમના જેવા જ મનુષ્ય છીએ પણ આપણો અને એમનો વિકાસ જ માત્ર જુદો છે.

તંદુરસ્ત જીવનના ઘડતર માટે આપણે ઘણી વસ્તુઓ તરફ ધ્યાન આપવું જરૂરી છે. ખોરાક, સારાં હવાપાણી, નિયમિત જીવન અને વાતાવરણ અને છતાં આપણે ખાસ ચર્ચવાનો વિષય ખોરાકનો છે. ખોરાક ઉપર આપણી પ્રજાનું ધ્યાન કેંદ્રિત કરવાની વધુ જરૂર છે.

આપણા દેશની વસ્તી જેટલા પ્રમાણમાં છે તેટલા પ્રમાણમાં ખોરાકની ઉત્પત્તિ નથી. આપણા ગરીબ દેશમાં લાખો બાળકોને પહેરવાનાં કપડાં અને પેટપૂર અનાજનાં પણ ફાંફાં છે. તેનું એક કારણ અનાજનો બગાડ—એટલે કે જે ખોરાકમાં પૌષ્ટિક તત્ત્વો રહેલાં છે તેને આપણે નકામો સમજી ફેંકી દઈએ છીએ. જીભના સ્વાદને કારણે તાત્વિક ખોરાક પ્રત્યે ખૂબ બેધ્યાન બન્યાં છીએ. અને રસોઈ પાછળ પુષ્કળ સમય ખર્ચવા છતાં પણ તંદુરસ્તી નથી મેળવી શકતાં.

સ્ત્રીઓ ભવિષ્યનાં એ નાગરિકો માટે ઘણું કરી શકે તેમ છે. સ્વતંત્ર ભારતમાં તેમની બેદરકારી જરાપણ ચલાવી લેવા જેવી નથી. સ્વાદ તરફ ખેંચી જનાર સ્ત્રીઓ છે. પણ તેણે સ્વાદિષ્ટ અને પૌષ્ટિક બન્ને તરફ ધ્યાન આપવું જોઈએ. સ્ત્રી એ તો રસોઈઘરની

શાણી છે. અત્યારે તો ભણેલી ગણેલી બહેનો પણ તાત્વિક રસ ફેંકી દેતાં વિચાર નથી કરતી. ભણેલું માત્ર પરીક્ષા પૂરતું જ નથી એ તેઓ ભૂલી જાય છે.

'જે કર ઝુલાવે પારણું, શાસન કરે તે વિશ્વનું.'—સ્ત્રીને મળેલું એ ગૌરવ સ્ત્રીએ ચૂકવું ન જોઈએ. આપણી પ્રજા નબળી ન રહેવા પામે તે માટેના સતત પ્રયત્નો કરવા જોઈએ. બાળઉછેર વખતે–કેલ્શિયમ, પ્રોટિન, વિટામિન, ક્ષારતત્ત્વો અને સમતોલ ખોરાક ન મળી શકવાને કારણે શરીર ઉપર અસર થાય છે અને તેમાંથી જાતજાતના રોગો થાય છે. પોતાના કુટુંબની, દેશની સંપત્તિનું સુકાન તેના જ હાથમાં છે. જો તેઓ યોગ્ય દેખભાળ નહિ રાખી શકે તો ભવિષ્યમાં આપણી સામે સેંકડો નવી સમસ્યાઓ ઊભી થશે, ખોરાકની ખૂટતી વસ્તુઓ મેળવવા માટે અને તેની જરૂરિયાતો ઊભી કરવા માટે બહેનો જ સરકારને ધા નાખી શકે.

※

## રૂઢિનાં ખપ્પર

કીર્તિ એના પિતાને ત્યાં ખૂબ સુખી હતી. પણ તેનાં નાની ઉંમરમાં લગ્ન કરી નાખવાને કારણે તે ગુજરાતી ચાર ચોપડીથી વધુ ભણી શકી નહિ.

કીર્તિના પિતા મોટા શહેરમાં કાપડના વેપારી હતા. કીર્તિના વિવાહ તે ખૂબ જ નાની હતી ત્યારે કરેલા. એ જ કારણે લગ્નની પણ ઉતાવળ કરવી પડી. સોળ વર્ષની કીર્તિને તેના પિતાએ સાસરે મોકલી.

કીર્તિનો પતિ વિમલ હજુ તો શિક્ષણ લેવા જેવો હતો તે ઉંમરે પરણીને બેઠો. મોજ-શોખમાં અટવાઈ ગયેલા અને પૈસે ટકે સુખી બાપદાદાની અને સાસરાની મિલ્કત ઉપર તાગડધિન્ના કરનાર વ્યક્તિને પછી નોકરી ધંધાની કે બીજી કોઈ જ ચિંતા રહેતી નથી. વિમલને માટે પણ આવું જ હતું. પૈસાની લાલચે લગ્ન પછી થોડો વખત કીર્તિ સાથે મોજ માણી. કીર્તિ એક બાળકની માતા પણ બની. પણ વિમલનું ચિત્ત તો બહાર ભટકતું અને કીર્તિ ઉપર હુકમોની ધારા વરસાવતું જ રહ્યું.

લગ્ન પછી થોડા જ વખતમાં કીર્તિને પોતાના પતિના બાહ્ય જીવનનો થોડો ખ્યાલ આવેલો. પોતે પ્રયત્ન કરીને તેને આવા સકંજામાંથી પાછો ખેંચી શકશે એવી એની માન્યતા હતી. પરંતુ કુમળી વયની કીર્તિ ખૂબ જ નિરાશ થઈ ગઈ. તે બીજું શું કરી શકે? આજે સરસ મઝાની ડાહી ડાહી વાતો કરે તો વળી પાછું બે દિવસ પછી તો એની એ જ પરિસ્થિતિ હોય. કીર્તિને માટે આ દુઃખ અસહ્ય થઈ પડ્યું. એના સમજાવવાના પ્રયત્નો છેક સુધી ચાલુ રહ્યા. એનાથી બન્યું તેટલું તેની બુદ્ધિ પ્રમાણે કર્યું. પણ વિમલ ના સમજ્યો તે ના જ સમજ્યો. છેવટે કીર્તિ કંટાળીને સદાયને માટે પોતાનું પતિગૃહ તજી પિતૃગૃહે આવીને રહી. પોતાની પુત્રીનું આવું દુઃખ જોઈને માબાપ અને ભાંડુઓ દુઃખી થયાં. તેને ચિંતા ન કરવા અને શાંતિથી રહેવા કહ્યું. કીર્તિ પોતાના બાબાને ઉછેરતી અને ખૂબ આનંદથી રહેતી હતી.





વખતને ક્યાં વીતતાં વાર લાગે છે થોડી! સમાજમાં કીર્તિ ચવાવા લાગી. 'કેમ તે સાસરે જતી નથી?' 'દીકરી તો સાસરે જ શોભે.' 'ગમે તેવું હોય તો ય પોતાનો પતિ અને પોતાનું ઘર'. અને કીર્તિનાં બા-બાપુજીના કાન લોકોએ ફોલી નાખ્યા.

પિતાને તો દીકરી કરતાં પણ 'રૂઢિ' વધુ વહાલી હતી. તેમને તો કીર્તિ મેળવવી હતી. તેમની સામે લોકો આંગળી કેમ કરે? પોતાને ખૂબ નાનમ લાગી એટલે કીર્તિને સાસરે જવા માટે તેમણે ખૂબ સમજાવવા માંડી. કીર્તિ કરુણ દશાનો ભોગ થવા જરાય તૈયાર નહોતી. તે તેના નિર્ણયમાં મક્કમ હતી. તેણે નક્કી કર્યું કે 'હું સંસ્થાનો આશ્રય લઈને પણ ઉચ્ચ કેળવણી પામીશ અને મારા પગ ઉપર ઊભી રહીશ.' તેનાં બા-બાપુજીનો તેને સાસરે મોકલવા માટેનો નિર્ણય પણ એટલો જ મક્કમ હતો. અને કીર્તિએ પિતાનું પણ ઘર છોડ્યું, સંસ્થાના આશ્રયે પગભર થવા માટે તે ચાલી નીકળી.

સમાજની રૂઢિચુસ્તતા અને લોકોની આંગળી-ચિંધામણી આગળ જાણે ડાહ્યા માણસનું પણ કંઈ ચાલતું નથી. એ વખતે માતૃવાત્સલ્ય કેવું ક્રૂર બની જાય છે! આ છે આપણી રૂઢિ—કુમળી વયની સુંદર બહેનોને ભરખી જનારી....!

## 'ગૃહિણી ગૃહમુચ્યતે'

ગૃહવ્યવસ્થા જાળવવામાં સ્ત્રીનો મોટો ફાળો રહેલો છે. ખાસ કરીને ઘરના કોઠારની વ્યવસ્થાથી તો ગૃહિણીની પરીક્ષા થાય છે. સાધારણ રીતે ગૃહિણીની એવી માન્યતા હોય છે કે મુખ્ય દિવાનખાનું કે જ્યાં મહેમાનોની આગતા સ્વાગતા કરવાની હોય તે સ્વચ્છ અને વ્યવસ્થિત હોવું જોઈએ. કારણ અંદર કોઈ જોવા આવવાનું નથી. પણ એવું નથી. ઘર તમારું છે તેનો એકેએક ખૂણો સ્વચ્છ હોવો જોઈએ. દરેક વસ્તુ સુવ્યવસ્થિત ગોઠવાયેલી હોવી જોઈએ. ઘરની દરેક વ્યક્તિને એવી ટેવ પાડવી જોઈએ જે અવ્યવસ્થિત ન કરી મૂકે. બાળક નાનપણથી જ ખૂબ અનુકરણ કરે છે. જેવું મોટાઓનું જુએ છે તેવું જ તે કરે છે એટલે ઘરને વ્યવસ્થિત રાખવામાં સ્ત્રીનો—માતાનો ફાળો ખૂબ જ મોટો છે.

દક્ષાબેનને ઘેર રસોઈયો નોકર ચાકર બધું જ છે. સુંદર મઝાનું મકાન, રાચરચીલું અને નાનકડો બાગ પણ છે. બહારથી આવનાર કોઈપણ વ્યક્તિને તે બધું જ અવ્યવસ્થિત ભાસે છે. કુટુંબ મોટું છે પણ બધાં સમજુ બાળકો છે. સમજાવ્યાં સમજી શકે તેવાં છે. છતાં પણ આમ કેમ?

એ તો હકીકત છે કે રસોઈયો નોકર હોય તોપણ તેનાથી કંઈ ઘર ચાલતું નથી. તે તો ગૃહિણીને મદદગાર તરીકે લાભ આપી શકે પણ તેના જ ઉપર ઘરનું સુકાન છોડી દઈએ તો તે ઘર કેમ નભી શકે! દક્ષાબેનનું પોતાનું ઘર છે, ખૂબ સારી આવક છે છતાંપણ જ્યારે જોઉં ત્યારે પોતે ખૂબ ભીંસમાં હોય એમ જ લાગ્યા કરે. મને હમેશાં થયા કરે કે આટલી સારી આવક છે, મધ્યમ કુટુંબની માફક સૌ રહે છે છતાંપણ એમને કેમ આટલી બધી ભીંસ લાગ્યા કરે છે! 'ખાળે ડૂચા અને દરવાજા મોકળા' જેવી એમના ઘરની હાલત



છે. ક્યારેક જોઉં છું તો નાનામાં નાની વસ્તુ માટે પણ એટલી બધી ચીકાશ કરીને પોતે જાતે જઈને લઈ આવે, જૂની વસ્તુઓ ન ગમે એવી, નવા જમાનાને અનુકૂળ ન હોય તેવી હોય તો એને વેચીને નવી ખરીદે, આજે મારે ત્યાં કોઈ નવી વસ્તુ જોઈ હોય તો તરત ખરીદી લેવાનો વિચાર કરે પણ પાછી પૈસાની ભીંસ જાહેર કરે. થોડો સમય પસાર થાય એટલે એ વસ્તુ લઈ આવે પણ ખરાં. ઘણું બધું સારું સારું તેમની પાસે છે. પણ ઘરમાં જઈને જોઈએ તો બધું જ અસ્તવ્યસ્ત પડેલું હોય. ક્યારેક હું તો કહું પણ ખરી કે આ બધું જ ગોઠવીને રાખો તો કેવું સુંદર ઘર દીપી ઊઠે! તો બાળકોનો વાંક કાઢે.—ઘડી પહેલાં સાફ કરાવું છું અને તરત ગંદું થઈ જાય છે. પણ મને એમ સતત લાગ્યા કર્યું છે કે ઘરમાં તેમની તપાસ ઝીણવટભરી નથી, એ અણઆવડતને કારણે તેમને પોતાને પણ સંતોષ નથી. પણ તે કરવા તરફ પ્રયત્ન નથી.

## આબરૂનાં ઓઠાં

કૈલાસ પાંચમી શ્રેણીમાં અભ્યાસ કરતી હતી. ઉંમરે તો તે મોટી હતી. સહેજે તેને વીસેક વર્ષ થયાં હશે. તેનાં લગ્ન થયેલાં હતાં. સ્વભાવે તે થોડીક આઝાદ, અને ભડભડીયણ પણ હતી. વિચારશક્તિનો અભાવ અને હુંપણુ પણ કંઈક દેખાતું હતું.

લગ્ન પછી તે શ્વસુરપક્ષે જ હતી. બન્ને પતિપત્નીને ઠીકાઠીક ચાલતું હતું, કોઈકવાર ચડભડ ચડભડ થાય પણ તે તો થોડી વાર, પછી જાણે કંઈ બન્યું જ નથી તેમ થઈ જતું. એક વખત તેના પતિને બહારગામ નોકરી માટે જવાનું થયું. કૈલાસ તેની સાસુ સાથે એકલી પડી. કૈલાસને સાસુ સાથે ન ફાવ્યું. સાસુએ પણ હેરાન કરવા માંડી, અને કૈલાસને તો જાણે અસહ્ય થઈ પડયું. કારણ ખાવા-પીવાની બાબતની હેરાનગતી તે કોઈપણ સંજોગોમાં વેઠી શકે તેમ નહોતી. તેણે તેના પિતાને પત્ર લખ્યો અને પિતા આવી તેને લઈ ગયા. દીકરીની હકીકત સુણી પિતા ચિંતામાં પડયા. પણ તેને પગભર કરવાનો તેમને ખ્યાલ આવ્યો અને સંસ્થામાં દાખલ કરી તેને ભણાવવાનું શરૂ કર્યું.

કૈલાસે પતિને તો પોતે શા માટે ચાલી આવી છે તેની જાણ સુદ્ધાં નહોતી કરી. તેનો ગુસ્સો અને રોષ બન્ને પતિ ઉપર ઊતરેલા હતા. પતિને ખબર પડી અને તેણે કૈલાસને મોકલી આપવાનો પત્ર લખ્યો. અને તેના પિતાએ જાતે અહીં આવી ખુલાસો કરી તેને લઈ જવા બાબત લખ્યું. આમ ખેંચતાણ ચાલ્યા કરી. લાંબા પત્રવ્યવહાર બાદ એક દિવસ તેના પતિ સંસ્થામાં રૂબરૂ ગયા.

સંસ્થા પ્રત્યેના તેમના કેટલાક ખ્યાલો ખૂબ નવાઈ પમાડે તેવા હતા. પહેલો પ્રશ્ન એમનો એ હતો કે કયા ધારા ધોરણની રૂએ તમે તેને અહીં રાખી છે? તમે તો એકતરફી જ ન્યાય કરો છો. સામી વ્યક્તિઓનું કંઈ સાંભળતાં નથી, વગેરે.

એ ભાઈને સંચાલકે જરા ઠંડા પાડયા. સમાધાન કરીને પત્નીને લઈ જવા જ આવ્યા હતા એટલે બીજી કોઈ ચર્ચાનો વિષય નહોતો. સંસ્થામાં આવીને રહી એટલે સમાજ આંગળી

ચીંધે અને એ સમાજમાં પોતાને રહેવું છે એટલે ફરીથી એવું શાનું બને એમ કહેવા લાગ્યા. પણ તે ભાઈનો ફફડો કંઈ ઊતર્યો નહિ. ભૂતકાળને સંપૂર્ણરીતે ભૂલીને નવેસરથી જિંદગી શરૂ કરવાના તેમના વચનને આભારી થઈ સંસ્થાએ તો કૈલાસને તેમની સાથે મોકલી આપી.

## ઑરેન્જ સ્કૉશ

નારંગીના છોડા કાઢી નાખી તેનો રસ કાઢવો. રસ ચાળણીથી ગળી નાખવો. ગાળી નાખેલો રસ કપથી માપી લેવો.

પોણાપાંચ કપ નારંગીનો રસ હોય તો તેમાં છ કપ ખાંડ અને સાડાત્રણ કપ પાણી નાખવું. એટલે કે એક ભાગ રસ, સવા ભાગ ખાંડ અને પોણો ભાગ પાણી.

આ ત્રણેય વસ્તુઓ ખૂબ હલાવી એકરસ બનાવવું. તેની અંદર ૦।। ઔંસ સાઈટ્રીક ઍસિડ અગર એક લીંબુ નીચોવવું પછી તેને ઝીણા કપડાથી ગાળી લેવું. ત્યારબાદ તેની અંદર સાત માસા એટલે કે ૦।। તોલો જેટલું પોટૅશિયમ મેટાબાયસલ્ફાઈટ નાખવું. જેથી સ્કૉશ લાંબો વખત સુધી સાચવી શકાય છે. રંગ લાવવા માટે તેની અંદર સહેજ લાલ રંગ અને સુગંધી માટે ઍસન્સ નાખી શકાય છે.

ત્યારબાદ શીસાની અંદર ભરી લઈ બૂચને ભીનો કરી જોરથી દબાવીને પૅક કરવો.

આ જ રીતે લૅમન સ્કૉશ બનાવી શકાય છે. પણ તેમાં સાઈટ્રીક ઍસિડ નાખવાની જરૂર નથી. સ્કૉશને બિલકુલ ગરમ કરવાની જરૂર નથી હોતી.



['સર્જનના રાહે'—૭૨મા પાનાનું અનુસંધાન]

આપણી ધર્મકથાઓ આ પાંચ પુસ્તકોમાં લખી છે તે આપણી ધાર્મિક વૃત્તિને અને જિજ્ઞાસાને પૂરેપૂરી સંતોષી શકે છે. બાળકો, કિશોરો, પ્રૌઢો અને ઓછું ભણેલાંઓ માટે આ પુસ્તકો એક સરખાં જ ઉપયોગી થઈ પડે તેમ છે. આ બધી કથાઓ વાંચતી વખતે આપણને એમ જ થાય છે કે આપણે કોઈ કુશળ પ્રવચનકાર પાસેથી આપણા ધર્મની જુદી જુદી કથાઓ આખ્યાનરૂપે સાંભળીએ છીએ. આપણી ધાર્મિક વૃત્તિને આબાદ રીતે ઉત્તેજન આપીને આપણી ઊગતી પેઢીમાં ધર્મ-સંસ્કાર પ્રેરવા માટેનાં આ પાંચેય પુસ્તકો આપણા દરેક ઘરનું ભૂષણ બની રહે તેવાં સર્વગમ્ય છે.

પાંચેય ભાગની આ બધી ધર્મકથાઓમાં કોઈ એક જ ધર્મની કથાઓ છે એવું નથી. સર્વ ધર્મસમભાવની ભાવના સાચવી રાખતી સર્વ ધર્મમાંથી વીણીને તૈયાર કરેલી આ કથાઓ આપણી ધાર્મિક સંકુચિતતાને દૂર કરીને વિશાળ ભાવના પેદા કરે છે. બાળકો પાસે આ વાર્તાઓ વાંચવાથી તેમનામાં જે સંસ્કારની ઉચ્ચ સામગ્રી પીરસાય છે તે અત્યારે જરૂરી છે. દરેક ઘરમાં વસાવવા જેવાં આ પાંચેય પુસ્તકો એક અજોડ ઉમેરો આપણા સાહિત્યમાં કરે છે તે નિર્વિવાદ છે.







### આત્મનિરીક્ષણ :

[ લે. મથુરાદાસ ત્રિકમજી પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧ રૂપિયો ]

ગાંધીવિચારસરણીના પ્રથમ પ્રચારકોમાંના એક શ્રી. મથુરાદાસ ત્રિકમજીની આ આત્મકથા એમના સમગ્ર જીવન કરતાં એમના યુવાન માનસ ઉપર ગાંધીજીની થયેલી અસર વિષે જ વધુ કહે છે. માટીમાંથી પણ માનવી ઉત્પન્ન કરવાની શક્તિ ગાંધીજીમાં હતી એ લોકોક્તિને સાચી ઠેરવે એવું આ એક નિખાલસ પુસ્તક છે. આ સજ્જનને ગાંધીજી ન સાંપડ્યા હોત તો એમનું જીવન કેટલું દુઃખી ને દિશાશૂન્ય બની ગયું હોત એ વાચકને સહેજે સમજાય છે.

આ આત્મકથા એવી સરળહૈયે લખાઈ છે કે લેખકની મશ્કરી કરવાનું કોઈ ચોખલિયા વાચકને સૂઝે તો નવાઈ નહીં. સાથે સાથે પ્રગતિવાંચ્છુ પણ પરિસ્થિતિથી હારી જનારને વળી એકવાર વધારે પુરુષાર્થ કરવાની ને જીવનનો ઉલ્લાસ જાગૃત કરવાની પ્રેરણા આ નાનકડા પુસ્તકમાંથી મળે તો પણ નવાઈ નહીં.

શ્રી. દેવદાસ ગાંધીએ આ પુસ્તકની પ્રસ્તાવનામાં એનાં ભારોભાર વખાણ કર્યાં છે ને એવી આશા વ્યક્ત કરી છે કે આ પુસ્તક 'કાયમના મહત્વ'નું ગણાશે. લેખક એક સહૃદયી વ્યક્તિ છે ને પડીપડીને પણ ઊભા થયા છે એ હકીકત પ્રત્યે દુર્લક્ષ્ય ન સેવીએ તોપણ આ આત્મકથા એવી સચોટ નથી કે જેથી વાચકના મન ઉપર ઊંડી અસર જમાવે. ગાંધીજીની સાથેના કોઈ પણ પ્રસંગનું ઐતિહાસિક મહત્ત્વ તો રહેવાનું જ. જીવનમાં એકાદી ધન્ય પળે મળેલો ગાંધીજીનો પત્ર પણ લોકો સુંદરરીતે મઢાવીને ઘરમાં લટકાવવામાં પોતે ગાંધીજીથી પરિચિત હોવાનું ગૌરવ લે છે તો પછી આ તો ગાંધીજીની અત્યંત ઊંડી અસર નીચે આવેલા માનવીની આત્મકથા છે. એનું મહત્ત્વ એકદમ તો કેમ ઘટી જાય ?

'બાપુની પ્રસાદી'ને આરે એવું આ પુસ્તક નથી; આમ છતાં એક સેવાભાવી ને વાસ્તવિકતા સાથે સતત યુદ્ધ કરનાર વ્યક્તિએ એ લખ્યું છે એ હકીકત જ હજારો યુવાનોને પ્રેરણા આપવા માટે પૂરતી નીવડશે.

### ગોરા :

[ લે. રવીન્દ્રનાથ ટાગોર અનુ. ને સંક્ષિપ્તકાર શ્રી. રમણલાલ સોની, પ્ર. વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ, કાલબાદેવી રોડ, મુંબાઈ. કિં. ૧–૮–૦ ]

વિશ્વવિખ્યાત કવિવર ટાગોરની ખૂબ જાણીતી નવલકથાનો આ સંક્ષિપ્ત અનુવાદ છે. નવલકથા ટૂંકાવવામાં મૂળ વાર્તારસ મટી ન જાય એ વિષે ઠીકઠીક કાળજી લીધી હોવા છતાં ક્યાંક ક્યાંક અસંદિગ્ધતા તરી આવે છે. પા. ૭૦ પર વિનય સ્ટીમર પર ક્યારે ને શા માટે પહોંચ્યો, લલિતા એકલી સ્ટીમર પર દોડી તો સુચરિતા ક્યાં રહી, પરેશબાબુ એમનાથી ક્યારે છૂટા પડેલા તે આ પરિસ્થિતિ ઉદ્ભવી વગેરે હકીકતો વાચકના મનમાં જરા ગૂંચવણ ઉત્પન્ન કરે છે.

પાત્રોનાં સુંદર વર્ણન વાચકના મન ઉપર જે સુંદર કલ્પનાચિત્ર ખડું કરે છે એ અંદર આલેખેલાં ચિત્રો જૂઠું પાડે છે. દા. ત. પા. ૯ મા પરના ગોરાના

વર્ણનને પા. ૧૦ ઉપર આલેખેલું એનું ચિત્ર યોગ્ય ન્યાય નથી આપતું. ચિત્રકારે બંગાળી સ્ત્રીઓ પણ જોઈ હશે કે કેમ એ વિષે પા. ૩૦ ને ૯૮ પર આપેલાં સુચરિતા ને લલિતાનાં ચિત્રો શંકા ઉત્પન્ન કરે છે—ખાસ કરીને સાડી વીંટાળવાની રીત પરથી. ચિત્રો પાત્રોને બરાબર સમજવા માટે છે. એ ઉદ્દેશ પાર ન પડે ને અવળી જ અસર થાય તો ચિત્રો મૂકવાનો શું અર્થ ? એટલું સ્પષ્ટ કરી લેવું ઘટે કે મુખપૃષ્ઠ પર આવેલું બંગાળી બાબુનું ચિત્ર ખૂબ લાક્ષણિક છે.

કાલિન્દી :

[ લે. તારાશંકર બેનરજી. અનુ૦ રમણલાલ સોની, પ્ર. ચેતન પ્રકાશન ગૃહ, ગોરેગાંવ, મુંબાઈ. ખંડ ૧–૨ કિં. રૂ. ૬–૮–૦ ]

જેમજેમ અનુવાદિત સાહિત્ય પ્રત્યેનો વિરોધ ગુજરાતી સાહિત્યવિદોમાં વધતો જાય છે એમ એમ વધુ ને વધુ પરભાષાની કૃતિઓ ગુજરાતીમાં ઊતરતી જાય છે. અન્ય પ્રાંતોની ભાષાનાં પુસ્તકો ગુજરાતીમાં ઉતારવા સામેનો વિરોધ કેટલે અંશે વ્યાજબી ને કેટલે અંશે સંકુચિત છે એ નક્કી કરવું મુશ્કેલ છે; પરંતુ જ્યાંસુધી વાચક પરપ્રાંતીય ભાષાના સાહિત્યમાંથી સ્વાદ મેળવી શકે ત્યાંસુધી આ પ્રકારના અનુવાદો સામેની ફરિયાદ પ્રકાશકો સાંભળવાના નથી.

બંગાળી પુસ્તકોના પ્રસિદ્ધ અનુવાદક શ્રી. રમણલાલ સોનીએ એક નવી નવલકથા ગુજરાત સમક્ષ અનુવાદ રૂપે કરીને આંતરભારતીય ભાવનાને ઉત્તેજન આપ્યું છે. હિંદમાં અભિન્નત્વમાં ભિન્નત્વ એટલું બધું છે કે એક પ્રદેશની જીવનપદ્ધતિ ને રૂઢિઓ બીજા પ્રદેશ કરતાં મહદ્ અંશે જુદી પડે છે. આથી આવી નવલકથાઓ ગુજરાતીમાં રજૂ ન થાય તો હિંદના જ એક સાહિત્યસમૃદ્ધ પ્રદેશ વિષે ઘણું અજ્ઞાન પ્રવર્તી રહે.

શ્રી. તારાશંકર બેનરજી વિદ્યમાન નવલકથાકારોમાં સર્વશ્રેષ્ઠ તરીકે ગણના પામ્યા છે. એમની પહેલાંની નવલકથાઓ (મુખ્યત્વે 'કવિ') ગુજરાતી વાચકોમાં ખૂબ આવકાર પામી છે. આ નવલકથા પણ એની સચોટ આલેખનશૈલીને કારણે ગુજરાતી વાચકોમાં પ્રિય થઈ પડશે. સાંથાલ લોકો વિષે ઘણી અસ્પષ્ટ માહિતી ધરાવનાર ગુજરાતીઓને એ પ્રજાના કુટુંબ-જીવનનો આછો પરિચય મેળવવા માટે બીજું કોઈ પુસ્તક વાંચવાની જરૂર નહીં પડે. જમીનદારોની સમસ્યા માટે વિખ્યાત બનેલા બંગાળની એ વિશિષ્ટતા પણ આમાં છતી થાય છે—અલબત્ત, એક નિંદનીય સામાજિક સંસ્થા તરીકે જ.

હિંદનાં ગામડાં ને એ ગામડાંમાં રહેતા લોકો પૂર્વથી પશ્ચિમ સુધી એક સરખાં જ છે, એમની નબળાઈઓ સરખી છે, એમના ઝઘડા એક જ પ્રકારના હોય છે ને એમના કાવાદાવા પણ એક જ રસમના હોય છે એ આ નવલકથા કહી જાય છે, ખૂબ સચોટ રીતે.

કાલિંદીતટે આવેલા એક નાનકડા ગામડાના જીવનને આવરી લેતી આ નવલકથા જમીનદારો ને ખેડૂતો, કારખાનાદારો ને મજૂરો ને નવાં ને જૂનાં મૂલ્યાંકનો વચ્ચેનું ઘર્ષણ વાસ્તવિક શૈલીમાં રજૂ કરે છે. નવલ-કથાકારનો કવિ આત્મા રામેશ્વરના પાત્રાલેખન વડે કાંઈક સંતૃપ્તિ અનુભવે છે. અહીંદ્ર જેવા તેજસ્વી યુવાનનો ઉપયોગ એમણે સામાજિક અસમાનતા નાબૂદ કરવાના એમના આદર્શને ઊંચે આણવામાં કર્યો છે. નવાઈની વાત માત્ર એટલી જ છે કે અહીન્દ્રને હિંદની ધરતી પર જન્મેલા અનેક નેતાઓ ને એમના સ્વાતં-ત્ર્યયત્નો વિષે સાવ અજ્ઞાન કે ચૂપ હોય એવો ચીતર્યો છે. માર્ક્સ એનો પ્રેરક છે, પરંતુ ગાંધી નામના કોઈ કર્મયોગી વિષે એના મનમાં કાંઈ વિચાર કે ગડમથલ પણ જન્મતાં નથી.

ચિત્તને આકર્ષી રાખે ને પ્રસંગમાં વધુ ને વધુ ઊંડા ડૂબાડે એવી આ નવલકથાનો અંત બહુ આકર્ષક નથી. અહીન્દ્રની વિચારશક્તિ ને ઠાવકાઈ પ્રત્યે જન્મેલો સદ્‌ભાવ અંતે મરી તો નથી જતો. પરંતુ એ માત્ર રીવોલ્વર હાથમાં પકડીને કશું જ નક્કર કામ કર્યાં વગર પોલીસના હાથમાં સપડાઈ જાય એ



હકીકત નિરાશ કરે છે. લેખક બંગાળી યુવાનોની ઊર્મિશીલતા એ રીતે ખુલ્લી પાડવાનો યત્ન તો નહીં કરતા હોય ને ?

પરપ્રાંતીય સાહિત્યકૃતિઓને ગુજરાતીમાં રજૂ કરનારની ફરજ માત્ર એ કૃતિનો અક્ષરશઃ અનુવાદ કરીને કૃતકૃત્ય થઈ જવાની નથી. એ સાહિત્ય વિષે ને અનુવાદિત કૃતિના મૂળ લેખક વિષે વિસ્તૃત પરિચય આપતો અભ્યાસુ લેખ પણ લેખકની છબી સાથે મૂકવો જરૂરી છે. માત્ર અનુવાદો જ રજૂ કરવાની રૂઢિ પડશે તો અનુવાદકો ને પ્રકાશકો સામેના સાહિત્યવિદોના આક્ષેપો—કે પ્રકાશકો જે તે પ્રાંતમાંથી નવલકથાઓ ઉપાડી લાવીને લોકોની માગણી સંતોષી નફો કરવામાં જ માને છે—સાચા પડશે. એવી નવલકથાઓ જ ગુજરાતીમાં ઉતારવી જોઈએ કે જેનું વાચન ગુજરાતી સમાજને પરપ્રાંતો વિષે સાચી સમજણ કેળવવામાં સહાયભૂત નીવડે.

ક્યાંક ક્યાંક જોડણીની ભૂલો તરી આવતી હોવા છતાં શ્રી. રમણલાલ સોનીનો આ અનુવાદ સુવાચ્ય ને સરસ છે.

### ગાંધીજીના પાવન પ્રસંગો :

[ લે. લલ્લુભાઈ મકનજી, પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિં. ૬ આના. ]

સામાન્ય માનવી ઉપર ઊંડી અસર કરે એવા ગાંધીજીના જીવનના આ પુણ્ય પ્રસંગોને લેખકે સરળ શૈલીમાં અહીં રજૂ કર્યા છે. નીતિના ઉપદેશ કરતાં મહાન વ્યક્તિઓના જીવનનાં આવાં સચોટ દૃષ્ટાંતો માનવીના ચારિત્ર્યઘડતર ઉપર સુંદર અસર કરે છે એ હકીકત સર્વસ્વીકૃત છે. શ્રમગૌરવ કેળવવામાં ને જીવનને પરોપયોગી બનાવવાની ભાવના જગાવવામાં આ પુસ્તક સુંદર ફાળો આપી શકશે એમાં શંકા નથી.

### શીલ અને સદાચાર :

[ લે. મુકુલભાઈ કલાર્થી, પ્ર. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. કિં ૬ આના. ]

મોટા અક્ષરે છાપેલું ને દુનિયાના અનેક મહાન સંતો ને દેશભક્તોના જીવનમાંથી શીલ ને સદાચાર પ્રેરે એવા પ્રસંગો વીણીને સરળ ઢબે રજૂ કરતું આ પુસ્તક એનો ઉદ્દેશ સફળ રીતે પાર પાડે છે. પ્રૌઢો પાસે દુનિયાના મહાન માણસોનાં જીવનચરિત્રો ગોખાવી ન શકાય, પ્રસંગોના સાહચર્ય વડે જ એમની પાસે વ્યક્તિનું નામ યાદ રખાવી શકાય. પ્રૌઢ શિક્ષણના પ્રયોગને ઉત્તેજન મળે ને પ્રૌઢોને પણ અભ્યાસમાં રસ જળવાઈ રહે એ દૃષ્ટિએ રચનાત્મક દિશામાં કાંઈક કામ કરતી સંસ્થાઓમાં ગુજરાત વિદ્યાપીઠનો ફાળો અસાધારણ છે. આ 'બોધક ટીકડીઓ' (મશરૂવાળાના શબ્દોમાં) સુફળ પરિણામ નીપજાવે ને લેખક સમાજની અજ્ઞાનતાનો રોગ પારખી એવી વધુ ને વધુ 'ટીકડીઓ' બનાવવાની રીત શોધી કાઢે એવી આશા અસ્થાને નહીં ગણાય.

### પ્રેમ પ્રયાણ :

[ લે. ઉપેન્દ્રનાથ ગંગોપાધ્યાય, અનુ૰ શ્રીકાંત ત્રિવેદી, પ્ર. રૂપમ્ પ્રકાશન મંદિર, મુંબાઈ, ૪. કિં. રૂ. ૪–૦–૦ ]

જાહેરખબરો પાછળ ૧૬ પાનાં રોકીને ચાર રૂપિયાની કિંમતે અનુવાદિત નવલકથાનાં ૨૨૬ પાનાં પીરસતું રૂપમ્ પ્રકાશક મંદિરનું આ પ્રકાશન બહુ રૂપાળું નથી લાગતું.

નવલકથાના બંગાળી લેખક શ્રી. ઉપેન્દ્રબાબુ એક પ્રતિષ્ઠિત સાહિત્યકાર છે ને એમની આદર્શપ્રિયતા ને મર્માળુ શૈલી માટે જાણીતા છે. 'પ્રેમ પ્રયાણ' એ એમની એક અત્યંત ઠરેલ ને સમાજની જંગલી રૂઢિને પ્રહારતી તેજસ્વી નવલકથા છે. એમનાં પાત્રો સંયમી છે ને વાચકને ચિરકાળ સુધી પ્રેરણા પાય એવાં છે. સંધ્યા જેવી સુકોમળ પણ સંયમી યુવતી જુઓ, પ્રિયલાલ જેવા વિચારશીલ પણ રૂઢિ ને માબાપની આજ્ઞાના બંધનથી જકડાયેલો, કાયર પણ એકનિષ્ઠ યુવકને જુઓ, મુશ્કેલીમાં આવી પડેલી સંધ્યાને, સમાજની ટીકાને બિલકુલ અવગણીને આશ્રય આપનારને એની સાથે ઠેઠ સુધી સંયમપૂર્વક વર્તનાર પ્રમથને જુઓ. પોતાના વિશિષ્ટ ગુણો વડે એ એ પાત્રો વાચકને કેટલાં પ્રિય થઈ પડે છે ?





સમાજથી ડરીને ચાલનારા પ્રિયલાલના ને સંધ્યાના માબાપની લેખકે ઠીક ઠીક જડતી લીધી છે. અપહૃતા પુત્રવધૂને ઘરમાં ઘાલવામાં એમની પ્રતિષ્ઠાને ધોખો પહોંચતો હતો—એ પુત્રવધૂના હરણ માટે પોતાની બેકાળજી જવાબદાર હોવા છતાં ને એ પોતાનું શિયળ સાચવી શકી હોવા છતાં.

એ જમાનાના હિંદુ-મુસ્લિમ ઝઘડાના ઉકેલમાં સહાયભૂત થવાના હેતુથી લેખકે મુસ્લિમોનાં પવિત્ર હૃદય ને સાચી માનવતાનાં પણ દર્શન કરાવ્યાં છે—માત્ર ગફુરનું પાત્ર બાદ કરતાં અમીના જેવી વહાલસોયી ને નીતિપ્રેમી યુવતીઓ મુસ્લિમ સમાજમાં પણ છે એનું ભાન લેખકે અસરકારક રીતે કરાવ્યું છે.

સરળ રીતે વહેતો અનુવાદ, નવલકથાને ગુજરાતીમાં પણ રસસભર બનાવે છે. જોડણી ને અનુસ્વારની ભૂલો ન કરવા વિષે આપણા લેખકો, પ્રકાશકો ને અનુવાદકોમાં હજુ પૂરતી ચીવટ કેમ કેળવાતી નહીં હોય ?

**નીલોત્રી [ વાર્ષિક ] :**

[ પ્ર. હિન્દી મહિલા મંડળ, પો. બો. નં. ૪૪૧, જીંજા. ( યુગાન્ડા—આફ્રિકા ) મૂલ્ય આઠ શિલિંગ. ]

જીંજાના હિન્દી મહિલા મંડળના રૂપકડા વાર્ષિકનો બીજો અંક પ્રગટ થયો છે ત્યારે આફ્રિકાના ઊંડાણમાં આવેલા આ મહિલા મંડળને ધન્યવાદ આપવાનું મન થાય છે. ગયે વરસે પ્રથમ અંક પ્રગટ થયો ત્યારે જ તેનું ચોક્કસ સ્થાન થઈ ચૂક્યું હતું. આફ્રિકામાં વસતા હિન્દીઓ મોટે ભાગે એશઆરામની જિંદગી જીવતા હોય છે એ માન્યતા જીંજાની હિંદી સ્ત્રીઓની આ પ્રવૃત્તિ જૂઠી પાડે છે.

આફ્રિકાના જીવનને સ્પર્શતાં ત્રિરંગી અને એકરંગી સુંદર ચિત્રોથી ગયા વર્ષની જેમ જ આ વર્ષે પણ શોભતું આ વાર્ષિક ત્યાંના જીવનને આબાદ રીતે સમજી શકનાર એક ગુજરાતી ચિત્રકારને મેળવી શક્યું છે તે માટે ધન્યવાદને પાત્ર ઠરે છે. લેખોનું વૈવિધ્ય પણ તેટલું જ વિશાળ છે. આફ્રિકામાં રહીને ત્યાંના જીવનને ઓતપ્રોત કરી દેનાર જીંજાની આ મહિલા પ્રવૃત્તિ એકલું આ વાર્ષિક કાઢીને જ અટકી જતી નથી—બીજી રોજિંદી અનેક પ્રવૃત્તિઓમાંની આ તો આખા વરસની સામટી અને નક્કર પ્રવૃત્તિ માત્ર છે.

આ સંસ્થાના ઉત્સાહી સંચાલકો આ વાર્ષિકમાં મોટા ભાગનો ગુજરાતી વિભાગ હોવા ઉપરાંત હિંદી અને અંગ્રેજી વિભાગ પણ આપે છે તે તેમની સર્વલક્ષિતા ગણાવી જોઈએ. આ પ્રવૃત્તિ દિવસે દિવસે વધુ ને વધુ નક્કર અને ચોક્કસ દૃષ્ટિ કેળવે એ જ અપેક્ષા.

**આરાધના : [ વાર્ષિક ]**

[ પ્ર. ગુજરાતી સાહિત્ય મંડળ, પો. બો. નં. ૧૦૬૮૮, નૈરોબી. કેન્યા—આફ્રિકા. મૂલ્ય પાંચ શિલિંગ. ]

નૈરોબીના ગુજરાતી સાહિત્ય મંડળના પાંચ સંપાદકોની સમિતિએ તૈયાર કરેલા આ સુઘડ છપાઈવાળા વાર્ષિકનો પ્રથમ અંક આ ૨૬મી જાન્યુઆરીએ પ્રગટ થયો છે.

આફ્રિકાનું આ વાર્ષિક ગુજરાતના ખ્યાતિપ્રાપ્ત લેખકો અને કલાકારોની કૃતિઓથી વધુ સમૃદ્ધ બન્યું છે તે નોંધપાત્ર ગણાય. તેને માટે તેના ઉત્સાહી સંપાદકો ધન્યવાદને પાત્ર ઠરે છે. વિષયોનું વૈવિધ્ય અને રંગે રૂપે સાદું છતાં સુઘડ લગભગ બસો પાનાનું આ વાર્ષિક ગુજરાતના કલાકારોનાં ચિત્રોથી પણ ઠીક ઠીક શોભી ઊઠ્યું છે. શુભેચ્છાના સંદેશાઓ પણ રાષ્ટ્રપતિ, કોંગ્રેસ પ્રમુખ, ક. મુનશી અને મોરારજી દેસાઈ જેવી ખ્યાત વ્યક્તિઓના મળ્યા છે એટલી પણ તેમની સફળતા ગણાય. અહીંના લેખકોની અને ચિત્રકારોની મોટા ભાગની કૃતિઓ અન્ય સ્થળે પ્રગટ થયેલી જ અહીં ફરી મૂકી છે તે સહેજ અજુગતું લાગે છે. પણ એ રીતેય દરેક જાણીતા નામથી આ અંકને સમૃદ્ધ બનાવી શક્યા છે તે ધન્યવાદ માગી લે છે.

આફ્રિકામાં વસીને એકલી કમાવાની જ દૃષ્ટિ રાખનાર ગુજરાતીઓમાં આવી સંસ્કાર પ્રવૃત્તિ ફાલેફૂલે અને સંસ્કારની સાચી સરવાણી ફેલાવે એ અપેક્ષા



આવાં વાર્ષિકો જોઈને સહેજે વધુ સાચી પડે છે. નૈરોબીનું ગુજરાતી સાહિત્ય મંડળ આ નવી પ્રવૃત્તિ માટે સજાગ રહીને 'આરાધના' ચાલુ રાખે એ જ તેના વિકાસ માટેની સાચી શુભેચ્છા.

જાગૃતિ [ માસિક ]:

[ તંત્રી : ડાહ્યાભાઈ પટેલ, સંપાદક : અંબાલાલ ભાવસાર. પ્ર. યુવકસંઘ ( સાહિત્ય વિભાગ ), પો. બૉ. નં. ૭૨૬. કંપાલા. યુગાન્ડા—આફ્રિકા. વા. લવાજમ વીસ શિલિંગ. ભારત માટે રૂા. ૧૦ ].

આ ૨૬મી જાન્યુઆરીને સપરમે દિવસે પૂર્વ આફ્રિકાના કંપાલા નગરથી પ્રગટ થવું શરૂ થયેલું માસિક 'જાગૃતિ' આજ સુધી ત્રણ અંક પ્રગટ કરી ચૂક્યું છે. આ માસિકમાં મુખ્યત્વે ત્યાંના ગુજરાતી લેખકો જ મહત્ત્વની લેખન સામગ્રી પીરસે છે તે ખાસ વિશિષ્ટતા છે. આ માસિકના ઉત્સાહી તંત્રી પણ અજોડ કલમબાજ હોવા ઉપરાંત વિશિષ્ટ દૃષ્ટિવાળા છે. તેમ જ સંપાદકની પણ સુરુચિ અંકની લેખનસામગ્રી ઉપરથી વરતાઈ આવે છે.

સમાજમાં ચેતન, જાગૃતિ અને સંસ્કારની જ્યોત પ્રગટાવવાનો ઉદ્દેશ ધરાવતું આ માસિક આફ્રિકામાં વસતી અનેક જાતિઓમાં જાતિભેદ દૂર કરી સુસંપ, આત્મીયતા અને ભ્રાતૃભાવની ભાવના જગાવવાનો પણ પ્રયત્ન કરે છે તે આનંદની બિના છે. આફ્રિકામાં વસતા ગુજરાતીઓમાં પણ કલ્પના અને લેખનની આબાદ શક્તિ રહેલી છે તે આ ત્રણ અંકોના અનેક લેખકોની સામગ્રીથી આપણે જાણી શકીએ છીએ.

કંપાલાની ઉત્સાહી સંસ્થા શ્રી યુવક સંઘ આવું સુંદર પ્રતિનિધિ—માસિક પત્ર કાઢીને એક નક્કર કાર્ય કરે છે તે માટે સહુના ધન્યવાદને પાત્ર ઠરે છે. આશા રાખીએ કે જાગૃતિ માસિકથી અનેક સુપ્તજનોમાં જાગૃતિ આણીને ગુજરાતીઓમાં નવી જ ચેતના ફેલાવે એ જ અપેક્ષા અને શુભેચ્છા.

જ્યોત્સ્ના [ વાર્ષિક : ૧૯૫૬ ]:

[ તંત્રી : બબીબહેન ભરવાડા, ડૉ. ટંકારીઆ શેઠ, અમદાવાદ. કિંમત ત્રણ રૂપિયા. ]

આર્ટપેપર ઉપર છપાઈને સુંદર અનેકરંગી ચિત્રો અને સુશોભનો સાથે પ્રગટ થતું ગુજરાતનું આ વાર્ષિક સ્ત્રીઓના ઉત્કર્ષ પ્રત્યે દૃષ્ટિ રાખે છે તે તેની વિશિષ્ટતા ગણાય. તેનાં ઉત્સાહી તંત્રી આવા સુંદર અને ઊડીને આંખે વળગે તેવા વાર્ષિકના પ્રાગટ્ય માટે ખરેખર અભિનંદનને પાત્ર છે. સ્ત્રીઓ માટે ઉપયોગી લેખનસામગ્રી, સૌંદર્ય પ્રસાધન, વેશભૂષા અને ઉપયોગી લેખોથી શોભતું અને સુંદર બહુરંગી ચિત્રોને માઉંટ કરીને મૂકેલા આ અંકમાં તેની વિશિષ્ટ છાપ પાડી જાય છે. વાર્તાઓ, કાવ્યો અને લેખોની પણ બે રંગોમાં સુશોભનો સાથેની આર્ટપેપર ઉપરની છપાઈ ત્રણ રૂપિયા જેવી મામૂલી કિંમત ખરચી નાખવા દરેકને સહેજે લલચાવે અને એ ત્રણ રૂપિયાના બદલામાં મળતી આ અમૂલ્ય ભેટ સાચવવાં અને સંઘરવાનું સહુ કોઈને મન થાય.

આખા અંક પાછળની તંત્રીની જહેમત ખરેખર પ્રશંસા માગી લે તેટલી હદે ઉચ્ચ કક્ષાની છે. ઇચ્છીએ કે ગુજરાતી સાહિત્યમાં આ એક અનોખું સ્થાન ધરાવતું વાર્ષિક વધુ ને વધુ વૈવિધ્યવન્તું બને અને વાચકોનું માનીતું બની જાય. વાચકો અને ગ્રાહકો વધુ ને વધુ આકર્ષાય તેવું નક્કર વાચન ગણુ વધુ ને વધુ આ વાર્ષિકમાં આપવાનું સૂચન કરવાની ઇચ્છા રોકી શકાતી નથી.

આપણી ધર્મકથાઓ [ પાંચ ભાગમાં ]:

[ લે. રામનારાયણ ના. પાઠક. પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. સામટું મૂલ્ય સાડાપાંચ રૂપિયા. ]

સીધી સાદી સરળ શૈલીના લેખક તરીકે જાણીતા થયેલા લેખક શ્રી રામનારાયણ નાગરદાસ પાઠકે

[ અનુસંધાન ૬૭મે પાને જુઓ ]





# ગુજરાતી સાહિત્યમાં નવતર ઉમેરો કરતી બે નવલકથા

## મંગલયાત્રા



લેખક :
'વિશ્વમિત્ર'

ગ્રામ્ય જીવનના ધબકારને આપણા સાહિત્યમાં સફળ રીતે રજૂ કરનાર લેખકોના એક નવતર અનુગામી તરીકે ચોક્કસ સ્થાન જમાવી જતા શ્રી 'વિશ્વમિત્ર'ની આ રસપ્રદ સરળ પ્રવાહવાળી નવલકથા છે. આ નવલકથાનું યશસ્વી સ્થાન પણ અ પાગી ગ્રામ્ય જીવનની નવલકથાઓ સાથે એટલું જ ચોક્કસ છે. શૈલીની અને કથાના આવેગની જે પકડ લેખકે આ નવલકથામાં બતાવી છે તે ખરેખર અદ્‌ભુત છે. ગ્રામ્ય ધરતીને ખોળે રહીને સાહિત્યની ઉપાસના પછી આદરેલા લેખનનું આ યશસ્વી ફળ આપણા નવલકથા સાહિત્યમાં એક અદનું સ્થાન મેળવશે એ તો નિઃશંક છે જ. દરેક લાયબ્રેરી, સંસ્થાઓ અને નવી નવલકથાના શોખીનોને પહેલે જ વાંચને પકડી રાખતી આ નવી નવલકથા વસાવવી જ જોઈએ. આપની નકલ મેળવી લેજો.

મૂલ્ય : સવાચાર રૂપિયા
[રજિ. પો. ૯૦ નયા પૈસા]

## આંધીનાં એંધાણ




લેખક :
રમણીક પટેલ

'ધરતીની પ્રીત' નામના વાર્તા–સંગ્રહથી ગુજરાતી વાર્તા-રસિકોને જાણીતા થઈ ચૂકેલા લેખક આ એક નવી જ નવલકથા લઈને વાચકો પાસે આવે છે. આ નવલકથાનું વસ્તુ તેની વાર્તાકળા અને વાચનરસ વાચકને અંત લગી એવી તો સરસ રીતે જકડી રાખે છે કે વાર્તા પ્રવાહમાં ખેંચાતાં વાર્તા ક્યારે પૂરી થાય છે એ જ ખ્યાલમાં નથી રહેતું. દરેક નવલકથાની સફળતા માટે આ પૂરતું છે. લેખકની ઊગતી કલમ છતાં હથોટી બેસી જવાથી એક આબાદ નવલ થવા પામેલી આ નવી નવલકથા દરેક વાચકોને તો ગમશે જ, ઉપરાંત દરેક લાયબ્રેરીઓ અને સંસ્થાઓને વસાવવા માટે પણ એક સરસ પુસ્તક ગણાશે આ નવી નવલકથાની આપની નકલ તુરત મેળવી લેજો.

મૂલ્ય : ત્રણ રૂપિયા
[રજિ. પો. ૭૦ નયા પૈસા]

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, પો. ઑ. નં. ૭૩ અમદાવાદ, ૧

# ઊર્મિ

# નવરચના

તંત્રી : ઈશ્વરલાલ ઓ. દવે ❀ સંપાદક : જયન્ત પરમાર

સળંગ અંક ૩૨૬ : મે '૫૭ : વર્ષ ૨૮ : અંક ૨



# ભારતી સંઘનાં નવાં પુસ્તકો



**પન્નાલાલ પટેલકૃત**

ભાંગ્યાંના ભેરુ (નવી નવલ) ૬–૦
પારેવડાં (નવો વાર્તા સંગ્રહ) ૪–૦
દિલની વાત ,, ૩–૮
ઓરતા (નવી આવૃત્તિ) ૪–૦
મેથો ગામેતી (નવી વાતો) ૧–૪
જિંદગીના ખેલ (નવી આવૃત્તિ) ૪–૮
સાચાં સમણાં ,, ૩–૮
વાત્રકને કાંઠે ,, ૩–૮
જમાઈરાજ ,, ૨–૮
પાનેતરના રંગ ,, ૩–૦
સુરભિ ,, ૪–૮
મળેલા જીવ ,, ૪–૧૨

**ઈશ્વર પેટલીકરકૃત**

કલ્પવૃક્ષ (નવી નવલકથા) ૬–૦
રાષ્ટ્રના સેનાનીઓ (પરિચયચિત્રો) ૧–૦
રામનામના વેવારિયા ,, ૧–૦
જીવનદીપ (નવી આવૃત્તિ) ૩–૮
લોકસાગરને તીરે તીરે ૪–૦
ગ્રામસમાજમાળા (૪ પુ.) ૨–૦
ધરતીનો અવતાર ,, ૨–૮
પંખીનો મેળો અને પાતાળકૂવો ૫–૮

**સાને ગુરુજીકૃત**

સોન્યામારુતિ? (નવીનવલકથા) ૩–૪

**જયન્ત પરમારકૃત**

નદીનાં નીર (નવો વાર્તા-સંગ્રહ) ૩–૦

**ચુનીલાલ મડિયાકૃત**

ઘીનો દીવો (વાર્તાઓ) ૧–૦
આંબાના રોપ ,, ૧–૦
શરણાઈના સૂર (નવી આવૃત્તિ) ૪–૦

**ગુલાબદાસ બ્રોકરકૃત**

હરિનો મારગ (સત્યકથાઓ) ૧–૦
પુણ્ય પરવાર્યું નથી (નવી આ.) ૩–૦

**વિનોદિની નીલકંઠકૃત**

મેંદીની મંજરી (નવી બાળવાતો) ૧–૮

**ચુનીલાલ વ. શાહકૃત**

હૈયાની આપણુ (નવી નવલકથા) ૩–૦
વિલોચના (નવી આવૃત્તિ) ૫–૮
ભોળો ખેડૂત (નવી નવલ) ૧–૦
અવંતીનાથ (નવી આવૃત્તિ) ૫–૮
રૂપમતી ,, ૫–૮
સિંધ, તારા શૌર્યનાં સંભારણાં ૪–૦

**રા. વિ. પાઠકકૃત**

દ્વિરેફનું વાર્તામધુ (નવો સંગ્રહ) ૧–૦

**રા. ના. પાઠકકૃત**

જગતનો તાત (નવી આ.) ૫–૪
આપણી ધર્મકથાઓ ૧ થી ૫ (નવાં પુસ્તકો) ૫–૮
કાંટાની વાડ હોલ કેઈન ૩–૦
અહંકાર આનાતોલ ફ્રાંસ ૩–૮
રાત્રિનું રહસ્ય ચં. જે. વ્યાસ ૩–૦

**બાબુભાઈ વૈદ્યકૃત**

નંદબાબુ (નવી નવલ) ૪–૦
પ્રેરણા (નવું નાટક) ૨–૦
ઉપમા (નવી આવૃત્તિ) ૫–૦

**ડાહ્યાભાઈ પટેલકૃત**

શર્મિષ્ઠા (નવો વાર્તા સંગ્રહ) ૪–૧૨
આમ્રમંજરી (નવી નવલકથા) ૪–૦
આગમન (નવો વાર્તા સંગ્રહ) ૪–૦

**જયમલ્લ પરમારકૃત**

આપણી લોક સંસ્કૃતિ ૬–૦
ભૂદાન (નવી આવૃત્તિ) ૨–૦
દેશદેશની લોકકથાઓ ,, ૭–૮

**રંભાબેન ગાંધીકૃત**

પરણ્યું તો એને જ (નવાં નાટકો) ૩–૮
રોજની રામાયણ (નવી આ.) ૩–૦

**રમણીક પટેલકૃત**

ધરતીની પ્રીત (નવો વાર્તા-સં.) ૩–૮
આંધીનાં એંધાણ (નવી નવલ) ૩–૦

**શ્રીકાન્ત ત્રિવેદીકૃત**

નહેરુચાચા (કિશોરો માટે ચરિત્ર) ૧–૮
વિનોબાજી ,, ૧–૮
સાગરના સાહસિકો (સાહસ) ૧–૮
મંગલયાત્રા 'વિશ્વમિત્ર' ૪–૪



અમારાં આ નવાં પ્રકાશનો અને ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો માટે :

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.** ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ : પો. બૉ. નં. ૭૩ **અમદાવાદ, ૧**

અંક ૨ : મે '૫૭
સળંગ અંક : ૩૨૬
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૮
'નવરચના' : વર્ષ ૨૨
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નયા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
ફ્રેર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફ્રેર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

# નવરચના

વલ્લભભાઈ પટેલ

## મન શુદ્ધિ

ગઈ ગુજરી વારંવાર યાદ કરી દુઃખી થવામાં કશો સાર નથી. બાકીનું જીવન નવું જીવન ગણી સુધારી લેવામાં જેટલો પ્રયત્ન થાય તેટલો કરવો. એ જ ખરું કર્તવ્ય છે. એટલે જાગ્યા ત્યાંથી સવાર ગણી ઈશ્વર ઉપર વિશ્વાસ રાખી બાકી રહ્યું તે સુધારી લેવું અને બાકી કંઈ ઓછું નથી. એટલામાં ઘણું થઈ શકે છે. માટે કશી મૂંઝવણ ન કરતાં ઈશ્વરને શરણ થઈ નિષ્કામ ભાવથી થાય એટલી સેવા કરવી અને જીવન મન, વચન અને કર્મથી જેટલું સ્વચ્છ અને નિર્મળ થાય તેટલું કરવાનો પ્રયત્ન કરવો. એટલું કરશો તો નિરાશાને રજ પણ સ્થાન નથી. મન, કામમાં રોકાયલા રહેવાથી જ શાંત રહી શકે છે એટલે જેમ બને તેમ ઓછા વિચાર કરવાનો પ્રયત્ન કરવો.



તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે •• સંપાદકઃ જયન્ત પરમાર




### યોજનાની સમાંતરે બીજો પાયો

આ નવીનું ઓજસ ખીલવવું એ જગતની પ્રજાઓની પહેલી ફરજ, એ એમનો ખરો પુરુષાર્થ જોઈ શકાય એમ છે કે રાજકીય વંટોળ આગળ આર્થિક નિયમો જોત જોતામાં ભાંગીને ભુક્કો થઈ જાય છે. રાજકીય પ્રવાહો ધર્મને પણ પછાડી રહ્યા છે, મૂળિયાં ખોદી રહ્યા છે, વિજ્ઞાન એ રાજકારણની દાસી બનીને રહે એવા ઉગ્ર યત્નો થઈ ચૂક્યા છે. અને કટોકટીનો સમય આવે તો વળી એમ જ થશે. આમ રજકારણ બધા ઉપર છાઈ રહ્યું છે. એના વિશાળ થતા છત્ર નીચે મતમતાંતરના ઝપાટા શાંત પડે તે માનવીને એ શું આપી શકશે!

એની પાસે જે ઘોષણાઓ છે એમાં માવીનાં સુખ-સગવડનો વિચાર છે. ઘર કપડાં આરોગ્ય કેળવણી સંરક્ષણ આ એની પહેલી જવાબદારી. વીજળી પાણી દવાખાનું નિશાળ રસ્તા વાહનો સંદેશા—એ એના મુખ્ય સાધનો. દરેક દેશ એવું ઝંખે છે કે પ્રજા પાસે વધારે સાધનો હોય જેથી સુખસગવડ જળવાય. આ સાધનો વસાવી આપવામાં દેશ દેશ વચ્ચે હોડ ચાલી છે, ઉતાવળ ચઈ રહી છે. રાજ્યની એ ફરજ થઈ પડી છે.

રાજ્યની આવી સર્વ દિશાને આવરી લેતી કલ્યાણ પ્રવૃતિ હેઠળ માનવી રાજ્યને વશ થતો જાય છે, એના ઉપર બધો ભરોસો મૂકી એ રાજ્યનો ગુલામ બની રહે છે. વ્યક્તિ ભૂંસાઈને સમુહનો અંશ બને છે. પાંગળો, દોરવાતો, અંજાતો, યંત્રના ભાગ જેવો. પછી એનાં ઘર્ષણો પોતા તરફથી ખસીને બીજાઓ તરફ વળે છે. પછી એની તૈયારીઓ શિથિલ થાય છે. પછી એનો આત્મવિશ્વાસ ડગે છે. પછી એને ભોગપ્રધાન જીવતરની લાલસા ઘેરી વળે છે.

સુખસગવડો વધારવાં સહેલ નથી. પણ પહેલી નજરે જે જરૂરીઆતો હોય તે પકડવા જતાં ઠેકીને ક્યાંય ઊંચે વધી જાય છે. પછી એને આંબવા જતાં સંતોષ દૂર ને દૂર ખસતો જાય છે. અને જરૂરીઆતો તથા વિલાસ વચ્ચે પાતળી સીમા ક્યારે ઓળંગવામાં આવી તે સમજાતું નથી.

રાજ્ય જે પ્રવૃત્તિઓ ચલાવે તેમાં માનવીનું ઓજસ શી રીતે ખીલે તે તરફ મુખ્ય ધ્યાન રહેવું જોઈ એ. યાદ રહે કે જે સાધનો તૈયાર કરવામાં આવશે તે યોગ્ય પાત્રો નહિ હોય તો એળે જવાનાં છે. એટલે આપણે જંગી વારસા કરતાંયે દૈવત વધે એમ મથીશું તો આવતી પેઢીઓ માટે સારા ચીલા મૂક્યાનું પુણ્ય કમાઈશું.

જેમના હાથમાં રાજ્યની ધુરા છે તેઓના માથે મોટી જવાબદારી રહેલી છે. તેમણે નાખેલો યોજનાઓનો પાયો ઊખેડી નાખવાનું કોઈ કહેતું નથી. પરંતુ સમાંતરે બીજો પાયો નાખવાની પણ એટલી જ જરૂર છે. એ છે વ્યક્તિ વ્યક્તિમાં માનવીનું ઓજસ ખીલે તે.

### માનવીનું ઓજસ

આપણે જે મનોરથો ઘડચા છે, જે આદર્શો સેવ્યા છે, જે નીતિનિયમો બનાવ્યા છે, પ્રાર્થના કરી છે ને જ્ઞાન શોધ્યું છે—એનો સરવાળો તો માનવીમાં દેખાવો રહ્યો.

સારું છે કે દૈવી ચમત્કારોનું પ્રકરણ પૂરું થવા આવ્યું છે. યુદ્ધના વિજયો વડે માણસ પંકાય એ





સંજોગો પણ જવા લાગ્યા છે. વિપુલ ધન અને સત્તાના દોર હાથમાં રાખનારથી માનવી પહેલાં જેટલું અંજાતો નથી. ગુફાઓમાં બેસીને આદરેલાં ચિંતનસાધનાયે ઓછાં પડે છે. હશે. વ્યક્તિઓમાં શિખર જેવા વિરલ અપવાદોની કથાઓ આપણને પ્રભાવિત કરી જાય, સંપૂર્ણતાના પાસાંઓની ઝલક બતાવી જાય, અને તોયે આ સીમાઓ વટાવીને માનવીનું ઓજસ ઑર રીતે પ્રગટ થવા મથી રહ્યું છે.

નિરોગી, શક્તિશાળી, કાર્યક્ષમ કાંતિમાન અને દીર્ઘાયુ—આવું શરીર હોય. એમાં નિશ્ચયના બળવાળી, ભાવિના પડને વીંધીને જોઈ શકનારી, તુલનાત્મક વિવેકવાળી, સ્વચ્છ ને સર્વગ્રાહી એવી બુદ્ધિ હોય. આ બંનેને પ્રેરે, પ્રવૃત્તિમય રાખે, નિઃસ્વાર્થ બનાવે, અનુકંપિત રાખે, અને શ્રદ્ધાના આનંદ વડે પુલકિત કરે એવી નિષ્ઠા હોય, આ ત્રિવિધ સાધનોથી યુક્ત થયેલ માનવીમાં સર્જનની સરવાણીઓ ફૂટે, એને કલ્પનાના વિહાર ખૂલે, ચિંતનની સૃષ્ટિઓ પ્રસવે, એના હાથે કૌશલ બેસે જે ચિરંતન આનંદનાં દર્શન કરાવે. સર્જન કરતાં કરતાં માનવી ઈશ્વરના અંશ શો દીપી રહે ને એની વરસતી કૃપા ઝીલવાની કટોરી બની રહે...

માનવીની ભીતરમાં પડેલા આવા ઓજસને પોષવા કે પ્રગટ કરવા લાખલાખ ઝુંબેશો ને આંદોલનો જોઈશે એમાં શક નથી. પરન્તુ એવા પ્રયત્ન ને એ દિશા છોડી શકાય એમ પણ નથી. વારંવાર હાકલો થવાની છે કે સુખ અને સમૃદ્ધિ કે દુઃખ અને દારિદ્રયની ભીંતો ઊભી કરી એમાં ગૂંચવાઈ જવાનું નથી. એ બંને વચ્ચે દોડા કરવાનું નિરર્થક છે. એ સ્થિતિ છે, જે લક્ષ્ય થઈને જામી પડે છે ને એના આગ્રહમાં ઓજસ વિસારે પડે છે. આપણેય એ દ્વિધા વહોરીને અટવાઈએ નહિ તો સારું.

ઘણા યત્નો થયા છે જેમાં અવગુણોને ટાળીને જીવવાની પદ્ધતિ ઉપર વજન મૂકવામાં આવ્યું છે. કેમ જાણે અંધારું હટાવ્યે પ્રકાશ આવે એમ અવગુણોને ટાળ્યાથી સદ્ગુણો વ્યાપી રહેશે એવું નથી. માર્ગ ભલે સરળ થતો હોય પણ સદ્ગુણોને વિકસાવવા રહે છે—યત્નથી, જીદથી, ઇચ્છાથી, શ્રદ્ધાથી, એ સદ્ગુણો ક્રિયાશીલ બને ત્યારે એમાંથી ઓજસ પ્રગટે છે; સંઘરો કરી રાખ્યે નથી ચાલતું.

નવાં માનવી—શું વ્યક્તિ કે શું સમુહ—એનું ઓજસ ખીલતું રહે તો જ આપણી યોજનાઓ અને પ્રવૃત્તિઓ સાચી.

### ગ્રામદાનની સાથે સાથે—

ભૂમિદાન અને એની સાંકળમાં આવતાં બીજાં દાનો મેળવવા જે આંદોલનો ચાલે છે તેમાં ગ્રામદાન સૌથી વધુ ધ્યાન ખેંચે છે. બીજાં દાન આપનાર-લેનાર વ્યક્તિઓ સાથે સંબંધ રાખે છે. જ્યારે ગ્રામદાન વડે ગામડાંની વ્યવસ્થામાં ફેરફારો થાય છે. હિંદુસ્તાનના હાર્દ સુધી અસર પડે છે.

સંતોષની વાત છે કે ગ્રામદાનની જવાબદારીનું ભાન આંદોલનના કાર્યકરોને થવા લાગ્યું છે. એમની પાસે આ નવા કામને પહોંચી વળે તેવા તાલીમ પામેલા કાર્યકરો જુજ હશે. ગ્રામજનોનો પૂરો સહકાર મેળવી લીધા પછી પૃથ્વી ઉપર સ્વર્ગ કેમ ના ઊતરે ? અને જ્યાં પરમ કલ્યાણ થવાનું હોય ત્યાં બીજાં ગામો શીદ છેટાં રહી શકે ? જો ગ્રામદાનનો પ્રયોગ દેશવ્યાપી બનાવવો હોય તો જિલ્લે જિલ્લે એક જ ગામનો પ્રયોગ હાથમાં લઈ ચુનંદા કાર્યકરો દ્વારા કામ લેવું જોઈએ. અને જે કાંઈ સાધના થાય તેનું ફળ દેશભરમાં સચોટ રીતે બતાવવું જોઈએ. સંઘ સિવાય બીજાં ગામો આપમેળે પ્રયોગ કરે તે જુદી વાત છે.

આમ થાય તો આ આંદોલન સ્થિર સ્વરૂપ પકડે. લાગણીવશ થઈ રહેલાઓ હોય તેમને આગળ પ્રવૃત્ત કરવા એ કામ સહેલું નથી. આ દેશમાં ભાતભાતની ભાવનાઓનાં પૂર ફેલાવવામાં મુશ્કેલી નથી આવતી. એ દ્વારા ત્યાગ કરવા કે સહન કરવાનું લોકશિક્ષણ અપાય છે તે પણ ઘણું કીમતી છે. છતાં, લોકોને

પ્રવૃત્તિમય કરી શકે અને એ માટે જે પાયો જોઈએ તે આપણે તૈયાર કરવાનો છે.

આવી પ્રવૃત્તિઓના મૂળમાં મહત્ત્વાકાંક્ષા સરખું બીજું બળ નથી. નવી સમાજરચનામાં માત્ર જીવી શકીએ, રોટલો કે વસ્ત્ર મેળવી શકીએ એવી નાની કલ્પના વડે લોકમાનસ ઉત્તેજન નહિ પામે. છીએ તે કરતાંયે દરિદ્ર—ઓછામાં ઓછી જરૂરીઆતોવાળો સમાજ-રચનાનો ખ્યાલ રાખ્યો હશે તો લોકોમાં વહેલી નિરાશા આવવાની. જે સહકાર મળ્યો છે તેની હોડ મોટી છે એ કબુલ રાખીએ તો પણ એને ઉદ્ભવ લાગણીમાંથી છે, ત્યાગના એટલે કે નકારાત્મક ખ્યાલમાં છે, સિદ્ધિની ઝંખનામાંથી એ પ્રગટ કર્યો નથી. આમ, સિદ્ધિના લક્ષ્યાંક માટે વિવિધ પગથિયાં રચવાની જરૂર રહેશે અને એ પગથિયાં વટાવવા લોકોને માર્ગદર્શન આપી શકે એવા કુશળ કર્તવ્ય-નિષ્ઠ સાથીદારની વધારે જરૂર રહેશે.

આ કાર્યકરો જ્યારે તૈયાર હશે ને એમનું ખમીર દેશને જોવા મળશે ત્યારે ક્રાંતિનો પહેલો ઝબકારો આપણે જોઈ શકીશું.

## તાલીમ પામેલા કાર્યકરો

જાહેર છે કે યુવાનોને પ્રભાવિત કરવાની શક્તિ કોંગ્રેસે ફેંકી દીધી છે. ત્યાગ કે બીજી લાગણીથીયે આગળ વધીને કામ આપી શકે એવો સમુદાય ભેગો કરવો એ ઘણું મુશ્કેલ છે. એ કાર્યકરો ભેગા થશે તોયે એમને કોંગ્રેસીઓ આગળ ઝાંખપ અનુભવવાની—પૈસેટકે, લાગવગે, સુખસગવડે, માનમરતબે. એવી નાનમ આગળ નવો કાર્યકર્તા તૂટી જવાનો. એ કાર્યકર્તાને તાલીમ આપ્યા પછીયે પ્રતિષ્ઠા મળવી જોઈશે, મુકાબલે એનું મૂલ્ય અદકું ઠરવું જોઈશે. એને ભવિષ્ય માટે જોગવાઈ કરવાની ચિંતા કરવાની ન રહેવી જોઈએ. એનેય પોતાનું જીવનધોરણ ધૂળમાં રગદોળી કામમાં પલોટાવાનું હોય તો એ વહેલો થાકી જઈ છટકી જવાનો.

નવી સમાજરચનાને સેવક કાબેલ જોઈતો હશે તો એને ભેખધારી બનાવવાની કંઈ જરૂર નથી. ગામના સહકારમાંથી જે શુભ નિપજાવવામાં એનો પુરુષાર્થ ખરચ થવાનો છે તેનું યોગ્ય વળતર એ ગામને ચૂકવતાં શીખવવું જોઈશે. પ્રાથમિક શાળાના મહેતાજીની જે દશા કરી મૂકી છે તેવી આ સમાજસેવકની કરવી હોય તો આ પ્રયોગ આટલેથી અટકી જાય એ જ બહેતર છે.

અને જે કોઈ આ દેશમાં નવા કાર્યકરની ફોજ પૂરી પાડશે તેની બોલબાલા થવાની છે. તે વખતે કરોડો રૂપિયા વેડફી નાખતી કોન્ગ્રેસ કે બીજાનું પડાવી લઈને સરખાપણું સ્થાપવા માગતો સામ્યવાદ એ બંને આપોઆપ વિલીન થઈ જશે.

પણ નહિ, હજુવાર છે. હજુ આપણે લાગણીઓના પ્રવાહમાંથી અટકીને પ્રવૃત્તિઓના નક્કર કિનારે પહોંચવા ઉત્સુક નથી. અને ત્યાં સુધી ગ્રામદાનો પણ અકાળે ઊગેલાં ફૂલ જેમ વહેલાં આવી વહેલાં ખરી પડે તો—તો એની નિરાશા ઘણી ભયંકર નિવડે.

માનવી એને પ્રવાહો—કોણ કોને ઘડે છે, અદશ્ય ભાવિમાં કઈ યોજના છુપાઈ છે!

## પુસ્તકો સાથેની પરીક્ષા

પરીક્ષામાં જવાબ લખતી વેળા પુસ્તકોની મદદ વિદ્યાર્થીઓ લઈ શકે એ પ્રયોગ વિષે ગુજરાત વિદ્યાપીઠે પહેલ કરી તે બદલ ધન્યવાદ. ભૂલ જણાશે તો વળી એ અનુભવમાંથી બીજું સૂઝશે. એમ તો દરેક સારી પ્રથાને અજમાયશી રૂપમાંથી પસાર થવાનું રહે જ છે.

એ હકીકત છે કે વિદ્યાર્થીઓને પરીક્ષા માટે જ કેટલાય વિષયો એવી રીતે તૈયાર કરવા પડે છે કે જવાબપત્ર સોંપે પછી એમાંનો અક્ષર પણ યાદ રહેતો નથી. પરીક્ષા પછી આવી મળતી લાંબી રજાઓ ગોખેલું ભૂલી જવામાં ઘણી મદદ કરે છે. અને પાંચ દશ વર્ષના ગાળા પછીયે ભૂલી જવાથી





કશુંક ગુમાવ્યું છે એવો અસંતોષ જવલ્લે જ કોઈને થતો હશે.

પરન્તુ, પુસ્તકો જોઈને જવાબપત્રો લખવાનાં હોય તો પછી મગજને થોડુંયે કસવાની શી જરૂર! ઘણું કામ મુલતવી રાખવાની ટેવ નહિ પડી જાય? આધાર વિના બુદ્ધિ એકલી કામ કરી શકે એવું તો નહિ બને ને! બુદ્ધિને કેળવવી, ચપળ કરવી, આગળનું વિચારી શકે એવી બનાવવી; વિચારને યોગ્ય વિભાગમાં ગોઠવી શકે, તર્કશુદ્ધ કરે, એનાં લક્ષણોથી માહિતગાર રહે, અપલક્ષણોથી સાવધ રહે, એનાં અનુસંધાનો સાચવે એ બુદ્ધિનું કામ બગડશે તો નહિ ને?

આવા ભય હોય ત્યાં જે છૂટ આપવી જોઈએ તેમાં સ્વાભાવિક રીતે મર્યાદા મૂકાય. પુસ્તકોમાંથી ઘણા ઉતારા મૂકવામાં આવે એવા પ્રશ્નો છોડી દેવા પડે. જેના ઉત્તરો પુસ્તકોમાં તૈયાર મળતા હોય તે પુસ્તકો ઉપયોગમાં ના લઈ શકાય.

જો પુસ્તકોની છૂટ હોય તો પોતે મહેનત કરીને તારવેલી નોંધોની છૂટ કેમ નહિ? અને એમ પરીક્ષાઓને હળવી કરી દઈએ તે બરોબર નથી. વાર્ષિક પરીક્ષાને સ્થાને દરરોજની કે અઠવાડિયાની પરીક્ષાઓ મૂકવી તેવાં સૂચનો પણ બહાર આવ્યાં છે. એમ કર્યોથી તો બોજો એટલો વધી પડે કે વિદ્યાર્થી એનાથી જ ઘેરાયેલો રહે, બીજા કશા તરફ એની નજર જાય જ નહિ.

પોતાના વિષય ઉપર વિદ્યાર્થીએ કાબુ મેળવ્યો હોય એ પરીક્ષાનો હેતુ, પોતાના ઉત્તર સરળતાથી રજૂ કરી શકે એ એની આવડત. એમાંથી ગોખવાની જરૂર કાઢી નાખવી હોય તો ઊંચી કેળવણી લેનારા ઉપર એ પ્રયોગ શરૂ કરી શકાય. માધ્યમિક શિક્ષણમાં એ અખતરો ખૂબ મર્યાદામાં રહેવો જોઈએ જેથી અભ્યાસીવૃત્તિ કેળવવામાં વિદ્યાર્થીને આળસ કરવાનું મન થાય નહિ.

પુસ્તકો સાથે રાથે રાખી પરીક્ષા લેવાની હશે તે વિષયોમાં અભ્યાસનું ધોરણ ઊંચું જ રહેવાનું. એ લાભ જેવોતેવો નથી. અને શિક્ષકોએ પણ ઘણી કાળજી લઈ વિદ્યાર્થીઓને તપાસવા રહ્યા. સંભવ છે કે નવી ઢબની પરીક્ષાઓને લીધે શિક્ષણની પદ્ધતિમાં મોટા ફેરફારો કરવાની જરૂર પડે.

### ચૂંટણીઓમાં પ્રજાની ચઢઊતર

છેલ્લી ચૂંટણીઓ પૂરી થઈ એના ઉપર ઘણાની ઊડતી નજર પડે એ સ્વાભાવિક છે. મતદાનના સ્થળે કે એની આસપાસ વ્યવસ્થા સારી જળવાઈ. ટૂંકા સમયમાં શાંતિથી કામ ઉકલ્યું. લોકોએ ઉત્સાહ પણ બતાવ્યો. ચૂંટણીનો ખરચ આથી કમી થઈ શકે એમ જણાયું ને થશે એમ લાગ્યું. મોટી લોકશાહીને શોભે એવી વ્યવસ્થા થઈ શકી.

પણ પક્ષોએ ઉમેદવારો નક્કી કરતી વેળા તેમજ પ્રચાર કરતાં ધોરણ નીચે ઉતાર્યું. સત્તાસ્થાને રહેલા ઉમેદવારો લોકો આગળ અધિકારીરૂપે ગયા, સત્તાનો રૂઆબ છાંટયો. એ દિવસોમાં સમારંભો યોજી પ્રભાવ પાડયો. નાતજાતો નાબુદ કરવાની વાતો કરી હતી છતાં એવી સંસ્થાઓનો ટેકો માગી લીધો. દારૂબંધીની નીતિ સ્થાનિક કાર્યકરોએ વિસારે મૂકી. વાહનો દોડાવ્યાં. પૈસા પણ વેર્યા. જાણે ભારતની એકતા જોખમમાં છે ને કાશ્મીરનો સવાલ એ રાષ્ટ્રીય પ્રશ્ન હોવા છતાં એક પક્ષનો સવાલ છે! ચૂંટણીના જાહેરનામામાં દેશને લગતી નાની મોટી બાબતો સમાઈ શકે પણ સ્થાનિક ચૂંટણીઓની હારજીત ઉપરથી તે મુદ્દાઓ ઉપર લોકમત તારવવાની વાતમાં પ્રમાણ સચવાતું નથી.

એક બીજી વાત જાહેર થઈ તે વિરોધ પક્ષને બળવાન થવું હોય તો એણે જાતે જ કોશીષ કરવી રહી, એમને માટે કોઈ માર્ગ મોકળો કરી મૂકે એ આશા વધારે પડતી છે.

### શું રાજકારણમાં પલટો આવશે?

કેરળમાં સામ્યવાદીઓએ ગઢ કબજે કરીને આપણા રાજકારણમાં નવું સીમાચિહ્ન ઊભું કર્યું છે. પર-



દેશમાં ચાલતાં અત્યાચારી સામ્યવાદથી જુદા પડી, લોકમત વડે સત્તા કબજે કરવાનો આ કદાચ દાખલો હશે. એટલે એવી આશા પણ રહે છે કે અહીંનો પક્ષ નીતિ રીતિમાં અનુકૂળ ફેરફારો કરી લેશે અને સંગઠિત હોવાથી પોતાની પૂરી તાકાત સાથે લોકમાનસ કબજે કરવા યત્ન કરશે.

એના મુકાબલે આપણી કોંગ્રેસ શું કરશે એવો સહેજે સવાલ થાય છે. શું એમને પણ લોક લાગણી ઉપર પ્રભાવ પાડવાની ઇચ્છા થશે ખરી ? કે પછી એમનામાં જે રહ્યા છે તેમનેય વિદાય કરવાનો ચક્કો ચાલુ રહેશે !

કેરળનો એક અખતરો છે. ચાલ્યો તો એને દેશભરમાં ફરી વળતાં વાર શી ! ચૂંટણીઓ તો બીજા પાંચ વર્ષમાં આવી જ સમજો.

*

લાભશંકર વે. રાવળ

## ગુલમહોર

આ ગુલમહોર શો કોળે !
આગ તણી આંગળિયે કેવાં કોમલ કેસર ઘોળે !
ઊભો એકલ વિરક્ત જાણે કો' અલગારી ખાખી.
અંગ અંગમાં વ્હાલપ કેરી ગંગા રમતી રાખી;
હોય લપેટાયો શંકર ગૌરીના પ્રીત–પટોળે !

રૂપલડી રંગત શું લાગી શુષ્ક સુગંધ વિનાની ?
અંતરને આંબી ગઈ કે શું સૌરભ મસ્ત હિનાની
લાંબી એની એક ડાળખી
આઘેરી જઈ મેંદી માથે અંતર આખું ઢોળે !

વરણાગીલો વ લાડકડો કેસર સાફે સોહે
લીમ, બોરડી, પીંપળ, એના અંગ અંગ પર મોહે !
કુરબાન થવાને એક ઇશારે
જૂઈ ચમેલી કરેણ ક્યારના કેફી કામણ ચોળે !

છાના આ અભિસાર નિહાળી જાય સૂકાતો બાવળ!
ભડભડ સળગે ઉરમાં એના ઈર્ષાનો વડવાનળ,
જુવે જોબના એક ન સામે હજાર ઊભી ટોળે !

આઘે ઊભો ખડખડ પંચમ વડલો ઘેર ઘટ ળો;
બધાં ખેલથી પર થઈ હસતો મરક મરક મમોળો;
સોચે—ઘેલાં રૂપ બધાં કાં અમથાં અમથાં રોળે !

સુંદરતા ઓથે સંતાયાં દિલ ક્યાં સાચાં ખોટાં ?
નીર છલોછલ સાગરના ક્યાં, ક્યાં ખાલી પરપોટા?
કંચન છો કે કથીર એ તો
પરખાશો સૌ જ્યારે પેલો સમય ત્રાજવે તોળે.
આ ગુલમહોર શો કોળે !

*

જયન્ત પરમાર

## અતૂટ

સંબંધો સૌ અતુલ થઈ જાયે જરા કાળ વીત્યે,
એ સૌમાંથી પથ–વિમુખતા થાય સંબંધ જીત્યે !
હોયે દેખું અવર-સુજના એમ બન્ને વણાયે;
બન્નેમાંથી અતૂટ સુજને દેખતો હું સદાયે !

*





ધૂમકેતુ

# મૂંગો ગુંગો

હાલમાં જ અખિલ ભારત રેડિયો તરફથી દિલ્હીમાં સાહિત્ય સમારોહ ગોઠવાઈ ગયો. તેમાં પ્રતિ પ્રાંતના પ્રતિનિધિ સાહિત્યકારોએ ભાગ લીધેલો. આપણા પીઢ સાહિત્યકાર શ્રી ધૂમકેતુએ એ સમારોહમાં ત્યાં જઈને ભાગ લીધો હતો ત્યારે તેમણે વાંચેલી તેમની એક હૃદયદ્રાવક આ વાર્તા સાંભળનાર તો ભવી ઊઠેલાં જ……

મારા જેવા એક મૂંગા માણસની જીવનકથામાં શું જાણવાનું હોઈ શકે? ખરી રીતે કાંઈ જ નહિ. પણ શૂન્યતામાં ધ્વનિ, કહેવાય છે કે અવાજના અવાજ કરતાં પણ હજારગણી સંગીન વાતો કહી જાય છે. એ જે હોય તે. હું એક મૂંગો માણસ. મારે કોઈ જ જીવન ન હતું. મારું નામ મૂંગો ગુંગો. ગુંગો મારું નામ. મૂંગો, વિશેષણ. મારો કોઈ સ્વજન નહિ. કોઈ આત્મજન નહિ, કોઈ ઓળખાણ નહિ, કોઈની પીછાન નહિ, કોઈ પરિચીત નહિ, ઓળખાણમાં ઓળખાણ ગામના કૂવાકાંઠાની. નદીકાંઠાની. થોડાક વૃક્ષોની. વૃક્ષો જાણે કે આ મૂંગો છે. હું જાણું કે વૃક્ષો બોલે છે. એ મોટા સરોવર જેવા કૂવાને કાંઠે, હું પડ્યો પડ્યો, હિલોળા દેતાં પાણી જોયા કરું. દિવસ એમ ને એમ કાઢું. રાત્રે તારાઓ મને બોલાવે, હું એમને બોલાવું. પણ મારું જીવન, એક દિવસની વાત છે. થોડા ટીખળી છોકરાઓ ત્યાં નહાવા માટે આવ્યા. પાણીમાં માછલાંની માફક તરવા લાગ્યા. એમની એ મજા હું જોઈ રહ્યો. મને એમની મજામાં મજા પડી. પણ છોકરાંની ટીખળી જાત કોને કહે? એમણે તો મને પણ પાણીમાં ઉપાડ્યો. મને તો તરતાં આવડતું ન હતું. એક બે વખત બોલ્યો પણ ખરો. મારો વાણી વિનાનો મૂંગો ક્રોધ જોઈને એમને મજા પડી કે કોણ જાણે કેમ પણ એમણે મને હેરાન પરેશાન કરી મૂક્યો. માંડ માંડ હું કાંઠે આવ્યો. પણ મને મૂંગા માણસને એ વાત હાડોહાડ લાગી ગઈ. મને મનમાં ઊંડી વેદના જાગી. હું અહીં ગમે ત્યાં રખડ્યા કરતો થોડું માગીભીખી લેતો એ મારો જીવન આધાર હતો, એટલે આવી મશ્કરીની વાત બની હતી નાં? તો હવે એ આધાર જ ન જોઈએ! મારું દિલ જાગી ગયું. મને થયું; હવે માગવું હરામ. ઇંદ્રિયો જીવન નથી.. જીવન જીવન છે. તે દિવસની સાંજ મને બરાબર સાંભરે છે. મેં આકાશના બધા રંગોને અંધારામાં વિલીન થઈ જતા જોયા. ત્યાં સુધી એ વિશાળ ઝાડ જેવાં, સરોવર સમા મોટા કૂવાને કાંઠે મેં પાણીને જોયા જ કર્યાં. એમાં તો આજે મને જાણે કેંક વાતો લખેલી મળી. એ પાણી ક્યાં હતાં? એ તો કાવ્યો હતાં. માણસને પ્રેમ, મૈત્રી બાંધતાં આવડે, તો આ દુનિયાની કોઈ ચીજ એવી નથી કે જે સ્વર્ગની ઝાંખી ન કરાવે? બસ, મેં કોણ જાણે શું અનુભવ્યું, પણ મને લાગ્યું કે આ પાણી મને કહી રહ્યાં છે, કે તું અમારો દોસ્ત થા. અમે તને દોસ્તીદાવે દુનિયાની બધી જ આનંદસૃષ્ટિ બતાવીશું.

અને મને મનમાં જાણે થયું કે આનંદ ઇંદ્રિયોમાં નથી, મનમાં છે. ને મન તો મારું મને ઉત્તેજન આપી રહ્યું છે કે અલ્યા! તરવૈયો થા, તરવૈયો થા! મેં, મૂંગા ગુંગાએ, આ રીતે વખત જતાં તરવૈયા તરાકેની એક અદ્વિતીય ખ્યાતિ મેળવી લીધી. એ કારીગરીએ મને એક અનોખો જ માણસ બનાવી દીધો. એ કૂવાને કાંઠે હું બેઠો હોઉં, એટલે લોકોને પણ વિશ્વાસ કે હવે કોઈ ચીજ પાણી સંગ્રહી ન જ શકે. મૂંગો ત્યાં હાજર છે. હું પાણીમાં પડું ને બધાને ખાત્રી—ખાત્રી શું શ્રદ્ધા—કે ચીજ આવી જ છે.. પછી એ ગાગર હોય, લોટો હોય, વીંટી હોય, ઘડિયાળ હોય કે ગમે તે હોય. એક વખત એક બાઈનું એરીંગ પાણીમાંથી લાવી દીધું. ત્યારે તો તાળીઓના ગડગડાટ વચ્ચે મારું નામ મૂગો ગુંગો બંધ થઈ ગયું. ગુંગો તરવૈયો એ નામ બની ગયું. પણ મારા અર્થહીન જીવનને આ પ્રમાણે જ્યારે અર્થ મળ્યો ત્યારે સાથે સાથે મારા દિલમાં એક તમન્ના પણ જાગી કે મારી આ કારીગીરીનો ધ્વજ

કોઈ દિવસ નીચો પડવો ન જોઈએ. હું મૂંગો પાણીકાંઠે બેઠો હોઉં, ને પાણીએ લીધેલી ચીજ પાછી ન આપે એ હવે ન જ બને. તો જ હું કારીગર.

કોઈક વખત કોઈનો લાલ પાણીમાં પડી ગયો હોય, ને એ લાલની માતા ખોળો પાથરતી મારે ચરણે અશ્રુ અભિષેક કરે એ બધી જ વાતની મારા દિલમાં શું અસર થતી એ તો હું શી રીતે કહી શકું? પણ એ વખતે હું કોઈ અણમોલા આનંદ સાગરના મોજાં ઉપર ઝૂલી રહેતો. મને ત્યારે દિલમાં થઈ આવતું કે જો આટલું વાક્ય હું જો કોઈ રીતે બોલી શકું તો કેવું સારું! અવાજો કરતા માનવોની વચ્ચે, આ દુનિયામાં હે મારા નાથ! તેં મને અવાજહીનને માનવનો પણ માનવ બનાવી દીધો છે. તારી એ કેવી અપાર દયા! મૂંગા ગુંગાની આવી આ વણકહેલી જીવનકથા છે.

એક વખત આ મૂંગો ગુંગો બેઠો હતો. ત્યાં પડખેને પાણીશેરડેથી નિશાની થઈ. તે ત્યાં દોડ્યો. ત્યાં સૌ પાણીમાં જોઈ રહ્યા હતા. એક છોકરો અંદર પડી ગયો હતો.

ગુંગાને આવતો જોયો ને સૌના જીવમાં જીવ આવી ગયો. ગુંગો તરત પાણીમાં પડ્યો. બધાને વિશ્વાસ હતો કે ગુંગો આવ્યો એટલે ખલાસ, પાણી વસ્તુ સંઘરે જ નહિ.

પણ કોઈ દિવસ અફળ ન જનારો ગુંગો તે દિવસે પાણીમાંથી ખાલી હાથે આવતો દેખાયો. બધાના પેટમાં ધ્રાસકો પડી ગયો. 'ગુંગો ખાલી' એમ થઈ ગયું.

ગુંગાની લાલ આંખમાં પણ અકથ્ય વેદના બેઠી હતી. તે ફરીને પાણીમાં અદશ્ય થઈ ગયો. પણ વ્યર્થ, ત્રીજી વખત ગયો, પણ હવે એ બાજી હારી ચૂક્યો હતો. એના હૃદયની અપાર વેદના એના ચહેરા ઉપર દેખાઈ આવતી હતી.

ત્રીજી વખત ગુંગો, જેમ પાણીમાંથી કોઈ ધોધ, માત્ર પ્રવાહ ઉપર ચડતો હોય તેમ આવી રહેલો ચોખ્ખા પાણીમાં નજરે પડ્યો. એના હાથમાં ડૂબી ગયેલો છોકરો હતો. ચારે તરફથી આકાશ ફાડી નાખે એવી પ્રશંસાની ગર્જના ઊઠી. પણ આજે ગુંગાના ચહેરા ઉપર ભારે વેદના હતી. છોકરો ગામડાના વૈદ્યને સોંપતાં એની આંખમાંથી આંસુની ધારા ચાલી નીકળી. એ પોતાની વેદના બોલી તો શકતો ન હતો. પણ એ બધાને બે હાથ જોડીને નમી રહ્યો હતો. વારંવાર નમી રહ્યો હતો. અને પેલાં નીલાં ઊંડાં ગંભીર જળને માથું નમાવીને જાણે કહી રહ્યો હતો કે, આજ તો તમે મારી આબરુ રાખી, પણ હવે મારી આબરૂ રહેવાની નથી. મારી કારીગરીને શોભે એટલો બળવાન પ્રાણ જાણે હવે મારામાં રહ્યો નથી.

મારો નિર્બળ પ્રાણ મારી કારીગરીને લજવે એવું હવે ન થાઓ! જે કારીગરીએ માનવ બનાવ્યો હતો, એ કારીગરી.

મૂંગો જાણે મનમાં આ બોલી રહ્યો હતો, બધાં છોકરાની સારવારમાં પડ્યાં. પણ એમાં હવે જીવ જણાતો ન હતો. મૂંગો ગુંગો છોકરાની માને પગે હાથ મૂકીને, 'માફી માગીને, ચૂપચૂપ ત્યાંથી ચાલી નીકળ્યો. એની વેદના અસહ્ય હતી.

બીજે દિવસે સવારે ગુંગાની ઓરડી તરફ માણસો જઈ રહ્યાં હતાં. પેલો છોકરો સદ્ભાગ્યે બચી ગયો હતો. અને સૌ અત્યારમાં મૂંગા ગુંગાનો સત્કાર કરવા માટે જતાં હતાં. એમણે ઉત્સવ યોજ્યો હતો. ઢોલ, શરણાઈ, ત્રાંસાં વાગી રહ્યાં હતાં. સ્ત્રીઓ ઉત્સવમાં ગીતો ગાઈ રહી હતી. છોકરાનાં મા–બાપ સાથે હતાં. બધાં આનંદમાં હતાં, ગુંગાની ઓરડી પાસે સૌ આવ્યાં. પણ ઓરડી અંદરથી બંધ હતી. ગુંગાની રાહ જોતાં એક બે અપંગ ભિખારી ત્યાં બેઠાં હતાં. રખડુ કૂતરાં એની ઓરડીના બારણા પાસે હંમેશનું બટકું રોટલો લેવા માટે ઊભાં હતાં. આ બધાં ગુંગાના મહેમાન હતાં. ગુંગાને બહાર લાવવા માટે ઢોલ ત્રાંસાં હજી વાગી રહ્યાં હતાં. પણ



પંડિત કવિવર્ય અમરમુનિ

# પ્રેમ કરતા શીખો

આપણા વિદ્વાનો, ધર્મગુરુઓનાં વક્તવ્યોમાં પણ જે અમૂલ્ય સાહિત્ય ભર્યું હોય છે તેવું જ આ નાનકડા લેખમાંથી આપણને મળી આવે છે. શ્રી સુશીલા મહેતાએ મુનિશ્રીના વક્તવ્યનો ગુજરાતી અનુવાદ ખાસ ઊર્મિ માટે કર્યો છે......

દરેક ધર્મનો ભક્ત પોતાની જાતને ઈશ્વરનો ઉપાસક અને પરમાત્માનો પ્રેમી કહેવરાવે છે. તે ઈશ્વર સાથે પ્રેમભાવ જોડવા જાય છે. પણ જ્યારે આપણે તેના કૌટુમ્બિક જીવન તરફ દૃષ્ટિ ફેંકીએ છીએ ત્યારે જોવા મળે છે કે ત્યાં કંકાસનો અડ્ડો જામ્યો છે...અને આપણા આશ્ચર્યનો પાર નથી રહેતો. એ પોતાની પત્ની પ્રત્યે પ્રેમ દાખવી નથી શકતો. બાળકો ઉપર વાત્સલ્યરૂપી અમૃત નથી વરસાવી શકતો અને કુટુમ્બની બીજી વ્યક્તિઓ પ્રત્યે પણ સ્નેહભર્યો વ્યવહાર નથી રાખી શકતો. ત્યારે આપણે સમજીએ છીએ કે એનો ઈશ્વર પ્રત્યેનો પ્રેમભાવ જુઠો છે. હું માનું છું કે આથી વધારે કોઈ દંભી નથી. જેની પાસે કૌટુમ્બિક જીવનમાં પ્રેમનું એક બુંદ નથી તે પરમાત્મા પ્રતિ પ્રેમની ધારા કેવી રીતે વહાવી શકે! સ્નેહહીન, શુષ્ક અને જલતું હૃદય લઈને ઈશ્વર પાસે જવાનો કોઈ અર્થ નથી. તેમ કરવું તે પોતાના અંતરાત્માને અને સમાજને દગો દેવા બરાબર છે.

આચાર્ય રામાનુજ પાસે એક ભક્ત આવ્યો અને બોલ્યો : 'મહારાજ મને આપનો શિષ્ય બનાવી લો. હું પરમાત્મા સાથે પ્રેમ કરવા ઇચ્છું છું.'

રામાનુજે કહ્યું : 'શિષ્ય બનવા અને પરમાત્મા સાથે પ્રેમભાવ જોડવા ઇચ્છો છો તે સારું છે, પણ પહેલાં એ તો બતાવો કે ઘરમાં કોઈની પણ સાથે પ્રેમભાવ છે? માતપિતા સાથે પ્રેમભાવ છે? પત્ની અને બાળકોને પ્રેમ કરો છો?'

આગન્તુકે જવાબ આપ્યો : 'મહારાજ આખો સંસાર સ્વાર્થમય છે, ભ્રમજાળ છે. દગાની ખાણ છે. એમાં છે શું? મને તો સંસારથી વિરક્તિ આવી ગઈ છે. કોઈ સાથે પ્રેમ નથી રહ્યો. હવે તો પરમાત્માની લગની લગાડવી છે. આપ ઝટપટ શરણમાં લઈને રસ્તો બતાવો.'

આચાર્ય રામાનુજે કહ્યું : 'આ કામ મારાથી નહિ થઈ શકે, અને હું તમારા જેવાને મારો શિષ્ય નહીં બનાવી શકું. હું એટલું જ કરી શકું કે જેના હૃદયમાં કુટુંબની કોઈ પણ એક વ્યક્તિ પ્રત્યે પ્રેમ હોય તો તે પ્રેમને વિસ્તૃત બનાવી દઉં અને વિરાટરૂપ પ્રદાન કરવાની કોશિશ કરું. અને તેને પ્રભુના ચરણો સુધી લઈ જઈ શકું. પરંતુ જે પથરા જેવા શુષ્ક અને નીરસ છે, એમાં પ્રેમની ધારા કેવી રીતે

---

કોઈ બહાર આવતું નથી એ જોઈને એક અધીરા માણસે ઓરડીના બારણાને ધક્કો માર્યો.

જવાબમાં બારણું ઊઘડી ગયું. પણ ત્યાં ઓરડીમાં કોઈ ન હતું, ગુંગાની આખી રિયાસત ત્યાં પડી હતી. એક ચટાઈ હતી, એક તૂટેલ ધોતી લટકતી હતી, ચૂલા ઉપર એલ્યુમિનિયમનું તપેલું હતું, એક લોટો ઊંધા માટલા પાસે પડ્યો હતો. થાળી ને વાટકો રાખમાં સાફ થવાની રાહ જોઈને પડ્યાં હતાં.

અંદર હડુડુ માણસો ધસ્યાં. ગુંગાને હારતોરાથી ભરી દેવા માટે, એના કંઠને શણગારી દેવા માટે. પરંતુ અંદર કોઈ કહેતાં કોઈ ન હતું, ઓરડી ખાલીખમ હતી. ગુંગાની રિયાસત ખુલ્લી પડી હતી, આખી રિયાસત. એના મહેમાનો પેલાં કૂતરાં, પેલાં ભિખારી બહાર બેઠાં હતાં, ત્યાં આવેલા બધાના મનમાં હવે સવાલ થયો : 'ગુંગો ગયો ક્યાં? ગુંગો ક્યાં હશે? શા માટે ગયો હશે?'

હજી સુધી તેનો જવાબ એ ગામમાં કોઈએ આપ્યો નથી. કોઈ માનસશાસ્ત્રીને જડ્યો પણ નથી.





નીકળે ? શું પથ્થર-ટુકડામાંથી કયારેય ગંગાની ધારા નીકળી શકે ખરી ? જે પથ્થરના ટુકડામાં પાણીનું એક ટીપું પણ ન રહી શકે તેમાંથી પાણીનું ઝરણું કેવી રીતે વહી શકે ? જ્યારે તારા પાષાણ હૃદયમાં પ્રેમનો એક છાંટો પણ નથી તો પરમાત્મા માટે પ્રેમની ગંગા કેવી રીતે નીકળશે ?!

આગન્તુક આચાર્યનો આ જવાબ સાંભળી શરમીંદો થઈને ચાલ્યો ગયો.

આપણે પથ્થરનું હૃદય નથી રાખવાનું, પથ્થરનું હૃદય રાખીને આપણે પરમાત્મા સાથે પ્રેમ નહીં કરી શકીએ. માનવહૃદય પ્રેમથી સરલ હોવું જોઈએ. એનું હૃદય નિર્મલ પ્રેમજલથી છલ છલ કરતું જગત આખાં માટે વહેવું જોઈએ. ત્યારે જ સાચી માનવતા આવશે, ત્યારે જ જીવનમાં ઈન્સાનિયતની મહેક આવશે.

વિશ્વમાં જેટલા ધર્મ છે તે દરેક ધર્મ મનુષ્યને મનુષ્ય બનાવવાનો સંદેશ આપે છે. કોઈ પણ ધર્મ નરક કે પશુ બનવાની પ્રેરણા નથી આપતો. જેણે મનુષ્ય થઈને માનવતા પ્રાપ્ત નથી કરી તે દિવ્યતા મેળવવા જશે તો કઈ રીતે સફળ થશે ? મનુષ્યે સૌથી પ્રથમ માનવતાનો પાઠ શીખવો જોઈએ. માનવતા આવશે તો બીજા ગુણો આપોઆપ દોડતા આવી જશે. અને મનુષ્ય કલ્યાણમૂર્તિ બની જશે...સ્વ અને પર બન્નેનું કલ્યાણ કરશે.

*

પ્રવાત

## એની પાસે

ઉરધબકની આંટીઘૂંટી ઉકેલું હું આજ સૌ:
ઉર ઉછળતી ઊર્મિઓનો નિરોધ કરું હવે !
ઉર આથડતા નંદાયેલું,—થશે જ અખંડ એ !
ઉર અભ્યંતરે ઊઠેલી આશ એ ફળશે ન સૌ ?

અવિચળ ઉરે લાગેલું છે પ્રકાંડયુક્ત તુફાન આ;
સ્થિર ઉરસરે પેઠેલા છે અફાટ સાગર-ભમ્મરો.
ઉર લઘુકતા સર્વે છોડી વિશાળ મેઘાડમ્બરો,
ઉર અથડાવા લાગ્યા આજે અહીં તહીં સભાન આ !

ગડમથલની વાતો જાણી અલીપ્તતા ઉરે વસી:
અડગ ઉરની ડોલે જ્યારે ઉરસ્થિરતા, સદા સહે
અતુલ હળવી ઊઠે ત્યારે ઉર ભીતરથી જરા હસી;
અમુલખ ઉરે એની જ્યોતિ અગાઢ બની હવે વહે.

મમ ઉર તણી એવી ઊર્મિ વહે હરરોજ સાલસે
ઉર મમ સદા એની પાસે ત્યજી જતું સર્વ આળસે.

★

પ્રા. ગોવિન્દભાઈ પટેલ

## અસીમ અવકાશ હું

અસીમ અવકાશ હું, ભગણ તારલામંડલો,
ગ્રહો, સુરનદી વ અસ્ફુટ નિહારિકાની કલા
થકી પળપળે જ્વલંત રહી સોહ્તું હું ઊર્જિત.
વળી ઉષની ઓઢણી, રજનિનાં તમિસ્રાજલો,
બપોરની બહાર ને સઘન વાયુની મંજલા
તણાં નવલ સ્પંદને નિત હું રક્ત ને રંજિત.

પરંતુ વસુધાપટે જનની બેની કે પ્રેયસી
અલેળ રહી, નિર્મમા થઈ, ભૂલી પ્રતિષ્ઠા, હસી
સમર્પિત કરે અશેષ સ્વજનાર્થ ને રે' સ્થિત;
તદા, અગર નીરખી અનૃત સર્વ સંસારમાં,
અપૂર્વ પથ લે કળાધર મથે ઋતો સ્થાપવાં;
અને મસ હલાહલો ગટગટાવી વેરે સ્મિત;
સુભવ્ય સમયે હું એ ઉર વિરાટની છાંયમાં
અસીમ ઉજળું છતાં બનું વિષણ્ણ ને સીમિત.

★

પન્નાલાલ પટેલ

# ભાંગ્યાનાં ભેરુ

શ્રી પન્નાલાલ પટેલની વિખ્યાત નવલકથા 'માનવીની ભવાઈ'ના અનુસંધાનમાં લખાયેલી નવી નવલકથાનું જ નામ ધરાવતું પ્રકરણ અહીં એટલા માટે મૂક્યું છે કે તે પ્રકરણમાં જે માનવના ભાવોનું ચિત્રણ છે તે આખી નવલકથા વાંચવા પ્રેરે. ભારતી સંઘ તરફથી તુરતમાં જ પ્રગટ થશે……

ને બીજી સવારે કાળુને ત્યાં અમલ કસુંબા કરવા ને ચા પીવા માટે એકઠા થયેલા ગામલોકની સરભરા કરી રહેલા શંભુએ જોયું તો ગઈ કાલે પેલા બુઢ્ઢા સરખા લાગતા કાળુકાકામાં નવેસરથી , જાણે જુવાની પાંગરી હોય તેમ—કપડાં તો નવાં હતાં જ જાણે, પણ એમની વાતચીતેય નવી હતી, અરે ચાલ અને આંખોની પેલી ચમક પણ નવી જ જાણે પ્રગટી રહી હતી.

તો રાજુ પણ સદંતર રીતે બદલાઈ ગયેલી લાગતી હતી. નાના મોટા શણગારોથી ઓપતું એ અંગ ને હેવાતનથી ભરેલા એ હાથ! અરે આંખોની પેલી અજબ ગજબની મીઠાશ ને મધુરપ જોઈને તો શંભુ સાચે જ વિચારમાં પડી ગયો :' રૂપ તો જાણે હતું જ પણ એમાં આવડી આ ધમક આજ આવી ક્યાંથી!' …અરે શંભુના આ હૈયાને—એના પેલા મુગ્ધ ભાવોને જરીવાર જો વાણી મળી ગઈ હોત તો આમ જ એ બબડી ઊઠત : ' આ તો જાણે, પહેલા અષાઢે લીલાં-પીળાં હરિયાંથી ઓપતી ધરતીની જ જાણે ધમક જોઈ લ્યો! અરે ઊગમણે આભલે મેઘધનુષ ઊઘડ્યાં હોય, એની પાછળ આથેનાં વાદળાં ગાજતાં હોય ને જેમ સીમાડાની ધરતીમાંથી ધમકારો ઊઠતો લાગે એવું જ મને તો આ રાજુફઈને જોઈ ને ધમધમતું કાંઈ લાગ્યા કરે છે…'

પણ સાચું પૂછો તો રાજુ-કાળુમાં જ નહિ, એ આખાય ગામમાં એક પ્રકારનું નવું ચેતન પ્રગટ્યું હોય એમ ચોખ્ખું જણાઈ આવતું હતું. નહિ તો આટલા દિવસ ગામ કદી ભેગું જ નો'તું થતું કે પરગણામાં ઘોરપણે પ્રવર્તી રહેલા ઘાસ-ચારાના દુકાળ વિષે આજે કાળુની ચોપાડમાં જ ઉપાય વિચારાઈ રહ્યો હતો ?

તો કાળુય ગામમાં જ હતો ને ? અરે ખુદનેય ઘાસ-ચારાની તાણ પડવા માંડી હતી.. પછી આજે જ ક્યાંથી એને ઉપાય સૂઝ્યો ? બલ્કે બોલીય ઊઠ્યો : ' અલે ભાઈ, તમારા બધાનો વિચાર હોય તો જેમ છપનામાં ધાનના દુકાળે ટેગડિયે ઉચાળા ભરી ગયા એમ આ ચારના દુકાળે ઢોરને લઈ ને ભરી જઈએ ઉચાળા આ પેલા ડુંગરોમાં!'

અલબત્ત અહીંય ડુંગરોમાં વસતાં રાની પશુઓના ભય સામે ચેતવણીના સૂર સારા પ્રમાણમાં ઊઠ્યા. પણ કાળુએ એ બધા વિરોધ એક થોડાક જ શબ્દોમાં —બલ્કે પ્રાણશક્તિથી સભર એવા એ અવાજમાં જ વિદારી નાખ્યા, ' અરે તમેય ભલા'દમી છો તો! અલ્યા ભાઈ, મનેખથી ધરતી ઉપર મોટું કોણ છે એ મને ભાળશો ?…તમે એટલો તો વિચાર કરો કે છપના સરખા દુકાળમાં મનેખની સામે—અરે કાળની સામે ઝૂઝ્યા ત્યારે આ તો '—અને હસતાં હસતાં ઉમેર્યું, ' તમે બીઓ છો એના કરતાં તો એ વાઘ ને વરુ, તમારાથી વધારે બીતાં ફરે છે હાં કે ?… માટે આ એક બે દનમાં ગામનો એક એક મોટિયાર થઈ જાઓ તૈયાર ને ઢોર લઈને '—

રૂપો વચ્ચે બોલી ઊઠ્યો : ' પણ એક વાત તમે કબૂલ કરો તો કાળુકાકા…તમારે એ બધા મોટિયારોની આગેવાની લેવી પડશે. '

પણ ત્યાં તો કાળુ પહેલાં ભગો-નાથો વગેરે આધેડ-ઘરડા જ બોલી ઊઠ્યા, ' અરે એના વગર તો તમે બધા—વર વગરની જાન જ થઈ પડો તો ત્યારે!'

કાળુને જરાક ક્ષોભ થયો, ' ના ના એવું તો કાંઈ નથી. ઊતરો હું તો '—

' અરે કાંઈ નથી કેમ ગાંડા!' નાથો બોલી ઊઠ્યો. ' આ આજની જ વાત કરો ને ? તીં આટલું માથા ઉપર લીધું તો આખાય ગામમાં જાણે જીવ આવ્યા જેવું લાગે છે. નકર—'



પણ ત્યાં તો ઘરમાંથી રાજુનું કાળુ માટે તેડું આવ્યું. ને પાંચમી જ પળે એ બેની વચ્ચે ખાનગીમાં થઈ રહેલી વાતની વાસ ચોપાડમાં પણ જાણે પ્રસરી રહી: 'રાજુડી કાળુકાકાને મનાવી રહી છે કે આજને પ્રસંગે નાનાકાકાને માફ કરી દો ને શંભુને મોકલી ગામ ભેગા એમનેય બોલાવી મંગાવો.'

'પણ તો તારે જો એને બોલાવવાનો જ હોય તો તો પછી શંભુ કરતાં મંગળને જ મોકલ.' ગુંજારમાં વાતચીત કરી રહેલા કાળુના આ શબ્દો તો મોવડમાં બેઠેલા, સૌવૃન્દેય સાંભળ્યા.

અને વળતી ઘડિયે એ અનેક આંખોની તાજુબી વચ્ચે મંગળ, નાનાના ઘર તરફ રવાના થઈ ગયો.

પણ અનેક પ્રકારની અટકળો કરી રહેલા ગામલોકોની એ તાજુબી વચ્ચે થોડીક જ વારમાં એ ખાલી હાથે પાછો ફર્યો. સમાચાર આપ્યા તે પણ એણે જાહેરમાં જ: 'એ તો મામા, તમને જ ત્યાં મળવા માટે બોલાવે છે. કે' છે, 'સતારમાં હું ઊઠ્યો ત્યારનો તમારા મામાને બોલાવવાનો વિચાર કરી રહ્યો છું. પણ'— ને આંખમાં આંસુ ભરતાં બોલ્યા, 'એક તો મને હિંમત ન પડી ને બીજું મારી વાત ઘરનાં કોઈએ કાને ના ધરી!' માટે તમારે જ જવું પડે મામા.'

ક્ષણભર તો કાળુની આંખમાં ક્રોધ સરખું ઉપસી આવ્યું, જાણે કહેતો ન હોય, 'જે ગોઝારાએ મારું આખું જીવતર રોળી-ટોળી નાખ્યું એને હું સામો પાછો મળવા જાઉં એમ!'—પણ ત્યાં તો બારણા-માંથી ડોકાતી હેવાતનભરી રઢિયાળી રાજુએ એને, શબ્દોમાં આદેશ આપ્યો; તો અવાજથી વળી વિનંતી કરી; 'કહ્યું ને તમને કે એ કડવો ઘૂંટડો ગળી જ જાઓ ને ઊભા ઊભા જઈને—તમારા પરમાકાકાના એ દીકરાને—આવે તો ભલી કરી બાકી ભેગા તો થઈ આવો!'

કાળુને ઊઠવું જ પડ્યું. રાજુ પાછળ કહી રહી હતી; 'ને, જોજો પાછા! ગયું ટીપણું તો બામણેય નથી ઉઘાડતો. માટે પાછળની કશી વાત જ નઈ! ને છતાંય એણે સાવચેતીરૂપે મંગળને એની પાછળ મોકલ્યો.

પણ તો ય ગામ તો અહીં આખુંય ઊંચે શ્વાસે જ થઈ રહ્યું હતું: 'ભલું પૂછવું) પેલો (નાનો) કાં તો. શા' થવા જાય ને ઘણા દનથી કાળ મારી રહેલો કાળુ કાં તો'—

પરંતુ આવી જ અટકળ સાથે ગયેલા મંગળે, નવીથી ઘરમાં વાતે વળતાં જોયું તો—

ગુંજારના એકાંતમાં બેઠેલો નાનો, કાળુને જોતાં જ એ તૂટેલા ખાટલા ઉપરથી ઊભો થઈ ગયો. એનો વિચાર કાળુને ઓશીકા તરફ બેસાડવાનો—અરે ભેટ-વાનોય હશે. પણ કાળુએ એને ખભેથી પકડીને પાછો બેસાડી દીધો ને પોતે પણ પાંગથ તરફ બેસી ગયો. નાનાએ પોતાની એ આંસુભરી આંખો કાળુ તરફ માંડતો ગળગળા અવાજે બોલવા જ માંડ્યું: 'ભાઈ! આટલા દન મને ખબર ન'તી કે એક દન મારે મરવું પડશે! ગોગળે મારે મોત ચડી બેસશે, ને આખરની એ વેળાએ મારા પેલા દીધાં કરતક...મારી પાસેથી ગણી ગણીને હિસાબ...માગશે!' આટલું બોલતાં તો રડી જ પડ્યો.

ને રડતાં રડતાં વળી એ બોલ્યે ગયો, 'અખંડ ઉજા-ગરામાં કાઢેલી આખીય રાત...કાળુ! ગણી જોયું કે તારી સાથેના વેરઝેરમાં તારી ભલાઈનો બદલો તને ભલામાં મળ્યો ને મારી ભૂંડપનો બદલો...શી વાત કરું ભૂંડા! આ કાળજામાં જાણે કોક ભમરો પેઠો હોય ને જેમ લાકડું કોરતો હોય એમ આ આખીય રાત પછતાઈ પછતાઈને...એક વાર તો થયું કે'— એણે ખાટલાની પેલી પાંગથ તરફ જોયું ન જોયું ને વાત થોડીક અધૂરી રાખતાં એ જ રૂદનભર્યા અવાજે આગળ ચલાવ્યું, 'પણ મીંકુ મરતાં પે'લા અવતાર આખાની બગાડેલી બાજી લાવ જરા'...

અને એને ડુસકાં ભરતો જોઈ કાળુને સાચે જ એની દયા આવી. કહેવાય જતો હતો, 'કંઈ નઈ નાના-ભાઈ કે'નારે કહ્યું છે કે જેનું મોત સુધર્યું એનો

અવતાર સુધર્યો. માટે છેલ્લા દિનોમાં તમે આટલુંય ગણુતા થયા એ જ મોટી વાત તો છે!'—

પણ ત્યાં તો નાનાએ, અંતરમાં ચાલી રહેલાં કોઈ ભીષણ મંથનોની વચ્ચે કાનમાં કહેતો હોય તેમ કાળુ તરફ ઝૂકતાં નીચી નજરે જાણે લવી જ નાખ્યું, 'પરતાપની તને ભાળ આલું'—

કાને આ શબ્દો પડતાં પળ બે પળ માટે કાળુની હાલત એવી થઈ પડી જાણે ધરતી ડોલી! અંતરમાંથી ઓશીંગણના શબ્દોય એવા ઊઠ્યા! 'તો તો નાનાભાઈ, જન્મભર હું તારો ચાકર થઈ રહું.'

પણ નાનો એને બોલવાનો વારો આપે તો ને! એણે તો ગળામાં આવેલા રૂદનનો ઘૂંટડો ભરતાં ને વચલા બારણા વાટે ઘર તરફ નજર નાખી લેતાં લવવા જ માંડ્યું, 'જો હરદવાર ગામનું નામ ને શાન્તિ આશરમ એવું મઠનું ધામ છે. માટે'—અને એ, બેહોશ બનીને ખાટલામાં ઢળી પડ્યો.

પણ સભાન એવા કાળુની હાલત એના કરતાં કંઈ કમ કષ્ટદાયક ન હતી. કારણ એક તો આ અભાગી ભાઈ પ્રત્યે ભારોભાર ઓશીંગણનો ભાવ હતો ને એમાં એ આમ બેભાન થઈ પડ્યો! તો બાજી બાજુ પેલાં નામ પણ હજી પાણી ઉપર તરતા ફીણનાં પેઠે અદ્ધર અદ્ધર તરી રહ્યાં હતાં, ને રખે ક્યાંય એક તરફ આ જીવ ચાલતી પકડે ને બીજી તરફ અવતારમાં કદી કાને ન પડેલાં આ નામ પણ ક્યાંક ભૂલાઈ જાય! અને એ, નામ ગણગણતો ઘરમાં જ દોડી ગયો. કશાય પ્રસ્તાવ વગર મંગળ આગળ જઈ રટવા લાગ્યો, 'હરદવાર ગામનું નામ ને શાન્તિ આશરમ મઠનું ધામ, કરી લે કંઠે.'

ને બાઘા એવા મંગળ પાસે એ નામ રટાવી, 'જો ભૂલાય નઈ. નકર લખી લે, પાકું...શું બોલ જોય'—અને મંગળ પાસેથી કાળજે કોતરાઈ ગયાની ખાતરી કરી લેતાં એ પાણિયારી તરફ ધસ્યો.

ને પાણીનો લોટો ભરી નાનાની સરભરામાં એવો તો લાગી ગયો કે ચકકરમાં પડી ગયેલી નવી, જાણે ભાનમાં આવતી હોય તેમ બેપરવાઈભર્યું હાસ્ય કરતાં કહેવા લાગી: 'અરે આવા આવા તો કાળુભાઈ આ તમારા ભાઈ ચોડ પેલા પારખાં લીધાં ત્યારથી કંઈક ચેનાં કરે છે. ને લવારોય ગાંડાની પેઠે આ હમણાં તમે બોલતા'તા એવું એવું તો એ કંઈક અગડમ બગડમ લવ્યા કરે છે!'

પણ કાળુનો ભગવાન બલકે નાનાનો આત્મા એના પ્રત્યે આજ તુષમાન હોય તે જતાં જતાં જાણે પાછો વળીને આવ્યો હોય તેમ એ ભાનમાં આવ્યો. ને સ્થળ સમયથી સંવાદ સાધતાં વળી પાછો એ હસવાનો પ્રયત્ન કરતાં બોલવા લાગ્યો: 'ભાઈ... ખરેખર આજે હું તારી આગળ આ પાપછૂટી વાત કરીને એવો તો હળવો થઈ ગયો છું કે'—

*પણ કાળુ તો એના પ્રત્યેના ઋણ—ભારે આંખો જ* ભરી બેઠો: 'હવે એ બધી વાત મેલો નાનાભાઈ, ને ઊઠો હેંડો. મારે ત્યાં આખુંય ગામ તમારી વાટ જુએ છે!'

નાનો વળી હસ્યો. સ્વગતની જેમ બોલવા લાગ્યો: 'અરે કોઈ ગાંડો થયો! હું હવે કયું મોઢું લઈને...'

'ને આ છે એ મોઢાને શું થયું છે?' કહેતાં કાળુએ એને બાવડેથી ઝાલીને બેઠો કર્યો, ઉમેર્યું, 'આવું ઘડી પે'લાં કહ્યું હોત તો કાંકેય ઠીક હતું. બાકી અત્યારે તો કરેલી ભૂલ સુધારી લઈને દેવોથીય ઉજળું મોઢું તમે કરી લીધું છે સમજ્યા? માટે થાઓ ઊભા ને—બીજું તો ઠીક પણ મારે ઘરે આવીને તમે તમારા આ ઉજળા મોઢે અમને બેયને આશીર્વાદ આપો નાનાભાઈ!'

પણ નાનો તો જાણે અંતર્મુખ થઈ બેઠો હોય તેમ નકારમાં માથું બસ હલાવતો જ રહ્યો. 'આશીર્વાદ જ છે ભાઈ. નકર તું જ કે' મરતી વેળાએ હું, મારી મેળે મારી જાતનું પોત આમ ઉઘાડુંય કરત!'

ક્ષણેક થંભી એક ભારે શ્વાસ લઈ પ્રયત્નપૂર્વકનું હાસ્ય કરતાં બોલ્યો: 'પણ મને થયું કે થૂલી કરવા જતાં છઠ્ઠીના લખ્યા લેખે તમારા જીવતરમાં રૂડો



કૂપાળો કંસાર કરી આપ્યો તો લાવ ત્યારે હુંય હવે તો મરતી વખતે તમારા ભાણામાં ઘી જ પીરસતો જાઉં.'—

અલબત્ત નવીને આ બધું ખૂબ ખૂબ અકળાવી રહ્યું હતું. પણ એય ખરી રીતે તો નાનાના અંતરમાંથી નીકળી રહેલાં પેલાં વેણુમાં મંત્રમુગ્ધ સરખી બની રહી હતી. વળી મંગળ તથા કાળુની હાજરી પણ એને દબાવી રહી હતી. બલકે સુલક્ષણી બનવાની ફરજ પાડી રહી હતી. ને એટલે જ એ નાના પ્રત્યે આજ કંઈ કેટલાય વખત પછી સહધર્મચારિણીની ઢબે બોલી : 'જાઓને તો ત્યારે. કાળુભાઈ જાતે તેડવા આવ્યા છે તો.'—

પણ નાનાના કાને, એનો અવાજ પણ ન પહોંચ્યો હોય તેમ ધ્યાનમગ્ન હાલતમાં જ બોલવા લાગ્યો, 'પણ જો ખરું જ કે'વડાવે કાળુ, તો ઊલટાનો હું તો એવો હળવો થઈ ગયો છું કે—' ને કાળુની આરપાર નજર નાખતાં બોલ્યો, 'નકર આ બધાં વેર ને ઝેર, ખાર ને ખાખતો વે'ઢારતો હું પરભવમાંય ક્યાં ક્યાં કરત ભાઈ.'

મંગળ કરતાંય કાળુ જાણે વધારે ઊંડો ઊતરી પડ્યો હતો : 'માણસ જો આ બધા અવગુણ આમ ખંખેરી નાખે તો'—અને નાનાને જ ઉદ્દેશ્યો, 'નાનાભાઈ! મનેખમાં ને દેવમાં આટલો જ ફેર છે ને!' ને વળી એને ઊભા કરવાનો એણે પ્રયત્ન કર્યો, 'હેંડોને ઊભા ઊભા'—

'હા હા નાનામામા. નહિ બેસો તો કંઈ નહિ, જરા રાજુફઈને આશીર્વાદ આપીને—એ તો આ લાભ મળ્યાની વાત જાણશે તો દેવની પેઠે તમને—'

પણ નાનો તો ઊભા થવાને બદલે આડો જ પડી ગયો. અરે આ બધાની તાણુખી વચ્ચે એ રડી જ ઊઠ્યો, 'દેવ તો ભાઈ...તમે બધા છો ને હું તો એક ઘોર પાપી...મોંઘામૂલો મનખાદે'નો મળેલો આ અવતાર બગાડનારો...જાઓ તમ તમારે—તમે લાખ કરશો તોય આ ઘર મેલીને હું હવે—કયું મોઢું'...

રાજુફઈ આગળ વધાઈ ખાવા માટે અધીરો થઈ રહેલો મંગળ ધીમેકથી પળતો થયો.

કાળુએય જીદ છોડી : 'ઠીક તો તમે હમણાં તમારો આ ઉકાળે ચડેલો જીવ જરા ટાઢો પડવા દો. પછી...'

વળી નાનો, હસવાના પ્રયત્ન સાથે બબડી ઊઠ્યો, 'એ ગાંડાભાઈ! આ તે ઉકાળે ચડેલો જીવ છે કે ટાઢો પડેલો! અરે આ આજના જેવી શાતા તો મને મારા આખાય અવતારમાં નથી વળી લે!...માટે જાઓ તમ તમારે ને'—કોઈ ગહન પ્રદેશમાંથી બોલતો હોય તેમ બોલી રહ્યો : 'છપનામાં તમે બેયે જેવો અવતાર ઉજાળ્યો 'તો એનાથીય અદકો ઉજાળજો ભાઈ. ને'—પણ ત્યાં તો જાણે પોતાની લાયકાતનો ખ્યાલ આવ્યો હોય તેમ એક ભારે શ્વાસ લેતાં સ્વગતની જેમ બબડી પડ્યો : 'અરે! તમે એય ભાગ્યાનાં ભેરુ છો! તમને તે શું હું આશીર્વાદ'— ને આંખો જ એ મીંચી ગયો.

તો કાળુએય નાનાને છોડી નવીને પકડી, 'તો ત્યારે તમે તો હેંડો નવીભાભી.'

ને પછી તો, 'ક્યાં ગયાં ખોડીભાભી?...ને રાવજીને આવતાં શું થયું ભાઈ!' આમ કહેતાં એમની પાસેથી પોતાને ત્યાં આવવાની કબૂલાત લઈ એય મંગળની પાછળ ઘર તરફ રવાના થઈ ગયો!...પણ ઘરમાં તો એના જતા પહેલાં ઓધમરીતે ખાધેલી વધાઈને આધારે હાલકહુલક જ થઈ રહ્યું હતું.

અલબત્ત મંગળે વાત તો માત્ર રાજુને જ કરી હતી. પરંતુ આનંદઘેલી રાજુના પેલા વળી વળીને પૂછાયલા, 'ખરી વાત?...ના ના! મારા જીવના સમ ખા જો મંગળ?...ને પરતાપને લઈ આવવા હમણાં જ તું રવાના થઈ જાય છે એમ?...એમ? ગાડીએ ચડીને જવું પડશે!...એટલું બધું વેગળે છે એમ?...' વગેરે સવાલો એને ઘોડિયે પલાણ માંડતા અધીરા મંગળની ઉતાવળે આ ગામલોકને એવાં તો ઉત્સુકતામાં નાખી દીધાં કે—

ને એમાં વળી અડધી પડધી સાંભળીને, ને પછી

રાજુ પાસેથી આખીય વાત જાણી લઈને શંભુએ તો, કોઈને ન કહેવાની શરતે ઘણાં બધાના કાન ફૂંકી દીધા : 'નાનાકાકાએ પરતાપનો પત્તો આલ્યો છે...જોતા નથી આ મંગળભાઈ ઘોડિયે પલાણ કરતાક ને પેંગડે પગ દે છે કે નઈ હમણાં!'

ઓછું હોય તેમ નાનાને ત્યાંથી પાછા ફરેલા કાળુની સિકલે ને ચાલે પણ આ લોકને પૂરેપૂરી પ્રતીતિ કરાવી દીધી...

ને અધૂરામાં પૂરું વળતી જ ઘડિયે ઘોડિયે ચડવા જતા મંગળ ને કાળુ—તેમાંય રાજુ તો આંસુભીની આંખે એને વિનવી જ રહી હતી, 'મંગળ! મારા પરતાપ દીકરાને જતાંમાં જ મારી વતીની ખૂબ ખૂબ બચીયો કરજે, ને સાચવીને લઈ આવજે ભાઈ, કે'જે કે'યે તારી રાજુમા ઘરને ટોડલે બેસીને તારી વાટ જોઈ રહી છે...ને ગાડિયોમાં એને ફૂલની પેઠે જાળવીને'— પણ ત્યાં તો ઘોડી ઉપર છલંગ મારતા મંગળે રાજુના એ વાત્સલ્યભર્યો અંતરમાં વસી રહેલી પ્રતાપની બાલમૂર્તિને—બલકે એના તરફના વિચારો અને ભાવોને પણ જાણે જમણે વળાંકે વાળી દીધાં, 'કેવી તમે વાત કરો છો ફોઈ! આ આટલાં વરસમાં તો— મૂળેય હતો તો એ બત્રીસલક્ષણો ને એમાં વળી પેલા કરામતી સાધુઓની કુણિયો ખાઈ ને એ એવો તો ઉસ્તાદ બની બેઠો હશે કે—એને સાચવવાની ક્યાં વાત! એ જ ઉલટો મને—અરે અહીં આવ્યા પછી તો તમને ને તમારા આખા ગામનેય એ સાચવતો થઈ જશે!'—

ને આ સાંભળી રાજુ—અને કાળુ પણ, ખેડૂતશાહી સાફાની બાંધણીમાં થોડોક ફેરફાર કરતો પ્રતાપની કુણી સુવાનીને કલ્પી રહ્યો, બલકે છપના વખતે સુંદરજી શેઠને ત્યાં જોયેલા ડંડાધારી પેલા સાધુનો ફોટો જ પોતાની આગળ કલ્પતો હોય તેમ નજર સામે નીરખી રહ્યો! 'કેટલો બધો રૂપાળો, મજબૂત બાંધાનો ને વળી વિદ્યાનોય ભરેલો હશે!'...

તો વળી મંગળ પ્રસંગે ભેગું થયેલું ને અદકા આનંદે વિખેરાઈ રહેલું ગામલોક પણ જાતજાતની વાતો કરી રહ્યું હતું. કોઈ રાજુનાં પનોતાં પગલાંની વાત કરતાં હતાં તો વળી કાળુના બળવાન ગ્રહનો ઉલ્લેખ પણ કરતાં જતાં હતાં. તો નાનાનું પાછું વાળી જોયાનાં વખાણ પણ ઠીક ઠીક જણ કરી રહ્યાં હતાં...

પરંતુ કાળુ તો આગવો હોકો ભરી, કાલના વધેલાં કંકુ નારાછડી વગેરે અવેરી રહેલી રાજુ સામે ઘરમાંની એ ઓટલી ઉપર બેસી ગડગડાવે જતો, પોતાના આ અવર્ણનીય આનંદને કૃતજ્ઞતાભરી આંખો વાટે એની ઉપર મૂંગે મૂંગે બસ ઢોળી જ રહ્યો હતો...

તો ત્યાંથી વળી, આંબળા લેતા લેતા એકબીજાની પાછળ અદ્ધર ચઢે જતા ધુમાડાના પેલા ગોટની જેમ મનમાંથી વહી રહેલા વિચાર વાટે, ધનધન થઈ રહેલા આ જીવતરની પાછળ, છઠ્ઠીના લેખ, તો માને આપેલું વચન છેક સુધી પાળ્યું એનું પુન્ય, વગેરે કંઈ કંઈ કારણો પણ એ ગોઠવે જતો હતો...

પણ એમાંય એને તો, પ્રતાપનું ખોવાવું ને રાજુ સાથે ઘરબંધી થતાં વળતી જ ઘડિયે એનું જડી જવું એ બનાવની પાછળ જ જાણે મુખ્ય ભેદ છુપાયો હોય એમ લાગવા માંડ્યું. અનુમોદનમાં પેલા પ્રસંગો પણ યાદ આવી ગયા. રાજુ સાથે 'આ પાર કે પેલે પાર' પણ નવાં જીવન રચવાના ઊઠેલા ઓરતા ને એ જ ઘડિયે બરાબર સગર્ભા ભલીનું છતાં થવું બલકે એ અભાગી ગર્ભનું આડે આવવું. તો છપના પછી રાજુને એને ઘેર ઠામે પાડીને વિદાય થઈ રહ્યો હતો એ વખતે પણ મનની અંદર જાણે અજાણેય થઈ આવેલું કે પેલો અભાગી જીવ (પ્રતાપ) જો આડો ન આવ્યો હોત (પોતાને ત્યાં ન જન્મ્યો હોત) તો રાજુને આજ બીજીવારની ખોવાનો—હાથે કરીને આમ મૂકી જવાનો વારો ન જ આવ્યો હોત. વગેરે સાંભરી આવતાં એક ભારે શ્વાસ સાથે મનમાં પણ એને થઈ આવ્યું : 'ને એટલે જ કાં તો— પરભવનાં કોઈ અધૂરાં તપે અમારા સરખાં રાંકને ઘેર આવી પડેલું આ રતન વચમાંથી આટલો વખત ખસી ગયું 'તું!'—



રાજુ સામે જોતાં એ હવી પણ પડ્યો : ' બાકી આ નાનો ને બાવો એ તો બધાં બા'નાં જ લાગે છે મને !' ને પોતા તરફ-રાજુને સવાલભરી નજર નાખતી જોઈને ઉમેર્યું : ' જો તો ખરી ગાંડી ! કેવું વાત વાતમાં—જેમ પેલી સૈડકાગાંઠ જરી અમથે આંચકે સરળ દેતીક ને છૂટી જાય એ રીતે બધું... અરે ! જેણે લોહીનાં આંસુ પડાવ્યાં 'તાં એ જ પાછાં—તું ને પ્રતાપ જ આજે હરખનાં આંસુ...ને તેય તારાં બે પગલાં પડતાં જ બધું '—ને આ સાથે જ એની આંખોમાં કૃતજ્ઞતાનાં આંસુ ઊભરાઈ આવ્યાં.

તો આ બે જીવના સહજીવનની બીજી આંખ શ્રવતી હોય તેમ રાજુય, કાળુ સામે એક નજર નાખી લેતાં કંકુમાંથી અક્ષત વીણવાનો આંસુ આડે નિરર્થક પ્રયત્ન કરતી કહી રહી હતી : ' પગલાં તો આમેય ક્યાં ન'તાં પડતાં ! પણ '—ને મૂગી બની કોક અણદીઠ તરફ એય આભારવશ બની રહી...

પાંચ સાત પળ પછી ગંભીર બની બેઠેલા વાતાવરણનો રાજુને ખ્યાલ આવ્યો હશે—હથેલીઓ વડે આંખો કોરી કરતાં હળવા હાસ્ય સાથે કાળુને કહ્યું : ' ગમે તેમ પણ ભગવાને દીકરોય પાછો દીધો ને તમારો પેલો અવતારભરનો થનગનાટેય '—

' પણ તને તો મારો એ થનગનાટ જોઈને મોજ જ આવતી 'તી ને ? '

' ને તમે તો બળ્યું મોજ વગર જ થનગનતા હશો ! ' કહી આછા શા હોઠ મચકોડતાં ઉમેર્યું : ' શું બોલકા છે જો ! '

ને જ્યાં બોલકાપણાનું અવળું આળ ચઢાવી રહેલી બોલકી રાજુને બોલતી બંધ કરવાનો કાળુને ઉમળકો ઊઠે છે ત્યાં જ ' કાળુકાકા ! ' નો ફાળભર્યો અવાજ કાઢતો રાવજી બહાર બોલતો સંભળાયો. અરે ઘરમાં જ સીધો ધસી આવ્યો : ' ગજબ થઈ ગયો કાકા ! નાનકાકાએ ગળાપો ખાધો ! '

' હેં ! ' કહેતાં ઊભા થઈ ગયેલા કાળુએ, રાવજીથીય આગળ એને ઘેર જઈ પહોંચતાં ટોળે વળેલા ગામલોક વચ્ચેથી માગ કરતાં ગુંજારમાં જઈને જોયું તો નાનાની લાશ પાટડિયે લટકી રહી હતી. તેમાંયે બહાર નીકળી આવેલી જીભનો દેખાવ તો એવો ભયંકર લાગતો હતો કે જોતામાં જ, ' ઓ બાપ ! ' કરી પાછા ફરી જતાં કાચાં પોચાં કાળજાં તો નક્કી જ નયું જાણે નજરે દીઠું હોય તેમ ભયનાં માર્યાં ભેંકાર સરખાં બની ગયાં હતાં : ' ઓ મા ! કેટકેટલી રપતે જીવ ગયો હશે ! '

તો શંભુ સરખા વળી આમ કહેતા હતા : ' જોયું ને ભાઈ, ભૂંડો માણસ મરતાં મરતાંય ગામ આખાને પૂણતો (નડતો) ગયો ! ... કેમ તે, આ ઢોર લઈને ડુંગરે જવું 'તું એ તો હવે બારમું નીપટ્યા વગર ઓછા કાંઈ કાળુકાકા મોરમાં થવાના છે ?! ... એટલે પંદર દનમાં ભૂખે મરી રહેલાં ઢોરોમાંથી કેટલાં જીવશે ને કેટલાં મરશે એનો હવે તમે જ વિચાર કરો ! ! ' ...

ત્યાં તો નાનાનું ત્રણ દિવસ લગી મડદું ન રવડે ને ત્રીસ ગાઉ ઉપરને દવાખાને એનાં કાયાં ન ચૂંથાય એ ગણત્રીએ ' વાઢ્યું ગાલ્લે ઘલાશે ' આવા મંતવ્ય સાથે રાજને ખબર કર્યા વગર જ કાળુએ મુડદાને ઠાઠડિયે બાંધવાની શંભુ, ભગા વગેરેને સૂચના આપી.

ને ઘેર આવી, નાનાના મૃત્યુ વિષે વિગતવાર સમાચાર આપતાં રાજુને કહેવા લાગ્યો, ' ખરું પૂછે તો મને તો અવતારનો વેરી આ નાનો ભાઈ જતાં અત્યારે જાણે સુના સરખું જ લાગ્યા કરે છે ! ' અને ખભા ઉપર ધોતિયું નાખતાં સ્વગતની જેમ બબડી રહ્યો : ' ગુજરેલા જીવતર પર નજર નાખતાં મને તો નાનાનાં આ વેર ને વખવાદ એય અત્યારે ભાતીગળ જીવતરમાં ભાત પાડતા અનેક રંગોમાંનો એક હોય એમ જ લાગ્યા કરે છે '...

તેમાંય મશાણુ તરફ ડગ ભરતી વખતે તો એ એવો મૂંગો બની ગયો હતો જાણે ઊંડા ઊતરી, હતું ન હતું થઈ રહેલા માનવીના જીવનનો કંઈ અર્થ ન કાઢતો હોય !







વિનોબા ભાવે

# આત્માની શોધ

૨૫ મી માર્ચ વિનોબાજીના જીવનમાં મહત્ત્વની તારીખ છે. ૪૧ વર્ષ પહેલાં તે દિવસે તેમણે ઘર છોડયું અને આત્માના દર્શન માટે નીકળી પડેલા. આ ૨૫મી માર્ચે વિનોબાજીએ નેહરુકુલમાં કાર્યકરોની વિદાય લેતા ઉચ્ચારેલી વાણીમાંથી ટૂંકાવીને અનુવાદ કરીને અહીં મૂકયું છે.....

આપણી સહુથી મોટી ભૂલ એ થાય છે કે આપણે આપણી જાતને એક દેહમાં ઘેરાયેલા, સીમિત થયેલા સમજીએ છીએ. સંસારમાં આસકત પ્રાણી આ દેહના સુખને પોતાનું સુખ ધારી લે છે અને તે ન મળે તો પોતાને બહુ દુખી માની લે છે. એ એનાં સુખદુખ એના પોતાના વ્યક્તિત્વની તહેનાતમાં આવી ઊભેલાં કલ્પે છે. સંસારમાં લપટાયેલાંની આ દશા છે.

અને પરમાર્થે સાધના કરનાર સાધકોની પણ એવી જ દશા છે. તેઓ પોતાની ચિત્તશુદ્ધિની જ ઈચ્છા રાખે છે, પોતાની જ ઉન્નતિને માટે તપસ્યા કરે છે. પોતાની ઉન્નતિ ન દેખાય, પોતાના ચિત્તના રાગદ્વેશ ઘટેલા ન દેખાય તો દુખી થાય છે. એમની પરમાર્થ–સાધના એમની પોતાની જ આજુબાજુ તહેનાત ભરે છે.

સંસારી મનુષ્યને પોતાની જ વસ્તુ જોઈએ છે અને આ પરમાર્થીને પણ પોતાની જ વસ્તુ જોઈએ છે. એક દેહનું સુખ ઈચ્છે છે, બીજો પોતાના દેહગત ચિત્તની શાંતિ ઝંખે છે.

આ બંનેને હું ભૂલેલાં માનું છું. એમાં સમજવા જેવી ભૂલ એ છે કે બંનેય પોતપોતાને આ દેહમાં સીમિત સમજે છે.

ધારો કે એકના શરીરે સુખ છે અને એના પડોસીને પીડા છે. સ્વાર્થમાં ડૂબેલા માણસને એની પડી નથી. એ તો પોતાના દેહસુખથી સુખી છે. સાધકની શી દશા છે? ધારો કે એના ચિત્તના વિકાર શાંત થયેલા છે. અને એના પડોસીના ચિત્તમાં અશાંતિ છે. તોયે સાધકને એની પડી નથી, એ તો પોતાના ચિત્તની શાંતિથી સંતુષ્ટ છે. હું માનું છું કે આ ભૂલ છે.

જ્યાં સુધી આપણે આપણને એક દેહમાં સીમિત માની લેવાની ભૂલમાંથી ઊગરીશું નહીં ત્યાં સુધી આત્માનું દર્શન બહુ દૂર રહેવાનું છે. આત્મા કોઈ એક દેહમાં નથી વસતો. હું પણ આત્મા છું. આત્મા અનેક દેહોમાં વસે છે. એમાંથી એક આ મારો દેહ છે.

ધારો કે હું એક બંગલાનો ધણી છું. એમાં ૫૦ ઓરડીઓ છે. એમાંથી એકમાં હું રહું છું. બાકીની ઓરડીઓમાં બીજા લોકો રહે છે. હું મારી ઓરડીને રોજ વાળી ઝૂડીને સાફ રાખું છું. બીજા લોકો વાળે તો વાળે ને ન વાળે તો નયે વાળે. એ લોકો પોતાની ઓરડીઓ ગંદી રાખે તો મને ચેન નથી પડતું. હું એમ નથી વિચારતો કે એમની ઓરડી ગંધાય તેમાં મારે શું, મેં તો મારી ઓરડી ચોખ્ખી ચંદન જેવી રાખી છે ને! કેમકે હું જાણું છું કે હું આખા બંગલાનો માલિક છું. એટલે બધી ઓરડી ચોખ્ખી ન થાય ત્યાં સુધી મને ચેન નથી. રહું છું તો એક ઓરડીમાં, પણ બીજી બધી ઓરડીઓ સાથે માલિકને દાવે મારો સંબંધ છે.

તે જ રીતે રહું છું તો આ જ એક દેહમાં, પરંતુ બાકીના સર્વ દેહોની સાથે મારો માલિકને દાવે સંબંધ છે. હું કેવળ આ મારા દેહનો માલિક નથી. આ તમામ દેહો સાથે મારો માલિકીપણાનો સંબંધ છે. મારા પેટમાં દુખે છે તે તો મારા પેટમાં દુખે જ છે, પણ તમારા પેટમાં દુખે તો તેય મારા જ પેટમાં દુખે છે. મારા ચિત્તમાં અશાંતિ હોય તે તો મારી અશાંતિ છે જ, પણ તમારા દિલમાં અજંપો હોય તો યે તે મારી જ અશાંતિ છે.

આ વ્યાપક સંબંધની જ્યારે દિલમાં ગેડ બેસી જશે ત્યારે આત્માનું દરૂશન થશે.



આનો એક નાનકડા પ્રયાગ ગ્રામદાનમાં થાય છે. ગ્રામદાન તો એક નાનકડી ચીજ છે. હમણાં મેં કહી તે તો ઘણી મોટી વસ્તુ છે દરેકના સુખદુખ સાથે મારે લેવાદેવા છે અને દરેકની માનસિક શાંતિ –અશાંતિ મારી જ પોતાની શાંતિ–અશાંતિ છે. બીજાને મારાથી જુદાં સમજી બેસીશ તો હું ભેખડે ભરાઈશ. અહીં જે કાંઈ છે તે બધી એક જ વસ્તુ છે; ફાવે તો એને 'હું' કહો, ફાવે તો 'તું' કહો ને ફાવે તો 'તે' કહો.

માનો કે તમારામાંથી કોઈ મારી સાથે વેર બાંધી બેઠો છે. એનો અર્થ એ કે મારા મનમાં જ વેર પડેલું છે. તે વિના તમે વેર બાંધી જ ન શકો.

તેથી મારો શત્રુ તમારામાં નથી, મારો શત્રુ મારામાં જ પડેલો છે. ધારો કે તમે મને ખૂબ ખૂબ પ્રેમથી નવાજો છો. તો એ પ્રેમ મારા મનમાં જ પડેલો છે. મને અલગ મૂકીને તમે મને પ્રેમથી નથી નવાજતા. હું જ મારા પર પ્રેમ વરસાવી રહ્યો છું.

મનુષ્યને જ્યાર આટલું દર્શન થશે ત્યારે એ આત્મદર્શનને ઉંબરે આવી જશે.

ગ્રામદાનથી એક નાનકડી વસ્તુ થાય છે. ગામની બધી સંપત્તિ અને જમીન ગામની થાય છે. તમામ જર–જમીન 'મારાં' થયાં કહો તો મારાં, 'તમારાં' થયાં કહો તો તમારાં, 'આપણાં સહુનાં' કહો તો આપણાં સહુનાં ને 'કોઈનાં નહીં' કહો તો કેવળ ભગવાનનાં એ રહ્યાં! તમને ફાવે તે ભાષામાં બોલો.

આમ ગ્રામદાનમાં વ્યક્તિગત માલિકી છોડવાની વાત છે. આજ સુધી આપણી મહેનત આપણે આપણા કુટુંબને આપતા, આજથી આપણે આખા ગામને આપીશું. આપણી શ્રમશક્તિ ફક્ત આપણા પોતાના માટે નથી, આખા ગામને માટે છે. મારું જે કાંઈ છે તે કેવળ મારે માટે નથી, આખા ગામને માટે છે. આત્મદર્શનનો આ બિલકુલ નાનકડો અને પહેલો પાઠ છે. તેથી મેં કહ્યું કે મારી નજરે ગ્રામદાન આંદોલન એ આત્માની શોધ જ છે.

★

સંદેશ

## એક કબર જોઈને

મેં પંથમાં જોઈ કબર
ને એક પળમાં કલ્પના, મુજ રાહબર
જાણે થઈ, લઈ ગઈ મને ઇતિહાસના ખોલંતી સ્તર.
વર્ષો વીત્યાં, એક ન, દાયકો ન્હે,
પરંતુ વીત્યાં અહીં વર્ષ સેંકડો;
પુરા હતું આહીં વિરાટ શહેર,
અલ્લાહની ત્યાં હતી પૂર્ણ મ્હેર.
ત્યાં બાદશાહ નિજ ભોગવતો ધરાને;
હા એ જ આહીં પઢિયો જર્જરીત સ્થાને.

નિશાનમાં એક રહી જ કબ્ર;
ને ધારશે કેટલી એય સબ્ર ?
રહી શિલા એક, જશે વછૂટી,
એકેકથી એ પડી છેક છુટ્ટી
થઈ જશે ચૂર્ણ ન ચિહ્ન રહેશે:
વિચારતાં ચેન પડે લગીર શે!
મેં પંથમાં જોઈ કબર
ને એક પળમાં કલ્પના, મુજ રાહબર,
આ વિશ્વચંચળતા તણી કરતી ખબર.

★





'સિદ્ધાર્થ'

# સુખનું મોત

સુખનું જીવન જેમ કોઈકને જ મળે છે તેમ સુખનું મોત મેળવવાનું કોઈકને જ સુભાગ્ય સાંપડે છે. આ કરુણમંગલ વાર્તાની એ જબરી સિદ્ધિ ગણાય કે માણસનો અંતકાળ એવી તો સરળતાથી એમાં વણાઈ ગયો છે કે વાચકને વાર્તાની શરૂથી જ વિચારમાં મૂકી દે છે......

પથારીમાં છેલ્લા શ્વાસ લઈ રહેલા ઘેલાભાઈનો જીવ એવો તો મુંઝાતો હતો કે તેમનાં પત્ની ડાહીબેને ધર્માદાની રકમ તેમના કાન પાસે જઈને ઉચ્ચારી, તેમના કુળગોર શંકર મહારાજે ગીતાપાઠ ચાલુ કર્યો, પણ ઘેલાભાઈનો જીવ કંઈક કારણસર રોકાઈ રહ્યો હતો. છેલ્લે છેલ્લે એ જર્જરિત દેહને હેરાન કરી રહ્યો હતો.

કુટુંબ નાનું હતું એ વાત સાચી પણ બાસઠ વરસની ઘેલાભાઈની ઉંમર થઈ ત્યાં સુધીમાં મધ્યમ વર્ગના કુટુંબમાં કહી શકાય તેવી શાખ તેમણે જમાવી હતી, પાંચ માણસ વચ્ચે પૂછાય તેવા હતા. અને પૈસે ટકે પણ ક્યારેય ભીડમાં આવ્યા નહોતા. ઘરમાં એવા કોઈ પ્રસંગો ઉકેલવાનો વખત જ નહોતો આવ્યો એટલે તેમની હકની કમાઈ ધીમે ધીમે ભેગી થતી જ રહી.

અને બાર તેર વરસ પહેલાં જિંદગીમાં પહેલી જ વાર ડાહીબેનને દીકરો અવતર્યો ત્યારે પચાસમે વરસે પણ ઘેલાભાઈ તો યુવાનની તાજગીથી થનગની રહેલા. જીવનમાં કમાવા સિવાય બીજું કોઈ ધ્યેય ન રાખનાર ઘેલાભાઈએ તે દિવસે પહેલીવાર જયાફતો ઉડાવી, નિશાળમાં બાળકોને મીઠાઈ વહેંચી, ગરીબ-ગુરબાંને અન્ન ને વસ્ત્રનાં દાન દીધાં. પ્રસંગ ગણો કે જે ગણો તે પહેલો ને છેલ્લો બારેક વરસ પહેલાં તેમનો કુળદીપક અવતર્યો ત્યારે ઉજવ્યો તે ઉજવ્યો. આજે એ જ મનોજ ઘેલાભાઈના જીવને રૂંધી રહ્યો હતો!—

દીકરો થઈને બાપનો જીવ રૂંધે એવો પ્રશ્ન જ અસ્થાને હતો. મનોજ હજુ તો માંડ પૂરાં બાર વરસનો થયો હતો. નિશાળે ભણતો હતો. મોટી ઉંમરે પહેલું સંતાન અવતરે અને તેય દીકરા તરીકે એટલે તો પાટીદાર માબાપ હવામાં તો ઠીક, પણ ધરતીથી એ વેંત અદ્ધર તો ચાલે જ. મનોજનો જન્મ થયો ત્યારે ઘેલાભાઈ અને ડાહીબેનના હરખનો પાર નહોતો. લાડકોડમાં ઉછેરીને મનોજને મોટો કર્યો, નિશાળે બેસાડ્યો અને મનોજ પણ એ કુશળ માતપિતાની દરેક મનોકામનાને જાણે પૂરી કરવા જ ન જન્મ્યો હોય તેમ ડાહ્યો દીકરો બનતો ચાલ્યો.

ઘેલાભાઈ સામાન્ય સ્થિતિના હતા. કમાનાર એ એકલા જ હતા, પણ ખાનારેય ડાહીબેન અને બારેક વરસથી તેમની એકલતાનો સાથીદાર થનાર મનોજ સિવાય ચોથું કોઈ નહોતું. એટલે સહેજે ગામમાં સારું કહી શકાય તેવું પોતાનું ઘર બંધાવ્યું હતું અને મુડી પણ આઠ–દશ હજારની તો ગણાતી જ હતી. નાના ગામમાં આટલી મુડીવાળાને સહેજે બહુમાન મળે જ. એટલે જ ઘેલાભાઈની આ માંદગી લંબાઈ એટલે ગામનું કોઈ ઘર તેમની ખબર કાઢવા આવ્યા વિનાનું ન રહ્યું. પેલા શંકર મહારાજ તો ખડે પગે રહેતા. વૈદું જાણતા એટલે ઔષધો અને જડીબુટ્ટીઓ એક પછી એક ઘેલાભાઈ ઉપર અજમાવતા જ જતા. પણ એકેય ઔષધની કારી ન ફાવી. ત્યારે તેમણે પણ ભગવાનની અકળ લીલાના ગુણગાન ગાવા સિવાયનું બધું બંધ કરી દીધું. પૂરી બે માસની માંદગી લંબાઈ હતી એટલે ઘેલાભાઈનું ખોરાક લેવાયા વિનાનું શરીર પથારીમાં પૂરું દેખાતું પણ નહોતું.

સગાંવહાલાંમાં જે કોઈ ગણાય તેવા એક તેમના મિત્ર હતા. એ તેમના સમયવરક હોવા છતાં તેમની અસ્વસ્થ તબિયતને કારણે ઘેલાભાઈની ખબર કાઢવા આવી શકયા નહોતા. પણ ઘેલાભાઈની તબિયત વધુ ને વધુ ખરાબ થતી ચાલી એ સાંભળતાં જ ગમનશેઠનું મન હાથમાં ન રહ્યું. પેઢી તો દીકરો સંભાળતો હતો. એટલે પેઢીની બહુ ચિંતા નહોતી. અને



છેલ્લાં ત્રણેક વરસથી તો દિવસમાં માંડ એકાદ વખત પેઢીએ આંટો મારી આવતા એટલું જ. બાકી આખો વહીવટ સંભાળી શકે એટલો પાવરધો તેમનો દીકરો વીરચંદ થઈ જ ગયો હતો. પણ આ સમાચાર સાંભળીને ગમનશેઠે વીરચંદને પણ સાથે લીધો.

પોતાના પિતાજીના એક નિકટના મિત્ર તરીકે વીરચંદ નાનપણથી જ ઘેલાભાઈને 'ઘેલાકાકા' તરીકે ઓળખતો હતો. અવારનવાર વેપારના કામકાજ અંગે ઘેલાભાઈના ગામમાં જવાનું થતું ત્યારે અચૂક ઘેલાભાઈને તે મળતો જ. કામ ન પતે અને રોકાવું પડે તો પેઢીની સાથે વેપારી સંબંધ ધરાવતા ગામના વાણિયાને ત્યાં રોકાવાને બદલે વીરચંદ ઘેલાભાઈને ઘેર જ જાય. અને એ રીતે બાપનો સંબંધ દીકરાએ પણ એટલી જ ચીવટથી જાળવી રાખ્યો હતો. એ જ ઘેલાકાકાની માંદગીની ખબર પડતાં અને પિતાજીનો પણ આગ્રહ થતાં એકાદ દિવસ તો પેઢીનું કામકાજ મુનીમ સંભાળી લેશે એ ગણતરીએ વીરચંદ પણ ગમનશેઠ સાથે ઘેલાભાઈની ખબર કાઢવા ઊપડ્યો.

ઘેલાભાઈની ગંભીર તબિયતનો આજે ત્રીજો દિવસ હતો. આડોશપાડોશનાં લોકોની અવરજવર ચાલુ જ હતી. કાશીબેન તો આંખનું મટકું માર્યા વિના ત્રણ રાત ને ત્રણ દિવસથી ખડેપગે જ હતાં. શંકર મહારાજ પણ કુળગોરપદું જાણે ખૂબ જ શ્રદ્ધા અને નિષ્ઠાથી સાચવી રહ્યા હતા. ગીતાના એક એક શ્લોકને એટલી તો સાદી રીતે સમજાવતા હતા કે ઘેલાભાઈની ખબર કાઢવા આવેલા લોકો પણ ત્યાં એ રસપાન કરવા બેસી રહેતા. અને તેમાંય વાતવાતમાં અર્જુનને શ્રીકૃષ્ણ, જૂનાં થયેલાં વસ્ત્રો જેમ દેહને પણ ફેંકી દેવા જેવી સમજુતી આપતા ત્યારે તો જાણે શંકર મહારાજ જ ખુદ શ્રીકૃષ્ણ બનીને અર્જુનનો રથ હાંકતા ન હોય તેટલી આવેશભરી વાણીમાં બોલ્યે જતા. અલબત્ત, શંકર મહારાજનો ગીતાપાઠનો વ્યવસાય જ હતો, છતાં તેમના જ્ઞાન વિષે લોકોમાં બે મત પણ હતા નહિ.

શંકર મહારાજની એ અસ્ખલિત વાણીમાં એકાએક જે રુકાવટ આવી ગઈ તે તો ઘેલાભાઈની કાયામાં થયેલા એક નવા જ સરવળાટથી સાવ નિર્બળ બની ગયેલી દૃષ્ટિમાં એકાએક જાણે કલ્પનાનું કોઈ સ્વજન આવી જાય અને જે ચમકારો આવે તે ચમકારો શંકર મહારાજની ચપળ દૃષ્ટિએ ઘેલાભાઈની આંખમાં જોયો. અને તે સાથે જ શંકર મહારાજે ઘેલાભાઈ સામેથી નજરને ઓરડાના બારણા તરફ ફેરવી. તે સાથે જ તે ઊભા થઈ ગયા અને શેઠનું સ્વાગત કરવા વળ્યા.

ગમનશેઠ બાજુના જ ગામના એક મોટા વેપારી હતા એ વાત સાચી પણ ફરતાં સાત ગામના એ નગરશેઠ કહેવાતા. એ સાત ગામમાં ઘેલાભાઈવાળું ગામ પણ આવી જતું. અને એ નગરશેઠ ઘેલાભાઈની ખબર કાઢવા આવે એ ગામલોકની સાથે સાથે શંકર મહારાજને પણ કૌતુક લાગે જોકે બધા જાણતા હતા કે ઘેલાભાઈ અને ગમનશેઠ તો લંગોટિયા મિત્રો છે. પણ શ્રીમંતાઈ આડે મૈત્રી છેક ભૂંસાય નહિ તોય ઝાંખી તો પડે જ એવું લગભગ બધાંય માનતાં. એટલે જ તો ઘેલાભાઈની માંદગી લંબાઈ તોય, તે જેમને પોતાના એકના એક સ્વજન જેવા માનતા તે ગમનશેઠ છેવટ સુધી દેખાયા જ નહોતા. તેની બધાને ચટપટી થતી. આજે દેખાયા તેય છેક છેલ્લી ઘડીએ! પણ ઘેલાભાઈમાં તો જાણે નવો જન્મ થતો દેખાયો. એ માસની કૃશ કાયામાં નવું ચેતન આવ્યું. કશુંય બોલી ન શકતા તેમના એ મુખમાં એકાએક વાચા પ્રગટી. ગમનશેઠે ના કહી છતાંય જાણે પોતાને કંઈ જ ન થયું હોય તેમ પથારીમાંથી બેઠા થયા ને ગમનશેઠને પોતાની પાસે બેસાડવા આવકાર આપ્યો.

આવકારની રાહ જોવાની ગમનશેઠને ઇચ્છા નહોતી એટલે એ સામે ચાલીને જ ઘેલાભાઈની પડખે બેઠા. સામે બેઠેલા શંકર મહારાજ સાથે વીરચંદને બેસવા કહ્યું.

ગમનશેઠે ના કહી છતાંય ઘેલાભાઈએ જ વાતની શરૂઆત કરી: 'તમે આટલે સુધી ધક્કો ન ખાધો

હોત ને એકલા વીરચંદને મોકલ્યો હોત, તો ય ચાલત.'

'વીરચંદ તો અવારનવાર આવે જ છે ને? તમે ચાલતા બંધ થયા ત્યારના મેં તમને જોયા નથી ઘેલાભાઈ! બીજું બધું તો ઠીક, પણ હું એક ખાસ કામે આવ્યો છું.'

ગમનશેઠે આ વાક્ય પૂરું કર્યું હતું છતાં અધૂરું રહ્યું હોય તેમ વીરચંદે તેને લંબાવ્યું: 'અને ઘેલાકાકા, તમે જરાય આનાકાની કર્યા વગર હા પાડશો જ એવી અમને તો અહીં સુધી ખાતરી છે.' કહેતાં વીરચંદે ગળે હાથ અડાડયો.

'મારું એવું તે કયું કામ પડયું છે?' ઘેલાભાઈ નવાઈ અને ઉત્સુકતા જુદાં ન પાડી શકતાં બોલી ઊઠયા.

'અમે એક નવું કામ શરૂ કર્યું છે. નાના પાયાનું કારખાનું. તેમાં મુખ્ય ભાગીદાર તરીકે અમે મનોજનું નામ...'

'મારા મનોજનું?' ઘેલાભાઈએ વીરચંદને અધૂરા વાક્યે જ અટકાવી દીધો.

'અહીં બેઠા તો આપણે એક જ મનોજની વાત કરી શકીએ ઘેલાકાકા. અને તે ભાગીદારીના પહેલા મહિનાની જે આવક થઈ છે તેનો આ હિસાબ.' કહેતાં વીરચંદે એકસો પંચોતેર રૂપિયા સાથે માસિક સરવૈયાનો કાગળ ઘેલાભાઈના હાથમાં મૂકયો.

'અરે ભલાભાઈ, પણ ભાગીદારીની રકમ તો મેં ભરી નથી તે પહેલાં તેની આવકનો ભાગ કયાંથી?'

'રકમ તો અમેય નથી ભરી. આ તો એક મોટી પેઢીને અમે થોડી ધીરેલી. પણ એ રકમ પાછી મળે તે પહેલાં એ પેઢી ફડચામાં ગઈ. અમે કાયદેસર હકદાવા માટે ફરિયાદ કરી અને તેમનું તાજું જ શરૂ થયેલું કારખાનું અમને બદલામાં મળ્યું.' કહેતા વીરચંદે ઘેલાભાઈના હાવભાવ જોયા. જાણે ઘેલાભાઈ થાકયા હોય તેમ ધીમે રહીને, બેઠા થયેલા હતા તેમાંથી સૂઈ ગયા. ગમનશેઠ અને વીરચંદ વળી પાછા વિચારમાં પડી ગયા. પણ ગમનશેઠે જ વાત આગળ ચલાવી:

'મારી કયારની ઇચ્છા હતી કે મનોજને વીરચંદ સાથે ધંધામાં ખેંચી લેવો. પણ તે હજુ નાનો છે, અને ભણે છે. એટલે બે પાંચ વરસ ખેંચી કાઢવા મેં વીરચંદને સમજાવ્યું.'

'પણ તમે મને વાત કેમ કયારેય ન કરી? હું કેટલો બધો ખુશ થાત? મારી જિંદગીની સાચવેલી મુડી હું મનોજના નામે તમારા ધંધામાં રોકત ...'

'મુડી તો આપણી દોસ્તી છે એ જ પૂરતી છે.' ગમનશેઠે ઘેલાભાઈને વધુ બોલતા રોકીને આગળ ચલાવ્યું: 'અમે જે પેઢીને રકમ ધીરેલી તે ય કંઈ બહુ મોટી નહોતી. પણ તે મુડી પાછી આવે તેમ જ નહોતું એટલે તેને માટે કરેલી દાવાઅરજીના ચુકાદામાં જો કારખાનું મળે તો તેના મુખ્ય ભાગીદાર તરીકે મનોજને મૂકવો તેમ વીરચંદે મને સૂચના કરી અને મનેય તે ગમી ગઈ.'

ગમનશેઠે થોડીવાર થાક ખાઈને ધીમેથી એ જ વાતને આગળ લંબાવી: 'અને પહેલા મહિનાની કમાણીમાંથી જ અમે ધીરેલી રકમ નીકળી ગઈ એટલે અમારું તો કંઈ રોકાણ થયું જ નથી. અને મનોજના નામથી શરૂ થયેલું તે કારખાનું મનોજના નસીબને લીધે જ આટલું કમાયું હોય તો ય કોને ખબર!' કહેતાં ગમનશેઠ અટકયા. અને બાકીનું પૂરું કરવા વીરચંદને સૂચવતા હોય તેમ વીરચંદ સામે નજર ફેરવી. ઘેલાભાઈની આંખમાં પણ એક નવી જ ચમક આવેલી જોઈને વીરચંદને પણ વાત આગળ લંબાવવામાં રસ પડયો:

'પછી તો ઘેલાકાકા, બાપાજીની અને મારી બન્નેયની ઇચ્છાથી અમે આખું કારખાનું જ મનોજના નામે ચડાવી દીધું. તેની નાની ઉમ્મર છે એટલે વાલી તરીકે અત્યારે હું તેના વતી વહીવટ કરીશ. પણ સગીર વય વટાવી જશે એટલે સાચો માલિક મનોજ ગણાશે, મારી તેમાં નામની જ ભાગીદારી રહેશે.'



ઘેલાભાઈના રુંધાઈ રહેલા જીવમાં જાણે નવું ચેતન આવ્યું. તેમની આંખમાં નવી ચમક આવી. જે એક જ ચિંતાએ તેમના જીવને હેરાન હેરાન કરી નાખ્યો હતો તે આમ ઓચિંતી દૂર થાય તે તો કુદરતી જ બક્ષિસ કહેવાય ને? ગમનશેઠ પોતાના મિત્ર હતા, બચપણના મિત્ર હતા, છતાં પોતાનો સાત ખોટનો એકનો એક દીકરો સંભાળવાનું તેમને શી રીતે સોંપાય? જ્યારે આ તો સામેથી જ, તેની સંભાળ રાખવાનું તો ઠીક, પણ જિંદગી આખીનું ભાથું તૈયાર કરીને ગમનશેઠ આવ્યા હતા. અને ગમનશેઠેય પોતાના પછી માંડ બે પાંચ વરસ કાઢે તેવા ખખડી ગયા હતા, જ્યારે તેમનો દીકરો બાપના જેટલો જ વેપારમાં પાવરધો હોવા છતાં સામે ચાલીને મનોજ માટે આવી ઇચ્છા પ્રદર્શિત કરે એ તો ઘેલાભાઈને કલ્પનામાં પણ ક્યાંથી આવે! અને બગડતાં બગડતાં છેલ્લી ઘડીએ સુધરી ગયેલી જિંદગીની એ અંતીમ પળોમાં જાણે ઘેલાભાઈએ એક ડુબકી જ મારી દીધી.—

મનોજ નિશાળમાંથી ભણી ગણીને કોઈ શહેરની નિશાળ કૉલેજમાંથી પણ ભણી પાર ઊતર્યો છે. આબેહૂબ નવા જમાનાનો કોઈ વિચક્ષણ જુવાન બની ગયો છે અને એક મોટું કારખાનું ચલાવી રહ્યો છે એવું કલ્પનાસ્વપ્ન ઘેલાભાઈ નિહાળી રહ્યા છે ત્યાં જ ત્યાં મનોજ આવી પહોંચ્યો. મનોજે આવીને ઘેલાભાઈ સામે જોયું. અને જાણે બારેક વરસના મનોજમાં પેલો જુવાનજોધ મનોજ જોઈને ઘેલાભાઈએ જીવતરની ધન્યતા અનુભવી. અધૂરામાં પૂરો વીરચંદે મનોજને કમ્મરે હાથ વીંટાળીને પોતાના પડખામાં લીધો. અને કૃશકાય ઘેલાભાઈની સાવ સૂકાઈ ગયેલી આંખોમાં હર્ષનાં જાણે ઝળઝળિયાં આવી ગયાં. એકલા એકલા એ હર્ષનો આવેગ ન ઝીલાયો હોય તેમ આ બધું નાટક ભજવાયેલું જોઈ રહ્યાં હોય તેમ સાવ સૂનમૂન બની ઊભેલાં ડાહીબેન સામે જોતાં તેમની પણ એવી જ જળભરી આંખો જોઈને ઘેલાભાઈ જાણે સાવ હળવાં ફૂલ બની ગયા. તેમની ઊઘડેલી વાચા જાણે બંધ થવા ફરી પ્રયત્ન કરી રહી હોય તેમ પડખે જ બેઠેલા ગમનશેઠનો હાથ હાથમાં લઈને મહાપરાણે બોલી રહ્યા: 'ગમનભાઈ, મનોજને તમારો જ દીકરો ગણજો, ભાઈ વીરચંદ, તારા નાના ભાઈ જેમ મનોજને ઉછેરજે ને સાચવજે. તમે બન્નેએ તો મારી જિંદગીની છેલ્લી બાજીને બગડતી અટકાવી દીધી છે. મને હવે સુખનું મોત દેખાય છે'...

એ અધૂરું વાક્ય સદાને માટે અધૂરું જ રહ્યું. ગમનશેઠ કે વીરચંદની સંમતીની જાણે ઘેલાભાઇને જરૂર જ નહોતી. છેલ્લા ત્રણ દિવસથી જવા માટે અકળાઈ રહેલો ઘેલાભાઈના એ જર્જરિત ખોળિયામાં રહેલો જીવ પેલા શંકરમહારાજના ગીતાના એ જ શ્લોકાચ્ચરણ વખતે ઊપડી ગયો. શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે: वासांसि जीर्णानि यथा विहाय...

*

કસોલી ખાતેની સંશોધન સંસ્થામાં હડકાયા પ્રાણીઓના કરડને લગતી સારવારની પદ્ધતિઓ સંબંધમાં તાજેતરમાં સંશોધન કરવામાં આવ્યું હતું. આ સંશોધનના નિદાનોને સમર્થન મળશે તો હડકાયાં પ્રાણીઓની કરડની સારવારની પુરાણી પદ્ધતિઓમાં ફેરફાર કરવો પડશે.

સામાન્યતઃ જ્યાં કરડેલું હોય તે ભાગને તેજાબ વગેરે દાહક દ્રવ્યો વડે બાળી નાખવામાં આવે છે પણ આ સંસ્થામાં પોટાશિયમ પરમેંગેનેટ, સાબુનું પાણી, વગેરે અદાહક પદાર્થોનો ઉપયોગ કરવાના અખતરા કરવામાં આવ્યા હતા, જે ઉપરથી જણાયું હતું કે દાહક પદાર્થોના ઉપયોગવાળી સારવાર અદાહક પદાર્થોના ઉપયોગવાળી સારવાર કરતાં અવશ્ય ચઢિયાતી નથી. હડકવાના ઘાને પોટેશિયમ પરમેંગેનેટ, અને સાબુના દ્રાવણથી ધોવાથી ચેપી તત્ત્વ ધોવાતું જાય છે, એટલું જ નહિ પણ ખૂબ નરમ (ડાઈલ્યૂટ) દ્રાવણ પણ ચેપી તત્ત્વનો નાશ કરી શકે છે.

**દેશળજી પરમાર**

# આભાર નિદર્શન

તા. ૧-૪-૫૭ ના રોજ નાનાલાલ જયંતીના પ્રસંગે ઈ. સ. ૧૯૫૪-૫૫ નાં શ્રેષ્ઠ કાવ્યગ્રંથ 'ઉત્તરાયન' માટે તેના કવિશ્રી દેશળજી પરમારને 'મહા કવિશ્રી નાનાલાલ' પારિતોષિક અર્પણ થયું તે પ્રસંગે તેમણે વાળેલો હૃદયના ભાવથી છલોછલ જવાબ......

આજે આપ સૌએ મને એક સ્વપ્નભૂમિમાં પહોંચાડી દીધો છે. આજથી આસરે ચોત્રીસ વર્ષ અગાઉ, સને ૧૯૨૩માં ગોંડલથી અમદાવાદ આવ્યો ત્યારે એક સ્વપ્ન લઈને આવ્યો હતો અને એ હતું જીવનનું સ્વપ્ન. એ સ્વપ્ન સાવ ધૂંધળું હતું. તેને કોઈ પાયો ન હતો. પણ આજે એની કંઈક ઝાંખી સિદ્ધિ જોઉં છું અને આજે આપ સૌની વચ્ચે છું તેથી લાગે છે કે એક સત્યની ભૂમિકા ઉપર ઊભો છું. આજે હું સહર્ષ એકરાર કરું છું કે સૌએ જીવનના કવિ થવું જ જોઈએ. કવિતા વગરનું જીવન લુખ્ખું છે. મોવણ વગર જેમ રોટલી ચવડી લાગે છે તેમ કવિતા વગર જીવન ચવડું રહે છે.

સમગ્ર ગુજરાત અને તેમાંયે આ પાટનગર માટે આજની તિથિ—આજનો દિવસ, સુગમ અને સુમંગલ છે. આજે ગુજરાતને ખોળે એક મહાકવિનો આત્મા અવતર્યો હતો. વસંતનાં અમૃત પી એનું હૃદય સમૃદ્ધ થયું હતું. એમની કવિતાસમૃદ્ધિ ગુજરાતના સાહિત્યનું અણમૂલું રત્ન બની છે. એવા કવિ-આત્માની જન્મ-જયંતીએ, જાણે કે અભિનવ વસંતોત્સવે આપ સૌ એકત્ર થઈ એ મહાનુભાવના નામ સાથે મારા સરખા એક ઉપકવિના નામને જોડી 'મહાકવિ ન્હાનાલાલ' પારિતોષિક અર્પણ કરો છો અને એમ કરીને મને મોટો કરો છો. ખરી રીતે કહું તો આ સન્માન મારું સન્માન નથી, ગુજરાતની કવિતાનું સન્માન છે. હું તો એક નિમિત્તમાત્ર—માધ્યમ છું. હું બરાબર સમજું છું કે આવા પારિતોષિકને પાત્ર હોવા જેવું ગુજરાતને ચરણે મારું કશું ઉત્તમ કે મહાન અર્પણ નથી. જે કંઈ હોય તે બહુ થોડું અને બહુ સાધારણ પ્રકારનું છે, એમ છતાં આપના નિર્ણયને માથે ચડાવું છું, અને સાથે સાથે માનું છું કે આ તો એ વત્સલ કવિ-આત્માની આશિષપ્રસાદી છે, જે આજે મારા જીવનને નિજાનંદમાં ધન્ય બનાવી રહી છે. મારા ઊગતા કવિજીવનને ઉંબરે જે કવિ-આત્માએ મને આકર્ષ્યો અને સ્વીકાર્યો એ જ કવિ-આત્મા મારી આ નમતી સંધ્યાએ જ્યારે—

> થયું સાંજનું ટાણું
> પણ મારે મન નવજીવનનું
> નવું વાય છે વાણું
> આ થયું સાંજનું ટાણું.

ત્યારે નવા જીવનનો ઉત્સાહ ભરે છે અને મને પોતાનો કરે છે—એ કવિ-આત્માને મારી અંતરવંદના આપું છું.

સૌરાષ્ટ્રે મને જન્મ દીધો અને ઉછેર્યો. ગુજરાતે મને ખોળે ધર્યો અને ફુલાવ્યો. અમદાવાદે મારા યૌવન-કાળના એક તેજસ્વી ગાળાનું સરસ કાર્યક્ષેત્ર સોંપ્યું, મારું કમળ જેવું ઊજળું ભાવિ રચ્યું. અહીં મારી શિક્ષણ-ભાવના પોષાઈ, અહીં મારી કવિતા-મૈત્રી સંધાઈ, અહીં ભારતની સ્વાતંત્ર્ય-લડતના ઇતિહાસને ઝૂલે રાષ્ટ્રજીવનનો મારો આદર્શ સ્વચ્છ તથા સ્થિર થયો, અને આજે અત્યારે... જાહેર પ્રકાશમાં આવીને ઊભવાનો, સન્માન ઝીલવાનો મારા માટે નવતર અનુભવ છે, એક રમ્ય સ્વપ્ન છે. આજે નથી યશ-લાલસા અને નથી દ્રવ્યમોહ. આજે તો ક્ષેત્રસંન્યાસ છે, સહજ મૌન છે, અને 'મનમંગલ' છે—

> મન થઈ ગયું છે મંગલ,
> એક વારનું અડાબીડ જે
> હતું ભયાનક જંગલ:
> મન થઈ ગયું તે મંગલ.

ત્યારે ફક્ત મારી પ્રસન્નતા અને કૃતજ્ઞતા દર્શાવી રહું, એ જ ઉચિત છે. કંઈ વિશેષ ન કહું એમ થાય છે, પરંતુ વાણી આપણા મન અને હૃદયનું વ્યક્ત રૂપ છે એટલે આ અવસરે ન બોલું, એ ય બરાબર નથી. અહીં મારા જૂના મિત્રો છે, સ્નેહીઓ છે, વિદ્યાર્થીઓ



છે. એ સૌના સ્નેહ-સદ્ભાવે અહીં ખેંચાઈ આવ્યો છું. આજે હું એમની વચ્ચે છું ત્યારે જૂનાં સ્મરણો તાજાં થાય છે અને મને રસતરબોળ બનાવે છે. સને ૧૯૨૩ થી ૧૯૩૧ સુધીનો એ ગાળો સજીવન થાય છે, જે મને મારા જીવનના પુરુષાર્થનું રહસ્ય અને સાર્થક્ય સમજાવે છે. મારા જીવનનો બીજો ગાળો ૧૯૩૨ થી ૧૯૫૪ 'ઉત્તરાયન'ના પ્રકાશન સુધીનો છે. એ ગાળાની સાધનાનો માર્ગ ૧૯૩૭ થી નિશ્ચિત અને સ્પષ્ટ થયો. અનેક જાતની કસોટીઓમાંથી પસાર થયો. આજે તો સમત્વની કંઈક સિદ્ધિના 'સૂર્યાલોકિત પથ' (Sun-lit path)માં વિચરું છું, પણ 'ઉત્તરાયન'નું સંપાદન અતિ વસમી અસ્વસ્થતામાં થયું હતું. તેથી જ કદાચ 'ઉત્તરાયન' જાણે મારું 'છેલ્લું વસિયતનામું'—'My last will and testament' હોય એમ લાગ્યું હોય તો તેમાં કશું ખોટું નથી. વધુ લાંબુ જીવી શકવાની અને આમ ફરી મળી શકવાની આશા મેં મૂકી દીધી હતી. પણ ભાવિ જેટલું અપ્રગટ છે તેટલું જ અવનવા ચમત્કારોથી પૂર્ણ છે. સને ૧૯૦૫ ના શારદાશ્રામ નિવાસથી—

મુક્ત ગગન, મુક્ત મન
મુક્ત પંથ જાઉં રે,

અને સને ૧૯૫૭ થી તો—

મુક્ત શ્વાસ, મુક્ત હાસ
મુક્ત કંઠ ગાઉં રે.

કવિતા, જાણ્યે અજાણ્યે પણ, જીવનયોગની સૂક્ષ્મ સાધના છે. એવી સાધના રૂપે કવિતા મારી સહચરી રહી છે, આરંભે મેં તેને પ્રિયતમા તરીકે ચાહી છે, રાષ્ટ્રભાવના તરીકે સેવી છે, અને હવે માતૃશક્તિ તરીકે પૂજું છું. આજે તે મારી આકાશગંગા છે, ગાયત્રી અને ગીતા છે, 'આત્માની અમૃતા કલા' છે. આ વિધાન આજે સભાન અને સજ્ઞાન કરું છું, પ્રકાશની દૃષ્ટિએ કરું છું, અને તે આપને અતિશયોક્તિ જેવું ન લાગે એમ માગું છું: ખાસ એટલા ખાતર કે મારા નવા ઊગતા કવિ બાંધવોને કવિજીવનનો અને કવિતા સાધનાનો પરમ મંગલ હેતુ કહી આપું, આપણા સાચા અને પૂરા એવા દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર—આનંદમય દર્શન, એ કવિચિત્તનું ચરમ ધ્યેય હોઈ શકે—એ મારો આજનો સંદેશો છે. કવિ તરીકે ન્હાનાલાલભાઈ એક દર્શનકાર છે. એઓશ્રીની વાણી 'પયગંબરી' છે. ઇતિહાસ એમનો જીવનમંત્ર છે. માંગલ્યમયી પ્રેમભક્તિનો પ્રાણઉલ્લાસ એમનો જીવનમંત્ર છે. સાક્ષર તરીકે 'સરસ્વતીચંદ્ર'ના ગોવર્ધનરામભાઈ વર્તમાનના વિવેચક અને ભાવિના કલ્પક હતા, તો કવિ-ગૃહસ્થ તરીકે એવા જ વિવેચક અને કલ્પક ન્હાનાલાલ છે. ત્યારે જીવનમાં 'કુસુમ' એક વિરલ સ્વપ્નમૂર્તિ હતી અને 'જયા' એક અશક્ય હૃદયભાવના હતી, હવે આજે એવી અનેક કુસુમો અને કેટલીક જયાઓ શિક્ષિત-સંસ્કારી સમાજમાં કુટુંબે કુટુંબે જીવી રહેતી જોઈએ છીએ. આ સમાજનાં વિવિધ પાત્રોના કવિશ્રી દર્શનકાર દાર્શનિક છે. એમની કવિતા 'હરિસંહિતા'ના મહાકાવ્યમાં આત્માની અમૃતકલા રૂપે પરિપાક પામી પરિણમે છે.

ગોવર્ધનરામભાઈ અને ન્હાનાલાલભાઈ બન્ને પાછલી અવસ્થાએ 'Literary asceticism'ના જીવનવ્રતી હતા. ઉભયના ચિદ્ઘનમાં આર્ય સંસ્કૃતિના મહાપ્રાણ સમા બ્રાહ્મણત્વના આત્મહંસ ઊડતા હતા.

ન્હાનાલાલભાઈનું વ્યક્તિત્વ નિરાળું જ હતું; અસાધારણ બંધાતું હતું. મને એમનું પ્રથમ દર્શન 'કવિસાહેબ' તરીકેનું હતું. કદાવર શરીર, મોટું મસ્તક, કસરતી ના હોય એવા મજબૂત સ્નાયુઓ, ચોરસ જેવો ચહેરો, મજબૂત હડપચી, રૂઆબદાર ટટ્ટાર સીનો,—કંઈક અંશે અમલદારીનો ગર્વિત કહી શકાય તેવો, સ્કાઉટ પહેરવેશ અને અડીખમ પૌરુષભર્યો દેખાવ. હું તો ત્યારે કાચો કોલેજિયન, એટલે કલ્પનામાં પણ કેમ આવે કે 'ન્હાના ન્હાના રાસ'ના, 'વસંતોત્સવ'ના, નૂતન અમીવર્ષણ કવિ આ હશે—આવા હશે? એમની ગાન-હલક મેં સાંભળી છે. એ ભાવની વાહિની હતી. પણ એમનો સ્વરલય-

ઘરમાં રહેતો નહિ. એમના બહારના દેખાવ પરથી અને એમની ગાન-હલક પરથી કોઈ એમ માની જ ન શકે કે એઓ સંપૂર્ણ આંતરિક સંગીત-લયની ' Harmony 'ના, ઉત્તમ ઊર્મિગીતરત્નોના તથા છંદપ્રબંધોના કલ્પક હશે ! મહાકવિનું આભામંડળ ધારણ કરતા તેજસ્વી આત્મા હશે ! ન્હાનાલાલભાઈ સાચા અર્થમાં ' પુરુષર્ષભ ' હતા, એકલમલ્લા વીર કેસરી હતા. ' સિંહને શસ્ત્ર શાં, વીરને મૃત્યુ શાં ' ના ઉદ્ગાતા અને અભયના યોદ્ધા હતા. ' શિવહરી 'નું ફૂલ હતા. એમનો ક્રોધ સાત્વિક બ્રાહ્મણ-પ્રકૃતિનો હતો. કોઈને એ ગમ્યા ન ગમ્યા હોય તેથી કવિશ્રીના વ્યક્તિત્વની ઝલક ને ગુણવત્તા ઝાંખી કે ઓછી થતી નથી. એમના સાહિત્યનો અક્ષરદેહ સઘળી સંસાર-ઊણપોથી અલિપ્ત અને પર છે, અમૃતરસનો છે, અમર સત્ત્વશીલ છે.

ન્હાનાલાલભાઈ વીરત્વના પૌરુષના પૂજક હતા અને ' મહાન 'ના શોધક તથા ચાહક હતા. માનવજીવનમાં જ્યાં જ્યાં મહત્તાના અંશ મળી આવતા ત્યાં ત્યાં તેનો નિર્દેશ કર્યાં વગર રહેતા નહિ. પ્રેમ વીરત્વનો સાથી છે એટલે એઓ ' Chivalry ' ભાવનાના ઉપાસક હતા. સ્ત્રીત્વમાં રહેલી પવિત્ર આત્મશક્તિના આરાધક ભક્ત હતા. પ્રકૃતિ પરિભ્રમણમાં એમને ગિરનાર—રૈવતાચલ ગમતો. અચલ એટલે સ્થાણુ તત્ત્વ, અડગપણું, ધૈર્ય, હિંમત, પૌરુષનું કાઠિન્ય—કવિશ્રીમાં આ બધું મૂર્ત રૂપ ધરતું. કવિ તરીકે કે માનવી તરીકે ' માંદલાપણું ' કે ' બાયલાપણું ' એમને માન્ય ન હતું. અચલ હતું એમનું કવિગૌરવ. એમનું માથું સહેજમાં નમવાનું જાણતું ન હતું... અને જેવું એ કવ્યા એવું એ જીવ્યા, જેવું એ જીવ્યા એવું એ કવ્યા.

એજન્સી એજ્યુકેશનલ ઑફિસર તરીકે કવિસાહેબે મારા પિતાશ્રીની તાલુકા શાળાની મુલાકાત બે વાર લીધી હતી. બીજીવારની મુલાકાતમાં વાતચીત દરમિયાન જરીક ' છમકલું ' થયું એની વાત અહીં નહિં કરું. પહેલીવારની મુલાકાત વખતે શાળાની વિઝિટ બાદ કવિશ્રી સરદારગઢની નાની પાટીના મેનેજરસાહેબને ત્યાં ચા લેવા ગયા ત્યારે હું મારા બાપુ સાથે કવિશ્રી સાથે ગયો હતો. કવિશ્રીની ઓળખ કરવાનો મોકો મને ન મળ્યો એટલે કવિશ્રી માણાવદર જવા જેવા વિક્ટોરિયા ગાડીમાં બેઠા અને ગાડી ચાલી, તેવો જ હું ગાડીના પગથિયા પર પગ દઈ સામેની સીટ પર બેસી ગયો. પછી તો વાતચીત થઈ. ઓળખ થઈ અને કંઈક દૂર ગયા બાદ રજા લઈ હું ઘર તરફ વળ્યો. આજના આ સમારંભમાં મને કંઈક આવું જ ભાસે છે કે ' કવિસાહેબ 'ની ચાલતી ગાડીએ હું ચડી ગયો હોઉં ! પણ ફેર એટલો છે કે તમે મને ગાડી પર ચડાવ્યો છે અને માન સહિત સામી બેઠકે બેસાડયો છે.

સને ૧૯૫૫ માં કેટલાક માસ હું સૂરત ' ગુજરાત મિત્ર ' પત્રના તંત્રી વિભાગમાં હતો ત્યારે આમજનતાની નજરે શ્રી ઠાકોર અને શ્રી ન્હાનાલાલભાઈની ગદ્ય-પદ્ય શૈલીનું મૂલ્યાંકન કરતાં મેં એની દુર્બોધતાને આગળ કરી હતી અને તેમાં કવિશ્રીના રજવાડાં સાથેના સંબંધને ભેળવી કંઈક 'વક્ર અને કટુ કહી શકાય એવી ટીકા કરી હતી. એ અંકની નકલ મારા બીજા તંત્રીમિત્રે કવિસાહેબને મોકલી એ મેં પાછળથી જાણ્યું. લેખ હેઠળ મારું નામ તો ન હતું પરંતુ હું આ પત્રમાં કામ કરું છું એમ તો કવિશ્રી જાણતા હતા જ. મને થયું કે કવિશ્રીના તીવ્ર સંવેદનપટુ માનસને આઘાત થયો હશે, અને બન્યું પણ એમ જ. કવિશ્રીએ એ બાબતમાં કશું લખ્યું કર્યું તો નહિ, પણ મને લાગ્યું કે જ્યારે પણ કવિશ્રીને મળવાનું થશે ત્યારે મારે આ સંબંધમાં જરૂર સાંભળવું પડશે. ૧૯૪૬ માં ' ગુજરાત સમાચાર 'માં અમદાવાદ આવ્યો ત્યારે પોરબંદરના કવિ ભજનિક ભાઈ ' સુધાંશુ ' કવિશ્રીને ત્યાં આવેલા. ' સુધાંશુ ' પર કવિશ્રીનો પૂરો ચાહ હતો, કવિશ્રીની તબિયત સારી નહોતી એટલે ' સુધાંશુ 'ની ઓથે કવિશ્રીને મળવા ગયો. અને ધાર્યું હતું તે જ બન્યું. ' તમે મને પણ



એમની જોડે બેસાડી દીધો ને!' એ વાક્યથી મંગલાચરણ થયું. મારા તો મોતિયા મરી ગયા. મૂંગો રહ્યો. ભોઠો પડ્યો. સંભાષણ આગળ વધ્યું. પણ કવિશ્રીને કફ હતો અને ભારે ઉધરસ આવતી. હું જો કંઈ બોલું તો એમનું સ્વાસ્થ્ય લથડે એમ હતું. હું એ સમજ્યો હતો. પૂજ્ય માણેકબા એકબાજુ પર બેઠાં હતાં. નાકે આંગળી મૂકી એમણે મને ચૂપ રહેવા સૂચવ્યું. હું મૂંગો જ રહ્યો અને વિનમ્ર પણ. કવિશ્રી શાન્ત થયા અને ભાવપૂર્વક બોલ્યા :

'એ બધું તો ઠીક. હવે કહો શું લેશો; ચા કે કૉફી?' ચા અને કૉફી બંને મને તો મળી ગઈ હતી એટલે કંઈ વિશેષ લેવાનું ભાવે એમ નહતું. પણ કવિશ્રીએ 'બાઈ' ને કૉફી કરવા જણાવ્યું પછી તો ભાવપૂર્વક મારી પરિસ્થિતિ પૂછી મારા પ્રત્યે અનુકંપા દર્શાવી. અભયની વૃત્તિ કેળવવા મને આગ્રહપૂર્વક જણાવ્યું. અને અમે ઠીક મીઠાશમાં છૂટા પડ્યા.

અવસાન પહેલાં થોડા જ દિવસે આ પ્રસંગ બન્યો. આજે એ દૃશ્ય મારી નજર આગળ તરે છે. કવિશ્રીનો ખડક જેવો અડગ સ્પિરિટ અને વિનવણી કરતી માણેકબાની આંખોની એ રતનજ્યોત!

પાછળથી મને સમજાયું હતું કે એ લેખ લખવામાં મારી દૃષ્ટિમાં સમતુલા ન હતી, તર્કશુદ્ધિ ન હતી. એમાં હતો તાજા અને કાચા 'જર્નાલિસ્ટ' નો પક્ષિલ જુસ્સો. આજે જ્યારે એ બન્ને મહારથિયો નથી ત્યારે મારી ભૂલનો જાહેર એકરાર કરું છું અને અક્ષરદેહે વિહરતા એ મહાનુભાવી આત્માઓની ક્ષમા માગું છું.

કવિશ્રીના કવિજીવનની કવિતાજાહ્નવી આપણા સાહિત્યજગતમાં મંગલમય મુદ્રા વહાવતી વહી રહી છે પરંતુ એના તીર્થસલીલનું અમૃતપાન બહુ ઓછું થયું છે. જેણે કવિતાનો એક નવો યુગ વર્તાવ્યો કહેવાય એવી મહાકવિની પ્રતિભા આપણને સાંપડી પણ, 'રાંકને જડ્યું રતન પણ ન આવડ્યું જતન' એ ન્યાયે આપણું વટાળ માનસ કવિશ્રીની ભાવનામયતાને ઝીલવા માટે અનુકૂળ જણાતું નથી. ઇંગ્લેંડમાં શેલી અને કીટ્સનું થયું હતું, એવું જ કંઈક ન્હાનાલાલભાઈનું થયું છે. પરંતુ ત્યાંના પ્રજાજીવન-ઉત્થાનમાં શેલી અને કીટ્સ સજીવન થયા છે અને બન્યા છે. મારી શ્રદ્ધા છે કે કવિશ્રીનું પણ એમ જ થશે. અહીં મને એક બીજો વિચાર આવે છે કે ઇંગ્લાન્ડમાં કવિ-લેખકનાં નિવાસગૃહોને એમના સ્મૃતિ-મંદિરો બનાવવામાં આવે છે. એવું આપણે ત્યાં ક્યારે થશે? ત્યાં કીટ્સનું સ્મૃતિ-મંદિર છે, નિર્જન જેવા વનપ્રદેશમાં 'બ્રોન્ટે સિસ્ટર્સ'નું સ્મૃતિ-મંદિર છે. દેશની સરકારે આવી વ્યવસ્થા કરી હશે. પ્રજા-અસ્મિતાનો પણ આ ધર્મ છે. અમદાવાદમાં કવિશ્રીનું નડિયાદમાં ગોવર્ધનરામભાઈનું, સૂરતમાં નવલરામભાઈનું જૂનાગઢમાં નરસિંહ મહેતાનું—એવાં એવાં સમૃદ્ધ અને વ્યવસ્થિત રૂપનાં સ્મૃતિમંદિરો ન હોવાં જોઈએ? એક બીજી વાત પણ કહું. લંડન શહેરની 'પોએટ્રી સોસાયટી' કવિતાપ્રકાશન, કવિતાવિવેચન, કવિતાવાચન અને કવિભોજન સમારંભ,શ્રેષ્ઠ કાવ્યોનાં ઇનામ, વગેરે વિવિધ પ્રવૃત્તિઓ કરે છે. પરંતુ સૌથી ઉપયોગી પ્રવૃત્તિ તો છે વિદ્યાર્થી સમુદાયોની કવિતા-ગાયનની હરીફાઈઓ અને શ્રેણીવાર ચંદ્રકો તથા પ્રમાણપત્રોનું વિતરણ. દર ત્રણ ત્રણ માસે જુદા જુદા કવિઓના સાહિત્યમાંથી અમુક ચોક્કસ અભ્યાસક્રમ બદલાતો રહે છે અને ચંદ્રકો વગેરેના વિતરણ-સમારંભો થાય છે. આપણે ત્યાં ઘણી શાળાઓ અને સેંકડોની સંખ્યામાં વિદ્યાર્થીઓ છે. આપણી સાહિત્ય સંસ્થાઓયે છે. શું ઊગતી અને ઉછરતી પ્રજામાં કોઈ સંસ્થા પોતાના એક અંગ તરીકે આવી કવિતાપ્રવૃત્તિને હાથ ધરી ન શકે? કવિશ્રીના ઉત્તમ રાસ અને અનુપમ ગીત આજની વિદ્યાર્થી બહેનોના કંઠે સંગીતના લયોમાં રમતાં ને રૂમઝુમતાં ઘેર ઘેર, શાળા શાળાએ, વન-ઉપવન અને સભાસમારંભોમાં કોઈ દિવસ પણ સંભળાતાં થશે?

★

**એચ. એમ. પટેલ**

# સમાજવાદી સમાજરચના

આપણા કેંદ્રીય સંરક્ષણ મંત્રીના આ વાયુ-વાર્તાલાપ ટૂંકાવીને અહીં મૂકયો છે તેમાં જે વિચારસરણી છે તે દરેકને વાંચવી અને વિચારવી ગમશે જ. આપણી સામાજિક નવ-રચનાનો પૂરો ખ્યાલ પણ સાંપડશે......

પ્રથમ પંચવર્ષીય યોજનાના સફળ અમલને પરિણામે શીઘ્ર આર્થિક પ્રગતિના પાયા નખાઈ ચૂકયા છે પરન્તુ વિકાસની નવી યોજના શરૂ કરતાં પહેલાં સ્વાભાવિક ઉદ્દભવે એવો પ્રશ્ન એ હતો, કે આપણે ભારતમાં કેવા પ્રકારનો સમાજ રચવા માગીએ છીએ?

કઈ દિશામાં જવાનું છે, તેના ખ્યાલ વિના અને અમુક મૂળભૂત આશાઓ અને અભિલાષાઓ પ્રત્યેના સતત આદર વિના રોજ-બ-રોજના અસંખ્ય નિર્ણયો માટેની માર્ગદર્શક સંજ્ઞાઓ સ્થાપવાનું અશકય છે. આ દિક્-દર્શન આપવા માટે તેમજ ભારતની લાંબા ગાળાની આર્થિક નીતિ પ્રત્યેની મૂળભૂત વિચાર-સરણી નક્કી કરવાના આશયથી સંસદે સમાજવાદી રચનાનું ધ્યેય અપનાવ્યું છે.

સમાજવાદનો અર્થ જુદી જુદી વ્યક્તિઓને જુદો જુદો સમજાય છે. જમાનાઓ થયાં તેનાં વિવિધ વિવરણો થતાં આવ્યાં છે અને તે બધાં વિવરણો વચ્ચે કેટલીકવાર ભાગ્યે જ કશું સામ્ય હોય છે. આથી આ સંબંધમાં સ્પષ્ટીકરણ મહત્ત્વનું છે. આપણો પ્રશ્ન છે: 'ભારતમાં સમાજવાદી સ્વરૂપ (સોશ્યલિસ્ટિક પેટર્ન) એ શબ્દનો ચોક્કસ અર્થ શો છે?'

આ પ્રશ્નનો જવાબ આપવાનો મારો પ્રયાસ કદાચ આ રીતે સારામાં સારો થઈ શકે, અને તે રીત એ, કે ભારતની કેટલીક મહત્ત્વની આર્થિક સમસ્યાઓ—જેવી કે જમીન કબજાને લગના ધારા ધોરણોને લગતી સમસ્યાઓ કે ઉદ્યોગની અભિવૃદ્ધિ અને અંકુશને લગતી ધોરણોને લગતી સમસ્યાઓ કે કરવેરા, નાણાં ધીરાણ સવલતો, વગેરેને લગતી સમસ્યાઓ અમે કેવી રીતે હાથ ધરીએ છીએ તે તે વિષે જણાવવું. આ વિષે મારાં હવે પછીનાં પ્રવચનો દરમ્યાન મારે કાંઈક વિશેષ કહેવાનું આવશે, પણ પહેલાં તો સમાજવાદી સ્વરૂપનો શો અર્થ આપણને અભિપ્રેત છે અને શો નથી, તે હું સામાન્ય શબ્દોમાં સમજાવીશ.

આર્થિક નીતિ પ્રત્યેનું ભારતનું વલણ તત્વતઃ અનુ-ભવમૂલક (પ્રેગ્મેટિક) છે. આ વલણ આપણી જરૂરતો અને પ્રણાલીઓમાંથી ઉદ્દભવ્યું છે અને એમાં, પલટાતી પરિસ્થિતિ અનુસારના અખતરાઓ અને સ્વીકૃતિઓને માટે અવકાશ રહેલો છે.

સમાજવાદી પ્રકારના આદર્શના મૂળમાં રહેલું તત્ત્વ, એટલે કે ન્યાય, સમાનતા, અને સુવ્યવસ્થિત પ્રગતિ માટેની લડત સતત ચાલુ રહેવી જોઈએ અને એ લડતનું ધ્યેય માર્યું ન જાય એ રીતે એ લડત ચાલુ રાખવી હોય તો તે કેવળ શાન્તિમય અને લોકશાહીની રીતે જ ચાલુ રહી શકે.

અને તેથી ભારતમાં 'સમાજવાદી પ્રકારની સમાજ-રચના' આ શબ્દો ખાસ કરીને પસંદ કરવામાં આવ્યા છે. એ, કોઈ આ 'વાદ' કે તે 'વાદ'નું અનુકરણ સૂચવતા નથી, જેમાં સમાજનું સ્વરૂપ અમુક નિશ્ચિત પ્રકારે બંધાઈ ગયું હોય—પરંતુ એ શબ્દો એક એવું પરિવર્તનશીલ સમાજ સ્વરૂપ સૂચવે છે કે જેમાં કેટલાંક ચોક્કસ મૂલ્યોને હંમેશ સૌથી વધુ મહત્ત્વ મળતું હોય. 'સમાજવાદી ઢબની સમાજરચના' એ તો સામાજિક અને આર્થિક નીતિ સંબંધમાં આપણા બંધારણમાં સૂચવેલી વિચારસરણીનું જ નક્કર સ્વરૂપ છે.

કેટલાકને હવે પ્રશ્ન થાય છે કે શું 'સમાજવાદી સ્વરૂપ'ની ભારતીય કલ્પનામાં આટલું જ છે! જો આર્થિક નીતિનું ધ્યેય માત્ર જીવનધોરણોની સુધા-રણાનું અને આવક, સંપત્તિ અને તકની વધુ સમા-નતા પ્રેરવાનું જ હોય, તો તેમાં ખાસ કરીને સમાજવાદી તત્ત્વ શું છે?



આ પ્રશ્ન યોગ્ય છે. કારણ કે જ્યારે આપણે કોઈ પણ પ્રકારની આર્થિક વ્યવસ્થા—સમાજવાદી, વ્યક્તિવાદી કે મૂડીવાદી સ્વરૂપની—વિષે બોલીએ છીએ ત્યારે આપણા મનમાં સૌથી પહેલો પ્રશ્ન એ થાય છે કે આર્થિક ક્ષેત્રમાં સરકાર શો ભાગ ભજવશે અને સરકારનું કાર્યક્ષેત્ર શું રહેશે? ભારતમાં સમાજવાદી સ્વરૂપની સમાજની સ્વીકૃતિમાં એવો અભિપ્રાય સૂચિત છે જ કે અત્યારના સંજોગોમાં એ ઇષ્ટ છે, કે રાજ્યે પોતાની પ્રવૃત્તિને આર્થિક ક્ષેત્રમાં લંબાવવી. પરંતુ એથી બિનસરકારી સાહસના વિકાસનો પ્રતિષેધ સૂચવાતો નથી, અને આર્થિક પ્રવૃત્તિ ઉપરના સંપૂર્ણ અંકુશ સહિતનું અખંડ રાજ્ય (મોનોલિથિક સ્ટેઈટ) આખરે સરવાળે રચવાના નિર્ધારની તો આમાં ગંધ પણ નથી. ભારતમાં સમાજવાદી સ્વરૂપરચના, એટલે કે 'રાષ્ટ્રિયકરણ'ની નીતિ નહિ અને એમાં જપ્ત કરવાની નીતિ—પોલિસી ઓફ કોન્ફિસ્કેશન—સૂચવાતી નથી જ.

પહેલું તો એ, કે ભારતમાં અત્યારે રાજ્ય, યુનાઈટેડ કિંગડમ, યુ. એસ. એ., ફ્રાન્સ સહિતના અન્ય દેશોને મુકાબલે આર્થિક ક્ષેત્રમાં ગૌણ ભાગ ભજવે છે. બ્રિટિશ શાસન હેઠળ રાજ્યનું કર્તવ્ય મુખ્યતઃ કાયદા અને વ્યવસ્થાની જાળવણીનું હતું. આર્થિક બાબતોનું નિયમન મહદઅંશે 'લેસેફેર'ની નીતિ અનુસાર એટલે કે 'ચાલતું હોય તેમ ચાલવા દો'ની નિષ્ક્રિય નીતિ અનુસાર કરવામાં આવતું હતું. પરિણામ એ છે કે હવે ઠીક ઠીક સમય સુધી, 'ભારતમાં રાજ્યની પ્રવૃત્તિનું વિસ્તારણ' એટલે વસ્તુતઃ તો બધી આધુનિક સમાજ વ્યવસ્થામાં સ્વીકૃત એવી કામગીરી માટેની જવાબદારી લેવા ઉપરાંત બીજું કશું નહિ હોય.

સરકારી ક્ષેત્ર (પબ્લિક સેક્ટર) નું વિસ્તારણ એટલે ખાનગી સાહસનું સંકુચિતકરણ નહિ. બીજા શબ્દોમાં કહીએ, તો સમાજવાદી સમાજરચના ખાનગી સાહસની સામે યોજવામાં આવી નથી. ઉલટું એ તો એવી પરિસ્થિતિ સર્જવા માગે છે, કે જેમાં ખાચા સાહસ અને અગ્રેસર વૃત્તિનું ક્ષેત્ર ક્રમશઃ વિસ્તાર પામે.

મારો બીજો મુદ્દો એ છે, કે ભારતમાં સમાજવાદી સમાજરચનાનો ઝોક ઝડપી પ્રગતિ ઉપર છે. વધતી જતી વસતિનું દબાણ ઘણું છે, અને જો જનતાના જીવનધોરણમાં કાંઈક ગણનાપાત્ર સુધારો સાધવો હોય તો એ આવશ્યક છે, કે આપણું માલ-ઉત્પાદન સામર્થ્ય સ્પષ્ટ એવી વધુ ઝડપે વધવું જોઈએ. ઝડપની આ જરૂરતના કારણસર રાજ્યે દેશની અર્થ પરિસ્થિતિની સુધારણમાં વિશેષ ભાગ અવશ્ય ભજવવો રહે છે.

પણ એનો એ પણ અર્થ થાય છે, કે ભારતમાં સરકારી તેમજ ખાનગી સાહસને પણ વિકસવા માટે પૂરતો અવકાશ છે. હું ફરીથી કહીશ કે ભારતીય અર્થ પરિસ્થિતિની મૂળભૂત જરૂરત, દેખીતી રીતે જ ઉત્પાદન અને ઉત્પાદન શક્તિમાં ઝડપથી વધારો કરવાની છે, અને ઝડપી પ્રગતિની ક્રિયાને વેગ આપવાના આશયથી જ રાજ્યની પ્રવૃત્તિનું વિસ્તારણ કલ્પવામાં આવ્યું છે.

જ્યાં આર્થિક ક્ષિતિજ સતત વિસ્તાર પામતી જતી હોય, ત્યાં એવો ભય સેવવાની જરૂર નથી, કે સરકારી ક્ષેત્રનું વિસ્તારણ ખાનગી ક્ષેત્રને હાનિકર રીતે થશે.

આર્થિક સમાનતા બાબતમાં પણ મૂળભૂત વિચારસરણી નીચલી સપાટીની આવક અને તકોમાં સમાનતા આણવાની છે. ઉત્તુંગ વૃક્ષોને કાપીને સામાન્ય કક્ષાએ આણવાની નીતિ નથી. વર્તમાન આવક અને સંપત્તિની કેવળ પુનર્વહેંચણી કરવાથી જનતાને ખાસ કાંઈ લાભ નહિ થાય. એ તો માત્ર ગરીબીની જ વહેંચણી થશે. ભારતમાં સમાજવાદી સમાજરચનામાં જે કલ્પવામાં આવેલું છે, તે એક એવી રીતના વિકાસની ક્રિયા છે, કે જે માત્ર વ્યવસ્થિત, શાન્તિમય અને લોકશાહી સ્વરૂપની હોય એટલું જ નહિ પરંતુ સામાજિક ન્યાયના સિદ્ધાન્તો સાથે પણ સુસંગત હોય.

*





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# આપણા પોપટો

ગયા અંકમાં પોપટોની જાતોમાંની એક—સૂડા વિષે જે તલસ્પર્શી રજૂઆત વાચકોને મળી તે જ લેખનો ઉત્તરાર્ધ આ લેખમાં મળે છે. પોપટની જ વધુ જાતો આ લેખમા આપણા જાણીતા પ્રાણી-પક્ષી-વિશારદ લેખક આપે છે......

## તુઈ

પોપટ કરતાં નાના કદની તુઈના નરના માથાનો રંગ અંજીરીયો રાતો હોય છે. અને પીઠ લીલા રંગની ખભા ઉપર બન્ને બાજુ રાતા રંગના પદમથી શોભે છે. પેટાળ પીળાશ પડતા લીલા રંગનું અને લાંબી પુંછડીનાં ઉપલાં બે પીંછાંનો રંગ ભૂરો અને છેડા સફેદ હોય છે. માદાના માથાનો રંગ રાખોડી ભૂરો, દેહનો રંગ ચળકાટ વગરનો લીલો, પૂંછડી ટૂંકી અને પેલાં પદમ રહિત હોય છે. બન્નેની ચાંચનો રંગ આછો નારંગી પીળો અને નીચલી ચાંચ કાળા રંગની હોય છે.

સૌરાષ્ટ્રમાં તુઈ ડુંગરાઉ પ્રદેશમાં સામાન્ય છે. એટલે ગીર અને બરડામાં તે સહેલાઈથી જોવા મળે છે. તુઈની ખાસીયત ઉડતાં 'તુઈ તુઈ' જેવો ઉચ્ચાર કરે છે જેથી તેની હાજરીની ખબર પડી જાય છે. વળી બનતાં સુધી તે ઝાડની સૌથી ઊંચી ડાળી ઉપર આવીને સીધી ટટ્ટાર બેસે છે. ગુજરાતમા તો ઘણી વખત ટ્રેઈનમાથી તે જોવા મળે છે. તુઈ પોપટની માફક સ્હેલાઈથી પોતાનું અવલોકન કરવા દેતી નથી અને આપણે જોઈએ છીએ એમ વહેમાઈ જાય તો તરત જ ડાળી ઉપરથી પડતું મૂકી ઊડીને ભાગી જાય છે. વસવાટ માટે તેને વનવગડો વધારે પસંદ છે એટલે પોપટ જેટલી તે ખેતરાઉ પાકને નુકસાન કરતી નથી. છતાં જ્યાં સામાન્ય છે ત્યાં જરૂર વાડીનાં ફળો ખાવા આવી પહોંચે છે. ચાર છથી વધારે સંખ્યામાં તે ભાગ્યે જ જોવામાં આવે છે. પણ એકલી તો બહુ ક્યારેક જ જોવામાં આવે છે. તુઈને પાંજરામા રાખી પાળી શકાય છે. અને બોલતાં પણ ઘણું મજાનું શીખે છે. પોપટ માફક તુઈ પણ ગુલાબી માથાની અને રાતી આંખોવાળી પીળા રંગવાળી ઘણી વખત મળી આવે છે અને તેની કિંમત પણ મોંઘી હોય છે.

તુઈ પોપટની જેમ કામ કરે છે. કળાકાર કારીગર જે કામ બતાવે તે કામ તે બહુ બુદ્ધિપુર્વક કરે છે. આવા કામ માટે પણ તેનાં બચ્ચાં રાખી કામ શીખવ્યું હોય તો સહેલાઈથી શીખે છે.

ડિસેમ્બરથી મે માસ સુધીમાં તેના માળા મળે છે. તુઈ પોતાનો માળો ગમે ત્યાં પોપટ માફક બનાવતી નથી પણ તેને વૃક્ષની બખોલ જ ગમે છે. તેમાં ખાસ કરીને ગીર અને બરડામાં થતાં સાલેડાનાં વૃક્ષ ઉપર ખાસ પસંદગી ઉતારે છે. આવી બખોલમાં ચાર પાંચ સફેદ રંગનાં ઈંડાં મૂકે છે. માળામાંથી બચ્ચાં બહાર નીકળે છે ત્યારે તે તદ્દન લીલા રંગનાં હોય છે. પછી તેની માના રંગના થાય છે અને નર પોતાનો રંગ અઢાર માસ પછી કાઢે છે.

તુઈનો ખોરાક દાણા અને ફળોનો છે તેમાં ખાસ કરીને વગડાઉ ફળો અને સાલેડાની શીંગો અને કુંપળોનો ખાસ ઉપયોગ કરે છે.

તુઈ બોલતાં શીખી હોય તો બહુ મીઠું બોલે છે. કેટલીક ભજન ગાતી સાંભળવામાં આવી છે.

અંગ્રેજીમાં આ પંખીને The blossom-headed parrkeet અને psittacula cynocephala એ વિજ્ઞાનિક નામ વપરાય છે.

## રાજપીપળાનો પોપટ

આપણા પોપટ કરતાં કદમાં બમણો આ રાજપીપળાનો અથવા શુલપાણનો પોપટ સૌરાષ્ટ્રમાં દેખાતો નથી પણ ગુજરાતના પહાડી પ્રદેશમાં તેની વસ્તી છે. રંગમાં તે પોપટને ઘણી રીતે મળતો આવે છે પણ ફેર એટલો કે તેને બન્ને ખભે રાતાં પદમ શોભે છે. અને પાંખના પીંછાંને છેડે પણ રાતાં



પ્રમોદ સૌલંકી

# હરખપદુડી !

એક નવોદિત વાર્તાકારની આ વાર્તા એક એવું વસ્તુ લઈને આવે છે કે વાચકને તેનો કરુણાન્ત પણ વિસ્મયમાં મૂકી દે. ઘડીભર તો વાર્તાકારને આપણે કહી પણ બેસીએ કે કોડભર્યા સ્ત્રીત્વની આવી કરુણ ઠેકડી ઉડાવાય ? પણ માંગલ્યમાં જ કરુણતા સભર, ભરી છે ને......

'સાવ હરખપદુડી છે આ પદુડી તો ...... ! ખોળો ભરાયો એમાં તો ગામ આખામાં ઢઢેરો પીટાવતી ફરે છે...! મુઈને શરમેય નથી આવતી પાછી આવી વાત મોઢામાંથી બહાર કાઢતા ... !' સંતોકમાએ મંદિરની ઓશરીએ માળા ફેરવતાં, આજુબાજુ ટોળે મળેલી ભક્તાણીઓને ઉદ્દેશીને—પણ 'ઠીક ત્યારે...માજી...બેસો...હું જાઉં હવે' એમ કહીને દૂર જતી પદુ સાંભળી શકે તેટલા મોટા અવાજે કહ્યું.

સંતોકમાની ટીકા સાંભળીને પદમાના દિલમાં ઓછું તો આવ્યું પણ બીજી જ પળે એની નજર 'ઊંચા આવેલા પેટ' પર પડતાં, મીઠું શરમાઈને એણે સાડલાનો સરી જતો છેડો માથા પર ખેંચ્યો. અને બબડી પણ ખરી, 'જાતી ઉંમરે ભગવાને મારા ખાલી ખોળા સામે જોયું છે તે હરખ તો થાય જ ને વળી... !'

ત્રીશ વટાવી ચૂકેલી પદમાનો ખોળો હજુ સુધી ખાલી ને ખાલી જ રહ્યો હતો. ખોળાનો ખુંદનાર મેળવવા એણે બિચારીએ આજલગીમાં કોણ જાણે કેટલીયે જાતજાતની ને ભાતભાતની બાધા-આખડીઓ રાખી હશે...! પથ્થર તેટલા દેવ ગણીને પૂજ્યા હશે...? કોઈ કહે કે 'અમારા પડોશીના દીકરાની વહુના પેટે, પરણીને આવ્યા પછી આઠ વરસ લગી ઓધાન નો'તા રીયા પણ ફલાણા 'પીર'ની માનતા માની ને બીજે જ વરસે રૂપાળો રેલૈયા કુંવર જેવો દીકરો અવતર્યો !' ને પદમાનું મન એ પીરની પાછળ પડછાયો બનીને કરગરવા લાગી જતું...તો વળી બીજું કોઈ જાણકાર વાત લાવે કે 'ઢીકણા મા'રાજ તો બઈ...સાચોસાચ 'શંકરનો અવતાર' જોઈ લો...! માગી આશ પૂરી કરે છે...! અમારા જેઠની મોટી છોડીને આગણે વર્ષોથી શેર માટીની ખોટ હતી......કેટલાંયે દેશી-વિલાયતી દવાયું વાઢે પાણી પેઠે પૈસા ખર્ચ્યા તોયે કાંઈ પત્તો ખાધો નહિ ...પણ જેવા મા'રાજની એકવાર ઘરે પધરામણી કરી ને આશીર્વાદ મેળવ્યા કે નવમે મહિને ઘરે પારણું બંધાણું...!' બસ...ખલાસ...પદમાએ વાત સાંભળી નથી ને 'ઇશ્વરની નાની આવૃત્તિ' સમા

---

તલકાં જોવામાં આવે છે. એમાં પણ નર બચ્ચાને બીજા વરસને છેડે કાંઠલો નીકળે છે. જાન્યુઆરી ફેબ્રુઆરીમાં તેનાં પુષ્કળ બચ્ચાં વેચાવા આવે છે. જેમાંથી સારા રંગનું બચ્ચું પસંદ કરી પાળ્યું હોય તો આબાદ વાતો કરતાં શીખે છે.

આ શુલપાણના પોપટમાં પણ પીળા અને ભૂરા રંગનાં કોઈ પંખી મળી આવે છે.

દરેક રીતે આપણા પોપટને ખાસિયતમાં મળતો આવે છે. તેઓ પણ ચાર છની ટુકડીમાં ઊડતાં જોવામાં આવે છે. ખોરાક પણ આપણા પોપટ જેવો જ છે.

મારી પાસે રાજપીપળાનો નર અને આપણા પોપટની માદાથી બચ્ચાં થયાં છે જે તે બચ્ચાં વધારે પ્રમાણમાં રાજપીપળાના પોપટને મળતાં થયાં છે.

અલેકઝાન્ડર રાજા હિન્દમાંથી આ પોપટને પહેલ વહેલો યુરોપ લઈ ગયો એટલે અંગ્રેજીમાં તેને ઘણા Alekxandrian parakeet કહે છે. આ પોપટને પણ કામ કરતાં શીખવી શકાય છે.

અંગ્રેજીમાં The large Indian parakeet કહેવામાં આવે છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Psittacula eupatria કહેવામાં આવે છે.





'એ મહારાજને ઘેર પધરાવીને જંપી નથી...!'

આવી અનેક આરાધનાઓ આદર્યાં પછી આજે પદમાના જીવનમાં સોનેરી દિવસ ઊગ્યો હતો. પછી એનું અંતર હર્ષના હીંડોળે હીંચે જ ને! અને એમાંયે પદમાનો સ્વભાવ તો પહેલેથી જ જરા—હૈયાના આનંદને આવડે એવી ભાષામાં નિર્દોષતાથી વ્યક્ત કરવાની સ્વાભાવિક ક્રિયાને જો એવું નામ અપાતું હોય તો—સંતોકમાએ કહ્યું તેમ 'હરખપદુડો' પણ ખરો જ...! ઓળખીતાના આંગણે કોઈ સારો અવસર આવ્યો હોય કે પોતાના કોઈ સગાં-સંબંધીના સારા સમાચાર સાંભળ્યા હોય તોયે એ શુભ વાત એક કાનેથી બીજે કાને હસી હસીને કહેતી પદમા, પોતાના જ અંતરની વણપૂરી આશાની તૃપ્તિ હાથવેંતમાં થવાની હોય તેવા આનંદના ખબર બીજાને સંભળાવ્યા વિના શી રીતે રહી શકે ...?

એની આવી 'ગાલાવેલી'માં ખપે તેવી ટેવને લીધે ઘણીવાર પદમાના વર મગનલાલ એને ટોકતા, 'ત્રીશ વરસની થઈ પણ તારી 'છોકરમત' ન ગઈ હજુ...! આવી વાત કાંઈ જેને ને તેને કહેતા ફરાતી હશે...? લોકો ગાંડી ગણશે ગાંડી...!' ત્યારે પદમા ગાલ ફુલાવીને જવાબ વાળતી 'મને ગણશે કે તમને...? અને વાત કહી કહીને મારું મોઢું દુઃખવા આવશે...તમારું નહિ...!' 'લાખ સમજાવશો તો યે પદમા માનવાની નથી જ' એવું સમજતા મગનલાલ, 'ત્યારે મારે શું ...? કરનારા તારી કિંમત કરી જશે...!' એમ ટોણો મારીને મૂગા બની જતા...!

પદમાને બાળકો ખૂબ જ ગમતાં...એ પોતે પણ ભાઈ ભાંડુવાળા બહોળા કુટુંબમાં ઉછરી હતી. એને બધાં મળીને પાંચ બહેનો ને ચાર ભાઈ હતા. પદમા એના માબાપની—બે દીકરીઓ અને એક દીકરા પછીનું ચોથું સંતાન હતી. નાનાં ભાંડરડાંઓને રમાડવામાં જ મોટી થયેલી પદમા જ્યારે 'સાસુના એકના એક લાડીલા પુત્ર'ની પુત્રવધૂ બનીને સાસરે આવી ત્યારે, બાળકોના કિલકિલાટ વગરનું શાંત એકાંત ઘર એને માફક પણું નહોતું આવતું. પિયરમાં તો નાનકડાં ભાઈ-બહેનોનાં મસ્તી-તોફાન, ઝઘડા અને કિલ્લોલમાં વીતી જતો દિવસ, સાસરે આવ્યા પછી શેયે નહોતો વીતતો! એટલે તો માંડમાંડ વીતતો દિવસ ટૂંકો કરવા રસોઈ બનાવવા ઉપરાંત ઘરનું બધુ યે કામકાજ—વાસણ ઉટકવા, કપડાં ધોવા, અનાજ સાફ કરવું વગેરે બધુય, સાસુની સાફ ના હોવા છતાંયે પદમા જાતે જ કરતી તો યે જાણે સમય વધી પડતો...! ત્યારે પદમાને મનમાં થતું: 'એકાદું નાનકડું બાળક હોય તો એના લાલન પાલનમાં દિવસ ક્યાં જતો રહે એની પણ ખબર ન પડે...!'

એવા 'દિવસ ટૂંકા કરાવનારા લાલ'ની રાહ જોઈને દિવસો વીતાવતાં પદમા એવી પ્રતીક્ષા કરી કરીને થાકી પણ 'એનો લાડકવાયો' ન આવ્યો તે ન જ આવ્યો. 'દીકરાને ઘરે દીકરો જોઈ ને જ જાઉં...!' એવી તૃષ્ણાના બંધ આડે મોતને થંભાવીને જીવતાં પદમાનાં સાસુ પણ એક દિવસ, આશાનો તાંતણો તોડીને ચાલ્યા ગયા પછી તો, સવારના દશથી સાંજના સાત વાગ્યા સુધી બહાર રહેતા પતિની ગેરહાજરીમાં પદમાને ઘર ખાવા ધાતું...એકાંતની આગ એનું અંતર બાળી મૂકતી. સંતાનની ઇચ્છા જોર કરી કરીને પદમાનું હૈયું ઉછાળતી અને 'બધાને બાળકો આપ્યા ને મને જ કાં સાવ આમ કોરી રાખી...!' એવો નિસાસો નાખીને એ ભગવાનનાં છબી આગળ રડી પડતી...

કુદરતે સ્ત્રીનું હૈયું જ એવું સ્થિતિસ્થાપક ઘડ્યું છે કે વર્ષોના વહેવાની સાથે એની લાગણીઓના વહેણમાં પણ ફેરફાર થયા કરે છે. એક ઉંમરે સ્ત્રી એની આજુબાજુ સમવયસ્ક સખીઓનો કાફલો ઝંખે છે. બીજી ઉંમરે એને એના પતિ સિવાય બીજી વ્યક્તિની હાજરી પણ અકારી લાગે છે. ત્રીજી ઉંમરે એનું હૃદય ત્રીજા પોતીકા જણના સાન્નિધ્ય માટે બેચેન બને છે અને જીવનની છેલ્લી ઉંમરે એ



વળી પાછી એનાં સંતાનો વચ્ચે વિંટળાયેલી રહીને જ મરવાનું માગે છે.

પદમા એ ઉમરે એના સુખી દામ્પત્યજીવનની બોલતી ચાલતી તસવીર મેળવવા તલપાપડ બની હતી. એનું રોમેરોમ 'બા...!' એવા કર્ણમંજુલ પોકાર સાંભળવા તલસતું હતું...માતૃત્વ સ્ત્રીનું સુમંગલ તત્ત્વ છે તેમ માતૃત્વની ઝંખના સ્ત્રીની મોટામાં મોટી કમજોરી છે. જ્યારે સ્ત્રીના અંતરમાં ઉછાળા મારતા માતૃત્વનો કેસૂડો મહોરી ઊઠે છે ત્યારે એના સંસારની વસંત પુરબહારમાં ખીલે છે, પરંતુ એ જ માતૃત્વ અધૂરું રહે છે ત્યારે પાનખરની થપાટ વાગતાં પર્ણોના આંસુ સારતા વૃક્ષના ઠૂંઠાની જેમ સ્ત્રીનું હૈયું પણ ચડીયું જ બની જાય છે... હા...ક્યારેક આવી સંતાનવિહોણી સ્ત્રીઓના અંતરસ્તરોમાં વહેતી માતૃત્વની ગુપ્તગંગા પારકાં બાળકો પર ઢોળાય છે તો જીવતરમાં દેખાતી પેલી અપૂર્ણતાની અમંગલ અસર સમૂળગી તો નહિ પણ સારી એવી નાબૂદ થઈ જાય છે.

મા બનવા ઝંખતી પદમાના માતૃહૈયાએ પણ એવો જ રસ્તો પસંદ કર્યો હતો. અને એથી તો અકારૂં લાગવા માંડેલુ અપૂર્ણ જીવન એને 'જીવવા જેવું તો લાગતું જ હતું. 'પોતાનો લાલ તો કદાચ હવે ન પણ આવે' એ વાત મનને મનાવવા મથતી પદમાએ પારકાનાં બાળકોને પોતાનાં કરી લીધાં હતાં. જે શેરીમાં પદમા રહેતી હતી ત્યાં લગભગ બધાને ઘેર નાનાં બાળકો હતાં. પદમા એ સૌની માનીતી હતી. ઘેર મા-બાપને 'ત્રાહિ ત્રાહિ' પોકરાવનારાં તોફાની બાળકો પણ પદમાના એક વહાલભર્યા શબ્દે શાંત બની જતા. અને પદમા બાળકોને સગી માથીયે સવિશેષ લાડ લડાવતી. બાળકોનો પદમા સાથેનો આવો વ્યવહાર નિરખીને ઘણીવાર એમની માતાઓ પદમાને કહેતી, 'આ રોયાં છોકરાં પણ ખરાં છે...! જાણે પદમાબહેનના પેટે જ અવતર્યાં હોય તેમ એની પાસે કેવા ડહાડમરા બનીને બેસી જાય છે...!' ત્યારે પદમા જવાબ વાળતી, 'બહેન...! બાળકો તો બિચારાં પ્રેમનાં ભૂખ્યાં છે...! એમને મારી પાસેથી એ મળે છે એટલે રાજીના રેડ થઈ જાય છે...!'

આમ પારકાંનાં બાળકોને પ્રેમનો ભાગ વહેંચી દેતી પદમાના જીવનનો આ એક માત્ર આનંદ પણ એક દિવસ, એક પ્રસંગે ખૂંચવી લીધો... પદમા જેમના ઘરમાં ભાડે રહેતી હતી તે સંતોકમાની મોટી દીકરી આણું વળવા પિયર આવેલી. એની નાનકડી દીકરી ચૌલા પરાણે રમાડવી ગમે તેવી રૂપાળી હતી. પદમાને તો ચૌલા એટલી બધી ગમતી કે સવારમાં ઊઠીને પહેલાં એનું મોં ન જુએ તો ચા પીવી પણ ન ભાવે...! નાની ચૌલાને પણ પદમામાસી જોડે ખૂબ જ ફાવી ગયેલું. જ્યારે ને ત્યારે એ તો બસ પદમાની મેડી પર જ રમતી હોય. એને નવડાવવી, કપડાં પહેરાવવાં, માથું ઓળવું એ સઘળું કામ પદમા હોંશેહોંશે કરતી. તે દિવસે પદમાએ ચૌલાને નવડાવી, નવાં કપડાં પહેરાવીને રમકડાં જેવી બનાવી દીધેલી. એની નાની નાની કાળી આંખોમાં આંજણ આંજી, ગુલાબની પાંદડીઓ સમી કાનની ટીશીઓ નીચે મેશનાં ટપકાં કરી પદમાએ કહેલું, 'વાહ રે... મારી ચૌલા દીકરી...! આજે તું કેવી સરસ લાગે છે...!' એ નીચે વાસણ ઘસતાં સંતોકમાએ સાંભળેલું. એમાંયે જ્યારે પદમાએ, 'માશી...મને ભૂખ લાગી છે...!' એવું કાલું કાલું બોલીને 'મમ મમ' માગતી ચૌલાને, 'માશી નહિ...'બા' કહે તો ખાવાનું આપું...!' એમ કહીને વહાલથી બચી ભરતાં, પોતાને બા કહેવડાવવાનો ખૂબ જ આગ્રહ કર્યો ત્યારે સંતોકમા ચમકેલાં અને વાસણ ઘસવા પડતાં મૂકીને સીધાં મેડી ઉપર જઈ ચડ્યાં. ત્યારે હૈયામાં ઉછળી આવેલા પેલા માતૃત્વના ઉમળકાને મારગ આપતી હોય તેમ, ખોળામાં સુવાડેલી ચૌલાને, પોતાના પયવિહોણાં સત્ત્વહીન સ્તનોએ વળગાડીને પદમા મા બન્યાનો ઠગારો આનંદ મેળવતી હતી... ઉરની સરખંસી પર શરીરનું સાનભાન ગુમાવી ચૂકેલી પદમાના આ લાગણી આવેશને, 'વાંઝણી

સ્ત્રીનો સંતાન મેળવવાનો ટુચકો સમજતાં સંતોકમા, 'આમ પારકા વેતરે સુવાવડી નો બનાય ભાં... !' એવો દિલનો ડામ લગાવીને પદમાના ખોળામાંથી ચૌલાને ઝૂંટવીને ઝટપટ દાદર ઊતરી ગયાં ત્યારે પદમાનું અધૂરું માતૃત્વ આક્રંદ કરી ઊઠ્યું. અને એમાંયે નસીબજોગે, માથા ઉપરથી સાત વાર મીઠું ઉતારીને ચુલામાં નાખી નજર બાંધવા તથા કાંસાની થાળીમાં છાણ નાખી ઉપર વાટકો ચોંટાડી નજર બાંધવા છતાંયે, જ્યારે ચૌલા તે જ રાત્રે માંદી પડી ! ત્યારે 'નક્કી ઈ 'વાંઝણી'ની નજર લાગી મારી ફૂલ જેવી દીકરી માથે... !'. એમ બબડીને સંતોકમાએ પદમાને સેંકડો ગાળો સંભળાવી. આ બનાવ બન્યા પછી પદમા બાળકોની માતાઓની નજરમાં 'ટામણ ટુચકા' કરનારી તરીકે ચીતરાઈ ગઈ. 'એનો પડછાયો પડતાં આપણું બાળક હેબતાઈ જશે !' એમ માનીને સુવાસણો પદમા નીકળતી ત્યારે પોતાનાં સંતાનોને સંતાડી દેતી.

આવા સંજોગોમાં પદમા આપઘાતના વિચારો કરતી હતી ત્યાં જ જાણે ઈશ્વરે એના પર દયા વરસાવી અને પદમાનું પેટ વધ્યું... ! 'હવે તો મને પણ બાળક અવતરશે...થોડા દિવસ પછી હુંયે સુવાસણ બનીશ...પછી વાંઝણી ગણીને મને કોઈ મેણાં નહિ મારે !' એવી એવી અનેક કલ્પનાઓના રંગીન હીંડોળે હીંચકતું પદમાનું માતૃહૈયું હરખથી નાચી ઊઠતું અને એટલે તો એ સામે ચાલીને પોતાનો તિરસ્કાર કરતી સંતાનવાળી સ્ત્રીઓને આ સમાચાર કહી આવતી ને !

'પેટમાં બાળક હોય ત્યારે ભારે કામ ન કરવું' એવી કોઈ તાજી જ સુવાવડમાંથી ઊઠેલી સ્ત્રીની શિખામણ માનીને પદમાએ બીજે જ દિવસે, મહિને પાંચ રૂપિયા આપવાનું નક્કી કરીને કામવાળીયે રાખી લીધી. સાઠ રૂપિયાના પગારમાં માંડમાંડ બે જણનું પૂરું કરતા મગનલાલે આ વાત જાણી ત્યારે એમને કહેવાનું મન તો થઈ આવેલું કે 'એવી તે કઈ સાહ્યબી આપણે ફાટી નીકળી છે તે આવા આવા લાડ સૂઝે છે !' પણ પદમાના—'આ તો સુવાવડનો મામલો છે...વખત છે ને... પાણી ચડાવતા પગ લપસ્યો કે ભરેલી ડોલ ઉપાડતાં બળ પડ્યું ને ક્યાંક 'કસુવાવડ' થઈ જાય તો... મારું તો રતન રોળાઈ જાય ને...!' એવા શબ્દો સાંભળીને મગનલાલના શબ્દો મોંમાં જ રહી ગયા. 'આવનાર મહેમાન'નું આટલું બધું ધ્યાન રાખનારી પદમાએ પછી તો એના સ્વાગતની ઝડપથી તૈયારીઓ શરૂ કરી દીધી. મહિના ગણીને એણે મેળ- મેળવ્યો કે આવશે ત્યારે તો પોષની કડકડતી ઠંડી હશે. 'એવી ટાઢમાં મારો કુમળો લાલ ઠુંગરાઈ જ જાય ને...!' એમ લાગવાથી પદમાએ બજારમાંથી ઊન ખરીદીને નાનકડાં સ્વેટર-મોજાં અને વાંદરટોપી પણ ગૂંથી કાઢયાં. મગનલાલને રોજરોજ ટોકી ટોકીને દૂધ પાવાની 'કાચની શીશી' પણ મંગાવી લીધી...! આમ ને આમ ખોળાના ખુંદનારના આગમનના દિવસો ગણતી પદમાને છઠ્ઠે મહિને ઓચિંતાનો પેટમાં સખત દુઃખાવો ઊપડ્યો. આવી બાબતોના અનુભવીઓની સલાહ પ્રમાણે મગનલાલે રાતોરાત પદમાને હૉસ્પિટલમાં દાખલ કરી. બીજે દિવસે અસહ્ય પીડાથી બેશુદ્ધ બની ગયેલી પદમાનો 'ઍક્ષ-રે' લેવાયો અને બે-ચાર મોટા ડૉક્ટરોએ મળીને છેવટે એના પેટનું ઑપરેશન કરવાનો નિર્ણય લીધો. પદમાને 'ઑપરેશન-હૉલ'માં લઈ ગયા. 'ઑપરેશન થીએટર'ની બહાર લૉબીમાં, પાટલી પર બેસેલા શૂન્યમનસ્ક મગનલાલના મનનાં હૃદય અનેક જાતના વિચારો ઘૂમરી લેતા હતા. અંતે દોઢ કલાકે 'ઑપરેશન રૂમ'નું બારણું ખૂલ્યું. સફેદ કપડાં પહેરેલી એક ફુટડી નર્સે બહાર નીકળીને હસતા મોંએ વધાઈ આપી : 'દરદી બચી ગઈ છે... !'

'અને બાળક...?' મગનલાલે આતુરતાથી પૂછ્યું.

'બાળક...!' નર્સના કપાળે કરચલીઓ પડી, 'કેવું બાળક...! તમારી પત્નીના પેટમાં ગર્ભ નહિ પરંતુ સાત પાઉંડ વજનની 'એબ્ડોમિનલ' ગાંઠ હતી !



સારું થયું કે તમે વખતસર આવ્યા...નહિતર કદાચ... 'ઓપરેશન' 'ફેઈલ' જાત...!' પતંગિયાની પેઠે નર્સ વૉર્ડ તરફ ચાલી ગઈ. એની પાછળ સૂતેલી પદમાવાળું 'સ્ટ્રેચર' દોરીને બીજી નર્સ નીકળી. પદમાની થાકેલી બીડાયેલી આંખોના ભારે પોપચાં મગનલાલ બેધ્યાની માફક જોઈ રહ્યા. એમની આંખોમાંથી 'સંતાનની આશા' એ આંસુ બનીને ટપકી પડી. અને અઠવાડિયા પછી ઘેર જવાની રજા મળતાં, હૉસ્પિટલમાંથી વિદાય થતાં પહેલાં 'કીડની સ્ટોન,' 'આયબોલ્સ,' અધૂરા ગર્ભ અને એવા અનેક 'સ્પેસીમેનો'થી ભરેલી કાચની બરણીઓવાળા, સર્જનોની શસ્ત્રક્રિયાના પ્રદર્શન સમા રેકમાં પડેલી એક બરણી દેખાડતાં મગનલાલે કહ્યું, 'જો...આ તારા પેટમાંથી કાઢેલી મોટી...ગાંઠ...!' ત્યારે બે ઘડી તો એ ગાંઠને ટગર ટગર જોઈને પછી પદમાએ અચાનક જ એ બરણી બે હાથે પકડીને છાતી સાથે ચાંપતા બૂમ પાડી: 'મારા લાલ ...મારા દીકરા...! હું તને ઘેર લઈ જઈશ...!'

અને બરણી લઈને ભાગેલી પદમા દાદરો ઊતરતા પગથિયું ભૂલી...ને ગબડતી નીચે જઈ પડી...! નીચે ઊતરીને મગનલાલ એની પાસે પહોંચે તે પહેલાં તો એના પ્રાણ ઊડી ગયા હતા...પદમાની નિશ્ચેતન છાતી પર પેલી સાત શેરની 'હરખપદુડી' ગાંઠ પડી હતી...

★

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**જીવનરંગ:** ધૂમકેતુ. પાનાં ૩૧૫. સાડાચાર રૂપિયા. **રતન:** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૩૦૧. સાડાચાર રૂપિયા. **શકુંતલાનું ભૂત:** ચિનુભાઈ પટવા. પાનાં ૧૬૯. ત્રણ રૂપિયા. **જિબ્રાનની જીવન-વાટિકા:** ધૂમકેતુ. પાનાં ૨૪૮. સાડાત્રણ રૂપિયા. **આપણાં ખંડકાવ્યો:** સં. ધીરુભાઈ ઠાકર, ચિમનલાલ ત્રિવેદી, ચંદ્રશંકર ભટ્ટ. પાનાં ૨૯૩. ચાર રૂપિયા.—પાંચેયના પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **નારીકુંજ:** વિદ્યાબેન ર. નીલકંઠ. પાનાં ૧૨૦. એક રૂપિયો. **મધ્યયુગની સાધનાધારા:** પાનાં ૧૧૫. બે રૂપિયા. **તમીળી વિજ્ઞાનમાં આધુનિક પ્રગતિ:** ડૉ. દલસુખભાઈ કા. શાહ. પાનાં ૪૮. ૭ આના. **અધ્યાત્મ વિચારણા:** પં. સુખલાલજી સંઘવી. પાનાં ૧૬૫. ત્રણ રૂપિયા.—ચારેયના પ્રકાશક: ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. **મધુસંચય:** કાકાસાહેબ કાલેલકર. સં. કનુભાઈ વોરા. પાનાં ૧૯૨. સાડાત્રણ રૂપિયા. **વેરવસૂલ:** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૧૪૮. બે રૂપિયા. **બેન્જામિન ફ્રેન્કલિન:** રોજ બર્લિંગેમ. અનુ. મગનભાઈ નાયક. પાનાં ૧૮૮. બે રૂપિયા. —ત્રણેયના પ્રકાશક: વૉરા એન્ડ કંપની પબ્લિશર્સ પ્રા. લિમિટેડ, મુંબઈ–૨. **ખલીલની શાયરી:** ઇબ્રાહીમ સુલેમાન સમેજા 'ખલીલ.' પાનાં ૧૧૦. એક રૂપિયો. ખલીલ સ્મારક સમિતિ, ભાવનગર. **સાધના:** નવલભાઈ શાહ. પાનાં ૨૬૪. ચાર રૂપિયા. જીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **કવિતા ૧૯૫૬:** સં. સુરેશ દલાલ. પાનાં ૬૪. એક રૂપિયો. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિમિટેડ, મુંબઈ–૨. **કેળવણી વિવેક:** કિ. ઘ. મશરૂવાળા. પાનાં ૧૪૦. એક રૂપિયો. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **વિજ્ઞાન પ્રવેશિકા:** રીચર્ડ બી. ગ્રેગ. અનુ. બંસીધર હી. ગાંધી. પાનાં ૧૦૮. સવા રૂપિયો. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૧૪ **જીવનનું વલોણું:** ધીરજબહેન પારેખ. પાનાં ૧૯૦. ત્રણ રૂપિયા. ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. **આવા હતા બાપુ [ ભાગ ૧–૨ ]:** સં. રતિલાલ–અનિલ. પાનાં ૩૨ + ૩૨. રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ. આઠ આના.

★





ઈશ્વરભાઈ પટેલ

# આદર્શ શાસક

લોકશાસનની આપણી પદ્ધતિને, એક નાનકડા પ્રદેશના લોકોએ ચૂંટેલા નેતાનું આ જીવન અનોખી વાત કહી જાય છે. અંગ્રેજી પરથી તૈયાર થયેલો આ લેખ આપણા રાજ્યકર્તાઓ અને નેતાઓને પડકારૂપ નીવડે તેવો ઉપયોગી અને આદર્શ તરીકે રાખવા જેવો પણ છે...

એ હતો સાડી બાવીસ લાખની જનતાનો જંગી બહુમતીથી ચૂંટાયેલો નેતા ને રાજ્યનો ગવર્નર. એને ચિંતા એ વાતની થતી હતી કે એનો પક્ષ ચૂંટણીમાં વિશાળ બહુમતીથી ચૂંટાયો. પરિણામે પોતાના અંગત સાથીદારોને બોલાવી એણે હૃદયવ્યથા ઠાલવી, 'આ તો આપણો પક્ષ અતિ લોકપ્રિય નીવડયો! હવે શું થાય?' સાથીદારોએ જવાબ વાળ્યો, 'લોકોએ આપણને આટલા બધા મત આપ્યા એમાં આપણો શું વાંકગુનો? ને એ તો લોકોના હાથની વાત! આપણે એમાં શું કરી શકીએ?' છતાં એનું મન માન્યું નહીં એટલે એણે ઉમેર્યું, 'કંઈ વાંધો નહીં. તંદુરસ્ત લોકશાહીને મજબૂત વિરોધપક્ષની જરૂર રહે છે.' એટલે એણે રાજ્યના બંધારણમાં ફેરફાર સૂચવ્યો જેનાથી દરેક સ્થાનિક ધારાસભામાં વિરોધપક્ષને ઓછામાં ઓછી ત્રીજા ભાગની બેઠકો મળી જ શકે. આ સુધારો હાલ કાયદાનું રૂપ પામી રહ્યો છે. દરમિયાન કેન્દ્રીય ધારાસભામાં તો એ અમલમાં પણ આવી ગયો છે.

વિરોધપક્ષની આવી જરૂર સ્વીકારી તેને બંધારણીય સ્થાન આપનાર આ મુત્સદ્દી તે કેરેબિયન સમુદ્રમાં આવેલ દ્વીપ સમૂહોમાંના પોર્ટરિકો ટાપુનો ગવર્નર ને ત્યાંની પોપ્યુલર ડેમોક્રેટીક પાર્ટીનો નેતા લુઈસ મુનોઝ મરીન. એ જન્મે કવિ ને કર્મે રાજકારણી છતાં એનું રાજકારણ કવિતામય એ હિસાબે છે કે જેમ કવિ બધા છંદ, માત્રામેળ કે શબ્દને તોડી શકે તેમ એણે રાજકારણમાં સૌ રૂઢિઓને તિલાંજલિ આપવા માંડી છે. અરે, એમ જ કહોને કે એની પ્રથા એ પ્રથા તોડવી તે છે. અઠાવન વરસના ઊંચા, પડછંદ કાયના એ માણસે, પોતાના દેશબાંધવોના જીવનધોરણને ઊંચું લાવવા, કંઈ કંઈ અવનવી વાતો અજમાવી છે.

એક વખત પોતાની એક ચૂંટણીસભામાં એકત્રિત થયેલા ખેડૂતમંડળને એણે પોર્ટરિકોના નિસર્ગસૌંદર્ય પર રસનરબોળ વાત કરી સૌ કિસાનો ખુશખુશ થઈ ગયા એટલે મુનોઝે એમને ટપકો આપ્યો, 'અરે, આ રાજદ્વારી પુરૂષોના આવા શબ્દલાલિત્ય પર વારી જઈએ નહીં', એ તો ઘણી વખત પોલો વાણીવિલાસ હોય. એમનો ભરોસો કરીએ નહીં, માશે પણ નહીં.'

પોર્ટરિકોના ઉદ્યોગ વિકાસાર્થે જ્યારે ખાનગી મૂડીપતિઓ આગળ આવ્યા નહીં ત્યારે એણે પોતે સરકારી ધોરણે સીમેન્ટ, કાચ, કાગળ, બૂટ અને માટીકામની ફેક્ટરીઓ શરૂ કરી. આ ફેક્ટરીઓએ ઉત્પાદન શરૂ કર્યું.

એટલે એ બધી પોતાના રાજકીય શત્રુ અને દેશના આગેવાન ધનપતિ લુઈસ ફેરીને વેચતાં એણે ઉદ્ગાર કાઢેલા, 'ફેરી રાજકારણ કરતાં ઉદ્યોગમાં ઘણી વધારે પાકી સમજ ધરાવે છે.'

આ ગવર્નર પોતાના અંગત તેમજ જાહેર કાર્યોમાં કોઈ રિવાજથી બંધાયેલ રહેતો નથી એટલે તો કોઈ ખેડૂત સાથે એ પલાંઠી વગાવી કલાકો સુધી વાત કરી શકે છે. તો કોઈ પરિષદ ચાલતી હોય ને અસ્તાચલમાં નમતી વખતે સૂર્ય ભગવાન ક્ષિતિજમાં રંગકલાના છાંટણાં કરે તો એ સૌંદર્યપાન અર્થે એ પરિષદ થોડો વખત મુલત્વી રાખે. અરે! એની વાતચીતમાંય વારંવાર કાવ્યોક્તિ અને ધર્મનિંદા આવી જાય.

એના પક્ષે સને ૧૯૪૦માં રાજ્યનાં સૂત્રો હાથ લીધાં ત્યારે પોર્ટરિકો ટાપુ કેરેબિયન સમુદ્રનું એક ઉકાળિયું ધામ હતું. રોગ ને ગરીબીનો અખાડો. પંદર વરસના મુનોઝના વહીવટનું આંખે ઊડી વળગે તેવું પરિણામ



એ છે કે દરેક કુટુંબની સરેરાશ વાર્ષિક આવક ૧૧૦ ડૉલરથી વધી ૨૩૧૦ ડૉલર પર પહોંચી છે. સાંકડા, નીચા, અંધારિયા ઘરવિસ્તારોને સ્થાને ઓછા ભાડાનાં આધુનિક મકાનો ઊભાં થયાં છે ને લાખ ઉપરાંત મજૂરો તેમાં સુખચેનથી વસે છે. ફરજિયાત કેળવણીને કારણે નિરક્ષરતાનું પ્રમાણ ૩૨% થી ઘટી ૧૮% પર આવી લાગ્યું છે. મેલેરિયા, ચામડીના રોગો, અને ટાપુ પરની વસ્તીનો ઘાણ કાઢતા અતિસાર ને વરમ જેવા રોગ કાબૂમાં લેવાયા છે, અને ૧૯૪૦માં સરેરાશ આયુષ્ય જે ૪૬ વરસનું લેખાતું, તે આજે વધીને ૬૪ પર પહોંચ્યું છે.

આવા આ મુનોઝનો જન્મ પોર્ટરિકોમાં થયેલો. જ્યારે એના પિતા અમેરિકા કોંગ્રેસમાં પોર્ટરિકાના મતવિહોણા પ્રતિનિધિ નીમાયા ત્યારે બાર વરસની ઉંમરે એ વૉશિંગ્ટન પહોંચ્યો. શાળામાં એ તેજસ્વી વિદ્યાર્થી તરીકે પંકાયો ને ચૌદ વર્ષે તો જ્યોર્જ-ટાઉન વિદ્યાપીઠમાં દાખલ થયો. પણ યુનિવર્સીટીને તિલાંજલિ આપી એ ઘણો વહેલો ગ્રીનીચ ગામમાં પહોંચી ગયો. ને ત્યાં અંગ્રેજી ને સ્પેનીશ એ બે ભાષામાં કવિતાઓ લખી પરાણે પૂરું કરવા લાગ્યો. સને ૧૯૩૧માં એ પાછો પોર્ટરિકો પહોંચ્યો અને પોતાના પિતાના લિબરલ પક્ષમાં જોડાઈ, દેશની સેનેટમાં સભ્ય તરીકે ચૂંટાયો.

એ દેશમાં એવી રૂઢિ પડી ગઈ હતી કે ખેડૂતો પૈસા લઈને જ મત આપતા. કેટલીક વખત તો પોતાની આ પદ્ધતિ કામીયાબ નીવડે છે કે કેમ તેની ખાત્રી કરવા રાજદ્વારી નેતાઓ પૈસા આપી ખેડૂતોને એટલું જ કહેતા કે તમે મત આપશો જ નહીં. આ અનિષ્ટ રૂઢિને તોડવા મુનોઝે બીડું ઝડપ્યું. ટાપુનાં દૂરદૂરનાં સૌ નાનાં મોટાં ગામના લોકોને આ અંગે વાત કરવા એણે પૂરા આઠસો સાડત્રીસ દિવસ ફરી આખો દેશ માથે કર્યો. એ આ ખેડૂતોને કહેતો, 'મતથી ઉપજેલા બે ડૉલર તમારા કુટુંબનાં ભૂખ્યાં પેટ કદાચ ઠારશે પણ તમારે વિચાર એ કરવાનો છે કે તમે એ ડૉલરને મહત્વ આપશો કે ન્યાયને? બન્ને તો તમને મળશે નહીં.'

એની જેહાદ ફળી. એણે એનો પોતાનો પોપ્યુલર ડેમૉક્રેટીક પાર્ટી નામનો પક્ષ સ્થાપ્યો. આ પક્ષ સને ૧૯૪૦માં ચૂંટણી જીતી ગયો ને ત્યારથી આજ સુધી દેશના સત્તાનાં સૂત્રો એની રાહબરી નીચે સંભાળતો આવ્યો છે. સને ૧૯૪૮માં જ્યારે દેશને પોતાનો ગવર્નર ચૂંટવાનો અધિકાર પ્રાપ્ત થયો ત્યારે પોર્ટરિકોના લોકોએ જંગી બહુમતીએ મુનોઝને ચૂંટ્યો. ચાર વરસ પછીના મતદાનમાં એને એથીયે વિશાળ બહુમતી મળી. કારણ કે રાજ્યના વડા તરીકે દેશની સ્થિતિ સુધરે તેવું દરેક પગલું ભરવા એ તત્પર રહે છે. ખાંડની કંપનીઓ પાસેથી ખરીદેલી પચાસ હજાર એકર સરકારી જમીન એણે ભૂમિહીન ખેડૂતોને વહેંચી છે. એની ગ્રામવીજળીકરણની યોજનાને કારણે સેંકડો ગામડાં વીજળીપ્રકાશ પામ્યાં છે. એણે સંખ્યાબંધ દવાખાનાં, ઇસ્પિતાલો, શાળાઓ, બગીચાઓ ને રમતનાં મેદાનો ઊભાં કર્યાં છે ને અમેરિકન સરકારની સહાયથી ટાપુ પર ૯૩૦ માઈલ રસ્તા બાંધ્યા છે.

એક દિવસ એક વૃદ્ધ એની પાસે આવી લાગ્યો, 'મારે મારું ઝૂંપડું ઠીક કરવું છે પણ આપમેળે કરી શકું તેમ નથી.'

ગવર્નરે પૂછ્યું, 'તારા પડોશીઓ પણ તારા જેવા જ છે?'

ડોસાએ ડોકું હલાવ્યું.

મુનોઝે તાત્કાલિક એક યોજના ઘડી કાઢી. એ યોજનાનુસાર નાના કૉન્ટ્રાક્ટના બંગલા માટે દિવાલને છાપરું ઊભું કરવામાં સરકાર સહાય કરવા લાગી. બાંધકામનિષ્ણાતો લોકોને ઘરકામ કરતાં શીખવવા લાગ્યા. પડોશીઓ એકઠા મળી સહકારથી સપ્તાહને અંતે સાંજે કામ કરવા લાગ્યા. આમ જે કુટુંબ હાથ લાંબો કરવા લાગ્યું તેને હપ્તે હપ્તે ભરવાના એવા કુલ ૧૫૦ ડૉલરમાં ઘર પડે તેમ ગોઠવણ કરી અને આમ ત્રણ હજાર કુટુંબોને એણે પોતાનું ઘર આપ્યું.





થોડા વખત પર એના કેળવણી પ્રધાન એની પાસે શાળાઓ માટે મકાનની ધા નાખતા આવ્યા. પૈસા પૂરતા નહોતા એટલે મુનોઝે સૂચવ્યું કે આપણે પાયા ને છાપરું બે કરી આપો ને દિવાલનાં સાધનો આપો. વળી માબાપોને જણાવો કે હવે મકાન પુરું કરવું એ એમનું કામ છે.

પ્રધાન એક ગામમાં એક મકાન અખતરારૂપે બાંધવા તૈયાર થયા. એને વાલી ને વિદ્યાર્થીવર્ગનો એવો ઉત્સાહભર્યો સહકાર મળ્યો કે હવે કોડીબંધ એવાં મકાનો ઊભાં કરવાની યોજના ગતિમાન થઈ ચૂકી છે.

પોતાના દેશની આર્થિક સ્થિતિ સુધારવા એણે એક ઓર નુસખો અજમાવ્યો. એણે એવું ઠરાવ્યું કે જે કોઈ અમેરિકન કંપની નવો ઉદ્યોગ શરૂ કરશે તેને દસ વરસ સુધી કરમુક્તિ પ્રાપ્ત થશે. કેટલાક કિસ્સામાં તો એણે પોતે ફેકટરીઓ બાંધી અમેરિકન કંપનીઓને ચલાવવા સોંપી દીધી છે. દેશમાં પ્રવાસીઓને આકર્ષવા એક વૈભવશાળી હોટેલ જોઈએ પણ કોઈ ધંધાદારી માણસ આવડી મોટી રકમ રોકતાં વિચાર કરે એટલે એણે પોતે સરકારી પૈસે પંચોતેર લાખ ડોલરને ખર્ચે એક ભવ્ય હોટલ બાંધી ને નફામાં ભાગીદારી કરાવી હિલ્ટન હોટલ કંપનીને તેનો વહીવટ સોંપ્યો. આ રીતે એણે પાંત્રીસ હજાર દેશવાસીઓને ધંધો આપ્યો. પાંચસો જેટલી પેઢીઓ ઊભી કરી છે. પરિણામે હવે જનરલ ઈલેકટ્રીક, રેમીંગ્ટન રેન્ડ જેવી કંપનીઓ પગપેસારો કરતી થઈ છે. ફક્ત આગલે વરસે ખેતી કરતાં ઉદ્યોગની આવક વિશેષ થઈ છે.

આ ટાપુ સને ૧૮૦૮ ની સાલમાં અમેરિકનાં સંયુક્ત સંસ્થાનોના કબજામાં આવ્યો તે પછી ૧૯૧૭ માં તેમણે ટાપુને અમેરિકન નાગરિકત્વ બક્ષ્યું. પણ સામાજિક ધારાસભાએ પસાર કરેલા કાયદા રદ બાતલ કરવાની સત્તા રાખી મોટા ભાગના પોર્ટરિકોના વતનીઓને પૂર્ણ સ્વરાજ જોઈતું હતું જ્યારે કેટલાક સમવાયતંત્રની હિમાયત કરતા હતા.

મુનોઝ સમજ્યો કે હાલ તુરત જો સ્વતંત્ર થઈશું તો અમેરિકાની જગાત દિવાલો-આયાત ને નિકાસ બંનેના વેપારમાં પોર્ટરિકોના આર્થિક રીતે ખરાબી કરી નાખશે. એટલે એણે પોર્ટરિકો માટે બ્રિટિશ રાષ્ટ્ર સમૂહના દેશો જેવું સ્વતંત્ર સહાયક સભ્યપદ મળ્યું. એ કોમનવેલ્થના રાષ્ટ્રનું પદ કોંગ્રેસે આપ્યું પછી સને ૧૯૫૧માં લોકોએ ત્રણ વિરુદ્ધ એક મતે એને મહોર મારી અને આજે પોર્ટરિકો યુ. એસ. એ. નું એક સમૃદ્ધ રાષ્ટ્ર છે.

મુનોઝને વાર્ષિક ૧૦૬૦૦ ડોલરનો પગાર મળે છે. ત્રણ વરસ પહેલાં ધારાસભાએ તેનો પગાર વીસ હજાર ડોલર પર લઈ જવાનું વિચાર્યું. પણ એણે જાહેર કર્યું કે એ એ બીલને નામંજૂર કરવા 'વીટો' વાપરશે. એટલે ધારાસભાએ એની પદવીનો પગાર વધાર્યો પણ ઉમેર્યું કે એના હાલના પદવીધારીને આ વધારો લાગુ પડશે નહીં. આજે એના પ્રધાનમંડળના સભ્યોની આવક એના કરતાં વધારે છે!

મુનોઝ રાજકીય દળબંધી કે દળદબાણોથી પણ મુક્ત છે. એ પોતે મજૂર મતથી ચૂંટાયો, મજૂર હિતવર્ધનનો હિમાયતી છતાં એને લાગે કે આ મજૂર મંડળો એવું ખોટું પગલું ભરી રહ્યા છે ત્યારે એ એમનો જાહેર વિરોધ કરતાં કદી અચકાતો નથી. હમણાં જ જ્યારે આ મંડળોએ બસ-હડતાલ પાડવા ઠરાવ્યું ત્યારે એણે પોતે રાષ્ટ્ર જોગું પ્રવચન કરી એને વખોડી કાઢ્યું ને બે દિવસમાં હડતાલ તૂટી પડી.

એની સામે સૌથી કડક ટીકા એ થઈ શકે તેમ છે કે એ પોતે જ આખી સરકારનું સંચાલન કરવા મથે છે. પોતાના સહકાર્યકરો પર એની એવી ચાંપતી દેખરેખ હોય છે કે એની સંમતિ સિવાય કોઈ કશું કરી શકે નહિ. આમ છતાં એ પોતે એક ઝડપી નિકાલ લાવનાર વહીવટકર્તા છે તેવુંયે નથી. એ અઢાર કલાક કામ કરે છે છતાં ઘણો ટાઈમ નજીવી બાબતો પર બગાડે છે. કદીક કંટાળી એના મદદનીશો એને ઝડપી નિકાલ માટે વિનંતી કરે તો



એનો 'હંમેશનો જવાબ એ છે કે હું તો કવિ છું. મારી પાસે આથી વિશેષ તમે શી આશા રાખો છો?

આજે એ એના સરકારી નિવાસસ્થાને એક મોટા કિલ્લામાં રહે છે. ગ્રામવિસ્તારમાં ૨૬૦૦ ફૂટ ઊંચી ટેકરી પર એનું એક બીજું સરકારી નિવાસસ્થાન પણ છે છતાં એને ગમે છે એનું પોતાનું નાનું સરખું મકાન ને એની આજુબાજુની ઝાડી. એ વારંવાર કહે છે કે એ પોતે નિવૃત્ત થઈ ત્યાં રહેશે ને કવિતા લખશે. એ દિવસ જેટલો વહેલો આવે તેટલું સારું એમ એની ઝખના છે.

પણ એને સૌથી મૂંઝવનાર સવાલ એ છે કે એનો દેશ હજુ સર્વ પ્રકારે પગભર નથી. દેશની વસ્તી વધતી રહે છે. આજે દરેક ચોરસ માઈલે ૬૫૦ જનસંખ્યા તો છે જ અને એ રીતે દુનિયાના સૌથી ગીચ વિસ્તારોમાંનો એક એ છે. આ સૌને ખાવા-પીવાનું, ઓઢવા પાથરવાનું ને રહેઠાણ પૂરાં પાડવાં એ નાનસૂની વાત નથી.

આ માટે એણે ખેડૂતોમાં સહકારી ચળવળને વેગ આપ્યો છે, પરદેશી ઉદ્યોગપતિઓને દેશમાં આવકારી એમની પાસેથી ઓછા ખર્ચે વધુ ઉત્પાદન કરવાની રીતો પોતાના દેશબાંધવોને શિખવવા મથે છે, અને ખોરાકની કિંમત ઘટાડવા કંઈ કંઈ યોજના આગળ ધરે છે. સરકારી દવાખાનાંઓમાં સંતતિનિયમનનો પ્રચાર કરવા એણે સૂચના આપી છે ને વધુ પોર્ટોરિકોનિવાસી અમેરિકામાં જઈ સ્થિર થાય એવી ચળવળને પણ એનો ટેકો છે. કારણ, એ કહે છે કે અમે જો વસ્તી પર નિયમન નહીં મૂકીએ તો એ વસ્તીના ભારણથી આખો ટાપુ દરિયામાં ડૂબી જશે. હાલમાં મુનોઝે પોતાનું સઘળું ધ્યાન પોતાના દેશવાસીઓને પોતાની જરૂરિયાતો ઓછી કરવા માટે સમજાવવા પર કેન્દ્રિત કર્યું છે. તે અર્થે એ રેડિયો, ટેલીવીઝન, શાળાના કાર્યક્રમો સૌ ઝડપી લે છે અને સર્વ સ્થળે એનો પ્રધાનસૂર એ જ નીકળે છે કે આપણો દેશ કદી માલદાર થવાનો નથી એટલે આપણે એક સુઘડ જીવન જીવતાં શીખીએ, આપણાં બાળકો માટે કેળવણીની યોગ્ય વ્યવસ્થા કરીએ ને ઘડપણ સુખચેનમાં વિતાવી શકીએ એટલી ગોઠવણ કરીએ તો પૂરતુ છે. આપણા માલદાર પડોશીઓની (અમેરિકાની) દેખાદેખી માટે અમણે ઠસાવ્યું કે એ ભોગવે છે તે બધી સુખસગવડની લાલસામાં પડી આપણે દુઃખ ન ભોગવીએ એ જ આપણે જોવાનું છે.

અમેરિકા સાથે એને ગાઢ નાતો—સંરક્ષણ ને પરદેશનીતિમાં એમને આધીન હોવાથી,—હોવા છતાં એ કોઈનીય શેહમાં તણાય એવો નથી થોડા વખત પહેલાં એના દેશમાં એક આંતરરાષ્ટ્રીય પરિષદ ભરાવવાની હતી ત્યારે અમેરિકન સરકારના ઉચ્ચ અધિકારીઓએ જણાવ્યું કે દુનિયાની મહાન સત્તાઓના પ્રતિનિધિઓની ખુરસીઓ બીજાના કરતાં ઊંચી મૂકવી. મુનોઝનો પિત્તો એવો ગયો કે એ તો પ્રમુખ આઈઝનહોવર પાસે જ પહોંચ્યો અને પોતાની સખત નાપસંદગી જાહેર કરી. એટલે પ્રમુખે પૂછ્યું, 'આ તુક્કો કોને સૂઝ્યો?' મુનોઝે જવાબ વાળ્યો, 'એ તો મને ખબર નથી પણ બધા એના પર અડીને બેઠા છે.'

પરિષદ ભરાઈ ત્યારે સૌ રાષ્ટ્રોના પ્રતિનિધિઓ મંચ પર સમાન બેઠકે બેઠા. મુનોઝ હોય ત્યાં સુધી સૌ સમજે છે કે આટલું તો જાળવવું જ પડશે.

મુનોઝને માટે એ કંઈ નાનીસૂની સિદ્ધિ નથી.

★

નૈતિક ઉપદેશ જો ઈશ્વરી પ્રેરણાવાળી વિભૂતિ સાથે સંકળાયેલો ન હોય, તો તેમાં કશું પ્રાણબળ જ રહેતું નથી. પહેલાં પ્રાપ્ત થયેલ વેગ ઉપર માત્ર નીતિ થોડો વખત ગતિમાન રહે ખરી; પરંતુ એ વેગ પૂરો થઈ જાય તેની સાથે જ તે અટકી પડે, અને પછી સ્વાર્થી હેતુઓ જ બાકી રહે. રાષ્ટ્રીય પ્રગતિ અને સમૃદ્ધિ માટે કુમળી અને અસર થઈ શકે એવી ઉંમરે અપાતું ધાર્મિક શિક્ષણ, મારે મતે, અતિ આવશ્યક છે.

—ચક્રવર્તી રાજગોપાલાચાર્ય





અરવિંદ ગોખલે

# નિર્વાસિતા

આ કોઈ હિજરતી પાકિસ્તાનવાસી અબળાની કહાણી નથી. આ તો અહીં જ રહીને જીવનભર રીબાઈ પીસાઈ જતી એક હિંદી નારીની કહાણી છે. ઊર્મિ માટે ખાસ ગુજરાતીમાં શ્રી. ગોપાળરાવ વિદ્વાંસે ઉતારેલી આ વાર્તામાં નાયિકા સુમિત્રાને લેખકે જે રીતે ચીતરી છે તેવી કેટલી બધી 'નિર્વાસિતા'ઓ સમાજમાં નજરે ચડે છે......

એ નિર્વાસિતા છે! અને નવાઈની વાત એ છે કે એણે મુસલમાન કહેવાય એવા કોઈ ઈસમને જોયો નથી. એને એનો આછો સ્પર્શ પણ થયો નથી. હુસેનશેઠને કારણે એનો કંકુનો ચાંદલો ભુંસાઈ ગયો છે. અને સંસાર ઉજ્જડ થઈ ગયો છે; પણ હુસેનભાઈ અગર તો તેના બીજા કોઈ ધર્મ-ભાઈની સામેથી પણ તે પસાર થઈ નથી. પંજાબ બંગાળના ટુકડાઓ કરવામાં આવ્યા અને લાખો માનવીઓની જન્મભૂમિ તેમની પાસેથી ઝૂંટવાઈ ગઈ, પણ સુમિત્રાએ પંજાબ જોયો નથી કે બંગાળ જોયો નથી, દિલ્હી અને કલકત્તાનાં નામ એણે માત્ર કાને સાંભળેલાં છે. આ દેશની ભૂગોળ અને ઇતિહાસથી તે ઘણે અંશે અપરિચિત છે. એણે નકશો જોયો નથી કે મુસલમાનોની સવારીઓ વિષે કંઈ જાણતી નથી જ. ઝીણાનું નામ પણ એને અપરિચિત છે. અનેક, ઘણી મોટી સંખ્યામાં પંજાબી તેમજ બંગાળી અબળાઓની બેઆબરૂ કરવામાં આવેલી તે પણ તે જાણતી નથી! અને છતાં આ તમામ ઘટનાઓનું એ બલિદાન બની છે! પાકિસ્તાનની પ્રચંડ જવાળા તેને પણ દઝાડી ગઈ છે, અને ભાગલાને કારણે જ્યાં ત્યાં ભટકવાનું દુર્ભાગ્યે એને નસીબે જડાયું છે!

દેશમાંહેની આ મહાન ઊથલપાથલ સાથે સુમિત્રાને લેવાદેવા ન હતી, પણ છતાં એ રસોઈ બહુ સુંદર કરી શકતી. અને એને માટે જિંદગીમાં એ બિના જ બહુ જ મહત્વની હતી. કોંકણના એક ગામડામાં માસીને ઘેર રહ્યાં રહ્યાં દસ-પંદર પેટ માટે એ વખત ભાતનાં તપેલાં ઉતારવાં, નાળિયેરની જાતજાતની વાનીઓ બનાવવી, વાર-તહેવારે નાનાં મોટાં પકવાનો બનાવવાં, એમાં તે રચી-પચી રહેતી હતી. એની આડે એને કંઈ નવરાશ ન હતી, તેમ મનને અને શરીરને આરામ આપવાનું કંઈ સાધન ન હતું. નવરાશના વખતમાં તે રંગોળી પૂરતી અગર તો માસીના દીકરાઓની શેતરંજની રમત બેઠી બેઠી જોતી. એ જડ પ્યાદાં અને નાળિયેરની સુગંધી વાનીઓમાં જ એણે સોળ સત્તર વર્ષ કાઢ્યાં હતાં—રસોયણની પેઠે.

મા-બાપ વિનાની એ છોકરીનો માસીને રસોયણ તરીકે સારો લાભ હતો. ધાઘરી પહેરતી ત્યારે તે પાટલાઅબોટ કરતી, એ ઉપરાંત પણ ઘરમાં લીંપણ કરવાનું છે, પતરાવળાં બનાવવાનાં છે, નાળિયેર ગણી દેવાનાં છે, વગેરે કામ તો હતાં જ. જુવાનીમાં આવી ત્યારે સુમિત્રાને માથે રસોઈનું કામ પડ્યું. ડાંગરની ખેતી કરનાર માલિકને રોજ કંઈ ઓછાં મોં જમાડવાનાં હોતાં નથી. ભટજી, બાગનો સાથી, નોકર, કોઈ આવ્યુંગયું, સવારસાંજ હોય જ. મોસમના દિવસોમાં તો ચા અને ભાતનાં તપેલાં સતત ચૂલે ચડતાં જ હોય. આ બધાં કામકાજને સુમિત્રા બરાબર પહોંચી વળતી. જાણે અનેક વર્ષોથી તે એને માટે ટેવાઈ ગઈ હોય! બાકીની શેષ જિંદગીમાં પણ જાણે એ જ એને કરવાનું હોય!

પરંતુ પેટવડિયાં વૈતરું કરતી ભાણેજની જવાબદારી માસી છેક ભૂલી ગયા ન હતાં. સુમિત્રા ઘરમાં રહેવા આવી તેને કારણે ઘરના વડીલ વર્ગે ઓછો કચવાટ નહોતો દાખવ્યો. અને જો સુમિત્રા અહીં જ લાંબું રહી હોત તો એનું રાંધેલું ધાન પણ બધા હોંશથી ન ખાત. પણ માસીને સુમિત્રાનો ભોળો સ્વભાવ અને જુવાનીમાં આવતો દેહ ધ્યાન બહાર ન હતાં, એમને એની સતત ચિંતા રહેતી. દેશાવરથી પરણીને કોંકણ આવેલી માસીની દૃઢ સમજણ હતી કે કોંકણમાં જુવાનીમાં આવતી કુમારિકાઓ અવશ્ય



ગેરરસ્તે જાય છે. અર્થાત્ જે રીતે ભાણેજ એને ત્યાં આવી એ જ રીતે હેમ-ખેમ અણિશુદ્ધ સુમિત્રાને એને પોતાને ઘેર—સાસરે વળાવે તો પોતે જગ જીતે એમ માસી વારંવાર જાહેર કરતાં. આ કારણે માસીએ સુમિત્રાને સારે ઠેકાણે વળાવવાની ગોઠવણ કરવા માંડી.

સુમિત્રાએ એ ગામની બહાર પગ દીધો તે શ્રીરામની પત્ની તરીકે. એ રહી તો કોંકણમાં જ પણ સાગરનું પડખું મૂકીને સહ્યાદ્રિની તળેટીમાં તે રહેવા આવી. રત્નાગિરી પાસેના ગામડાને બદલે કોલાબા જિલ્લામાં તાલુકાના શહેરમાં એને વરાવવામાં આવી હતી. પોતાનું ગમેલું ઘર, ગામ, નાળિયેરી ને સોપારીના બાગો, ખાડી, પડાવો ( મછવા ) બધું મૂકીને બીજે જતા તેને બાળક જેવું દુઃખ થયું. ખાલી દેખાવ ખાતર આંખે સાડીનો છેડો ફેરવતાં માસીને સુમિત્રાએ રડતાં રડતાં વિનંતી કરી 'માસી! મને જલદી તેડવા મોકલજો, હો! *ગૌરી-ગણપતિની પણ પહેલાં.'

અને પછી માસી કદાચ ભવિષ્યમાં પોતાની કશી જ પૂછપરછ નહિ કરે એવા શકામાં તેણે આસપાસની બધી ચીજો અને બધાં દૃશ્યોનાં આખરી દર્શન કરી લીધાં, કદી ન ભૂલવાને ઇરાદે નજરમાં ભરી રાખ્યાં.

શ્રીરામ સોમણ એક રીતે યોગ્ય જમાઈ હતો. સુમિત્રાને માસી હતાં તો શ્રીરામને મોટા ભાઈ હતા. અને સુમિત્રા સરળ સ્વભાવની ઘરરખ્ખુ હતી, તેમ શ્રીરામ પણ શરીરે તંદુરસ્ત ને નોક સાચવે તેવો હતો. બંન્નેની જોડી સુંદર જામી હતી.

પોતે આવી સુંદર પત્ની પામશે એવું શ્રીરામે ધાર્યું ન હતું. એના ઓળખીતાઓ તો કહેવા લાગ્યા કે 'શ્રીરામે કોંકણમાંથી ખરેખર અતિશય મીઠું નાળિયેર આણ્યું છે. શાળી( પારિજાતક )ભાભી ખરેખર બહુ સરસ છે.' સુમિત્રાનું નામ સાસરીમાં આવતાં જ ( પારિજાતક )શાળીભાભી પડી ગયું. શંકરના મંદિરના પાછલા ભાગમાં ફડકેની ચાલીની છેલ્લી ઓરડી તે શ્રીરામનું ઘર હતું. એ રૂમની બાજુમાં જ પારિજાતકનું બેઠા ઘાટનું પણ ફૂલોથી ભર્યું ભર્યું એક ઝાડ હતું. એ ફૂલો લેવા જવું હોય ત્યારે સુમિત્રાએ લીંપેલા આંગણામાં પૂરેલી રંગોળી પર થઈને જવું પડતું. રંગોળી ટપીને જતી વેળા છોકરીઓ ને મોટી સ્ત્રીઓ પણ ડોકાઈને સુમિત્રાનું ઘર જોઈ લેતી, ને પછી તેને જ પૂછતી: 'ફૂલો લઈએ?' પારિજાતકના ઝાડ પાસે રહેતી અને તાજી પરણીને આવેલી વહુ તરીકે સહુએ તેને તેનું નામ શાળીભાભી પાડેલું. ચાલીના માલિકની પત્ની, સામે રહેતાં વકીલના જાડાં વહુ, ઈનામદારની બન્ને સ્ત્રીઓ, ડાંગર ભરડનારી, ઘંટીના માલિકની ઊજળી વિધવા બહેન, અને એ સહુનાં બાળકો, બધાં સુમિત્રાને એ નામે ઓળખવા લાગ્યાં. સંસારપ્રવેશની પહેલી મૂંઝવનારી રાત્રે શ્રીરામે પત્નીને કહ્યું: 'અહીં સાસુ-સસરાનો ત્રાસ નથી કે નણંદ તરફથી કશી ખટપટ નથી, પણ એ બધાને ટપી જાય એવું એક નડતર છે મારા મોટા ભાઈ શિવરામ! મૂળે એ સારા હતા, પણ હવે ખરાબ સંગત અને વ્યસનને કારણે હાથથી ગયેલ છે. એ પરણતા પણ નથી અને કશું કમાતા પણ નથી; માત્ર મારી ઈર્ષા કર્યા કરે છે!! તને પણ ઓછું હેરાન નહિ કરે, પણ મારી ખાતર એ બધું તું મનમાં લાવીશ નહિ ને આનંદમાં રહેજે.'

પતિએ દર્શાવેલ મુશ્કેલી વિષે સુમિત્રાને મનમાં કશું આકરું ન લાગ્યું. માસીના બે દેર સાવ એકલપંડે જુવાન-જોધ હોવા છતાં કોઈ ધંધો-પાણી કર્યા વિના સવારથી સાંજ લગી બીડીઓ ફૂંકતા અને શેતરંજ રમતા તેણે જોયા હતા. ઘણા પુરુષો એવા હોય છે, જેને કશો કામ-ધંધો ન હોય. એ લોકોને વખતસર ચાપાણી અને ખાવાનું આપીને તેમની મરજી સાચવી લીધી હોય તો બસ! પતિની ગંભીરતાને દૂર કરવા સારુ નીચે જોઈ રહેલી સુમિત્રાએ ઊંચું મોં કરી તેની સામે જોયું ને હસી.

*મહારાષ્ટ્રમાં ઉજવાતા ભાદરવાની ગણેશચોથના અને નવરાત્રના દિવસો.

અને પછી તો દરેક રાત્રિના પૂર્વાર્ધ દરમિયાન એ નાનકડા ઘરમાં જાણે પારિજાતકના ગાલીચા પથરાતા !

સુમિત્રાને એક રીતે કશી ખોટ ન હતી. ઘરમાં માણસો આખા ત્રણ હતાં. માસીના ઘરના કામના ધબડકાને હિસાબે આ તો એને રમત વાત હતી. શહેરી દોઢિયા રૂમમાં ચાર વાસણો બહુ તો આ ખૂણેથી પેલે ખૂણે ફેરવવાનાં હોય; પતિ કૂવાનું પાણી સીંચી આપતો. મંદિરનો પૂજારી શાક પહોંચાડતો. સુમિત્રાને મન આટલું સુખ રાજકુંવરી જેવું હતું. દિવસ આખો સત્વારમાં વાળી રાખેલા ગાદીના વીંટા પર બેસવાનું; બહુ તો પારિજાતકના ઝાડ પાસે જવાનું અગર તો મંદિરમાં ચાલીમાં કે બહુ તો શેરીમાં આંટો મારી આવવાનું. ઊલટાનું હવે ગણપતિના દિવસોમાં માસી બોલાવશે તો શું કરવું એવો ભય એના મનમાં પેઠો ! દુઃખ તરીકે નાળિયેરની મીઠી વાનીઓ હવે ખાવાની ન મળતી, એટલું જ હતું; બાકી બધું સુખ હતું.

*

અને પ્રફુલ્લ પ્રાતઃકાળની શરૂઆત સુમિત્રા 'શ્રીરામ' અક્ષરોની રંગોળી પૂરવાથી જ કરતી !

મેટ્રિક પાસ થયેલો શ્રીરામ નોકરીએ જતો હતો. મોટી બજારે હુસેનભાઈ અકબરભાઈની પેઢીએ તે એક વાણોતર તરીકે હતો. હુસેનભાઈનો ધંધો મુંબઈથી ચીજ–વસ્તુઓ લાવીને સહુને પહોંચાડવાનો હતો. એને ઘેર ચાર ભારખટારા (ટ્રક) હતા. શ્રીરામને બધા માલની નોંધ રાખવી પડતી, કોઈવાર કેરિયરમાં મુંબઈ પણ જવું પડતું. સાઠ રૂપિયાના પગારના બદલામાં સખત મહેનત કરવી પડતી. આખો દિવસ પેઢીમાં જ રહેવું પડતું; કોઈ કોઈ વાર રાતના પણ હિસાબ લખવા હુસેનશેઠ એને પેઢીએ બોલાવતા.

પતિ લાંબો વખત ઘેર રહી ન શકતો તેનું સુમિત્રાને દુઃખ ન હતું. એ એમ માનતી હતી કે ભાઈ- માણસ હમેશાં બહાર જ હોય. ઊલટાનું તે ઘેર હોય ત્યારે તેની સાથે શી વાત કરવી એ જ એને સવાલ થઈ પડતો. સ્વભાવે સુમિત્રા ઓછાબોલી ને સંતોષી હતી. પતિ સાથે હસવા બોલવા કરતાં બપોરના ભોજન તેમજ રાતના વાળુ માટે રાહ જોઈ બેસી રહેવાનું તેને વધારે ફાવતું.

રસોઈ કરતી ઢાંકીને તે રાહ જોતી બેસતી ત્યારે કોઈ કોઈ વાર તેને માસીનું ગામ યાદ આવતું. એ દરિયાકિનારાનું જીવન તેની લાગણીઓને હલાવી દેતું. આંખો ભીની કરી દેતું. નવરાત્ર પૂરાં થયાં પણ માસી તરફથી કોઈ તેડવા ન આવ્યું તેથી ઓછું પણ આવતું; નાળિયેરનાં પકવાન અર્થે મોંમાં પાણી પણ છૂટતું.

આમ વિચારમાં હોય ત્યારે કોઈ વેળા જેઠ ઘરમાં ધૂસી આવી બરાડતો : 'કાંઈ પેટમાં ઓરવા મળે એવું છે ? રામલો ઓલ્યા મુસલમાનને ઘેર જઈને કૂકડાં ખાય છે ને અહીં અમારા પેટમાં તો કાગડા બોલે છે !'

તુરત ગાંજો ચડાવીને આવેલા જેઠને સુમિત્રા પતિ સારુ રાખી રાખેલું ઊનું ઊનું ભોજન પીરસતી અને એ પણ ખાઉધરો બની બધું સફાચટ કરી જતો. સાથે સાથે શ્રીરામને ગાળો ભાંડતો; પોતે પણ તુરત પરણી જવાની બડાઈઓ મારતો; નવી દુકાન માંડવાની વાતો કરતો, ડાંગરની ઘંટીમાં નોકરીએ રહ્યાનું અભિમાનથી કહેતો, સીવવાનો સંચો ખરીદવાની બડાઈ હાંકતો અને સુમિત્રા પણ એ બધો બકવાટ શાંતિથી સાંભળતી ફરી ચૂલામાં ઓબાળ ભરવા લાગી જતી.

નાનો ભાઈ પરણી ગયો હતો એટલે શિવરામ છેડાઈ પડ્યો હતો. શ્રીરામ મેટ્રિક પાસ થયો, સાઠ રૂપિયાની માસિક કમાણી લાવતો થયો, પરણીને રૂપાળી બૈરી લઈ આવ્યો, વગેરે જોઈને પેટ ખાતર પણ કશું ન કમાતો એ રખડુ માનવી બેચેન બન્યો હતો. ક્યાંય આજીજી કરીને તો ક્યાંક બડાશો હાંકીને



એ કશુંક કામ કરવાનો વિચાર કરતો, અને પછી વળી વિચાર પડતો મૂકી દેતો. સાંજ સવાર બપોર દિવસના ચારે પહોર એ બજારમાં, પાનવાળાની દુકાન પાસે અગર તો કોઈવાર થિયેટર પાસે બેસીને વિતાવતો. શિવમંદિરની પાછળ સંતાઈ ગાંજો ફૂંકતો. ભૂખ લાગે ત્યારે ઘેર આવી હાથ પડે તે ખાતો અને ધોતિયું ઓઢી સૂઈ રહેતો.

એક આટલી હેરાનગતિ બાદ કરતાં સુમિત્રાએ જેટલા છ મહિનામાં સંસારસુખ સારી રીતે માણ્યું હતું. એને મન એ સુખને શિખરે પહોંચી હતી. ફઈની વહુ, વકીલાણી, ઘંટીવાળાની વહુ તેમજ સહુની વહુદીકરીઓ બધી જ આ ભાભીનાં વખાણ કરતાં—એનું સુખ જોઈ રાજી થતાં. ગોરણી જમાડવી હોય ત્યારે એને જ બોલાવતાં. પાપડ કે સેવ કરવી હોય ત્યારે એને જ લઈ જતાં. પોતાના જેઠ સાથે કેમ રહેવું એની સહુ શિખામણ આપતાં, અને એનો ઘરસંસાર સુખી કરવામાં સહાય કરતાં.

એમાં પણ શ્રીરામ ઘેર આવે ત્યારે તો ખાડીમાં ભરતી આવે એમ એનું મન આનંદ કલ્લોલમાં આવી જતું.

શ્રીરામ અંગ્રેજીમાં પણ બોલતો. હુસેનશેઠને ત્યાં રહેવાને કારણે ગુજરાતી તેમજ હિંદી પણ બોલતો; અને એમ માસીને ત્યાંના બધા પુરુષો કરતાં શ્રીરામ ઘણો ચડિયાતો છે એની સુમિત્રાને ખાતરી થતી. એ લહેરથી ખાતો પીતો; અને બહાર ખાટલા પર બેસી પડખેવાળા ગોવિંદતાત્યા તેમજ બાજી સાથે વેપાર અંગે, બજારભાવો વિષે તેમજ મુંબઈ અંગે વાતો કરતો. કોઈ કોઈવાર આઠદસ રૂપિયા લાવી સુમિત્રાને સાચવવા માટે પણ આપતો; તો કોઈ વાર લાંબો પાયજામો—અને એ એક જ પાયજામો હતો—પહેરી મોટરમાં બેસી મુંબઈ પણ જતો. સુમિત્રાને એમ જ લાગતું કે અહીંના વકીલ કરતાં, પડોશી સુખવસ્તુ બાજી કરતાં પોતાનો પતિ શ્રેષ્ઠ છે. પછી સુમિત્રા મુંબઈથી શ્રીરામની પાછા ફરવાની રાહ જોતી; અને એ આવતો ત્યારે કદીકદી પોલકાનું કાપડ તો કદી બીજું કંઈ લઈ આવતો, અને પછી ઘરમાં સુખનો સાગર ઊછળતો.

*

એકવાર દિવાળી પહેલાં મુંબઈ જતી વખતે શ્રીરામે સુમિત્રાને કહ્યું, 'તારું મંગળસૂત્ર આપ તો? એને ખાલી મોતીની સેર છે તેને બદલે સોનાથી મઢાવતો આવું.'

આટલા બધા રૂપિયા પતિ પાસે એકદમ આવેલા જાણી તે નવાઈ પામી. પોતાનો ભાવ દબાવી રાખી મંગળસૂત્ર પતિને આપવાને બદલે સુમિત્રા એની મુંબઈ જવા માટેની તૈયારીએ વળગી. શ્રીરામ સમજી ગયો. એણે કહ્યું, 'લાવ તો ખરી? આ વેળા તો સો સોટો રૂપિયા હું પોતે જ કમાવાનો છું. ને જો, હવે તો દિવાળી આવી. દિવાળીમાં વેપારીઓ પાસેથી હકની બોણી પણ મળે; વેપારી આલમમાં આવો રિવાજ જ હોય. આ વરસની કમાણીમાંથી તને સોનાનું મંગળસૂત્ર ઘડાવી દેવું છે. લાવ, મંગળસૂત્ર જલદી આપી દે. ને જો આ વખતે સાથે કાંઈ ખાવાનું આપવાનું નથી. શેઠનો દીકરો આ વખતે સાથે છે; અમે હોટેલમાં જ જમશું.'

સુમિત્રાએ તૈયાર કરેલો ભાતાનો ડબ્બો સાથે લીધા વિના જ અને તેણે આપેલું મંગળસૂત્ર ખીસામાં રાખીને શ્રીરામ પેઢીએ ગયો, ત્યાંથી મોટરમાં બેસી મુંબઈને રસ્તે ઊપડ્યો...ત્યાંથી...

અહીં સુમિત્રા પગ તળે કચરાતી પરિજાતકની કળીઓ ભણી નજર પણ નાખ્યા વિના પતિના પાછા ફરવાની રાહ જોતી હતી, એની નજર સામે સોને મઢેલું મંગળસૂત્ર તરવા લાગ્યું, ન દીઠેલ મુંબઈ શહેર એની આંખ સામે હાજર થયું. એનું મન શ્રીરામ અંગે વધુ ખેંચાણ અનુભવી રહ્યું. ક્યારે દિવસ પૂરો થાય ને ક્યારે શ્રીરામ પાછો આવે એની અધીરાઈ સાથે રાહ જોવા લાગ્યું.

પણ રાત પડી ગઈ છતાં શ્રીરામ ઘેર પાછો ન ફર્યો.





શક જોઈ જોઈ, ઉજાગરા કરી કરી, સુમિત્રા રડવા જેવી થઈ ગઈ. એમ ને એમ બેઠાં બેઠાં એની આંખ ક્યારે મળી ગઈ એનો એને ખ્યાલ પણ ન રહ્યો. મરળકે એ જાગી ઊઠી, વધુ-પડતો ગડબડાટ સાંભળીને. એને એમ લાગ્યું કે લત્તાની છોકરીઓ પરિજાતકનાં ફૂલો વીણવા જ આવી છે. પણ ત્યાં તો ગામ માંહેના ચારપાંચ અજાણ્યા આદમીઓ તેમ જ વકીલ અને ગોવિંદલાલ આવ્યા હતા. શું હશે તે સુમિત્રા સમજી ન શકી. એ બધા સાથે શ્રીરામ હતો નહિ, શિવરામ જેઠ પણ નહોતા. કોઈક પૂછતું હતું: 'શિવરામ ક્યાં છે? થાણે જઈને હવે શ્રીરામનું શબ તો તાબામાં લેવું પડશે ના?'

એ સાંભળતાં જ થોડું ઘણું સમજાતાં, સુમિત્રાની છાતી જ બેસી ગઈ; એ એમ ને એમ જમીન પર ફસડાઈ પડી!

ભવાઈ-તમાશા જોવા ગયેલ શિવરામને શોધીને દબડાવીને જ ઘેર લાવવો પડ્યો. રસ્તામાં એને હકીકત મળી. શ્રીરામની સાથે હુસેનશેઠનો દીકરો રઝાક પણ ઊપડ્યો હતો, થાણાથી આગળ ગયા પછી ડ્રાઈવરને બદલે ગાડી ચલાવવા રઝાક બેઠો હતો, અને દોઢ બે માઈલ ગયા પછી એણે ગાડીને સીધી એક ખાડામાં જ નાખી! બાજુમાં બેઠેલો શ્રીરામ બહાર ફેંકાઈ ગયો ને ગાડી જ એના પરથી ફરી વળી! ડ્રાઈવર અને રઝાક શ્રીરામનો મૃતદેહ એમ ને એમ ત્યાં પડતો મૂકી પસાર થઈ ગયા; પાછા આવનારા રસ્તાના બીજા ઉતારુઓએ આવીને ગામમાં અકસ્માતના ખબર આપ્યા હતા; ને ત્યાંથી શ્રીરામના ઘર સુધી તે પહોંચ્યા હતા.

શિવરામ ઘેર આવ્યો ને ઉંબરા પાસે જ બેસીને છાતીફાટ રડવા લાગ્યો. ત્યાં એકઠા થયેલા બધા શિવરામને રડતો રાખી, એની બાજુમાં થઈ અંદર સૂનમૂન પડેલી સુમિત્રા પાસે દોડ્યા:—એને સાંત્વન આપવા અર્થે.

ધાર્યા કરતાં સુમિત્રા વહેલી ભાનમાં આવી. રડ્યા વિના, શોક કર્યા વિના, તે બધું જોવા-સાંભળવા લાગી. ફડકેનાં વહુનું મોં વાળવાનું, વકીલાણીની સમજાવટ, જેઠ શિવરામે આરંભેલું નાટક, અને બહાર એકઠા મળેલાઓની અંદરઅંદરની વાતો બધું તે ફાટી આંખે જોતી હતી, શૂન્ય ચિત્તે સાંભળતી હતી. દુઃખ અને શોકની અતિશયતાને પરિણામે તેનું રુદન થંભી ગયું હતું, અશ્રુ સુકાઈ ગયાં હતાં, ડૂસકાં બંધ થઈ ગયાં હતાં. કોઈ જાતની લાગણી જાણે તેને થતી જ નહોતી! ગળામાંહેનું મંગળસૂત્ર તો પતિ આ પહેલાં જ લઈ ગયો હતો, હવે એ પણ વિદાય થયો હતો. પરણ્યા સુધીની જિંદગી બીજાઓની દયા ઉપર કાઢી હતી, હવે પછી વળી એ જ દશા મોં વકાસીને ઊભી હતી! ભર્યો ભર્યો ઘરસંસાર—સુખ જાણે પોતાને નસીબે કદી લખાયાં જ નહોતાં. વચ્ચે થોડો સમય જાણે સ્વપ્નું આવી ગયું. જાણે માયાજાળ રચાઈ ને સમેટાઈ ગઈ!

પતિનો મૃતદેહ પણ એ જોવા પામી નહોતી!

ગમે ત્યાં જોતી તે શૂન્ય નજરે બેસી રહેતી, ને એમ કરતાં કરતાં એ આંખોમાં સ્ત્રી-જીવનમાંહેની તમામ શોકાંતિકાઓ જાણે એકઠી મળી. વિધવાનું લાચારીભર્યું જીવન, એ કંકુવિહોણા કપાળ ઉપર જાણે કે લખાઈ રહ્યું. ક્લેશ, અપમાન, પરાવલંબન, ગુલામી, ગેરઆબરૂના દોષારોપો—અનેક અવાજો જાણે એની નંદવાતી બંગડીઓમાંથી ઊઠવા લાગ્યા.

પારિજાતકના ઝાડ ઉપર કીડીઓ ઊભરાઈ રહી હતી. સુમિત્રાને હવે કોઈ 'શાળીભાભી' કહી બોલાવતું નહોતું, છતાં એ અભાગી સ્ત્રીને આખો લત્તો—બધા પાડોશી સાચવતા હતાં. ઘંટીવાળાની વહુ રાતના સથવારો કરાવતી; ફડકેની વહુ તેને તાણ કરી કરીને બે-ચાર કોળિયા તો જમાડતી જ. વકીલનો છોકરો એકાંતરે ચોથે દિવસે આવીને માસીને નામે પોસ્ટકાર્ડ લખી આપતો.

સુમિત્રાને મન માસીની મદદ માગવાની ઇચ્છા નહોતી; ઊલટાનું માસીને ત્યાં જવામાં તો ફરી આખો દિવસ



કામે જવાનું જ આવે તેમ હતું; કદાચને માથે મૂંડી કરાવી જિંદગી આખી કામના ઢચડઓળા કરવાનો વારો આવે એવો જ ભય હતો. અહીં આસપાસનાં ભલે ન સગાં હોય તેવા પણ પાડોશીઓ માયા તો રાખતાં જ હતાં, સાચવતાં હતાં. સુમિત્રાનો ઈરાદો આ પાડોશીઓની ઓથે જ જિંદગી જીવવાનો હતો.

માડેલી આ પતિવિહોણી બાઈ પોતાની વચ્ચે, પોતાના પડોશમાં રહે છે; એને માથે આભ તૂટી પડ્યું છે અને આપણે એને મદદ કરવી જોઈએ એવી સહુના મનમાં ભાવના જાગી હતી. પોતપોતાની રીતે સહુ તેને સાચવતા હતા, દુનિયાદારીમાં રાખતા હતા. વૃદ્ધ તેમ જ જુવાન સ્ત્રીઓ, તેમના પતિઓ, સહુ માયા દાખવતાં હતાં.

સરાવવું, સુંવાળાં ઉતરાવવાં, કોર્ટ-કચેરીઓમાં જવું —શિવરામને તો હવે જાણે કામ ઉપર કામ નીકળી પડ્યાં હતાં! સાંજે ફળીમાં ખાટલો ઢાળી તે પાડોશીઓ સાથે વાતોએ વળગતો. ભાઈની વિધવા વહુનો બોજો હવે પોતાને માથે આવી પડ્યાની ચિંતા દાખવતો. હુસેનશેઠને કોર્ટમાં બરોબરનો સપડાવવાની પ્રતિજ્ઞા કરતો. પોલીસોએ પંચનામા વખતે કરેલી વાતો આડોશી પાડોશીઓનાં બાળકોને કહેતો.

માત્ર માસી આવ્યાં નહિ. કુમારિકાનો કાંટો પગમાં ખૂંચતો હોય તો હજી ચલાવી લેવાય, પરંતુ વિધવાનો અંગારો ભર્યો ભાદર્યો ઘરમાં બળતો રાખવો એ મહા ભયંકર કામ છે, તે સત્ય ચાર ચાર જુવાનજોધ અને કામધંધા વિનાના દિયરોને રોજ જમાડનારી એ ગૃહિણીને બરોબરનું કળાતું હતું.

*

પછી ધીરે રહી ઘરમાં જતો; ખાવા સારુ ડાબલા-ડુબલીની ખાંખાખોળ કરતો. ક્યાંઈ ટાંકામાં કે અભરાઈમાં પાઈ પૈસો હાથ આવી જાય એવું હોય તો શોધતો. પછી નિરાશ થતો અને ખાળે બેસી બકારી (ઊબકા) કાઢી રહેલી સુમિત્રા ભણી તિરસ્કારભરી નજર નાખી લેતો.

શ્રીરામ મુંબઈ જવા નીકળ્યો તે દિવસે જ રાત્રે સુમિત્રા તેને 'ખાસ ખબર' આપવા માગતી હતી; પણ એને તો વહેલાં ઉતાવળે ઉતાવળે જવું પડ્યું. મંગળસૂત્રને સોને મઢી લીધા પછી તો હવે ભાવિ બાળક સારું પૈસા સાચવવા જ પડે તે જરૂરનું હતું. પરંતુ મંગળસૂત્ર ગયું, પતિ પણ ગયો, અને...

માથે આભ તૂટી પડ્યું હોય તેવી સુમિત્રાને જાણે પગ તળેથી ધરતી પણ સરી જતી લાગી. પૂરાં વીશ વરસે પણ ન પહોંચેલી એ અભાગી બાઈનું મગજ કામ કરતું જાણે અટકી પડ્યું લાગ્યું. રોવું, ઊલટીઓ કરવી, કૂવે પડવું.

પણ પાડોશમાં રહેનારા ફડકે, ઈનામદાર, વકીલ, ઘંટીવાળા સહુને બધું સમજાતું હતું. મહિના ચડવા

હુસેનશેઠનું તેડું આવવાથી શિવરામ બજારમાં તેની પેઢીએ ગયો હતો. ત્યાં તેણે ચા, ચેવડો, કેક અને પીળો હાથી ઉડાવી મજા માણી, ને રાજી થતો ઘેર આવ્યો, પછી ઉંબરામાં જ બેસીને ચિંતાતુર ચહેરે સુમિત્રાને ઉદ્દેશીને પણ મકાનની માલિક બાઈને સંભળાય એ રીતે કહેવા લાગ્યો: 'આખરે સમાધાન કરી આવ્યો છું. શા માટે કોર્ટ કચેરીએ ચડવું? આપણે રહ્યાં ગરીબ માણસો, હુસેનશેઠ પાસે તો પૈસો પણ મબલખ છે અને લાગવગ પણ જોરદાર છે. રજાક ઉપર આવેલ વૉરંટ એને પોલીસોને સમજાવી પાછું ન કાઢ્યું? એટલે કહ્યું કે શા માટે લડવું? બારસો રૂપિયામાં નક્કી કરી દીધું. એ તો હજારે જ અટકતો હતો પણ પણ મેં ખેંચી રાખ્યું. પગને તળિયે પડેલા ચીરા ઉપર સુમિત્રા મેલામાનો રસ ચોપડતી હતી; એને કશું સંભળાયું નહિ. શિવરામ જેઠનો પગરવ સંભળાતાં જ એ બિચારીની તો આંખો તેમજ કાન બંધ થઈ જતા!

પણ કૂવા પર આવેલી ફડકેની વહુને તેમજ સામેના ઘરમાં બેઠા બેઠા દાંત ખોતરી રહેલા ગોવિંદ તાત્યાને કાને શિવરામના બોલ સંભળાયા. વડીલ અને





ગોવિંદતાત્યાએ સલાહ મસલત કરી શ્રીરામના અકાળ-અકસ્માત મૃત્યુના બદલામાં પૂરી નુકસાની શેઠ પાસેથી વસૂલ કરવાનું ઠરાવ્યું હતું; બીજા પાડોશીઓનો પણ એમને ટેકો હતો. પોતાની કોઈ ભૂલ કે દશા વાંક વિના શ્રીરામને હુસેનશેઠના દીકરાને કારણે મૃત્યુને ભેટવું પડ્યું હતું! અને એના બદલામાં હુસેનશેઠે શ્રીરામની વિધવાને પાંચ-દસ હજારની રકમ આપવી યોગ્ય હતી, ન્યાયી હતી. ગોવિંદતાત્યાએ હુસેનશેઠ પાસે એવી માગણી મૂકી પણ હતી. નગદ દસ હજાર આપો! વકીલે કાયદો બતાવ્યો હતો અને ડાંગરની ઘંટીવાળાએ એને ટેકો આપ્યો હતો. મૃત્યુનો બદલો મળવાની જરૂર હતી; સુમિત્રાની તેને પેટ અવતરનાર બાળકના કાયમી ભરણપોષણની કશી ગોઠવણ થવાની આવશ્યકતા હતી. લત્તાની સ્ત્રીઓ જેમ સુમિત્રાને માયાળુપણે સાચવતી તેમ પુરુષ-વર્ગે પણ તેને માટે પૈસાની વેતરણ ઉતારવા માંડી હતી.

પણ શિવરામે વચમાં આ બાડિયાવેડા કર્યા તેથી ગોવિંદતાત્યા શેઠ ખાઈ ગયા; તેઓ સીધા વકીલને ત્યાં ઊપડ્યા.

શ્રીરામના મૃત્યુમાંથી પૈસા રોકડા મળવાની લાલચે શિવરામ રાજી થયો હતો. શ્રીરામની વિધવાની કાયમી લપ હતી ખરી, પણ સેંકડાને હિસાબે રોકડા રૂપિયા હાથમાં આવે એ એને મન નસીબ ઊઘડ્યા જેવું લાગતું હતું. આખી જિંદગી બસ મોજમાં જવાનાં સ્વપ્નાં એમાં દેખાતાં હતાં. પછી તો આ ગામડું મૂકીને મુંબઈ શહેરમાં પણ રહેવાશે, પરણાશે અગર તો રખાત પણ રાખી શકાશે! કાંઈ નહિ તો બે વખતના રોટલા અને દસ વખતના ગાંજાની મુશ્કેલી તો દૂર થઈ જ જશે!

શિવરામને કોઈ વાર ઉદાત્ત—સારા વિચારો પણ આવી જતા. મળવાની રકમમાંથી એક સીવવાનો સંચો ખરીદવો, પોતે અને સુમિત્રાએ સીલાઈનો ધંધો કરી પેટ-ગુજારો કરવો, અને એમ શેષ જીવન સરળ રહીને વિતાવવું.

ગાંજાના નશામાં શિવરામ અનેક સારા-ખરાબ વિચારો મનમાં આણતો, અને હુસેનશેઠની પેઢીએ આંટા પણ મારી આવતો. હુસેનશેઠની પેઢીમાં વકીલ, ગોવિંદતાત્યા તેમજ બાજીભાઈની મંડળી મળી વાટાઘાટો પણ કરતી; સુમિત્રા તરફથી આમ લત્તાનો પુરુષ-વર્ગ મહેનત કરતો હતો, અને કોર્ટનાં પગથિયાં ચડવાને બદલે સમાધાનીથી વાત પાર પાડવા ધારતો હતો. હુસેનશેઠે દસ હજાર રૂપિયા તો આપવા જ જોઈએ એવી સહુની સૂચના હતી.

અને આ બધા વચ્ચે સુમિત્રા સાવ ઉદાસીન ભાવે દિવસો વિતાવતી હતી. એના ઉદરમાંહેનું બાળક મોટું થતું જતું હતું, પણ એના જીવને જરાય ઉત્સાહ જણાતો નહોતો. જેઠ તેની સાથે હવે સલુકાઈભરી વર્તણૂક દાખવતો થયો હતો, પણ એને બે વખત રાંધીને ખવરાવવાનું પણ એ ભૂલી જતી હતી; વકીલાણી, ઘંટીવાળાની વહુ અને ઇનામદારની બંને મોટી દીકરીઓ સુમિત્રાને પહેરવા સારુ પોતાની અધોતી સાડીઓ આપતી; દાળદાણો, મીઠું-મસાલો વગેરે સામગ્રી પણ આપતી, અને પોતાના ઘરનો પુરુષવર્ગ તેના સારુ શી શી જહેમત કરે છે તેની માહિતી પણ આપતી, પણ એ બધી વાતો સુમિત્રાના મનને કશી અસર કરતી નહિ. માથે ઉપકારનાં પોટલાં અને પેટમાં વધતો જતો બાળકનો ભાર ઊંચકી તેના ઇલાજના દિવસો વિતાવતી હતી. પણ શિવરામ માટે આ બધું અસહ્ય થયું. સુમિત્રા તો ઊંચું મોં કરીને પણ કોઈ વાત ઉચ્ચારતી નહોતી, જ્યારે પડોશીઓ એના વતી દસ હજાર રૂપિયા મેળવવાની ખટપટ કરતા હતા, એથી તે ચિડાયો હતો. હુસેનશેઠ હજાર બારસો રૂપિયા આપી દેવા તો એક પગે તૈયાર હતો; રોકડા રૂપિયા હાજર કરતો હતો. શિવરામ જાણતો હતો કે શેઠ બારસો કરતાં એક પાઈ પણ વધુ આપવાનો નથી, અને એથી છેવટ બારસો પણ રોકડા મળી જાય એવી એ યોજના કરતો હતો. પણ પેલા પ્રતિષ્ઠિત



લોકો આડે આવતાં હતા, શિવરામને અંદરથી દૂર રાખવા માગતા હતા, અને સુમિત્રાને ચડાવતા હતા.

ગોવિંદતાત્યા અને વકીલે શિવરામને ચોખ્ખું સંભળાવી દીધું: 'જુઓ શિવરામ! તમારા કરતાં સાળીભાભીનું હિત અમે વધુ જાણીએ છીએ. બારસો રૂપિયામાં તમારું શું વળવાનું છે? એને પેટ પડેલું બાળક હજુ તો ઊગીને ઊભું થવાનું છે; એને જન્મારો કાઢવાનો છે. હુસેનશેઠને કાંઈ નહિ તો પાંચ-સાત હજાર રૂપિયા તો ઓકવા જ પડશે! આપણે હાઈકોર્ટ સુધી કેસ જરૂર પડે લડશું, અને હુસેનશેઠ એ બરાબર સમજે છે. પણ એક વાત સમજી લ્યો; જે કાંઈ મળશે એ બધું એ બાઈને નામે બૅન્કમાં જમા થશે; તમને એમાંથી રાતી પાઈ પણ મળશે નહિ!'

એ સાંભળી શિવરામ ચિડાઈ ઊઠતો; હાઈકોર્ટ સુધી લડવામાં તો કોણ જાણે કેટલીય વખત જાય! ત્યાં સુધી કોણ રાહ જુએ? જે મળે તે લઈ લેવું! સમજો, કોર્ટમાં નિકાલ વિરુદ્ધમાં આવ્યો તો? વળી કોર્ટ-ફીનું ખર્ચ તો ઊભું જ રહે. હજુ અત્યારે ઘરનું ભાડું તો ચડ્યું જ છે! પહેરવા કપડાં નથી, ઘરમાં દાણો નથી, એમાં વળી સુવાવડ, માંદગીનો ખર્ચ; કોઈ કોઈવાર શિવરામ સ્વાર્થ ભૂલી જઈને વિચાર કરતો; આજે રોકડા હજાર-બારસો મળતા હોય એ જ લાખો જેવા છે! પણ સાંભળવા કોઈ તૈયાર નહોતું.

દિવસો પર દિવસો જવા લાગ્યા. ભૂખ્યા રહેવાનો વારો આવ્યો. હુસેનશેઠ બારસોથી આગળ ડગલું પણ ભરતો નહોતો. એટલે પાડોશીઓએ કોર્ટમાં ફરિયાદ રજૂ કરવા કાગળો ઘડવા માંડ્યા. છતાં એક દિવસ તો શિવરામનું મગજ ફાટ્યું; આખો લત્તો એણે માથે લીધો, ગોવિંદતાત્યાને ઘેર ભેગા મળેલા બધા પ્રતિષ્ઠિતોને ગમે તેમ ભાંડ્યા અને આખરે સુમિત્રાને કહ્યું: 'સુમિત્રાવહુ! આ બધા ડાહ્યાઓને કહી દ્યો કે તમે વચ્ચે ન આવશો; અમે અમારું ફોડી લેશું.'

સુમિત્રા હવે ગળે આવી ગઈ હતી. એના મહિના પૂરા ભરાઈ ગયા હતા. આ કરતાં તો જિંદગી ખતમ થાય તો સારું એમ તેને લાગતું હતું. પાડોશીઓ તેની કેટલી આસનાવાસના કરે છે તે તે જોતી હતી, અને આ જેઠ તો જમની પેઠે... વધતી જતી પીડ દબાવવા સારુ પેટે હાથ ફેરવી, આવડા સમુદાય વચ્ચે કદીપણ જેણે મોં ખોલ્યું નહોતું તે સુમિત્રાએ ચોખ્ખા શબ્દોમાં સંભળાવ્યું: 'ભાઈજી! તમે જ વચ્ચે ન આવશો! એ લોકો જે કરે છે એ જ મારા હિતની વાત છે!'

ગોવિંદતાત્યાને ઘેર એકઠા થયેલા લોકોએ આ સાંભળ્યું ત્યારે તેમને મન નિરાંત થઈ. પણ સ્થિતિનો ખ્યાલ આવતાં જ સ્ત્રીઓ ચિંતાતુર બની દોડી, અને ભોંય પર પછડાઈ પડવા જતી સુમિત્રાને તેમણે ઝીલી લઈ સુયાણીને બોલાવી.

*

સુમિત્રાની સુવાવડમાં અને માંદગીમાં બીજા બે મહિના વીત્યા. હજુ પણ તે અગાઉની દુઃખી દશામાં જ હતી. પણ તેનું બાળક મોટું થતું જતું હતું અને શિવરામભાઈના કપાળે ભવાં વધુ સંકોચાતાં જતાં હતાં; લોકોના ઉપકારોનો ભાર પણ વધતો જતો હતો.

ફડકેની વહુ પાસેથી એક સંધ્યાટાણે પોતાના બાળકને તેડી લેતાં જિજ્ઞાસાભર્યા અવાજે સુમિત્રાએ પૂછ્યું: 'અમારા પૈસા આવવાના હતા તેનું શું થયું? એમના અકસ્માતને કારણે કાંઈ દસ હજાર મળવાના હતા ને?'

ફડકેની વહુ મોં ફાડી હસી પડી. વરસ સવા વરસનું ભાડું સુમિત્રા પાસે ચડ્યું હતું એ તે જાણતી હતી તેથી સહેજ ખંધાઈપૂર્વક જ જવાબ આપ્યો: 'લે! તને કાંઈ ખબર નથી પડી? રોયો ઓલ્યો મશાલમાન





તો બધાં આસરાં પોટલાં બાંધીને કે' દીનો ઊપડી ગયો છે!'

સુમિત્રાને ગળે વાત ઊતરી ન શકી. હુસેનશેઠ જેવો મોટો વેપારી એકાએક પેઢી બંધ કરીને દસહજાર રૂપિયા માટે ભાગી જાય એ તેના માન્યામાં આવતું નહોતું.

ફકડેકેની વહુએ કહ્યું: 'લે! આમ જોઈ શું રે' છ! ભાગલા પડ્યા ને? હુસેનશેઠ પાકિસ્તાનમાં ભાગી ગયો! હવે શાના પૈસા મળે!'

અને ધીરે ધીરે સુમિત્રા જાણી શકી કે તાજેતરમાં જ દેશના ટુકડા પાડીને મુસલમાનોને જુદું રાજ્ય આપવામાં આવ્યું છે; મુસલમાનો બધા એ જુદા દેશમાં પાકિસ્તાનમાં જઈ રહ્યા છે. પંદર દિવસ પહેલાં જ હુસેનશેઠ પણ વેપાર અને ઘરબાર પડતાં મૂકી, મોટર, પૈસા, દરદાગીનો વગેરે લઈ રાતોરાત કરાંચી ઊપડી ગયો છે.

કોર્ટમાં ફરિયાદ કરવાનો વિચાર પડી ભાંગ્યો. ગોવિંદતાત્યાને ઘેર બધા પાડોશીઓની સુમિત્રા માટે મળતી મંડળીની બેઠકો અટકી ગઈ. બાજીભાઈ, વકીલ, ઘંટીવાળો અને ગોવિંદતાત્યા ચારેના મોં ચાર દિશામાં ફંટાયાં, શરમિંદાં બન્યાં. હાથ ચોળીને સહુ બેસી રહ્યા.

'છેવટ બારસો તો લઈ લ્યો!' એમ કહેનારો શિવરામ, ગાંજા માટે પાઈ પણ હાથ ન પડવાથી ચિતભ્રમ થયું હોય તેમ ગામમાં આંટા મારવા લાગ્યો.

પોતાનું ફિક્કું શરીર અને રોતલ બાળકને સાચવતી, સુવાવડમાંથી તાજી ઊઠેલી બિચારી સુમિત્રા પારિજાતકને છાંયે ઊભી ઊભી બધું સમજી ગઈ. પતિના મૃત્યુની દારુણતા જેટલી જ આ પૈસાના અભાવની યાતના પણ છે એ એના ખ્યાલમાં આવી ગયું. અને હવે પછી પોતાની જાતનું તેમજ બાળકનું ભરણ પોષણ શી રીતે કરવું એ મહાપ્રશ્ન એને મૂંઝવી–સતાવી રહ્યો. પાડોશીઓએ હાથ ખંખેરી નાખ્યા હતા; દૈવી ઘટના સામે તેમનો પુરુષાર્થ નિરર્થક નીવડ્યો હતો...હવે ધીરે ધીરે તેમનો આવગ પણ મોં ફેરવી બેઠો. ઘંટીવાળાનાં વહુએ સુવાવડના દહાડામાં કપડાં આપ્યાં ખરાં, પણ પછી એ ક્યાં સુધી આપ્યા કરે? એ બાબતનો ખ્યાલ એમને આવી ગયો અને એમણે સુમિત્રાને મળવા હળવાનું મૂકી દીધું. ફકડેકેની વહુને ભાડાની ચિંતા પેઠી, અને ગોવિંદતાત્યાનાં વહુએ મોદીને કહી દીધું કે 'હવે અમારે ખાતે શાળી ભાભીને કશું ઉધાર ન આપશો. અમે આખો જન્મારો થોડું જ એનું પૂરું કરવાનાં છીએ!'

સુમિત્રાના પગ ધ્રૂજવા લાગ્યા; જીવ મૂંઝાવા લાગ્યો, પાડોશીધર્મ, સામાજિક ઋણ, વગેરે સવાલો ઊડી ગયા. આ ઘરમાં, આ લત્તામાં, આ ગામમાં પોતાને માટે હવે સ્થાન રહ્યું નથી એમ એ મનમાં પામી ગઈ.

શિવરામ ચીસ પાડી સંભળાવવા લાગ્યો: 'તે વખતે મારી વાત માની નહિ; મને લફંગો ને લુચ્ચો ગણી કાઢ્યો. પણ જે તને પોતાના વહાલા લાગતા હતા તે પણ હવે કૌરવની સભામાં હારીને પાંડવો બેસી રહ્યા હતા તેમ છાનાછપ થઈ ગયા છે!' શિવરામની વાત પણ સાચી હતી; એની ચીડ ભારે ભયજનક હતી. સુમિત્રા એને જોતાં જ છળી ઊઠી, એમાં વળી એક વાર તો સંધ્યાટાણે ખાટલામાં બેઠી બેઠી બાળકને ધવરાવતી હતી ત્યારે અંદર આવી કહે: 'ખરચનું હવે ક્યાંથી કાઢવું છે? માથે દેવાના તો ડુંગર થયા છે. પરણીને મોજ માણી લીધી અને હવે રાંડી બેસીને...મારી સામે શું તાકી રહી છે? કોણ...કોણ હવે તારી મદદે દોડી આવવાનું છે?'

દેવું દેવામાં સુમિત્રા પાસે જે કાંઈ રડ્યું ખડ્યું હતું તે વેચવું પડ્યું. એક વાર તેને એમ થયું કે અહીં જ રહીને જે મળે તે મજૂરી કરી ખાવી! ગમે તેમ તો પણ આ માણસો જ પોતાનાં જેવાં છે ને!

પણ નિર્વીર્ય બનેલા એ ગામમાં એનું મન રહેવાની ના પાડવા લાગ્યું! અને શક્તિશાળી એવો એ પતિનો મોટો ભાઈ...



શૈલકશામ

# વહેમ અને અંધશ્રદ્ધા

અજ્ઞાનતા કે નિરક્ષરતામાં વહેમ ને અંધશ્રદ્ધા ભર્યાં પડ્યાં છે તે તો આપણે સમજીએ છીએ પણ સુધારક, સમજુ અને શહેરી શ્રીમંતોમાં પણ આ ઘોર અજ્ઞાન કેટલી હદ સુધી ભર્યાં પડયાં છે તે વિષે આ હપતામાં વાચકોને જાણવા મળે છે......

ગામડાંઓમાં કેવા વહેમ અને કેવી અજ્ઞાનતા પ્રવર્તે છે એ તો જે ગામડામાં જઈને રહે તેને ખબર પડે. ગામડાંઓમાં જેમ આઝાદીની ઝલક પહોંચી નથી તેમ જ્ઞાનનો પ્રકાશ પણ પણ પહોંચ્યો નથી. કેટલીક બાબતોમાં તો ગામડાં વર્ષો પહેલાં હતાં ત્યાં ને ત્યાં છે. ખાસ કરીને અંધશ્રદ્ધાની બાબતમાં તો ગ્રામજનતા સુધી નથી દલીલ પહોંચતી કે નથી સમજણનું તેજ પહોંચતું.

ગામડાં જ શા માટે, શહેરમાં રહેનાર અને ભણેલા પણ વહેમ કે અંધશ્રદ્ધા કે ધાર્મિક ઘેલછાથી ક્યાં મુક્ત છે? એકવાર હું ગાડીમાં બીજે ગામ જતો હતો. મારી સામે અમદાવાદના પ્રતિષ્ઠિત વકીલ અને તેમનું કુટુંબ બેઠું હતું. પૂછપરછ કરતાં માલુમ પડ્યું કે તેઓ બહુચરાજી તેમના પૌત્રની બાબરી ઉતારવા જતા હતા. બાબરી બહુચરાજીમાં જ ઉતારવી એવું કંઈ હશે ખરું! એને માટે ધાર્મિક વિધિ અનિવાર્ય છે ખરી! વાત બુદ્ધિમાં ઉતરતી નથી કે કલ્પનામાં રહી શકતી નથી તેવું આચરણ આવા બુદ્ધિજીવીઓ કરે છે ત્યારે આશ્ચર્યનો પાર રહેતો નથી. એ વકીલ-સાહેબને મેં એ જ સવાલ કર્યો :

'બહુચરાજી ન જાઓ અને અમદાવાદમાં જ બાબરી ઉતરાવો તો!'

'બાબરી તો ત્યાંયે ઊતરે. બધા બહુચરાજી જાય એવું પણ નથી. પણ અમારે તો ઘેડાના વખતથી રિવાજ થઈ ચૂક્યો છે કે પહેલા પુત્રની બાબરી બહુચરાજી માતાના થાનકે જઈને જ ઉતરાવવી.'

'એની પાછળ કંઈ કારણ હશે ખરું?'

'કારણ તો શું હોય! મેં ન કહ્યું કે રિવાજ પડી ગયો છે.'

'પણ એ આપણે ઘેડાના વખતની ઘણી ચીજો છોડી દીધી તેમ આ ન છોડી શકાય!'

'છોડી તો શકાય પણ ધર્મની વાત રહી એટલે મનમાં વહેમ રહી જાય.'

'પણ આમાં ધર્મ ક્યાં આવ્યો! તમે બહુચરાજી જાઓ તો જ ધર્મ સચવાય અને ન જાઓ તો ન સચવાય એવુ ઓછું છે!'

'એવું તો નથી પણ માન્યતાનો સવાલ છે. વર્ષોથી આ રિવાજ ચાલ્યો આવે છે એટલે તાડવાની હિંમત ચાલતી નથી.' ને જુનવાણી ગણાઈ જશે એવી સભાનતાથી ચશ્મા ઠીક કરીને બોલ્યા : 'આપણે તો ઠીક, પણ આ બૈરાંનુ મન ન માને.'

---

'બાળકને પંઢરપુરમાં મૂકી આવીશ.' સુમિત્રાએ વિચાર્યું; 'અને કર્વેના આશ્રમમાં હું રહીશ.' એ વિચારે સુમિત્રાએ ઘર સંકેલ્યું. એ ગામ, એ લત્તો, એ પારિજાતકનું વૃક્ષ એને ધક્કો મારી રહ્યાં. કોઈએ તેને અટકાવી નહિ, કોઈએ તેને રોકી નહિ, કોઈ તેને બચાવી શક્યું નહિ. બધું ત્યજીને એને નીકળી જવું પડ્યું. એ નિરાધાર, નિર્વાસિતા બની!...

હા, એ નિર્વાસિતા જ છે, એનો પતિ મુસલમાનને હાથે માર્યો ગયો છે, છતાં એણે પોતે નથી કોઈ મુસલમાન દીઠો કે નથી ઉત્તર હિંદુસ્તાન ક્યાં આવ્યો તે જાણ્યું. પણ મુસ્લિમ ભાગલાને પરિણામે એ નિરાધાર બની બેઠી છે; એને કારણે એના પોતીકાં માનવી પરાયાં બની ગયાં છે; પોતાનું રહેઠાણ અસ્પૃશ્ય બન્યું છે. પાકિસ્તાન અંગેની જ્વાળા એને પ્રજાળી ગઈ છે, અને ભાગલાને કારણે જ્યાં ત્યાં ભટકવાનું એને નસીબે લખાયું છે!







મેં આવી જ દલીલ ગામડાના લોકોના મોએ સાંભળી છે. તેઓ પણ રૂઢિ કે કુરિવાજ કે વહેમને છોડી દેવાની વાત આવે છે ત્યારે કહે છે: 'સેવકરામ! તમારી બધી વાત સાચી. પણ આ તો ચાલતું આવ્યું છે એટલે કેમ તોડી શકાય! મનમાં વહેમ રહી જાય એથી બીક રહે છે.'

આ વહેમની બીક કેવી ભારે છે! કહેનારે ખરું કહ્યું છે કે વહેમનું કંઈ ઓસડ નથી. ભણેલા કે અભણ, શિક્ષિત કે અશિક્ષિત, સૌ એક યા બીજા વહેમના ભોગ બનેલા છે. એક સમાજસુધારક ભાઈનો પણ આવો જ અનુભવ થયેલો. તે આ બાજુનાં ગામડાંઓમાં સમાજસુધારાનું, અલબત્ત તેમની જ્ઞાતિ પૂરતું પણ સારું કામ કરે છે. તેમના પ્રયત્નોથી આ બાજુનાં ગામડાંઓમાંથી મરણ પામ્યાના બારમા અને લગ્ન પાછળના ખોટા ખર્ચો બંધ થયા છે. તેમને લોકો સુધારક તરીકે ઓળખે પણ છે. પણ તે યે વહેમ કે અંધશ્રદ્ધાના ભોગ બનેલા લાગ્યા.

એવું બન્યું કે તેમના પિતાજીનું સીત્તેર વર્ષે અવસાન થયું. કુટુંબીઓએ આગ્રહ કર્યો કે ડોસાને તો સિદ્ધપુર લેવા જોઈએ. કુંવારિકાના કાંઠે અગ્નિદાહ દેવાવો જોઈએ. હકીકતમાં મૃતદેહને દાટો કે બાળો કે તેનો બીજી રીતે નિકાલ કરો તે બધું સરખું છે. હિંદુઓમાં બાળવાનો રિવાજ છે તો ભલે બાળે. પણ બાળવા માટે છેક સિદ્ધપુર જવું આવશ્યક છે ખરું! સરસ્વતી નદીના કિનારે અગ્નિદાહ દે તો જ મરનારની ગતિ થાય અન્યથા ન થાય એવું છે ખરું! જે લોકો સિદ્ધપુર નથી જતા તેમનું શું થતું હશે! બુદ્ધિની સરાણીએ તો આમાંની એકે દલીલ ટકી શકતી નથી. છતાં પેલા સમાજસુધારકે થોડાક આગ્રહને વશ થઈને અને વધુ તો અંદરની અંધશ્રદ્ધાને વશ થઈને ડોસાને સિદ્ધપુર લીધા. માનશો, એ ગામથી સિદ્ધપુર પૂરા પંદર ગાઉ થતું હતું. ચાલી ચાલીને દમ નીકળી જાય એવો ધૂળવાળો રસ્તો છે. ઉનાળાના દહાડા. જોડા પહેરીને તો નનામી ઊંચકાય નહિ એવો પાછો વહેમ. એટલે ડાઘુઓ તો ત્રાસી ગયા, કેટલાકના પગે ફોલ્લા પડ્યા. પણ ત્યાં જઈ લાડુ, મૂકવા મળશે એવી લાલચમાં પંદર ગાઉ જવાવાળા પણ ઘણા તૈયાર થયા.

વાત આટલેથી અટકી નહિ. સિદ્ધપુરથી આવ્યા પછી ડોસા પાછળ ગરુડ પુરાણ બેસાડ્યું. અગાઉ મેં કદી ગરુડ પુરાણ સાંભળેલું નહિ. કામ પ્રસંગે એવામાં હું એ ગામમાં જઈ ચઢતો. જાઉં ત્યારે હું એ ભાઈને ત્યાં જ ઊતરતો. સવારમાં મને તે ગરુડ પુરાણ સાંભળવા લઈ ગયા. બ્રાહ્મણ મહારાજ જે વાતો સંભળાવતા હતા તે સાંભળીને તો હું ચોંકી ઊઠ્યો. મૃત્યુ પછી જીવને કેવી યાતનાઓ પડે છે. એ યાતનાઓમાંથી મુક્ત થવા માટે કેવું કામ લેવું જોઈએ એ વાત પર જ ભાર મૂકવામાં આવ્યો હતો. ઉપરાંત તેમાં સ્ત્રીઓ વિશે તો ઘૃણા થાય એવા ઉદ્‌ગારો કાઢ્યા છે. આ પુરાણ જોડી કાઢેલું લાગ્યું. બ્રાહ્મણોનું વર્ચસ્વ ટકી રહે અને લોકો વહેમ, અંધશ્રદ્ધામાં ડૂબેલા રહે તે માટે પુરાણ તૈયાર કર્યું હોય એમ લાગ્યું. બપોર નમ્યા પછી મેં એ સુધારક ભાઈને જ પૂછ્યું: 'તમે તો રોજ ગરુડ પુરાણ સાંભળતા હશો?'

'હા સાંભળું છું ને.'

'એમાં જે પ્રસંગો અને વાતો આવે છે તે તમને બુદ્ધિગ્રાહ્ય લાગે છે!'

'બુદ્ધિગ્રાહ્ય તો ક્યાંથી લાગે!'

'તમને તે વહેમને પુષ્ટ કરે એવી વાતો નથી લાગતી? માણસને પ્રભુએ બુદ્ધિ આપી છે. તો તેનો ઉપયોગ કરવો જોઈએ કે નહિ! આજના વિજ્ઞાનના જમાનામાં કોઈ ઊંઠાં ભણાવે તો તમે માનો ખરા?'

'જે વસ્તુ સિદ્ધ થયેલી હોય તેને જુઠ્ઠી તો કેમ મનાય! વિજ્ઞાનની શોધોનો કઈ રીતે ઇન્કાર કરી શકાય?'

'લોકો તો પરંપરાથી માનતા હતા કે સૂર્ય અને ચંદ્ર પૃથ્વીની ચોમેર ફરે છે. સૂરજદેવ સાત ઘોડાનો રથ



લઈને આવે છે. પૃથ્વી શેષનાગના શીષ પર ટકી રહી છે. આ બધી માન્યતાઓને વિજ્ઞાને ખોટી પાડી છે એમ તો માનો છો ને!'

'હા જ તો, એવી એવી જૂની વાતોને કોણ માને!'

'તો એ જ બુદ્ધિના ગજથી તમે એ મહારાજની વાતોને ચકાસી જુઓ! એ વાતો કેવી રસમય લાગે છે! એકે વાત બુદ્ધિની કસોટીએ ટકી શકે એવી છે ખરી! તમે તો સમાજસુધારક છો. જે બોધ બીજાને આપો છો એ બોધ તમારે આચરણમાં ઉતારવો જોઈએ ને!'

'સેવકરામ, તમારી વાત તો બરાબર છે! મને ગરુડ પુરાણની વાતમાં તો જરાયે શ્રદ્ધા બેસતી નથી. પણ ચાલતું આવ્યું છે તે કેમ છોડી દેવાય!'

'ભલા માણસ! સુધારક થઈને તમેયે પાણીમાં બેસી ગયા! તો પછી જૂના ચીલા તોડશે કોણ! પરંપરા તો ચાલે છે. તેને તોડવાની કોઈકે તો પહેલ કરવી જોઈશે ને! પછી સુધારો અમલી ક્યારે બને!'

એ જ સુધારક ભાઈએ બારમાને દિવસે તેમના પિતાજી પાછળ 'સજા' ભરી. બ્રાહ્મણોને ગોદડાં, કપડાં, સાલ્લા, વાસણ આપ્યાં. તે સાથે ચાંદીની નિસરણી પણ આપી. શા માટે ખબર છે? ડોસા સ્વર્ગારોહણ કરી શકે તે માટે. 'સજા' પાછળની ભાવના એ છે કે જે ચીજો અહીં બ્રાહ્મણને આપવામાં આવે છે તે સ્વર્ગમાં મૃતદેહને મળે છે. બોલો આને કોઈ બુદ્ધિનો સહારો મળી શકે ખરો! ચાંદીની વેંત જેટલી નિસરણીથી સ્વર્ગલોકમાં પહોંચાય ખરું! છતાં ચાલતું આવ્યું છે માટે ચાલ્યે જાય છે. સૌ કરે છે માટે અમે કરીએ છીએ. આમાં દલીલ નથી, છે માત્ર અંધશ્રદ્ધા. શિક્ષિત અને બુદ્ધિજીવીઓ પણ આવા વહેમના ભોગ બને છે ત્યારે થાય છે કે અભણ અને અશિક્ષિત ગામડાંને કેવી રીતે વહેમમાંથી મુક્ત કરી શકાય!

ડોસાના મૃતદેહને સિદ્ધપુર લીધો તે વાતના સંધાનમાં મને બાપુના અસ્થિવિસર્જનની વાત યાદ આવે છે. બાપુ કદી વહેમની છાયા પણ પોતા પર પડવા દેતા નહિ. અલબત, તેમની પ્રભુ વિશેની શ્રદ્ધા એવી તો દૃઢ હતી કે ક્યારેક આપણને તેમાં અંધશ્રદ્ધા પણ દેખાતી. પણ બીજી રીતે બાપુ હમેશાં હરેક વાતને બુદ્ધિની કસોટીએ ચડાવતા. એ બાપુનાં અસ્થિ અમુક જગ્યાએ જ નાખવામાં આવે, પધરાવવામાં આવે, વિસર્જન કરવામાં આવે એવો આગ્રહ રાખવાનો કંઈ અર્થ ખરો? જો પ્રયાગમાં ગંગામાં કે નાશિક આગળની ગોદાવરીમાં અસ્થિ નાખવાં અનિવાર્ય હોય તો, તો પછી એકલાં બાપુનાં શા માટે, સૌનાં અસ્થિ ત્યાં જ પધરાવવાં જોઈએ ને! એનો અર્થ તો એ થયો કે જે શ્રીમંત છે, પહોંચવાળા છે એને આ લાભ મળે, બીજાને નહિ. બીજું, જે વસ્તુ તેમની હયાતીમાં નહોતા કરતા તે તેમના મૃત્યુ પછી આપણે કરી. જે લાભ ગરીબોને, હરિજનોને, લાખો માનવીઓને નથી મળતો તે લાભ બીજા કદી લેતા નહિ. છતાં કેવળ અંધશ્રદ્ધા અને વહેમમાં ખેંચાઈને આપણે સૌએ બાપુનું તર્પણ કર્યું. મૃત્યુ પાછળની બધી વિધિ કરી. એટલે જ મારા જેવા અદના સેવકને મનમાં સવાલ થાય છે:

'આને તે ધર્મનું આચરણ કહેવું કે અંધશ્રદ્ધાનું!'

આનો જવાબ કોણ આપે! શ્રી. કિશોરલાલ મશરૂવાળા જેવા જવાબ આપનાર બુદ્ધિ-જીવી તો ચાલ્યા ગયા. મને તો થાય છે કે આવી બાબતોમાં લોકનેતાઓએ પ્રજાને આચરણથી બોધ આપવો જોઈએ અને વહેમમાંથી પ્રજાને મુક્ત કરવી જોઈએ.

આવો જ સામ્પ્રદાયિક વહેમ મેં આ બાજુનાં ગામડાંમાં જોયો. હમણાં વળી યજ્ઞનું તુત ચાલ્યું છે. સમજે, વગર સમજે ગામડાં યજ્ઞ કરાવવામાં ગૂંચવાયાં છે. ઘણાં ગામોમાં મહાયજ્ઞ ચાલી રહ્યા છે. પાંચ સાત દિવસ યજ્ઞ ચાલે. બ્રાહ્મણો આવે, જમે. ગામમાં સગાં સંબંધીઓ દર્શન કરવા આવે અને મહેમાનગતી કરે. એક ગામમાં યજ્ઞ થવાનો હતો. મુંબઈ જઈ વેપારમાં





ફસાયેલા ગામના એક ભાઈએ યજ્ઞ કરવાની ગામમાં વાત મૂકી. સૌએ હોંશમાં આવી યજ્ઞની તૈયારીઓ શરૂ કરી. એ ગામના એક રામજીભાઈ મારી પાસે આવ્યા. એ મને કહે :

'સેવકરામ ! ગામ સમજતું નથી ને આમાં તો હેરાનપરેશાન થઈ જશે. ગામમાં લોકોના ધાડાં ને ધાડાં આવશે. બધાને જમાડવામાંથી કોઈ ઊંચા નહિ આવે. આમેય ઘી છ અધોળનું થઈ ગયું છે. પણ પછી રૂપિયાનું પાશેર ઘી પણ નહિ મળે. ગામમાં ગરીબ ગરબાં મરી જશે.' અને મુદ્દાની વાત પર આવતાં તેમણે કહ્યું :

'સેવકરામ ! તમે તો કહેતા હતા કે આજના જમાનાનો યજ્ઞ તો સેવાયજ્ઞ છે, આ યજ્ઞથી ગામનું શું ભલું થવાનું છે? મેં એ મુંબઈવાળા શેઠને કહ્યું કે તમે યજ્ઞમાં પાંચ હજાર તો ખર્ચવા તૈયાર થયા છો. જો એ રકમ તમે ગામની શાળા માટે આપો તો એટલી રકમ સરકાર પાસેથી મેળવીએ અને ગામમાં શાળા બંધાવીએ. મેં તેમને એ પણ વાત કરી કે તમે ગામમાં વૉટરવર્ક્સ બંધાવી આપો. બાકીનું ગામ જોડી વાળશે અને તમારું કે તમે કહો તેનું નામ મૂકીએ. પણ એ માનતા નથી. તમે આવીને ન સમજાવો ?'

એ સાંભળી હું એ ભાઈ સાથે તેમના ગામ ગયો. પેલા મુંબઈવાળા ભાઈને મળ્યો. એ મને ભલા અને સમજુ લાગ્યા. મુંબઈ જેવા શહેરમાં રહ્યા હતા એટલે નવા જમાનાની વાતો પણ જાણતા હતા. મેં તેમની આગળ ગાંધીજીના સેવાયજ્ઞની વાત કરી. બહુજન સમાજનું કલ્યાણ થાય એ રીતે ધન ખર્ચવાની વાત કરી. વિનોબાજીના સંપત્તિદાનના સંદેશાની યાદ દેવડાવી. ધન ખર્ચવાના અનેક માર્ગ છે. યજ્ઞ કે હોમહવન પાછળ ખર્ચવાથી શો લાભ ! આજના યુગપલટા સાથે એ સુસંગત પણ નથી. યજ્ઞનો અર્થ તેના આવા સંદર્ભમાં સમજવો જોઈએ. તેમની સાથે ઘણી બધી વાતો કરી. પણ એ સમજે તો ને ! ફરીફરી તે પણ પેલા વકીલની પેઠે, પેલા સુધારકની પેઠે જૂની, પરંપરાની વાતનો ટેકો લેતા હતા :

'સેવકરામ ! તમારી બધી વાત સાચી. પણ મેં તો યજ્ઞ કરાવવાનો સંકલ્પ કર્યો છે. પ્રભુએ સુઝાડ્યું તે ખરું. વર્ષોથી ઋષિમુનિઓ કરતા આવ્યા છે એ જ કરું છું ને ! આમાં કંઈ ખોટું કરતો હોઉં તો કહો ?'

મેં તેમને યજ્ઞના નવા અને મારા મતે તો સાચા અર્થની વાત કરી તો એ કહે :

'એ તો માને એનો ધર્મવાળી વાત છે. મારે મન તો યજ્ઞ એટલે ધર્મનું આચરણ છે. આપણે યજ્ઞ ભૂલી ગયા છીએ એથી જ ધર્મ રસાતાળ જવા બેઠો છે.'

અને ધર્મના નામે, શ્રદ્ધાના નામે તેમણે યજ્ઞ કર્યો પણ ખરો. અગ્નિમાં સ્વાહા...સ્વાહા...કરતાં કેટલુંયે ઘી હોમાઈ ગયું. ઘણા માણસો દર્શને આવ્યાં. ગામમાં મહેમાનો ઊભરાયા. પેલા ભાઈએ આગાહી કરી હતી તે સાચી પડી. ગામ ત્રાસી ગયું. પણ યજ્ઞ કરાવ્યા શિવાય કંઈ ચાલે ! સાતે દિવસ રોજ ત્રણ-સોથી ચારસો બ્રાહ્મણો પાકું જમણ જમતા હતા. આ બધું ધર્મના નામે ચાલતું હતું.

મેં જોયું છે કે ધર્મની વાત આવે છે ત્યાં મારા હાથ હેઠા પડે છે. ત્યાં દલીલ કારગત નિવડતી નથી. સૌ શ્રદ્ધા કે અંધશ્રદ્ધાનું શરણું શોધે છે. આ પણ પ્રજાનો સામુહિક વહેમ છે. યજ્ઞ કરીએ તો પુણ્ય મળે. પ્રભુ પ્રસન્ન થાય અને ધાર્યું ફળ મળે. આવી ગણત્રીએ આ યજ્ઞો થાય છે. આવી માન્યતાને બ્રાહ્મણો પુષ્ટ કરે છે. આ ગામડાંને કોણ જગાડશે ! જો લોકો યજ્ઞમાં ખર્ચે છે તે પૈસા ગામના વિકાસ કાર્યો પાછળ ખર્ચે તો ગામની રોનક બદલાઈ જાય. ગામમાં ઘણાં સાર્વજનિક કાર્યો થાય. ધન જનહિતમાં ખર્ચાય. આવી સાદી સીધી, એક ને એક બે જેવી વાત પણ ગામડાંને સમજાતી નથી. અને મોટી કારુણી તો એ છે કે મારા જેવો સેવકરામ પણ તેમના ગળામાં યજ્ઞનો સાચો અર્થ ઉતરાવી શકતો નથી !

★



ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# વજન, ઊંચાઈ, રોગો અને આવરદા

ઊર્મિના વાચકોના જાણીતા ડૉક્ટર આ લેખમાં માનવ શરીરનું જે પૃથક્કરણ કરે છે તે દરેકને સમજાય તેવું સરળ છે અને કેટલાક નવા ખ્યાલ પણ મળે છે……

મોટા ભાગનાં સ્ત્રી અને પુરુષોના શરીરના કદ અને ઘાટમાં મળતાપણું આવે છે. અપવાદરૂપ થોડા ફેરફારો હોય છે. ખરા પણ કદમાં સામાન્યતા હોય છે. ગુજરાતના મરદની સરેરાશ ઊંચાઈ ૬૫ ઇંચ ને સ્ત્રીની ઊંચાઈ ૬૦ ઇંચની છે. પશ્ચિમના દેશોમાં આ સરેરાશ ઊંચાઈ ૬૮ અને ૬૫ ઇંચની છે. દુનિયાભરમાં ૧૮ ઇંચની ઊંચાઈનો વામનજી નોંધાયો છે તો ઊંચામાં ઊંચો માણસ ૧૦૮½ ઇંચનો જાણવામાં આવ્યો છે.

ઊંચાઈ જાતિ અને ઉંમર ઉપર વજનનો આધાર છે. વજનમાં ગુજરાતનો મરદ સાડાત્રણ મણની આસપાસ છે તો સ્ત્રી અઢીથી પોણાત્રણ મણ ઊતરે છે. દુનિયાભરમાં વધારેમાં વધારે વજન ૬૧૬ રતલ નોંધવામાં આવ્યું છે. હિંદના ભારેખમ વજનદાર ઉત્તર પ્રદેશના નાથુરામ ભાર્ગવ હતા. તેમનું વજન ૫૫૦ રતલ હતું. જીવતા હાડપિંજર જેવા પાંચ ફૂટ ચાર ઇંચ ઊંચાઈના કેલવિન એડિસનનું બેંતાલીસ વર્ષની ઉંમરે વજન ફક્ત ૪૫ રતલ હતું પણ તે ચાર બાળકોના પિતા હતો.

માનવીની આયુર્મર્યાદાનાં કેટલાક ધોરણ છે. આપણા વેદોમાં શતં જીવ શરદ—સો શરદો પર્યંત જીવવાનો આશીર્વાદ છે. ખ્રિસ્તી ધર્મશાસ્ત્રમાં ૭૦ વર્ષના આયુનું નિર્માણ છે. માનવના જીવનકાળને વિજ્ઞાને છ ભાગમાં વહેંચ્યો છે. જન્મથી ત્રણ વર્ષ સુધી શિશુ, ત્રણથી દસ વર્ષ બાળપણ, દસથી વીસ યૌવન, વીસથી પચાસ પુખ્તવય, પાંસઠ વૃદ્ધત્વ ને પાંસઠથી આગળ ઘડપણ.

માનવ માત્ર શરીરની મર્યાદાઓથી બંધાયેલો છે. શરીરના કદ વજન અને તાકાતના આધારે તે કેટલાં વર્ષ કામ કરતું રહેશે એનું નિર્માણ થાય છે. શરીરરૂપી પાંજરામાં આપણે દરેક જણ પકડાઈ ગયેલા છીએ. હકીકત તો એ છે કે વ્યક્તિ માત્રના આયુનું નિર્માણ ગર્ભાધાન વખતે જ નક્કી થાય છે. આમાં અપવાદરૂપ અકસ્માતો છે. અકસ્માત મોટર નીચે આવવાનો, ન્યૂમોનિયા કે એપેન્ડિસાઈટિસ કે બીજા રોગો થવાનો અગર તો ભૂલથી કે જાણી બૂઝીને ઝેર પીવાનો. આવા અકસ્માતો બાદ કરીએ તો સ્ત્રી કે પુરુષ કેટલાં વર્ષ જીવશે એ ગર્ભાધાન વખતે જ નક્કી થાય છે. આ નક્કી કરનાર વારસાગત સંસ્કારો છે. પૂર્વજોના જેટલું જ જીવવાનું બળાબળ આપણને પ્રાપ્ત થાય છે. ગર્ભાધાન સમયે જ માનવીમાત્રને શરીરરૂપી ઘરના વસવાટનો જિંદગીનો પટ્ટો નક્કી થાય છે.

કોઈક માણસમાં વહેલું વૃદ્ધત્વ આવે છે. આનું કારણ શું હશે? શરીરના બધા ફેરફારોના કારણરૂપ વારસાગત ઘરની કે પરિસ્થિતિની પ્રતિકૂળ અસરો અગર તો આ બંને કારણોની મેળવણીની અસરો પણ હોઈ શકે. આ બાબત સમજવા માટે મોટરના પૈડાના ટાયરનો દાખલો લઈએ. ટાયરની જિંદગી ચાર બાબતો પર ટકે છે. એક તો ટાયર બનાવેલા રબ્બરની જાત, મોટરના અવર જવરના રસ્તાની સ્થિતિ, ડ્રાયવરની દરકાર ને હોંશિયારી અને ટાયરે કાપેલું અંતર, આની સરખામણીમાં માનવ જિંદગીનાં પાપ નિર્માણ કરનારી ત્રણ બાબતો છે. વારસાગત સંસ્કારો, શારીરિક ને માનસિક બોજો અને જિંદગી વિતાવવામાં લેવાયેલી દરકાર કે સંભાળ. પણ આયુ પ્રમાણ નક્કી કરનાર મુખ્ય બાબત તો પૂર્વજોનું આયુષ્ય છે.

ઊંચાઈ અને વજન પછી શરીરનો બાંધો નક્કી થાય છે. બાંધા પ્રમાણે માણસોનું વર્ગીકરણ કરતાં ત્રણ વિભાગ પડે છે. પાતળો મધ્યમ અને ભારે

બાંધો, પાતળો અને ભારે બાંધો એ શરીરના બાહ્ય દેખાવ કરતાં પણ શરીરની આરોગ્યમયતા અને રોગાવસ્થા વિષે ઘણો નિર્દેષ કરી જાય છે. પાતળા માણસોને હૃદય ને લોહીની નળીઓના રોગ જવલ્લે જ થાય છે અને જો તે ક્ષયના ભોગ બનવાનો જુવાનીનો કાળ સહીસલામત રીતે પસાર કરી જાય તો ખાસ્સું લાંબું જીવે છે. આપણે જોતા નથી કે લાંબુ જીવનારા માણસો પાતળા બાંધાના હોય છે? ભારે બાંધાના માણસો શરીરના વજન સાથે લોહીની નળીઓનો બગાડો અને લોહીના ઊંચા દબાણના ભોગ બને છે. જે દીર્ઘાયુત્વની વિરુદ્ધમાં જાય છે.

સ્વાભાવિક રીતે ભારે બાંધાના માણસોનું વજન વધારે હોય છે. ઊંચાઈ જાતિ અને ઉંમર અનુસાર ઇષ્ટ વજનના કોઠા નક્કી કરવામાં આવ્યા છે. ઇષ્ટ વજનની ગણતરી કરવાની એક રીત આ પ્રમાણે છે. છાતીનું માપ × ઊંચાઈ ÷ ૧૭; ભાગાકારમાં જે આંકડો આવે તે ઇષ્ટ વજનનો છે. ધારો કે છાતીનું માપ ૩૨ ઇંચ ને ઊંચાઈ ૩૪ ઇંચ છે તો તેને ૧૭ વતી ભાગતાં ભાગાકારમાં આવતો ૧૨૦ નો આંકડો એ ઇષ્ટ વજન દર્શાવતો આંક છે. આ ગણતરી મુજબ વજનના આંકડા કરતાં વજન વધારે હોય તો તે જાડાપણાની નિશાની છે. આની બીજી નિશાની છાતી અને પેટના માપની છે. છાતી કરતાં પેટનું માપ બે કે ચાર ઇંચ વધારે હોય તો તે જાડાપણાની નિશાની છે. શરીરમાં ચરબીના વધારાના લીધે ઇષ્ટ પ્રમાણ કરતાં વજન વધારે થાય છે. અને મેદોવૃદ્ધિ કે મેદરોગ કહેવાય છે. અમેરિકાના ડૉ. ડોનાલ્ડ બી. આર્મસ્ટ્રોન્ગના કથન મુજબ દુનિયાની વસ્તીનો પાંચમો ભાગ મેદોવૃદ્ધિથી પીડાય છે. જિંદગીમાં સફળ નીવડેલા માનવીઓની સુખાવસ્થાને લીધે મેદોવૃદ્ધિ થવા માંડે છે. અનુમાનવામાં આવ્યું છે કે ચાલીસ ટકા જાડા માણસોના કુટુમ્બીઓમાં જાડાપણાનું ચલણ હોય છે. જાડા થવાનું મુખ્ય કારણ વધારે પડતો આહાર છે.

વીમાના ક્ષેત્રમાં કામ કરતા દાક્તરોના અનુભવનું તારણ છે કે જાડા અને ટૂંકી ગરદનવાળા ચાલીસ વર્ષની આસપાસના માણસો લોહીના ઊંચા દબાણથી (હાઈ બ્લડ પ્રેશર) પીડાય છે. આવી વ્યક્તિઓના વજનમાં વીસ ટકાનો વધારો થતાં હૃદય, લોહીની નળીઓ, ગુરદાના રોગો ને ડાયાબેટિસ થવાથી આવરદા ટૂંકાય છે. શરીરનું વધારે વજન અને ડાયાબેટિસ રોગનો સંબંધ બહુ જાણીતો છે. આ રોગની તપાસમાં જાણવા મળ્યું છે કે ચાલીસ વર્ષની ઉપરના સાધારણ વજન કરતાં વીસ ટકા વધારે વજનવાળા આ રોગના ભોગ બને છે. આવી રીતે વધારે વજનવાળી સ્ત્રીઓને પિત્તાશયનો રોગ થઈ આવે છે. વળી એમનામાં જનનેન્દ્રિયના કેન્સરનું પ્રમાણ પણ વધુકું રહે છે. જાડાં બાળકોમાં યૌવનારંભમાં ઢીલ થાય છે. પાતળી સ્ત્રીઓ કરતાં જાડી સ્ત્રીઓ ઓછી ફળદ્રુપ હોય છે.

સાંધાના સોજા અને ગાઉટ રોગના કારણરૂપ મેદોવૃદ્ધિ છે. ઓછા વજનવાળા કરતાં જાડામાં સારણગાંઠનું પ્રમાણ અધિક રહે છે. દાક્તરોનું અવલોકન છે કે પુરુષો કરતાં જાડી સ્ત્રીઓ કેન્સર, ડાયાબેટિસ, ઇન્ફ્લુએન્ઝા ને ન્યૂમોનિયાના વધારે ભોગ છે. જાડા શરીરમાં સગર્ભાવસ્થા વખતે વધારે જોખમ રહેલું છે. આ સ્ત્રીઓ મોટા ભાગે વજનદાર બાળકોને જન્મ આપે છે અને જે સ્ત્રીઓને વજનદાર બાળક અવતરે છે તે છેવટે ડાયાબેટિસની રોગી બને છે.

સ્ત્રી અને પુરુષ વધારે વજનને લીધે મરણપ્રમાણ વધારે રહે છે. ઇષ્ટ કરતાં વીસ ટકા વજન વધતાં મરણપ્રમાણ ઊંચુ રહે છે. ૨૦ થી ૬૪ વર્ષની વયના ગાળામાં વધારે વજનને લીધે મરણપ્રમાણ દોઢસો ટકા જેટલું વધારે રહે છે. મરણના કારણરૂપ હૃદય, લોહીની નળીઓ અને ગુરદાના બગાડના રોગો છે.

પાતળા ને ઊંચા માણસો ફેફસાંના રોગના ભોગ થઈ પડે છે. વળી તેમના હૃદય પર પણ બોજો આવે છે. આ લોકો ચાલીસ વર્ષ સુધીનું આયુ સહીસલામત



પ્રો. અનંતરાય મ૦ રાવળ

# આધુનિક નવલકથા

તાજેતરમાં જ દિલ્હીમાં આકાશવાણી તરફથી સાહિત્ય સમારોહ ઉજવાયો. તેમાં દરેક પ્રાંતના સાહિત્ય વિષે વાર્તાલાપો થયા. 'આધુનિક ગુજરાતી નવલકથા વિષે આપણા વિદ્વાન વિવેચકે આપેલો વાયુવાર્તાલાપ અહીં મૂક્યો છે……

જેમ દરેક સ્થળે તેમ ગુજરાતમાં પણ આજે નવલકથા એ સાહિત્યનો લોકપ્રિય પ્રકાર છે. નવલકથાનું બહોળું ઉત્પાદન અને એનું ઝડપી વેચાણ આ વાતની શાખ પૂરે છે.

નવલકથાને સંબંધ છે ત્યાં સુધી આજે, સામાજિક અને ઐતિહાસિક એમ મુખ્યત્વે બે પ્રકારની નવલનું ચલણ છે. સાહિત્યના ક્ષેત્રે પશ્ચિમની અસર નીચે જૂની સમાજવ્યવસ્થામાંથી નૂતન વ્યવસ્થાની સંક્રાન્તિ કે જેનું શ્રી. ગોવર્ધનરામે પોતાની અમર નવલ 'સરસ્વતીચન્દ્ર'ના વિશાળ ફલક પર રેખાંકન કરવાનો પ્રયાસ કર્યો હતો તે હજી પૂરી થઈ નથી. ઉલ્ટું, દેશના પુનર્નિર્માણ માટેના રાષ્ટ્રિય પુરુષાર્થની સાથે અને ગાંધીજીની પ્રણાલિ ચાલુ રાખતા વિનોબાજીના સંદેશ સાથે એ વધુ ગતિવંત બની છે. આ પરિબળોથી ઘડાઈ રહેલા ગુજરાતનું પ્રતિબિંબ એની સામાજિક નવલો અને નવલિકાઓમાં પડે છે. સાહિત્યમાં વાસ્તવિકતા માટેની અને સામાજિક ન્યાય તથા માનવતા માટેની માગણીથી ગુજરાતી સામાજિક નવલસાહિત્ય જીવનની વધુ નિકટવર્તી બન્યું છે અને આપણા સમાજના નીચલા થરના, શહેર તથા ગામડાંના આમમાનવીના અંતર સુધી પહોંચ્યું છે; અને એ જ ગુજરાતી નવલે પ્રગતિને પંથે ભરેલી એક હરણફાળ છે.

વાસ્તવદર્શી ગ્રામજીવનના ફલક પર નિર્દોષ આત્માઓનો ઉત્કટ પ્રેમ આલેખતી શ્રી. પન્નાલાલ પટેલની 'મળેલા જીવ' આ આગે કદમના પ્રતીક સમાન છે. પન્નાલાલ પટેલે આ જ પ્રકારની બીજી પાંચ નવલકથા ગુજરાતને આપી છે અને એ નવલો, એમની શહેરી જીવનની નવલો કરતાં વધુ સારી છે, એનો એક મતે સ્વીકાર થયો છે. ઇશ્વર પેટલીકર, ચુનીલાલ મડિયા, પીતામ્બર પટેલ અને પુષ્કર ચંદરવાકર જેવા શ્રી. પન્નાલાલ પટેલના સમકાલીન લેખકોએ, વત્તી-ઓછી સફળતા સાથે, ગ્રામજીવનને એના સ્થાનિક

---

વિતાવી જાય તો પછી એમના લાંબા જીવવા માટે ખાસ વાંધો નથી આવતો પણ જો દૃષ્ટિ પ્રમાણ કરતાં વજન ઓછું હોય તો આવરદા ટુંકાય છે. મરણના કારણરૂપ રોગોમાં ક્ષય, ઇન્ફલુએન્ઝા ને ન્યૂમોનિયા છે. જાણવા જેવું છે કે ત્રીસ વર્ષ ઉપરની ઊંચી સ્ત્રીઓમાં ટૂંકી કે મધ્યમ સ્ત્રીઓ કરતાં મરણપ્રમાણ ઓછું રહે છે. જાડા શરીરને આ શ્રેષ્ઠતા લાગુ નથી પડતી. જાડું શરીર એ રોગ અને માંદગીનું ઘર છે.

પાતળા શરીરમાં હોજરી લાંબી અને લબડતી હોવાથી ખાધા પછી ભારેપણું અને ગેસ થાય છે. ખાધા પછી અડધા કલાકનો પડી રહેવાનો આરામ હોય તો આ પીડા થતી નથી. પેટને મજબૂત બનાવવા ચત્તા સૂઈ પગ ઊંચા રાખવાની કસરત કરવી. જાડા થવા માટે વધારે ખાવું. ભૂખ ના લાગતી હોય તો પણ ખાવું. ભૂખ વિના ખાઈ શકાય છે. જ્યારે જાડા માણસોએ ખાવામાં કાબૂ રાખવો. શારીરિક કારણોસર ફક્ત પાંચ ટકા માનવીઓ જાડા હોય છે. બાકીનામાં જાડાપણાનું કારણ અત્યાહાર છે. આ લોકોએ ચાલવાની કસરત રાખવી. પણ દુઃખની બિના તો એ છે કે ઊંચકવી પડતી વધારે પડતી ચરબી માટે એમને બીલકુલ અફસોસ થતો નથી પણ ઉલ્ટાના સુખ અને સુખી અવસ્થાના કારણે તે હોવાથી ગૌરવ અનુભવે છે.





રંગોમાં અને લોકબોલીમાં આલેખવાનો પ્રયત્ન કર્યો છે.

જેમ યુવાન લેખકોએ સામાજિક નવલને પોતાનો લેખન વિષય બનાવ્યો છે, તેમ જૂની પેઢીના લેખકોએ ઐતિહાસિક નવલને પોતાનું લેખનક્ષેત્ર બનાવ્યું છે. નવી પેઢીના લેખકોમાં એક 'દર્શક' જ એવા છે, કે જેમણે સફળતાપૂર્વક ઐતિહાસિક નવલ લખી છે. જો કે નવલિકા એક જુદા જ પ્રકારની હથોટી અને કલા માગી લેતી, નવલકથાથી ભિન્ન એવો સાહિત્ય પ્રકાર છે છતાં ઉપર જણાવેલા તમામ નવલકથાકારો, સારા નવલિકાકારો પણ છે, એ એક સુભગ સંયોગ જ છે. 'ધૂમકેતુ' અને 'રામનારાયણ પાઠક' પછી ગુજરાતી નવલિકાને પ્રગતિને પંથે આગળ લઈ જવાનો યશ નવી પેઢીના લેખકોને ફાળે જ જાય છે.

જેમણે નવલિકાઓ પણ લખી છે એવા આધુનિક ગુજરાતના—બે પ્રતિનિધિત્વશીલ કવિઓ—સુંદરમ્ અને ઉમાશંકર—માંથી ઉમાશંકર, વાર્તાને વધુ માનસશાસ્ત્રીય અને વાસ્તવદર્શી બનાવવામાં વધુ સફળ બનાવવામાં તેમ જ એની કથાવસ્તુ અને વિધાનકલામાં મૌલિકતા દાખવવામાં વધુ સફળ રહ્યા છે. ઉમાશંકર પછી પન્નાલાલ પટેલ અને ચુનીલાલ મડિયાએ નવલિકાને વધુ સમૃદ્ધ બનાવી છે. આ બન્ને લેખકોને ગ્રામસમાજનો જાત અનુભવ હોઈ, જીવનના કરુણ-મંગલ પ્રસંગો આલેખવાની નિશ્ચિત દૃષ્ટિ હોઈ, માનવી, એનું માનસ અને એની વર્તનનું ઊંડું નિરીક્ષણ કરવાની શક્તિ, સમૃદ્ધ કલ્પના અને વાર્તા કહેવાની કુદરતી શક્તિ સાથે, તેઓ મોટા પ્રમાણમાં નવલિકા-સર્જન કરે છે.

શહેરનાં મધ્યમવર્ગનાં લોકજીવનમાંથી પોતાની કથાવસ્તુ ઉપાડતા ગુલાબદાસ બ્રોકર અને પશ્ચિમની નવલિકાઓની હરોળમાં ગુજરાતી નવલિકાઓ આણવાના પોતાના પ્રયત્નમાં વાર્તાવસ્તુ અને સ્વરૂપ સાથે હમેશાં નિત્ય નવા પ્રયોગો કરતા જયન્તિ દલાલ, ઉલ્લેખ કરવા ઘટે એવાં બીજાં નામો છે.

ગુજરાતી નવલ સાહિત્યની સિદ્ધિ, ગુજરાતી પ્રજાજન સકારણ ગૌરવ અનુભવી શકે એવી છે. અત્યારે જો એક માત્ર ભયસ્થાન સામે સજાગ રહેવાનું છે, તે ગુણવત્તા પર પ્રમાણ (જથ્થા)નો પગપેસારો છે. વિવેચનની દૃષ્ટિએ વિચારીએ તો, એમ કહેવાને કારણ છે, કે આજે ઢગલાબંધ સર્જાતું નવલસાહિત્ય માત્ર કૌશલ-સ્વરૂપ પરના પ્રભુત્વનું અને ચાપલ્ય દર્શાવે છે, પરન્તુ એમાં ઊંડાણ નથી. સંભવ છે, કે બીજી પ્રાદેશિક ભાષાઓમાં પણ આમ જ હશે.

★

મકરન્દ દવે

**કરકસર**

આમ તો ભાષણ કર્યું ભારે છતાં<br>
કરકસર થોડી કરો, જો આજથી!

વાણીનો ખર્ચો કરો છો ખૂબ પણ<br>
એટલી આવક વિચારોની નથી.

★

લખનઉમાં રેલવેને લગતા સંશોધન મથક ખાતે એન્જીનોની રાખોડીના ઉપયોગીકરણને લગતી એક યોજનાને આખરી સ્વરૂપ આપવામાં આવ્યું છે.

રેલવેનાં એન્જીનોમાંથી વરસ દિવસે લગભગ ૧૫ લાખ ટન જેટલી રાખોડી પડે છે, જેમાંથી મોટો ભાગ નકામો જાય છે. આ રાખોડીનો બારીક ભૂકો કરવાની એક પદ્ધતિ ઉપર્યુક્ત સંશોધન મથક ખાતે તૈયાર કરવામાં આવી છે. આ પદ્ધતિથી બારીક ભૂકો કરવામાં આવેલી રાખને બાંધકામની મજબૂતીને હાનિ પહોંચ્યા વિના કોન્ક્રીટના બાંધકામમાં સિમેન્ટને સ્થાને અંશતઃ ઉપયોગમાં લઈ શકાય છે.



# માંદગીની પળોમાં

માંદગીની સારી બાજુને બિરદાવનાર પણ કોઈ ઘડાયેલ દરદી જ્યારે નીકળે છે, તેના ગુણગાન જાણવા મળે છે ત્યારે માંદગીને ધિક્કારનાર, એક સરખા જીવનથી કંટાળીને આરામ શોધનાર માંદગીને આહ્‌વાહન કરે તેવાં આ લેખમાં લેખિકા ખીલ્યાં છે......

રે માંદગી! તારું આગમન થતાં માનવીને જીવનની ઘટમાળનો ખ્યાલ આવે છે. સગાં, વહાલાં, સ્નેહીઓનું દર્શન માંદગીમાં જ થાય છે. તારા આગમનથી મનમાં ઝંઝાવાત પેદા થાય છે. તારા આગમનનો શબ્દ કર્ણે પડતાં જ સંસારી તારાથી દૂર નાસવા પ્રયત્ન કરે છે. ત્યારે તું તેમની પાછળ પાછળ જઈને તેમને ક્યાંયથી પણ પકડી પાડે છે. જ્યારે સંસારીઓથી સામે કિનારે વસતા ત્યાગીઓને તારા આગમનથી નથી થતો હર્ષ કે શોક! તું આવે તોય શું ને ન આવે તોય શું? એ નિસ્પૃહી આત્માઓની તો મનની એક સરખી સ્થિતિ રહે છે. જે તારી દરકાર નથી કરતા તેમની પાસે તો તું ફરકતી પણ નથી. તારાથી દૂર, વિમુખ રહેવા ઈચ્છનારાઓ પણ તારું આગમન થતાં તારી કેવી માવજત કરે છે? તને ખૂબ ખૂબ ખુશ કરે છે. એટલે જ જાણે તને જવાનું મન નહીં થતું હોય ખરું ને?

રે માંદગી! તારાય અવનવા રંગો છે ને? લાલ, પીળા, લીલા મોહનાં આવરણોમાં ફસાયેલો માનવી તારા સતત લાંબા સહવાસથી જીવનદષ્ટિ મેળવે છે. તારો તો હું કહું છું કે માનવજાત પર કેવો ઉપકાર છે! છતાંય કોઈ તારી કદર કરતું નથી ત્યારે મને અપાર દુઃખ થાય છે. મારા જીવનમાં તો તારા આગમનથી સુખ ને સંતોષ જ મળ્યાં છે. તેં તો મારી આંખો સામે આવેલાં મૃગજળનાં પડળોને દૂર કર્યાં છે. બોલ! તારી તે શી પ્રશસ્તિ રચું?

તારા આગમનથી મેં તો દુનિયાને ધરાઈ ધરાઈને નીરખી લીધી. મારા અવળા માર્ગનું તેં સાચું જીવનદર્શન કરાવ્યું. ભુલાયેલો માર્ગ તેં જ બતાવ્યો. જાણે તેં તો મારા જીવનનું તિમિર હઠાવી ડગલે ને પગલે પ્રકાશ વેર્યો! મારો ડગમગતો હાથ પકડી તેં મને પથ નિર્દેશ કર્યો!

આજ સુધી હું કેવી ભ્રમણામાં હતી? શું તને મારું સ્મરણ થતું હતું કે દોડતી દોડતી હાંફતી હાંફતી મારી પાસે આવી પહોંચી ને પ્યારા સ્વજનની માફક જ ભેટી પડી? તને ક્યાંથી હું યાદ આવી? રે માંદગી! તારું સ્મરણ જાગે છે ને હર્ષનાં, શોકનાં, દુઃખનાં કેટલાંય અશ્રુઓ મારી આંખમાંથી ટપકી પડે છે! જીવનમાં તારા આગમનથી થયેલા કડવા, મીઠા અનુભવો યાદ આવે છે ને જીવનને સંજીવની બક્ષે છે. હું તો માનું છું કે તેં જો મારા જીવનમાં પ્રવેશ ના કર્યો હોત તો કદાચ હંમેશને માટે મારાં ચક્ષુઓ જ્ઞાનવિહોણાં જ રહ્યાં હોત! હા! કડવા ને મીઠા અનુભવો યાદ આવે છે ને રોમેરોમમાં ચેતના જાગે છે. દિલને ભર્યું ભર્યું બનાવી દે છે ને જીવન જીવવાનો સંકેત મળે છે. તું મારા જીવનમાં હસતી, રમતી, ખેલતી આવી પણ મારા સ્નેહીઓને તારું આગમન જરાય ગમ્યું નહિ. તારા આગમનથી એ કેવાં ચિંતાતુર હતાં? તને ખબર છે? પણ તને કહી દઉં કે મને તો તારા આગમનથી ઘણું ઘણું મળ્યું છે. દિલ કેટલી શાતા અનુભવે છે? કેટલો સંતોષ અનુભવે છે? જેમને હું કદીય ઓળખતી નહોતી, પારખતી નહોતી, તેમનું હું પ્યારું સ્વજન બની. તારે કારણે જ મેં તો માઈલોનાં અંતર વટાવ્યાં ને ક્યાંની ક્યાં જઈ ચડી! ને ત્યાં પામી પ્રેમની, મમતાની લાગણીની શીળી હુંફ! મને તો મળ્યાં નિસ્વાર્થ, પ્રેમનાં વારિ, મને તો મળી મમતાની સરિતાની લહેરો, મને તો મળ્યાં હૃદયની લાગણીનાં પૂરો. હું તો સૌ કોઈના હૃદયમાં તારે જ કારણે વસી ગઈ ને! પણ આથી તું ગર્વીલી ના બનીશ. તારું બીજુંય પાસું છે તો! તું મારા જીવનમાં આવી ને હું તો કેટલા-

થને માથે ભારરૂપ બની ગઈ. હું તો કેટલાની વહાલી હતી તે અળખામણી બની ગઈ. તને ખબર છે આમ કેમ બન્યું ? ત્યારે બોલ, મારા કોમળ દિલને કેવું દુઃખ થયું હશે ! મારું કાચશું હૃદય કેવું નંદવાઈ ગયું હશે ! તને એની ચિંતાય ક્યાં છે ? સારું થયું આવું બન્યું તો ! નહીંતર હું ભૂલીભૂલી ભટકયા જ કરત ને !

પણ—પણ ઘણી વખત તારા અતિસહવાસથી હું કંટાળી જતી, મૂંઝાઈ જતી, અકળાઈ જતી ત્યારે મારા ધર્મબંધુ મારી વહારે આવતા ને મને કહેતા કે 'આ તો પ્રકૃતિમાતાની ભેટ છે. એનાથી આવી મૂંઝવણ શી ? હસતાં હસતાં જ એને બરદાસ્ત કરવાની હોય. ચિંતાની જગ્યાએ ચિંતનની જરૂરત છે.' પણ મને કહેવા દે કે તેં તો ઘણી વખત મારા રચેલા આશામિનારા, મારા અરમાનો તોડી નાખ્યાં છે, પણ ગર્વીલી, તને એનું ક્યાં દુઃખ છે ? તું તો મદભરી જ્યાં ને ત્યાં મહાલે જ છે. જાણે તું તો સર્વવ્યાપી ! ક્યાં તારું સ્થાન નથી ? જ્યાં જોઉં ત્યાં તારાં દર્શન મને થાય જ ! ને વળી આજના યુગમાં તો તારાં માનપાન ઘણાં જ વધી ગયાં છે. શું તારો દેદાર ! શું તારી બાદશાહી ! કોને ઈર્ષા ના આવે ? માનવી, પ્રાણી, પંખી સૌ કોઈ જન્મ્યાં તે મૃત્યુ માટે ! ત્યારે તારો તો કોઈ આદિ, અંત મને દેખાતો જ નથી. યુગોયુગોથી તારું સ્થાન છે, પછી તું મદભરી મહાલે જ ને !

જ્યારે કોઈ તારી કદર નથી કરતું, કોઈ તારા ગુણગાન નથી ગાતું ત્યારે મનોમન તું વદે છે કે 'માનવજાત તો છે જ એવી કૃતઘ્ની ! વરસાદ ને વહુને પણ જે જશ ના આપે તે મને તો આવકારે જ શું !' ને એમ મનોમન સંતોષ ને શાંતિ મેળવી અટકયા વિના તું તારું કાર્ય કર્યે જાય છે.

તારી પધરામણીથી થતું સ્વાગત સૌ કોઈને ઈર્ષા ઉત્પન્ન કરાવે એવું હોય છે. રાય કે રંક, ગરીબ કે તવંગર સૌ કોઈ પોતાની શક્તિ અનુસાર તારી આગતા–સ્વાગતા કરે છે. પણ આ સ્વાગતથી એમ ના માનતી કે દરેકના હૃદયમાં તારું સ્થાન છે. એ તો તારા આગમનથી ગભરાઈ જાય છે, ડરી જાય છે, કંપી જાય છે ને તને વિદાય આપવા જ આવી પરોણાગત કરે છે. પણ એમ તું જાય શાની ?

ભલે તને નિહાળવાની સૌ કોઈની અલગ–અલગ દૃષ્ટિ હશે. કોઈ તારાથી ખુશ થાય કે ના થાય પણ હું તો કહીશ જ કે તેં મારા જીવનને તો જીવવા યોગ્ય બનાવ્યું જ છે. તું મારા જીવનમાં ના આવી હોત તો ? ઓહ ! મેં કેટકેટલું ગુમાવ્યું હોત ? ને આપણી વચ્ચે તો કેટલાય વર્ષોનાં સહીપણાં છે ! જ્યારે હું આમતેમ વાદળોની અંદર ટકરાતી હોઉં છું, પવનની આંધીમાં ફંગોળાતી હોઉં છું, દરિયાનાં નીરમાં ડુબકીયાં લેતી હોઉં છું, ત્યારે મારી પ્રિય સખી ! તું જ મારી ખબર કાઢી જાય છે, ને મને પાછી મારા રસ્તે વળાવી જાય છે.

તું બે વર્ષ પર પણ મારી કેવી અચાનક મુલાકાત લેવાને આવી હતી ? ત્યારે તારું ને મારું ગાઢ આલિંગન જોઈ સૌ કોઈનાં હૃદય કે સૌના શ્વાસ અદ્ધર થઈ ગયા !

ઘણીવાર મારા મનને વિચાર આવે છે કે તું કેમ કોઈને ગમતી નથી ? શું તારામાં સૌંદર્ય નથી ? શું તારા હૃદયના ભાવો કોમળ નથી ? તારામાં તો કેટકેટલું સમાયેલું છે ! પણ માનવઆંખો એ નીરખી નહિ શકતી હોય. તારું અસ્તિત્વ છે તો પરમકૃપાળુ પિતાના અસ્તિત્વનો ખ્યાલ આવે છે. ને ભૂલાયેલા પિતાના ગુણો ને ઉપકારોની યાદ આનવબાળ કરે છે. તારું અસ્તિત્વ છે તો કથીરને સુવર્ણ માનેલી દૃષ્ટિ બદલાઈ જાય છે ને માનવીની ગયેલી સૂધબૂધ ઠેકાણે આવે છે. છતાંય તું કોઈને નથી ગમતી. પણ તું તો તેની ચિંતા કે પરવા કર્યા વિના પેલા વૃક્ષની જેમ કે પેલા સૂર્ય ચંદ્રની જેમ તારું કર્તવ્ય બજાવે જાય છે. તારા જીવનનીય બલિહારી છે ને !








સ્ત્રી એ શું કરે ? આજે તો ભણવાનો જમાનો છે. સ્ત્રીઓ ભણે છે, જ્ઞાન મેળવે છે અને નોકરી પણ કરે છે. નોકરી તો કંઈ ધારી મળી પણ નથી રહેતી. અને છતાંપણ સ્ત્રીઓએ કેટલું બધું કરવાનું છે!

કોઈપણ દેશની સિદ્ધિઓ જોઈશું તો તેમાં સ્ત્રીઓનો મુખ્ય ફાળો છે જ. સ્ત્રી બાળકને જન્મ આપે છે તેની સાથે એની જવાબદારી કેટલી બધી વધે છે! આપણા દેશનો દરેક નાગરિક આદર્શ નાગરિક બને તે તેમનું ધ્યેય હોવું જોઈએ. નાનપણથી બાળકમાં જેવાં બીજ રોપીએ તેવું જ તે ઊગી નીકળે.

આજથી દશ વર્ષ પહેલાં કરતાં આજે ભણનારાઓની સંખ્યા ઘણી વધી ગઈ છે. અને છતાં પણ આજે આપણે જોઈએ છીએ કે બહેનોની અજ્ઞાનતાનું પ્રમાણ ખૂબ મોટું છે. તેનાં ઘણાં કારણો છે. આપણામાં સંપની ભાવનાનો અભાવ છે. મારાપણાની વૃત્તિ બીજાની તરફ દૃષ્ટિ જ ફેંકવા નથી દેતી. ભણેલી બહેનો પોતે ભણ્યા પછી જાણે એવી તો ઘરમાં—મોજશોખમાં પડી જાય છે કે તેને પોતાની પણ પડી નથી. ભણેલું બધું ચોપડીઓમાં જ રહે છે અને એ જ જૂના પુરાણા ચીલે ચાલે છે. પોતાનો દેશ છે પણ જાણે દેશના નાગરિક તરીકે પોતે કંઈ જ ફાળો આપવાનો હોતો નથી અને સરકાર જ તેમને મદદ કરે તેમ તે ઇચ્છે છે.

અત્યારના લોકશાહી રાજ્યમાં તો પ્રજાએ ઊભી કરેલી સરકાર હોય છે. પ્રજા એ જ સરકાર છે અને સરકાર એ જ પ્રજા છે એ ભૂલવું ન જોઈએ. અને ઘેર બેઠાં પણ આપી શકે તેટલો ફાળો આપવો જોઈએ. પરદેશી વસ્તુઓ કે જે આપણો શોખ પૂરો પાડવા માટે વાપરીએ છીએ તેનો મોહ છોડી દઈ દેશનો પૈસો બચાવવામાં મદદ કરવી જોઈએ. આપણને જરૂરીઆત હોય તેવી વસ્તુઓ આપણા દેશમાં જ બનાવવી જોઈએ. આવી મદદ ઘરમાં બેઠાં બેઠાં પણ સ્ત્રી કરી શકે છે.

મોટા કુટુંબવાળી બહેનો કે જે દિવસમાં કલાક બે કલાક કાઢી શકે તેવી બહેનો પ્રૌઢ શિક્ષણ, પડોશીને સુઘડ સ્વચ્છ, અને સુવ્યવસ્થિત બનાવે. ગૃહઉદ્યોગ, બાળઉછેર અને સમતોલ ખોરાક—પૌષ્ટિક ખોરાકનું મહત્ત્વ સમજાવે. હોસ્પિટલનાં દર્દીઓ સાથે વાતચીત





કરે, ખાટલામાં પડ્યા પડ્યા કરી શકે તેવી નાની નાની વસ્તુઓ બનાવશે. સ્ત્રીમાં વાત્સલ્યભાવ પુષ્કળ છે અને દર્દીને તો તેની ખૂબ જરૂર હોય છે તેથી બહેનો સારું કામ કરી શકે છે.

સમાજમાં પેસી ગયેલી અજ્ઞાનતા દૂર કરવાનું મોટામાં મોટું કામ બહેનોને માથે છે. નિરક્ષરતા દૂર કરવી પણ એની સાથે આપણો મોટો વર્ગ વહેમ, રૂઢિ વગેરે બંધનોનો ભોગ બને છે તે દૂર કરવાની જરૂર છે.

આપણી સામાજિક અને આર્થિક સ્થિતિ સુધારવા માટે આપણે ગામડાં સુધી પહોંચવું પડશે અને ગામડાંમાં પણ શહેરોમાં મળતી તમામ સગવડો પ્રાપ્ય બનાવવા માટે મથવું પડશે. અને તો જ અસમાનતાનું ધોરણ દૂર કરી શકીશું.

*

## મા–દીકરી !

દમયંતી છ વર્ષની હતી ત્યારે તેના પિતા ગુજરી ગયેલા. તે એકની એક હતી, પિતાની મિલ્કત પણ ઠીક પ્રમાણમાં હતી. તેની બા કમળાબેનમાં અક્કલ ઓછી અને ભડભડીયણ હતી. સંસ્કારનો અભાવ હતો. તેના રખડુ સ્વભાવે તેને વધુ પરજીવી પણ બનાવી હતી. મિલ્કતના વહીવટ માટે તો ટ્રસ્ટ ઊભું કરેલું. પણ તેના ઉડાઉ સ્વભાવને કારણે ટ્રસ્ટીઓએ તેના હાથમાં અમુક ખર્ચાથી વધુ રકમ નહિ મૂકવાનું નક્કી કર્યું. છતાં પણ તેના પોતાના ખર્ચામાં કાપ મૂકાયો નહિ. બીજા સંબંધીઓ પાસેથી ઉછીના લાવે અને બીજે મહિને આપે એટલે પહેલાંના ભરપાઈ કરી દે : આમ કમળાબેનની રખડવાની આદતે વધુ જોર પકડ્યું. તેમની ચાલચલગત દિવસે દિવસે બદલાવા લાગી. સમાજની દૃષ્ટિ એના ઉપર પડી અને એણે તો કમળાબેનને પીંખી નાખી. નાનામાં નાનું છોકરૂં પણ એ હકીકતથી જાણકાર થઈ ગયું અને તે ઘરમાં આવે ને તેની હુરૂરે... બોલાવવા માંડે.

દમયંતીને તેના મહોલ્લાના સૌ કોઈ બોલાવે અને તેની પાસે તેની માની આ એક જ વાત રજૂ કરવા લાગ્યા. જો તે બીજાની સાથે લગ્ન કરશે તો તારી મૂડી બધી ખલાસ કરી નાખશે અને તને તો રખડતી કરી મૂકશે. ધણીના મરી ગયા પછી આવી રીતે કરાય જ કેમ. અને દમયંતીના કુમળા મગજમાં પોતાની મા પ્રત્યેના કડવાં બી રોપાયાં. સારા કુટુંબની બાઈની આ પડતી દશા જોઈને સમાજે તો તેને વધુ ને વધુ સકંજામાં લીધી. પોતાના ઘરના ઉંબરે પણ ચડી ન શકે અને ગાંડી હોય ને જેમ ઢસડાય તેવી હાલત તેની કરી મૂકી.

દમયંતીને ધીમે ધીમે તેની બા પ્રત્યે નફરત ઉત્પન્ન થઈ. તે ખરાબ રસ્તે ચડી પોતાનું ભવિષ્ય બગાડશે એ ભયને કારણે નવ વર્ષની છોકરી ગૂંચવાઈ. પોતાની મા છે એ જ રીતે તો તેનો પ્રેમ ક્યારેય ઊભરાયો જ નહિ. કારણ તે તો, તેને નાનપણથી ઉછેરનાર 'આઈ'



પાસે જ રહેતી હતી. અને તેમાંય બાની આવી વર્તણુક હોય ત્યાં હેત ઉભરાયા જ ક્યાંથી! સમાજે ભેગા થઈ દમયંતીના સફળ જીવન માટે તેની પાસે નહિ રાખતાં કોઈ સંસ્થામાં મૂકવા ટ્રસ્ટીઓને કહ્યું પરિસ્થિતિનો વિચાર કરી દમયંતીને અભ્યાસાર્થે એક હૉસ્ટેલમાં મૂકી જ્યાં તેની બધી જ જાતની દેખરેખ જળવાઈ રહે.

દમયંતીને પોતાની મા ખરાબ છે તેનો ક્ષોભ ખૂબ રહ્યા કરતો. તેને એટલી બધી નફરત આવી હતી કે તેની બા તેને મળવા આવે તોપણ તે તેના સામું પણ જોવાની તસ્દી ન લેતી.

નાના બાળકમાં આ જાતની ઘૃણા માદીકરીના પ્રેમને હણી રહી હતી. તેમાં તો તેનું અને તેની બા બન્નેનું અહિત થાય છે. દમયંતીને ખૂબ સમજાવી ત્યારે તે હવે મળે છે, તેની બા સાથે વાત કરે છે, ક્યારેક એકાદ બે દિવસ તેની બાને ઘેર રહી આવે છે.

## સંપની ભાવના

'સંપ ત્યાં જંપ' એ કહેવત છે છતાંપણ કેટલું બધું સત્ય છે. કોઈપણ કુટુંબનો, અરે બે વ્યક્તિ વચ્ચેનો દાખલો લઈશું તો આપણે જોઈ શકીએ છીએ કે થોડું પણ દરગુજર કરવાના અભાવે સંપ તો ક્યાંય દૂર રહ્યો પણ તે વ્યક્તિ અગર કુટુંબમાં શાંતિ જેવું નામ જ નથી હોતું. આપણા હાથની પાંચે આંગળીઓ એકસરખી નથી જ. પછી વ્યક્તિ વ્યક્તિમાં પણ સરખાપણું ક્યાંથી હોય! તેના સ્વભાવમાં, વર્તનમાં, વિચારોમાં તફાવત રહેવાનો જ. પણ એનો અર્થ એમ નથી થતો કે એ ભેદને કારણે એકબીજાને સમજવા પ્રયત્ન જ ન કરવો, અથવા તો સામી વ્યક્તિઓ પ્રત્યે વેરભાવની જ દૃષ્ટિ રાખવી. અને એ રીતે સમાજને આપણે નીચો ને નીચો પડવા દઈએ છીએ કારણ દરેક વ્યક્તિ પોતાનું જ ધાર્યું કરવા ઇચ્છે અને બીજી વ્યક્તિની મોકળાશ પણ ન જુએ ત્યારે ઘર્ષણ ઉત્પન્ન થાય છે એ ઘર્ષણ ઈર્ષાના રૂપમાં આવી કંકાસનું સ્વરૂપ પકડે છે. જ્યારે જ્યારે તે બે વ્યક્તિ ભેગી થાય ત્યારે નાનામાં નાની વસ્તુમાંથી પણ વાંક શોધી કાઢે છે. બાકી ગેરહાજરીમાં પણ પોતાને ક્યારે લાગ મળે અને કંઈપણ કારણ શોધી ઝઘડો ઉત્પન્ન કરે જ છે.

એક મંડળ સારી રીતે પોતાના કામદ્વારા પ્રખ્યાતી પામી રહ્યું હતું. કેટલાંય વર્ષોથી તેની પ્રગતિ સારી થઈ છે. આજે તેમાં એક મોટામાં મોટું દુષણ પેઠું છે. અને તે દુષણ તે બીજું એકેય નહિ પણ કુસંપ. મંડળમાં એક જ વ્યક્તિ એવી ચુંટાઈ આવી છે જે પોતાનું ધાર્યું વધુ કરવા પ્રયત્નશીલ હોય છે. અને વાત એમ છે કે તે પોતાના હોદ્દા પ્રમાણે વધુ જાગૃત રહે છે અને પોતે તે પ્રમાણે કરાવવા આગ્રહ કરે છે. વસ્તુસ્થિતિ એવી બની કે તેમના વિરોધીઓથી આ અસહ્ય થઈ પડયું. તે ખૂબ ઉગ્ર બની બનીને કાર્યવાહીમાં એ પ્રશ્ન ચર્ચવા લાગ્યાં. એટલે કાર્યવાહીમાંથી પણ સંપ ગયો અને દરેક વખતે કોઈપણ વસ્તુ આગળ મૂકાય ત્યારે બંધારણની રૂએ અગર તો વિરોધની દૃષ્ટિએ ગરમાગરમ ચર્ચા થવા માંડી. એ વસ્તુએ





પરિણામે મોટું સ્વરૂપ પકડયું. અને ધીમે ધીમે આખાય ગામમાં મંડળમાં પડેલી ફાટ-ફુટનો પ્રશ્ન ચર્ચાવા લાગ્યો. વિરોધી સૂર દૂર સુધી પહોંચવા લાગ્યો. તેણે પેલાં હોદ્દેદાર ઉપર અંગત આરોપો (એલીગેશન) મૂકતાં પણ વિચાર ન કર્યો. અને આમ મંડળની આબરૂ ઓછી થવા માંડી. કાર્યકરોને પણ ખૂબ દુઃખ થવા માંડ્યું. સંપથી કામ કરવાને બદલે રોજના આ ઝઘડા તેમને પણ શરમ-જનક લાગ્યા. વિરોધીના મગજ ઉપર 'બરફની લાદી' મૂકી ઠંડુ કરવાના વિચાર સૌને આવવા લાગ્યા.

આવી રીતે ઘરની કે બે મિત્ર વચ્ચેની પણ આબરૂ સાચવવા ઈર્ષાળુ સ્વભાવ છોડી અથવા મારા કરતાં તે વધુ આગળ વધી જાય છે એ ભાવનાનો મનમાં ડંખ રાખ્યા વગર જેટલા નિખાલસ બનશો તેટલું કામ સરળ અને સંપીલું શાંતિવાળું થશે. અને તો જ તમે કામ પણ હોંશથી અને સારા પ્રમાણમાં વ્યવસ્થિત રીતે કરી શકશો.

## 'ભાભીના ભાવ....'

નીલમને સાસરે જવું ગમતું જ નહિ. કારણ તેના પતિનો જ તેને ખૂબ ત્રાસ હતો. લગ્ન પછી માંડ બે ત્રણ મહિના તે ત્યાં રહી હશે. પાછી પિયર આવી ત્યારે તેને 'હાશ' થઈ. તેના બા-બાપુજીને ધીમે ધીમે તેણે પોતાની પરિસ્થિતિની જાણ કરી અને હવે પોતે ત્યાં જવા નથી માગતી તે પણ જણાવ્યું. એકાદ વર્ષ સુધી તો તેને કોઈએ જવાનો આગ્રહ કર્યો નહિ, પણ નીલમનાં સાસુએ આવીને જ્યારે દબાણ કર્યું ત્યારે તેના બા-બાપુજી કંઈ જ કહી ન શકયા અને નીલમને સાસરે મોકલી. આવું તો બે વખત બન્યું. પણ ત્રીજી વખત નીલમ ચલાવી લે તેમ નહોતી: કારણ પરિસ્થિતિ વધુ ને વધુ ખરાબ થતી ગઈ. નીલમ ખરેખર ત્રાસી ગઈ હતી. પોતાના પતિનો જ ત્રાસ તે કેમ સહેવાય! નીલમે વિગતે તેના ભાંડુઓને સમજાવ્યું પણ ભાંડુઓ વળી વધુ ક્રૂર બન્યા. ને તેઓ તો એવું ચોક્કસપણે માનતા હતા કે છોકરી તો સાસરે જ શોભે. સુખી દુઃખી ગમે તે પણ તેનાથી પિયર રહેવાય જ નહિ. નીલમ પોતે સ્વતંત્ર રીતે એકલી રહી ઘણું કરી શકે તેમ હતી પણ તેમાંય કોઈકનો થોડો સહકાર તો જોઈએ જ. વધુ તો તેને એ બીક હતી કે મને સ્વતંત્ર પણ આ લોકો નહિ રહેવા દે. એ બીકમાં ને બીકમાં તેને જિંદગી પરથી કંટાળો આવી ગયો.

કોઈની પણ રાહત નહિ મેળવનાર નીલમને તેનાં ભાભીની દોરવણી, મદદ મળી. ભાભીએ નણંદને માટે સર્વસ્વ હોમી દઈ તેની જિંદગી બચાવવાનું નક્કી કર્યું. અને નીલમને પોતાના પગ પર ઊભા રહેવાની હિંમત આપી. નીલમ ભાભીની મદદથી ધન્ય થઈ ગઈ. તેને તો દોરવણીની, સહકારની જરૂર હતી અને તે મળી ગયો એટલે દુઃખને પહોંચી વળવાની પણ તાકાત આવી. અને જાણે નણંદ-ભોજાઈ, નણંદ-ભોજાઈ નહિ પણ સગી બેનો હોય તેમ રહેવા લાગ્યાં. ભાભીના હેતને કારણે નણંદે જિંદગી સુધારી અને આજે સ્વતંત્ર રહી, કોઈની પણ તમા રાખ્યા વગર પોતાના પગ પર ઊભી રહી જીવનદોરી ચલાવી રહી



છે. 'ભાભીના ભાવ મને ભીંજવે, રે લોલ'. સાથે જ આ ભાભીએ તો પોતાના પતિનું પણ સાંભળ્યું નહિ અને જ્યાં સત્ય છૂપાયેલું હતું તે રસ્તે જઈ પોતાની સગી નણંદને એકલે હાથે રહીને હિંમત આપી બચાવી.

## પપૈયાનો મુરબ્બો

તૈયાર કકડા કરેલું પપૈયું અઢી રતલ.
ખાંડ પોણો રતલ.
સાઈટ્રીક એસીડ અઢી માશા.

ઉપરની બધુ વસ્તુઓ મેળવીને થોડીવાર રહેવા દેવું જેથી ખાંડ ઓગળીને અંદર ભળી જાય. ચમચા વતી પપૈયાના ટુકડાને જરા ભાંગી નાખવા પછી તેને ગરમ કરવા. સગડી ઉપર મૂકવું. મુરબ્બા જેવું ઘટ્ટ લાગે એટલે તેને ઉતારી લેવું. ગરમ ગરમ જ બરણીમાં ભરી પેક કરવું.

Mison jar નો ઉપયોગ કરવો. કારણકે તે બરણીના કાચ મજબુત હોય છે અને ઢાંકણ પણ એરટાઈટ હોય છે. સીધુ ટીનનું ઢાંકણ જ હોય તો અંદરની વસ્તુ તેને અડે તો તે કટાઈ જવાનો કે બગડી જવાનો સંભવ રહે છે.

★

બલદેવ મહેતા

## વા સંતાણો

પાનખર કેરાં પાંદડાંના, ઢગલામાં વા સંતાણો,
ખડખડ કરતાં ઊડી ગયાં ને વાવલિઓ ક્યાં ફંટાણો?

એલા તું તો અળવીતરો થૈ, નીર ઉપર જૈ છંટાણો?
એલા ઘરમાં તડમાંથી તું હાશ કરીને સંતાણો?
એ જ ભીંત છે,વગર લીંપાણી,એ જ કોઠલા ખાલી છે,
તંબૂરો છે, મંજીરાં છે, વગર રંગ ખુશાલી છે.

જાવ તમોને મુક્ત કરું છું વાવલિયા ઊડી જાજો.
પછવાડેથી વહ્યા જજો ને ડુંગરમાં બૂડી જાજો.
લેતા જાજો વાણીના ઉચ્ચારતણા અર્ધ્યો મારાં,
શિખર ઉપરથી પડઘા દેજો સૂસવતા ને મન પ્યારા.

વાના સંગી દિવસ રાતનાં અજવાળાં ને અંધારાં,
મારી મેડીએ આવ્યા કરતા કાળતણા એ હલકારા,
અહીં બેઠા મેં શૈશવ જોયું, જોબન જોયું રંગીલું,
પળિયાંવાળું મુખડું લઈ ને શરીર બને જ્યારે ઢીલું,
ત્યારે વનના વાયરાને વધામણાં દેતો રહેતો,
ભરી તાઝગી જીવનની હું અહીં બેઠાં લહાવા લેતો.
જીવતર કેરી પાનખરોને હસાવતા એ વાવલિયા!
ઊડે પાંદડાં, નવાં આવતાં, ટશરોવાળાં જોબનિયાં.

★

સ્વ. વિજયશંકર કાનજી

## પ્રત્યક્ષ પ્રમાણ

ધોળે દા'ડે, ખરે બપોરે આંખે જોયું તો ય
ચેત મરગલાં માનવી, એ મૃગજળ સાચું નો'ય.

★

# સર્જનની રાહે —રાહજ



**ભવની કમાણી :**

[ લે. પુષ્કર ચંદરવાકર પ્ર. લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ. ૧૯૫૫. કિં. રૂ. ૩–૪–૦ ]

છેલ્લા દશકામાં લોકબોલીથી પ્રચૂર એવી ચાર નવલકથાઓ, બે નાટિકા સંગ્રહો ને એક વાર્તા–સંગ્રહ આપી ચૂકેલા ને લોક–સાહિત્યના સંશોધનમાં કાંઈક સફળ પુરુષાર્થ કરી ચૂકેલા લેખક શ્રી. પુષ્કર ચંદરવાકરની આ નવલકથા એમનાં બધાં જ પૂર્વ સર્જનોમાં ગુણવત્તા, શૈલી ને રસની દૃષ્ટિએ ક્યાંય ચડી જાય એવી છે. સાહિત્ય ક્ષેત્રે પ્રવેશ કર્યો એ જમાનાના પુષ્કર ચંદરવાકરની ભાષા એટલી બધી લોક ભાષાપ્રચૂર હતી કે ખૂદ ગામડાના માણસને લોકભાષાનો કોઈ શબ્દકોષ શોધીને એ વાંચવા બેસવું પડે. આજે દસ વર્ષની સાહિત્યસેવાને અંતે લેખકે લોકભાષા ને વાર્તારસ વચ્ચે ફક્કડ સમતુલા જન્માવી છે ને ક્યાંય ભાષાની કે વિષયની અતિશયોક્તિ વાર્તારસને હાનિ પહોંચાડતી નથી. કહેવાય છે કે હિંદનાં ગામડાંઓથી વાર્તા શોધનાર લેખક ગામડાંની ધરતી ખૂંદ્યો હોવો જોઈએ. શહેરમાં જન્મી, શહેરમાં ઉછરીને લેખક થયેલો સાહિત્યકાર ગામડાના જીવનની નાડી પારખી શકે નહીં ને એનું અચ્છું ચિત્ર સમાજ સમક્ષ રજૂ કરી શકે નહીં. પેટલીકર ને પન્નાલાલે પોતપોતાના પ્રદેશના ગ્રામજીવનને ઉપસાવ્યું, શ્રી. ચંદરવાકરે ગુજરાત ને સૌરાષ્ટ્રની સરહદે આવેલા ભાલ પ્રદેશનું પોતાનું અચ્છું નિરીક્ષણ આ નવલકથામાં કામે લગાડ્યું.

'ભવની કમાણી' એક ગ્રામીણ યુવતીની હૃદયસ્પર્શી પ્રેમકથા છે, એના પાને પાને ઉલ્લાસ ને યૌવનનો તરવરાટ મહેકે છે. વાસ્તવિકતાથી સભાન લેખકે ગામડાના જીવનનાં ન અવગણી શકાય એવાં દરેક પાત્રોને વાર્તામાં વણી લીધાં છે ને છતાં–કોઈ પાત્રને આવશ્યકતા કરતાં વધુ વિકસાવ્યું નથી. વાર્તાની શરૂઆત ગૌણ પાત્રથી કરી મુખ્ય પાત્રને કાંઈક મોડો પણ રસિકરીતે પ્રવેશ કરાવ્યો છે. સુખલાલની દીકરી પાલુનો પ્રેમ, એનું ચારિત્ર્ય, એનું ગૌરવ, એની ટેક વગેરે ઉત્તરોત્તર વાચકની સહાનુભૂતિ પ્રાપ્ત કરતા જ જાય છે ને જ્યારે એનો નાલાયક પતિ હીરો ખેતરમાં નિરાધાર પાલુના નાકનું ટેરવું કાપવાની ધૃષ્ટતા કરે છે ત્યારે વાચકે પાલુના પ્રેમી અરજણિયાના આગમનની ને એના વડે હીરાના ખૂનની ( કે થોડા મેથીપાકની ) અપેક્ષા સ્વાભાવિક રીતે રાખે છે; આમછતાં એવું કાંઈ કરી વાર્તાને કરુણાંતી બનાવવા કરતાં અરજણિયાને ગમ ખાતો ને નાક કપાવાથી શારીરિકરીતે કાંઈક બદસૂરત બનેલી પોતાની પ્રેયસી પાલુની સાથે લગ્ન કરતો લેખકે બતાવ્યો છે. આખીય વાર્તાના પ્રવાહને ભીઠીમા નામની ભલી પણ કાબેલ ડોશી વહેતો રાખે છે ને પાલુનાં લગ્ન એના 'મનડાના મોર' સાથે કરાવી આપી દુન્યવી દૃષ્ટિએ અભણ એ બાઈ સુધારાની દિશામાં મક્કમ ડગ માંડે છે. દરેક ગામડામાં વસતા ને નાનકડા ક્ષેત્રમાં મુત્સદ્દીગીરીના દાવ લડી પોતાનું ઘર ભરતા અનેક શાહુકારોના પ્રતિનિધિ મથુર પટેલ ને પાલુમાં સંયમ ને સંસ્કાર રેડતી ભગતની દીકરી જેઠી વગેરે આ નવલકથાનાં ગૌણ પરતુ વિશિષ્ટ ભાગ ભજવતાં પાત્રો છે.

જરાપણ વિસંવાદ કે કૃત્રિમતા જન્માવ્યા વિના



વહેતા જતા તળપદી સંવાદો લેખકનો લોકબોલી ઉપરનો કાબુ દર્શાવે છે. લેખક અનુસ્વારની અપરંપાર ને જોડણીની થોડી ભૂલો ટાળી શકયા હોત તો નવલકથા વધુ તેજસ્વી બનત. 'ભવની કમાણી' ગુજરાતની પ્રતિષ્ઠિત ગ્રામાભિમુખ નવલકથાઓમાં પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કરશે ને લેખકને સફળ નવલકથાકારોની કોટિમાં સ્થાન આપશે એ નિઃશંક છે. ગામડાનો આવો તલસ્પર્શી અભ્યાસ શ્રી. ચંદરવાકરને આવી વધુ નવલકથાઓ ગુજરાતને પીરસવાની પ્રેરણા આપશે તો ગુજરાતી સાહિત્યને તો લાભ જ છે.

### આપણા રાજકીય પક્ષો:

[સં. મોહનલાલ મહેતા સોપાન. પ્ર. અભિનવ ભારત પ્રકાશન, મુંબઈ, ૧. ૧૯૫૪ કિં. રૂ. ૧-૦-૦]

સામાન્ય માનવીને દેશના વર્તમાન પ્રશ્નો વિષે માહિતી આપવાના શુભ હેતુથી શરૂ થયેલી ગ્રંથાવલિનું આ ચોથું—ને ત્રણેયથી ચડિયાતું—પુસ્તક છે.

રાજકીય પક્ષોનું અસ્તિત્વ લોકશાહીના વિકાસ માટે અનિવાર્ય છે અને આપણા દેશમાં પણ સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછી પક્ષોનો રાફડો ફાટી નીકળ્યો છે. કેટલાક પક્ષો ચૂંટણી પૂરતા જ અસ્તિત્વમાં આવે છે ને પછી આટોપાઈ જાય છે. લોકશાહીમાં વ્યક્તિ કરતાં પક્ષની વિચારસરણીનું મહત્ત્વ વધારે છે; આથી આપણા દેશમાં લોકો પક્ષની નીતિને લક્ષમાં લેતા થાય, વ્યક્તિને નહીં, એ અત્યંત જરૂરી છે.

કોંગ્રેસ સૌથી મજબૂત ને જૂનો રાજકીય પક્ષ હોવાથી લગભગ ૩૦ પાનાં એનો ઇતિહાસ આપવામાં લેખકે રોકયાં છે. સમાજવાદી પક્ષ, સામ્યવાદી પક્ષ તથા અન્ય નાનામોટા પક્ષોનો વિકાસ સંક્ષિપ્તમાં પણ સારીરીતે ઉલ્લેખ્યો છે. આઝાદ હિંદની પ્રથમ ચૂંટણીનાં પરિણામ અનુસાર દરેક પક્ષના પીઠબળ વિષે પણ વિગતવાર નોંધ આપી છે.

આવાં લોકભોગ્ય પુસ્તકોને વધારે આકર્ષક ને સરળ બનાવવા માટે થોડાં ચિત્રો સાથે સમજૂતી આપવી જરૂરી છે. લોકોને આંકડામાં રસ નથી; પરંતુ એ જ આંકડા ચિત્રરૂપે રજૂ કરવામાં આવે તો એમને સમગ્ર હકીકત સમજાઈ જાય. આવાં સાધનોનો ઉપયોગ આપણે હવે ક્યારે કરવા માંડીશું?

### સંત વિનોબા:

[દેસાઈભાઈ પટેલ, પ્ર. બાલગોવિંદ કુબેરદાસની કું. ગાંધી માર્ગ, અમદાવાદ. કિં. રૂ. ૦-૮-૦]

ગાંધીજીની ત્યાગ ભાવનાને ઉજાળનાર ને વિશ્વભરમાં અનેરું આકર્ષણ જમાવનાર શ્રી. વિનોબા ભાવેનું આ સરળ જીવનચરિત્ર ગુજરાતનાં કિશોર-કિશોરીઓને ખૂબ પ્રેરણાદાયી નીવડશે.

આપણા સમાજવ્યવહારમાં વ્યવહારવાદને નામે સ્વાર્થ એટલો ઘર ઘાલી બેઠો છે કે વિનોબા જેવાનું કાર્ય સફળ થાય એ માટે ઘણો પુરુષાર્થ કરવો પડશે; આપણી ઊગતી પેઢીનાં મૂલ્યાંકનો વધુ સમાજ હિતલક્ષી બને એ માટેનો પુરુષાર્થ અત્યારથી જ થવો જરૂરી છે. શ્રી. દેસાઈભાઈનું આ સરળ પુસ્તક ત્યાગની ને સામાજિક જવાબદારીની ભાવના બાળકોમાં જાગૃત કરવામાં સફળ નીવડશે.

'બાળકો શું કરે?' એ નામના છેલ્લા પ્રકરણમાં એમણે દેશની આ મહામૂલી શક્તિનો ભૂદાનના રચનાત્મક યજ્ઞમાં ઉપયોગ કરવાનો અનુરોધ કર્યો છે.

### સ્થિતપ્રજ્ઞ દર્શન:

[લે. વિનોબા ભાવે. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ૧૯૫૫. કિં. રૂ. ૧-૮-૦]

૧૯૪૪ ના શિયાળામાં શીવણી જેલમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો ઉપર શ્રી વિનોબાજીએ આપેલ ભાષણો પરથી આ પુસ્તક મૂળ મરાઠીમાં પ્રગટ થયેલું. આ એનો ગુજરાતી અનુવાદ છે. ભગવદ્ ગીતામાં વર્ણવેલી ફિલસૂફીને લોકભાગ્ય ને સરળ શૈલીમાં રજૂ કરવા માટે આપણે સૌએ શ્રી. વિનોબાજીનો આભાર





માનવી રહ્યો. વળી આ પુસ્તકમાં ગીતામાં આવતા સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોને જ પ્રાધાન્ય આપીને તેના ઉપર ઊંડું વિવેચન અને પૃથક્કરણ કરવામાં આવ્યું છે

માનવીના જીવનમાં બુદ્ધિ અને વૃત્તિઓ વચ્ચે હમેશાં સંગ્રામ ચાલે છે. વૃત્તિઓ આપણા આત્મા પર જીત મેળવીને માનવીને અધઃપતનને માર્ગે દોરી ન જાય એટલા માટે તેના પર કાબૂ મેળવવાની જરૂર રહે છે. વૃત્તિનું દમન કરીને એના ઉપર જીત મેળવવા માટે વ્યક્તિએ ભક્તિયોગનો આશ્રય લેવો પડે છે. ભક્તિયોગ માનવીને ઇશ્વરપરાયણતા તરફ દોરી જાય છે. જ્યારે માનવી ઇશ્વરમય બને છે ત્યારે એની બધી જ વાસનાઓનું રૂપાંતર થઈ જાય છે; પછી એ વાસનાઓ એના ઇશ્વર–પ્રાપ્તિના માર્ગમાં આડી આવતી નથી અને વ્યક્તિમાં રહેલી વિવેકશક્તિ જાગૃત થતાં એના આત્માની શુદ્ધિ થાય છે. ચિત્તશુદ્ધિ થતાંવેંત માનવી સમાધિની સ્થિતિમાં પ્રવેશે છે. આમ માનવજીવનનું મહાધ્યેય ઇશ્વર-પ્રાપ્તિ, અને એના માર્ગમાં આવતાં વિવિધ વિઘ્નોને વિનોબાજીએ સરળ ને સચોટ શૈલીમાં આ પુસ્તકમાં સમજાવ્યાં છે. ઠેકઠેકાણે જ્ઞાનેશ્વર, સુદામાજી વગેરે ભક્તોનાં જીવનનાં પ્રસંગોચિત દૃષ્ટાંતો ટાંકીને ગીતાની ફિલસૂફી વધુ અસરકારક બનાવવાનો પ્રયત્ન પણ થયો છે.

ટૂંકમાં આ પુસ્તક સાધકો અને ફિલસૂફીના વિદ્યાર્થીઓને ખૂબ મદદરૂપ નીવડશે. ઉપરાંત વ્યાવહારિક જીવનમાં રચ્યાપચ્યા રહેતા સામાન્ય માનવીઓના જીવનને ઉન્નત બનાવવામાં પણ જરૂર ઉપયોગી થશે.

### ઈશાવાસ્ય વૃત્તિ :

[ લે. વિનોબા ભાવે, અનુ૰ પાંડુરંગ ગણેશ દેશપાંડે, પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિં. દસ આના. ]

માત્ર ૬૪ પાનાંમાં વેદાંતની ફિલસૂફીનું તારણ આપવાનો શ્રી. વિનોબાજીનો પ્રયત્ન ખરેખર અભિનંદનીય છે. આપણાં બધાં ઉપનિષદોનો નીચોડ ગીતામાં સમાવવામાં આવ્યો છે, આથી ઘણા લોકો માત્ર ગીતાનું રટણ કરીને સંતોષ માને છે. ગીતાના અઢાર અધ્યાય પણ ઘણાને લાંબા લાગે છે. આવા માણસો માટે આ નાનકડું પણ 'ગાગરમાં સાગર ભરી દેતું' પુસ્તક જરૂર ઉપયોગી નીવડશે.

પુસ્તક એટલી સરળ શૈલીમાં લખાયું છે કે આત્મા પરમાત્માનાં લક્ષણો, પરમાત્માને પ્રાપ્ત કરવાના વિવિધ માર્ગો, ભક્તિ, જ્ઞાન, કર્મનું રહસ્ય, માયાનું અવરોધન, જીવનનું રહસ્ય અને સારી–નરસી વૃત્તિઓ જેવી ભારેખમ ફિલસૂફી સાવ હળવી લાગે છે. ઈશાવસ્ય ઉપનિષદમાંથી શ્રી. વિનોબાજીએ માત્ર અઢાર શ્લોક પસાર કરીને, એની ટિપ્પણ આપીને, લોકભોગ્ય દૃષ્ટાંતો દ્વારા સમજાવવા પ્રયત્ન કર્યો છે. પુસ્તકમાં જોડણીની કાળજી અભિનંદનીય છે અને પૂ. ગાંધીજીની પ્રેરણા વડે જેલમાં લખાયેલું આ પુસ્તક મોડું મોડું પણ બહાર પાડવા માટે નવજીવનને અભિનંદન ઘટે છે.

### મહાત્મા મૂળદાસ :

[ લે. કેશવલાલ સાયલાકર. પ્ર. ગુજરાત પુસ્તક ભંડાર અમદાવાદ. કિં. રૂ. ૧–૮–૦ ]

પ્રેમાનંદના મૃત્યુ સાથે જ અસ્ત પામેલ આખ્યાન સાહિત્યને આટલે લાંબે ગાળે આપણા સાહિત્યમાં પુનર્જીવિત કરવાનો યત્ન કરવા બદલ શ્રી સાયલાકર અભિનંદનને પાત્ર નીવડે છે.

આખ્યાનમાળાના આ ત્રીજા પુસ્તકમાં ૧૫૦ પાનામાં કવિએ સૌરાષ્ટ્રના મહાન સંત મહાત્મા મૂળદાસજીનું જીવન આલેખ્યું છે. મૂળદાસજી કહેવાતી હલકી કોમમાં જન્મ પામીને પણ મહાન સંતની કક્ષાએ પહોંચ્યા ને પ્રભુભક્તિ માત્ર ઊંચ કોમને વરેલી નથી એ પૂરવાર કર્યું.

મૂળદાસજીનું જીવન સાચા સંતના જીવનની નમ્રતા સાદાઈ તથા આત્મભોગની શક્તિનો સચોટ ખ્યાલ આપે છે. ભક્તિપ્રિય ગ્રામજનો સહેલાઈથી સમજી શકે એવી સરલ શૈલી અને તળપદી ભાષામાં કવિએ મૂળદાસજીના જીવનના ચમત્કારિક પ્રસંગોને અદ્ભુતરીતે



ગૂંથી લીધા છે. પ્રસંગોપાત ટાંકેલી સાખીઓ પણ તથા ભજનો પુસ્તકની રસિકતામાં વધારો કરે છે.

પ્રભુભક્તિને ધ્યેય રાખીને રચાયેલ આ પુસ્તકમાં કવિ ભક્તિના તાનમાં જોડણીનું ભાન ભૂલ્યા હોય એવું પાને પાને વર્તાય છે.

**યુગવંદના :**

[લે. ઝવેરચંદ મેઘાણી. પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ–૨. ત્રણ રૂપિયા.]

સ્વ. ઝવેરચંદ મેઘાણીનાં ગીતોનો આ જાણીતો સંગ્રહ પાંચમી આવૃત્તિમાં પ્રવેશે છે તે જ તેની સર્વપ્રિયતા માટે પૂરતું છે. આ આવૃત્તિમાં એક નવતર ઉમેરો કર્યો છે તે ચિત્રમાં મઢી શકાય તેવાં ગીતોને ચિત્રોની હૂંફ આપવાનો. અને તે માટે તેના ઊગતા ચિત્રકાર ભાઈશ્રી પ્રદ્યુમ્ન તન્ના પણ જાણે ગીતોને ઘોળીને પી ગયા પછી તેમાંથી તેમની પીંછીએ આકાર લીધો હોય તેવા, ગીતો સાથે દીપી ઊઠે છે. યુગવન્દનાનાં ગીતો ક્યારેય જૂનાં થવાનાં નથી એની સાબિતી એ ગીતોની આજે પણ એટલી જ પ્રચલિતતા છે. એમાંનાં કેટલાંય ગીતો ખુદ સ્વ. મેઘાણીએ જે ઢાળે ગાયેલાં તે કાળની સાથે કદાચ ભૂંસાઈ જાય તો ના નહિ. ગુજરાતના કમભાગ્યે એ કંઠને આપણે રેડિયો પર રેકોર્ડમાં સાચવી નથી શક્યા. છતાં આ ગીતો પેઢી દર પેઢી એવાં ને એવાં જ અબાધિત રીતે ગવાતાં–વંચાતાં અને અભ્યાસક્રમમાં પણ લેવાતાં રહેશે જ એટલી તેની ચિરંજીવિતા તો છે જ.

**નિર્ગ્રંથ ભગવાન મહાવીર :**

[લે. જયભિખ્ખુ. પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. ચાર રૂપિયા.]

બૌદ્ધ ધર્મના સ્થાપક અને સંવાહક ભગવાન બુદ્ધ વિષે જેટલું કહેવાયું–લખાયું છે તેટલું જૈન ધર્મના સહુથી મહાન તીર્થંકર ભગવાન મહાવીર વિષે નથી લખાયું. લોકોમાં પણ તે વિષે બુદ્ધના જીવન જેટલું જ્ઞાન નથી પ્રસર્યું. તેનું કારણ જૈન ધર્મની જૈનો સિવાય જૈનેતરને ન અપનાવવાની સંકુચિતતા પણ હોય. છતાં આજના સાક્ષરયુગમાં ભગવાન મહાવીર વિષે એક કડીબદ્ધ તવારીખવાળું અને છતાં સુબોધ સાહિત્ય પીરસતું પુસ્તક પ્રગટ થાય છે તે આવકાર્ય છે.

શ્રી જયભિખ્ખુએ જૈન સાહિત્યનો અચ્છો અભ્યાસ કર્યો છે તે સાથે તે સાહિત્યમાંથી કેટલુંય વીણી વીણીને ગુજરાતને આપ્યું છે એટલે આ પુસ્તકના લેખક તરીકે તે પૂરેપૂરા હકદાર કહેવાય. આખા ચરિત્રમાં ક્યાંય એ મહામાનવના ચારિત્ર્યને અન્યાય કર્યો નથી તેવી સળંગસૂત્રતા સાચવતું આ પુસ્તક દરેક વાચકને સાબિતી આપે છે. આખા પુસ્તકની શૈલી એક કસબીની શૈલી છે એટલે જાણે કોઈ રસપ્રદ નવલકથા જેટલો જ શરૂથી અંત સુધી જળવાતો વાચનરસ જૈન અને જૈનેતરને માટે એકસરખો જ આ પુસ્તકમાં જળવાય છે તે લેખકની ભાષા અને શૈલી-જમાવટની સાચી સિદ્ધિ ગણાય. ભગવાન મહાવીર સ્વામીનું આવું સર્વાંગસંપૂર્ણ જીવનચરિત્ર આલેખીને શ્રી જયભિખ્ખુએ ગુજરાતી સાહિત્યની ન વીસરાય તેવી સેવા બજાવી છે. આ પુસ્તક દરેકનો વાચનરસ જળવાય તેવું પક્ષાપક્ષીથી મુક્ત છે એટલે તેનું આગવું મહત્ત્વ પણ છે. પ્રકરણોની શરૂઆતમાં સુશોભનો અને પ્રકરણને અંતે સુવાક્યો મૂકીને પુસ્તકની બહુમૂલ્યતા વધારી છે તે પણ આવકાર્ય ગણાય.

**જમાઈરાજ :**

[લે. પન્નાલાલ પટેલ. પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. અઢી રૂપિયા]

નાટકોના પુસ્તકની આવૃત્તિઓ થાય એ ગુજરાતમાં હવે નવાઈ નથી. બીજી આવૃત્તિમાં પ્રવેશતું આ પુસ્તક બે નવાં નાટકો ઉમેરાઈને આવે છે તે નવી આવૃત્તિની મૂલ્યવત્તા વધારે છે. આપણા અવેતન કળાકારોમાં વ્યાપક બનતો જતો નાટ્ય–શોખ નાટકનાં પુસ્તકોની પણ માગ વધારે છે. સાથે સાથે શ્રી પન્નાલાલને પણ નાટકો લખવાનું ભારપૂર્વક કહેવાનું મન થાય છે. નવલકથા ને નવલિકાના લેખક તરીકે ખ્યાત થયેલા લેખક આ નાટકોથી પણ એટલી જ શાખ જાળવી રાખે છે.

★

## ડૉ. ભૂપતરાય મો. દવે : ડૉ. શંકરલાલ મો. દવેનાં નિસર્ગોપચારનાં છ પુસ્તકો

### તંદુરસ્ત રહો

**મૂલ્ય : પોણાચાર રૂપિયા**

[રજિ. પો. એક રૂપિયો]

દવાઓથી ઘેરાઈ ગયેલા અને કંટાળી ગયેલાં માટેનું આ નવું પુસ્તક દરેકને ખૂબ ઉપયોગી થઈ પડે તેવું છે. કુદરતી ઉપચારો તરફ આજે લોકોની દૃષ્ટિએ લીધેલા નવા વલણને સંતોષે તેવું આ પુસ્તક છે.

### આરોગ્ય કેમ સાચવશો ?

**મૂલ્ય : ત્રણ રૂપિયા**

[રજિ. પો. ચૌદ આના]

આ પુસ્તકમાં આપેલા લેખો, દર્દીઓની સત્ય પ્રયોગકથાઓ, ફળો, શાકો આપણી આદતો અને જે જે માહિતી આપવામાં આવી છે તે વાંચીને આપણે જીવનમાં ઉતારીએ તો માંદા પડવાનો સમય ન આવે. અને દવામાં ખરચાતા પૈસા બચે.

### રોગ અને આસનો

**મૂલ્ય : ત્રણ રૂપિયા**

[રજિ. પો. ચૌદ આના]

આસનોથી શરીર નિરોગી કેમ રાખી શકાય તે આ પુસ્તકમાં આસનોના ફોટાઓ સાથે સમજાવ્યું છે. એમાં આપેલું લેખકોએ વરસોના પ્રયોગોથી સિદ્ધ કરેલું છે. આ સચિત્ર આવૃત્તિ આપના સાથી જેટલી ગરજ સારે છે.

### ક્ષય અને દમમાં નૈસર્ગિક ઉપચાર

**મૂલ્ય : ત્રણ રૂપિયા**

[રજિ. પો. ચૌદ આના]

ક્ષય અને દમ એવા જીવલેણ રોગો છે કે કાળજીપૂર્વકની સારવાર ન લેવાય તો દર્દી અને દરેક રીતે તેનું કુટુંબ ઘસાય છે. આ પુસ્તક એવા દરેક રોગીને ખૂબ જ ઉપયોગી નીવડ્યું છે. આપ પણ એક નકલ જરૂર વસાવો.

### દવાનો છેલ્લો ઘૂંટડો અને કુદરતી સારવાર

**મૂલ્ય : અઢી રૂપિયા**

[રજિ. પો. બાર આના]

આ પુસ્તકમાં જે પ્રશ્નો ચર્ચાયા છે, લેખોમાં જે છણાવટ કરી છે તે કેવળ લખવા માટે નથી લખ્યા. પણ દર્દીઓની શંકાઓનું, એમની મૂંઝવણો પૂછાવતા જે પત્રો આવેલા તેના ઉત્તર રૂપે અહીં મૂક્યું છે.

### હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર

**મૂલ્ય : બે રૂપિયા**

[રજિ. પો. બાર આના]

શાસ્ત્રીય કસરત અને કુદરતી ઉપચારો દ્વારા નવજીવન મેળવી શકાય છે એ વાત જો આપને ગળે ઊતરતી હોય અને અસાધ્ય દર્દોની દવા કરી કંટાળી ગયા હો તો આ પુસ્તક જરૂર વસાવજો. દરેક રોગ માટે કાયમી ઉપયોગી નીવડશે.

# ભારતી સંઘનાં નવાં પુસ્તકો



### પન્નાલાલ પટેલકૃત

- ભાંગ્યાંના ભેરુ (નવી નવલ) ૬–૦
- પારેવડાં (નવો વાર્તા સંગ્રહ) ૪–૦
- દિલની વાત ,, ૩–૮
- ઓરતા (નવી આવૃત્તિ) ૪–૦
- મેઘો ગામેતી (નવી વાતો) ૧–૪
- જિંદગીના ખેલ (નવી આવૃત્તિ) ૪–૮
- સાચાં સમણાં ,, ૩–૮
- વાત્રકને કાંઠે ,, ૩–૮
- જમાઈરાજ ,, ૨–૮
- પાનેતરના રંગ ,, ૩–૦
- સુરભિ ,, ૪–૮
- મળેલા જીવ ,, ૪–૧૨

### ઈશ્વર પેટલીકરકૃત

- કલ્પવૃક્ષ (નવી નવલકથા) ૬–૦
- રાષ્ટ્રના સેનાનીઓ (પરિચયચિત્રો) ૧–૦
- રામનામના વેવારિયા ,, ૧–૦
- જીવનદીપ (નવી આવૃત્તિ) ૩–૮
- લોકસાગરને તીરે તીરે ૪–૦
- ગ્રામસમાજમાળા (૪ પુ.) ૨–૦
- ધરતીનો અવતાર ,, ૨–૮
- પંખીનો મેળો અને પાતાળકૂવો ૫–૮

### સાને ગુરુજીકૃત

- સોન્યા મારુતિ? (નવીનવલકથા) ૩–૪

### જયન્ત પરમારકૃત

- નદીનાં નીર (નવો વાર્તા-સંગ્રહ) ૩–૦

### ચુનીલાલ મડિયાકૃત

- ઘીનો દીવો (વાર્તાઓ) ૧–૦
- આંબાના રોપ ,, ૧–૦
- શરણાઈના સૂર (નવી આવૃત્તિ) ૪–૦

### ગુલાબદાસ બ્રોકરકૃત

- હરિનો મારગ (સત્યકથાઓ) ૧–૦
- પુણ્ય પરવાર્યું નથી (નવી આ.) ૩–૦

### વિનોદિની નીલકંઠકૃત

- મેંદીની મંજરી (નવી બાળવાતો) ૧–૮

### ચુનીલાલ વ. શાહકૃત

- હૈયાની થાપણ (નવી નવલકથા) ૩–૦
- વિલોચના (નવી આવૃત્તિ) ૫–૮
- ભોળો ખેડૂત (નવી નવલ) ૧–૦
- અવંતીનાથ (નવી આવૃત્તિ) ૫–૮
- રૂપમતી ,, ૫–૮
- સિંધ, તારા શૌર્યનાં સભારણાં ૪–૦

### રા. વિ. પાઠકકૃત

- દ્વિરેફનું વાર્તામધુ (નવો સંગ્રહ) ૧–૦

### રા. ના. પાઠકકૃત

- જગતનો તાત (નવી આ.) ૫–૪
- આપણી ધર્મકથાઓ ૧ થી ૫ (નવાં પુસ્તકો) ૫–૮
- કાંટાની વાડ હોલ કેઈન ૩–૦
- અહંકાર આનાતોલ ફ્રાંસ ૩–૮
- રાત્રિનું રહસ્ય ચં. જે. વ્યાસ ૩–૦

### બાબુભાઈ વૈદ્યકૃત

- નંદબાબુ (નવી નવલ) ૪–૦
- પ્રેરણા (નવું નાટક) ૨–૦
- ઉપમા (નવી આવૃત્તિ) ૫–૦

### ડાહ્યાભાઈ પટેલકૃત

- શર્મિષ્ઠા (નવો વાર્તા સંગ્રહ) ૪–૧૨
- આમ્રમંજરી (નવી નવલકથા) ૪–૦
- આગમન (નવો વાર્તા સંગ્રહ) ૪–૦

### જયમલ્લ પરમારકૃત

- આપણી લોક સંસ્કૃતિ ૬–૦
- ભૂદાન (નવી આવૃત્તિ) ૨–૦
- દેશદેશની લોકકથાઓ ,, ૭–૮

### રંભાબેન ગાંધીકૃત

- પરણું તો એને જ (નવાં નાટકો) ૩–૮
- રોજની રામાયણ (નવી આ.) ૩–૦

### રમણીક પટેલકૃત

- ધરતીની પ્રીત (નવો વાર્તા-સં.) ૩–૮
- આંધીનાં એંધાણ (નવી નવલ) ૩–૦

### શ્રીકાન્ત ત્રિવેદીકૃત

- નહેરુચાચા (કિશોરો માટે ચરિત્ર) ૧–૮
- વિનોબાજી ,, ૧–૮
- સાગરના સાહસિકો (સાહસ) ૧–૮
- મંગલયાત્રા 'વિશ્વમિત્ર' ૪–૪



અમારાં આ નવાં પ્રકાશનો અને ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો માટે:

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.** ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ: પો. બૉ. નં. ૭૩ **અમદાવાદ, ૧**

## કૉલેજ યુવતીનું સૌંદર્ય દીપે છે

**કાળા ઘટ્ટ**

**કેશકલાપથી**



પણ એવો આકર્ષક કેશકલાપ પ્રાપ્ત કરવા માટે સિદ્ધહસ્ત રામતીર્થ બ્રાહ્મી તેલનું જ સેવન જરૂરી છે. તે કેશને મોહક બનાવે છે એટલું જ નહિ પણ જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુને બળવત્તર બનાવે છે.

### રામતીર્થ બ્રાહ્મી તેલ

આ તેલ ખાસ નિષ્ણાતોએ આયુર્વેદિક પદ્ધતિએ બનાવેલ છે એટલે કે રૂપ અને ગુણ બન્ને દ્રષ્ટિએ બધાને અનુકૂળ આવ્યું છે.



**રામતીર્થ** બ્રાહ્મીતેલ સ્પે. નં. ૧ (રજીસ્ટર્ડ) આયુર્વેદિક ઔષધ

મોટી બાટલી રૂા. ૩-૫૦ નાની બાટલી રૂા. ૨-૦૦

ટપાલથી મંગાવનારે (પોસ્ટેજ પેકીંગ ખર્ચ સાથે)

મોટી બાટલીના રૂા. ૬-૦૦ નાની બાટલીના રૂા. ૩-૦૦

મ. ઓ. થી મોકલવા. વી. પી. થી મોકલતા નથી.

શ્રી રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ-૧૪.

ટેલીગ્રામ: 'PRANAYAM' BOMBAY-DADAR ટે. નં. ૬૨૮૯૯

COTY : SRY 4

## યોગાસનો

ના અભ્યાસથી

## નિરોગી

અને સશક્ત બનો

★ ★ ★ ★

રોગરહિત સશક્ત તેમજ હમેશાં તંદુરસ્ત રહેવા માટે સારા આર્ટ ગ્લેઝ પેપર ઉપર છપાયેલ ઘેર સહેલાઈથી કરી શકાય તેવાં અનેક આસનોનો યોગાસન ચાર્ટ તુરત મંગાવો.

કિંમત રૂા. ૨-૦૦ (પોસ્ટેજ સાથે) મનીઑર્ડરથી મોકલો. વી. પી. કરતા નથી.

★ ★ ★ ★

તા. ક. દરરોજ (રવિવારે બંધ) સવારના ૭ાા થી ૯ાા અને સાંજના ૬ થી ૭ાા શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગો ચાલુ છે. રવિવારે સવારના ૧૦ વાગે વ્યાખ્યાન હોય છે.

★ ★ ★ ★

શ્રી

**રામતીર્થ યોગાશ્રમ**

દાદર (સેન્ટ્રલ રેલ્વે)

મુંબઈ-૧૪

COTY : YOG

# ગુજરાતી સાહિત્યનાં સર્વશ્રેષ્ઠ પ્રકાશનો

| | | |
|---|---|---|
| પારકાં જણ્યાં : | ઉમાશંકર જોષી | ૩–૦ |
| અખાના છપ્પા : | ” | ૩–૦ |
| વીરની વાતો ભા–૧ | તારાચંદ્ર અડાલજા | ૬–૦ |
| વીરની વાતો ભા–૨ [સચિત્ર આવૃત્તિ] | | ૬–૮ |
| વીરની વાતો ભા–૩ | ” | ૬–૦ |
| વીરની વાતો ભા–૪ | ” | ૬–૮ |
| મૂળરાજ સોલંકી : | ચુ. વ. શાહ | ૫–૦ |
| રા' ગજરાજ : | ધનશંકર ત્રિપાઠી | ૫–૪ |
| કાયર : | રાજેન્દ્ર શર્મા | ૪–૦ |
| નાના : | એમિલ ઝોલા | ૪–૦ |
| સાઈકલચોર : | લુઈજી વાર્તોલીની | ૩–૮ |
| સંન્યાસી અને સુંદરી : | યાદવેન્દ્રચંદ્ર | ૩–૮ |
| ભવની કમાણી : | પુષ્કર ચંદરવાકર | ૩–૧૨ |
| ખોવાયેલી દુનિયા : | રાહુલજી | ૪–૦ |
| ખંડિત સ્વપ્ન | શંકરલાલ વ્યાસ | ૪–૪ |
| જંગલ સમ્રાટ | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૪–૪ |
| રસપૂંજ | રાયચુરા | ૨–૮ |
| શાપિત આત્માઓ : | ખલિલ જીબ્રાન | ૨–૦ |
| સુરતની સહેલ | બંસીલાલ વકીલ | ૨–૮ |
| મૂછમાં હસો | ભરતરામ મહેતા | ૩–૦ |
| બ્રહ્મચર્યા | રવીન્દ્રનાથ ટાગોર | ૧–૮ |
| કલાપીની પત્રધારા | સ્વ. 'કલાપી' | ૫–૦ |
| કાળા માથાનો માનવી : | ચં. જે. વ્યાસ | ૪–૦ |
| કૃષ્ણકથા | વિ. સાં. પંડિત | ૪–૦ |
| ગુજરાતી ભાષાલેખન : | કે કા. શાસ્ત્રી | ૨–૮ |
| જીવનરક્ષક જવાહીરો : | | ૩–૦ |
| સરળ જ્યોતિષ : | ચંદ્રકાન્ત ભટ્ટ | ૩–૦ |
| ભક્તિસાગર : | અભરામ ભગત | ૨–૦ |
| શ્રીદેવીગીતા : | ડા. રા. મહેતા | ૨–૦ |

બાળકો, કિશોરો અને પ્રૌઢોને અનુલક્ષીને તૈયાર કરાવેલી

## બાલ વિકાસમાળા

સેટની કિં. રૂા. ૭

| | | |
|---|---|---|
| સાચો વિજય | લે : શ્રીકાંત ત્રીવેદી | ૦–૮–૦ |
| સાચો મંત્ર | ” | ૦–૮–૦ |
| સાગરનાં પાણી | ” | ૦–૮–૦ |
| ચંદનની મૂર્તિ | ” | ૦–૮–૦ |
| એકલે હાથે | ” | ૦–૮–૦ |
| આંખનું રતન | ” | ૦–૮–૦ |
| અમર જીવન | ” | ૦–૮–૦ |
| વાઘનો ભેટો | ” | ૦–૮–૦ |
| બોધક વાતો | ” | ૦–૮–૦ |
| અજબ વાતો | ” | ૦–૮–૦ |
| વિદ્યાનું તેજ | ” | ૦–૮–૦ |
| સાત ભાઈ | ” | ૦–૮–૦ |
| પુરાણની વાતો ૧–૨ | જીવરામ જોષી | ૨–૮ |
| વીર બંકો | ” | ૧–૪ |
| ટીડો સાંઢ | ” | ૧–૪ |
| રા'નવઘણ | ” | ૧–૪ |
| ભોજની ચતુર સભા | ” | ૧–૪ |
| ચોખવટથી વાત કરજો ૧-૨-૩. | દિનેશ ઠાકોર | રા |
| શ્રમણ બુદ્ધ | ચંદ્રભાઈ ભટ્ટ | ૦–૧૨ |
| શ્રમણ મહાવીર | સત્યમ્ | ૧–૪ |
| બારોટજીની બાળ વાતો | મગનલાલ બ્રહ્મભટ્ટ | ૧ |

## વીર કથાવલિ લે. ધીરજલાલ ગજ્જર

| | | |
|---|---|---|
| મહારાણા પ્રતાપ : | ” | ૧–૪ |
| શિવાજી : | ” | ૧–૪ |
| ચંદ્રગુપ્ત : | ” | ૧–૪ |
| વીર વિક્રમ : | ” | ૧–૪ |
| સમ્રાટ અશોક : | ” | ૧–૪ |
| પૃથ્વીરાજ ચૌહાણ : | ” | ૧–૮ |

નોંધ: (૧) ગુજરાતી સાહિત્યનાં તમામ જાતનાં સર્વશ્રેષ્ઠ પુસ્તકો અમારે ત્યાંથી મળી શકશે. (૨) કોઈ પણ જાતનાં પુસ્તકો ખરીદતાં પહેલાં એકવાર અવશ્ય અમારી મુલાકાત લેવા વિનંતી છે ગુજરાતી સાહિત્યનાં તમામ પુસ્તકો અમારી પાસે સ્ટોકમાં હોય છે. (૩) શાળાઓ, કોલેજો, ગ્રામ્ય પંચાયતો, પુસ્તકાલયો તેમજ વ્યાપારી ભાઈઓને વ્યાજબી કમીશનથી પુસ્તકો પૂરાં પાડીએ છીએ. અમારું મોટું સૂચિપત્ર મફત મંગાવો.

પ્રકાશક તથા વિક્રેતા **લક્ષ્મી પુસ્તક ભંડાર** ૬૪/૧ ગાંધીરોડ, અમદાવાદ–૧.

# ગુજરાતી સાહિત્યનાં સર્વશ્રેષ્ઠ પ્રકાશનો

| | | |
|---|---|---|
| પારકાં જણ્યાં : | ઉમાશંકર જોષી | ૩–૦ |
| અખાના છપ્પા : | ” | ૩–૦ |
| વીરની વાતો ભા–૧ | તારાચંદ્ર અડાલજા | ૬–૦ |
| વીરની વાતો ભા–૨ [સચિત્ર આવૃત્તિ] | | ૬–૮ |
| વીરની વાતો ભા–૩ | ” | ૬–૦ |
| વીરની વાતો ભા–૪ | , | ૬–૮ |
| મૂળરાજ સોલંકી : | ચુ. વ. શાહ | ૫–૦ |
| રા’ ગજરાજ : | ધનશંકર ત્રિપાઠી | ૫–૪ |
| કાયર : | રાજેન્દ્ર શર્મા | ૪–૦ |
| નાના : | એમિલ ઝોલા | ૪–૦ |
| સાઈકલચોર : | લુઈજી વાર્તોલીની | ૩–૮ |
| સંન્યાસી અને સુંદરી : | યાદવેન્દ્રચંદ્ર | ૩–૮ |
| ભવની કમાણી : | પુષ્કર ચંદરવાકર | ૩–૧૨ |
| ખોવાયેલી દુનિયા : | રાહુલજી | ૪–૦ |
| ખંડિત સ્વપ્ન | શંકરલાલ વ્યાસ | ૪–૪ |
| જંગલ સમ્રાટ | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૪–૪ |
| રસપૂંજ | રાયચુરા | ૨–૮ |
| શાપિત આત્માઓ : | ખલિલ જીબ્રાન | ૨–૦ |
| સુરતની સહેલ | બંસીલાલ વકીલ | ૨–૮ |
| મૂછમાં હસો | ભરતરામ મહેતા | ૩–૦ |
| બ્રહ્મચર્યા | રવીન્દ્રનાથ ટાગોર | ૧–૮ |
| કલાપીની પત્રધારા | સ્વ. ‘કલાપી’ | ૫–૦ |
| કાળા માથાનો માનવી : | ચં. જે. વ્યાસ | ૪–૦ |
| કૃષ્ણકથા | વિ. સાં. પંડિત | ૪–૦ |
| ગુજરાતી ભાષાલેખન : | કે કા. શાસ્ત્રી | ૨–૮ |
| જીવનરક્ષક જવાહીરો : | | ૩–૦ |
| સરળ જ્યોતિષ : | ચંદ્રકાન્ત ભટ્ટ | ૩–૦ |
| ભક્તિસાગર : | અભરામ ભગત | ૨–૦ |
| શ્રીદેવીગીતા : | ડા. રા. મહેતા | ૨–૦ |

બાળકો, કિશોરો અને પ્રૌઢોને અનુલક્ષીને
તૈયાર કરાવેલી

## બાલ વિકાસમાળા

સેટની કિં. રૂા. ૭

| | | |
|---|---|---|
| સાચો વિજય લે : | શ્રીકાંત ત્રીવેદી | ૦–૮–૦ |
| સાચો મંત્ર | ” | ૦–૮–૦ |
| સાગરનાં પાણી | ” | ૦–૮–૦ |
| ચંદનની મૂર્તિ | ” | ૦–૮–૦ |
| એકલે હાથે | ” | ૦–૮–૦ |
| આંખનું રતન | ” | ૦–૮–૦ |
| અમર જીવન | ” | ૦–૮–૦ |
| વાઘનો ભેટો | ” | ૦–૮–૦ |
| બોધક વાતો | ” | ૦–૮–૦ |
| અજબ વાતો | ” | ૦–૮–૦ |
| વિદ્યાનું તેજ | ” | ૦–૮–૦ |
| સાત ભાઈ | ” | ૦–૮–૦ |
| પુરાણની વાતો ૧–૨ | જીવરામ જોષી | ૨–૮ |
| વીર ખંકા | ” | ૧–૪ |
| ટીડો સાંઢ | ” | ૧–૪ |
| રા’નવઘણ | ” | ૧–૪ |
| ભોજની ચતુર સભા | ” | ૧–૪ |
| ચોખવટથી વાત કરજો ૧-૨-૩. | દિનેશ ઠાકોર | ૨ા |
| શ્રમણ બુદ્ધ | ચંદ્રભાઈ ભટ્ટ | ૦–૧૨ |
| શ્રમણ મહાવીર | સત્યમ્ | ૧–૪ |
| બારોટજીની બાળ વાતો | મગનલાલ બ્રહ્મભટ્ટ | ૧ |

## વીર કથાવલિ

લે. ધીરજલાલ ગજ્જર

| | | |
|---|---|---|
| મહારાણા પ્રતાપ : | ” | ૧—૪ |
| શિવાજી : | ” | ૧—૪ |
| ચંદ્રગુપ્ત : | ” | ૧—૪ |
| વીર વિક્રમ : | ” | ૧—૪ |
| સમ્રાટ અશોક : | ” | ૧—૪ |
| પૃથ્વીરાજ ચોહાણ : | ” | ૧—૮ |

નોંધ: (૧) ગુજરાતી સાહિત્યનાં તમામ જાતનાં સર્વશ્રેષ્ઠ પુસ્તકો અમારે ત્યાંથી મળી શકશે. (૨) કોઈપણ જાતનાં પુસ્તકો ખરીદતાં પહેલાં એકવાર અવશ્ય અમારી મુલાકાત લેવા વિનંતી છે ગુજરાતી સાહિત્યનાં તમામ પુસ્તકો અમારી પાસે સ્ટોકમાં હોય છે. (૩) શાળાઓ, કોલેજો, ગ્રામ્ય પંચાયતો, પુસ્તકાલયો તેમજ વ્યાપારી ભાઈઓને વ્યાજબી કમીશનથી પુસ્તકો પૂરાં પાડીએ છીએ. અમારૂં મોટું સૂચિપત્ર મફત મંગાવો.

પ્રકાશક તથા વિક્રેતા **લક્ષ્મી પુસ્તક ભંડાર** ૬૪/૧ ગાંધીરોડ, અમદાવાદ–૧.

અંક ૩ : જૂન '૫૭
સળંગ અંક : ૩૨૭

સમાજમાં સંસ્કાર અને



# પ્રકાશનો

પ્રૌઢોને અનુલક્ષીને
સાંવેલી
સેટની કિં.
રૂા. ૭
...ઢી ૦—૮—૦
૦—૮—૦
—૮—૦
—૮—૦
—૮—૦
—૦

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડા...
વિદેશમાં દશ રૂપિયા (...
* દર માસની ૧લી તારીખે નિયમિ... થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટો... અને જાન્યુઆરી એ ચાર માસમાં... કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નયા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

નૂતન સમાજ–

સ્વાતંત્ર્યપ્રાપ્તિ
આપણા નૂતન સમાજ
નૂતન સમાજ
આપવાનો આ
ઓછું
ઊગતી

# નવરચના

દિલીપકુમાર રૉય

## અહેતુક આત્મદાન

સ્રષ્ટા જ્યારે રૂપસર્જન કરે છે, ત્યારે તે પોતાના અંતરના તગાદાને વશ થઈને જ કરે છે, અને તે તગાદાને અનુકૂળ થવાથી જે ફૂલ ખીલે છે તે સ્વયં સાર્થક હોય છે, સ્વયંસિદ્ધ હોય છે. પરંતુ માણસ માણસ વચ્ચે જે એકતાનો અનુભવ હોય છે તેને પણ પામવા ઇચ્છીએ છીએ. માણસ દાન કરે છે તે દાક્ષિણ્યને વશ થઈને જ કરે છે, પણ દાનની ઊલટી બાજુએ ગ્રહણ હોય છે જ, તો પછી આપણે એવું શી રીતે કહેવું કે દાન તો એક સ્વયંસંપૂર્ણ આત્મ-સિદ્ધિના દ્વીપમાં બંધાયેલું છે. પ્રેમની બાબતમાં આ વસ્તુ મેળવી જોવા જેવી છે. આપણે પ્રેમ કરીએ છીએ તે પ્રેમ કર્યા વિના રહેવાતું નથી માટે જ કરીએ છીએ, તેનો પરમ વિકાસ અહેતુક આત્મદાનમાં જ છે.



તંત્રી: ઇશ્વરલાલ મો. દવે·· સંપાદક: જયન્ત પરમાર




## લેખકોને પુરસ્કાર

મુંબાઈ રાજ્ય અને ભારત સરકાર એમ બંને લેખકો કવિઓ ચિત્રકારોની કદર કરે છે તે બદલ આપણે હરખ કરવો જોઈએ. આ કદરમાં પ્રચારનો આગ્રહ નથી અને પ્રશંસા પણ નથી પેઠી એ આનંદની વાત છે. લેખકો વચ્ચે ભેદભાવ જણાયા નથી તેમ નાતજાતનું જોર પણ દેખાયું નથી. લખાણો-ચિત્રોની કદર એની તાકાત ઉપર થઈ, એમ સહુ કબુલે છે એ નોંધવા જેવી બિના છે.

ઈનામ મળ્યા પછી એ લખાણો પુસ્તકો ચિત્રો લોકો આગળ એવો જ આદર પામે તો કેવું સારું. સરકાર એમની ઢબે સમારંભ કરે, પણ લોક સંસ્થાઓએ એ નિર્ણયો વધાવી લીધા હોય એવા પડધા કેમ ઊઠતા નથી? ઘણાં શહેરોમાં સાહિત્ય અને કલાના વિકાસ અર્થે મંડળો હોય છે. એ સહુ આ તકે અભિનંદન અર્થે શહેરનો મેળાવડો કરી લેખકનું યોગ્ય સન્માન કેમ ન કરી શકે?

પારિતોષિક મળ્યું હોય તે પછી એ પુસ્તકના ફેલાવામાં કેટલો વધારો થયો તે જાણવા મળશે? અગર ફેલાવો મર્યાદામાં રહેતો હોય તો પ્રકાશકો સરકાર અને જનતાએ એ સંબંધી વિચાર કરવો જોઈએ, કારણો ખોળવાં જોઈએ, અને ઈલાજ શોધી ફેલાવો વધારવો જોઈએ.

## લેખકોની જવાબદારી

એ દિશામાં લેખકોએ પણ ધ્યાન દેવું જોઈએ. પ્રતિષ્ઠા પામેલાં પુસ્તકો વડે પ્રજા કેટલું રીઝે છે તેનો ખ્યાલ એમને કેમ ના મળે! લખાણોની સજીવતા ને સાર્થકતા એના ફેલાવાની સંખ્યા ઉપરથી જ નહિ કાઢી શકાય. પરંતુ, વાચકવર્ગની ઉપેક્ષા કરીને પણ સાહિત્ય લોકોમાં નહિ ફેલાય એ દેખીતું છે. એવું શું છે જે આપણા સાહિત્યને લોકોના બહોળા સમૂહથી વેગળું રાખે છે? શાથી લોકોની રૂચિ નિર્માલ્ય સાહિત્ય તરફ ઢળે છે? દેશ દેશની એ સ્થિતિ ભલે હોય, પણ એથી એ નભાવી લેવા જેવી તો નથી જ. લોકોની રૂચિ કેમ કેળવાય, કેમ તેઓ શિષ્ટ વાચન તરફ વળે?

લાગે છે કે મૂળમાં ઉધઈ લાગી છે. વિદ્યાર્થીઓને વાચનમાં રસ જાગતો નથી. બાળ સાહિત્યથી શરૂઆત તો સારી થાય છે, પણ એ સાહિત્ય ઝાઝું ટકી જાય છે. એના પછી વિદ્યાર્થીનું મન રઝળી ગયેલું હોય, આળસુ હોય, બેતમા હોય એવું બની જાય છે. રસ છીછરા અને ચટપટી વધારે થાય ત્યાં સારા વાચનની ભૂખ ક્યાંથી લાગે? વિદ્યાર્થી ઉપર જાતજાતનાં પાઠ્યપુસ્તકો અને નોટોના થોકડા ખડકાતા હોય, એમાં ગુંગળાઈ જવાનું હોય ત્યાં બીજું વાચન ખોળે તો યે એની નજર સારા સાહિત્ય તરફ શેની જાય!

વિદ્યાર્થીવર્ગમાં જે સાહિત્ય પેસી ના શકે તે સમાજમાં ઉત્સાહ નહિ ફેલાવી શકે. એ અવસ્થા એવી છે કે ભાવનું જોમ, શબ્દોનું માધુર્ય, વિચારોની નવીનતા પકડી શકે. એમના માથા ઉપર થઈને વહી ગયેલું સાહિત્ય ગમે તેટલી ઊંચી કોટિનું હોય, સમાજના બહુ ઓછા ભાગને એ પહોંચી શકે.

## આધુનિક સાહિત્યમાં વહેણ

કબૂલ કરવું જોઈએ કે લેખકોએ કસબ જાળવ્યો





છે, ચિત્રણોમાં સંયમ રાખ્યો છે, પ્રસંગોમાં વિવિધતા મૂકી છે. ઘણી રીતે ગુજરાતનો લેખક જશને લાયક છે. આમ છતાં એનાં લખાણો સમાજને થનગનાવી નથી શકતાં એ પણ એવી જ કરુણ હકીકત છે.

આપણા સાહિત્યનાં પાત્રો બીરુ છે, ચીલેચલુ છે, મહત્વાકાંક્ષા વિનાનાં છે. આપણા લેખકો એમને લગામમાં રાખે છે પ્રયત્નપૂર્વક સુધારવા મથે છે ને તો યે સ્થાનિક નજીવા રિવાજોની જાળ એમનાથી ભેદી શકાતી નથી ત્યારે એ પામર લાગે છે. લેખકોની ફલક ટૂંકી છે, અને વિશુદ્ધ રહેવાના આગ્રહમાં એ ઓર સંકોચાય છે. કોઈનાય દબાણ વિના, આપણો લેખક પોતે જ મુક્ત નથી. પોતાની મેળે ઊભું કરી લીધેલું પાંજરું રાખીને એ લખે છે.

આપણો કવિ અગમનિગમમાં ખેંચાયલો રહે છે. વિનાસૂત્ર એ સુત્રાત્મક થવા જાય છે. નાના શા ચોકઠામાં એને મહાનને પૂરી બતાવવું છે. જરા જેટલી એની ઊર્મિ ઉછાળો મારે તો એ ગભરાઈ રહે એવી એની પ્રકૃતિ છે.

આમ જે પ્રવાહો છે તે મલિનતા વિનાના નિર્દોષ છે ને એટલા જ મોળા છે. એ પ્રવાહો નહેરમાં વહેતા હોય એવા ગંભીર જણાય છે, માર્ગ કરીને વહેતાં મસ્ત ઝરણાંની શોભા એમાં ઓછી છે.

લોકરુચિને અનુસરવાનું લેખકોને ના જ કહી શકાય. તેમ ગુહ્યનું આકર્ષણ હોય તે છોડી દેવાનું પણ કેમ કહેવાય? એટલું સ્વીકારી લઈને પણ લેખકો જો આધુનિક થઈ પડેલી મહત્તાઓની પકડમાંથી છૂટવા મથે તો માનવ સ્વભાવમાં રહેલાં ઘર્ષણો પારખતા તેમજ કલ્પનાનો દોર છૂટો મૂકતા થાય. એવું કોને નહિ ગમે? એક કાળે કલાપી ન્હાનાલાલ મણિશંકર ગુજરાતભરમાં વંચાતા. ગોવર્ધનરામ પણ બહોળા સમુદાયમાં આદર પામેલા. મુનશી મેઘાણીએ પણ લોકહૈયું ડોલાવેલું. એમની સંવેદના ઊંડી, પાત્રો સજીવ અને સાહસિક, ફલક વિશાળ અને હેતુઓનું પીંજણ કર્યા વિના એ સુવાસ પ્રગટી રહેતી. એમ નહિ કે વિચારને સમજાવવા લેખકની બધી જ ચર્ચા કરી મૂકે અને નિર્ણય પણ કરી આપે.

પણ એમ કાંઈ લેખકો શૈલી બદલી ના શકે. આ કાળ જ એવો છે કે લોકોના જીવનમાં સ્થિરતા નથી, ઉમંગ નથી, રમુજ નથી. બીજું યુદ્ધ પત્યા પછી જાણે એ હજુ ચાલુ હોય એવો ભાસ રહ્યો છે. એનો વંટોળ ફરી ઊગી નીકળશે એવી ભ્રાંતિ વચ્ચે સમાજ જીવે છે. એનું સાંત્વન કરવા કેટલાક પુરુષાર્થ કરી રહ્યા છે, પણ ડંકા એમના વાગશે કે જુદા એ તો કોણ કહી શકે?

### સસ્તાં પ્રકાશનો

શિષ્ટ સાહિત્યને લોકોમાં ફેલાવવા સરકાર ચોક્કસ પુસ્તકોના હક્ક ખરીદી લે અને સાવ સસ્તા દરે વેચે તો સંભવ છે કે લોકોમાં એનો આદર વધે. આવું પુસ્તક પસંદ કરતી વેળા એ પુસ્તકનું આયુષ્ય માપી લેવું જોઈએ. વહેલું મરે એવા પુસ્તકને જીવાડવા સરકારે મથવાની જરૂર નથી. અને લાંબુ જીવે એવા પુસ્તકને મોંઘા ભાવ સાદું કલેવર અને જુજ જાહેરાતના કારણે મરવા દેવું યોગ્ય નથી. સારા પુસ્તકો ઉપર માસિકો આજે જે રીતે વિવેચન કરે છે તેથી વિવેચક માટે માન ઉપજે ખરું. વાચકને પુસ્તક તરફ અભિરૂચિ થાય નહિ તેવું વિવેચન એ પુસ્તકને શી મદદ કરી શકે? આમ, અભ્યાસવાળું વિવેચન અમુક સામયિકો માટે નિયુક્ત કરી બીજાં એ ચુનંદા ગ્રંથો તરફ વાચકોને આકર્ષવા જોઈએ. સરકારી કદરની મહોરવાળાં પુસ્તકો તરફ લોકોને આકર્ષવાનું કામ મુશ્કેલ ન હોય. ઓછા ભાવથી, સુંદર ફોટા ચિત્રો છપાઈથી, સારી બાંધણીથી અને પુરતી જાહેરાતથી સારાં પુસ્તકોને ફરતાં કરી શકાય. અને નહિ તો પુસ્તકાલયો દ્વારા ખપે તો યે એ ગુમ થયેલાં જ ગણી શકાય.

### કરની વસુલાત સહેલી થાય તો

લોકશાહીમાં અને તેમાંય વળી કલ્યાણ રાજ્યની નીતિવાળી સરકારને દર વર્ષે નવા કર નાખવા પડે



એની નવાઈ નથી. એ જ શિરસ્તો છે. જે આ વર્ષે છે, તેથી વધુ નવા કર આવતા વર્ષે આવવાના જ છે. એમાં પાંચ વર્ષની યોજના નથી.

લોકોને કરનું ભારણ સાલે છે, પણ તેથી વધુ સાલે છે એ ઉઘરાવવાની પદ્ધતિ. જાતજાતનાં ફોર્મ, જાતજાતનાં રીટર્ન, જાતજાતના નિયમો એ જાળવતાં લોકોને નાકે દમ આવી જાય છે. એ તે પોતાનો ધંધો વેપાર કરે કે કાયદા શીખવા બેસે? કાયદા તો કેટલા બધા છે કે સામાન્ય માણસથી ઓળંગ્યા સિવાય જીવાય નહિ. અને ઓળંગ્યા પછી પકડાયા તો એમાંથી કેમ બચવું તેની ફિકર. આ અકુદરતી પ્રક્રિયામાંથી નવાં વિષચક્રો ચાલે છે. અને ધીર ધીરે અળખામણાં હોવા છતાં સમાજ એને વશ થતો જાય છે.

દિવસે દિવસે જેમ જેમ આ તાંતણા લંબાતા જશે તેમ તેમ લોકોને કોઈ પણ રીતે સરકારમાં દાખલ થઈ જવાનું રૂચશે. નોકર તરીકે કે શેઠ તરીકે પણ પેઢી તો એક જ! કોઈ પ્રધાનને એક હોદ્દેથી બીજે પણ વળગણ તો જોઈએ જ તેમ કોઈ નોકરને લોક ઉપર રૂઆબ નહિ તો મહેરબાની બતાવી શકાય એટલો પાવર તો જોઈએ.

આ વળગણ અને આ પાવર પાછળ કાયદાનાં ગુંચળાં પડેલાં છે. લોકોના પ્રતિનિધિઓને પૂછીને એ ઘડાય છે એ ઓછું વિચિત્ર છે! અને એની પાછળ રહેલી છે બંદૂક. આમ પગથિયે પગથિયે જોવા જઈએ તો લોકકલ્યાણ પાછળ બંદૂક રાખેલી છે. મોરારજી જેવા કોઈક જ એને જાહેરમાં લાવી છતી કરે છે, બાકી પાછળ છે તો ખરી જ.

બહુ આગળ વધેલા દેશોની અટપટી રીતો વડે જ કર ઉઘરાવી શકાતા હોય એ આપણે ત્યાં ઠીક નથી. ખાસ કરીને વેપારીઓ ઉપર એનો વહીવટી બોજો ના પાડવો જોઈએ. વેચાણવેરો એ રેશનીંગ કરતાંયે વધારે નાલાયક ગણાયો છે. પણ પેઠેલાં ઊંટ પાછાં નીકળે કેમ?

ભલે, યોજનાની મુદતમાં વધારો ના થાય, ભલે યોજનાની વિગતો કાયમ રહે, પણ જાણીએ છીએ કે એના ખરચની રકમો તો જરૂર વધી જવાની છે. એ માટે નાણાં પણ જોઈશે જ. તો પછી કટકે કટકે ને ટીપેટીપે સરકાર વસુલ કરે તે કરતાં એક ઝાટકે જ કરી લે તે બહેતર છે. ભારેમાં ભારે કર ભલે નંખાય. દરેકનો ફાળો જણાવી દો ને એ પૂરો કર્યે જ છૂટકો. પણ એક વાર ભરી દીધા પછી પેલા કાયદાનાં ગુંચળાંમાંથી મુક્તિ મળે એટલે બસ.

હિંદુસ્તાનના શાંતિપ્રિય માનસને અટીપટીમાં સંડોવાવું નહિ ગમે. એથી તો એવો ભાવ ઉપજશે કે યોજના ભલે ઊંધી વળે, કેમ જાણ્યું એનો લાભ કેવોક મળશે?

## રતિભાર ઓછું નહિ.

નેહરુએ બીજી યોજનાની સફળતા માટે ઘણી ભક્તિ બતાવી તેમાં સ્ત્રીઓને સુવર્ણનાં આભુષણો આપવાની માગણી પણ કરી. આ માગણી થઈ તેવી જ લુપ્ત થઈ ગઈ અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે એક ખળભળાટ થતો બચી ગયો. જો હિંદની સરકાર લોકો પાસે સોનું માગી લે તો એના પ્રત્યાઘાતો વિચિત્ર નીવડે એ સ્વાભાવિક છે.

દેખાતું છે કે રૂપીઆનું મૂલ્ય ધીરે ધીરે ઘટવાનું છે. આજે જે કિંમત આપીને ચીજ ખરીદી શકાશે તેના કરતાં કેટલાક સમય, પછી વધારે નાણાં આપવાં પડશે. એ સંજોગોમાં લોકોને સોનાનું આકર્ષણ વધવાનું, સંગ્રહ કરવા વૃત્તિયે થવાની.

સોનાનાં આભુષણો બને અને એ વડે સ્ત્રીઓને શણગારવામાં આવે, એ એનો ઉપયોગ જો કોઈ આવા ઉપયોગ ઉપર હથોડો મારી શકે તો સોનાનો મોહ ઘણો ઘટી જાય. ગળામાં સોનાના હારડા નાખેલાં કે હાથે કાને સોને લદાયલી સ્ત્રીને જોઈએ ત્યારે ઝવેરાતની દુકાનની જાહેરાત જેવું જણાય છે. આ બેહુદાપણું કાઢવા ચિત્રકારો ને કવિઓએ પોતાનાં

સાધનો હવે વાપરવાં જોઈએ કારણ કે ઘરેણાંનો મહિમા એમણે જ વધારી આપ્યો છે.

બીજી યોજના માટે ઘરેણાં સુદ્ધાં માગવાનો અધિકાર આ સરકારને જોઈતો હોય તો તે પહેલાં એમણે શું શું કરી બતલાવવું જોઈએ તે કહેવાની ભાગ્યે જ જરૂર હોય. જેટલે દરજ્જે એ ત્યાગ કરશે, પ્રજા પણ કરશે—રતિભાર ઓછું નહિ.

### સંસ્કાર પ્રવૃત્તિ અને શાળાઓ

કેટલાકને મન નાટક-નૃત્ય એ ક્રિકેટની રમત જેમ બહુ સમય અને ઘણું ધ્યાન રોકી રાખતી પ્રવૃત્તિઓ છે. એમાં જે ભળ્યા તેને બીજું ગમે નહિ ને એ છોડાય નહિ એવું એનું ઘેલું લઈ બેસે છે. ને વિદ્યાર્થીઓ આગળ આ સ્થિતિ કેવી ઉગ્ર બની જાય એનો આપણે વિચાર કરી લેવાનો.

નાટક-નૃત્યમાં ભળ્યા હશે તેટલા બધા એમાં જ ગળાડૂબ રહેવાના નથી, બહુ થોડાને એ 'કેરીઅર' આપી શકે. બીજાઓને એનો સંગ રહે તો વ્યસનરૂપે રહે. અને સંસ્કાર પ્રવૃત્તિના નામે વ્યસનો ઊભાં થતાં હોય તો ચેતવું સારું.

બીજા પ્રાંતોમાં એ ભય વધારે છે, ગુજરાતમાં હજુ નથી. એવો ભય ગુજરાતમાં આવે તોયે થોડો વખત નભાવવો રહ્યો કારણ કે ગુજરાતના સ્વભાવમાં જે ભારેખમપણું જે ઉદાસીનતા જે ગણતરીઓ પેસી ગયાં છે એમને થોડાં પાછળ હટાવવાં હોય તો નાટક-નૃત્ય મદદ કરશે.

નિશાળોમાં આ સંસ્કાર પ્રવૃત્તિને રોકીએ નહિ તો ખાસ ઉત્તેજન પણ ના આપીએ. આમેય વિદ્યાર્થીઓને અભ્યાસરત કરવાની મુશ્કેલી છે, તેમાં આવી ઈતર પ્રવૃત્તિનું ખેંચાણ વધ્યું તો શિક્ષણનું તો આવી જ બન્યું. અને એ શિક્ષક એમાં ઘસડાયો તો પછી કોણ કોને રોકશે!

### ફિલ્મ માટે ગુજરાતી વાર્તા

આ વર્ષે 'કાબુલી વાલા' ચિત્રને ઈનામ મળ્યું, ને સાથે ટાગોરની એક કૃતિ વધારે જાણીતી થઈ તેથી ઘણાને આનંદ થયો. સંભવ છે કે ટાગોરની બીજી કૃતિઓ તરફ નવી નજરે જોવાશે, અને સાહિત્યનાં મૂલ્યાંકનો ફરીથી તપાસાશે. બંગાળી ચિત્રોમાં તો ટાગોરનાં બીજાં પુસ્તકો વધારે આવી ગયાં છે. અને હિંદીમાંયે આ પહેલું ચિત્ર નથી. નાની વાર્તાને બરોબર ખીલવવાથી આખા ચિત્રનો ભાર ઉઠાવી શકે એ વાત સમજાઈ હોય તો નાની વાર્તાઓ તો કેટલીય સુંદર મળી શકશે.

ગુજરાતીમાંયે એવી વાર્તાઓ પડી હશે કે જેને વિસ્તૃત કરીને, ગુજરાતીપણું જાળવ્યા છતાં એમાં બીજા પ્રાંતોને પણ મધુર રસ મળી રહે તેટલા સામર્થ્યવાળી વાર્તાઓ આપણા લેખકોએ પણ લખી હશે. ને ચિત્ર ઉદ્યોગ ગુજરાતને અજાણ્યો નથી. એટલે શક્યતાઓ ઘણી છે.

ચૂંટેલી, ઉત્તમ, ગુજરાતને શોભા આપે, ભારતભરમાં લોકોને મુગ્ધ કરે જેમાં ફિલ્મલાયકી પણ હોય એવી નાની કે મોટી વાર્તાઓ તમને કઈ કઈ યાદ આવે છે?

★

રતિલાલ-અનિલ

### ધૂળ

ધૂળ છે તે જિંદગાની, જેને યૌવન ના મળ્યું,
યૌવને તે ધૂળ, જેનું પ્રેમ-સમણું ના ફળ્યું.

★

રતિલાલ-અનિલ

### અમી

એક પળ પીધું અમી, જીવન છલોછલ તે કરે,
જિંદગી આખી પીનારાને મઝા તે શી અરે.

★



દાદા ધર્માધિકારી

# મૃગયાનાં ક્ષેત્રો !

આપણા કિશોરો અને યુવાનોમાં જે વિચાર-દારિદ્રય ઘર કરી ગયું છે તેની અસર કેળવણી ઉપર પણ થઈ છે. દાદા ધર્માધિકારીના 'વિચાર ક્રાન્તિ' નામના પુસ્તકના પહેલા ભાગમાંથી લીધેલો આ પ્રસંગ આપણા વિદ્યાર્થીનું માનસ સમજાવે છે......

એક વાર કૉલેજના એક છોકરાએ મને પ્રશ્ન પૂછયો:

'અમારી બહેન રસ્તે જતી હોય અને કોઈ ગુંડો એની છેડતી કરે, તો તમે કહો, અમે શું અહિંસક રહીએ? ચૂપચાપ જોયા કરીએ?'

મેં કહ્યું, 'ચૂપચાપ શા માટે જોયા કરો? પહેલાં તો મને એ કહો કે તમને આવા કેટલા પ્રસંગ પડયા?'

એણે કહ્યું, 'જાણે હજી પ્રસંગ તો પડયો નથી, પણ પડેયે ખરો.'

મેં કહ્યું: 'ઠીક. ધારો કે પ્રસંગ પડયો. તો તમે શું ઇચ્છો છો?'

તો કહે, 'અમે એવે વખતે કેવી રીતે ચૂપ રહી શકીએ?'

મેં કહ્યું, 'હા, તે ચૂપ ન રહેશો.'

તે વખતે બાપુ હતા, એટલે મેં એને બાપુનો આધાર ટાંકીને કહ્યું, 'કોઈવાર જો આવું કાંઈ જુઓ....પહેલેથી એવું ધારી ન લેવું, પણ જો એવું કાંઈ નજરે ચડે તો એનું માથું વાઢી લો. હું ગાંધી પાસેથી તમને અહિંસાનું સર્ટિફિકેટ લાવી આપીશ....'

એટલે એ તો ખુશખુશ થઈ ગયો કે ભાઈ વાહ, આ ગાંધીવાળો તો ખુદ ગાંધી પાસેથી અહિંસાનું સર્ટિફિકેટ લાવી આપવાનું કહે છે!

ત્યાં મેં આગળ કહ્યું, '....એક શરત છે.'

એણે પૂછ્યું, 'શી શરત છે?'

'જે છોકરીઓ સાથે તમે સ્કૂલમાં બેસો-ઊઠો છો, રમો-કૂદો છો, વાંચો-લખો છો, એમની તરફ જોવાની તમારી પોતાની દૃષ્ટિ કેવી છે? અને એ દૃષ્ટિમાં જો કાંઈ ફરક હોય તો માથું વાઢવાના કાર્યક્રમનો આરંભ તમારી જાતથી જ કરી દો!'

બસ, આટલી સરખી શરત સાંભળીને એ તો બેસી જ ગયો.

આને હું બ્રહ્મચર્ય કહું છું. શિક્ષણનાં કેન્દ્રોનું તો આજે કેમ જાણે એ વધૂ-વર-સંશોધનનાં ક્ષેત્ર જ બની ગયાં હોય, એવું થયું છે ને! એક બાજુ ભણવાનું ચાલતું હોય અને બીજી બાજુ છોકરો છોકરી શોધતો હોય અને છોકરી છોકરો ખોળતી હોય, એવું ન થવું જોઈએ. આખા શિક્ષણના ક્ષેત્રમાં husband-hunting અને wife-hunting ચાલતું હોય....એક પ્રકારની મૃગયા જ હોય છે ને એ?....આમ આ શિક્ષણ-ક્ષેત્રો જો વધૂ-વર-મૃગયાનાં ક્ષેત્રો બની જશે તો તમે ગાંઠ વાળી લેજો કે આ દેશમાંથી તમામ સભ્યતાનો અંત આવી જવાનો છે.

★

ઈશ્વર પેટલીકર

# નવજુવાન નગરી

ગુજરાતના જાણીતા લેખક અને સામાજિક કાર્યકર અત્યારે આફ્રિકાના પ્રવાસે છે ત્યારે પૂર્વઆફ્રિકાની અદ્દની નગરી નાઈરોબી તેમની કલમમાં કેવી નવયૌવના બની જાય છે તે આ આખા લેખમાંથી દેખાય છે. દરેક વાચકોને જચી જાય તેવી શૈલી તો છે જ, ઉપરાંત એક અણજાણ નગરીનું વર્ણન પણ......

નાઈરોબીની ઊંચાઈ લગભગ ૫૨૦૦ ફૂટ છે. હવામાન મહાબળેશ્વર જેવું છે. એની લાલ જમીન અને વૃક્ષો પણ આપણા એ હવા ખાવાના પ્રિય સ્થળની યાદ આપી જાય છે. વર્ષાઋતુ અહીં ૧૫ માર્ચથી બેસે છે, પરંતુ ૧૨ મી એપ્રિલે, અમે ગયા ત્યાં સુધી વરસાદ પડયો ન હતો. અમે પહોંચ્યા એ રાત્રે વરસાદનાં થોડાં ઝાપટાં પડયાં, બીજી રાત્રે ઠીક ઠીક પડયો. મિત્રોએ મમતાથી કહ્યું—ભાગ્યશાળીનાં પગલાંએ વરસાદ આવ્યો. એ તો અમે ન આવ્યા હોત તો પણ આવવાનો હતો. વરસોવરસ અમારી રાહ જોયા વિના એ આવ્યો હતો તેજ રીતે. પરંતુ ભારતના સામા કાંઠાના પાડોસી દેશ સાથે વર્ષોથી આપણો જે સંબંધ બંધાયેલો છે અને બે લાખ જેટલા હિંદીઓએ એને સાહસભૂમિ બનાવી છે, તેને નજરે જોવાની આજે અમને તક મળી હતી. એ કારણે કહેવું હોય તો એમ કહી શકાય કે અમે જરૂર ભાગ્યશાળી હતા.

ત્રણ હજાર માઈલ જેટલો દરિયો ઓળંગી આફ્રિકાની ધરતી ઉપર અમે આવ્યા હતા, પરંતુ પરદેશ આવ્યા હોઈએ તેમ લાગતું ન હતું. અગાઉ પરદેશ માટે દરિયો ખેડવાનો પ્રયોગ થતો હતો. સ્ટીમરનો જ્યારે વ્યવહાર નહોતો ત્યારે વહાણોમાં બેસી ભારતવાસીઓ અહીં આવતા ત્યારે ખાસ્સો મહિનો નીકળી જતો. દરિયાનાં મોજાં, વરસાદ અને આફતમાં પ્રવાસીઓ જે હાડમારી વેઠીને આવતા તેને માટે દરિયો ખેડવો એ વાજબી હતું. કોઈ કોઈ વખત વહાણ ડૂબતું ત્યારે માણસોને જીવ ખોવો પડતો. બીજા વિશ્વયુદ્ધ વખતે સ્ટીમરમાં જગા મેળવવી મુશ્કેલ બની હતી ત્યારે આ યુગમાં પણ ગુજરાતી ભાઈઓ, બહેનો અને બાળકો વહાણમાં બેસી કઠણ હાડમારી વેઠીને, દરિયો ખેડીને પૂર્વ આફ્રિકા આવ્યાં હતાં. તેમાં એકાદ બે વહાણો ડૂબી ગયાં હતાં અને બધાં પ્રવાસીઓએ જીવ ગુમાવ્યા હતા.

સ્ટીમરની મુસાફરીમાં એવી હાડમારી નથી, પરંતુ આઠથી દસ દિવસ દરિયામાં રહેવું પડે છે અને એ રીતે એ પ્રવાસને લીધે પોતે દરિયો ઓળંગી રહ્યાં છે તેની એમને પ્રતીતિ થાય છે. પરંતુ પ્લેનનો પ્રવાસ તો માણસને અંતર જ લાગવા દેતો નથી. આણંદથી મહાબળેશ્વર જવા હું નીકળ્યો હોત તો રેલ્વે–બસમાં થઈને નિદાન મને ૧૮ કલાક થાત, જ્યારે મુંબઈથી નાઈરોબી આવતાં ૧૩ કલાક થયા! આથી જ્યારે અમે સવારમાં ઊઠી વિઠ્ઠલભાઈના બંગલાના બગીચામાં દાતણ કરતા ફરવા લાગ્યા ત્યારે અમે પરદેશના કોઈ મકાનમાં ફરીએ છીએ તેવું સહેજે લાગતું ન હતું. બગીચાની વનસ્પતિ પણ પરિચિત લાગતી હતી. હા, માણસના શરીરમાં જેમ ફેરફાર થાય છે તેમ વનસ્પતિના આરોગ્યમાં નોંધપાત્ર વિકાસ દેખાતો હતો. વનસ્પતિ સાથે મારે તો ખાસ સગાઈ નથી, પરંતુ ભાઈકાકાને તો કોણ સગું નથી તે કહેવું જ વસમું છે. એટલે એમનાં સગાંને જોતાં એ તો હરખાઈ ગયા હતા. કલમી ગુલાબ ઉપર લાલ, પીળાં, ધોળાં ખીલેલાં ફૂલ જોતાં મારી સમક્ષ હર્ષ વ્યક્ત કરતાં બોલ્યા : 'આપણે ત્યાં દિલ્હી કે બેંગલોરમાં પણ આવડાં મોટાં, ચારથી પાંચ ઇંચ વ્યાસનાં ફૂલ થતાં નથી. આપણે ત્યાં મોટાં ફૂલ કેવળ ગુલાબી રંગના કલમી ગુલાબને થાય છે. જ્યારે બીજા રંગનાં આવાં મોટાં ફૂલ થતાં નથી.'

અમે ગુલાબની વાત કરતા હતા ત્યાં અમારાં યજમાન શારદાબહેન આવ્યાં, ભાઈકાકાએ એમને પૂછ્યું: 'ગુલાબના છોડને તમે કયું ખાતર આપો છો?'

શારદાબહેન : '૭ વરસ ઉપર જ્યારે ગુલાબ વાવ્યાં હતાં ત્યારે એક વખત ખાતર નાખ્યું હતું.'



ભાઈકાકા : 'અહીંના હવાપાણીમાં એ રીતે તો ભારે ઉત્પાદકશક્તિ ગણાય.'

તે દિવસે અમે બેચાર બંગલાના બગીચા જોયા અને બધે સરખી સ્થિતિ જોઈ. ફળ, વનસ્પતિમાં કલમી આંબા, જાંબુ, પીચીઝ, રાસબરી, શેતુર, દ્રાક્ષ, જમરૂખ, સીતાફળ, કેળાં વગેરે મહાબળેશ્વર અને ગુજરાતમાં થતાં બધાં ફળ અહીં થાય છે. શારદાબહેને કહ્યું હતું કે કોઠું અને રાયણ જોવા મળતાં નથી. પરંતુ મોમ્બાસામાં એ પણ થાય છે એમ જાણ્યું. ફક્ત મહુડાનાં વૃક્ષ નથી. પોતાના બંગલામાં બગીચા તો લગભગ બધે જોવા મળે છે. ડૉ. વિઠ્ઠલભાઈનો બગીચો તેમાં ખાસ ધ્યાન ખેંચે તેવો છે. એમણે રસ કેળવીને એને આધુનિક બનાવ્યો છે. અહીં બગીચાઓ માટે નર્સરી ફાર્મ ઉપર એટલા પ્રમાણમાં ઑર્ડર નોંધાયેલા હોય છે કે ઑર્ડર મૂક્યા પછી ખાસ્સાં બે વરસે એ છોડની ડીલીવરી મળે છે!

આફ્રિકા વિષે ઘણું ઘણું સાંભળ્યું હતું, તેમાં આફ્રિકનો સાથે આપણે રંગભેદ રાખીને ભળતા નથી તે સરકાર પણ મનમાં હતો. દેશમાં જેમ હરિજનો અસ્પૃશ્ય છે, તેમ આફ્રિકનો અહીં હશે, અને તેની સાથે કેવળ નોકરનો સંબંધ હશે તેમ મનમાં વસી ગયું હતું. એટલે દાતણ કરીને બગીચાની વનસ્પતિનું નિરીક્ષણ કરી કમ્પાઉન્ડ ઓળંગી અમે મકાનમાં પ્રવેશતા હતા ત્યારે વિઠ્ઠલભાઈએ એક આફ્રિકન સાથે શેકહેન્ડ કર્યો. અને તેમની ઓફિસમાં નોકરી કરતા અને બાદશાહના ઉપનામે ઓળખાતા ગુજરાતી ભાઈ સાથે એને દિલોજાન દોસ્તી હોય તેમ બાથ ભીડી!

આ રીતે દેશમાં આપણે હરિજન સાથે વર્તીએ છીએ, જો એ કોઈ મોટા હોદ્દા ઉપર હોય કે ભણેલો ગણેલો સુખી અને સમૃદ્ધ હોય, પરંતુ આ આફ્રિકન તો મોટર લૉરી લઈને આવ્યો હતો એટલે કેવળ ડ્રાયવર હતો. કદાચ એ લૉરી હાંકીને આવ્યો છે પણ એ વેપારી હશે માની મેં વિઠ્ઠલભાઈને પૂછ્યું: 'આ કોણ છે?'

વિઠ્ઠલભાઈ: 'ડ્રાયવર છે'

હું: 'આફ્રિકનો સાથે આટલો નિકટ વર્તાવ આપણા લોકો રાખે છે?'

વિઠ્ઠલભાઈ: 'જેમનો નાતો લાંબા સમયથી બંધાઈ ગયો હોય છે, તેમની સાથે આવો વર્તાવ સ્વાભાવિક બની ગયો છે. આ ડી. કે. નો જૂનો ડ્રાઈવર છે. અહીં દરેકનાં નામ ટુંકા બોલાય છે. અને રોજનો એ વહેવાર થઈ ગયો હોય છે એટલે બધાં એ નામે જ ઓળખે છે. જો આખા નામથી કોઈ બોલે તો બીજાને ઓળખતા વાર લાગે છે.

વિઠ્ઠલભાઈએ નિકટતાનો ખ્યાલ આપતાં કહ્યું: 'એ સ્વજન બની ગયો હોય તેમ ડી. કે. નાં પત્નીને તુંકારાથી બોલાવે છે.'

એ જ રીતે રવિવારે બપોરે નોર્થ ફોર્ક હોટલમાંથી ખાણું લઈને અમે કારમાં બેસી ઘર તરફ વિદાય લેતા હતા ત્યારે વિઠ્ઠલભાઈને જોતાં આફ્રિકને હાથ ઊંચો કરી એમને થોભાવ્યા. અમને નવા જાણી અમારી પૂછપરછ કરી. વિઠ્ઠલભાઈએ સાંજે બફે ડિનરની પાર્ટી રાખી હતી તેમાં આવવા આમંત્રણ આપ્યું. જાણે વિઠ્ઠલભાઈનો એ મિત્ર હોય તેમ એ હકથી વાત કરતો હતો. બોમ્બે મ્યુચ્યુઅલ લાઈફ ઇન્સ્યોરન્સ કંપનીના નામનો એના ખિસ્સા ઉપર બીલ્લો હતો. કંપનીનો એ પણ ડ્રાઈવર હતો. આવકાર આપવા માટે આફ્રિકનો સ્વાહિલી ભાષામાં 'જાંબો' શબ્દ વાપરે છે. કાર ઊપડી ત્યારે મેં અને ભાઈકાકાએ હાથ ઊંચો કરી એને 'જાંબો'થી આવકાર્યો ત્યારે એના મોં ઉપર હર્ષ છવાઈ ગયો. સાંજની પાર્ટીમાં એ આવ્યો હતો પણ નજરે પડ્યો ન હતો. વિઠ્ઠલભાઈએ કહ્યું કે અહીંની પાર્ટીમાં પીનાર માટે બિયર વીસ્કી વગેરે રાખવામાં આવે છે એટલે પીવાનું મળશે તે આશાએ તે આવ્યો હતો, પરંતુ ગુજરાતી ભોજન અને માદક પીણું ન હતું એટલે એને શો રસ પડે? તરત ચાલી ગયો હતો.

હિંદની બહાર ન ગયેલાને નાઈરોબી શહેર આકર્ષક



લાગ્યા વિના ન રહે તેવું સોહામણું છે. વળી ગુજરાતની ગરમી, ગીચ અને ગંદાં શહેરોથી ટેવાઈ ગયેલાં શરીર અને મન જ્યારે છૂટું છૂટું વસેલું, સોહામણું અને વૈભવી આ શહેર જુવે ત્યારે, પ્રથમ દૃષ્ટિએ પ્રેમ, એ સૂત્ર પ્રમાણે આ શહેરના પ્રેમમાં ઘડીભર પડી જાય તો નવાઈ ન ગણાય. મુંબઈ જેમ અંગ્રેજો આવતા પહેલાં નાનો સરખો બેટ હતો અને માછીમારનાં ઝૂંપડાં જ કેવળ હતાં અને તેમાંથી આજે મોહમયી ૩૦ લાખની વસ્તીવાળી મુંબઈ નગરી વસી છે. તેવી જ રીતે નાઈરોબી શહેરનો વસવાટ મુંબઈ જેટલો પણ જૂનો નથી. નાઈરોબી શહેરને વસ્યાં ફક્ત ૫૦–૬૦ વર્ષ થયાં છે. કેનિયાની રાજધાની મોમ્બાસા બંદર હતી. પરંતુ અંગ્રેજોને માફક આવે તેવાં ઠંડાં હવામાન અને ખેતીવાડીની ફળદ્રુપ જમીન આજુબાજુ જોઈ અંગ્રેજોએ એ શહેર વસાવ્યું છે અને દિવસે દિવસે એ ઝડપથી વિકસી રહ્યું છે. છેલ્લા દસકામાં નાઈરોબી અને મોમ્બાસાનો જે વિકાસ થયેલો નજરે જોવા મળ્યો છે, તેની સરખામણીમાં, આપણા દેશમાં આ યુદ્ધમાં અને તે પછીના ગાળામાં શહેરો વિકસ્યાં છતાં અહીંની ઝડપી અને આટલાં વ્યવસ્થિત નથી વિકસ્યાં તે કબૂલવું રહ્યું.

સાઠ વર્ષ ઉપર નાઈરોબી એક ગામડું હતું અને આફ્રિકનોનાં થોડાં ઝૂંપડાં હતાં. યુરોપિયનોની નજર એના ઉપર મંડાઈ ન હતી ત્યારે સૌથી પહેલાં એ સ્થળે જઈને બિનઆફ્રિકન તરીકે પ્રથમ દુકાનનું છાપરું ઊભું કરનાર એક કરમસદના પાટીદાર ભાઈ હતા. પચ્ચાસ વર્ષમાં અહીંના હવાપાણી અને જમીનની ફળદ્રુપતાએ હિંદીઓને અને અંગ્રેજોને આકર્ષ્યા અને આજે અલકા નગરીની યાદ આપે તેવી ત્રણ લાખની વસ્તીની સુંદર અને દિવસે દિવસે અતિ સુંદર બનતી જતી નગરી રચાઈ છે. આખું શહેર આધુનિક હોઈ નગરરચનાના સિદ્ધાંતો સચવાયેલા સારા પ્રમાણમાં જોવા મળે છે. વળી બીજા વિશ્વયુદ્ધથી આર્થિક સમૃદ્ધિ ઠીક ઠીક વધી હોઈ અને હિંદીઓનો વેપાર ધંધો અને નોકરીનું સ્થાયીપણું લાંબા ગાળાનું બનતાં અહીંની ભૂમિ પરદેશની હોવા છતાં આત્મીયતા બંધાઈ છે. વસવાટ કાયમનો લાગતાં સ્થાવર મિલ્કત કરવાની વૃત્તિ જન્મી છે, અને હિંદના કરતાં જીવનધોરણ ઊંચું છે. એટલે છેલ્લા દસકામાં રહેવાના બંગલા અને બજારનાં આલિશાન મકાનો ઝડપથી બંધાતાં જાય છે. શરૂઆતમાં બધાં મકાનો એકમજલી હતાં. મેંગલોરી નળિયાથી છાયેલાં છે. પરંતુ હવે વસ્તી અને સમૃદ્ધિ વધતાં મજલી મકાનો લીફ્ટની જરૂર પડે તેવાં મકાનો ઊભાં થયાં છે. મુંબઈના ફોર્ટના લત્તાને ભુલાવે તેવો નવો લત્તો આજે સર્જાઈ રહ્યો છે.

મોટાં આલીશાન મકાનો અને વસ્તીના પ્રમાણમાં વિશાળ રસ્તાઓ, ઉપરાંત સોનામાં સુગંધ ભળે તેમ વનસ્પતિથી એ રસ્તાઓ અને મકાનો મહેકી અને શોભી ઊઠે છે. યુકેલીપ્ટસની હારો રસ્તાઓની બાજુએ જોવા મળે છે. સીલ્વર ઓકની સંખ્યા પણ સારા પ્રમાણમાં છે. બેંગલોર અને વિદ્યાનગરમાં જોવા મળે છે તેવાં, જેના ફૂલમાંથી લાલ રંગની પીચકારી છૂટે છે તે વૃક્ષોની પણ રસ્તા ઉપર હારમાળા. સુવર્ણચંપાનાં વૃક્ષ પણ સારી એવી સંખ્યામાં છે. આ ઋતુમાં એના ઉપર ફૂલ આવેલાં છે. એટલે કોડભરી કન્યકા જેવાં એ લાગે છે. પેલ્ટોફોર્મનાં ઝાડ પણ અહીં ઠીક ઠીક નજરે પડે છે. એના ઉપર સોનેરી ફૂલ થાય છે.

અહીંના રસ્તાઓની શોભા આપણા દેશમાં ક્યાંય જોવા મળતી નથી. મેં તો આખો દેશ જોયો નથી. પરંતુ ભાઈકાકાએ એ સુંદરતા જોઈને અભિપ્રાય આપ્યો. બેંગલોર પણ આની આગળ ફીકું લાગે છે! મોટા રસ્તાઓમાં વચ્ચે અને ફૂટપાથને છેડે બંને બાજુએ ફૂલઝાડ, ફૂલછોડ અને સુંદર વેલો પથરાયેલી નયનમનોહર લાગે છે. તેમાં સૌથી આકર્ષક વેલ બીગન વેલ છે. બીગન વેલિ નામનો ટાપુ પેસીફીક મહાસાગરમાં આવેલો છે. ત્યાંથી એ વેલ આવેલી છે એટલે આનું નામ બીગન વેલ પડ્યું છે.



આ વેલ ભારતમાં પણ છે. પરંતુ એના અહીં જે વિવિધ રંગો જોવા મળે છે તેટલી વિવિધતા દેશમાં નજરે પડતી નથી. વિદ્યાનગરમાં એના ત્રણ રંગ ઉછર્યા છે, જ્યારે અહીં સાતેક જેટલા ઠેર ઠેર રસ્તાઓને શણગારે છે. તેમાંય દસ દસ ફૂટને અંતરે કેસરી રંગનાં ફૂલવાળી વેલ ભોંય ઉપર પથરાયેલી છે, તે સૌથી વધારે રળિયામણી લાગે છે. એવી જ રીતે જાસુદીના જુદા જુદા રંગના ફૂલછોડ પણ વાવેલા છે. રંગબેરંગી કરદાળી (કેનો) ના છોડ પણ વાવેલા છે. નાઈરોબીનો સૌથી મોટો સૌથી સુંદર અને આધુનિક રસ્તો પણ રાણી ઈલિઝાબેથને હાથે ખુલ્લો મુકાયેલો છે. અને એમનું નામ અપાયેલું છે. ચાર રસ્તાને જે સ્થળે સંયોગ થાય છે ત્યાં વિશાળ બેટ રચીને નાના સરખા બગીચાઓથી એને સુશોભિત કર્યો છે. ભાઈકાકાની સંજય દૃષ્ટિથી મને જોવાનું મળ્યું ન હોત તો આ સુંદરતા વર્ણવ્યા વગર જ રહી જાત.

ત્રણ લાખની વસ્તીવાળુ કેનિયાનું આ પાટનગર ૧૫ માઈલના ઘેરાવામાં આછું આછું વસ્યું છે એટલે મોટરકાર એ વૈભવ નહિ પણ જરૂરિયાત બની ગઈ છે. ઓફિસો અને દુકાનો સવારમાં આઠથી એક અને બેથી પાંચ સુધી ખુલ્લી હોય છે. સવારમાં એટલા વહેલા અને બપોરના એક કલાકમાં જમવા જવા મોટકાર અનિવાર્ય છે. પરિણામે વસ્તીના પ્રમાણમાં મોટરકારો ધરાવવામાં નાઈરોબીનો નંબર બીજો આવે છે. ન્યૂ યૉર્ક પહેલા નંબરે છે. બજારમાં આપણે નીકળીએ છીએ ત્યારે માણસો પગે ચાલતા થોડા જોવા મળે છે અને મોટરકારોની હારમાળા વહેલી નજરે પડે છે. બપોરે ઓફિસો છૂટે છે ત્યારે તો રસ્તો ઓળંગવો અશક્ય જ થઈ પડે. માણસોની નહિ પણ મોટરોની નગરીમાં આવી પડ્યા હોઈએ તેવો ભાસ થાય છે.

ગુજરાતમાંથી પ્રવાસે આવેલા પ્રવાસીને આ નગરી ગમી તો જાય છે, મુંબઈમાં જેમ ગુજરાતીઓની વસ્તી ૧૮ ટકા હોવા છતાં એમાં ગુજરાતીપણું લાગે છે તેમ નાઈરોબીમાં ગુજરાતીઓની વસ્તીને લીધે પોતાપણું પણ લાગે છે, છતાં જાણે અપના પરાયા હોય તેવો ભાસ પણ સાથે સાથે થાય છે. ગુજરાતના ગ્રામજીવન અને શહેરીજીવનમાં જેટલા પ્રમાણમાં સમુહજીવન છે. તેટલું અહીં શક્ય નથી. દૂર દૂરના વસવાટને લીધે નવા બંધાતા મકાનોના પ્લોટ ૧ એકર અને ૧॥ એકરના હોય છે. એટલે પાડોશીઓનું સહજીવન પણ ગુજરાત જેટલું માણવા મળે તેમ નથી. શહેરનું એકધારું જીવન અને ઠંડું હવામાન એટલે રાત્રે ઘેર આવ્યા પછી બહાર જવાનું મન ઓછું થાય. ઠંડી ઋતુને લીધે ગરમ કોટ પાટલુનનો જ એકધારો સૌનો પોષાક—ફેર હોય તો ફક્ત રંગનો. અંગ્રેજી રાજ્ય, પાટનગરી, યુરોપિયનની વસ્તી પ્રમાણમાં બીજા શહેરો કરતાં વધારે, અને ભારતમાં અંગ્રેજોનું રાજ્ય હતું એટલે આપણા હાડમાં એની રહેણીકરણી ઊતરી ગયેલી. ઉપરાંત એ ખર્ચાળ રહેણીકરણી પોસાય એવી કમાણી એટલે પહેરવેશમાં તેમજ ઘરની રહેણીકરણીમાં પશ્ચિમની ઢબ સારા પ્રમાણમાં જોવા મળે છે. અંગ્રેજો ખાતાં પહેલાં દારૂ પીએ અને પછી ભોજન લે એટલે આપણે દારૂ પીતા ન હોઈએ તો પણ દેશની જેમ સીધા ભોજન ઉપર બેસી ન શકીએ. ટમેટારસ, કે બીજા કોઈ ફળનો રસ પીરસવો રહ્યો!

આમ ગુજરાતી પ્રવાસીઓને જ પરાયાપણું કંઈક અંશે ખૂંચતું હશે એમ નહિ, પણ એમનાં બાળકોને પણ ખૂંચતું હોવું જોઈએ. આવી સુંદર અને સમૃદ્ધ નગરીમાં બાળકોના પ્રમાણમાં શાળાઓ નથી. શાળાઓ સવાર અને સાંજ જુદી જુદી પાળીઓમાં ચાલે છે. છતાં પણ બધાં બાળકો દાખલ થઈ શકતાં નથી. એ બાળકો ભલે એમના માબાપને દલીલ ન કરી શકતાં હોય. પણ એમને જો દલીલ સૂઝે તો એ જરૂર જવાબ માગે કે, અમને પરાયાં માનતાં હશો ત્યારે જ અમારી કેળવણીનો તમે વિચાર કરતાં નથી ને? પૈસાને અભાવે પણ એ કામ અટક્યું નથી. શાળામાં શિક્ષિકાનું કામ કરતાં અનંતાબહેને





એમનો અનુભવ જણાવતાં મને કહ્યું : 'અહીં પણ દેશની જેમ જે બાળકોના માબાપ ગરીબ હોય તેને માફી આપવાની પદ્ધતિ છે, પરંતુ કોઈ માગતું નથી. મેં પૂછ્યું : 'એવું તો અહીં નહીં બનતું હોય ને કે એકલદોકલને એવી માફી માગતાં શરમ આવતી હોય?'

અનંતાબહેન : 'ના, અહીં ટૂંકા પગારવાળાને હાડમારી ભોગવવી પડતી હોય છે પણ દેશની સરખામણીમાં ઘણી ઓછી—ફી ન ભરી શકાય તેવી ખાસ ન કહેવાય.'

આમ માબાપને કેળવણી આપવી પોસાય તેમ છે. એવી જાહેર સંસ્થા જો કોઈ ખોલે તો સરકાર મકાન બાંધવામાં ૫૦ ટકા મદદ આપે છે. તેમજ ચાલુ ખર્ચમાં તો ૮૦ ટકા ગ્રાન્ટ આપે છે. પરંતુ અહીં પરદેશમાં જાહેર સંસ્થાઓ ચલાવવા સેવાભાવી અને શક્તિશાળી માણસો જેટલા પ્રમાણમાં મળી રહે છે તેટલા પ્રમાણમાં અહીં ન મળી રહે તે સ્વાભાવિક છે. એને પરિણામે બાળકોની કેળવણીનો પ્રશ્ન સમૃદ્ધિ હોવા છતાં ઉકલી શક્યો નથી. આપણા હિંદી હાઈ કમિશ્નર શ્રી. પ્રેમકિશનને પણ એ સાલતો હોય તેમ અમે જ્યારે એમની મુલાકાતે ગયા ત્યારે વિદ્યાનગરમાં નવ વર્ષમાં વિદ્યાપીઠ સ્થાપ્યાની ભાઈકાકાની સેવાઓને લક્ષમાં લઈ એમણે કહ્યું: 'આપના જેવા પુરુષની આ દેશને ખાસ જરૂર છે, બે વર્ષ રોકાઈને આ પ્રશ્ન અહીં ઉકેલી આપો તો પ્રજાની મોટી સેવા થશે. મોમ્બાસા જાઓ છો તો ત્યાંના હિંદીઓ સમક્ષ આ પ્રશ્ન જરૂર મૂકજો અને કોઈ સક્રિય યોજના કરી આપજો.'

ચાર દિવસ રહીને નાઈરોબીમાં સૌનો પ્રેમ અને હૃદયપૂર્વકનું આતિથ્ય માણીને હજુ નાઈરોબી પાછા આવવાનું છે તેવી નિરાંત સાથે તા. ૧૭મી એપ્રિલે બપોરે બે વાગે મોમ્બાસા જવા પ્લેનથી ઊડ્યા. ઈસ્ટરના તહેવારોને લીધે ઑફિસમાં રજાઓ પડી હતી. એટલે રજાઓ ગાળવા યુરોપિયનો જતા હોય તેમ એમના ઉત્સાહ ઉપરથી મેં માની લીધું હતું. નાઈરોબીનું એ એરપોર્ટ જાણે કોઈ યુરોપ શહેરનું હોય તેમ ગોરાઓની સંખ્યા સારા પ્રમાણમાં દેખાતી હતી. પ્લેન ૨૪ બેઠકવાળું હતું. એ ઊપડ્યું અને મેં જોયું તો એમાં કોઈ આફ્રિકન પ્રવાસી ન હતો! ગોરાઓ અને એશિયનો દેખાતા હતા.

મેં ઘડીભર ભગવાનની અવળચંડાઈ ઉપર અફસોસ ઠાલવ્યો : આવી સુંદર ફળદ્રુપ અને રળિયામણી ધરતી કોને આપવી તેટલીય તારામાં અક્કલ નથી!



બલદેવ મહેતા

## હાથ પડયો છે ઢોલ

હાથ પડયો છે ઢોલ રાજા હાથ પડયો છે ઢોલ રે,
વિના લગન મેં આજ વગાડયો, આવી તારે મોલ રે
રાજા! હાથ પડયો છે ઢોલ રે.

સાજ સજ્યો નહોતો વરરાજા.
નહોતી શરણાયું, નહોતાં વાજાં,

ગીત તણી ગાનારી નહોતી, અણ અવસરિયો ઢોલ રે
રાજા! હાથ પડયો છે ઢોલ રે.

ગામમહીં હું રહેત નહિ ને કોઇને આજે કહેત નહિ
વનવગડામાં વહ્યો જાત જો હૈયું હાથે રહેત નહિ,

નગરીના દરવાજા આંજે બંધ કર્યાં તે ખોલ રે.
ઉપરના પડમાં રહેનારા, ઊંચી અટારી ખોલ રે,
રાજા હાથ પડયો છે ઢોલ રે.

અબઘડિયે જે હાથ પડયો તે, હુંથી નવ રહેવાય રે,
વાટ જોઉં એનાં ટાણાંની, કાળ મને લઈ જાય રે.
ગમતું અણગમતું ગણનારાં.
ટાણું કટાણું જે કરનારાં.

મારે શું ભઈ! મુજ જીવનનો આજ પ્રસંગ અમોલ રે
હું જ વગાડીશ મારા તાલે, કાં દરવાજો ખોલ રે.
રાજા! હાથ પડયો છે ઢોલ રે.





શ્રીકાન્ત આપ્ટે

# કાણો ઘડો

હલકામાં હલકી ચીજનું પણ કોઈકવાર તો બહુમાન થવાનું જ છે. તેની પ્રતીતિ કરાવતી આ સંકુર વાર્તા 'ભૂમિપુત્ર'ના સૌજન્યથી અહીં મૂકી છે. આવી બોધદાયક ટૂંકી વાર્તાઓ લોકોના દિમાગમાં જલદી પ્રવેશ કરે છે. આ ટૂંકી છતાં બોધપ્રદ વાર્તા એવી જ રસપ્રદ છે......

એક નાનું સરખું ગામ હતું. તેમાં બીજાની પરવા કર્યા વગર ઊંચી ઊંચી તાણી બાંધેલી થોડી હવેલીઓ હતી. હરણાંના ઝુંડમાં જાણે ઊંટ ન ઊભો હોય! વિધવિધ પ્રકારના સ્વભાવના અને ધંધાવાળા લોકો ત્યાં વસતા હતા. ગામને એકદમ છેડે મેલાં ઘેલાં એવાં ઘણાં ખોરડાં હતાં; ચાર ચમારનાં, પાંચ મોચીનાં, ત્રણ તરવાડાનાં, બે ફકીરનાં અને સૌથી અળગું એક ભૂંડું ભૂખ ઘર હતું રતના કુંભારનું.

ગધેડાંની ભૂંકાભૂંક, કચરાના ઢગલા, ધૂળ, માટી, અને રાખ તો લખલૂટ. રતનો માટી ખૂંદે, રતની ગારામાં રેડવા કૂવેથી પાણી વહે અને છોકરાંઓ ગધેડાં ચારે. પરિવારનો આ મુખ્ય કાર્યક્રમ.

ઉનાળાની ઋતુમાં કુંભારને ઘણું કામ. એક વખતે રતનાએ સુંદર ઘડાઓ ઉતાર્યા, ભઠ્ઠીમાં પકવી તૈયાર ર્યા અને કુડીબંધ ઘડાઓ ખૂણામાં ખડકયા. ઘરાક આવે અને પૂછે, 'રતનાકાકા, એક ઘડો આપો ને?' રતનો કહે, 'જુઓને ભાઈ, ઓલ્યા પણે ખૂણામાં સણાય ઘડા પડ્યા છે. જોઈને ફાવે તે લઈ લો.'

કોઈ બહેન આવે, કોઈ ભાઈ આવે, બધાં ટકોરા મારી ઘડા પારખી લે. તેમાં એક ઘડો કાણો હતો. માટીમાં ક્યાંક કાંકરી ભળી ગઈ હશે, તે ભઠ્ઠીમાં પાકયા પછી ખરી ગઈ એટલે ઘડો થયો કાણો. રતનો વ્યવહારકુશળ હતો, તે શા સારુ કાણો ઘડો આઘો રાખે? કાણો ઘડો પણ બધા ઘડાની સાથે જ રાખ્યો. કોક ભૂલમાં લઈ જાય તો પૈસા ઊભા થઈ જાય.

ગામમાંથી પટલાણીઓ આવી પૂછે, 'રતનાકાકા, ઘડા છે કે?' રતનો કહે, 'એ રહ્યા પણે ખૂણામાં જોઈએ એટલા.' પટલાણીઓએ ટકોરા મારી મારીને ઘડા પસંદ કર્યા. એકના હાથમાં પેલો કાણિયો ઘડો આવ્યો. એ બોલી ઊઠી, 'અરે, આ તો રોયો કાણો છે!' તેને પડતો મેલીને બીજો સરસ ઘડો લઈને પટલાણી રવાના થઈ. કોઈ પાણી ભરવા ઘડો લઈ જાય તો કોઈ સ્વાગત કુંભ સારુ લઈ જાય. ટકોરો મારે અને કાણો ઘડો હેઠો મૂકી દે.

એક વખત એક બહેન આવી. પેલો કાણિયો ઘડો જ પહેલો તેના હાથમાં આવ્યો. જરા રોષથી ઘડો હેઠો મેલી કહે, 'આ તો અપશુકન થયાં. દીકરીના લગ્નમાં માણારે મૂકવા ઘડા લેવા છે, ત્યાં તો પહેલો-વહેલો આ મૂઓ કાણિયો જ હાથમાં આવ્યો! આજે હવે ઘડા નથી લેવા.' એમ કહી એ ચાલી ગઈ.

પછી વળી ડાધુઓ આવ્યા. ઘડા તપાસ્યા. કાણિયાને બાજુએ તારવી સારો ઘડો લઈ ગયા. જે આવે તે ટકોરા મારે, સૂરજ સામો ધરે, કાણું દેખાય એટલે પડતો મૂકે અને બીજો સારો ઘડો લઈને જાય.

ઘડો મનમાં વિચારે, 'શું છે મારું જીવન! કુંભાર મને ફેંકતો નથી ને ઘરાક અડી અડીને હેઠો મેલે છે. જે આવે તે ટકોરા મારે, પડતો મૂકે અને શ્રાપ આપે તે જુદો.'

બે તત્ત્વજ્ઞાનીઓ કુંભારને ત્યાં આવ્યા, પેલો કાણો ઘડો એકના હાથમાં આવ્યો, તે બીજાને કહે, 'જુઓ, જીવનમાં જો જરાકે દોષ રહી જાય, તો આ ઘડાના જેવી દશા થાય. આ ઘડામાં પાણી ટકશે? કેવો સુંદર અને કેવો ઘાટીલો છે પણ શા કામનો? ન પાણી ભરવા ચાલે, ન લગનમાં ચાલે, ન તો મૈયતમાં ખપે.'

એક દિવસ એક ભાઈ ઘડો ખરીદવા આવ્યા. જોતાં જોતાં પેલો કાણો ઘડો હાથમાં આવ્યો. ખખડાવ્યો, સૂરજ સામે ધર્યો ને જોયું તો તળિયે બરાબર વચ્ચે





રામચન્દ્ર શુક્લ

# ભાવ અથવા મનોવિકાર

હિન્દીના ખ્યાતનામ વિચારકનો આ ચિંતન-નિબંધ શ્રી જયચન્દ્ર બક્ષીએ ગુજરાતીમાં ઊર્મિ માટે ખાસ ઉતાર્યો છે. મૌલિક વિચાર-સરણી સાથે માનસશાસ્ત્રીય દૃષ્ટિબિંદુ રજૂ કરતો આ અભ્યાસુ લેખ દરેક વાચકને એક સરખો ગમશે જ......

લાગણીના દ્વન્દ્વથી જ પ્રાણીના જીવનનો આરંભ થાય છે. મનુષ્ય જેવું ઉચ્ચ પ્રાણી પણ ફક્ત એક સંયુક્ત લાગણી લઈને આ જગતમાં આવે છે. બાળકના નાનકડા હૃદયમાં પ્રથમ સુખ અને દુઃખની સામાન્ય લાગણી માટે જગ્યા થાય છે. પેટનું ભરેલું હોવું કે ખાલી હોવું આવી લાગણી માટે પૂરતું હોય છે. એ બન્નેનાં ચિહ્ન હાસ્ય અને રૂદન જીવનના આરંભમાં જોવા મળે છે પણ એ લાગણીઓ તદ્દન સામાન્ય રૂપમાં હોય છે. આ લાગણીઓ અમુક ખાસ વિષયો તરફ અમુક વિશેષ રૂપે જ્ઞાનપૂર્વક ઉન્મુખ થતી નથી.

વિધવિધ વિષયો વિષેનું જ્ઞાન થતાં જ તેની સાથે સંબંધ ધરાવનારી ઇચ્છાની અનેકરૂપતા પ્રમાણે જે જુદી જુદી ચિત્તવૃત્તિનો નિરોધ થાય છે, તે ભાવ અથવા મનોવિકાર કહેવાય છે. એટલે આપણે એમ કહી શકીએ કે સુખ અને દુઃખની મૂળ લાગણી જ વિષય-ભેદ અનુસાર પ્રેમ, હાસ્ય, ઉત્સાહ, આશ્ચર્ય, ક્રોધ, ભય, કરુણા ઈત્યાદિ મનોવિકારોનું અટપટું રૂપ ધારણ કરે છે. દાખલા તરીકે જો શરીરમાં સોય ભોંકાય અને જે વેદના થાય તેથી ફક્ત સાધારણ દુઃખ થશે, પણ જો એની સાથે જ એમ ખબર પણ પડી જાય કે સોય ભોંકનાર કોઈ વ્યક્તિ છે તો એ દુઃખની ભાવના કેટલીય માનસિક અને શારીરિક વૃત્તિઓ સાથે સંમિશ્ર થઈને, ક્રોધ નામનો મનોવિકાર ઉત્પન્ન કરશે. જે બાળકને પહેલાં પોતાના જ દુઃખનું ભાન કે જ્ઞાન થતું હતું. તેનો ઉંમર વધતાં અસંલક્ષ્યક્રમ અનુમાનથી એને પણ બીજાં બાળકોનું દુઃખ કે રૂદન જોઈને એક ખાસ પ્રકારનું દુઃખ થવા માંડે છે જે દયા કે કરુણા કહેવાય છે. એ જ રીતે જેના પર આપણો કાબૂ ન હોય એવા કારણે થનાર ભાવિ અનિષ્ટના વિચારથી જે દુઃખ થાય છે તે ભાવ કહેવાય છે. જેની એવી નિર્ણાયક બુદ્ધિ હોતી નથી એવા ખૂબ

---

ગોળ ઝીણું કાણું. 'સરસ!' બોલી રતનાને પૂછ્યું, 'આનું શું આલું?' રતનો કહે, 'તમારી પાસેથી કંઈ વધારે લેવાનું હોય? બધાંની પાસે બે આના લઉં છું. તમે પણ બે આના આપો.'

ઘડો મનમાં વિચારે, 'શું થશે? આ મને લેશે કે નહિ લે?'

પેલા ભાઈ કહે, 'લો, બે ને બદલે ચાર આના. ઘડો જોઈતો હતો તેવો જ છે.'

રતનાને થયું, 'આ ભાઈનું કાતરિયું ગેપ થયું લાગે છે. ચાલો, આજનો દા'ડો સારો ઊગ્યો છે!'

પેલા ખરીદનાર ભાઈ પણ ખુશ થયા. ઘડો જેવો જોઈએ તેવો જ મળ્યો. કાણું પણ કેવું બરાબર વચમાં, સુંદર અને બીલકુલ ગોળ! ઘડો ઉપાડીને એ ચાલતા થયા.

ઘડો મનમાં વિચારે છે, 'બધાએ મને નાપસંદ કર્યો. આ કોણ છે જે મને ખરીદી લઈ જાય છે? એને મારો શો ઉપયોગ હશે?'

દૂરથી ઘંટારવ અને શંખધ્વનિ સંભળાયા. પેલા ભાઈ ત્યાં જઈ પહોંચ્યા. એક સુંદર મોટું અને નવું શિવાલય હતું. તેમાં આજે શિવલિંગની સ્થાપના થઈ રહી હતી. પેલા ભાઈએ ઘડાને સ્વચ્છ પાણીથી ધોયો, ભર્યો અને શિવલિંગ ઉપર અભિષેક માટે તેને જળધારી રૂપે ભેરવ્યો. બધાનો છાંડેલો ઘડો શિવજીના માથા ઉપર જળધારી બની ગયો!





નાના બાળકને ભય જરાયે થતો નથી. એટલે સુધી કે એને મારવા માટે હાથ ઉગામીએ તો ય તે અસ્થિર નથી થતું, કેમકે બાળક વિચાર કરી શકતું નથી કે આ હાથ ઉગામવાનું પરિણામ દુઃખમાં આવશે.

જેમ રાસાયણિક મિશ્રણ અરસપરસ તથા પોતાના સંયોજક દ્રવ્યોથી અલગ હોય છે, તેમ મનોવિકારો અથવા ભાવોની લાગણીઓ અરસપરસ તથા સુખ કે દુઃખની મૂળ લાગણીથી એવી જ રીતે અલગ હોય છે. વિષય-જ્ઞાનની વિવિધતા તથા એની સાથે સંબંધ રાખનારી ઇચ્છાઓની વિવિધતા પ્રમાણે મનોવિકારોની અનેકરૂપતાનો વિકાસ થાય છે. હાનિ કે દુઃખના કારણમાં હાનિ કે દુઃખ પહોંચાડનાર ચેતનવૃત્તિની ખબર પડતાં, જેને દુઃખ કરે છે એ મૂળ લાગણીથી આપણું કામ નથી ચાલતું, બલકે એના સંયોગથી ક્રોધ નામના અટપટા ભાવની જરૂર પડે છે. જ્યારે આપણી ઇંદ્રિયો દૂરથી આવતી કલેશજનક વાતોનું ભાન કરાવવા માંડે છે, જ્યારે આપણું અંતઃકરણ આપણને ભાવિ દુઃખનો વિચાર કરાવવા માંડે છે, ત્યારે માત્ર દુઃખથી જ આપણું કામ નથી ચાલતું, બલ્કે નાસી છૂટવાની કે બચી જવાની પ્રેરણા આપનાર ભયથી ચાલે છે. એ જ રીતે સારી લાગનારી વસ્તુ કે વ્યક્તિ પ્રત્યે જે સુખદ લાગણી થાય છે એટલેથી જ પ્રયત્નશીલ પ્રાણી રહી શકતું નથી, બલ્કે તેની પ્રાપ્તિ, રક્ષણ કે મેળાપની પ્રેરણા આપનાર લોભ કે પ્રેમને વશીભૂત થાય છે!

પોતાના મૂળ રૂપમાં સુખ અને દુઃખ બન્નેની લાગણીઓ કેટલીક બંધાઈ ગયેલી શારીરિક ક્રિયાઓની જ પ્રેરણા પ્રવૃત્તિરૂપે કરે છે એમાં ભાવના, ઇચ્છા અને પ્રયત્નની અનેકરૂપતાનું સ્ફુરણ નથી થતું. વિશુદ્ધ સુખની લાગણી થતાં આપણે ઘણું બધું કરીશું—હસીશું, કૂદીશું કે સુખ આપનારી વસ્તુને વળગી રહીશું, એ જ રીતે સ્પષ્ટ દુઃખમાં આપણે ઘણું કરીશું. હાથ પગ પછાડીશું, રડીશું, બૂમો પાડીશું કે દુઃખ આપનાર વસ્તુથી દૂર ખસીશું. પણ આપણે ગમે તેટલા નાચી કૂદીને હસીએ, ગમે તેટલા હાથ પગ પછાડીને રડીએ, આ હાસ્ય કે રુદનને પ્રયત્ન ન કહી શકીએ જે કોઈ પણ જાતની ઇચ્છાની જાણ થવા દેતાં નથી તેવાં સુખ અને દુઃખનાં તે અનિવાર્ય લક્ષણ માત્ર છે. ઇચ્છા વિના કોઈ પણ શારીરિક ક્રિયા પ્રયત્ન ન કહેવડાવી શકે.

માત્ર શરીર-ધર્મની સમજથી ખૂબ થોડા ભાવોનાં નિર્દેશ અને પૂર્ણ વ્યંજના થઈ શકી છે. દા. ત. કંપ લો. કંપ ઠંડીની લાગણીથી, ભયથી, ક્રોધથી અને પ્રેમના વેગથી પણ થઈ શકે છે. એટલે જ્યાં સુધી નાસવું, છુપાવું કે મારવું વગેરે પ્રયત્નો દ્વારા ઇચ્છાના સ્વરૂપની જાણ ન થાય ત્યાં સુધી ભય કે ક્રોધનો અમલ પૂર્ણ રીતે વ્યક્ત નહિ થાય. સભ્ય જાતિઓમાં આ પ્રયત્નોનું સ્થાન શબ્દોએ લીધું છે. મુખમાંથી નીકળેલાં વચન મોટે ભાગે અલગ અલગ પ્રકારની ઇચ્છાઓની જાણ કરી ભાવોની વ્યંજના કરે છે. એનાથી જ સાહિત્યમીમાંસકોએ અનુભાવમાં રહેલાં વચનોને ખાસ સ્થાન આપ્યું છે. ક્રોધી ચાહે કોઈ પર હુમલો કરે કે ન કરે, 'હું એને કચડી નાખીશ'· આટલા એના શબ્દો જ ક્રોધની વ્યંજના માટે પૂરતા છે. એ જ રીતે લોભી ચાહે લોભાય કે ન લોભાય, 'ક્યાંક એ વસ્તુ મને મળી જાય તો ઠીક!' એટલું જ એનું કથન એના લોભની જાણ કરવા માટે ઘણું છે. વીરરસની જેટલી સરસ અને પરિષ્કૃત લાગણી ઉત્સાહપૂર્ણ વચનોથી થાય છે એટલી તત્પરતાથી હથિયાર ચલાવવાના અને રણક્ષેત્રમાં નાચવા કૂદવાના વર્ણનથી થતી નથી. વાત એમ છે કે ભાવો દ્વારા પ્રેરિત પ્રયત્ન કે વ્યાપાર મર્યાદિત હોય છે. પણ વાણીના પ્રસારની કોઈ સીમા નથી. જેટલી નવીનતા અને અનેકરૂપતા આવી શકે છે કે ભાવોના જેટલો અધિક વેગ વ્યંજિત થઈ શકે છે એટલો અનુભાવ કહેવાતા વ્યાપારો દ્વારા થતો નથી. ક્રોધનો વાસ્તવિક વ્યાપાર તોડવું, ફોડવું, મારવું, ઝૂડવું વગેરે જ થયા કરે છે. પણ ક્રોધનું વચન તો ગમે ત્યાં સુધી પહોંચી શકે છે. 'કોઈને ધૂળમાં રગદોળી નાખવો, છૂંદી નાખવો, કોઈનું ઘર જમીન·

દોસ્ત કરવું' એ તો સાધારણ વાતો છે. એ જ વાત સર્વ ભાવોના સંબંધમાં પણ સમજવાની છે. સમસ્ત માનવજીવનના પ્રવર્તક ભાવ અથવા મનોવિકાર જ હોય છે. મનુષ્યની પ્રકૃતિના મૂળમાં અનેક પ્રકારના ભાવ જ પ્રેરકરૂપે જોવામાં આવે છે. શીલ અથવા ચારિત્ર્યનું મૂળ પણ ભાવોના વિશેષ પ્રકારના મિલનમાં જ ગણવું જોઈએ. લોક-રક્ષણ અને લોક-રંજનની આખી વ્યવસ્થાનું માળખું એ પર જ ઊભું કરવામાં આવ્યું છે. ધર્મશાસન, રાજ-શાસન, મત-શાસન સૌમાં એનો સંપૂર્ણ ઉપયોગ કરવામાં આવ્યો છે. એનો સદૂઉપયોગ અને દુરૂપયોગ પણ થયો છે. જે રીતે મનુષ્યના મનોવિકારોનો લોક-કલ્યાણના વ્યાપક ઉદ્દેશની સિદ્ધિ માટે તેજ રીતે કોઈ સંપ્રદાય કે સંસ્થાના સંકુચિત અને મર્યાદિત નિયમની સફળતા માટે પણ ઉપયોગ કરવામાં આવ્યો છે.

સર્વ જાતના શાસનમાં—પછી તે ધર્મશાસન, રાજ-શાસન કે સંપ્રદાય શાસન હોય—મનુષ્યજાતિના ભય અને લોભનો પૂર્ણ ઉપયોગ કરવામાં આવ્યો છે. સજાનો ભય અને મહેરબાનીની લાલચ બતાવી રાજ-શાસન તથા નરકનો ભય અને સ્વર્ગની લાલચ બતાવી ધર્મશાસન અને મતશાસન ચાલતાં આવ્યાં છે. એના દ્વારા ભય લોભનો ફેલાવો યોગ્ય સીમાની બહાર પણ ઘણોખરો થયો છે. અને થઈ રહ્યો છે. જે રીતે શાસક વગર પોતાના રક્ષણ અને સ્વાર્થ સિદ્ધિ માટે પણ એનો ઉપયોગ કરતા આવ્યા છે, એ જ રીતે ધર્મ પ્રવર્તક અને આચાર્ય પોતાના સ્વરૂપવૈચિત્ર્યના રક્ષણ માટે અને પોતાના પ્રભાવની પ્રતિષ્ઠા માટે પણ કરતા આવ્યા છે. શાસકવર્ગ પોતાના અન્યાય અને અત્યાચારના વિરોધની શાન્તિ માટે પણ ડરાવતા અને લલચાવતા આવ્યા છે. મત પ્રવર્તક પોતાના દ્વેષ અને સંકુચિત વિચારોના પ્રચાર માટે પણ જનતાને મૂંજાવતા અને લલચાવતા આવ્યા છે. એક જાતિને મૂર્તિપૂજા કરતી જોઈને બીજી જાતિના મતપ્રવર્તકે તેની ગુનામાં ગણના કરી છે. એક સંપ્રદાયને ભસ્મ અને રૂદ્રાક્ષ ધારણ કરતા જોઈ બીજા સંપ્રદાયના પ્રચારકે તેના દર્શનને પણ પાપ ઠરાવ્યું છે. ભાવ-ક્ષેત્ર અત્યંત પવિત્ર ક્ષેત્ર છે. એને એ રીતે ગંદુ કરવું એ લોકોનો ભારે અપરાધ ગણવો જોઈએ.

શાસન-પ્રવૃત્તિ અને નિવૃત્તિની બાહ્યવ્યવસ્થા સુધી જ પહોંચી શકે છે. એના મૂળ કે મર્મ સુધી એની ગતિ હોતી નથી. અંદરની કે સાચી પ્રવૃત્તિ-નિવૃત્તિને જાગૃત રાખનારી શક્તિ કવિતા છે—જે ધર્મક્ષેત્રમાં શક્તિ ભાવનાને જાગૃત કરે છે. ભક્તિ ધર્મની રસાત્મક લાગણી છે. પોતાના માંગલ્યનો અને લોકમાંગલ્યનો સંગમ એની જ અંદર જણાય છે. આ સંગમ માટે મનુષ્યે પ્રકૃતિના ક્ષેત્ર વચ્ચે પોતાના હૃદયના પ્રસારનો અભ્યાસ કરવો જોઈએ. જે રીતે જ્ઞાન નર-સત્તાના પ્રસાર માટે છે. એ રીતે હૃદય પણ. પ્રેમવૃત્તિના પ્રસાર વિના વિશ્વ સાથે જીવનનું ખરું સામંજસ્ય થઈ શકતું નથી જ્યારે મનુષ્યના સુખ અને આનંદનો મેળ શેષ પ્રકૃતિના સુખ-સૌંદર્યની સાથે થશે, જ્યારે એના રક્ષણનો ભાવ ધાન-પાન, વૃક્ષ-લતા, પશુ-પક્ષી, જીવ-જંતુ સર્વના રક્ષણના ભાવ સાથે મળી જશે, ત્યારે એના અવતારનો ઉદ્દેશ પૂર્ણ થશે. અને તે જગતનો સાચો પ્રતિનિધિ થશે. કાવ્ય-જ્ઞાનની સાધના આ ભૂમિ પર પહોંચાડવા માટે છે. સાચા કવિઓની વાણી પણ એ જ પોકારતી આવી છે:—

'વિધિ કે બનાયે જીવ જીતે હૈં જહાં કે તહાં;
ખેલત ફિરત તિન્હેં ખેલન ફિરન દેવ.'

—ઠાકુર



ડાહ્યાભાઈ પટેલ

# શાપિત પ્રેમી

કૌતુકપ્રધાન વાર્તાઓના સિદ્ધહસ્ત વાર્તાકાર અહીં એક નવી જ કૌતુકપ્રધાન વાર્તા લાવે છે. આફ્રિકાવાસી આ બેરિસ્ટર–વાર્તાકારની વાર્તાઓમાં જે કૌતુક ભર્યું પડ્યું હોય છે તે ભાગ્યે જ બીજા લેખકોની વાર્તામાં દેખાય છે. વિદેશી ભૂમિની આ વાર્તા આપણને જરાય પરાયી નથી લાગતી......

વર્સેલ્સથી હું અને જયંત મારી બેન્ટલી મોટરકારમાં નીકળ્યા. મેં અને જયંતે મોટરમાં યુરોપનો પ્રવાસ કરવાનો નિર્ધાર કર્યો હતો. રસ્તામાં તકલીફ ના પડે એ હિસાબે અમે નવી કીમતી બેન્ટલી કાર લીધી. પરંતુ નસીબ વિચિત્ર છે. જે વસ્તુથી તમે દૂર રહેવા માગો એ જ વસ્તુ ઘણી વખત તમારી સામે આવી ઊભી રહે.

મોટરકાર નવી હોવાથી કોઈ પણ જાતની ફીકર ચિંતા કર્યા સિવાય અમે ઝડપથી પેરીસથી વર્સેલ્સ આવ્યા હતા. વર્સેલ્સ અમે બે ત્રણ વખત જોયું હોવાથી અમે વધારે રોકાયા નહિ.

અમે વર્સેલ્સથી સીધા ફ્રોન્ટેબ્લો નામનું એક ઐતિહાસિક સ્થાન જોવા માટે ઊપડયા.

રસ્તામાં એકાએક વરસાદ શરૂ થયો. વરસાદનું પાણી રસ્તા ઉપર વહેવા લાગ્યું.

'દિનેશ ! આ વરસાદમાં રોકાઈ જઈએ તો?' જયંતે મને પૂછ્યું.

'ના ના, આપણી મોટર સરસ છે. જરા ધીરે ચલાવ પણ ઊભા રહેવાનો કોઈ અર્થ નથી.'

થોડે ગયા પછી રસ્તો પાણીથી ભરાઈ ગયો હતો. એકાએક મોટરકારે આગળ ચાલવા ના પાડી. અમે રસ્તામાં જ અટવાઈ ગયા. હવે શું કરવું? અમારી નેમ સાંજ પહેલાં ફ્રોન્ટેબ્લો પહોંચવાની હતી. પરંતુ રસ્તામાં જ સાંજ પડવા આવી. મોટર આગળ ચાલે તેમ નહોતી. વરસાદ બંધ થયો હતો. રાતે નજીકમાં કોઈ જગ્યા મળે જ્યાં અમે આરામ લઈ શકીએ એ હિસાબે હું અને જયંત નજીકમાં તપાસ કરવા લાગ્યા.

તપાસ કરવા માટે રસ્તાની બાજુમાં જ આવેલા એક ખેતરમાં જે ઘર હતું ત્યાં અમે ગયા. એક આધેડ વયની સ્ત્રીએ બારણું ખોલ્યું. અમે એને અમારી બિના જણાવી. પેલી સ્ત્રી ભલી હતી. એણે તરત જ અમને આવકાર્યા.

અમે એ સ્ત્રીને ત્યાં જ રાત ગાળી. બીજે દિવસે ત્યાંથી બે માઈલ ઉપર આવેલા ગામ આર્કોસ જઈ મોટરમાં શું બગડ્યું છે તેની તપાસ કરાવવી એમ વિચાર્યું. પેલી સ્ત્રી એ ખેતરમાં એનાં બે બાળકો સાથે રહેતી હતી. ઘરમાં કોઈ પુરુષ નહોતો.

મોટો બાળક લગભગ બારથી ચૌદ વરસની ઉંમરનો હતો. મેં સહજ જ એને એના પિતા વિષે પૂછ્યું.

'મારા બાપુજી દસ વરસ પહેલાં મૃત્યુ પામ્યા છે. હું, મારાં બા અને નાનો લુઈ ત્રણ જ જણ અહીં રહીએ છીએ.'

ત્યાર પછી એ વિષે મેં વધારે પૂછ પરછ કરી નહિ. બીજે દિવસે નાહી ધોઈ નાસ્તો કરી અમે ચાલતા જ નીકળ્યા.

અર્ધો માઈલ ગયા ત્યાં તો રસ્તાથી થોડે દૂર અંદરની બાજુ એક ઓકનું જૂનું સુકાઈ ગયેલું ખોખડધજ ઝાડ પડેલું મેં જોયું. આવાં વૃક્ષ તો અનેક હોય છે. પરંતુ એ વૃક્ષની બાજુમાં જ એક કબર હતી. કબર ઉપર ફૂલ હતાં. આથી મારું ધ્યાન ગયું. 'જયંત ! જોઈએ તો ખરા કે આ જગ્યાએ કોની કબર છે.'

'દિનેશ ! આવી કબરો જગતભરમાં છે. એવી કબરો જોવા યુરોપના પ્રવાસે નથી નીકળ્યા !'

'અરે, થોડીવાર થોભી જા. હું જોઈને હમણાં જ આવું છું' એમ કહી હું પેલી કબર નજીક ગયો. કબર ઉપર ફ્રેન્ચ ભાષામાં કંઈક લખ્યું હતું. અત્યંત પ્રયત્ન કર્યા પછી હું આટલું સમજી શક્યો કે





'હેન્રી અહીં' સદાને માટે સૂઈ ગયો છે. પ્રભુ એ શાપિત પ્રેમીના આત્માને શાન્તિ આપે.'

ઘણી ઘણી કબરો ઉપરનાં લખાણો વાંચ્યા છે. પરંતુ આવું વિચિત્ર લખાણ તો આજે જ પહેલી વખત વાંચ્યું. આર્કાસ ગામમાં જઈ આ વિષે પૂછવાનું મેં નક્કી કર્યું.

અમે ગામમાં જઈ પ્રથમ તો ગામમાં એક જ મોટર-કારો રીપેર કરવાનું ગેરેજ હતું તેના માલિક પાસે ગયા. બધી બિના જણાવી. તરત જ ગેરેજના માલિક જેનું નામ ચાર્લ્સ હતું તેણે અમારી મોટર-કાર લાવવાની વ્યવસ્થા કરી. જયંત પણ મોટરકાર લેવા જતી મોટર સાથે ગયો.

ચાર્લ્સની ઉંમર લગભગ ચાળીસ પીસ્તાળીસ વર્ષની હતી. સ્વભાવનો ગુલાબી અને વાતોડીઓ માણસ હતો. મેં એને પેલા શાપિત પ્રેમીની કબર વિષે પૂછ્યું. 'અરે એ તો હેન્રીની કબર. અમે લંગોટિયા મિત્રો. પણ ખરી બની ગઈ ને. એની ઇચ્છા હોય એ પ્રમાણે બને છે.' એમ કહી ચાર્લ્સે આકાશ તરફ જોયું.

'કોઈનું દિલ તોડવા જેવું, કોઈને દગો દેવા જેવું કોઈ પાપ નથી. હું તો એમાં માનું. મોડો વહેલો એનો બદલો મળવાનો જ. પાપથી ડરવું સારું.' એમ કહી ચાર્લ્સે સીગરેટનો દમ માર્યો.

'સીગરેટ' મારી તરફ સીગરેટ ધરતાં ચાર્લ્સે યંત્રવત કહ્યું.

'ના હું ધૂમ્રપાન નથી કરતો.'

'હું ચા મંગાવું.' એમ કહી એણે એક નોકરને ચા લેવા મોકલ્યો.

'મીસ્ટર પટેલ! કોઈ માને નહિ એવું બન્યું. આ સત્ય ઘટના છે છતાં કલ્પનાથી પણ વધારે વિચિત્ર છે. દસ વરસ પછી એ જ ગોળીથી હેન્રી મૃત્યુ પામ્યો.'

ફરીથી બીજી સીગરેટ સળગાવતાં ચાર્લ્સ બોલ્યો : 'જુલિએટાનો સ્વભાવ પણ એટલો જ ખારો અને ખારો બની જાય એવું જ વર્તન હેન્રીએ કર્યું નહિ-તર આવું બને ખરું, મીસ્ટર પટેલ! જુવાન છોકરીનું દિલ તોડી નાખ્યું. અગે ના પાડી પણ કોઈનું માન્યું નહિ. એ લોભમાં તણાયો. લોભ કર્યો એમાં કાંઈ નહિ. પણ એણે જુલિએટાને ચીઢવવામાં બાકી ના રાખ્યું. પરિણામે જુલિએટા આકરી બને તેમાં એનો શો દોષ!'

ચાર્લ્સે સીગરેટ પૂરી થતાં બીજી સળગાવી. 'વાત તો સાંભળવા જેવી બની ગઈ. કોઈ સાંભળે તો માનેય નહિ. પણ આ તો મારી નજરે જોયેલી બિના છે. મારી આંખો આગળ બન્યું.

વાત એમ બની કે હું હેન્રી અને વિકટર ત્રણે મિત્રો. હેન્રી ઘણો જ હોશિયાર અને દેખાવડો. એ એટલો જ શક્તિશાળી. છતાં એના સ્વભાવમાં એક ખામી હતી. એ સ્વાર્થી અને લુચ્ચો. દગો રમવામાં એ પાછો ના પડે.

વિકટરની બેન જુલિએટાની ઉંમર અઢાર ઓગણીસ વરસની. હેન્રી વારંવાર વિકટરને ત્યાં આવે. એ જુલિએટા તરફ આકર્ષાયો. જુલિએટા દેખાવમાં અત્યંત રૂપાળી નહોતી પણ એ આકર્ષક, તંદુરસ્ત સપ્રમાણ અંગોવાળી હોઈ યૌવન મદમાતી હતી. સ્વભાવે બન્ને ભાઈબેન ગુસ્સાવાળાં. જેની ઉપર સ્નેહ રાખે તેની ઉપર ઓવારી જાય, એને માટે જાન આપવા તૈયાર થઈ જાય. અને જેની ઉપર ગુસ્સે થાય એનો જાન લઈ લેવાની વાત કરે.

આવા સ્વભાવને લીધે ગામમાં એમને બહુ મિત્રો નહિ. એમને પણ એવી પરવા નહિ. બાપદાદા પાસેથી થોડી ઘણી મિલ્કત મળી હતી તેમાંથી બન્નેનો ગુજારો થતો. બન્ને ભાઈબેનને એકબીજા સાથે ઝઘડા વારંવાર થાય. છતાં બન્નેને એકબીજા વિના એક ક્ષણ પણ ચાલે નહિ.

હેન્રી જુલિએટા સાથે પ્રેમ કરવા લાગ્યો. જુલિએટાએ યૌવન સહજ શરમને લીધે પ્રથમ તો હેન્રીને એનો પ્રેમ આપવાની ના જ પાડી દીધી. પરંતુ હેન્રીની



અત્યંત માગણીને લીધે છેવટે જુલિએટા એની સાથે પ્રેમ કરવા લાગી. પણ જુલિએટા જ્યારથી હેન્રી સાથે પ્રેમ કરવા લાગી ત્યારથી એની પાછળ પાગલ બની ગઈ. એને હેન્રી સિવાય એક ક્ષણ પણ ચાલે નહિ. એ બાવરી બાવરી ફરે. હેન્રીને જોતાં એ ગાંડી ઘેલી થઈ જતી. એના હાથમાં હાથ ભેરવી એ કલાકો સુધી નદી કિનારે ફરતી.

'હેન્રી ! પ્યારા આપણાં લગ્ન થશે. આપણે ઘર વસાવીશું. આપણે ત્યાં આનંદ આનંદ પ્રસરી રહેશે.'

'જુલી પ્યારી, વસન્ત ઋતુમાં આપણાં લગ્ન થઈ જશે. આપણા આનંદનો પાર રહેશે નહિ' એમ કહેતાં હેન્રી જુલિએટાને ઉન્મત્ત બની આલિંગતો. બન્ને એક બીજાને ચુમ્બનોથી ભીંજવી દેતાં. બન્નેના પ્રેમ વિષે આખા ગામમાં ખબર પડી ગઈ હતી.

પ્રેમ કરવો એ કાંઈ ખરાબ નથી. પરંતુ દરેક વસ્તુને હદ હોય છે. જુલિએટાની ઘેલછા દિન પ્રતિદિન વધતી ચાલી.

પરંતુ જુલિએટા સાથે પરણીને હેન્રીને શું મળવાનું હતું ! એણે થોડા વખતથી જે છસો એકર જમીનના માલિક ડાઉડાટ નામના ધનિકની નોકરી સ્વીકારી હતી તેની એકની એક દીકરી જેનું નામ સારાહ હતું તેની સાથે પ્રેમ શરૂ કર્યો. તેની સાથે લગ્ન થાય તો એને ડાઉડાટની મોટી મિલ્કત મળે.

સારાહ હતી પણ જુલિએટા કરતાં વધારે ખુબસુરત. હા, જુલિએટા જેવો સારાહનો પ્રેમ ઉત્કટ અને ઘેલછાભર્યો નહોતો. પણ એની ઉત્કટતા કે ઘેલછાથી ફાયદો શો !

હેન્રીના બદલાયલા માનસની મને ખબર પડી ગઈ. કારણ હું ડાઉડાટના બંગલે મોટરકાર સમી કરવા તથા એમના ખેતરમાં કામ કરવા રાખેલાં ટ્રેક્ટર સમાં કરવા વારંવાર જતો.

મેં જ હેન્રીને એક વખત કહ્યું : 'હેન્રી ! આ રીતે જુલિએટાને દગો દઈ સારાહ સાથે પ્રેમ કરે છે તે ખરાબર નથી. વિકટરને ખબર પડી તો બહુ મોટો કજિયો થઈ જશે.'

મને હેન્રીએ હસીને કહ્યું: 'ચાર્લ્સ ! ભલે કજિયો થાય. હું તારી માફક ડરપોક નથી. જુલિએટાને પરણીને હું શું મેળવીશ ? જ્યારે જોતો નથી સારાહને હું પરણું તો મારૂં કિસ્મત ઊઘડી જાય. આ ગરીબાઈ ભરી જિંદગીની જગ્યાએ હું મિલ્કતવાળો થઈ જાઉં...'

'હેન્રી ! તને આવો દગાખોર, હલકટ, સ્વાર્થી મેં કદી નહોતો ધાર્યો. વિચાર તો કર કે જુલિએટા કે જેની સાથે તેં આટલો પ્યાર કર્યો તેને તું એકાએક તરછોડી બીજી છોકરી સાથે પ્રેમ કરી એની મિલ્કત મેળવવાની ઇચ્છાથી પરણવા માગે છે તે કેટલું ખરાબ કહેવાય !'

'ચાર્લ્સ ! એવા લાગણીવેડા કરૂં એવો હું નથી.' બાધીલું હસતાં મારી મજાક ઉડાવતાં હેન્રી બોલ્યો : 'હું સારાહને આ વસંત ઋતુમાં પરણવાનો છું. જુલિએટા અને વિકટર ગુસ્સે થશે પણ હું શું કરું ! મેં સારાહને પરણવાનો નિશ્ચય કર્યો છે.'

'હેન્રી ! તેં જે રસ્તો લીધો છે એ રસ્તે મોટો ઝઘડો ઊભો છે. વિકટર અને જુલિએટા બંને જાન આપી દે એવાં મિત્રો છે પણ સાથે સાથે એ ભૂલીશ નહિ કે એ જાન લઈ લે એવાં દુશ્મન છે.'

'ચાર્લ્સ ! હું લાગણીવેડામાં તણાઈ જાઉં એવો મૂરખ નથી એટલું જ નહિ પણ સાથે સાથે યાદ રાખજે કે હું કોઈનાથી ડરૂં એવો પણ નથી. વિકટરને કે જુલિએટાને જે કરવું હોય તે ભલે કરે.'

મેં હેન્રીને એના નિશ્ચયમાંથી ફેરવવા ઘણો જ પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. એ સ્વાર્થમાં અંધ બની ગયો હતો. એ સારાહ સાથે પ્રેમ નહોતો કરતો. એની મિલ્કત માટે જ એની સાથે પરણવા એ તૈયાર થયો હતો. જુલિએટા જેમ જેમ હેન્રીની વધારે ને વધારે ઝંખના કરવા લાગી તેમ તેમ હેન્રી તો એનાથી દૂર દૂર જવા લાગ્યો. એ હવે એને મળવા પણ આવતો નહિ.

નવી નોકરીમાં મારે બહુ કામ રહે છે એવાં બહાનાં કાઢી એ જુલિએટા પાસે આવતો નહિ.

બિચારી જુલિએટાને ક્યાં ખબર હતી કે જે દિવસે એનું લગ્ન થવાનું હતું તે જ દિવસે હેન્રી સારાહ સાથે લગ્ન કરવાનો છે. પરંતુ સત્ય છૂપું રહ્યું સાંભળ્યું છે! એ તો સૂર્યની માફક વહેલું મોડું ઝળહળ્યા વિના રહે જ નહિ.

જુલિએટાને હેન્રીના વર્તન ઉપર વહેમ આવવા લાગ્યો. જે હેન્રી ઉષ્માભર્યા હૈયે એને આલિંગતો, જેનાં ચુંબનોનો રસ એનાં તન મનને ઉદધિમાં નવરાવતો એ આજે ક્યાં છે? એ હેન્રીમાં આજે એવી શીતળતા આવી ગઈ છે કે જુલિએટા એનો પ્રેમ પણ વ્યક્ત કરી શકતી નથી.

'હેન્રી પ્યારા! તને શું થઈ ગયું છે? આપણું લગ્ન થવાને હવે થોડો વખત છે. જ્યારે તું મારી પ્રત્યે બેદરકાર થતો જાય છે. મારા શરીરની સ્થિતિ દિવસે દિવસે બદલાતી જાય છે...'

જુલિએટા આ પ્રમાણે બોલી નહિ ત્યાં હેન્રી ચમક્યો. 'જુલિએટા! તું શું કહેવા માગે છે!'

'શું કહેવાનું હોય! તું તારા મનને જ પૂછી જોને. આપણે બન્નેના એક બીજા પ્રત્યેના પ્રેમનું આ પરિણામ છે. હવે આપણે ટૂંક મુદતમાં પરણી જઈશું આથી આપણા બાળકને...'

જુલિએટા આ પ્રમાણે બોલતી હતી એટલામાં હેન્રી ગુસ્સે થઈ બોલ્યો: 'મારું બાળક! હું એવું કોઈ કબૂલ કરવા માગતો નથી.' એમ કહી એ ઝડપથી ઊઠ્યો.

'હેન્રી! હેન્રી! તું આવું બોલે છે, તને શરમ નથી આવતી? તેં મને ભરમાવી હવે આ પ્રમાણે બોલતા' એમ કહેતાં જુલિએટા હેન્રીને વૃક્ષને વેલ વીંટાય એમ વીંટાઈ. પરંતુ હેન્રીનું ચિત્ત તો સારાહની મિલ્કતમાં હતું. એણે જુલિએટાને તરછોડી દૂર ખસેડી ત્યાંથી ચાલતી પકડી.

ત્યાર પછી તો જુલિએટાનો આનંદ નષ્ટ થયો. એક દિવસ એણે હેન્રી અને સારાહને નદી કિનારે જ્યાં એ હેન્રી સાથે ફરી હતી ત્યાં ફરતાં જોયાં. એનો ભ્રમ ભાંગી ગયો. એનો ગુસ્સો વધી ગયો. એ સીધી બન્ને સામે જઈ ઊભી રહી.

'હેન્રી! મને દગો દઈ સારાહ સાથે પ્રેમ કરતાં તને શરમ નથી આવતી?'

'તારી સાથે પ્રેમ કરી મારે જિંદગી બગાડવી નથી.' હેન્રી નફ્ફટ થઈ આ પ્રમાણે બોલ્યો ત્યાં તો ક્રોધી સ્વભાવની જુલિએટાએ ગુસ્સાના આવેશમાં આવી હેન્રીના ચહેરા ઉપર ઉપરા ઉપરી ચાર પાંચ ધોલ ખેંચી કાઢી. હેન્રી જે ખંધીલો અને લુચ્ચો હતો તેણે જુલિએટાને બાજુમાં ખસેડતાં સારાહને સંબોધી કહ્યું: 'પ્યારી સારાહ! આ નાલાયક સ્ત્રીથી આપણે દૂર ચાલ્યાં જઈએ. આવી સ્ત્રીને પરણનાર માણસ કેવી રીતે સુખી થાય!'

જુલિએટાની વ્યથા અને પરિતાપનો પાર ના રહ્યો. પોતે કોઈ પણ જાતના દોષ વિનાની હતી. એના શરીરમાંથી જાણે હૃદય બહાર નીકળી પડતું ના હોય એવું અસહ્ય દર્દ એને થવા લાગ્યું. એનો સ્વભાવ આકળો અને અધીરો હતો.

ઘેર જઈ એણે વાળ પીંખી નાખ્યા. પોતાનું, પોતાના આવનાર બાળકનું શું થશે એ વિચાર આવતાં ધ્રૂસકે ને ધ્રૂસકે રુદન કર્યું.

વિક્ટર બહાર ગયો હતો તે ઘેર આવ્યો ત્યારે એણે જુલિએટાની આવી વિપરિત દશા જોઈ કહ્યું, 'જુલી! પ્યારી બેન! તને શું થઈ ગયું છે?'

'મોટાભાઈ! હેન્રી મને દગો દઈ ગયો. એ મને તરછોડી હવે જમીનદાર ડાફડાટની દીકરી સારાહ સાથે પરણવા તૈયાર થયો છે.' એમ કહી જુલિએટાએ છાતીફાટ રુદન કરવા માંડ્યું.

'હેન્રી! તારી આટલી હિંમત! મારી બેનને દગો દેનારનો પ્રાણ લઈ હું જંપીશ. મરીશ કે મારીશ પણ તારું પેટ લીધા વિના રહીશ નહિ. એને ખબર



નથી કે વિકટર અને જુલિએટાની નસોમાં કોર્સિકાના મહાન સરદાર કોલમ્બોનું લોહી વહે છે.'

એમ કહેતાં ગુસ્સાથી ધ્રૂજતો વિકટર સીધો હેન્રી પાસે ગયો. હાથ ઉપરનું મોજું કાઢી હેન્રીના મોઢા ઉપર ફેંકી વિકટરે દ્વંદ્વ ખેલવાનો પડકાર કર્યો. ફ્રાન્સમાં આ જાતનો પડકાર આપવો ગેરકાયદેસર છે અને એવા દ્વંદ્વથી ઘણાનાં કરુણ મૃત્યુ થાય છે પરંતુ હજી પણ એવાં દ્વંદ્વ છૂપાં છૂપાં પણ ખેલાય છે. જે માણસ દ્વંદ્વનું આહ્વાહન આપે તેને સામો માણસ પણ પડકાર કરે. જો સામો માણસ એ પડકાર ના ઝીલે અને લડવાની ના પાડે તો એ કાયર અને નામર્દ ગણાય. જેની કિંમત સમાજમાં અને ખાસ કરીને યુવતીઓમાં કોડીની. એવા યુવાન પ્રત્યે યુવતીઓ નફરત બતાવે.

જ્યારે વિકટરે હેન્રીને પડકાર કર્યો ત્યારે હેન્રીને એક ક્ષણ માટે તો પડકાર ના ઝીલવાનો વિચાર આવ્યો. તરત જ બીજી ક્ષણે એણે કલ્પ્યું, 'સારાહ શું ધારશે. હેન્રી કાયર અને બાયલો છે. એનામાં મર્દાનગી નથી. એવા માણસને કોણ પરણે! હવે લગ્નને વાર પણ ક્યાં છે?' આવો વિચાર આવતાં એણે પણ સામો પડકાર કર્યો:

'તલવાર કે પીસ્તોલ?' વિકટરે પૂછ્યું.

હેન્રી ફરી વિચારમાં પડ્યો, તલવારબાજી એને આવડતી નહોતી. પીસ્તોલમાં પોતે ઠીક ઠીક નિશાનબાજ હતો. વળી વિકટરે એને પડકાર કર્યો છે આથી એને પહેલો ગોળીબાર કરવાનો હક્ક હતો. આથી પીસ્તોલથી ડ્યુઅલ દ્વંદ્વ રમવું. આમ વિચાર કરી એણે 'પીસ્તોલ' એમ જવાબ આપ્યો.

'વખત'

'વખત?'

'હા વખત. તને જે વખત અનુકૂળ હોય તે પ્રમાણે હું કરવા તૈયાર છું.'

'કાલે સવારે'

'જગ્યા?'

'પેલા વિશાળ ઓક વૃક્ષની બાજુમાં.'

એ રાત્રે હેન્રી ઊંઘી શક્યો નહિ. એણે આખી રાત મૃત્યુના પંજામાંથી કેવી રીતે ઉગરી જવું એ જ વિચાર કર્યો. વિકટરને એના વિજયની ખાત્રી હતી. એને જિંદગી કરતાં એની બેન વધારે પ્યારી હતી. બેનને દગો દેનાર ગમે તે હોય તેને ઠાર કરવાની એની ફરજ છે.

જ્યારે એ ઘેર આવ્યો ત્યારે જુલિએટા એની રાહ જોઈ રહી હતી. 'ભાઈ! હેન્રીએ શું કહ્યું?'

'શું કહે? એ તો પરણવાની ઘસીને ના પાડે છે. એને મારી ગોળી વીંધી નાખશે ત્યારે મારા આત્માને શાંતિ થશે. એ એના મગજમાં પોતાની જાતને કંઈક માની બેઠો છે. પણ એને ખબર નથી કે એની જિંદગીની ઘડીઓ ગણાય છે.'

'ભાઈ, તમે હેન્રીને પડકાર આપી આવ્યા તો નથી ને?' જુલિએટા ભવાં ચઢાવતી બોલી.

'ના રે ના, પણ એના જેવા દગાખોર અને નાલાયક માણસને પડકારી સાફ કર્યા સિવાય છૂટકો નથી.'

વિકટરે જુલિએટા બ્યાધિ ના કરે એટલા માટે એને સ્પષ્ટ કહ્યું નહિ કે એ પોતે ચેલેન્જ કરી આવ્યો છે. આથી જુલિએટાને ખબર ના પડી.

બીજે દિવસે વિકટર વહેલી સવારે ઊઠી તૈયાર થઈ ઉપડ્યો. જુલિએટાને ખબર જ ના પડી કે વિકટર આ રીતે પીસ્તોલથી લડવા ઉપડ્યો છે.

હેન્રી પણ એના મિત્રો સાથે ઓક ઝાડ હતું તેની બાજુના મેદાનમાં આવી ગયો હતો.

બંને પોત પોતાના મિત્રો સાથે હતા. હું પણ એમની સાથે હતો. બંને દોઢસો ફૂટના અંતરે ઊભા રહ્યા.

પહેલો બાર કરવાનો હક્ક હેન્રીનો હતો. હેન્રી પહેલો બાર કરે તે વખતે વિકટરને તો શાંત બની ઊભા જ રહેવું પડે. ત્યાર પછી વિકટર બાર કરે ત્યારે

હેત્રીએ નિયમ મુજબ હાલ્યા ચાલ્યા સિવાય ત્યાંજ ઊભા રહેવું પડે.

એ હતા એ પીસ્તોલના દ્વંદ્વના નિયમો. એ નિયમ મુજબ હેત્રીએ બાર કર્યો. ગોળી જાણે ફૂલ ના હોય એ પ્રમાણે જરાય હાલ્યા ચાલ્યા વિના એને ઝીલવા વિકટર અડગ ખડક જેવો ઊભો હતો. હેત્રીની પીસ્તોલમાંથી છૂટેલી ગોળી વિકટરની છાતીમાં વાગી. વિકટર ગોળી વાગતાં જ અમળાઈને જમીન ઉપર ગબડયો. પરંતુ બીજી જ ક્ષણે ડાબે હાથે જે જગ્યાએ વાગ્યું હતું તે જગ્યા દબાવી જમણે હાથે પીસ્તોલ તાકતો અદ્દ્ભુત પ્રયત્ન કરી એ મૃત્યુ પામતા પહેલાં મારવા ઊઠયો.

'હેત્રી! તારો ઘા અચૂક બન્યો છે. પરંતુ જેની નસોમાં કોર્સિકન સરદાર કોલમ્બોનું લોહી વહે છે એનો ઘા કદી ખાલી જતો નથી. હું તને મારી સાથે જ સ્વર્ગમાં લેતો જઈશ.'

એમ કહી મરતા પહેલાં શરીરમાં થઈ રહેલા અસહ્ય દર્દને ભૂલી સ્વસ્થતાથી સહેજ પણ હાથની ધ્રૂજારી વિના વિકટરે નેમ તાકી. એની પીસ્તોલમાંથી ગોળી છૂટી. નેમ હતી હેત્રીની છાતીની ડાબી બાજુએ આવેલા હૃદય ઉપર. હેત્રી લોચો થઈને પડયો જ જાણો.

ના હેત્રીને ગોળી વાગી નહિ. એ કાયર બની મૃત્યુની બીકે નિયમ પ્રમાણે ઊભા રહેવાને બદલે વિકટરની પીસ્તોલ ફૂટે તે પહેલાં બેભાન બનવાનો ડોળ કરી નીચે ગબડી પડયો. ગોળી હેત્રીને વાગવાને બદલે ઓકના ઝાડના થડમાં ઘૂસી ગઈ. હેત્રી પોતે બેભાન થઈ ગયો હોય એ રીતે કેટલીય વાર સુધી પડી રહ્યો. બધાએ એમ માન્યું કે મૃત્યુના ભયથી એ બેભાન બની ગયો. પરંતુ એ સત્ય નહોતું. બેભાન બનવાનું મુખ્ય કારણ તો મૃત્યુથી બચવાનું હતું. એ બેભાન બન્યો જ નહોતો. એ ખાલી ખોટો ડોળ કરતો હતો.

જેવી નેમ તાકી વિકટરે ગોળી છોડી કે તરત જ એ ગબડી પડયો. ગબડી પડતાં જ એનો પ્રાણ ઊડી ગયો. કદાચ એને એમ પણ લાગ્યું હોય કે એ પોતે હેત્રીને મારીને જ મૃત્યુ પામ્યો છે.

થોડી વાર પછી હેત્રી જાણે બેભાન અવસ્થામાંથી જાગ્યો હોય એ રીતે ઊઠયો. ઊઠીને એણે ચારેય બાજુ જોયું. બધાંના ચહેરા ઉપર વિકટરના મૃત્યુથી વિશાદ છવાયો હતો.

એણે જાણે પોતે દિલગીર હોય એ રીતે પૂછયું: 'વિકટર બચી જશે કે નહિ?'

'એ તો કયારનો મૃત્યુ પામ્યો.'

જવાબ સાંભળતાં જ જાણે એને ઘણું દુઃખ થયું હોય એવી રીતે હેત્રી મોટેથી રડવા લાગ્યો.

હેત્રીના મૃત્યુના સમાચાર જુલિએટાને કોણ આપે? પોતાના પ્યારા ભાઈનું આ રીતે અકાળે દગાથી અવસાન થયું એવું જો જુલિએટા જાણે તો જીભ કરડીને આપઘાત જ કરે ને? બધાએ વિકટરના મૃત દેહને જ્યાં ગોળી વાગી હતી ત્યાં પાટો બાંધ્યા પછી ઢાંકી દીધો.

બધાંના આશ્ચર્ય વચ્ચે હેત્રીએ કહ્યું કે પોતે જુલિએટાને ખબર આપવા જશે.

હેત્રી એ જ દિવસે જુલિએટાને એના ભાઈના મૃત્યુના સમાચાર આપવા ગયો.

જુલિએટા ખાવાનું પકાવી એના ભાઈની રાહ જોતી બેઠી હતી. એ બિચારીને ખબર કયાં હતી કે એનો ભાઈ હવે બહેનના હાથનું પ્રેમથી પીરસેલું કદીય જમશે નહિ.

હેત્રીને એના ઘર તરફ આવતો જોઈ જુલિએટાનો ક્રોધ વધી ગયો.

'જુલિએટા! એક વાત કરવા આવ્યો છું.' હેત્રીએ ગંભીર બની કહ્યું.

'હેત્રી! તું અહીંથી ચાલ્યો જા. હું હવે તારી સાથે વાત કરવા માગતી નથી. મેં તારી દગાબાજીની બધી વાત મારા ભાઈ વિકટરને કહી દીધી છે. અને



હમણાં જ એ આવવો જોઈએ. તને જોતાં જ મારો ભાઈ એનો ગુસ્સો દબાવી શકશે નહિ. એની પીસ્તોલની ગોળી તને વીંધી નાખશે.'

છેલ્લું વાક્ય સાંભળી ખંધીલું હસતાં હેત્રી બોલ્યો : 'જુલિએટા ! વિકટરની ગોળી મને વીંધી શકે તેમ નથી.'

હેત્રીના શબ્દોથી અપમાન પામી જુલિએટા બોલી : 'હેત્રી, કોલમ્બો કુટુંબના વારસોની ગોળી કદી ખાલી જતી નથી. તને હજી અમારો પરિચય નથી. તેં મને દગો દીધો છે પણ મારા ભાઈની ગોળીથી તું વીંધાયા સિવાય રહેવાનો નથી.'

જુલિએટાના શબ્દોથી હેત્રીને હસવું આવ્યું. 'જુલિએટા ! દિલગીરી સાથે મારે તને જણાવવું જોઈએ કે તારો ભાઈ હવે મને ગોળી મારવા આવી શકે એમ નથી.'

'એટલે તું શું કહેવા માગે છે?' જુલિએટાના શરીરમાં અમંગલ આશંકા ઉત્પન્ન થતાં એ ધ્રૂજી ઊઠી.

'એટલે એ કે એની ગોળી મને વીંધી શકવા શક્તિમાન નથી.'

'હેત્રી, તેં હજી વિકટરની નિશાનબાજી જોઈ લાગતી નથી. એની ગોળી કદી ખાલી જાય જ નહિ.'

'જુલિએટા ! એની ગોળી ખાલી ગઈ છે અને આજે સવારે જ એ મારી ગોળીથી વિંધાઈને મૃત્યુ પામ્યો છે.' જાણે કોઈએ હૃદયમાં છૂરી ભોંકી દીધી હોય એવું જુલિએટાને લાગ્યું.

એ 'જુઠ્ઠા, નીચ, દગાખોર' એમ કહેતાં ઊઠી. તેણે ગુસ્સામાં આવી ઘરમાંથી મોટું ચપ્પુ જે તીક્ષ્ણ ધારવાળું હતું તે આણ્યું. ચપ્પાનો ઘા કરવા એણે હેત્રી ઉપર હાથ ઉગામ્યો પરંતુ હેત્રી ઘા ચૂકવી ત્યાંથી નાસી છૂટ્યો.

એટલી વારમાં તો બધાએ વિકટરના શબને ઘેર આણ્યું. જુલિએટાને પ્રતીતિ થઈ કે હેત્રીએ કહ્યું હતું તે સાચી બિના હતી. એની સ્થિતિ કરુણાજનક બની ગઈ. એ વિકટરના શબને વળગી છાતીફાટ રુદન કરવા લાગી. એનો સ્વભાવ અધીરો, ક્રોધી અને ઝનૂની હતો. વૈરવૃત્તિ બાંધવાની વૃત્તિ એને પૂર્વજો તરફથી વારસામાં મળી હતી. જ્યારે એ વૈરની તૃપ્તિ ના થઈ ત્યારે એણે બાજુમાં પડેલું ચપ્પુ પાગલ બની એના પોતાના હૃદયમાં ભોંકી દીધું.

લોહીનો ફૂવારો છૂટ્યો. એના અંગો ખેંચાવા લાગ્યાં. એ વિકટરના શરીરને વળગી પડી બોલવા લાગી : 'હેત્રી ! તેં અમારો નાશ કર્યો છે પરંતુ તું પણ અમારી માફક કમોતે મરીશ.' એ બોલતાં એ નીચે ગબડી પડી. નીચે પડતાં એનો પ્રાણ ઊડી ગયો.

બધાએ હેત્રી ઉપર ફીટકાર વરસાવ્યો. જો કે હેત્રી પછી ગામમાં આવતો જ નહિ. એ ડાઉડાટને ઘેર જ રહેતો. થોડા વખત પછી એણે સારાહ જોડે લગ્ન કર્યું.

એની ધારણા મુજબ એને ડાઉડાટની મિલ્કત મળી. પરંતુ એના જીવનમાંથી આનંદ ઊડી ગયો. એ રાત દિવસ ભમ્યા કરે છે. એના આત્મામાં આનંદ નથી. એને કોઈ અદીઠ એવી ભીતિ ઉત્પન્ન થઈ છે. એના જીવનનું પાપ એના અંતરને કોરી ખાય છે. એ મગ્ન બની વિચારવંત બની બેસી રહે છે.

*

હેત્રીને ત્યાં બે દીકરા જન્મ્યા છે. સારાહ જેવી રૂપવંતી પ્રેમલ પત્ની મળી છે છતાં એ રાત દિવસ ઉદાસીન બની ફરે છે.

'સારાહ ! મારા જીવનમાં જે મેં પાપકર્મ કર્યું છે, મેં દુન્યવી સુખ મેળવવા એક સ્ત્રીને એ ગર્ભવંતી બની ત્યારે દગો દઈ રખડાવી દીધી. એના ભાઈને દગાથી માર્યો અને કાયરની જેમ જ્યારે એને મારવાનો વારો આવ્યો ત્યારે હું કાયર બની રમતના નિયમ ભૂલી ખસી ગયો. મેં એમ ધાર્યું હતું કે પાપ કરીને બધા પૈસા મેળવે છે અને સુખી થાય છે પણ મારી એ માન્યતા ખોટી છે. માનવ જાત જે આવાં કૃત્યો કરી સુખ મેળવવાનો ડોળ કરે છે તે ખરું જોતાં

સુખી જ નથી. બધાં એ પાપના પરિણામે દુઃખી થાય છે. એ સુખના ઓઠા નીચે એક દુઃખનો દાવાનળ સળગી રહ્યો છે.'

'હેત્રી ! જે બની ગયું તે બની ગયું એનો હરખ શોક કરવો નકામો છે.' સારાહ આશ્વાસન આપતી પરંતુ હેત્રીનું હૃદય એથી શાન્તિ પામતું નહિ.

હેત્રીએ એના વિશાળ ખેતરને નોકરો રાખી સારી રીતે ખેડાવ્યું છે. એની પાસે મિલકત પણ સારી થઈ છે. ખેતી છેલ્લી ઢબના વૈજ્ઞાનિક અને યાંત્રિક સાધનોથી કરાવતો હોઈ હેત્રી થોડા ખર્ચે અને ઓછી મહેનતે વધારે પાક પકવે છે.

આમ લગભગ દસ વરસ વીતી ગયાં. હેત્રી નાસ્તો કરી જેવો બહાર ખેતરના કામ માટે નીકળતો હતો તેવું જ સારાહે કહ્યું : 'હેત્રી ! મને લાગે છે કે તું આજે કામ પર ના જાય તો સારું.'

સારાહ કદી હેત્રીને આ પ્રમાણે કહેતી નહિ આથી હેત્રી પ્રથમ તો આશ્ચર્ય પામ્યો.

પણ ઘેર રહેવાનું કારણ શું ? આજે તો પેલા ઓકના ઝાડને કપાવી નાખવાનું છે. એ ઝાડને લીધે વણછો ઘણો થતો હોઈ આજુબાજુની જમીનના કસને ચૂસી લે છે. આથી એ ઝાડને આજે કપાવી નાખવું છે.'

'મને ખબર નથી પડતી કે શા માટે હું તમને રોકી રાખું છું પરંતુ મારા અંતરમાંથી એવો અવાજ આવે છે કે આજે કાંઈક અનર્થ થવાનો છે. માટે તમે જવા માટે તૈયાર થયા છો તો ભલે જાવ પણ તમારી તબિયત બરાબર સાચવજો.'

સારાહના શબ્દો ઉપર વિચાર કરતો હેત્રી ત્યાંથી ઊપડ્યો. એણે ચારેય બાજુથી વિચાર કરી જોયો. ક્યાંય કોઈ પણ જાતનો ભય પામવાનું કાંઈ કારણ નહોતું. એણે મનમાં એક જાતનો સંતોષ અનુભવ્યો. બીજી ક્ષણે એને વિચાર આવ્યો : 'તો સારાહને આવો અમંગલ આશંકાભર્યો વહેમ શાથી આવ્યો !' એણે ફરી ફરી વિચારી જોયું પરંતુ કોઈ પણ જાતનો ભય એને દેખાયો નહિ. છતાં એણે એ દિવસે ખાસ કાળજીથી કામ કરવા માંડ્યું. નોકરો સાથે ઝઘડો ના થાય એ ખાસ જોયું. ટ્રેક્ટરો અને મોટરોથી દૂર ફરવા માંડ્યું.

જ્યાં પેલું જૂનું ખોખડધજ ઓકનું ઝાડ કપાતું હતું ત્યાંથી દૂર ઊભો ઊભો એ જોવા લાગ્યો. સવારથી પાંચ માણસ એ ઝાડને કાપવા લાગ્યા હતા પરંતુ હજી માંડ ત્રીજા ભાગનું કપાયું હતું.

હેત્રીએ એના નોકર લુઈને બોલાવી કહ્યું : 'લુઈ થડમાં દારૂગોળો ભરી ફોડ્યો હોય તો ઝાડ તરત જ તૂટી પડશે. તમારા બધાંની મહેનત ઓછી થઈ જશે.'

લુઈએ હેત્રીના વિચારને વધાવી લીધો. તરત જ એણે વૃક્ષના થડમાં ઊંડું કાણું પાડી અંદર દારૂગોળો ભર્યો. એની સાથે પલિતો રાખી એણે પલિતાનો છેડો દૂર લગી લીધો.

બધી તૈયારીઓ થઈ ગયા પછી પલિતો ચાંપતા પહેલાં લુઈ બોલ્યો : 'હેત્રી હવે પલિતો ચાંપી ઝાડને ઉડાડી દઉં છું. તમે બધા દૂર ઊભા રહો. ઝાડના થડિયામાંથી નાનાં મોટાં અનેક લાકડાં ઊડશે જે કોઈને લાગી બેસે.'

'સારું, લુઈ પલિતાને દિવાસળી ચાંપ' એ સ્વગત બોલવા લાગ્યો. આજથી દસ વરસ પહેલાં આ જ ઓકના ઝાડ નીચે એ અને વિક્ટર બન્ને જીવલેણ રમત રમ્યા હતા.

એ પોતે ગબડી ના પડ્યો હોત તો વિક્ટરની ગોળી એની છાતીમાં ઘૂસી ગઈ હોત. પોતે ગબડી પડ્યો હતો આથી એ ગોળી એને નહિ વાગતાં સીધી આ ઓકના ઝાડના થડમાં પેસી ગઈ હતી. બિચારી જુલિએટા તો ગુસ્સે થઈ બોલી હતી કે વિક્ટરની ગોળી એનો પ્રાણ લીધા વિના છોડશે નહિ. પરંતુ વિક્ટર તે વખતે તો ક્યારનોય સ્વર્ગમાં પહોંચી ગયો હતો.

આમ બબડતો હેત્રી ત્યાં બીજા દસ બાર નોકરો સાથે ઊભો હતો. એની સૂચના મુજબ લુઈએ પલિતો સળગાવ્યો.



હમણાં એ મિનિટમાં તો એ વિશાળકાય વૃક્ષના મજબુત થડિયાના ચુરેચુરા ઊડી જશે.

પલિતો સળગાવી લઈ જ્યાં બધા લોકો દૂર દૂરથી જોતા ઊભા હતા ત્યાં દોડતો પહોંચી ગયો. બધા લાઇનિસર ઝાડના તૂટવાની અધીરા બની રાહ જોતા હતા.

થોડી વારમાં તો દારૂગોળો ઝાડના થડમાં ફૂટતાં ભયંકર અવાજ થયો. જૂના મજબુત ઓક વૃક્ષના થડના ચુરેચુરા ઊડી ગયા. બધા દૂર ઊભા હોઈ થડના કટકા કોઈને વાગે તેમ નહોતું.

છતાં એકાએક હેત્રી ગબડી કેમ પડ્યો! ઓકના ઝાડ તૂટવાના ધડાકા સાથે હેત્રી બેભાન બની ગબડી પડ્યો. બધા હેત્રીની ચારે બાજુ વીંટાઈ વળ્યા હોઈને ખબર ના પડી કે હેત્રીને માર્યો કોણે?

તરત જ ડાકટર બોલાવવામાં આવ્યો. એણે છાતી ઉપર પડેલા ઘાને જોયો. 'અરે આ તો કોઈએ ગોળી મારી છે.' ડૉક્ટર આશ્ચર્ય પામી બોલ્યા.

'ના અસંભવિત ડૉક્ટર, અહીં કોઈ પણ માણસ બન્દૂક કે પીસ્તોલ લઈ આવ્યું નથી.'

'તો પછી આ ગોળી હૃદય ઉપર વાગી ક્યાંથી?' બધાને માટે એ કોયડો હતો.

એટલામાં હેત્રીએ આંખ ખોલી. એણે અત્યંત પ્રયત્ન કરી કહ્યું: 'એનો ખુલાસો હું કરું. આ ગોળી આજથી લગભગ દસ વરસ પહેલાં વિકટરની પીસ્તોલમાંથી છૂટી મને વીંધવાને બદલે આ ઝાડમાં ઘૂસી ગઈ હતી. વિકટરની બેન અને મારી પ્રેયસી જુલિએટા, જેનો મેં પૈસા અને મિલ્કતના લોભને લીધે તિરસ્કાર કર્યો હતો તેણે મને શાપ આપ્યો હતો કે તેં મને દગો દીધો છે પરંતુ મારા ભાઈની ગોળાથી તારું મૃત્યુ થશે. તે વખતે વિકટર તો ક્યારનોય મૃત્યુ પામ્યો હતો આથી જુલિએટાના કથન ઉપર હું હસતો. પરંતુ આજે ખબર પડી કે તૂટેલા દિલનાં આહનો શાપ કદી મિથ્યા જતો નથી. દસ વર્ષ પહેલાં વિકટરની ગોળી આ ઓકના થડમાં ઘૂસી ગઈ હતી તે જ ગોળી દારૂગોળાને લીધે થડ તૂટી પડતાં મને જ આજ વાગી. મારી કબર ઉપર લખજો કે પ્રભુ આ મૃત્યુ પામેલા શાપિત પ્રેમીને શાન્તિ આપે.'

આ પ્રમાણે ચાર્લ્સે વાત કરી ત્યારે મને વિચાર આવ્યો કે પ્રભુની ગતિ ન્યારી છે. નહિતર દસ વરસ પછી વિકટરની જ ગોળી હેત્રીને વાગે શી રીતે!

*

'મીનપિયાસી'

## કોક જો આવે

મળવા મને કોક જો આવે,
એકલતાના આ સહરામાં.
મીઠપનાં ઝરણાંઓ વહાવે. મળવા૦

ચાંદની જેવું મુખ ભલે ના,
હોય અંધારાં અમાસઘેરાં.
મારી તો ફક્ત માગણી એક જ,
તારલા જેવાં નેણુ એ લાવે. મળવા૦

રૂપ તણા અંબાર ભલે ના,
નયણાં નર્તન નુપૂર કેરાં.
ઉરની મારી આરઝુ એક જ,
સ્મિતને ઝૂલે નિત ઝુલાવે. મળવા૦

બુદ્ધિ તણા ચમકાર ભલે ના,
છેલછબીલાં નેણુ છલે ના.
અંતર મારું ઓળખી લઈને,
વેદનાના ભણકાર ભુલાવે. મળવા૦

*



પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# ડુબકી

જમીન પર વસનારાં પંખીઓની વાતો કેટલીક સાંભળી. પણ જળચર પંખીઓ પણ હોય છે તેની વાતો આપણને સાંભળવી ખૂબ ગમે. આપણા જાણીતા પંખી-વિશારદ–લેખક આ વખતે એવા જળચર પંખીની એક જાતનો પરિચય આપે છે જે દરેકને વાંચવો ગમે......

મોટી થોળ હોલીની પૂંછડી કાઢી નાખતા તેના દેહ કરતાં જરા મોટી આ ડુબકી આપણે ત્યાં સ્થાનિક યાયાવર છે. આ પંખીને પાણી બહાર ભાગ્યે જ જોઈ શકાય છે. બતક માફક ડુબકીનાં આંગળાં જાળ વાળાં નથી પણ પડખે વધારાની ચામડીથી સજ્જ થયેલાં છે. ડુબકી પોતાનાં બચ્ચાંનો ઉછેર ચોમાસામાં કરે છે એટલે તે વખતે તેના માથાનો રંગ બહુ મજાનો ચેસ્ટનટ અથવા સુરંગ રહે છે. એ ઉપરાન્ત ચાંચના મૂળ આગળ સુંદર લીલાશ પડતા રંગનાં ટપકાં શોભે છે. તેનો દેહ ચરબીને લઈ આપણને ગોળ દડા જેવો લાગે છે. આમાં પૂંછડીમાં તો ફક્ત નરમ રેશમ જેવાં પીંછાં જ હોય છે. આ પંખીની પાંખ પ્રમાણમાં ટૂંકી હોવાને લીધે ઊડવામાં તે જરાય તેજ નથી અને જ્યારે ઊડે છે ત્યારે તેની પાંખમાં સફેદ પટ્ટો જણાય છે. જેમ બતકના પગનાં આંગળાં કરતાં ડુબકીનાં આંગળાંમાં ફેર છે તેમ તેની ચાંચમાં પણ ફેર છે. તેની ચાંચ અણીવાળી હોય છે. ડુબકી પોતાના રક્ષણ માટે ઊડવા કરતાં પાણીમાં ડૂબી જવાનું વધારે પસંદ કરે છે. અને પોતાનો પાણીની જીવાત નાની ઝીણી મચ્છીઓ અને દેડકીઓ તથા શેવાળનો ખોરાક પાણીમાંથી જ મેળવે છે એટલે તે કાંઠે ભાગ્યે જ ચડે છે. અને કોઈ વખત કાંઠે આવી હોય તો જરા પણ વહેમાઈ જાય તો પાછી આબાદ રીતે પાણીમાં સરી જાય છે. આ ડુબકી બચ્ચાં મોટાં કરી શિયાળામાં તેના રંગની બદલી કરી નાખે જે સમયે તે આપણને રાખોડી કથ્થાઈ રંગના મિશ્રણવાળો પીળો કથ્થાઈ રંગ દેખાય છે. નર–માદા બેઉ ઋતુના રંગમાં સરખાં જ હોય છે.

ડુબકીની ખાસીયત વહેતા પાણી અને છીછરા ખાડા સિવાય દરેક પ્રકારનાં તળાવ, ગીલા અને પાટોમાં વસવાની છે અને વરસાદ સાથે તો તે જરૂર દેખાય છે. ચોમાસામાં જળાશયો આ ડુબકીથી જીવન્ત બની જાય છે. ઉપર જણાવ્યું તેમ તે પાણીમાંથી ઊડવાનું પસંદ કરતી નથી છતાં ઊડવું પડ્યું હોય તો તેને પાણીની સપાટી ઉપર થોડા અંતર સુધી પાણી સાથે આંગળાં અડકાડતાં દોડવું પડે છે. આમ થોડો વેગ પકડ્યા પછી પાંખો વીંઝીને તે હવામાં સરવા લાગે છે. વળી કોઈક વખત દોટ મૂકીને પાછી પાણીમાં જ ડુબકી મારી જાય છે. ઉડાનમાં ડુબકી જરાય વેગ બતાવતી નથી આથી કરીને જ્યારે તેને મુસાફરી કરવાનો સમય હોય ત્યારે તે પોતાની મુસાફરી રાતના ઊડીને કરે છે. આ કારણને લઈ તે વરસાદ સાથે દેખાય છે. સામાન્ય રીતે પોતાનો વસવાટ બદલતી નથી પણ પાણી સુકાવા લાગે છે ત્યારે ફેબ્રુઆરીથી એપ્રિલ સુધીમાં બીજું નવાં પાણી શોધી લે છે.

ડુબકીનો 'કીક કીક' અવાજ એક વખત ઓળખી લીધા પછી તે ભૂલાતો નથી. સાથે તે એક બીજો 'ટર્ર્ર ટર્ર્ર્ર' અવાજ પણ કરે છે. બચ્ચાં આપવાની ઋતુમાં તેની જોડીઓ બંધાઈ જાય છે પછી આ જોડી સાથે જ ફરે છે. આવાં જળમાં જ હમેશાં વિહરવાવાળાં પંખીનાં પીંછાં ઉપર એક પ્રકારની ચીકાશ હોય છે અને શરીરમાં ચરબી હોવાને અંગે ગમે તેટલી ઠંડીમાં પણ તે પોતાની ગરમીનું પ્રમાણ સાચવી શકે છે.

આ પંખીના માળા ખાસ કરીને જૂન માસથી સપ્ટેમ્બર માસ સુધી જોવામાં આવે છે છતાં એટલું જરૂર ધ્યાન રાખવું કે ઓગસ્ટ સપ્ટેમ્બરમાં તે વધારે પ્રમાણમાં જોવા મળે છે. અને એ પણ વરસાદની ઉપર વધારે આધાર રાખે છે. આ માળો પાણીમાં



કોઈ સુકાઈ ગયેલી ડાળી કે ઠાંખરાં સાથે અથવા તો એવી કોઈ કુદરતી વસ્તુ સાથે પાન અને સેવાળનો બનાવી લાંગરી દે છે. તેનો ઘાટ અડાળી જેવો હોય છે. જે માળો સામાન્ય રીતે જોતાં માળો લાગે જ નહિ. આ માળો બનાવતી વખતે નર માદા બન્ને તળીયા સુધી ડુબકી મારી નીચેથી પોતાને મનપસંદ વસ્તુ લઈ આવી બનાવે છે. પછી આ અડાળી જેવા માળામાં તે ચારથી છ ઈંડાં સફેદ રંગનાં મૂકે છે પણ થોડા જ વખતમાં તે રંગ બદલાઈ જાય છે અને સફેદ કથ્થાઈ થઈ જાય છે. મા બાપ બન્ને સેવવાની ફરજ બજાવે છે. સેવણ ઉપર બેઠેલું પંખી જરા પણ ભયભીત થાય કે તરત જ ઝડપથી પોતાના ઈંડાંને લીલ અને વનસ્પતિથી ઢાંકી દે છે અને ચાલાકીથી પાણીમાં સરી જાય છે કે જેથી પછી આવનાર પશુ પંખી કે માણસ હોય તે તેનાં ઈંડાં જોઈ જ ન શકે. આ રીતે ઈંડાં ઢાંકી દીધા પછી તે માળો સામાન્ય રીતે માળા જેવો જણાતો જ નથી, માત્ર સડેલી પાણીની શેવાળ કે પાંદડાનો ડુચો સમજાય છે.

ડુબકીનાં બચ્ચાં ખૂબ જ રમતીયાળ હોય છે. એ રમતની મજા તેઓ વારે વારે ડુબકી મારી માબાપની પીઠ ઉપર ચડે અને વળી પાછાં ત્યાંથી પાણીમાં તરી ડુબકી મારે. આમ કરતાં જ્યારે તેઓ થાકે છે ત્યારે આરામ માટે પોતાનાં મા-બાપની પીઠ ઉપર ગોઠવાઈને બેસી જાય છે. રમતમાં હોય ત્યારે ઝીણી ચીચીયારી કરતાં રહે છે અને માબાપ પણ તેનો સામે જવાબ આપ્યા કરે છે. આ બચ્ચાંનો રંગ માથા ઉપર અને શરીર ઉપર પટ્ટાવાળો હોય છે પણ ઉમ્મર વધવાની સાથે તે આછો કથ્થાઇ રાખોડી બની જાય છે. પણ માથા ઉપર થોડા પટ્ટા ઘણા વખત સુધી દેખાય છે.

અંગ્રેજીમાં ડુબકીને The little grebe અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Podiceps ruficollis કહેવામાં આવે છે.

### શ્યામગ્રીવ ડુબકી

આગળ જોઈ ગયા તે ડુબકી કરતાં કદમાં સહેજ મોટી આ શ્યામગ્રીવ ડુબકી આપણે ત્યાં બહુ ભાગ્યે જ જોવામાં આવે છે. કદાચ ન પણ જોવામાં આવે. મેં હજુ કોઈ વખત જોઈ નથી પણ શ્રી ધર્મકુમારસિંહજી સાહેબે આ પંખીને ભાવનગરની ગટર કેનાલમાં એક વખત જોઈ છે અને તેઓશ્રીના "સૌરાષ્ટ્રના પંખીઓ" નામના અંગ્રેજી પુસ્તકમાં તેનો સમાવેશ કર્યો છે.

શિયાળામાં જ્યારે તે આ બાજુ આવે છે ત્યારે તેના તાલકા અને આંખ ઉપરનો ભાગ કાળાશ પડતો અથવા કાળાશ પડતો કથ્થાઈ રંગનો હોય છે. ગરદન બન્ને બાજુ પીળાશ પડતી કથ્થાઈ, ગાલ ગરદન અને નીચેના ભાગો સફેદ હોય છે અને ઓઠ કાળાશ પડતી હોય છે. પીઠ રાખોડી કથ્થાઈ, ચાંચ ભૂરી રાખોડી, પગનો રંગ લીલાશ પડતો અને આંખો નારંગી રંગની રહે છે. આપણે ત્યાં તો આ પંખી ઉનાળામાં ભાગ્યે જ જણાય પણ તે વખતે તેનો રંગ બદલાઈને ચેસ્ટનટ અથવા સુરંગ, માથા અને ગરદન ઉપર ચળકતાં કાળાં રંગ થઈ જાય છે. આ ડુબકીને સામાન્ય ડુબકીથી જુદી પાડવા માટે તેની નીચલી ચાંચનું અવલોકન કરવું જોઈએ. જેમાં તે નીચલી ચાંચ સહેજ ઉપર વળાંક લેતી જણાશે આથી આખી ચાંચ જાણે ઉપર વળાંક લેતી હોય એવું જણાય છે. વળી પાંખમાં સફેદ રંગનો પટ્ટો જણાશે.

તરવામાં આ ડુબકી પાણીની સપાટીથી વધારે અદ્ધર રહે છે અને કદમાં મોટી શ્યામગ્રીવ ડુબકી બહુ સુઘડતાથી તરે છે અને ડુબકી મારે છે.

આપણે ત્યાં તેનું પ્રજનન થતું નથી. પણ યુરોપ, પૂર્વ એશિયા, બલુચિસ્તાન અને સાઈબીરીયામાં તે બચ્ચાં ઉછેરે છે. બચ્ચાં ઉછેરી શિયાળામાં તેઓ દક્ષિણ તરફ મુસાફરી કરી આપણે ત્યાં આવી પહોંચે છે. જેમાં ભુમધ્ય સમુદ્રથી માંડી ચીન, જાપાન અને ઉત્તર હિન્દ સુધી આવી પહોંચે છે. જે વખતે તે ખોરાકમાં ઝીણી મચ્છીઓ, દેડકીઓ અને બીજી પાણીની જીવાત ખાઈ પોતાનો નિર્વાહ કરે છે.





અંગ્રેજીમાં શ્યામગ્રીવ ડુબકીને The black-necked grebe અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Podiceps nigricollis કહેવામાં આવે છે.

### ચોટીલી ડુબકી

ઉપર જોઈ ગયા તે બન્ને ડુબકીઓ કરતાં બમણા મોટા કદની આ ચોટીલી ડુબકીનો વરતાવો તેના માથા ઉપર આવેલા પીંછાનાં બે તુરાં ઉપરથી પડે છે. જે મરજીમાં આવે ત્યારે ઊભા કરે છે. અને ઊભા કરે ત્યારે તે તુરાં ચોટી જેવા જણાય છે. આ ડુબકી પણ મારા જોવામાં કોઈ વખત આવી નથી. પણ તેની નોંધ આપણને 'સૌરાષ્ટ્રનાં પંખીઓ' નામના પુસ્તકમાંથી મળી આવે છે. માથાની બન્ને બાજુ અને ઉપર રહેલા લાંબાં પીંછાનો રંગ ચેસ્ટનટ અથવા સુરંગ અને કેટલોક ભાગ કાળો હોય છે. ઓડ ઉપરનો ભાગ સફેદ રંગના મિશ્રણવાળો લીલાશ પડતો કથ્થાઈ, ગરદન અને છાતી તથા પેટાળ તદ્દન સફેદ દૂધ જેવાં, પાંખો પણ ધોળી અને રાખોડી કથ્થાઈ રંગની અને ઊડે ત્યારે તેમાં સફેદ લીટા વરતાય છે. ચાંચનો રંગ ગુલાબીમાં ભુરાશવાળો, આંખો ચાંચના રંગને મળતી અથવા તો નારંગી રાતી, ચાંચના મૂળથી આંખ સુધી કાળી લીટી શોભે છે. અને બાકીનો ભાગ સફેદ હોય છે. પગનો રંગ ઘેરો લીલો અને નીચે તળીયામાં પીળાશ પડતો લીલો જેમાં ઘેરા રંગનું ચિત્રામણ હોય છે. આ ડુબકીની ખાસીયત સામાન્ય ડુબકી સાથે ઘણી મળતી આવે છે. અને શિયાળામાં આપણને તેના માથા ઉપરનાં તુરાં જણાતાં નથી અને માથા ઉપરનો ચળકતો રંગ રાખોડી બની જાય છે.

આ ડુબકી સામાન્ય રીતે નીડર છે પણ તેનો વસવાટ મોટાં અને ઊંડા તળાવ અને વિશાળ પાણીની પારો ઉપર છે. વળી ડુબકી મારવામાં બહુ કૌશલ્યવાળી છે. એટલે જણાતી નથી. એને પાણી છોડવું ગમતું નથી પણ જો ઊડવું જ પડ્યું હોય તો સારો વેગ પકડી શકે છે. એને પણ ઊડવા માટે પાણીની સપાટી ઉપર થોડું દોડવું પડે છે. તેની છાતીના પીંછા બહુ રેશમી હોવાને અંગે તે બહુ કીમતી ગણાતાં હતાં અને યુરોપમાં તેની ખાસ કિંમત થતી હતી. જ્યાં તેનો શિકાર થતો રહેવાથી તેની વસ્તી ત્યાં બહુ જુજ રહી છે.

ચોટીલી ડુબકીનો વસવાટ યુરોપ અને એશિયા છે જયાંથી તેઓ શિયાળામાં આપણી બાજુ મુસાફરી કરી ચાલ્યાં આવે છે. જો કે સાંભળવા પ્રમાણે કાશ્મીર અને દુવારમાં તે પ્રજનન કરે છે. સૌરાષ્ટ્રમાં તે બીલકુલ સામાન્ય નથી પણ ઉત્તર હિંદમાં તેઓ વસે છે અને ગુજરાતમાં જુલાઈથી સપ્ટેમ્બર માસમાં બચ્ચાં ઉછેરે છે. જેમાં શ્રી બકલેએ આવી એક જોડીને ખારાઘોડામાં ઓગસ્ટ માસમાં બચ્ચાં ઉછેરતાં જોઈ હતી.

અંગ્રેજીમાં ચોટીલી ડુબકીને The great crested grebe અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Podiceps cristatus કહેવામાં આવે છે.



નવા યુગની પિછાન અને વિધિઓનું જ્ઞાન એ બે જ વસ્તુની ગામડાંને જરૂર છે. એ બધું આપવાની સાથે લોકોમાં —લોકજીવનમાં જે કાંઈ વિશિષ્ટ સંસ્કાર છે તે વિકૃત ન બને—એનો વિનાશ ન થાય એ જોવું જરૂરનું છે. ૧૯૫૭ની ૨૬મી જાન્યુઆરીના પ્રજાસત્તાક દિને દિલ્હીમાંના ભારતીય સાંસ્કૃતિક સમારંભમાં સૌરાષ્ટ્રમાંના ચોટીલા પાસેના ગામ મનડાસરની કોળી ભાઇઓની રાસમંડળીને રાસ અને રાસના સમૂહગીત માટે પહેલું ઈનામ આપતાં પંડિત જવાહરલાલ નેહરુએ ઉચ્ચારેલા શબ્દો યાદ રાખવા જેવા છે કે, લોકજીવનમાં જે વિશિષ્ટ સંસ્કૃતિ છે તેનું કૃપયા આધુનિકરણ ન કરતા. એનાં વૈવિધ્ય, વૈશિષ્ટ્ય અને મૂળ સ્વરૂપોમાં જ ભારતમાતાનો વાસ છે.

—જયમલ્લ પરમાર [ નવા પુસ્તક 'આપણી લોકસંસ્કૃતિ'માં ]



કિશનસિંહ ચાવડા

# સંગીતનવાજ ફૈયાઝખાન

સૂરના શિલ્પીને જ્યારે શબ્દના શિલ્પી આલેખે ત્યારે એ બેવડી સુગંધની મહેક પામવાનું સદ્‌ભાગ્ય તો આ લેખના વાચકને જ મળે. સંગીતના આકાશમાં ચમકતા સિતારાનો પરિચય આપણને એવા જ કલમનવેશ પાસેથી મળે છે……

કબરની પહેલી મુલાકાત હતી. કબર જોઈને રંજ થયો. આ કબરની નીચે ઉસ્તાદ ફૈયાઝખાન સૂતા છે! એમની માટી માટીમાં મળી ગઈ છે. પણ એની ઉપર બેદરકારી અને બેઅદબીની આ બદબો કેમ આવે છે? અને છતાં કબર પાસે થંભી રહેવાનું મન થાય છે. આ કીમિયો અંદર દટાયેલી ખાંસાહેબની સ્મૃતિનો છે એની સૌરભ કબર તોડીને પ્રગટ થાય છે. બહારની દુર્ગંધ જીવતા માણસની દુનિયામાંથી આવે છે. અકળાયેલા 'જીવ' ને આશ્વાસનની હુંફ આપીને કહ્યું: 'ગભરા નહીં'. આ તો આદર્શ છે મૃત્યુ પછી સ્મૃતિની ખુશ્બો વિસ્તારવાનો. શરીરનું ભલે ગમે તે થાય અગરબત્તીની જેમ સળગીને સુગંધ આપો! રાખ ભલે કોઈના પગ તળે છુંદાય!' જીવને ત્યારે જરાક જંપ વળી.

એ જ કબરની બીજી મુલાકાત હતી. અત્તર, ફૂલ અને અગરબત્તીનું નૈવેદ્ય ચઢાવ્યું. આ વખતે કબર જોઈને ખુશી થઈ. આ કબરની નીચે ફૈયાઝખાન સૂતા છે. બહારની દુનિયાએ કૃતજ્ઞતાની હરિયાળી બિછાવી છે. કોઈકે દિલની યાદને આરસમાં મઢી છે. અંદરથી ઊડતી સ્મૃતિની ખુશ્બોની સાથે બહારના કોઈ જીવતા હૃદયની કૃતાર્થતાની સુગંધ ભળી છે. વાતાવરણમાં દિલાવરી મહેકી રહી છે કોઈકે પૂછ્યું, 'કબર પર આરસ મઢાવી આપનારનું નામ નથી કોતરાવ્યું?' એક જણે કહ્યું, 'નીચે એવા નામવર સૂતા છે કે એમની કબર પર કોતરાવી શકાય એવું બીજા કોઈનું નામ નથી. આ કબરમાં 'પ્રેમપિયા' સૂતા છે. એમાં રંગીલા ઘરાણાના રંગતબાજ આફતાબે મૌસુકી સંગીતનવાજ ફૈયાઝખાન આરામ કરે છે. એ યાદની હાજરીમાં કોઈ બોલ્યું નહીં. સૌને સ્તબ્ધ મૂકીને સ્મૃતિએ પોતાની કેડીએ ચાલવા માંડ્યું.

યાદ પહોંચી એક મહેફિલમાં. વડોદરામાં પાણી દરવાજા બહાર એક કબરની પાસે મહેફિલ જામી હતી. વડોદરા એ વખતે સંગીતકલાના ઉપાસકોથી પોતાના ગૌરવનું અજવાળું પાથરતું હતું. વડોદરાના જાણીતા ગવૈયાઓ અને ગાનારીઓ ઉપરાંત બહારથી પણ ખ્યાતનામ કલાકારો આવ્યા હતા. એ માણસોમાં બહારના માણસોનો પ્રવેશ ઓછો હતો. કલાકારોની જ મોટી સંખ્યા હતી. એ રાતે જિંદગીમાં પહેલી વાર ઉસ્તાદ ફૈયાઝખાને જોયા અને સાંભળ્યા; ત્યારે એમને પૂરાં ચાળીસ વરસ પણ ભાગ્યે જ થયાં હશે. સુરમાથી આંજેલી આંખોમાં નરી મસ્તી મરકતી હતી. રૂપમઢ્યા એ નકશીદાર ચહેરા પર પૌરુષની દીપ્તિ હતી. તમીજના અત્તરથી આખું અસ્તિત્વ મહેકતું હતું. સાંભળ્યું હતું કે એમની પાછળ ગાનારીઓ ગાંડી હતી અને ગાનારી સ્ત્રી હોય તો ગાંડી જ થાય એવો રંગદર્શી અને મનોરમ એ આદમી હતો.

દરબારીના આલાપથી એમણે મહેફિલ શરૂ કરી હતી. રમઝાનખાં ગીલેની પેઢીનો આ સુપુત્ર અને આગ્રા ઘરાણાના સ્થાપક ગગેખુદાબક્ષની પૌત્રીનો નબીરો દરસપિયા અને સરસપિયાના કંઠનો કીમિયો જેણે જાણ્યો હતો એવા 'પ્રેમપિયા' ફૈયાઝખાંના કંઠમાંથી જ્યારે દરબારી કાનડાનો આલાપ નીકળ્યો ત્યારે એવું લાગ્યું કે જાણે ઘુંટાયેલી મેંદી હીનાની સુવાસ ફેલાવી રહી છે, પ્રેમની મસ્તી અને જીવનની સભરતા ઘૂંટવા માટે દરબારીની ગાયકી બેનમૂન છે. સ્ત્રી ગાનારી જ્યારે દિલથી દરબારીમાં ઊતરે છે ત્યારે એના જીવનનું તખ્ત ડોલી ઊઠે છે. પુરુષ ગવૈયો જ્યારે એમાં પોતાની જિંદગીને રોપે છે ત્યારે જાણે એનો નવો જન્મ થાય છે. જાણે નવો મરમી અવતાર ધારણ કરે છે. ખાંસાહેબે કાનડાની મસ્તીને એવી સમાધિસ્થ કરી કે મહેફિલનું દિલ થંભી ગયું. શ્વાસ રોકાઈ ગયો. વાતાવરણમાં ગમતું ગૌરવ બોલવા



મથતું હતું પણ બોલી શકતું નહોતું. છતાં વેદનાશીલ હૈયાને જોઈતી હુંફ પણ મળી ગઈ હતી. ઘણા ગવૈયાની 'વાહ વાહ' ખાંસાહેબને ભેટી પડી. ગાનારીઓએ માનનો મુજરો કર્યો. વડોદરાના આકાશમાં સંગીતનો સૂરજ ઉદય પામ્યો હતો.

સૂરના સૂરજ ઉસ્તાદ ફૈયાઝખાંને ત્યાર બાદ ઘણી વખત સાંભળ્યા છે. દરબારની મજલિસમાં, કીર્તિમંદિરમાં, સંગીત પરિષદમાં, રેડિયો સ્ટેશને અને ખાનગી મહેફિલમાં, પણ ગ્રીષ્મની મહિરતી એક રાતે ખાંસાહેબને સાંભળીને જાણે અરમાન ધરાઈ ગયા. તે વખતે એમને ક્ષયનો રોગ નહોતો થયો. એમનો શ્વાસ, શક્તિ અને સૂરમાં તાઝગી, રોનક અને બહાર હતાં. લગભગ દસેક વાગે ખાંસાહેબે ધમારનો આલાપ શરૂ કર્યો. ધમાર એ ખાંસાહેબના પોતાના ઘરાણાની ગાયકી છે. એટલે એમાં આરોહ અવરોહની અનુપમ છટા તો છે જ પણ એમાં સૂરની મોહિની છે. 'નોમતોમ'થી રંગીને ખાંસાહેબે આ આલાપને એવો બહેલાવ્યો કે એમના અવાજને જીગરની બરાબર હુંફ મળી ગઈ. કંઠની મીઠાશ ઘુંટાઈ ને મહેકી ઊઠી. આ ઘુંટાયેલી રોનકનો આધાર લઈને જ્યારે એમણે દરબારી છેડ્યો ત્યારે સુરાવલિ મલકી ઊઠી. ખાંસાહેબની પાસે મોસાળ અને પિતૃવંશ બંને તરફથી ઘણી ચીજો આવી હતી. પરંતુ 'પ્રેમપિયા' ને નામે એમણે પોતે પણ ઘણા રાગનાં બંદેશવાળી ચીજો બનાવી હતી. એટલે જ્યારે એઓ સાચે જ રંગતમાં હોય ત્યારે કોઈ રાગનો આલાપ જમાવીને પછી વિલંબિત અને દ્રુતમાં પોતાની જ ચીજો છેડતા એટલે ધમારના આલાપથી જે વાતાવરણ બંધાઈ ગયું હતું તેમાં ધ્યાનની એકાગ્રતા ઉમેરાઈ. જાણે કોઈ મોટો જોગંદર શિવની આરાધના કરી રહ્યો છે. એના અંતરપદ્મની બધી પાંખડીઓ ઊઘડીને દેવને આહ્વાન કરી રહી છે. આ આહ્વાનમાં ધીરે ધીરે અભિપ્સાનો આતશ ઉમેરાતો ગયો. સંગીતની સરહદોનો સુબો તંબુરો સાવધાન હતો. સારંગી આજ્ઞાંકિત દાસીની જેમ પાછળ સુરાવલિ લઈને ચાલી આવતી હતી. જરાય આંચકો ન લાગે એમ દરબારીની પાલખી ઉપાડીને તબલાનો તાલ ચાલતો હતો. ધીરે ધીરે સૂરનો ઘોષ શમ્યો.

પણ દેવ ધ્યાનના તપથી પ્રસન્ન ન થયા. એટલે ખાંસાહેબના કંઠમાંથી આરઝુ લઈને ભીમપલાસી નીકળી. પ્રીતિથી મલકાતી છલકાતી ભીમપલાસીએ ધ્યાનને વિખેરી નાખ્યું. એને બદલે એણે આરતની નવી માંડણી કરી. રીસ, લજ્જા, મોહિની, ભેદ અને ભાવની એવી રસભરત વિભાવના જગાવી કે મોટો યોગી પણ વિવશ બની જાય. આંખની અને અંગની અદાકારી ઘણી જોઈ છે. પણ સૂરની અદા જિંદગીમાં પહેલી વાર નીરખી. ભીમપલાસીની સૂરાવલિ આથમી ત્યારે અંતરમાં વ્યાકૂળતા શૂન્ય થઈ ગઈ. ખાંસાહેબ પોતે ઉદાસ થઈ ગયા. આંખો ગમગીનીથી ભરાઈ ગઈ.

જ્યારે ગમગીની અસહ્ય થઈ પડી ત્યારે ઉસ્તાદે ભૈરવીને યાદ કરી. ઘણી વાર મહેફિલમાં સાંભળનારની ફરમાઈશ હોય છે. પણ આ મજલિસમાં તો કલાકારની મરજી ઉપર બધું છોડી દેવામાં આવ્યું હતું. એટલે ખાંસાહેબના પોતાના સંવેદનને આધારે સંગીત રૂપ લેતું હતું. મધરાત વીતી ગઈ ને જેમ જેમ સવાર પાસે આવતું ગયું તેમ તેમ ભૈરવી વધારે ને વધારે જામતી ગઈ. ભૈરવી પાસે હૈયામાં મધુર બેચેની મૂકવાની અદ્ભુત તાકાત છે. એનો પરચો એણે અમને આપવા માંડ્યો. કવિઓ જેને અર્જપાની માધુરી કહે છે એવી કંઈક લાગણી ઊંડી ઊતરવા માંડી હતી.

એમ ઊંડે ઊતરતાં પળવાર થંભી જવાયું. ધમાર ગાતા શાંત ખાંસાહેબ પછી દરબારીને લડાવતા લડાવતા ધ્યાનમગ્ન થઈ જતા કલાયોગી, ભીમપલાસીની પાછળ દોડતા પાગલ પ્રેમી અને ભૈરવીમાં પરાકાષ્ઠાની આનંદસમાધિ માણતા અદ્ભુત મરમી, એમ જુદે જુદે રૂપે કલાકારને વિહરતો જોયો. સર્જનનો આનંદ જ્યારે સૌંદર્યસાધનાનાં પગથિયાં ચઢીને આત્મસ્થ



બને છે ત્યારે માનવ પામર સંમોહક મટીને પરમ સર્જક બની જાય છે. એટલા સમય માટેનો એ આત્મશ્રીનો અપ્રતીમ અધિકારી બની રહે છે.

તોડી, મુલતાની, આશાવરી, દરબારી, માલકૌંસ, રામકલી વગેરે પ્રસિદ્ધ રાગોમાં ખાંસાહેબ જેટલી સરળતા અને પ્રભુત્વથી આલાપ કરતા તેટલા જ આધિપત્યથી એઓ દેશી, બરવા, ખટ, સિંધુરા, મુલુહા, કેદાર, જારીઆ ને મેઘમલ્હાર જેવા અપ્રસિદ્ધ રાગોમાં પણ પોતાના કંઠની શ્રીને ઘૂંટી બતાવતા. ધ્રુપદ, ધમાર અને ખ્યાલમાં પોતાના કંઠમાં ષડ્જને એ જે રીતે લડાવતા અને દુલાર કરતા તે જોઈને દિગ્મૂઢ થઈ જવાતું, તોમ તોમ વખતે અંતરના ઊંડાણમાંથી 'ઓમ' નો સૂર પ્રગટતો ત્યારે અવકાશ અંતરાઈ રહેતો હોય એવી ભાવના થઈ આવતી અને ઠુમરી, ટપ્પા અને દાદરો ગાતા ત્યારે ગમે તેવી બનારસી કે લખનવી છબીલી ગાનારીને પણ આંટી દે એવી સૂરમોહિની અને લયલાવણ્ય છટા દેખાડતા. એક મજલિસમાં વડોદરાની રાજગાયિકા છગનજાનનો કિન્નરીસમો મોહિત કંઠ સૂરના ફુવારા ઉડાવતો હતો. છગનજાનના સ્વરૂપમાં રૂપ નહોતું. પણ યૌવનમાં જાદુ હતું. અને કંઠમાં કામણ હતું. પાસે જ ખાંસાહેબની બેઠક હતી. બાઈનો કંઠ આંખમાંથી ભાવ લઈને નીકળતો અને ખાંસાહેબના ખોળામાં પોતાનું ઐશ્વર્ય ઠાલવતો ખાંસાહેબના વાહવાહનું ઇનામ કે એમની આંખોનો એક ગુણી ઇશારો બાઈને જિંદગીની નવાજેશ કરતા. ગાયિકાને ઠુમરીની ફરમાઈશ થઈ. બાઈ ગાતા અચકાતી હતી. પણ ફરમાઈશ થઈ એટલે ખાંસાહેબે પણ 'ગાઓ'ની આજ્ઞા કરી. ગાયિકાએ ઠુમરીને લડાવી પણ જમાવટ ન થઈ, એટલે આખરે સૌએ અને બાઈએ પોતે ખાંસાહેબને ઠુમરી છેડવાની પ્રાર્થના કરી.

ખાંસાહેબે ઠુમરીની અદ્‌ભુત માવજત કરી. એને એવી લડાવી, એવી બહેકાવી અને એવી છલકાવી કે સાંભળનારની હરતી જિંદગીના નશાથી ઘેરાઈ ગઈ. આજે પણ જ્યારે કોઈ વખત બડે ગુલામઅલીખાનના કંઠમાંથી ઠુમરી સાંભળવાની તક મળે છે ત્યારે એવી લાગણી થાય છે કે કંઠ ભલે પુરુષનો હોય પણ એનાં લાડ અને માવજત કોઈ લાવણ્યમયી ચારુ સ્ત્રી કલાકારનાં છે. સ્ત્રીદેહ હોય એટલું બસ નથી. એનામાં સૂર સાધનાથી સિદ્ધ થયેલી અપૂર્વ રસભરત જિંદગીનું રસાયણ હોવું જોઈએ. આ કીમિયો જેની પાસે છે તે સર્જક કલાકાર છે. પુરુષ કે સ્ત્રીનો ત્યાં ભેદ નથી. સંગીતની ઐશ્વર્યવાન શ્રી એને વરે છે. ખાંસાહેબને આવી શ્રીનું વરદાન હતું.

ખાંસાહેબના મૃત્યુ પહેલાનો એક પ્રસંગ મારા જીવનનું ધન બનીને સચવાઈ રહ્યો છે. વડોદરાના ઓલ ઈંડિયા રેડિયો પરથી ખાંસાહેબને મલ્હારનાં ચારેય સ્વરૂપો ગાવાની ફરમાઈશ થઈ. સાથે સાથે એવી રચના પણ થઈ કે દરેક સ્વરૂપનું વાતાવરણ સર્જવામાં આવે અને સાથે સાથે એ સ્વરૂપોનાં સૌંદર્ય અને સંવેદનાનો મર્મ પ્રગટ કરતી એક વિવેચના થતી જાય. વડોદરાના રેડિયો કલાકારોનું ઓરકેસ્ટ્રા ખાંસાહેબની પાછળ પાછળ ચાલે. ખાંસાહેબની સંમતિથી એ કામ કરવાનું ગૌરવ મને મળ્યું. એટલે ઉસ્તાદની સાથે પહેલાં તો મલ્હારનાં ચારે સ્વરૂપો વિષે રસભર ચર્ચા થઈ. ખાંસાહેબે દિલ ખોલીને મલ્હારના સ્વરૂપો વિષે ઘણી રસિક અને રોમાંચક વાતો કહી. જુદા જુદા સ્વરૂપની જુદી જુદી તરજો ગાઈ બતાડી. અને વાતવરણની હવા બાંધી આપી. મલ્હાર મેં ઘણા કલાકારો પાસેથી સાંભળ્યો હતો. પરંતુ ખાંસાહેબ પાસેથી મલ્હારનાં ચાર સ્વરૂપો સાંભળીને અંતર ભરાઈ ગયું. જે રાતે એમણે ગાયું તે રાત વર્ષાઋતુની હતી. શ્રાવણનો મહિનો હતો.

મેઘમલ્હારની સુરાવલિ હૃદયના ધબકારા સાથે તાલ દેતી દેતી નીકળી પાવસ ઋતુમાં દુલ્હનનાં અંતરમાં પ્રિયતમની યાદ જાગી. પણ પ્રિય તો ઘેર નથી. મેઘ ગરજે છે. કાળી ઘનઘટાઓ બિહામણી બનીને ચઢી આવી છે. રેન અંધારી છે. વીજળી લબકારા મારે છે. પ્રિયતમની યાદ વધારે ને વધારે વિહ્વળ કરી





મૂકે છે, હૈયું પિય પિય ઝંખે છે. મિલનની આતુરતા અકળાવી મૂકે છે. પ્રાણ બહાવરો બની જાય છે. દુલ્હન આવી કાળી રાતે પણ પિયમિલનનો નિશ્ચય કરે છે.

અને સૂરાવલિ પલટો લે છે. મિયાં મલ્હારના તલસાટભર્યાં વિવશ સૂરોથી દુલ્હનના અંતરમાં માત્ર એક જ કામના ચક્રવર્તી બની રહે છે. પિયમિલન, એણે નિશ્ચય કર્યો પ્રિયતમને મળવાનો. પરંતુ વીજળીના ચમકારાના પ્રકાશમાં કાળી દેખાતી વાદળીઓ ચોધાર આંસુએ રડતી હોય તેમ ગરજી ગરજીને મેહ વરસે છે. આ મુશળધાર વરસાદમાં, કારમા અંધકારમાં અને મધરાતના સૂનકારમાં હૈયું પિયમિલનને માટે વધારે ને વધારે તલસે છે. ત્યાં તો સૂનકાર અને શાંતિ વીંધીને પપૈયા પિયુ પિયુની હઠ લગાવે છે. અને તલસાટ અસહ્ય થતાં દુલ્હન નીકળે છે પ્રિયતમને મળવા.

સૂરમલ્હારના સૂરોનો ફુવારો ઊડે છે. મેહ વરસી રહ્યો છે. ક્યારેક મુશળધાર પડે છે. ક્યારેક ઝરમરઝરમર વરસે છે. ઈશાનમાં વારંવાર વીજળી ઝબુકે છે. પરંતુ કોઈનો ખ્યાલ કર્યા વિના, કોઈથી ડર્યાં વિના, દુલ્હન તો ચાલી જાય છે પ્રિયતમને મળવા. એના હૈયામાં એક જ ઝંખના છે, એના અંતરમાં એક જ આતુરતા છે. અને તે પોતાના અંતરદેવતામાં સમાઈ જવાની. આલિંગનની ઉત્સુકતા એને બળ આપે છે. આશાની યાદ આપતી કોયલ બોલે છે. પપૈયો સાથ આપે છે. દુલ્હનની છાતી ધડકે છે. બેચેની પીડે છે. એ આગળ ચાલે છે. એક જ ધ્યેય છે, એક જ ધૂન છે, પિયમિલન.

'બલમા બહાર આઈ' બોલતી ગૌડ મલ્હારની સૂરાવલિ ઊછળે છે. વરસાદ થંભી ગયો છે. વાદળાં વિખરાઈ ગયાં છે. અંધકાર ઓછો થયો છે. અંધારાના સાથી બે પાંચ તારાઓ પણ બહાર નીકળ્યા છે. દુલ્હનના અંતરમાં આશાનો ઉદય થયો છે કે હવે પ્રિયતમને મળી લેવાશે. આતુરતા શમશે. પ્રાણની બેબસી ઓસરી જશે. મન જંપશે. મિલનની શૈયા ઉપર અંતરાત્મા સ્વર્ગ અનુભવશે. ત્યાં તો કોયલ ટહુકે છે, મયુર ગહેકે છે, પપૈયા બોલે છે. સામેથી પ્રિયતમ આવે છે. દુલ્હનને પોતાનો બાલમ મળે છે. એનું હૈયું ઊછળી પડે છે, પાવસની આ બહારમાં પ્રિયા અને પ્રિયતમનું અદ્‌ભુત મિલન થાય છે. ગૌડમલ્હારના સૂરોની દુંદુમાં બન્ને આનંદની મૂર્છા પામે છે.

યાદ, હવે પાછી ચાલ, તારી સાથે ચાલવાનું હવે મારું મન નથી. એ ભરાઈ ગયું છે. ચાલો પાછાં જ્યાંથી આપણે નીકળ્યાં હતાં ત્યાં જ. એ જ કબર છે, અહીં જ આફતાબે મૌસુકી, સંગીતનવાજ જિંદગીના મુગ્ધ પ્રેમી પ્રેમપિયા સૂતા છે.*

*વડોદરા આકાશવાણીના સદ્‌ભાવથી.

★

જીવનમાં સંગીતનું શું સ્થાન છે અને શું હોવું જોઈએ તે વિષે મારે કંઈ કહેવું બિનજરૂરી છે. કારણકે આપણા દેશમાં મોટા ભાગે સંગીતનું મહત્ત્વ બધાં સમજે છે, અને વળી આ વિષે મારા વિચારો ઘણા સમય પહેલાં હું કહી ચૂક્યો છું. મારી એવી દૃઢ માન્યતા છે કે ભૌતિક અને આધ્યાત્મિક એ બન્ને દૃષ્ટિએ સંગીત એ મનુષ્યને માટે સાધનાનો વિષય છે. આધ્યાત્મિક જીવનમાં સંગીત જેમ પ્રેરણાનું ઝરણું છે તેમ ભૌતિક જીવનમાં સંગીત મનોરંજનનું એટલું જ મહાન સાધન છે. આજે જ નહિ, સદીઓથી આપણા દેશમાં સંગીત અને ભગવાનની ભક્તિનો નિકટનો સંબંધ રહ્યો છે. એટલે હું માનું છું કે સંગીતમાં જે પ્રભાવ અને શક્તિ છે એનો ઉપયોગ માનવીના કલ્યાણ માટે થવો જોઈએ. સાધારણ મનોરંજનથી માંડીને આધ્યાત્મિક ઉત્થાન સુધીનું બધું માનવકલ્યાણની મર્યાદામાં આવે છે. સંગીત વગેરે કળા સંસ્કૃતિનું એક મહત્ત્વપૂર્ણ અંગ છે. ખરી રીતે આપણી સંસ્કૃતિમાં ઐક્યનો જે વિશિષ્ટ ગુણ છે તે આ કળાથી મળ્યો છે. એટલા માટે સંગીત અને બીજી કળાને પ્રોત્સાહન આપવું તે ભારતીય સંસ્કૃતિને ઉન્નત કરવા જેવું મનાય છે.

—ડૉ. રાજેન્દ્રપ્રસાદ



ભગવતીકુમાર હ. શર્મા

# પડછાયા

વિદેશી વાતાવરણવાળી છતાં તદ્દન મૌલિક આ અંકની આ બીજી વાર્તા છે. આ વાર્તાનું વસ્તુ વાચકને અંતલગી જે પકડમાં રાખે છે તે જ વાર્તાકારની સાચી સિદ્ધિ કહેવાય. નવીન વાર્તાકારોમાં અગ્રહરોળે બેસતા આ વાર્તાકારની આ પહેલી જ વાર્તા ઊર્મિના વાચકો માટે પ્રગટ થાય છે......

'સ્ટાર ઓફ નેશન' પત્રની આલિશાન ઇમારતને છઠ્ઠે માળે આવેલી 'સ્ટાર્સ' વીકલી'ની કચેરીના એક ભાગને 'પાર્ટિશન' વડે જુદો પાડી એમાં સહસંપાદક મિ૰ સેમ્યૂઅલની 'કેબિન' ગોઠવવામાં આવી હતી, જે 'એરકન્ડીશન્ડ' હતી. અત્યારે સાંજના ચારેક વાગ્યા હતા અને મિ. સેમ્યૂઅલ, જેઓ કચેરીમાં 'અંકલ સેમ'ના હુલામણા નામથી ઓળખાતા હતા, તેઓ કુશાંદે બેઠકમાં બેસીને, હોઠના એક ખૂણે 'પાઈપ' દબાવી, થોડી થોડી વારે તેમાંથી ધૂમ્રસેર કાઢી, 'સ્ટાર્સ' વીકલી'ના 'વેડિંગ બેલ્સ'—'લગ્નમંગલ'ના વિભાગનું સંપાદન કાર્ય કરી રહ્યા હતા.

ઠીક ઠીક મોટા એવા 'ટેબલ'ના જાડા કાચ ઉપર એક ખૂણે સફેદ દૂધ જેવો 'ટેલિફોન' ગોઠવાયો હતો અને બીજે ખૂણે, પત્રના મુખ્ય અધિપતિ સાથે વાતચીત કરવા માટેનો 'ડિક્ટોફોન' હતો. 'ટેબલ' પર જ પુસ્તકો મૂકવાની નાની શી વ્યવસ્થા હતી, જ્યાં સાહિત્ય અને પત્રકારિત્વને લગતાં કેટલાંક દળદાર પુસ્તકો હતાં. 'ટેબલ'ની વચ્ચોવચ્ચ થોડાક છૂટા કાગળ, કલમ, વગેરે વસ્તુઓ હતી અને એમાંના એક કાગળ ઉપર અંકલ સેમ 'વેડિંગ બેલ્સ'ના પાનાનો નકશો દોરી રહ્યા હતા. એમના જમણા હાથની જમણી બાજુએ, નજીકમાં જ, પંદરેક 'બ્લૉક્સ'નો ઢગલો પડ્યો હતો, જેમાંના કેટલાકનો આ સપ્તાહના અંકમાં ઉપયોગ કરવાનો હતો.

નકશો દોરવાનું કામ બાજુએ મૂકીને અંકલ સેમે પેલા 'બ્લૉક્સ'ને એક પછી એક જોવા માંડ્યા ને સાથે જ એમના માનસમાં વિચારધારા આરંભાઈ ગઈ. સૌ પ્રથમ તો તેઓ એક 'બ્લૉક' ઉપાડતાં જ હસ્યા. એમના એ હાસ્યમાં થોડોક તિરસ્કાર, થોડીક અનુકંપા અને ઘણો બધો કટાક્ષ હતો. પણ પછી એ ભાવમાળાને તેમણે થોડીક ક્ષણ પૂરતી દબાવી દીધી, કારણ કે એમ તિરસ્કાર કે કટાક્ષ કર્યે કાંઈ કામ થવાનું ન હતું—રાત ટૂંકી ને વેશ ઝાઝા જેવી જ એમની હાલત હતી, કેમકે આજે ગુરુવાર તો થયો ને અંક શનિવારે બજારમાં મૂકવાનો હતો. હજી તો 'વેડિંગ બેલ્સ'ના વિભાગની તો તેમણે હમણાં શરૂઆત કરી હતી !

એક વિચાર તો તેમને એ પણ આવ્યો, કે આ વખતના અંકમાં આ નવપરિણીત યુગલોની તસ્વીરો પ્રગટ કરતો વિભાગ મોકૂફ રાખે, પણ પછી તરત જ વાચકોમાં, ખાસ તો જેમની તસ્વીરો છપાય એ લોકોમાં એ વિભાગ કેટલો બધો લોકપ્રિય અને આકર્ષણ તથા આતુરતા ઉપજાવનારો હતો એનો ખ્યાલ આવતાં એમણે પેલો વિચાર ભૂંસી નાખ્યો. હા, નવયુગલોની તસ્વીરોનો આ વિભાગ ખૂબ લોકપ્રિય હતો અને હકીકત તો એ હતી, કે એ વિભાગ એમના સાપ્તાહિક પત્રને સારી એવી કમાણી કરાવી આપતો હતો. જે તસ્વીરો છપાતી હતી તે કાંઈ 'મફત' તો છપાતી હતી જ નહિ; મોં માગ્યાં મૂલ લઈને. કેવળ જાહેરખબરના રૂપમાં પ્રગટ થતી એ તસ્વીરો તો જેમના પત્રનું બંને પક્ષ—માલિક અને વાચકો—માટે અગત્યનું અંગ હતું.

લગ્ન અને એની જાહેરાત !

અંકલ સેમ હસી પડ્યા. એમને થયું : 'ભલા ! લગ્ન, પ્રેમ, દાંપત્ય એ કાંઈ જાહેરાત માટેની વસ્તુ છે ! એ કાંઈ 'બિઝનેસ' છે કે એનો પ્રચાર થવો જોઈએ ! લોકોનો આ તે કેવો ધખારો ? હૃદયની અંગતમાં અંગત લાગણીની પ્રસિદ્ધિ કરવામાં એમને શો ફાયદો થતો હશે ? જીવનની પવિત્રમાં પવિત્ર ઘડીઓનું આવું અણછાજતું પ્રદર્શન કરાવવામાં એમને કઈ મહત્તા, ધન્યતા અને કયો આનંદ પ્રાપ્ત થતો હશે ? અને





તે ય એક ઈંચના માપ લેખે ઊંચામાં ઊંચા દર આપી આવી જાહેરાત કરાવવામાં કઈ મર્યાદા સચવાતી હશે ?

આવા આવા સવાલો અંકલ સેમના મનમાં ઊઠ્યા ને તરત એના જવાબો પણ જડ્યા. એમને થયું, કે અલબત્ત, લગ્ન કે પ્રેમ એ કોઈ પ્રદર્શનને પાત્ર નથી, પરંતુ પૈસાની સગવડ જ એમાં કારણભૂત છે, બીજું કોઈ નહિ. ધન એક એવું તત્ત્વ છે, જે જીવનની સૂક્ષ્મમાં સૂક્ષ્મ લાગણીઓનુંય પ્રદર્શન કરી તે દ્વારા ભૌતિક લાભ મેળવવામાં રાચે છે! કદાચ એવુંય હશે, કે લાખોપતિના કોઈ ફરજંદના લગ્ન થાય, એમાં હજારો લોકો આવે, શુભેચ્છા પાઠવે ને 'પ્રેઝન્ટ' રૂપે કંઈક આપે છતાં દૂર દૂરના પ્રદેશમાં વસતા લોકોને એની શી રીતે જાણ થઈ શકે ? આમંત્રણ પત્રિકા તો અસંખ્ય આવતી હોય તે વિસરાઈ જાય, પણ લાખો નકલોનો ફેલાવો ધરાવતા 'સ્ટાર્સ વીકલી'માં નવપરિણીત દંપતીની તસ્વીર છપાતાં જ પેલાં પરિચિત માનવોને સંબંધ સાંભરે ને તેઓ ઝટ ઝટ ભેટ સોગાદ મોકલી આપે।

દરેક વસ્તુને વ્યાપારી નજરે નિહાળતા ધનપતિઓ તસ્વીર છપાવવા પાછળ આવો કોંક હેતુ ધરાવતા હોય તો ય નવાઈ નહિ!

અંકલ સેમનું મન ફરી એક વાર અણગમાથી ઊભરાઈ ઊઠ્યું.

વિચારધારાને હટાવવાનો પ્રયત્ન કરતાં તેમણે પેલા 'બ્લોક્સ' ઉથલાવવા માંડ્યા. પહેલો 'બ્લોક' ઉપાડતાં જ તેમનો પેલો અણગમો વધી ગયો. જે નવપરિણીત યુગલનું ચિત્ર વ્યક્ત કરતો એ 'બ્લોક' હતો, એ બંનેમાં બાહ્ય રીતે કોઈ જ પ્રકારની અનુકૂળતા ન હતી. પતિમહાશય તગડા, કરડા, શિકારી કૂતરા જેવા લશ્કરી અફસર હતા ને પત્ની બિચારી પારેવડી જેવી નાજુક, લજામણીના છોડ જેવી સુકોમળ અને ઊર્મિથી ભરીભરી લાગતી હતી !

આભ અને ધરતીનું આવું અંતર હતું, છતાં લગ્નની જાહેરાત હતી, 'પ્રેમ'નું પ્રદર્શન હતું !

અકળાઈને અંકલ સેમે 'બ્લોક' બાજુ પર મૂકી દીધો; અને બીજો 'બ્લોક' ઊંચક્યો. આ વખતેય પેલા અણગમામાં ઉમેરો જ થયો. આ તસ્વીરમાંનાં પતિ-પત્ની વચ્ચે પણ દેખીતી કોઈ સમાનતા ન હતી, આંખ ઠરે એવું એકય ન હતું. પત્ની હતી પ્રચંડ, પ્રૌઢ અને લાગણીની એક પણ રેખાથી માઈલો દૂર મુખ ધરાવતી, કદરૂપી, અનાકર્ષક. અને પતિ ? જોતાં જ દયા ઊપજે એવો, નરમ, અને ભોળી મુખરેખા જાળવતો અને ખૂબસૂરત !

ફરી પાછો 'બ્લોક' બાજુ પર પછાડ્યો.

અંકલ સેમનું મગજ ધમધમી ગયું. પ્રથમ દર્શને જ ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલી વિભિન્નતા ધરાવનાર આ દંપતીઓનાં લગ્નજીવન કેવાં જશે? એમનાં લગ્ન અને પ્રેમનાં જે પ્રદર્શનો યોજાય છે એ કેટલે અંશે ખરા અર્થમાં સાચાં નીવડશે? સપડો, જીવનમાં ભડકો જગાવશે કે સ્નેહપૂર્ણ શાંતિ? કોણ જાણે !

અને છતાં આ વિભાગ વાચકોમાં લોકપ્રિય હતો !

અલબત્ત, 'વેડિંગ બેલ્સ'ની લોકપ્રિયતા વધારવામાં અંકલ સેમનો મોટો ફાળો હતો. એમની કલાપૂર્ણ દૃષ્ટિ તસ્વીરોનું આકર્ષક આયોજન કરવામાં ખૂબ સહાયક નીવડતી એટલું જ નહિ, અંકલ સેમ કવિ હતા, એટલે દરેક તસ્વીરની નીચે તેઓ શુભેચ્છા પાઠવતી, લગ્નમંગલ વાંચ્છતી બે–ચાર કાવ્યપંક્તિઓ પણ લખતા, જે આ વિભાગનું મૂલ્ય વધારવામાં મદદગાર થઈ પડતી. પરંતુ સુખી દાંપત્યજીવન ઇચ્છતી જે કવિતાઓ તેઓ લખતા તેમાં તેમનું હૃદય ડોકાતું નહિ; કેવળ ફરજના એક ભાગ રૂપે જ તેઓ મંગલ ભાવનાઓ વ્યક્ત કરતા; બાકી એમના અંતરમાં અને એમના જીવનમાં તો લગ્ને સરજેલી અપાર વ્યથા અને પ્રગાઢ કરુણા જ......

અંકલ સેમે 'પાઈપ'નો એક ઊંડો દમ લઈ મોટો ધૂમ્રગોટો બહાર કાઢ્યો અને પરાણે ધસી આવતા વ્યથાકારક વિચારોને ઠોકી કાઢવા પ્રયત્ન કર્યો, પણ...



ફરી પાછો એક 'બ્લૉક' તેમણે ઊંચક્યો ને કોણ જાણે કેમ તેઓ કંપી ગયા. એમની આંખોમાં કશોક ચમકારો વર્તાયો. એમની ભ્રૂકુટિ ખેંચાઈ, હોઠ દબાયા, વિશાળ કપાળ પર કરચલીઓ પડી અને હૃદયના ધબકારા વધી પડ્યા. કશીક અપરિચિત પરિચિતતાએ એમના હૈયાને ઘેરી લીધું.

એક જુવાન, નવપરિણીત યુગલની છબી રજૂ કરતો એ 'બ્લૉક' હતો. એમાં કશું અસાધારણ ન હતું, અસામાન્ય ન હતું, છતાં અંકલ સેમ અસ્વસ્થ બની ગયા. એકીટશે, અપલક નેત્રે તેઓ એ ચિત્ર તરફ જોઈ રહ્યા, જોઈ જ રહ્યા. સંતોષ ન થયો તે કોટના ખિસ્સામાંથી જાડી ફ્રેમના ચશ્મા કાઢી, તે ચડાવી અત્યંત બારીકાઈથી તેઓ જોવા લાગ્યા.

યુવતી ખૂબ રૂપાળી હતી, એનું વ્યક્તિત્વ અત્યંત તેજસ્વી હતું—એટલું તેજસ્વી કે સામી વ્યક્તિની આંખો અંજાઈ જાય; પ્રકાશની જાણે કે પરાકાષ્ટા હતી! આંખોમાં અભિમાન હતું, જગત સમસ્તને જીતવાની શ્રદ્ધા હતી. હોઠમાં વિલાસ હતો. ગુમાન હતું. કેશકલાપ અદ્યતન 'ફેશન' અનુસાર ગૂંથાયેલો હતો. પોષાક મૂલ્યવાન હતો ને ગળામાં મોંઘા મૂલના હીરાની માળા ઝગમગતી હતી.

જ્યારે એના પડખામાં બેઠેલો જુવાન સાવ સાદો, કશીય ઝાકઝમાલ વિનાનો હતો. આંખોમાં અપાર નિર્દોષતા છલકતી હતી, પ્રેમથી સભર અને ભોળી, ઊર્મિશીલ એ આંખોમાં અનુભવે આપેલી પક્વતાનો અભાવ હતો. લાંબાં, આકર્ષક જુલ્ફાં એના વ્યક્તિત્વને ઓપ આપતાં હતાં. પાતળા હોઠ અને અણિયાળી હડપચી અપરિચિતને પણ સ્નેહમય બનાવે એવાં હતાં. કપડાં તો તદ્દન સાદાં હતાં.

વળી પાછી અસમાનતા!

પણ આ વખતે તો એ અસમાનતા કરતાં પણ કાંઈક વધુ હતું. અને એટલે જ તો અંકલ સેમનું અવલોકન અટકતું જ ન હતું. એમની વૃદ્ધ આંખો ફરી ફરીને પેલી ઠસ્સાદાર યુવતી ઉપર કેન્દ્રિત થતી હતી. અને એમના મનશ્ચક્ષુ સમીપ કશીક અગત્ય રેખાઓએ આકાર લેવા માંડ્યો હતો.

એ જ મુખ, એ જ આંખ, એ જ ઠાઠ, એ જ ઠસ્સો, એ જ રૂપ, એ જ ગુમાન...ક્યાં જોયાં હતાં! ક્યારે અનુભવ્યાં હતાં? મનના ઊંડામાં ઊંડા સ્તરને અંકલ સેમે ઢંઢોળી નાખ્યા, એમની આંખોના પલકારા થંભી ગયા...અને . રેખાઓએ રૂપ પકડવા માંડ્યું... ધૂંધળા ધુમ્મસમાં કિરણો કંડારાવા લાગ્યાં...કાજલ કાળા આકાશમાં તારક ડોકું કાઢવા લાગ્યો...અંકલ સેમનું અસ્તિત્વ દૂર–સદૂરના ભૂતકાળમાં ધકેલાઈ ગયું. ત્યારે તેઓ જુવાન હતા; 'અંકલ સેમ' ન હતા. કેવળ 'સેમ' હતા—સોહામણો ને ઊર્મિશીલ. નવી નવી જિંદગી હતી. નવા નવા નવા ઉમંગો હતા ને નવાં નવાં સમણાં હતાં. ઠોકરનો અનુભવ ન હતો, પછાટની પ્રતીતિ ન હતી, આઘાતનો પરિચય ન હતો. જીવન જીવી જવાની તમન્ના હતી, કંઈક કરવાની, કંઈક બનવાની ભાવના હતી. ધબકતું દિલ હતું, અને જુવાનીની મૂડી હતી, પછી ભલે ને ખિસ્સાં ખાલી હતાં, પેટ ભૂખ્યું હતું અને કંઠ અતૃપ્ત હતો!

અકિંચન સેમ ઊર્મિથી છલકતી કવિતાઓ લખતો, ગગનની કલ્પનાઓ એમાં કંડારતો, સાત સમુંદરની સૃષ્ટિનો એમાં સંચય કરતો. વાસ્તવિકતાના વિષનો એમાં પ્યાલો ન હતો, સંતાપના સોમલનું એમાં બિન્દુ ન હતું. પણ, કવિતા એને અન્નના કણ નહોતી આપતી, ભાવનાભર્યાં ગીતો એની ભૂખ નહોતાં ભાંગતાં. છતાં એકલા–અટૂલા અને અવધૂત જેવા સેમને એની ઝાઝી પરવા ન હતી. એ તો સંમેલનોમાં કવિતા ગાતો ને તાળીઓ ઝીલતો, 'વાહવા' પામતો, મસ્ત થઈને જીવ્યે જતો હતો.

એવા જ એક સંમેલનમાં એણે હૃદય ઠાલવીને કવિતાઓ ગાઈ, શ્રોતાઓ ઝૂમી ઊઠ્યા ને પ્રશંસાનાં પુષ્પો એના પર વરસી રહ્યાં. સંમેલનને અંતે જ્યારે શ્રોતાઓ પોતપોતાની મોટરમાં કે અન્ય વાહનોમાં

ઊપડી ગયાં ત્યારે સેમ, પગપાળો, દૂર આવેલી પોતાની અંધારી ઓરડીએ જવા સાબદો થયો. ત્યાં તો કોઈકે એને કહ્યું : 'અભિનંદન !' અને એના હાથમાં ફૂલનો એક ગુચ્છો આવી પડ્યો. સેમ ચમક્યો. એણે સામે નજર કરી તો એક અત્યંત રૂપવાન યુવતી એની સામે ઊભી હતી ને મુગ્ધ નયને, એને જાણે પી જવા માગતી હોય તેમ તાકી રહી હતી.

એ હતી રોઝાના ! ગુલાબ જેવી મોહક, સુવાસસભર ! સેમના અંતરમાં એક સામટાં અનેક ગીતો જાગી પડ્યાં. એના કાળજાની કિતાબમાં એકસામટી અનેક કવિતાઓ આલેખાઈ ગઈ, અને એય અનિમેષ આંખે પેલી અજાણી યુવતી તરફ જોઈ રહ્યો. મુગ્ધતાને લીધે એનાથી આભારના શબ્દો પણ ઉચ્ચારાયા નહિ. ત્યાં તો એની એ સમાધિને તોડતા શબ્દો સંભળાયા : 'અભિનંદન !' અને એ સ્વસ્થ થયો. એણે કંપતા કંઠે કહ્યું : 'આભાર.' અને પછી શિથિલ પગલે ચાલવા માંડ્યું. પણ પેલી યુવતી એની નજીક આવીને બોલી : 'મારી 'કાર'માં બેસી જાઓ, આપના નિવાસસ્થાને પહોંચાડવાની જવાબદારી હું લઉં છું.' આ પ્રસ્તાવનો ઇનકાર કરવાની સેમને ઘણી ઇચ્છા થઈ, પરંતુ કોણ જાણે કેમ એ ઇચ્છા અમલમાં ન મૂકી શકાઈ, અને કોઈક અગમ્ય પરવશતાને આધીન થઈ તે પેલી યુવતીની પાછળ ચાલ્યો ને અંતે મોટરમાં બેઠો. બેઠા પછી એને લાગ્યું કે આ કીમતી 'કાર'માં એનું અસ્તિત્વ જરાયે શોભતું નથી. મખમલની બેઠક, એને થયું કે એના બેસવાથી બગડી જશે. પણ પેલી યુવતી એની નજીક ને નજીક સરી રહી હતી.

'તમારાં ગીતો મને ખૂબ ગમે છે.'

'એમ ? આભાર.'

'હું રોજ એ ગીતો ગાઉં છું.'

'હં...'

'તમારાં ગીતોથી, હું જાણે સ્વપ્નામાં ખોવાઈ જાઉં છું.'

'હં...'

'આવું આવું તમે શી રીતે લખો છો ?'

'એ તો મને પણ ખબર નથી.'

'કેવા વિચિત્ર છો તમે !' કહી રોઝાનાએ સેમના હાથનો સ્પર્શ કર્યો. સેમની નસેનસમાં જાણે વાયોલિનના સૂર ગુંજી રહ્યા.

અંતે 'કાર' એની ઓરડી આગળ આવીને ઊભી રહી. રોઝાનાએ ફરીથી મળવાનું વચન માગ્યું ને તેઓ જુદાં પડ્યાં.

આ તેમની પહેલી મુલાકાત.

પછી તો તેઓ અવારનવાર મળવા લાગ્યાં ને અંતે પ્રીતના બંધનમાં તેઓ જકડાઈ ગયાં.

સેમ એટલું તો જાણી શક્યો, કે રોઝાના ખૂબ પૈસાદાર હતી. એટલે તેણે, તેમનો સંબંધ જ્યારે વિકસવા લાગ્યો ત્યારે જ રોઝાનાને કહી દીધું કે જે આર્થિક અસમાનતા એમની વચ્ચે ખડકાઈ ગઈ છે, એ જોતાં એમનું ઐક્ય અસંભવ છે; પણ રોઝાનાએ એ વાતને હસી કાઢી ને કહ્યું : 'મને પૈસાનો મોહ નથી. મને તો તારો પ્રેમ જોઈએ છે, બીજું કાંઈ જ નહિ.'

રોઝાનાનો આ ઉત્તર સેમને એક રીતે તો ખૂબ જ ગમ્યો, પરંતુ મનનો પેલો બીજો ખૂણો એને કહી રહ્યો હતો : 'મૂર્ખ ! આકાશ આંબવાનાં સપનાં શા માટે જુએ છે ? તારી હેસિયત તો જો !' પણ પ્રેમની પ્રબળતા આ અવાજને રૂંધી નાખતી.

સંબંધ વધી ગયો. રોઝાનાની યુવાન ઊર્મિઓ પ્રેમમાં અંધ બની ગઈ અને એણે લગ્નનો પ્રસ્તાવ મૂક્યો. સેમે કહ્યું : 'લગ્ન માટે તારાં માબાપ પરવાનગી નહિ આપે.'

'એ હું જાણું છું. પણ તેથી કાંઈ આપણો નિશ્ચય નહિ બદલાય.'

'પણ રોઝાના ! વાસ્તવિકતાનો તને અનુભવ નથી. હું તો ધૂની છું, ગરીબ છું, મને કોઈનો આધાર



નથી. મારા જીવનમાં તો ડગલે ને પગલે કાંટાઓ પથરાયેલા છે. એ કાંટાઓ તું નહિ સહી શકે, કારણ કે તું ફૂલો પર ચાલનારી છે.'

'મને એની પરવા નથી. આમ કહીને તું મારું અપમાન કરે છે.' રોઝાનાએ જવાબ આપ્યો. સેમે એને બહુ સમજાવી, ભીષણ ગરીબીનો ખ્યાલ આપ્યો, પરંતુ જુવાન, નાદાન રોઝાનાએ એની એકે વાત ન માની અને અંતે સેમને લગ્ન અંગે સંમતિ આપવી પડી.

લગ્ન થઈ ગયાં. રોઝાનાને માબાપથી દૂર થઈ જવું પડ્યું ને સેમની ગંદી ઓરડીમાં રહેવું પડ્યું. પ્રેમનો કેફ હતો, એટલે શરૂઆતમાં મુશ્કેલી ન લાગી, પણ, એક મહિનો, બે મહિના, ત્રણ મહિના, પિતાને ઘરેથી આણેલું ધન ખૂટી ગયું, નાના નાના ઝઘડાઓ થવા લાગ્યા, મતભેદ પડવા લાગ્યા અને અંતે રોઝાનાએ સેમની ગરીબીને તિરસ્કારવા માંડી. સેમે કહ્યું: 'મેં તો તને પહેલેથી ચેતવી હતી, તું નહિ માની તેમાં મારો શો દોષ?'

પણ, વાસ્તવિકતાનો વિજય થયો. એક દિવસ રોઝાના ચાલી ગઈ. છૂટાછેડાની એણે અરજી કરી, સેમે એમાં સંમતિ આપી ને અંતે ફરી પાછો સેમ એકલવાયો બની ગયો. વેરાન રણ જેવા એના જીવનમાં હરિયાળી ખીલી, ન ખીલી ને ઊજડી ગઈ. હૃદયમાં રોઝાનાની સ્મૃતિ સાચવીને, ભગ્ન હૈયે એણે એને વિદાય આપી, એનું શુભ ઇચ્છ્યું અને અંતે એક દિવસ એણે જાણ્યું કે રોઝાના કોક અમીર આદમી સાથે પરણી ગઈ.

સેમને, આ સમાચારથી કશો ક્રોધ ન ઊપજ્યો, રોઝાના પ્રત્યે તિરસ્કાર ન થયો. એ ક્યાં પરણી, કોની સાથે પરણી, એવી કોઈ વિગતમાં જરા સરખોય રસ લીધા વિના સેમ સ્વપ્નાંના ભંગારને બાળીને જીવનની સફર કાપી રહ્યો.

અને વર્ષો પસાર થઈ ગયાં.

એનું સાહિત્યિક વલણ અંતે ઉપયોગી નીવડ્યું. એની વધતી જતી કીર્તિએ એની અકિંચનતા વધારી, પણ એક દિવસ એને 'સ્ટાર્સ વીકલી'ના તંત્રી વિભાગમાં કામ કરવાનું આમંત્રણ મળ્યું, જેનો એણે સ્વીકાર કર્યો.

આજે તે 'સેમ'માંથી 'અંકલ સેમ' બન્યો હતો, સહસંપાદકના પદ સુધી પહોંચ્યો હતો. આર્થિક રીતે એ હવે સુખી હતો, પણ પેલી હૃદયની એકલતા એને કોરી ખાતી હતી.

તેમાંય પેલો 'વેડિંગ બેલ્સ'નો વિભાગ!

લગ્નજીવનમાં નિતાંત નિષ્ફળતા પામનાર અંકલ સેમને 'શુભ લગ્ન' ઇચ્છતી કવિતાઓ રચવી પડતી હતી, લગ્નાંકિત યુગલોની તસ્વીરો છાપવી પડતી હતી, અને એવે વખતે પેલી વેદના જાગી પડતી.

વધારે વિચિત્રતા તો એ હતી, કે એક પણ અઠવાડિયું નવદંપતીની તસ્વીરો વગરનું નહોતું જતું, ઊલટું આજે મળેલી તસ્વીરનો વારો ત્રણ મહિને લાગતો એટલા પ્રમાણમાં તસ્વીરો આવતી હતી. ઘણી વાર અંકલ સેમને થતું: 'લોકોને લગ્ન સિવાય બીજો કોઈ ધંધો છે ખરો!' પણ, પછી 'એ તો એમ જ ચાલે' એવું આશ્વાસન મેળવી તેઓ કામમાં ખૂંપી જતા.

પરંતુ આજે પેલા 'બ્લૉક' પરની તસ્વીરમાં વર્તાતી યુવતીએ એમને અજંપ બનાવી દીધા. એ યુવતીની મુખરેખામાં એમને રોઝાના ડોકાતી લાગતી હતી. આ યુવતી જાણે રોઝાનાનો પડછાયો હતી.

અને પેલો જુવાન? નીલી નીલી આંખો, ઊડતાં જુલ્ફાં...

કોણ હશે? અંકલ સેમને વિચાર આવ્યો. એમણે ઝટ 'બ્લૉક'ની સાથે રખાયેલા, નવદંપતીનાં નામઠામના 'લિસ્ટ' ઉપર નજર ફેરવી.

યુવકનું નામ હતું જ્હૉન. યુવતીનું નામ હતું એલીઝા. એના પિતાનું નામ હતું વિલિયમ.

કોઈ પરિચિત ન હતું. કોઈની સાથે ઓળખાણ ન હતી.

તો પછી મુખરેખાની આ પરિચિતતા? એ શું હશે? અંકલ સેમ મૂંઝાઈ ગયા. પણ પછી થયું: જગતમાં કેટલાંય માનવીઓના ચહેરા આકસ્મિક રીતે એકસરખાં હોઈ શકે.

આ વિચારનું આછું પાતળું આશ્વાસન મેળવી તેમણે કામ શરૂ કર્યું. જ્હોન અને એલીઝાની તસ્વીરની નીચે મૂકવા માટેની કવિતા એમણે વિચારવા માંડી...'પાઈપ'નો દમ ખેંચી તેઓ કલ્પનામાં ખોવાઈ ગયા. થોડી વારે એમની કલમ ચાલી અને કાગળ ઉપર અક્ષર આલેખાયા. એમણે લખ્યું:

'હે પ્રિય! માનવીનો પડછાયો જેમ કદી એનાથી વિખૂટો પડતો નથી, તેમ આપણે બંને એક બીજાના પડછાયા જેવાં બની રહીએ. એક અને અભિન્ન!'

આટલું લખીને એમણે કલમ મૂકી દીધી. પછી વિચાર્યું. સાચે જ, પડછાયો માનવીનો કદી ત્યાગ કરતો નથી, ફક્ત માનવી જ માનવીનો ત્યાગ કરે છે. તો, માનવી કરતાં પડછાયો વધારે મૂલ્યવાન ખરો કે નહિ?'

ત્યાં એમની 'કેબિન' ઉપર જોરથી ટકોરા પડ્યા. હાથ લાંબો કરીને તેમણે બારણું ઊઘાડ્યું અને એક જુવાન શ્વાસભેર અંદર ધસી આવ્યો ને બોલ્યો: 'સાહેબ! સાહેબ!' અંકલ સેમે એ જુવાનની સામે જોયું. જાણે એને ક્યાંક જોયો હોય એમ એમને લાગ્યું. તેમણે કહ્યું: 'આવો, બેસો. શું કામ છે?'

'વેડિંગ બેલ્સનું સંપાદન આપ કરો છો સાહેબ?'

'હા.'

'તો મહેરબાની કરીને મારી એક વિનંતી સ્વીકારશો?'

'જરૂર.'

અને પેલો જુવાન જાણે ખુદમાં ખોવાઈ ગયો હોય એમ ઊંડો શ્વાસ લઈ, આંખ મીંચી દઈ એક ક્ષણ મૂંગો બની ગયો. એના ચહેરા ઉપર અપાર વ્યથા ઊભરાતી હતી. એ ધ્રૂજી રહ્યો હતો. એનાં કપડાં અસ્તવ્યસ્ત બની ગયાં હતાં. થોડી વારે કંપતા સાદે એ બોલ્યો:

'સાહેબ! ત્રણેક મહિના પહેલાં મારી અને મારી પત્નીની તસ્વીર આપના પત્રમાં છાપવા માટે મોકલી હતી પણ—'

'જુઓ ભાઈ! તમારા જેવા સેંકડો ગ્રાહકોની તસ્વીરો અમને મળે છે, એટલે સહેજે તસ્વીર છપાતાં ત્રણેક મહિના તો લાગે જ. એટલે કૃપા કરીને તમે ઉતાવળા ન થાઓ. ક્રમ પ્રમાણે તમારી તસ્વીર છપાશે જ, ખાતરી રાખશો.' અંકલ સેમે કહ્યું.

પણ ત્યાં તો પેલા જુવાનનાં નયનોમાં આંસુ છલકાઈ પડ્યાં. તે પોકારી ઊઠ્યો:

'સાહેબ! આપની ગેરસમજ થાય છે. હું, એ તસ્વીર તાકીદે છાપવાનું કહેવા નથી આવ્યો પણ એ તસ્વીર ન છાપવાની વિનંતી કરવા આવ્યો છું.'

'હેં...? કેમ? બીજી નવી તસ્વીર છાપવાની છે?'

'ના, સાહેબ! એ તસ્વીરનો હવે કશો અર્થ નથી.'

'કેમ એમ બોલો છો?'

'કારણ કે એલીઝાએ છૂટાછેડાની અરજી આપી છે!' યુવાને અપાર વ્યથા વ્યક્ત કરતાં કહ્યું.

અને અંકલ સેમ ચમકી ગયા. તેઓ બોલી ઊઠ્યા: 'એલીઝા...! એ...લી...ઝા! તમારું નામ જ્હોન તો નહિ?'

'હા, પણ આપને ક્યાંથી ખબર પડી?'

'આ રહ્યાં તમારાં નામ. તમારો 'બ્લોક' આ અંકમાં જ છપાવવાનો છે. હમણાં જ મેં કવિતા પણ લખી.' અંકલ સેમ બોલ્યા. એમના સ્વરમાં દર્દ ટપકતું હતું. આટલું કહી તેમણે પેલી કવિતા જ્હોનના હાથમાં મૂકી. જ્હોને એ વાંચી ને પછી ખુરશી પર ફસડાઈ પડ્યો. નિર્ભાનપણે એ લવતો હતો:

'મારી કવિતા...એલીઝા પાગલ બની...અમારો પરિચય થયો...પ્રેમ થયો...લગ્ન કર્યાં...મેં મારી ગરીબી બતાવી હતી...પણ અંતે,' અને જ્હોન ડુસકાં ભરી રહ્યો, 'એલીઝાની મમ્મીએ એને ખૂબ ભડકાવી...અંતે એલીઝાએ છૂટાછેડાની—'



વત્સલા મહેતા

# અમરનાથ

કાશ્મીરની સહેલગાહે દર વરસે અનેક પ્રવાસીઓ જાય છે. પણ કાશ્મીરની નજીકમાં જ એક અદ્‌ભુત રમણીય સ્થળનો લહાવો તો કોઈક જ સાહસિક પ્રવાસી લે છે. આ લેખનાં લેખિકા-બહેને અમરનાથના ભયાનક પંથનો પૂરો આસ્વાદ લઈને મુંબઈ આકાશવાણી પરથી પ્રસારિત કરેલો આ લેખ....

થોડાંક વર્ષો પર કાશ્મીર જવાનો પ્રસંગ આવ્યો. ત્યાં જઈને ત્રણેક અઠવાડિયાં પહેલગામમાં એક તંબુ રાખીને રહ્યાં. જુલાઈ મહિનામાં પર્વતો પરનો બરફ પીગળે છે અને અમરનાથ જવાના રસ્તો પરનો બરફ પણ પીગળે છે એટલે રસ્તો ખુલ્લો થાય છે. વિચાર કર્યો કે અમરનાથ જવું. આટલે સુધી આવ્યા પછી હિમાલયનું અતિ પવિત્ર યાત્રાસ્થાન જોયા વગર કેમ પાછા જવાય? અમરનાથ સમુદ્રની સપાટીથી ૧૮,૦૦૦ ફૂટ ઊંચું છે, ત્યાં એક કુદરતી ગુફામાં શિવલીંગ છે.

ઘોડાવાળાઓ સાથે નક્કી કર્યા પછી એક વહેલી સવારે અમે પાંચ જણ ઘોડા પર પહેલગામથી અમરનાથને રસ્તે ચંદનવાડી જવા નીકળ્યાં. અમરનાથ આમ તો પહેલગામથી ૨૮ માઈલ દૂર છે પણ અતિ વિકટ રસ્તો હોવાને લીધે જઈને આવતા ચાર પાંચ દિવસ લાગે છે. ત્રણ ચાર ઘોડા પર અમારો સામાન, સીધું, સગડી, કોલસા, લાકડાં, વગેરે લઈ લીધું. ત્યાં રસ્તામાં ખાવાપીવાની બહુ વ્યવસ્થા હોતી નથી.

અમારા ઘોડાઓ નાના હતા પણ પહાડી ઘોડાઓ બહુ ચપળ હોય છે. એટલે વાંધો ન હતો. આખે રસ્તે લીડર નદી સાથે આવતી હતી. આઠ માઈલ જતાં મધ્યાહ્ન થયો. ચંદનવાડી એક વિશાળ ખીણમાં ફર, પાઈન, સ્પ્રુસ, દેવદાર વગેરે વૃક્ષોની ઘટાઓમાં આવેલું સુંદર સ્થળ છે. ત્યાં અમને જંગલખાતાનો સુંદર લાકડાનો બનાવેલો બંગલો વાપરવાની પરવાનગી મળી હતી. ત્યાં મુકામ કર્યો. જમીને ચંદનવાડીનો વિખ્યાત બરફનો પૂલ જોવા ગયાં. આ પૂલ આખો બરફનો બનેલો કુદરતી પૂલ છે. એના નીચે લીડર નદી વહે છે. અતિશય લપસણો હોવાથી અમે એના પર જોખમ વેઠીને ચાલવા કરતાં દૂરથી જ જોયો. રાત્રે ચંદનવાડીમાં જ સૂતાં. બીજે દિવસે વહેલી સવારે ઊઠીને સાત માઈલ દૂર આવેલા શેષનાગ સરોવરના મુકામે જવા નીકળ્યાં. ચંદનવાડી પછી આ બીજો મુકામ છે. શેષનાગ સરોવર એક સુંદર સરોવર છે. અડધોએક માઈલ સુધી લીડર નદીનો સાથ મળ્યો. પછી એકદમ પીસુ ઘાટનું આકરું ચઢાણ શરૂ થયું. પીસુ ઘાટ લીડર નદીથી ૨૦૦૦ ફૂટ ઊંચો છે. અમે ૯૦૦૦ ફૂટની ઊંચાઈએ હતાં. ત્યાંથી એકદમ ૧૧,૦૦૦ ફૂટ ઊંચે જવાનું હતું. રસ્તો અતિશય સાંકડો અને લપસણો હતો. દંતકથા પ્રમાણે એક વખત દેવો અને દાનવો વચ્ચે તકરાર થઈ કે કોણ અમરનાથ જઈને મહાદેવનાં દર્શન પહેલાં કરે! તકરારમાંથી યુદ્ધ થયું. દેવો હારવા

---

'એલીઝાની માનું નામ શું?' ધ્રુજતે સાદે અંકલ સેમે પૂછ્યું અને અમંગળ આશંકાઓ એમના અંતરને આવરી રહી.

'મિસિસ રોઝાના વિલિયમ.'

અને અંકલ સેમની આંખો આગળ અસહ્ય વેદનાએ સર્જેલો અંધકાર પથરાઈ રહ્યો. એમની આંખોમાંથી અશ્રુધારા વહી રહી. બિચારો જ્હોન આ અણધારી ઘટનાથી મૂંઝાઈ જઈ અવાક્ બની અંકલ સેમ સામે જોઈ રહ્યો. અને ત્યારે 'ટેબલ' ઉપર પેલી કાવ્યપંક્તિઓ જાણે કે આંસુ સારી રહી હતી:

'હે પ્રિય! માનવીનો પડછાયો જેમ કદી એનાથી વિખૂટો પડતો નથી, તેમ આપણે બંને એકબીજાના પડછાયા જેવાં બની રહીએ—એક અને અભિન્ન!'







લાગ્યા, એટલે મહાદેવની આરાધના કરી. મહાદેવે આવીને બધા જ દાનવોનો સંહાર કર્યો. પીસુઘાટ પરનાં પથ્થરો તે આ દાનવોના શબનું ચિહ્ન ગણાય છે. પીસુ ઘાટ ચઢતાં બે કલાક લાગ્યા. પરંતુ ઉપર ગયા પછી અતિશય સુંદર દૃશ્ય નજરે પડ્યું. દૂર દૂર વૃક્ષોની હરિયાળી ઘટાઓ વચ્ચે પહેલગામ દેખાયું. ચારે તરફ હિમાચ્છાદિત શિખરો દેખાયાં.

રસ્તે ગુજ્જર લોકો ભેંસોના ટોળાં લઈને આવતા મળ્યા. આ લોકો એક ગોપ જાતિની ટોળીના હોય છે અને ઉનાળામાં પહાડો પરથી ભેંસોનાં ટોળાં લઈને ઊતરી આવે છે. એ લોકો વિચિત્ર પહાડી ગીતો ગાતા હતા. આગળ જતાં મામો નામના નાનાં જનાવર જોયાં. દેખાવમાં રીંછનાં નાનાં બચ્ચાં જેવાં. કથ્થાઈ રંગનાં આ પ્રાણીઓ બે પગે ઊભા રહીને અમને જોવા લાગ્યાં પણ જેવાં અમે પાસે આવ્યાં કે તરત પોતાની બખોલમાં સંતાઈ ગયાં.

પીસુ ઘાટ પછી વૃક્ષો અદૃશ્ય થઈ ગયાં. આટલી ઊંચાઈએ હિમાલયમાં વૃક્ષો ઊગતાં નથી. ફક્ત ઘાસ ઊગે છે. સાત માઈલના આકરા ચઢાણ પછી શેષનાગનું સુંદર, વિશાળ સરોવર નજરે પડ્યું. એક માઈલ લાંબું અને ૦ માઈલ પહોળું આ સરોવર ૧૪,૦૦૦ ફૂટ ઊંચે આવેલું છે અને ભારતનું ઊંચામાં ઊંચું સરોવર છે. મધ્યાહ્નના સૂર્યના કિરણોથી ઝળકી ઊઠતું આ સરોવર દૂધિયાં લીલાં પાણીથી ભરેલું હતું. આજુબાજુ હિમથી ઢંકાયેલાં ઊંચાં શિખરો હતાં. સરોવર આગળ પહોંચતાં પહેલાં એક નક્કર બરફના કુદરતી પૂલ પરથી પસાર થયાં. આ પૂલ નીચેથી ખળખળ વહેતું એક ઝરણું દોડી જતું હતું. પાણી પાસે પહોંચવા માટે ઘોડાઓ ઊભા રાખીને નીચે ખીણમાં ઊતર્યાં. પાણી બરફ જેવું ઠંડું પરંતુ પીવામાં મીઠું હતું. સરોવરની સામે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિપુટી જેવાં ત્રણ શિખરો ભૂરા સ્વચ્છ આકાશમાં ઊંચે દેખાયાં. કહેવાય છે કે અગણિત વર્ષો પહેલાં એક દૈત્ય દેવોને હેરાન કરતો હતો. દેવોએ મહાદેવની પ્રાર્થના કરી કે આ દૈત્યોનો નાશ કરો. પરંતુ મહાદેવ તો આ દૈત્યને વચન આપી ચૂક્યા હતા કે મહાદેવને હાથે એનો સંહાર નહિ થાય. તેથી વિષ્ણુ પાસે ગયા. વિષ્ણુ શેષનાગ પર બેસીને આવ્યા અને શેષનાગે પોતાના સહસ્ર મુખોથી દૈત્યનો સંહાર કર્યો. લોકવાયકા પ્રમાણે હજી પણ દરરોજ રાત્રે શેષનાગ આ સરોવરમાંથી બહાર આવે છે. સરોવર કિનારે એક પથ્થર પર સાત ફેણવાળો શેષનાગ કોતરેલો નજરે પડ્યો.

મધ્યાહ્ન થયો હતો, એટલે ભૂખ લાગી હતી. એક તંબુમાં એક હોટેલ હતી. તેમાંથી રોટલી અને શાક ખાઈ લીધું. જમીને વિચાર કર્યો કે રાત પહેલાં આઠ માઈલ દૂર આવેલા પંચતરણી મુકામે પહોંચી જઈએ. ઘોડાવાળાઓએ ના પાડી, કેમ કે હિમાલયના આ પ્રદેશમાં લગભગ દરરોજ મધ્યાહ્ન પછી બરફનાં ભયંકર તોફાનો થાય છે. પરંતુ અમે તો સ્વચ્છ આકાશ જોઈને નિશ્ચય કરી લીધો કે પંચતરણી પહોંચી જવું. રસ્તો બહુ સુંદર હતો. બરફના શિખરોની છેક ટોચ પરથી જવાનું હતું. એક ઠેકાણે પર્વત પરથી ઊંચેથી ધોધ પડતો હતો અને અમારો રસ્તો ધોધની નીચેથી જતો હતો. ચારે તરફ હિમથી ઢંકાયેલાં રૂપેરી શિખરો ઉપર સ્વચ્છ ભૂરું આકાશ અનુપમ પ્રાકૃતિક સૌંદર્યનો ખ્યાલ આપતું હતું. બરાબર બરફના પહાડોની ટોચ ઉપર પહોંચ્યા ત્યાં કાળાં વાદળાં દેખાયાં. પર્વતોની ટોચ ઉપર જ્વાળામુખીના મુખ જેવાં વિશાળ બરફનાં મેદાનો હતાં તેમાંથી જેવા ઘોડા ચાલવા લાગ્યા કે બરફનું ભયંકર તોફાન શરૂ થયું અને બરફનો વરસાદ તૂટી પડ્યો. એક ફૂટ આગળ પણ દેખાય નહિ. એક પથ્થર કે ખડક પણ હતો નહિ કે જેની નીચે આશ્રય લેવાય. આટલી ઊંચાઈએ વૃક્ષો તો હોય જ ક્યાંથી ? ભયંકર તોફાનમાં પલળતાં, થરથર ધ્રૂજતાં પંચતરણી બે કલાકે પહોંચ્યાં. ત્યાંનો ઉતારો ઘોડાના તબેલા જેવો, બારી બારણાં વગરનો હતો. અંદર સામાન ઉતારીને કપડાં બદલ્યાં અને જમીને સૂતાં. આખી રાત ઠંડો પવન સૂસવાટાભર્યો વાતો હતો અને ઊંચાણને લીધે શ્વાસ લેવાની મુશ્કેલી પડતી હતી. સવારે ઊઠીને બહાર આવ્યાં. આકાશ સ્વચ્છ થઈ ગયું હતું. પંચતરણીનું અતિ વિશાળ મેદાન નજરે પડ્યું. સુંદર લીલા ઘાસવાળા આ મેદાનમાં એટલાં બધાં રંગીન ફૂલો ઊગ્યાં હતાં કે જાણે ફૂલોની રંગલહેરી



મંડાઈ હતી. દૂરનાં હિમશિખરોમાંથી પાંચ જુદી જુદી નદીઓ શરૂ થઈને નીચે મેદાનમાં આવતી દેખાતી હતી. આ પાંચ નદીઓ ભેગી થઈને એક બની જઈને પંચતરણીના વિશાળ મેદાનમાંથી વહી જતી હતી. આ પાંચ નદીઓ પરથી જ આ સ્થળનું નામ પંચતરણી પડયું છે.

ચા પીને અમે ઘોડાઓ પર ૧૮,૦૦૦ ફૂટની ઊંચાઈએ આવેલી અમરનાથની ગુફા જોવા સૂર્યોદય થતાં જ જવા ઊપડયાં. આખે રસ્તે બરફ બનીને ઠરી ગયેલી અમરગંગા નદીમાંથી ઘોડાઓને ચાલવું પડયું. પ્રહેલાં ત્રણ માઈલ આકરું ચઢાણ આવ્યું. પછી એક ઊંડી ખીણ પરથી જવાનું આવ્યું. આખરે ૧૫૦ ફૂટ ઊંચી અને ૧૦૦ ફૂટ પહોળી અમરનાથની કુદરતી ગુફાનાં બરફનાં શિખરો વચ્ચે દર્શન થયાં. આ સ્થળ અતિ નિર્જન છે. દરરોજ ત્યાં મધ્યાહ્ન પછી બરફનાં ભયંકર તોફાનો થતાં હોવાથી કોઈ પણ મનુષ્ય અહીં રહી શકતો નથી. ગુફા પાસે નીચે ઘોડાઓ ઊભા રાખીને અમે ઉપર ચઢયાં. જાત્રાળુઓમાં અમે એકલાં જ હતાં કેમ કે શિયાળા પછી શ્રાવણ મહિના પહેલાં કોઈ યાત્રાળુ અહીં આવતાં નથી. આ ભીષણ ગુફાની અંદર સુંદર પારદર્શક ભૂરા બરફનું કુદરતી શિવલીંગ પાંચ ફૂટ ઊંચું જોયું. ૧૭૦ ફૂટ ઊંચી છતમાંથી એના પર કુદરતી જળાધારી ટપકતી હતી. આગલે વર્ષે કોઈ ભાવિક શિવભકતે અર્પેલાં રંગીન ફૂલ એમ ને એમ તાજાં એક વર્ષથી શિવલીંગના બરફ પર પડયાં હતાં. અમે ગુફામાં દાખલ થયાં કે તરત જ બે સફેદ કબૂતરો પાંખો ફફડાવતાં ઊડી ગયાં. આ બે કબૂતરો શિવના બે અનુચરો ગણાય છે. જ્યાં ઘાસનું એક તણખલું પણ ઊગતું નથી ત્યાં આ કબૂતરો શું ખાતાં હશે એ એક ગહન કોયડો છે. કલ્પનામાં પણ ન આવે એવી સુંદર આ ગુફા અને શિવલીંગ જીવનમાં એકવાર જરૂર જોવા જેવાં છે. તદ્દન નિર્જન આ ગુફામાં કોઈ પણ સાધુ કે પૂજારી સુદ્ધાં રહી શકતો નથી. ચંદ્રને મુકુટમાં ધારણ કરતા, ગંગાને જટામાં સંઘરતા, હળાહળ વિષને પી જનારા, નાગને ગ્રીવામાં વીંટાળતા, તાંડવ નૃત્યથી ધરતી ધ્રૂજાવતા ઉમાનાથને વસવા માટે હિમાલયનાં રૂપેરી શિખરો વચ્ચે આવેલા આ નિર્જન સ્થળમાં આ ભીષણ ગુફા કરતાં વધુ યોગ્ય કયું સ્થળ હોઈ શકે?

★

જટિલ

## કેલિ

જાય સહી ના કેલિ,
તોરી જાય સરી ના કેલિ.
ચીંથરેહાલ હું હીન ભિખારી,
મહારાણી તું હો મતવારી.
પ્રેમ તારો પારાવાર ને મારી નાનકડી ઉરથેલી!
તોરી જાય સરી ના કેલિ.
મછવો નાનો હું તરણા તોલે,
તું તોફાની મઝધાર હિલ્લોળે..
ક્ષણમાં આવરી અંતરે લેતી, ક્ષણમાં નાખતી ઠેલી
તોરી જાય સહી ના કેલિ.

ભુરકી નાખી તેં ભરમાવ્યો
રણની રેતમાં ફાગ ફેલાવ્યો,
જીરવાયે ના તોય ન છૂટે સંગ હવે અલબેલી.
તોરી જાય સહી ન કેલિ!

પુરણ તો નવ તુજને જાણું,
એકતાનું તોયે ગાઉં છું ગાણું.
જીવ ને શિવના નાદમાં ગાજે સુષુમણા થઈ ઘેલી
જાય સહી ના કેલિ!
તોરી જાય સહી ના કેલિ.

★

 બાપાલાલ ગ. વૈદ્ય

# શરદીથી મુક્ત થાઓ

ભિષગ્ભારતી નામનું એક ખૂબ જ ઉપયોગી માસિક પ્રગટ થાય છે તેના તંત્રી અને જાણીતા આરોગ્યવિષયક લેખો લખનાર વૈદ્યરાજથી ગુજરાત પરિચિત છે જ. તેમનો આ લેખ એ જ વિખ્યાત માસિકમાંથી અહીં પુનર્મુદ્રિત કરવાથી ઊર્મિના વાચકોને એટલો જ માર્ગદર્શક બનશે......

'તમને વારંવાર શરદી થાય છે?'

'હા સાહેબ, ઘણી વખત શરદી અને ખાંસી થાય છે.'

'તમારો ખોરાક મને કહેશો?'

'ખોરાક તો બધો જ ખાઈએ છીએ. પરેજી કંઈ પાળવામાં આવતી નથી.'

'તો જો તમારે શરદી મટાડવી હોય તો હવે હું કહું છું તે બધું કરોઃ—

પહેલાં તો ઠંડું પાણી પીવાનું બંધ કરો.

પાણીમાં સવારમાં સહેજ સુંઠ, લવિંગ નાખીને ઊકાળી લો અને તે જ પાણી પીવામાં લો...'

'પાણી ઊનું કે માટલીમાં ઠંડું પાડીને?'

'માટલીમાં ઠંડું પાડીને નહિ, બનતા સુધી સહેજ કહોલું.'

'કહોલું પાણી શે પીવાય?'

'ન કેમ ભાવે? હમણાં હું મલબાર ગયો હતો. ત્યાંના લોકો રોજ ગરમ પાણી જ પીએ છે.'

'શું કહો છો? બારે માસ!'

'હા, બારે માસ. મલબાર પાણીનો મુલક છે. વરસના નવ મહિના ત્યાં વરસાદ વરસે છે. ડાંગરનાં ખેતરોમાં પાણીમાં કામ કરે છે. એ ઊનું પાણી પીવાનો ચાલ આપણે ગુજરાતમાં ચાલુ કરવા જેવો છે.'

'જેને શરદી રહેતી હોય તેને રોજ ગરમ પાણી પીવામાં લેવું જોઈએ. આટલી સાદી વાત જો લોકોના ગળે ઊતરી જાય તો શરદીનું સામ્રાજ્ય આજે જોવામાં આવે છે તે ટળી જાય.

'આજે તો રેફ્રીજરેટરો ઘરમાં ઘૂસ્યાં છે અને ઠંડાં પીણાં અને ખાણાં વધ્યાં છે. આ બરાબર નથી. ગુજરાત એમ તો સાધારણ દેશ છે. પરંતુ હમણાં હમણાં શરદી ખાંસીના ઘણા કેસો અહીં જોવામાં આવે છે. એટલે હું કહું છું કે શરદી ખાંસીને કાઢવાં હોય તો ઘરમાંથી ઠંડું પાણી કાઢો, ગરમ પાણી પીવું શરૂ કરો.'

'અને બીજા ઉપાયો?'

'હા, બીજા પણ ઉપાયો છે.'

'દૂધ ખાવાનું બંધ કરો, દહીં ખાવાનું બંધ કરો. દૂધ સિવાય ન ચાલે તો ગાય કે બકરીનું દૂધ અંદર આદુ, ફુદીનો, લીલી ચા, મરી નાખીને લો. કાચું દૂધ તો નહિ જ અને ભેંસનું દૂધ ન વાપરો.'

'અમારે ગામડામાં હવે ગાયનાં દર્શન દોહ્યલાં થઈ ગયાં છે. ભેંસનું જ દૂધ મળે.'

'તો એ દૂધ ખાવાનું બંધ કરો. દૂધ દહીં બંને કફ કરનારાં છે.'

'રોજ મગ કે તુવેરની દાળ ખાવામાં લેવી. તેમાં પણ આદુ, લસણ, મરી, ધાણા જીરૂં વગેરે ખૂબ નાખો.

તળેલી ચીજો ન ખાઓ.

આઈસક્રીમ–ઠંડાં પીણાં કદી ન ખાઓ.

લવિંગ ગજવામાં રાખો અને તે મોંમાં રાખ્યા કરો.

'દરેકમાં મરી* નાખો, મરી શરદીનું પરમ ઔષધ છે.'

'આ બધું ગરમ ન પડે? મને હરસ છે. મારાથી આ ગરમ ચીજો ખવાય?'

'હરસવાળાએ તો આવી ગરમ ચીજો જ ખાવામાં લેવી જોઈએ. આ ગરમ ચીજો તમને જરાકેય નુકસાન નહિ કરે. છાસ લો. તેમાંય મરી આદુ વગેરે નાખીને લો.

'ઘી લઈ શકાય?'

---

*મરીનું સંસ્કૃત નામ 'મરિચ' છે. 'મ્રિયતે અનેન વિષ ઇતિ મરિચમ્' જે વિષમાત્રનું મારણ કરનાર છે માટે 'મરિચ' નામ પડ્યું છે. શરદી એક જાતનું (વાઇરસ) છે. મરીનો ઉપયોગ જેટલો બને તેટલો વધારે કરવો એ શરદીનો સરસ ઉપચાર છે.



'છાંટા પૂરતું, વધુ નહિ. જ્યાં સુધી શરદી હોય ત્યાં સુધી દૂધ, દહીં, ઘી મુદ્દલેય ન ખાવાં.'

'તો ખાવામાં શું લેવું ?'

'કેમ, દૂધ દહીં સિવાય બીજું ખાવાનું જ નથી? બાજીના રસો, મગનું ઓસામણ, ખીચડી, રોટલો, ખાખરો ખાવાનું રાખો. દરેકમાં આદુ, લસણ, મરી છૂટથી વાપરો.'

'ચા પીવાય કે ?'

'ચા પીઓ, પણ તેમાંય મરી, આદુ, ફુદીનો ખૂબ નાખો, પીંપરીમૂળ નાખો તો ય સારું.'

'મારી શરદી તો મારો કેડો જ મૂકતી નથી.'

'આ પ્રમાણે ખોરાકમાં પરિવર્તન કરો. ઠંડું પાણી પીવામાં ન લો, ગરમ પાણી પીઓ. ઘરમાંથી ખાંડ કાઢો. આજે જે સફેદ ખાંડ આવે છે તે ધીમું ઝેર છે. એ પોલીશ ખાંડ જ્યારથી ખાવામાં આવી છે ત્યારથી જ આપણા પ્રાંતમાં રોગો થવા લાગ્યા છે. ગોળ ખાવાનો રાખો. ગોળમાં લોહનો મોટો ભાગ છે. ખાંડ કરતાં એમાં ઘણા ગુણો છે; તાડગોળ જો મળતો હોય તો વધુ સારું.'

'આજે તો બધાંમાં જ ખાંડ નાખવામાં આવે છે.'

'અને એટલે જ આટલા રોગો થયા છે ને ?'

'તો પછી સરકાર ખાંડનાં વધુ કારખાનાં કેમ કાઢે છે ?'

'સરકાર પ્રજાની છે. પ્રજા વધુ ખાંડ ખાવા લાગી છે માટે Demand અને Supply ના નિયમે આ કારખાનાં નીકળે છે. લોકો ખાંડ ખાય છે એ અજ્ઞાન છે. આપણી સરકાર પ્રજાની તંદુરસ્તી કરતાં અર્થશાસ્ત્રને વધુ મહત્વ આપી રહી છે એમ મને તો લાગે છે. મારું ચાલતું હોય તો હું પોલીશ ખાંડ ખાતા લોકોને બંધ કરું.

'સાંગલીના જેવો સુંદર ગોળ લોકોને ખાવા આપવો જોઈએ. આજે ગોળ પણ ક્યાં સારો મળે છે! ચાલો, હવે એ પંચાતમાં નહિ પડીએ.'

'ઠીક ત્યારે, આપનો આભાર માનું છું.'

'આભાર નહિ, આ બધું ક્રિયામાં ઉતારો અને શરદીથી મુક્ત થાઓ.'

★

પ્રા. ડૉ. ભાનુ પંડયા

## હું શું જાણું ?

દ્વિરેફ તું ને ફૂલડું હું બસ એટલુ જાણું.
સરવડાં શ્રાવણનાં ઝીલ્યાં ને
ધરતીનાં મેં ધાવ્યાં ધાવણ,
સાહ્યબા ! મારા અંતરખૂણે
મધના મઘમઘાટની થાપણ.
એટલે તારે ડંખ દેવાના !
સદાય મારે ડંખ સ્હેવાના !
મનમોજી ! તુજ ડંખના મારે કાળજે કાણાં,
તોયે સદાયે મીત લુંટાવીને ધન્યતા માણું–દ્વિરેફ૦
સીસમ કેરું લાકડું હું ને વિશ્વકર્મા તું ઘરાર,
ભાંગેલ દેહે, ભાગ્યને ઝોલે આવ્યું તારે દ્વાર.
સંઘેડો ને ચાયડી તારા હાથમાં, સાજન !
ઘાટ કોરે મુજ દેહનો કેવો, હું શું જાણું !
તારે હાથે કોરાવામાં મોટાઈ માણું–દ્વિરેફ૦
પ્રીતમ ! મલમલ શ્વેત હું છું
ને રંગારી તું કસબી પૂરો,
અંતરના તુજ અજબ રંગે
રંગાવા મારો દેહ અધીરો,
મેઘધનુષ્યના રંગ ભરે કે
થાબડે કાળા મેંશના ધાબાં
ઉરના મારા અંબર ઉપર છાપવા તારે કેવાં બીબાં!
હું શું જાણું,
હંસની પાંખશી શ્વેત કાયા
મારી એટલું જાણું–દ્વિરેફ૦

★

લીલા ટી. ધારપુરે

# ઠંડી મીઠી દરાખ

બાળમાનસનું અચ્છું નિરીક્ષણ કરનાર આ લેખનાં લેખિકા-બહેન ઊર્મિના વાચકોથી અજાણ્યા નથી જ. એવી જ બાળમાનસની એક નવી જ રજૂઆત કરતો આ સીધો સાદો પ્રસંગ દરેક વાચકને વાંચવો અને વિચારવો ગમશે જ......

'મમ્મી, પપ્પા આટલી બધી દરાખ લે છે.' ઉષાએ ઉલટભેર આવી કહ્યું. ને થાળી લઈ જતી ચમેલી સાથે તે બહાર દોડી ગઈ ને હું દોડી ગઈ પેલા પ્રસંગની પમરતી સુગંધ દોરી લઈ જાય ત્યાં—કો અજબ દુનિયામાં જ્યાં સમયનું મૃત્યુ થયું છે ને જીવે છે એક અનન્ત. તારસ્થળકાળના અંતર ત્યાં ભૂંસાઈ જાય છે! ભટકતો ભટકતો પેલો પ્રસંગ મારી સ્મૃતિ સાથે ભટકાઈ પડ્યો. જાણે તે અમર થવાનું અમૃત પીને જ ઊભો થયો હતો ને તેથી જ મધમધતા મોગરાના ફૂલ સમો તાજો તાજો લાગતો હતો, તે મારી સમક્ષ પથરાયો ને હું તેમાં ખોવાઈ ગઈ. છૂ...ઉ...છૂક...છૂક રેલગાડી ચાલી રહી છે. બહાર સંધ્યારજની ભેટે છે. તેમના સીંદુરી ને ભૂરા કાળાં વસ્ત્રો ફફડે છે. દૂર દૂર ક્ષિતિજ પાછળ સૂરજ હમણાં જ જઈ પડ્યો છે. દૂર દૂર પેલી બાજુ, ઊંચી ઊંચી નારીયેળી જ હારબંધ ઊભી છે. જાણે કોઈની પ્રતીક્ષા કરતી ન હોય! તેની પાછળ વાદળાંનાં વાદળી પડદો પવનમાં ફફડે છે ને નારીયેળીનાં છત્ર પવનથી ઝોલાં ખાય છે. ને છૂ ઉ ઉ છૂક છૂક ગાડી ચાલી જાય છે. છતાંયે તેવા ખડખડાટમાંયે શાંતતા જાણે ચારે કોર મંદ મંદ ગતિએ છે. બહારથી આવતા ઠંડા પવનની લહેર શાંતિની છોળોનો છંટકાવ અંગ પર કરે છે. ને ઠંડું ઠંડું લાગે છે, એટલામાં...

'ઠંડી મીઠી દરાખ ઠંડી મીઠી દરાખ લો.' બૂમો પાડતો દરાખવાળો ડબ્બામાં ચઢ્યો. ખરેખર તે લીલી દરાખની લૂમો આંખને ઠારતી હતી! એટલામાં તો પેલો દરાખવાળો અમારી પાસે આવી ઊભો રહ્યો.

'ઠંડી મીઠી દરાખ.'...બૂમો પાડી બધાને લલચાવતો હતો.

'મમ્મી લો ને દરાખ.' ઉષાએ લાડથી કહ્યું.

'અહં હમણાં નહિ.' મેં કહ્યું. ને બીજાં બાળકો સામે વારાફરતી જોયું. બધાં ઊંચા નીચાં થઈ રહ્યાં હતાં, મારો જવાબ સાંભળવા! વાત્સલ્ય ને શિસ્ત બે વચ્ચે મારા મનની રસ્સીખેંચ ચાલી. કડક શિસ્ત જીત્યું. હૃદયને મન કે ભાવના જે કહો તે પણ કશાકને કચડીને બળજબરીથી મેં જવાબ આપ્યો: 'ના હમણાં નહિ.' ને પેલા કચડાતા ભાવોએ આંખમાં આવી આધાર માટે 'એમની' સામે જોયું. તે ભાવોને આશા હતી ઇચ્છાયે હતી, કે ભલેને મેં 'ના' કહ્યું પણ તમે લઈ લો ને! પણ તે આશાયે મરી ગઈ. કારણ, પ્રશ્નાર્થ આંખોને જવાબ મળ્યો: 'ખરું છે. પછી લઈ લઈશું. નહિ તો આખો દિવસ દરેક ચીજ માગ્યા કરશે.' પપ્પાના શબ્દો સાંભળી બધાં જ શાંત થઈ બેસી ગયાં, ઉષા સિવાય. 'એમની' વાત મારી બુદ્ધિને ગમતી હતી પણ હૃદયને પસંદ ન હતી. ને ઘડી ઘડી આશા ડોકિયું કરતી હતી કે બાળકોને આખી લૂમ આપી દઉં ને પેટ ભરીને દ્રાક્ષ ખાતાં બાળકોને પેટ ભરીને જોઈ લઉં. પણ બાળકોને શિસ્ત શિખવાડવી હતી ને! આવાં કેટલાંયે કારણોની લાલબત્તી ધરીને બુદ્ધિ ઊભેલી જણાઈ!

બાળકોએ દ્રાક્ષ પરથી નજર ફેરવી, તેઓ એક પછી એક આવતા જતા સ્ટેશનો વાંચવા મંડી પડ્યાં. પણ પેલી ઉષા! બંધનને પીછાણતી નથી. ને મુક્ત વિહાર કરવાયોગ્ય શિશુ સમાન છે તેણે તો રઢ ચાલુ રાખી—

'મમ્મી, આપોને દરાખ.'

'અંહ પપ્પા લઈ આવશે ત્યારે મળશે.' મેં કહ્યું ને તેના પપ્પાએ પણ ના કહી. આખરે તેણે પેલા



દ્રાક્ષવાલા પાસે જે સીધી માગણી, કરી, 'આપો દરાખ.' પેલો દ્રાક્ષવાળો તો ખસતો જ ન હતો. પણ કોઈના તરફ ધ્યાન ન આપવાનું ડેરવી બીજી તરફ જોતો હું બેસી રહી. ત્યાં તો એક અવાજે મારું ધ્યાન ખેંચ્યું: 'લો ખાઓ, હા બેબી ખાઓ. ખુશ થાઓ.' સાંભળતાં મેં તે બાજુ જોયું તો સામે બેઠેલા માણસે કાગળમાં આખી લૂમ મૂકી દીધી હતી ને ઉષા સામે ધરી હતી. ઉષા અવાચક થઈ ગઈ. તેણે કાળી મોટી આંખો મારી તરફ ફેરવી. તે જાણે બોલતી હતી, 'આટલી બધી દરાખ! લઉં? ના લઉં? શું કરું?' જાણે મારી સંમતિ—સલાહ માગતી હતી! ને મેં, એટલે મારામાંની આંધળી શિસ્તે જવાબ આપ્યો 'નહિ બેબી, ના લેવાય.' બેબી મુંઝાઈ, થોડી ચીડાઈ. પેલો માણસ કરગરતો હતો. 'लेने दो बहन, बच्चा है न' ને દ્રાક્ષને બેબી સામે ધરી રાખી તેનેય લેવા માટે આજીજી કરવા લાગ્યો. આખરે પેલા માણસના વહાલથી રસબસતા શબ્દો ફરી ફરી સાંભળી નાની ઉષાને તેનામાં વિશ્વાસ બેઠો ને ટપ દઈ દ્રાક્ષનું અધખુલ્લું પડીકું લઈ લીધું. તે મેં જોયું. તે અધખુલ્લા પડીકામાંથી ડોકાતી દ્રાક્ષની ચળકતી કેટલીયે આંખો મને ઠપકો આપતી હતી! પેલો માણસ ઉષા સામે જોઈ સંતુષ્ટ હાસ્ય વેરતો હતો. ઉષા સંમતિ માટે જાણે પપ્પા સામે ગભરાઈને જોઈ રહી હતી. પપ્પાએ ડોક હલાવતા કહ્યું: 'ખાઓ બેટા કંઈ નહિ, લેવાય.' ને હું બોલતી હતી પેલા માણસને ઉદ્દેશીને 'ભાઈ, ટેવ પડી જાયને! ગાડીમાં દરેક ચીજ માગી હેરાન હેરાન કરી મૂકે.' અવાજ તળે સંતાડેલો ગુસ્સો પેલો અજાણ્યો માણસ પારખી ગયો હોવો જોઈએ. તરત જ તે કરગરીને હાથ જોડીને કહેવા મંડ્યો, 'माफ़ करना बहन गुस्सा मत करना.'

ને પાગલની માફક થોડી વારે તેણે ફરીથી પોતાનામાંથી થોડીક દ્રાક્ષ બેબીના નાનકડા હાથમાં મૂકી દીધી. તેના નાનકડા ગોરા હાથમાં લીલી દ્રાક્ષ કેવી નાચી રહી હતી! ને થોડી વારમાં તો તે નાના નાના ને પાતાળા ગુલાબી હોઠમાં ભીંસાઈ પણ ગઈ! પેલા પાગલ શા લાગતા માણસે એક બીજી લૂમ ખરીદી અને ઉષાના હાથમાં મૂકી દીધી— 'ખાઓ બેટા ખૂબ ખાઓ!' ને બેબી ડોકી હલાવી કાળી મોટી આંખોથી તેના તરફ ટગર ટગર જોઈ રહી. તે જાણે કહેતી હતી...'ભાઈ તમે બરાબર કર્યું છે. પણ પેલા બા બાપુજીની જરા બીક લાગે છે. દ્રાક્ષ ખાવાની કેવી મઝા પડે છે પણ પેલી બા જુઓ કેવા ડોળા કાઢે છે!'

દ્રાક્ષ, શિસ્ત બધું જ બાજુ પર મૂકી હું પેલા માણસના વર્તનનો વિચાર કરવા મંડી પડી હતી. ત્યાં તો મેં જોયું કે તેણે એમના કાન પાસે મોં લાવી કંઈક બોલવા માંડ્યું હતું. ગાડીના અવાજમાં હું શબ્દો ના પકડી શકી પણ તેના ભાવ જોઈ શકી!—તે મેં એમને કહ્યું આ ભાઈને કહોને કે લઈ બેબીને જાય. બહુ ગમે છે તે ખબર પડશે... થોડી વારે તેમણે કહ્યું: 'તે ભાઈ કહે છે કે હું લઈ જઈશ. બેબીને સારી રીતે પાળીશ પણ તમે બોલો છો ફક્ત, આપવાના નથી.' નિરાશાથી ભરેલું સત્ય તેણે કહી બતાવ્યું હતું. તે સામેની ત્રીજી બેન્ચ પર બેસીને બેઠો બેઠો તે બેબીને ભાવપૂર્ણ નેત્રે જોઈ રહ્યો હતો! વળી તેને દ્રાક્ષ ખાતી જોઈ હસતો હતો. થોડી વારે તે પાછો ઊભો થયો ને એમની પાછળ ઊભો રહી નીચો વળી કાન પાસે મોં લાવી કંઈક બોલવા મંડી પડ્યો....ને...ને અરે...આ શું? બોલતાં બોલતાં તેણે મુખ પરનો કાબુ ગુમાવ્યો હતો. જાણે માંડ બોલી શકતો હતો. મોં વાંકુચુંકુ થઈ જતું હતું...ને મારા મનમાં આછો વિચાર ચમકી ગયો, ગાંડો લાગે છે... ને...મને તેના શબ્દો થોડાક જ સંભળાયા, 'હમારે ભી બચ્ચે હૈ ન બેન'...'હૈ ન...બેન...' તે સાંભળે તેમ મેં બેબીને કહ્યું, 'જશે કે પેલા ભાઈને ત્યાં રહેવા? ખૂબ દ્રાક્ષ ખાવાની મળશે.'

ઉષાએ જોરથી ઇન્કાર કરતાં ચીડાઈને જવાબ આપ્યો: 'ના.' ને પેલા પરાયા માણસે હસીને બેબીને કહ્યું: 'નહીં બેબી, નહિ લઈ જાઉં' ને મારી પ્રત્યે

તેણે કહ્યું : 'બહન પરાયા અપના નહિ બનતા હૈ.' નિશ્વાસ નાખી બારી બહાર દૂર દૂર તેણે નજર નાખી જાણે કોઈ તેને જોઈતું હતું. કોઈને તે શોધતો હતો !...હવે તે તેની જગા પર બેઠો બેઠો ઉષાને પાછો નિરખી રહ્યો હતો...ગાડી થંભી હતી. પેલા માણસનું સ્થળકાળનું ભાન જાણે દટાઈ ગયું હતું... કોઈ બોલ્યું 'મહાલક્ષ્મી' ને પેલો ચમકીને બોલ્યો 'અરે મહાલક્ષ્મી ! આ ગયા !' કહેતાં બારી બહાર નજર નાખી. ડોક લંબાવીને ગરદન પરે ટૂંકાયેલા વાળના ગુંચળા સળવળ્યા. તે પર આસ્તેથી હાથ ફેરવતાં તે ઊઠયો. ને રેશમી ફફની ને લેંઘો પંખાના પવનમાં ફરફર્યાં. તે ઊંચાપાતળા દેહે લાંબી ફલાંગો ભરવા માંડી. કાળી ચંપલનો ટપ ટપ એવો અવાજ થયો ને ધૂની ઉતાવળી બેદરકાર ચાલે પગલાં આગળ દોડયાં...ને મારા આશ્ચર્ય વચ્ચે તે બેબી ઉષા પાસે થોભી ગયો. બેબીના માથા પર વહાલભર્યું ચુંબન કર્યું, ને તેમ કરતાં ઉષાના પપ્પા સામે જોઈ જ રહ્યો—હા તે આંખો ! તેના ભાવ ! તે કરુણતા કશુંક કહેતી હતી ! પણ શું ?...

બેબીને માથે ચુંબન ચોડી તે ઊતરી પડયો. તે સડસડાટ પૂલ પર ચઢી ગયો !...

સેન્ટ્રલ આવ્યું ને અમે ઊતર્યાં. સેન્ટ્રલના ઝગારામાં બાળકો તો કૂદતાં રમતાં પેલી દ્રાક્ષની લૂમમાંથી એકેક મોંમાં મૂકતાં હતાં. ને ઉષા સૌને આપતી હતી. ને મેં ઈતેજારીથી એમને પૂછ્યું, 'પેલો તમને પીધેલ પાગલ જેવો નહિ લાગ્યો ? તમારા કાન પાસે મોઢું મૂકી શું બકવાદ કરતો હતો ?'

'અરેરે, બિચારો દુઃખી લાગે છે. આપણી ઉષા જેવડી તેની છોકરી એક જ મહિના પહેલાં મરી ગઈ. તે યાદ આવી...તેથી...' ને આટલું સાંભળતાં જ નાનપણમાં વાંચેલી રવીન્દ્રનાથ ટાગોરની 'કાબુલીવાલા'ની વાત યાદ આવી. ને સાથે યાદ આવ્યા પેલાની 'એમના' પર ચોંટેલી આંખોના ભાવ. ને તે આંખો જાણે હવે કહેતી હતી : 'ભાઈ તમે પિતૃહૃદયને ઓળખો છો. પણ તેના દુઃખને નથી ઓળખતા. કારણ બેબી તમારી પાસે છે. ને મારી ઝુંટવાઈ ગઈ છે સદાને માટે—' ને તે, ભાવપૂર્ણ કરુણ નેત્રો નીચાં ઢાળી, ડબ્બા નીચે ઊતરી, દર્દ ઠાલવતો સડસડાટ ચાલ્યો જાય છે. ને અમે સેન્ટ્રલ સ્ટેશને ઊતર્યાં. ગુજરાત મેલમાં ચઢયાં. અમારે ગામ આવ્યાં. રોજના કાર્યક્રમ ચાલુ થયા. દિવસો પર દિવસો ને મહિના પછી મહિના ગયા...ને જાય છે. ને ઠંડી મીઠી દરાખેય બારણે વેચાવા આવે છે. કેટલીય વાર, ને કેટલીયે વાર ચમેલી, ઉષા ને તેના પપ્પા ઠંડી મીઠી દરાખ થાળીમાં નાખી ઘરમાં લાવે છે તે બધાની રકાબીમાં દ્રાક્ષ વહેંચાય છે ને તે રકાબીમાંની દ્રાક્ષ બોલી ઊઠે છે...'ખાઓ બેટા ખાઓ, ખુશ થાઓ.' ને મારી નજર સમક્ષ પેલાં દશ્યો પથરાય છે—જીવંત દશ્યો હાલતાં-ચાલતાં ને બોલતાં ! ને પેલો પ્રસંગ પેલાં દશ્યો !—પેલો દરાખવાળો—ઉષાની હઠ—પેલી દરાખની લૂમ—પેલો માણસ—તેના બોલ—તેની ચાલ—તેણે, ઉષાને માથે ચોઢેલું વહાલભર્યું ચુંબન—ને પેલી દર્દભરી આંખો ને તે સડસડાટ પૂલ પર ચઢી ગયો !!!...

★

પંચવર્ષીય યોજના હેઠળ નવો આકાર ધારણ કરી રહેલા ભારતના દર્શન માટેનો પ્રવાસશોખ વિદ્યાર્થીઓમાં, યુવાનોમાં અને કિસાનોનાં ખીલવા લાગ્યો છે એ હરખવા જેવી વાત છે. તેમાંયે આપણાં યુવક-યુવતીઓએ તો નૂતન ભારતનાં આ તીર્થોનો પ્રવાસ અભ્યાસના એક આવશ્યક અંગ તરીકે પણ કરવો જોઇએ. જેમ જેમ આવા પ્રવાસો યોજાશે, આવી પ્રવાસકથાઓ લખાશે, તેમ તેમ લોકો પણ દેશના નવનિર્માણની વાત વિગતથી જાણશે. કોઇપણ પ્રજાના જીવનમાંથી પ્રવાસનું સ્થાન ગૌણ બને છે ત્યારે પ્રજા લઘુગ્રંથિનો, સંકુચિતતાનો અને એકલપેટા માનસનો ભોગ બને છે.

—ઉછરંગરાય ઢેબર [ પીતાંબર પટેલકૃત 'નૂતન ભારતનાં તીરથ'ની પ્રસ્તાવનામાં ]



સેવકરામ

# ગ્રામ–જનતાનું માનસ

ગામડાંઓમાં સામાજિક સુધારાની જેટલી જરૂર છે તેટલી કર્યાંય નથી. અજ્ઞાનતા સાથે સાથે સામાજિક કુરૂઢિઓ ભરી પડી છે. ગ્રામ્ય માનસને અચ્છી રીતે રજૂ કરતા આ લેખમાળાના લેખક આ વખતે ગ્રામજનતાના માનસનો પરિચય કરાવે છે......

કોઈ એમ કહે કે અમે ગામડાને પામી ગયા છીએ તો હું તો ન માનું. માનવીના મનની પેઠે ગામડાના માનસને પામવું દોહ્યલું છે. એ લોકો કહે કંઈ, કરે કંઈ અને માને કંઈ. ગામડામાં ગરીબાઈ છે, અંધશ્રદ્ધા છે અને અજ્ઞાનતા છે એ વાત સૌ જાણે છે. પણ ગામડામાં ભારોભાર ઈર્ષા છે, સ્વાર્થ છે અને લોભીવૃત્તિ છે એનો ખ્યાલ ઘણાને નહિ આવે. આ અનિષ્ટ વૃત્તિના કારણે ગામમાં પક્ષો પડે છે. પરિણામે ગામનું લોકહિતનું કામ થતું નથી. ઈર્ષાને લીધે લોકો પોતાના ગામના, અરે કુટુંબી ભાઈની વિરુદ્ધ બોલવામાં પણ પાછું વાળીને જોતા નથી. સ્વાર્થ ખાતર તો ખોટી સાક્ષી પણ આપે. પૈસા મળે તો ગમે તે કરવા તૈયાર થાય. અને લોભીવૃત્તિ એવી કે મફતનું મળતું હોય તો માગ્યા જ કરે. કોઈ વાતે પરવા નહિ. ગામડાના આવા સંકુલ માનસને હું પામી શકયો નથી. જેમ કેટલાક વિચિત્ર પ્રકૃતિના માણસો સમજાતા નથી તેમ આવાં વિચિત્ર માનસનાં ગામડાં સમજાતાં નથી.

નહિ તો આઠે દિવસે છાશ ને રોટલો ખાનાર, કદી સારું કપડું ન પહેરનાર, પાઈ પાઈ માટે માથાકૂટ કરનાર ને પંચ્યે કષ્ટો વેઠનાર બારમા પાછળ બે અઢી હજાર શાનો ખર્ચી દે! એક બાજુ આવું આંધળું ખર્ચ કરનારા છે તો બીજી બાજુ પાઈએ ન કાઢે તેવા પણ છે. એથી તો કહું છું ને કે ગામડાનું માનસ અટપટું છે. પેલા નરસિંહ મહેતા કહી ગયા છે તેમ તે ગામડું જુજવાં રૂપે ભાસે છે. હું મારી રીતે ગામડાનું માનસ સમજાવવા પ્રયત્ન કરું છું. થોડાક દાખલાઓ આપું એટલે એ વાત વધુ વિશદ થાય.

એક ગામમાં ગયો. ગામમાં રામલીલા આવી હતી. ગામના છોકરાં ગેલમાં આવી ગયાં હતાં. હું લોકરંજનની અગત્ય ઓછી આંકતો નથી. શહેરમાં સિનેમા છે, નાટક છે, રેડિયો છે બીજાં પણ મનોરંજનનાં સાધનો છે. ગામડાં મોટે ભાગે અભણ છે એટલે વાચનમાંથી પણ રસ કે આનંદ અનુભવી શકે તેમ નથી. એટલે તેને માટે ભવાઈ કે રામલીલા કે નાટક આવશ્યક છે. પણ મેં જોયું કે રામલીલાવાળા પણ મનોરંજન આપવાને બદલે ગામડાના લોકોમા રહેલી ધર્મ પ્રત્યેની અંધશ્રદ્ધાનો લાભ લે છે. ધર્મના નામે, દેવદેવીઓના નામે લોકો પાસે પૈસા પડાવે છે. જાણે સૌ પોતપોતાની રીતે ગામડાને ચૂસે છે. અને ગામડાને ચૂસી શકાય તે માટે કેટલાક શાહુકારો, આવી રામલીલાવાળાઓ અને બ્રાહ્મણો ગ્રામજનતાને અજ્ઞાનતાના અંધકારમાં જ રાખે છે. તેમના ખેલ અને પ્રચાર પણ પેલી અંધશ્રદ્ધાને પુષ્ટ કરે એવો હોય છે.

તે રાતના પાંડવ વનવાસનો ખેલ હતો. હું જે ભાઈ ને ત્યાં ઊતર્યો હતો તે કહે,

'સેવકરામ! આવ્યા છો તો ચાલોને ગામ વચ્ચે. રામલીલા રમે છે. ઠીક રહેશે...'

અમે ગામ વચ્ચે ગયા. ગામના ચોકમાં પડદા લાગ્યા હતા. પેટ્રોમેકસની બત્તી બળતી હતી. છોકરાં શોરબકોર કરતાં હતાં. સ્ત્રીઓ એક બાજુ ઘૂમટા ખેંચીને બેઠી હતી. મોટેરા છૂટાછવાયા ટોળટપ્પાં કરતા બેઠા હતા. કેટલાક હોકો પીતા પીતા ખાટલામાં અને ગાદી પર બેઠા હતા. આવું મફતનું, વગર ફીનું નાટક આવે પછી કોણ બાકી રહે!

નાટક શરૂ થયું. વિદૂષક આવ્યો. જ્યાં સુધી લાડુનું નિમંત્રણ ન મળે ત્યાં સુધી ખેલ કેમ આગળ ચાલે! વિદૂષકે એકવાર તો 'લચપચતા નવ લાડુ'નું રસદાર વર્ણન કર્યું. તે દિવસે લાડુ જમાડ-



નારની અશ્વરિત કરી. તેમના નામની જય બોલાવી. પછી આવતી કાલના નિમંત્રણ માટેની ટહેલ નાખી. કોઈ નિમંત્રણ આપતું નહોતું. એટલે તેણે બ્રાહ્મણના નામે અપીલ કરી.

'આ તો ધર્મનું કામ છે. બ્રાહ્મણના દીકરા તમારા ઘેર જમવા આવે છે. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે બ્રાહ્મણને જમાડયા સમું એકે પુણ્ય નથી. તમારા ગામમાં બ્રાહ્મણ આવ્યા છે. તેને ગામ નહિ જમાડે!'

'આ ગામ તો પુણ્યશાળી છે. ગામમાં પુણ્યશાળી માણસો વસે છે. ગામમાં બ્રાહ્મણને ભોજન ન મળે એવું બને ખરું!'

અને 'લચપચતા નવ લાડુ'નું નિમંત્રણ મળ્યું ત્યારે જ ખેલ શરૂ થયો. રામલીલાવાળા મોટે ભાગે મહાભારત કે લોકકથાઓના પ્રસંગોનું નાટક રજૂ કરે છે. ગામડાના લોકો સમજે એવી તેની રજૂઆત પણ હોય છે. આવી મંડળી ગામનો કસ જોઈ, ત્રણ ચાર કે સાત દિવસ રહે છે અને પછી બીજે ગામ જાય છે. કોઈ કોઈ ગામમાંથી તો હજાર પંદરસો જેવી રકમ લઈ જાય છે. તે રાતના પાંડવો જુગટું રમે છે એ કામ પૂરું થયું. દુર્યોધન દ્રૌપદીને દરબારમાં બોલાવી મંગાવે છે અને નવસ્ત્રી કરવા તેનાં ચીર ખેંચવા તૈયાર થાય છે. ભગવાન શ્રીકૃષ્ણ ગરુડે ચડી આવી પહોંચે છે અને ચીર પૂરે છે. આ ચીર પૂરવાનો પ્રસંગ આવ્યો એટલે ખેલનો વિરામ પડ્યો. વિરામ એટલે પડદો પડ્યો એમ નહિ. દ્રૌપદીને વચ્ચે ખુરશીમાં બેસાડી કંપનીનો માલિક બહાર આવી દ્રૌપદીનાં ચીર પૂરવાની અપીલ કરવા લાગ્યો.

'ભગવાન શ્રીકૃષ્ણે સતી દ્રૌપદીનાં ચીર પૂર્યાં હતાં. ચીર પૂરવા સમું એકે પુણ્ય નથી. આ તો સતીની લાજ લેવાય છે. ભગવાનનો આદેશ છે કે સતીની રક્ષા કરવી. તમારા ગામમાં સતીનાં ચીર ખેંચાય અને તમે બેસી રહેશો! મારી બેનોને મારી વિનંતી છે કે સતીને ચીર ચડાવે. મોટા ઘરની દીકરીઓ એક એક સાડલો આપે.

'વસ્ત્રદાન કરો. અન્નદાન પછી વસ્ત્રદાન આવે છે. પાછું આ તો સતીને વસ્ત્ર આપવાનું છે. અહીં એક આપશે તેને પ્રભુ અનેકગણું આપશે. દ્રૌપદીએ ભગવાન શ્રીકૃષ્ણને સાડીનો ચીરો કરી પાટો બાંધ્યો હતો. એ પાટાના જેટલા તાંતણા હતા તેટલાં ચીર ભગવાને પૂર્યાં. તમને પણ ભગવાન ઉપર તેનો બદલો આપશે. તો આવું દાન કરવાની તક જતી કરશો નહિ.

'જેમનો બાપ પુણ્યશાળી હશે તેની દીકરી પુણ્ય કર્યા વગર નહિ રહે. કુળવાન ઘર કદી છૂપું રહેતું નથી.' અને લોકોને પાનો ચડાવવા તે કવિતા બોલવા લાગ્યો:

'સૂરજ છૂપે નહિ બાદલ છાયો,
દાતા છૂપે નહિ ધરમ આયો...

'આ તો ધરમનો પ્રસંગ છે. સતી દ્રૌપદીને એક એક ચીર આપો એટલે ખેલ શરૂ કરીએ.

'સાસુઓ વહુને ઊભી કરે અને સતીને સાડલો ચડાવે.' પછી તો એક બે વહુઓ ઊભી થઈ. દ્રૌપદીના માથા પર સાડલો મૂક્યો. બીજીએ મૂક્યો, તેને જોઈ ત્રીજીએ મૂક્યો...અને પછી તો દેખાદેખાથી જેમનું મન ઢચુપચુ થતું હતું તેવી વહુઓ પણ ઊભી થઈ. કેટલીક તો ઘેર ગઈ. કોરો, નવો નક્કોર સાડલો લઈ આવી. જોતજોતામાં ત્યાં પંદર વીસ નવી સાડીઓ આવી પહોંચી. એ તો વળી ગામના સરપંચે કહ્યું,

'હવે રહેવા દો અને ખેલ ચાલવા દો. એ તો ગામ તેના ગજા પ્રમાણે આપશે.'

અને ખેલ ચાલુ થયો.

આ કર્યા એક દિવસનું હતું. રોજ આરતી વખતે હરીફાઈ થતી. નૃત્ય વખતે વળી 'કર'ની રમત ચાલતી. ગમે તે પ્રકારે પૈસા પડાવવાની તરકીબો રમાતી. ગામડાના આ લોકોને પણ શું કહેવું! એમના ઘરની સ્ત્રીઓને એકે સાજું કપડું નહિ હોય. પગમાં પાવલાં પણ નહિ હોય. પાણી ખેંચવાની વરેડી પણ સાજી નહિ હોય. તેનાં ખેતીનાં આવલાં



પણ બરાબર નહિ હોય. છતાં તે એને માટે પાઈ નહિ ખર્ચે. છોકરાંની કેળવણી પાછળ પાઈએ નહિ ખર્ચે. એ લોકો આ રીતે ધર્મના નામે પૈસા ખર્ચે છે. બ્રાહ્મણો વહીવંચા, ભવાયા અને બીજા તક મળે ગામડાને લૂંટે છે. એ સાડીઓની કિંમત સરેરાશ દસની ગણીએ તો યે દોઢસો બસો રૂપિયા તો તે વખતે જ ગામે ખર્ચી નાખ્યા. ગામડાના લોકોને કોણ સમજાવે કે સમજપૂર્વક ખર્ચ કરો. આવક પ્રમાણે વર્ષનું બજેટ બનાવો. જરૂર હોય ત્યાં ખર્ચો. અંધશ્રદ્ધા કે અજ્ઞાનતા કે મોટાઈના મોભાં હવે ખર્ચ ન કરો. મને લાગે છે કે ગામેગામ આ પ્રચાર કરવા જેવો છે.

આવું કામ કરવા વિદ્યાર્થીઓની એક ટુકડી અમારા ગામ બાજુ આવી હતી. બાજુના તાલુકાની શાળાના એ વિદ્યાર્થીઓ હતા. પંદરેકની સંખ્યા હશે. એ લોકો સવારે ગ્રામસફાઈનું કામ કરતા. મેં એક ગામમાં તેમના કામનું નિરીક્ષણ કર્યું. સફાઈનું કામ તો એ લોકો દિલ દઈને કરતા હતા. ઓઘરા લઈને રસ્તા વાળવા મંડી પડ્યા હતા. શરૂમાં તો ગામલોકો સમજ્યા કે આ તો સરકારે ટુકડી મોકલી છે. મેં લોકોને સાચી સમજ પાડી કે શાળાના વિદ્યાર્થીઓ છે. રજાઓમાં ગામડામાં સામાજિક સુધારાના પ્રચાર માટે નીકળ્યા છે. એ લોકો ગ્રામસફાઈ કરે અને તમે જોયા કરો તે ઠીક કહેવાય! તમારું ગામ તો તમારે સાફ કરવું જોઈએ. મેં ઘણુંયે કહ્યું પણ ગામમાંથી કોઈ સફાઈકામમાં ન નીકળ્યા. હા, ગામના ગુજરાતી શાળાના શિક્ષકભાઈ ઉત્સાહી હતા. તેમણે વિદ્યાર્થીઓને છૂટા મૂકયા અને સફાઈકામને વેગ મળ્યો.

ગામડામાં મેં જોયું છે કે લોકો આમ તો કાળી મજૂરી કરે છે. શરીરશ્રમમાંથી ડરતા નથી. પણ સમુહગત શ્રમ નહિ કરે. ગામહિતના કાર્યમાં હાથ નહિ લંબાવે. જનહિત માટે પણ મનુષ્યે શ્રમદાન કરવું જોઈએ. એ ભાવના હજુ ખીલવવાની જરૂર છે. ગામની સફાઈ ગામ ન કરે તો કોણ કરે! ગામલોકોને એ વાત સમજાવું તો કહે.

'સેવકરામ! તમે સફાઈ સફાઈની વાત કરો છો તો પછી ગ્રામપંચાયત શું કરશે! ગામના ભંગિયાને શું કરવા રાખ્યા છે!'

અને ગામલોકો ગ્રામપંચાયત પર અને સરપંચ પર ભાર નાખવા લાગ્યા. કોઈને એ કામ પોતાનું ન લાગ્યું. બહારગામના વિદ્યાર્થીઓને કચરો ઉપાડતા જોઈને પણ તેમને એમ ન થયું કે આપણે હાથ લંબાવવો જોઈએ.

એ ગામમાં અંગ્રેજી ભણનારા ત્રણ–ચાર વિદ્યાર્થીઓ હતા. તે પણ ઊજળાં કપડાં પહેરી, રૂપાળા વાળ ઓળી ટાપટીપ કરી ઊભા હતા. મેં તેમને કહ્યું, 'તમે તો આ લોકોને મદદ કરો. તમારા જેવા વિદ્યાર્થીઓ સફાઈ કરે અને તમે સૌની પેઠે તમાશો જોયા કરો એ ઠીક કહેવાય?'

પણ એ લોકોયે ગલ્લાં તલ્લાં કરીને સરકી ગયા. મેં જોયું કે એ વિદ્યાર્થીઓ પોતાના ગામમાં શ્રમ કરતાં શરમાતા હતા. તેમાંના એક જણાએ તો કહ્યું: 'સેવકરામ! હું આવતી કાલથી એ ટુકડીમાં જોડાવાનો છું. ત્યાં બધું કામ કરીશ. પણ ગામમાં તો મને ન ફાવે. મારા બાપા પણ ના પાડે છે.'

ભણેલાથી શ્રમ ન થાય એવી હવા ફેલાઈ છે. પરિણામે આજે તો ખુદ અભણ પણ એમ માનતા થઈ ગયા છે કે આ તો ભણેલાથી ન થાય. વિદ્યાર્થીઓ શ્રમ શિબિરમાં જોડાય છે, રસ્તા બાંધવાનું કામ કરે છે એ હરખાવા જેવી વાત છે. પણ તેમનામાં શ્રમનું ગૌરવ વસ્યું હોય કે શ્રમ પ્રત્યેની સૂગ નીકળી ગઈ હોય એવું તો દેખાતું નથી. નહિ તો શ્રમશિબિરમાંથી છૂટા પડી માદરે વતન જનાર વિદ્યાર્થી સ્ટેશન પર મજૂર ન શોધે! તેમ ઘેર જ્યારે મા–બાપ, ભાઈ બહેન બધાં શ્રમ કરતાં હોય ત્યારે તે એનો મૂંગો પ્રેક્ષક ન બની રહે!

જવા દો એ વાત, હું તો પેલા લોકશિક્ષણની વાત

કરતો હતો. એ વિદ્યાર્થીઓએ રાતના નાટિકાઓ ભજવી. ગામ જોવા એકઠું થયું હતું. 'ભાષણ કરવાના હો તો કોઈ ન આવે. આવું નાટકચેટક હોય તો સૌ ખેંચાઈ આવે. વિદ્યાર્થીઓ પણ ખરા હતા. ગામમાંથી પાટો ખેંચી લાવી નાનકડો રંગમંચ કર્યો. મોદ અને ચાદરો માગી લાવી પડદા બનાવ્યા. એ બાજુ પેટ્રોમેક્સ ભરાવી પ્રકાશ કર્યો અને નાટક શરૂ કર્યું. જે વાત મારા જેવો ભાષણમાં કહે છે એ વાત એ વિદ્યાર્થીઓ નાટિકા દ્વારા કહેતા હતા. તેમાં સામાજિક કુરિવાજો અને તેનાથી થતી પાયમાલીની વાત સાદી સરળ બાનીમાં પણ અસરકારક રીતે કહેવાઈ હતી. લોકોના મન પર તેની સારી અસર થતી હતી.

ગામના આગેવાનો શરૂમાં તો એમ માનતા હતા કે આ ટુકડી શાળાનો ફંડ ફાળો કરવા નીકળી છે. એટલે કેટલાક તો નજીક આવતા નહોતા. આ પણ વિચિત્રતા છે ને! રામલીલાને ગામ ચારસો પાંચસો કરી આપે. એમાંય વિદ્યાદાનની વાત આવે ત્યારે મોં ફેરવી દે. આ તો તેમની બાજુના જ વિદ્યાર્થીઓ હતા. તેમણે તો ઘરદીઠ વારા પદ્ધતિ પ્રમાણે જમવાનું રાખ્યું હતું. બાકી જો કે એ લોકોને જમાડવાનો પ્રશ્ન ઊભો થયો હોત તો ગામમાંથી કોઈ આગળ ન આવત. આવું છે ગામડાનું માનસ.

ગામલોકો હોંશે હોંશે એ નાટિકાઓ જોતા હતા. વિદ્યાર્થીઓએ કહ્યું: 'સેવકરામ! અચાનક તમારી હાજરીનો લાભ મળ્યો છે તો તમે બે શબ્દો બોલો.' હું શું બોલું! મારા ભાષણ કરતાં તો વધુ અસરકારક ભાષામાં આ વિદ્યાર્થીઓ વાત કરી રહ્યા હતા. તો યે સૌના આગ્રહથી મેં ગ્રામજનતાને કહ્યું.

'કુરિવાજોથી તમે સૌ અંદરથી થાકી ગયા છો. ખોટા ખર્ચો કરી દેવાદાર બન્યા છો તો એકવાર સમસ્ત ગામ મળી ઠરાવ કરો કે આટલું તો અમે નહિ કરીએ. આખું ગામ ઠરાવ કરે પછી ક્યાં કોઈને કંઈ કહેવાનું કે ટોકવાનું રહે.'

મેં ઘણુંયે સમજાવ્યા પણ ગામ ઠરાવ કરવા તૈયાર ન થયું. લોકો એકની એક દલીલ વારંવાર કરે છે: 'સેવકરામ! તમે વાત કરો છો એ તો બરાબર છે. તમે તો અમારા ભલા માટે આટલું કહો છો. પણ ભઈસા'બ અમારી એમાંનું કાંઈ નાં થાય.'

અને કોઈક આગેવાન તો કહે છે:

'સેવકરામ! આ તો મૂરખ વસ્તી કહેવાય! તે એમ નહિ માને. ડફણાં ખાશે ત્યારે સીધી થશે. એ થાકીને રહેશે. તમે જોયા કરો...બધાં યે ગળા સુધી આવી ગયાં છે.'

પણ પાયમાલ થઈ ગયા પછી બંધ કરવાનું હોય તો શું કરવાનું! માણસને ઈશ્વરે બુદ્ધિ આપી છે. તો તેણે તેનો ઉપયોગ કરવો કે નહિ? બુદ્ધિથી કંઈ વિચારવું કે નહિ! સમજપૂર્વક શા માટે ખોટા ખર્ચો બંધ ન કરવા?

મેં જોયું છે કે ગામડામાં આચરણનું બળ નથી. સુધારો, નવો વિચાર અપનાવવાની તાકાત નથી. જૂને ચીલે તે સમાજ ચાલે જાય છે. આઝાદી આવ્યે દસ વર્ષ થયાં. પણ ગામડાની શિકલ બદલાઈ નથી તેનું કારણ પણ આ જ છે. ગામડાનું આ માનસ જોઈ મારી એ માન્યતા દૃઢ થતી જાય છે કે ગામડાંને બેઠાં કરવા વધુ વેગથી સામુહિક પ્રયત્નો થવા જોઈએ. સૌએ ઉલટથી તેને માટે કામ કરવું જોઈએ. વિદ્યાર્થીઓએ, યુવાનોએ અને સામાજિક કાર્યકરોએ આ કામને વધુ અગત્ય આપવી જોઈએ. આ કાર્યને દેશની નવરચનાનું કામ સમજવું જોઈએ.

ગામડાનું માનસ બતાવતાં બીજાં દૃષ્ટાંતો આવતા હપ્તામાં વિગતથી જણાવીશ.



ગાંધીજીના જીવનનો રાજકારણ સાથે સંબંધ રહ્યો તેથી ઘણા એમ માની બેઠા છે કે ગાંધીજી રાજકીય જીવ હતા એ વાત તદ્દન ખોટી છે.

— વિનોબા ભાવે. [ કાલડી સંમેલનમાં ]

ચંદ્રવદન ચી. મહેતા

# કોડિયાં—જૂનાં ને નવાં

વિવેચન-લેખ પણ વાંચવો ગમે તેવી રસળતી શૈલીમાં લખાય ત્યારે તેના લેખકની કલમની સિદ્ધિ ગણાય. આ લેખના લેખકની રસળતી કલમ ગુજરાતમાં જાણીતી છે જ, એટલે જ ઊર્મિ માટે ખાસ લખાયેલો આ લેખ દરેકને ગમશે......

કોકે કહ્યું કે કોડિયાંની નવી આવૃત્તિ* બહાર પડી છે. કોડિયાં, અને, ઘણાં વર્ષો પહેલાં કૃષ્ણલાલ ઓળખાતાં શ્રીધરાણી નામે, એમનો એ કાવ્ય-સંગ્રહ હતો, શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી ભાવનગરના, હાં દક્ષિણામૂર્તિવાળા, હાં એકાએક અમેરિકા ઊપડી ગયેલા તે —અને એ વખતે અમેરિકા ઉપડેલા એ.

મહાભારત કે રામાયણમાંની વાતો ખોટી નથી. બાર બાર વર્ષના વનવાસ વેઠનારા હતા, હવેયે બાર બાર વર્ષના વનવાસ મ્હાલનારા છે. અને અસલમાં પણ વનવાસમાં એટલે કે જંગલમાં મંગળ કરનારા ક્યાં નહોતા, એને તે શું કહીએ કે વનવાસ વેઠ્યો? અર્જુન, ભીમ, ઘટોત્કચ—ગુરુનું ઘર છોડી શુક્રને ત્યાં વિદ્યાભ્યાસ કરવા આવ્યો કચ, તો એણેયે દેવયાની શોધી, તરસ્યા ઝરણા અને ફૂલવરસ્યા ઉપવનોમાં નીતર્યાં શિલાઆસનો ઉપર મનોરમ હૃદયસંવેદનો મૌનમાં, અંતરમાં, આસપાસના વાતાવરણમાં અને આખરે વાણીમાં અને છેવટે વર્તનમાં પણ મ્હાણ્યા—બરાબર મ્હાણ્યા—અને મ્હાણતાં આનંદે અનુભવ્યો, અને ઉદ્વેગ; આવેશ; વિરહવ્યથા; વિવાદ વિશાદ પણ અનુભવ્યા. જુઓ પાનું ૩૩ :—

પરભાષામાં મળ્યાં ચુંબનો
પરભાષામાં લીધી બાથ.

નસીબદાર—એવા વનવાસ સૌ કોઈને મળતા રહો.

પરંતુ વધારે નસીબદાર તો સાત સમુંદર ઓળંગી કેડી મળી—અને તે પાછી જેવી તેવી કેડી નહીં, કવિતાની કેડી પારખી, અને ત્યાં સુભગ સંજોગે ઊખડ્યો આભો આખરે ઘર ઊગીને આભે પહોંચ્યો.

નથી સમજાતું? ૧૬–૮–૪૮ને દિવસે લખેલી એ ધરજાત્રા મથાળિયાવાળી કવિતા વાંચો, બધું સમજાશે. પણ રખે વાંચતા. એમાં પેલા ભારી, આજે શીખવા અઘરા પડે છે એવા અગડં બગડં પૃથ્વી પટોળીઆ શબ્દ-છંદો નથી. અક્ષરમેળ છંદ છે, એટલે વાંચતાં જ ગળામાંનો જાણીતો ઢાળ ટટાર થઈ જશે, ક્યાંક નોંધ નાદ જોવા નહીં પડે અને સહજમાં સાત સમુંદર ઓળંગી જશો. અને લીટીઓ પછી ગળામાં રણકવા લાગશે, અને એ મગજમાં ઘુમરાવા માંડશે, અને મનમાં થાશે કે લાવ કાગળ કલમ, આછાં અધૂરા મારા પણ આવા આંબલિયાના રોપા, આંહી રોપું ત્યાંહી રોપું, અને આલેખી ઉગાડી દઉં.

આંબો વડલાની યાદ આપે છે, ખરું. પણ એમ તો તમે યાદ સંકોરવા જશો તો પાર જ નહીં આવે, પરંતુ એ સંકોરણ સારુ છે—રૂપેરાણી જડશે, એમાં શેત્રતીના ઢગો કરી પાથરેલાં પલંગો, એ ઉપર મંજરી મ્હોરભીના ઝળૂંબતા તરંગો—પલંગ અને તરંગનો કેટલો અણધાર્યો પ્રાસ અને છતાં ઘણા ઘણા તરંગો પલંગો ઉપર ઉપજે ઉપસે પણ છે, ઘડાય કચડાય પણ છે, પછે કુકડો બોલતો સંભળાશે જાણે સૂરજનો છડીદાર—વિવેચકો એને શું તો ઉપમા કહેશે નહીં? પછે પંખીગણો પ્રાતઃકાળની ઉપાસના કરશે, આપણી પાસે પણ ફરી સાતે સાગર પરે કેલિ કરાવતા અખિલ બ્રહ્માંડના પ્રથમ સર્જનદિને, શારદાની વીણાના શબ્દ સધાવશે, નરસિંહના પરમ પરભાતીયાના સ્મરણ સંકોરશે.

નાનપણનો એ કવિ આંબો છોડતો નથી. રોમાંચક તો જન્મથી છે, રોમાન્સ રમણભ્રમણામાં ભમતો રમ્ય કલ્પનાને રમાડતો રસે રસળાવતો હજી તો પ્રભાત પાક્યું નથી ત્યાં તો દીઠી અને દેખાડી આંબાની પ્રેમકચારી જેવી ગોધણ ધણીની ભથવારી. અરે વાહ,

*કોડિયાં : લે. કૃષ્ણલાલ શ્રીધરાણી પ્ર. વોરા એન્ડ કંપની, મુંબઈ, ૨. ચાર રૂપિયા.

સેંથડે સિંદૂર છે, નયને પ્રેમના આંજણ છે. ભાલે સ્નેહની સિતારી છે, ફૂલડાંની પથારી પાથરનારી છે, વા'લમને છોગલે ગુંથે ચંબેલડી, રળિયામણું મુખ જોઈ હૈયામાં ફુવારી ઉડાવનારી છે, વાહરે ભથવારી, તારા ગીતમાં મોરના ટહુકાર છે.

એ ગીત એકવાર સોરઠી કંઠે સાંભળેલું, સદીના ત્રીજા દાયકામાં, બુલંદી અવાજે, આજના માઈક્રોફોનીઆ માઈકાંગલા સાદે નહીં, અને ચન્દ્રવદને ગીત અને ગાનારીને એણે ભજવેલા રમકડાની દુકાનમાં ઠેસવી દીધેલું, આજે પાંચમાં દાયકામાં ગાનારી શેઠાણી થઈ અમદાવાદમાં બેઠી છે, એની દીકરીયું એ હલકે આ ગીત ગાશે કે નહીં કોણ જાણે, પણ ભારેનું માદક આહ્‌લાદક, અનહદ આનંદદાયક એ ગીત છે. વાંચતા નહીં, ઢાળ બેસે તો ગણગણજો. અને બરાબર ગણગણશો તો હંસો ગાન કરવા આવશે. દરિયાના બેટથી ઊડયા—કયાં જાવા ? હિમાળા ડુંગર જાવા જી રે. પાછા ત્યાં 'સાત સમન્દર' તો ખરા જ, માનસ સરમાં ન્હાવા જી રે : જો ત્યાં ન્હાયા તો સન્ધ્યા આવીને પૂરશે કોડિયાં. આભ અટારી શણગારશે. વ્યોમને પેલે પાર જઈ પહોંચ્યા જાણો, વિભાવરી શરમાતી શરમાતી માથે અંબર ગરબો મેલી રાસ રમતી આવશે, તારાઓ પાસે સંગાથે ગીત ગવડાવશે.

અને પછી તો ગીત જ ગીત—વાદળના મહેલમાં બાર બાર બાળકી, દરિયાના બેટમાં બેઠી નીંદરડી, કેતકીનું ગીત, ગુંજનનું ગીત, પદ્મિનીનું ગીત આભના બુરજમાં રૂપવેલ વીજળી—ગીતધારાની પરંપરા—સપનાના વાણાતાણા જેવી સૃષ્ટિમાં મ્હાલતાં મ્હાલતાં, એ ઉંમર એ ખ્યાલાત, એ તરંગમાળા, ત્યાં કોણ મળે ?—મળી બ્હેન.

> કોઈ પ્રકાશ ઊગ્યો અને ભેગા થયાં.
> બેઉ અંતર, અંતરમાં મળી ગયાં,
> બેઉ ઉરગુંજન બેઉને ગમી ગયાં,
> બેઉ આંખડીમાં આપણે રમી ગયાં.

અરેરે, બ્હેન ! કોઈ અંધાર ઊગ્યા, અને બ્હેન ! ઉર તૂટી પડયા, જુદા થયા,

> દૂર ભાગી ગયાં, ન ફરી મળ્યાં
> બેઉ જીવ્યાં, ને સોણલાં રહી ગયાં.

અરે, આ મેં શું કર્યું ? કવિતા લખવા બેઠો ? ના 'બ્હેનને' ગીતમાંથી લીટીઓની લીટી ઉતારવા મંડયો: અનંતની પંખિણી જેવું એ ગીત !

એ તરંગ લોલકનો ઊર્મિકાળ એ સમયનાં ગીત, જૂના જૂના તોયે આજે સંજીવની જેવાં લાગે છે. ભલભલાના બાલ્યકાળનાં સંસ્મરણો સંકોરે એવી તાકાતવાળાં લાગે છે. જીવનની વીશી પચ્ચીશીના ઉગમણાના કાવ્યલલકાર—કલ્પનાઝોલે ચઢે, રમણે ચઢે, વિરાટના હિંડોલાને હચમચાવવા મસ્તી કરે એવે વખતે આ કવિએ નાટક લખવા કલમ ઝાલી, પણ કાવ્યનો વિભાગ તે નાટક. એમ નાના વિસ્તારમાં કલમને ઠરવા દેવી નહોતી, એથી શારદાએ નાટકમાગે કવિતા ઉતરાવી, નાટકને કાવ્યના વિસ્તારમાંથી સાંકળવા ન દીધું. સંકળાવા ન દીધું, ખરેખર મા શારદાની કેટલી બધી કૃપા ! પોતાના અંગત હોય તેના જ ઉપર આવી મમતા દાખવે ને ?

વળી એ રોમાંચક રમણીય રમમાણ રમ્ય કાલ તો ચાલ્યો ગયો, કવિ પણ અલોપ થઈ ગયો, પણ એ ભુલાયલો કવિ પાછો આવ્યો ત્યારે પણ કવિતાની તાજગી તો એવી ને એવી જ છે, ઠરી છે, ઠામ પડી છે, ઓર ઠસ્સાથી વધી ઠરી છે. એટલે પહેલી આવૃત્તિના કેટલાક વાંચેલા, કેટલાક મ્હાણેલા દરેક કાવ્યગીતોને આપણે નહીં ચકાસીએ. ચકાસવાનું હજી શું બાકી હતું જે, આજે ત્રણ દાયકા પછી પણ એટલી જ હોંસથી વાંચવાં ગમે છે, એ જ ચકાસણી માટે પુરતી આંકણી નથી ?

તોયે એક આછી નજર કરી જઈએ. વસ્તુ, અને રજૂઆત, અને એ બંને મળીને રસ ઉત્તેજન કરવાની શક્તિ, આ ત્રણેના સુમેળ સાધનારી કલા અલબત્ત, પ્લેટોના જાણીતા સિદ્ધાંત પ્રમાણે જોઈએ તો વસ્તુ હૃદયંગમ ને વૈવિધ્યવાળી પણ છે. કેવળ કિશોરાવસ્થાની રમણીય મુંઝવણ ઉત્પન્ન કરનારી છે,



એ તો છે જ, પણ કેટલી નિર્દોષ અને ક્યાંક ઉદાત્ત છે—કેટલી મનોરમ અને મુલાયમ છે. પણ તે ઉપરાંત વ્યવસાયી અને વ્યવહારુ દુનીઆના વિષયોથી અધૂરી નથી.

કંગાલ ઉપર પણ કાવ્ય છે. એની કટારી જીરવી કવિને હાસ્યથી રડવું છે. યુગને વણનારા વણકર પર પણ અને જુગજાણીતા વલ્લભીપુર ઉપર પણ કાવ્ય છે. વાંચજો. મજા આવશે. કવિએ કવિ ઉપર પણ લખ્યું છે.—બધું બાળજો કહે છે સિકંદર, કવિના ઘરને આગ ન લગાડશો. અને એક આંસુ, અને પશ્ચાત્તાપ શરૂ થયો. પરંતુ હૃદયમાં રણકી જઈ, સંવેદના શરૂ કરાવશે એ તો વાંચો આ લીટીઓ :—

> કો'ના લાડકવાયા કાજે આંસુના વરસાદ
> આંખ આંખમાં આગ ભભુકી ભારે અનહદ નાદ.

મેઘાણી વિશે, નહીં ? પણ પછી તો

> મરે જો બાપુ તો કોણ, માનવી જગ જીવશે ?
> જીવશે સત્યનો સાધુ, કોણ આ જગથી જશે ?
> સૂર્ય, ચંદ્ર, ગ્રહો, તારા વધુ તેજસ્વી તો થશે !

એ તો ગાંધીજી માટેની તલસ્પર્શી લીટીઓ છે જ, પણ એ કાવ્યમાં કવિતાદેવીએ પોતાનાં પોત પ્રકાશ્યાં છે તે આમાં :

> લજ્જા સમી મંગલ કામનામાં,
> સન્ધ્યા-ઉષામાં તુજ લોહી સ્ફુરશે,
> કારુણ્યના મૌન મળી હવામાં
> આકાશથી આંસુ થઈ ખરી જશે.

આખા કાવ્યમાં ભાવ, ભાવના, શોક કારુણિકા, રુદન વિષાદ બધું નિરાશાપ્રેરક નિરુત્સાહી બનાવનાર નથી, વાચકને શ્લોકો અત્યંત આશ્વાસનજનક બને છે. ઉદાત્ત બનાવે છે, સામર્થ્ય અને બળ આપે છે, ઉચ્ચતર ભૂમિકા પ્રત્યે દોરવે છે. અને છતાં કવિ અમુક હદમાં તટસ્થ રહી સંબોધન કરે છે, એટલે કેવળ ઊર્મિલ બનવાના દોષમાંથી સાંગોપાંગ બચી ગયું છે.

આનંદની વાત તો એમ છે કે આ ભુલાયેલો કવિ સંસાર-ચક્કરમાં ઘૂમી જાતજાતના ચકરાવે ચઢી પાછો કાવ્યની કેડી પકડે છે, અને એમ કરતાં કવિતાનું ફલક વિસ્તારે છે. આવળ બાવળ બોરડી ને આડા શરુના ઝાડ સાંભળી બોલ્યા રાજા ભરથરી, બંધ કરી દે બોલવું રાણી દેજે મને ના સાદ; એમ ભરથરીના ગીતથી મોના લીસાના સ્મિતમાંથી કાવ્ય રચે છે. ખરેખર, મોના લિસાનું સ્મિત જ ગૂઢ કોયડો છે એને કાવ્યમાં મઢીઘડી ચીતરનારના માનસસરમાં લ્હેરિયા ખાતું મર્મીળુ હાસ્ય કેવું હશે, એવો પ્રશ્ન ધરી છોડ દે છે. એ પાછું વિષયને અનુરૂપ છે પૃથ્વીછંદમાં, ધીરો પૃથ્વી નહીં, ઠોકરાતો થડકાતો પૃથ્વીછંદ નહીં, કોડિયામાં શાંત સતત સરવી દીપશિખાસમો પૃથ્વી, એવો આ સંગ્રહમાં ફલક વિસ્તાર છે. પણ મોના લિસાનું સ્મિત એમ સહેજે નથી સાંપડતું, એ પહેલાં તો એડન અને અરબી રણ અને ગીઝાના પિરામિડો ખૂંદવા પડે પછી સ્મિતની મજા મળે. રણ જેવા રણ વિસ્તારમાંથી હરતાંફરતાં કાવ્ય કણિકાઓ ઉપાડવી સહેલી નથી એટલે તો અરબી રણમાં ક્ષિતિજ જોતાં રેતીમાં કવિપદ ભરાઈ ગયાં, પૃથ્વીની શરૂઆત ક્ષિતિજ—વસમી લાગે છે. તિ ઉપર બહુ ભાર મૂકવો પડે છે, જ્યારે ક્ષિ આખો ભાર વહી લે છે. પણ શું થાય. રણમાં રઝળવા એટલા સહેલા પણ નથી તો. 'પગે ઢગ પરે ઢગો—ક્ષિતિજ રેતની—વિસ્તરે' એવો પૃથ્વી રચ્યો હોત તો ક્ષિતિજનો થડકો બેસી જાત તો એ સૉનેટને આખરી પલટો આપવામાં કરાલ લોચનોથી સકલ લોકને નાથનારા એક માત્ર વિભુના સૂચનને અનુરૂપ ક્ષિતિજ તે પણ રેતની, એ શરૂઆતમાં ઘટિત એવો ભાવ નહીં આવી શકત, એ પણ એક વિચારવાનો સવાલ છે.

સરસ અને ધીર ગંભીરથી શરૂ થતું ભવ્ય સ્વરૂપ ધારણ કરતું આ સૉનેટ છે, એમાં આટલો શરૂનો ક્ષિતિજનો થડકો ન હોત તો ભલભલાની નજર લાગી જાત, એટલે એ સુન્દર બાળકને નમણે નાનુંશું મેશનું ટપકું શોભાસ્પદ જ છે.

અરે પણ મને આ ફોરાં કાઢવાની વિધવૃત્તિ ક્યાંથી

ઉદ્ભવી—આખા સંગ્રહમાં અનુપમ એવી 'હૃદયંગમ એવી ભારોભાર કાવ્યપંક્તિઓ છે :તે છાંડી આવી તે શી લટાર મારવી ! વિધવિધ જૂના અને નવા લાગતા ઢાળો કેટકેટલા છે, બાલપણમાં પચેલા, પાછા તાજગી પામી તાજા થયેલા, એના સમરણમાં મજા નથી આવતી ! આવે છે રતો તો તે મ્હાણોને ભલા.

આ બધી મોહિનીમાં પ્રથમનું મનોહારી અને છતાં જોશીલુ વેગીલું કાવ્ય આઠમું દિલ્હી જ ભૂલી ગયા. ભૂલી જ જવાશે, સાત સાત દિલ્હી ભુલાઈ ગયા એમ, કાળના ગર્ભમાં આઠમું નહીં ખપે ? અને ખપશે તો કવિ કહે છે ખંડેરો પણ ભવ્ય થશે એ આશ્વાસન જ ઠીક છે. ભાવિની કોદાળી જ્યારે ખનન ખનન ઉત્ખનન કરશે ત્યારે એક ચરુનો નકી થશે ટંકાર. અહીં જ આ નવા વિષયમાં ભુલાયલો કવિ પાછો કાવ્યકેડી પકડતો સ્પષ્ટ જણાઈ આવે છે. દુનીઆ પલટાયા કરે છે, નવું નવું થયા કરે છે, અને છતાં એ નવું તે જૂનું જ છે, નહીં તો શા માટે કવિ કારમા કટાક્ષમાં કહે :

'સર્વવ્યાપ્ત સરકાર બિરાજે, કવિને કરતી ભાટ' સર્વસત્તાધીશ સરકાર નથી કહેતા—કયું કે ડેમોક્રસી હે, પણ સર્વવ્યાપ્ત—અને ત્યાંથી આગળ વાંચો. છંદ સાદો છે, પ્રવાહિતા છે, પ્રસાદ છે, પ્રસાદમાં તીખાશની છાંટ છે, એટલે લિજ્જત આવે છે, વિચારપ્રેરક છે. વાંચો એક ચરુનો નકી થશે ટંકાર, રૂપિયા પૈસા નયા નીકળશે, ભાતભાતની મ્હોરો મળશે, નહીં જડશે તાજની છાપ, જાતજાતના ચન્દ્રક જડશે, નહીં જડશે શુદ્ધ વિવેક—કવિની આંખમાં અગનદાહ ભભૂકવાની અણી પર છે, ત્યાં જ સમજુ કવિએ કાવ્ય બંધ કર્યું.

મન થાય છે એ કાવ્યમાં થોડી નવી લીટી ઉમેરું— ત્રીજી આવૃત્તિ થાય. અને શ્રીધરાણીનો મનવો હા પાડે, કાળની કોદાળી સાક્ષી આપે કે હા આ સતવાદીની લીટીઓ છે તો આ ઉમેર પણ છાપે.

> નહીં જડશે ક્યાં કલા કુશળતા
> અવળા સવળા ઘાટ ઘડંતા
> અત્ર લુપ્તા સરસ્વતી ને અહીં થશે લક્ષ્મીની લપ,
> શુદ્ધ કલા કે ઉન્મત સર્જન, એ ગણાશે ગરવી ગપ;
> રૂપિયા પૈસા નયા નીકળશે.
> પાય પંથના નવલા નામ,
> ગઇ કાલના પંથ ભુલાશે
> મંગલ અષ્ટક પૂરું થતાં શું
> દિલ્હી ધરશે નવલું નામ
>
> × × ×
>
> નહીં નહીં રે દિલ્હી થાશે
> અમર લોક રહેવાનું ધામ

★

પ્રવાત

## શોભા

ભરી હૃદયના રસે હૃદયની સહુ વેદના,
ગભીર ઉર ગર્ભમાં નવ બહાર એ આવતી.
કદી ન સ્મરતી વળી પ્રણય આશ-પાશે રહી
નવી અજબ એક એ જગત ચેતના લાવતી.
ઉરે વહન એકલા સતત થાય જો સર્વદા.
અહીં અખરતા ભરી, અખરતાય એ આપતી;
થતી ઉર ઉછાળતી પ્રબળ પ્રેરણા પામવા
જરી પ્રવહવા વળી નવલ દાખવે સર્વ ત્યાં
મહા અતુલ એ બધી તલપ તલસાટે ભરી,

બની હૃદયના બધા પ્રણય સાથ એ ધૂમવા
સદા હૃદયરંગના પ્રણય-ઓઘ ઓપાવતી.

★



શ્રીમન વ્યાસ

# લુન્ડા જાતિનો યૌવનપ્રવેશ–સંસ્કાર

રહોડેશિયામાં કેળવણીના ક્ષેત્રે કામ કરતા આ લેખના અભ્યાસુ લેખક અહીં એક એવી જાતિનો એવો તો તલસ્પર્શી પરિચય આપે છે કે દરેકની પ્રશંસા મેળવી લે તેવો આ લેખ છે......

આફ્રિકન જાતિઓની પુરાણી ધાર્મિક વિધિઓ લુપ્ત થતી જાય છે. આનાં અનેક કારણો છે. આફ્રિકામાં વસતી અને સંખ્યામાં વધતી જતી બિન-આફ્રિકન પ્રજાઓના પરિચયમાં સીદીઓ વધુ ને વધુ આવતા જાય છે. તાંબાની, સોનાની અને હીરાની ખાણોમાં, ઘરકામમાં, દુકાનોમાં, દરજી તેમ જ ગુમાસ્તા તરીકે, હબસીઓ ઇતર જાતિઓના સહવાસને લીધે પોતાના જૂના રીતરિવાજો ને વહેમ-વિધિઓને દૂર કરતા જઈ પોતે સુધારાના વાઘા ઓઢતા જાય છે. પ્રત્યેક સીદી કુટુંબનાં વત્તાંઓછાં માણસો નોકરી અંગે બિનઆફ્રિકન વાતાવરણમાં રહેતાં થયાં છે. આથી એ મૂળ પ્રજાઓનું સંઘબળ તૂટતું જાય છે. એમની અસલી વીરપૂજા તેમ જ પૂર્વજપૂજા લુપ્ત થતી જાય છે. એક રીતે કહીએ તો એમની સંસ્કૃતિ પર પડદો પડતો જાય છે. એક આફ્રિકન નેતાએ કહેલું તેમ શહેર નજીક વસતા સીદીઓ તો 'Europeanising every way and losing own culture all ways.'

પણ જે પ્રદેશો જંગલની ભીતરમાં છે, જ્યાં સુધારો પ્રવેશી શક્યો નથી ત્યાં હજી આપણને જૂની સંસ્કારવિધિ જોવા મળી શકે છે. એક સીદી શિક્ષક સાથે હું રજાઓમાં મ્વીનિલુન્ગા જિલ્લાનાં ગામડાં જોવા ગયો હતો. મધ્ય આફ્રિકાનાં જંગલોના અંતરાળમાં વસતાં ત્યાંનાં લોકોનું સાવ સાદું એકધારું અપરિગ્રહી કુટુંબજીવન મને તો ભર્યું ભર્યું ને રસભર્યું લાગ્યું. એ શિકારી ખેડૂતોની શિસ્તબદ્ધ સમાજવ્યવસ્થા અને તેમનું રંગભર્યું ધાર્મિક જીવન જોવાનો મને લહાવો મળ્યો એ અહીં વસતા હિંદીઓમાં પણ આશ્ચર્યજનક ઘટના ગણાય. કારણ કે, ખાસ કરીને તો બિનઆફ્રિકનોથી એ લોકો ભડકતા ફરે છે. વળી એ વહેમી પ્રજા પોતાના જીવનસંસ્કારની વિધિઓ જો અન્ય લોકો જુએ તો તેમની શક્તિ ઓછી થઈ જાય છે એવું માની બેઠેલી છે.

મ્વીનિલુન્ગા જિલ્લામાં લુન્ડા જાતિના હબસીઓ રહે છે. દુનિયાના કોઈ દેશમાં નહિ હોય તેટલી જાતિ ને ભાષાની વિવિધતા આફ્રિકામાં જોવા મળે છે. આ તફાવત એમના પહેરવેશ પરથી પણ પરખી શકાય છે. લુન્ડા જાતિમાં થતી વિધિઓને બે વિભાગમાં વહેંચી શકાય. (૧) જીવનની અવસ્થા પ્રમાણે થતા સંસ્કારને. (૨) ધાર્મિક વિધિઓ, વ્યક્તિનાં જન્મ, યૌવનપ્રવેશ ને મૃત્યુને લુન્ડા જાતિમાં મહત્ત્વનું સ્થાન છે. આ ત્રણ પ્રસંગના ત્રણ અદ્ભુત સંસ્કારો એમણે યોજ્યા છે. આ સંસ્કારો માત્ર સંસ્કૃત થતી વ્યક્તિને જ નથી સ્પર્શતા, પ્રત્યેક સંસ્કારના સાથે તે વ્યક્તિ, તેનું કુટુંબ તેમ જ તેનો સમાજ એ બધા વચ્ચેના સંબંધોમાં ભારોભાર વધારો–ઘટાડો થાય છે. જેમ કે, જ્યાં સુધી સૌભાગ્યવતી માતા ન બને ત્યાં સુધી તે 'મફવાઝ' (સૌભાગ્યવતી) કહેવાય છે. સંતાનનો પ્રસવ થતાં જ તે 'મફવાઝ' મટી 'મામા' (મા) બને છે. ધારો કે લુન્ડા સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો છે. તો તે છોકરા પર તેના બાપનો નહિ પણ તેના મામાનો હક્ક થાય છે.

જન્મ, યૌવનપ્રવેશ ને મૃત્યુ–સંસ્કારમાંથી મને યૌવનપ્રવેશ–સંસ્કાર જોવાનું પ્રાપ્ત થયું હતું. એટલે એ સંસ્કાર કેવી રીતે કરવામાં આવે છે તે અહીં વર્ણવવા ધારું છું.

છોકરા ને છોકરીના યૌવનપ્રવેશ–સંસ્કારમાં ફેર હોય છે. છોકરાઓનો આ સંસ્કાર સામુદાયિક રીતે યોજાય છે જ્યારે છોકરીઓનો વ્યક્તિગત. છોકરા પર આ વખતે પોતાની જાતિની વિશિષ્ટતા, તેનો વિકાસ, શિકારનો કસબ, જાતીય સંબંધો વગેરેના સંસ્કાર પાડવામાં આવે છે, ત્યારે છોકરી પર લગ્ન માટેની





તત્પરતાના જ મુખ્ય સંસ્કાર પર ભાર મૂકવામાં આવે છે. ઘણી ખરી છોકરીઓનાં યૌવનપ્રવેશ-સંસ્કાર પછી તરત જ લગ્ન થઈ જાય છે. આ સંસ્કાર પછી તરત જ લગ્ન ન થઈ શકે તો તે છોકરીને પછી ઝટ પરણવા કોઈ તૈયાર થતું નથી. છોકરાઓને મૂછનો દોરો ફૂટે ત્યારે ને છોકરીની છાતી ભરાવદાર થાય ત્યારે યૌવનપ્રવેશનો મહોત્સવ યોજાય છે. છોકરાઓને અનુકૂળ વિધિ માટે જંગલમાં લઈ જઈ દીક્ષા આપે છે. છોકરી માટે ગામમાં જ એ માટે ખાસ ઘાસનું ઝૂંપડું ઊભું કરે છે. કારણ કે, યૌવનપ્રવેશ પછી છોકરાઓને માથે આજીવિકાના ઉપાર્જનની ને છોકરીને ઘર તેમજ ગામની ફરજો અદા કરવાની જવાબદારી આવી પડે છે.

છોકરીઓની યૌવનદીક્ષાના સંસ્કારને 'મુકાન્ડા' કહે છે ને તેની વિધિ આઠ વિભાગમાં વહેંચી નાખેલી છે. આ બધી વિધિનો અંત મુસ્લિમ ધર્મમાં છે તેવી સુન્નતથી થાય છે. જ્યાં સુધી સુન્નત ન થઈ હોય ત્યાં સુધી તેને યુવક થયેલો જાહેર કરવામાં નથી આવતો. ગીચ જંગલની નજીકના ગામનો ગામેતી આ સંસ્કાર અંગેનો ખર્ચ ઉપાડી લઈ લોકપ્રિય બને છે. આ સામુદાયિક વિધિઓ, ખર્ચ તેમ જ દૂર દૂરથી આવતાં માબાપોના રહેવા કરવાની વ્યવસ્થાની જવાબદારી ઉપાડવાનો પ્રશ્ન ગંભીર હોવાથી કોઈ સામાન્ય લુન્ડાનું એ ગજું નથી. સુન્નત કરનાર એક ખાસ વૈદ્ય હોય છે. તેને ' મ્ભીમ્બી' કહે છે. તેની પાસે સુન્નતનાં ઓજાર તેમજ અકસીર વનૌષધિ હોય છે. આ સંસ્કાર વર્ષાઋતુને અંતે યોજાય છે. પચાસ સાઠ છોકરાઓ દીક્ષા માટે તૈયાર થયા છે એવું જણાય ત્યારે મ્ભીમ્બીને બોલવવામાં આવે છે. ઔષધમાં બોળી રાખેલી ધારદાર છરી તેમજ અગાઉ સુન્નત કરેલી વનસ્પતિમાં કહોવડાવેલી ચામડી 'મ્કુન્ગા' લઈને તે આવે છે. ગાઢ જંગલમાં જઈ તે વિધિ માટે જગ્યા પસંદ કરે છે. ત્યાં બે ભાલા ખોસી તે ઉપર આડી લાકડી બાંધી પોતાની દવાઓ તેમજ હથિયાર તે પર ગોઠવીને બાંધે છે. જો આ હથિયારો ને દવા જમીનને અડે તો તેની શક્તિ ખલાસ થઈ જાય છે એવી માન્યતા છે, ને તેવાં હથિયાર ને ઓસડથી કરેલી સુન્નતવાળા છોકરાઓને કોઢ નીકળે છે એમ કહે છે. આ ગોઠવણ બાદ મ્ભીમ્બી પોતાના હાથ નીચે કામ કરનાર માણસોની વરણી કરે છે. 'ચિજિકુ' વિધિના આરંભમાં અગ્નિ સળગાવી વિધિની પૂર્ણાહુતિ સુધી તે પ્રજળતો રહે તેની કાળજી લે છે. 'ગ્કુમુ વાકુ બ્વીકુ' યૌવનની દીક્ષા લેનારા 'અન્યાડી'ઓને ધાર્મિક ગીતો, તાંત્રિક મંત્રો, મુકાન્ડા નૃત્ય, લોકગીતો તેમજ જાતીય સંબંધોનું જ્ઞાન આપે છે. દરેક અન્યાડી દીઠ તેની સંભાળ રાખનાર એકેક 'ચિલોમ્બોલો' હોય છે. આ ચિલોમ્બોલો પોતાને સોંપવામાં આવનાર અન્યાડીનો નિકટનો સગો (પણ તેનો બાપ નહિ) હોય છે. ગામમાંથી અન્યાડીની માતાઓ તેમને માટે ખાવાનું લાવે તે પેલા પવિત્ર અગ્નિ આગળ મૂકી જાય છે. તેને અન્યાડીઓ પાસે લઈ જવાનું કામ પણ આ ચિલોમ્બોલો કરે છે. છોકરાઓ કશી પણ ચૂક કરે તો તેમને મારઝૂડ પણ તે કરે છે. આ બધા દીક્ષા ગુરુઓને વિધિના સમય દરમ્યાન તેમનાં ઉપર જણાવેલાં ખાસ નામથી સંબોધવામાં આવે છે. જો મૂળ નામથી બોલાવાય તો વિધિમાં વિઘ્ન નડવાનું મનાય છે.

અગ્નિકુંડના નિશ્ચિત સ્થળે આખા ગામનાં મરીને પ્રેત થયેલાં લોકોને તૃપ્ત કરવા 'નિપોમ્બો' વૃક્ષ રોપવામાં આવે છે. વિધિના પ્રારંભદિનની આગલી સાંજે બધા દીક્ષા ગુરુઓ આ ઝાડ નીચે એકઠા થઈ તે ઝાડ પર બધા વારાફરતી પલાળેલી સફેદ માટીની ત્રણ લીટી કરે છે. પછી તે જ માટીથી પોતાની નાભિથી શીરોભાગ સુધી એકેક લીટી કરે છે. સફેદ માટી પવિત્રતા, શુભેચ્છા, સ્વાસ્થ્ય અને એકાગ્રતાનું પ્રતીક મનાય છે. ગામેતી બધા પ્રેતોનો વારાફરતી નામોચ્ચાર કરતો જઈ તેમની સ્તુતિ કરે છે, ને આ વિધિમાં સહાયરૂપ થવા પ્રાર્થના કરે છે. ને કોઈ પણ ભૂતપિશાચ કોઈ પણ 'અન્યાડી' પર કશું કામણ



ન કરી જાય તે માટે તેની રક્ષા કરવા વિનવે છે. મ્બીમ્બી તેમને પ્રાર્થે છે કે મારા આ વિધિકાર્યમાં તમે સાક્ષી બનો અને ભૂલચૂક થતી બતાવી અન્યાડીના પ્રાણ બચાવો. અગ્નિપાલ પોતાને સોંપાયેલા કામમાં કશી ચૂક નહિ આવવા દે તેની ખાતરી આપી અગ્નિદેવની આરાધના કરે છે. પછી લોખંડને ચકમકની મદદથી અગ્નિ પ્રગટાવે છે. અગ્નિ પ્રગટે તે રાતથી તે સંસ્કારકર્મ સમાપ્ત થાય તે રાત સુધી અગ્નિ સમક્ષ સ્ત્રીપુરુષોના નૃત્યના કાર્યક્રમ ગોઠવે છે. તેમાં છેલ્લી રાત્રિનું સ્ત્રીઓનું નૃત્ય ખૂબ જ મહત્ત્વનું મનાય છે. અગ્નિ દર્શનથી અન્યાડીઓનાં માબાપ સંયમ પાળવો શરૂ કરે છે તે સુન્નતના ઘા રુઝાય ત્યાં સુધી પાળે છે. જેનાં માબાપ આ સંયમ પાલનમાંથી ચૂકે તો અન્યાડીની સુન્નત ઝટ રૂઝાતી નથી ને તેની જિંદગી જોખમમાં ગણાય છે.

મ્બીમ્બી અને તેના સાગરિતો પહેલી રાત જંગલમાં જ અગ્નિકુંડની ફરતે સૂઈ ને ગાળે છે. પરોઢિયે અગ્નિદેવ સામે બધા અન્યાડીઓને સાદડી પર હારબંધ બેસાડે છે. ત્યારે તેમની માતાઓ કરુણ વિલાપ કરે છે. પછી દીક્ષાના કર્મચારીઓ 'મુકુલા' નામના ઝાડનાં લાકડાંને ત્રિકોણાકારે ગોઠવે છે. આ રચનાને 'મુકુલેકુ' કહે છે. અન્યાડીઓ સાથે આ કર્મચારીઓ મુકુલેકુમાં પ્રવેશ કરે છે. મુકુલુ ઝાડમાંથી લાલ રસ ઝરે છે તે લોહીનું પ્રતીક મનાય છે. આ ત્રિકોણ ને અગ્નિકુંડ વચ્ચે ખાસ્સું માઈલેકનું અંતર રાખે છે. અગ્નિકુંડથી સ્ત્રીઓને જરાયે આગળ જવાની મનાઈ છે. ત્રિકોણ પાસે પૂર્વાભિમુખ દ્વારવાળી ઝૂંપડી બાંધી તેને માત્ર પાંદડાંથી છાઈ દે છે. આમાં ઘાસના એકાદ તણખલાને પણ ન આવવા દેવાની તકેદારી રાખવાની હોય છે. ઝૂંપડી પાછળ સુન્નત માટેની જગ્યા નક્કી કરવામાં આવે છે.

ત્રીજે દિવસે આ પ્રમાણે સુન્નતની ક્રિયા થાય છે. ઝૂંપડી આગળના મુકુલેકુથી નજીકના ઊધઈ ઘર પાસે બીજો મુકુલેકુ તૈયાર કરવામાં આવે છે. મુસાઆ વૃક્ષની છાલ ઉતારીને ઊધઈ ઘર પર પાથરવામાં આવે છે. તે પર અન્યાડીઓને ઊભા રાખી ફરતે તેમના પિતાઓ નાચગાન કરે છે. દરેક ચિલોમ્બોલો પોતાના અન્યાડી પાછળ ઊભો રહે છે. ઢોલ જોર જોરથી વાગતો જાય છે. મ્બીમ્બીને અન્યાડીઓના પિતાઓ ખભા પર ઊંચકી લાવે છે. ચિલોમ્બોલો અન્યાડીઓને પીઠ પર બેસાડી નીચે ઉતારે છે. દરેક મ્બીમ્બીને ભાગ સાત સાત છોકરા આવે એટલા મ્બીમ્બીને નિમંત્રી આણેલા હોય છે. પછી શસ્ત્રક્રિયા શરૂ થાય છે. સુન્નતની ક્રિયા દરમ્યાન અન્યાડીઓ રોકકળ કરતા હોય છે. એમની રાડોને દાબી દેવા ઢોલ વધુ જોરથી વાગતા થાય છે. આથી અગ્નિકુંડ પાસે બેઠેલી મામાઓ (માતાઓ) ને કાને પોતાના પુત્રનું રુદન પડતું નથી. સુન્નત બાદ પેશાબનળીમાં મુસાઆની છાલનો સુંવાળો ભાગ ઊંડેથી નાખવામાં આવે છે, જેથી કપાયેલા ભાગ પર પેશાબ ન પડતાં છાલ વાટે સીધો નીચે પડે. કાપેલા ભાગ પર વનૌષધિ ચોપડેલી હોય છે. કાપેલી ચામડી મ્બીમ્બી એકઠી કરી વડા મ્બીમ્બીને આપે છે. તે તેને તુંબડામાં ભરે છે. પછી અન્યાડીઓ પૂંઠ પાછળ ન જુએ એ તેની કાળજી રાખી, તેમને ઝૂંપડીમાં દાખલ કરે છે. આવે વખતે અજાણતાં પણ કોઈ સ્ત્રી તે રસ્તેથી નીકળે તો તેને જાનથી મારી નાખે છે. બે દિવસ બાદ અન્યાડીઓને નજીકના ઝરણા કિનારે લઈ જવામાં આવે છે. ત્યાં લોહીના ડાઘા ધોઈ પાછી દવા લગાડે છે. આ દવા મુસેન્જી ને મુસાફવા વૃક્ષની છાલમાંથી બનાવેલી હોય છે. પછી તેમને કસાન્જી વનસ્પતિનાં પાંદડાં ચાવવા આપે છે. એ ચાવેલાં પાંદડાંનો અન્યાડી પાસે કપાયેલા ભાગ પર લેપ કરાવે છે. એક સપ્તાહ પછી આ લેપ ધોઈ ફરીથી કરવાનો રહે છે.

સામાન્ય રીતે, પુષ્કળ મફત લાકડાં મળતાં હોવા છતાં, બધી જ આફ્રિકન પ્રજાઓમાં મુડદાં દાટવાનો રિવાજ છે. પણ આ મુકાન્ડા વિધિ દરમ્યાન જો કોઈ લુન્ડા તરુણ મરણ પામે તો તેને ત્યાં જ બાળવામાં આવે છે. આવા મરનારની માને તેની ખબર આપવામાં





નથી આવતી. જ્યારે વિધિ પૂરી થઈ રહે ત્યારે પોતાના દીકરા માટે દરરોજ જેમાં ખાવાનું મોકલવામાં આવે છે તે થાળી છેલ્લે દિવસે ભાંગીને પાછી મોકલવામાં આવે છે. તે જોઈને મામા સમજી જાય છે કે તેનો દીકરો મૃત્યુ પામ્યો છે. સુન્નત કરનાર મ્બીમ્બીઓ અન્યાડીઓવાળા ઝૂંપડામાં રહેતા નથી. પણ એકાંતમાં દૂર રહે છે. દરરોજ ચચ્ચાર વાર દરદીઓની ખબર લેવા આવે છે.

સુન્નતને ત્રણ અઠવાડિયાં વીત્યે અન્યાડીઓને કાટેથી ને સુઝાવુ ઝાડની છાલ ઊતરડી તેની દોરડી વણી લાવવાનું કામ સોંપાય છે. એ પૂરું થતાં દરરોજ અગ્નિકુંડ આગળ ભોજન લઈને આવતી મામાઓને દારૂ ગાળવાનો હુકમ થાય છે. દારૂ ગળાઈને આવ્યા બાદ 'મકાશી' નૃત્ય કરનારી એક ખાસ ટોળીને દૂરને ગામડેથી તેડાવે છે. આ નૃત્યકારો ઝાડની છાલનો ખાસ તૈયાર કરેલો પોશાક પહેરે છે. તેમને ખૂબ દારૂ પાઈ, તાળીઓ પાડી પડાવી, ગાઈ ગવડાવી નચવવામાં આવે છે. આ વખતે અન્યાડીઓને ઝૂંપડીમાં જ રાખવામાં છે. સંધ્યાકાળે નૃત્ય પૂરું થતાં મકાશીઓ એકી સાથે એકદમ ઝૂંપડીમાં ઘૂસી જઈ અન્યાડીઓને બીવડાવી ત્રાસ પોકરાવે છે. રોતા નાસતા એક પર એક પડતા અન્યાડીઓને મૂકી મકાશીઓ કીકિયારીઓ કરતા અગ્નિકુંડ તરફ દોડે છે. ત્યાં બેઠેલી માતાઓ પણ જીવ લઈને ગામ ભેગી થાય છે. ને મકાશીઓ ત્યાં બેસીને નિરાંતે દારૂની મહેફિલ માણે છે.

હવે અન્યાડીઓની ઝૂંપડીના એકાંતવાસનું અવલોકન કરીએ. અહીં તેમને તેમના જીવનમાં આવશ્યક તાંત્રિક વિદ્યા, ધાર્મિક વિધિઓ તેમજ શિકાર, મચ્છવેધનવિદ્યા, પક્ષીઓ પકડવાની જાળનું વણાટકામ, પાસલા ને વનૌષધિની પરખ, વગેરે ઉપયોગી લલિતેતર કળાઓનું વ્યવહારૂ જ્ઞાન આપવામાં આવે છે. તદુપરાંત, લોકકથાઓ ને લોકગીતો તો ખરાં જ. એકાંતવાસ દરમ્યાન ઝાડની છાલની દોરડીઓનું બનાવેલું માત્ર એક કટિવસ્ત્ર અન્યાડી પહેરે છે. ને કસાવાનાં શૂળિયાં ખાય છે. પેલું ખાવાનું આવે છે તે તો મ્બીમ્બીઓ, તેમના સાગરિતો ને ચિસોમ્બોલો ખાઈ જાય છે. દીક્ષિતો જો કાંઈ શિકાર કરી લાવે કે માછલાં પકડી લાવે તો તે ખાવાની તેમને છૂટ છે. જંગલમાં શિકારે, માછલાં પકડવા કે ફરવા જતાં દીક્ષિતોને કાબાલાબાલા ઝાડનો દંડ આપણા બ્રહ્મચારીઓની જેમ ખભે રાખી જવો પડે છે. બેસતી કે સૂતી વખતે એ દંડને પ્રથમ આડો મૂકવામાં આવે છે. રાત્રે ઝૂંપડી બહારના વાડામાં સૂવાનું. ટાઢથી બચવા તે બબ્બે કે ત્રણત્રણ સાથે સૂઈ રહે તેનો વાંધો નહિ પણ તેમને કશું જ ઓઢવા આપવામાં આવતું નથી.

તેમને લુન્ડા જાતિના મૂળ વતન કોન્ગોમાંના પોતાના વડવાઓ, તેમના પ્રાચીન રીતરિવાજ, ત્યાંની ધાર્મિક કથાઓ તેમજ આદિમાનવ વગેરેનો ખ્યાલ પણ આપે છે. કયા જાનવરનું માંસ કે કયા વૃક્ષનાં ફળમૂળ ન ખવાય તેની સ્પષ્ટ માહિતી તેમને મુકાન્ડા દરમ્યાન મળે તેવી જોગવાઈ હોય છે. આમાં જીબ્રા, કાળિયાર, કેટલીક જાતની બિલાડીઓ, અમુક જાતના નોળિયા, ચટાપટાવાળા ઉંદર અને મુલુન્કુ નામનું સંગીતક પંખી, વગેરે કેટલાંય જીવજંતુનો સમાવેશ થાય છે: જો આમાંનું કશુંક ખાવામાં આવે તો કાપવામાં આવેલી ચામડીમાંથી પાછું લોહી વહેવા માંડે અથવા એ ભાગની ચામડીની એટલી બધી વૃદ્ધિ થાય કે જાતીય આનંદમાં અંતરાયરૂપ નીવડે એમ કહેવાય છે;

સુન્નતને ચાર મહિના પૂરા થતાં પાછા તેમના ઘા ધોવામાં આવે છે, ને તે બરાબર રૂઝાયા છે કે નહિ તેની ખાતરી કરે છે. આ પછી જ તેમનાં માબાપ સંયમ તોડી શકે છે, અને પોતાને ગામ જઈ આવી શકે છે. છ મહિના પૂરા થતાં વિધિની પૂર્ણાહુતિ યોજાય છે. વિદાયવેળા મ્બીમ્બી તેમને તેમની કાપેલી ચામડીમાં વનૌષધિ ભેળવી ખાવા આપે છે. ત્યારબાદ રાંધેલો કાચબો ખવડાવે છે. ચોથા ને છઠ્ઠા મહિના દરમ્યાન તેમને કામશાસ્ત્ર ને તે અંગેનાં આસનોનું શિક્ષણ અપાય છે. આ બધું કામ એટલી કાળજીથી



થાય છે કે સુધરેલા સમાજના સભ્ય કુટુંબોમાંના બહુ જ ઓછા નાગરિકોને એનો ખ્યાલ હોય છે. એ પછી ચિસોમ્બોલો પોતપોતાના રક્ષિતોને નહિ પણ અન્યના રક્ષિતોને ખભે બેસાડી વાજતેગાજતે અગ્નિકુંડ તરફ પ્રયાણ કરે છે.

દરેક દીક્ષિતને શરીર પર જીબ્રાના જેવા સફેદ ને લાલ ચટાપટાથી ઓળખાય નહિ તેવો બનાવેલો હોય છે ને સફેદ તેમજ કાળા પટા પાડેલી ક્રપેપીની લાકડી તેમના હાથમાં આપેલી હોય છે. લાકડી પરના કાળા પટા મૃત્યુના પ્રતીક ગણાય છે. આજથી આ તરુણોની બાલ્યાવસ્થા મૃતપ્રાયઃ થઈ ગઈ ને જુવાનીનું નવું જીવન મળવાનો સંદેશ એમાં રહેલો છે. તેમને ગળે ને કમ્મરે ઘાસના હાંસડી–કંદોરા પહેરાવેલા હોય છે. વળી, તે અન્ય અન્યાડીના ચિસોમ્બોલોના ખભા પર બેઠા હોવાથી પોતાના દીકરાઓને શોધતાં મામાઓને ઠીક ઠીક મુશ્કેલી પડે છે. જ્યાં સુધી પોતાનો દીકરો ન જડે ત્યાં સુધી તે તીણી ચીસો પાડ્યા કરે છે. દીકરો જડતાં જ માતા વહાલના પ્રતીક તરીકે તેના કાનમાં ફૂંક મારે છે. મ્બીમ્બીના જે સાગરિતો મુકુલેકુ આગળ આગળ રહેલા હોય છે તે આ દરમ્યાન ઝૂંપડીને ભસ્મીભૂત કરીને આવી પહોંચે છે. એટલે આખો સમૂહ સરઘસઆકારે ગામમાં પ્રવેશે છે. ગામમાં તે દિવસે ને રાતે ભારે મિજબાની ઊડે છે, નાચગાનની રમઝટ બોલે છે. છોકરાઓને મુંડન કરાવી નવડાવે છે. ત્યારબાદ તેમનું પણ મુકાન્ડા નૃત્ય રખાય છે.

બીજે દિવસે દીક્ષિતોને તેમનાં સગાંવહાલાં ઘેટાં કે બકરાં ભેટ આપે છે. પછી પાછું તેમને વનૌષધિવાળા પાણીથી સ્નાન કરાવે છે જેથી તે જે છોકરીને પરણે તેને કશો રોગ લાગુ ન પડે. ત્યારબાદ તેમને મનગમતી છોકરીઓ બતાવવામાં આવે છે. પોતાની પસંદગીની છોકરી સાથે મુકાન્ડા વિધિમાંથી સફળ રીતે પસાર થયેલો ' મન્ડાલા ' એકાંતમાં શયન કરી તેની સાથે પરણવું કે કેમ તે નક્કી કરે છે. પસંદગી ન થઈ શકે તો તેવી જ રીતે મન્ડાલા બીજી કન્યાનો સમાગમ કરે છે.

મુકાન્ડા સંસ્કાર છોકરાઓને યૌવનપ્રવેશ કરાવે છે તો ' ન્કાન્ગા ' છોકરીઓને. લુન્ડા સ્ત્રીઓ ' ન્કાન્ગા ' મહોત્સવને બને તેટલો સુંદર ને અસરકારક બનાવવાની કોશિષ કરે છે. આ સંસ્કારનો આરંભ ને અંત તો મુકાન્ડાની જેમ જાહેર નૃત્યથી જ થાય છે.

ઘણીવાર લુન્ડા છોકરીઓને કિશોરાવસ્થામાં જ પરણાવી દેવામાં આવે છે. પણ ન્કાન્ગાની વિધિ થાય નહિ ત્યાં સુધી તેમને સાસરે નથી મોકલતા. પ્રથમ ઋતુસ્રાવ નહિ પણ સ્તનનો સંપૂર્ણ વિકાસ છોકરી ન્કાન્ગા યોગ્ય થઈ છે કે નહિ તે માટે ખાસ ધ્યાનમાં લેવાય છે. છોકરીમાં આવતું સ્વાભાવિક શરમાળપણું એનું આંતરિક લક્ષણ મનાય છે. આ સંસ્કાર થયા પહેલાં ગમે તેટલી મોટી છોકરીને પણ તેના ભાવિ કે વરેલા પતિના સમાગમમાં ન આવવા દેવાનાં ચાંપતાં પગલાં લેવાય છે.

ન્કાન્ગાના આરંભની આગલી સાંજે છોકરીને લઈ તેની મા તેમજ તેની રક્ષિકા ' ન્કોન્ગુ ' નિઈયોમ્બુ ઝાડ પાસે જઈ પ્રેતોનું આહ્વાન કરે છે, ને સફેદ માટીથી તેમની પૂજાપ્રાર્થના કરે છે. તે રાત્રે છોકરીને ભૂખી રાખવામાં આવે છે. તેનાં માતાપિતાને મુકાન્ડાની જેમ સંયમ પાળવાની આવશ્યકતા નથી હોતી. ન્કોન્ગુ પણ છોકરીની સગી હોવી જ જોઈએ એવું પણ નથી. સફેદ રસ ઝરતા મુડી વૃક્ષની પાસે, ગામની નજીક, ન્કાન્ગા સંસ્કાર માટે જગ્યા નક્કી કરવામાં આવે છે. આ ઝાડનો રસ માતાને વધારે દૂધ આવે તે માટે તેનાં સ્તન પર ચોપડે છે. આ રસ પ્રસવક્રિયા સફળ થાય તે માટે પણ ઉપયોગમાં લે છે. જન્મ ને ધાવણનું મુડી પ્રતીક ગણાય છે. બીજે દિવસે સૂર્યોદય પહેલાં ' કન્કાન્ગા (બ્રહ્મચારિણી) ' ને તેની માની ઝૂંપડીથી ક્રિયાસ્થળે નવસ્ત્રી કરી લઈ જાય છે. ત્યાં તેને ચામડાની પથારી પર સૂવાડે છે. બાજુમાં તેના પતિના પ્રતીક તરીકે ચીલિયાં ને પીંછાંથી શણગારેલી મુડીની લાકડીવાળા ભાલાને સુવાડે છે.

આ ચીંથિયા ને પીંછાં કન્કાન્ગા વિધિને અંતે પહેરે છે. બંનેને સુવાડયા પછી ગામની સ્ત્રીઓ તેની ફરતે તાળીઓ પાડતી નાચે છે. આ પ્રસંગનાં ગીતો આપણાં લુપ્ત થતાં જતાં ફટાણાં જેવાં તેમજ જાતીય વૃત્તિને ઉશ્કેરનારાં હોય છે. ઉપરાંત પોતાની શોકયો સાથેના સંબંધનો પણ એમાં ઉલ્લેખ હોય છે. ઘરમાં કેવી રીતે રહેવું; પતિ સાથે કેવી રીતે વર્તવું, તેનું શી રીતે સંપૂર્ણ આકર્ષણ કરી રાખવું, વગેરેની માહિતીથી તે ગીતો ભરપૂર હોય છે. કન્કાન્ગાને બીજે દિવસે બપોર સુધી પેલા ભાલા તરફ ફરીને એક જ પડખે સૂઇ રહેવું પડે છે. તે એ સ્થિતિમાં અકળાઈ ન જાય માટે તેની નિકટની સ્ત્રીઓ તેને ચંપી કરતી રહે છે.

બપોરે બીજી સ્ત્રીઓ પુરુષો સાથે ઢોલ વગેરે વાજિંત્ર લઈને આવે છે. એ લોકો વર્તુળમાં વહેંચાઈ જાય છે. છોકરીની ફરતે એકલી સ્ત્રીઓનું ને તેમની ફરતે સ્ત્રીપુરુષોનું ભેગું વર્તુળ રચાય છે. પછી બધાં નાચે છે. નાચતાં નાચતાં સ્ત્રીઓ શરમ છોડી પુરુષોના ગુહ્ય ભાગોને સ્પર્શી પજવે છે. આથી શરમાઈ પુરુષો નાસી જાય છે. બપોર ઢળતાં છોકરીનો બાપ આવી તેની ખબર કાઢી જાય છે. ત્યારબાદ છોકરીનો નક્કી થયેલો વર ને તેના ભાઈઓ મળી એક ઝૂંપડી તૈયાર કરે છે, તેનો દિયર પગ પહોળા કરી તેના બારણામાં ઊભો રહે છે. થોડી જ વારમાં સ્ત્રીઓ મુડીનાં પાંદડાં લાવી ગઈ રાત્રે કન્કાન્ગાનો વર સૂતેલો હોય ત્યાં વેરી જાય છે. પાછળથી આ પાંદડાં શુકન તરીકે વરને ગામ લઇ જવામાં આવે છે. પછી ન્કોન્ગુને ખભે ચડી છોકરી નૃત્યકારોને આગળ કરી ઝૂંપડીમાં પ્રવેશ કરે છે. ઝૂંપડીમાં તેના વરને લોખંડ ને ચકમક વડે અગ્નિ પ્રગટાવવો પડે છે. જો આ કામ એ ન કરી શકે તો તેને નપુંસક માની બીજા વરની વરણી થાય છે. અંદર કન્કાન્ગાની સાથે ન્કોન્ગુ ને બીજી સાહેલી 'કાન્સોન્સેરા' રહે છે. આ વાસ દરમ્યાન કાન્સોન્સેરા કન્કાન્ગા ને ન્કોન્ગુ માટે પાણી લાવવાનું, દેવતા સળગાવવાનું, રાંધવાનું વગેરે કામ કરે છે. સૂર્યોદય સુધી આજુબાજુનાં ગામડિયાં આવી ઝૂંપડી ફરતે નાચે છે. આ નૃત્યમાં યુવકયુવતીઓ જ ભાગ લે છે. યુવકો ને યુવતીઓના લગ્ન વચ્ચે સામાન્ય રીતે લુન્ડા જાતિમાં આઠ વરસ જેટલો ઉમ્મરનો તફાવત હોવાથી જાતીયતા સંબંધ સભર માહિતી આ નૃત્યગીતોમાં હોય છે.

યૌવનની દીક્ષા પામતી કન્કાન્ગા તેના આ એકાંતવાસ દરમ્યાન ઝૂંપડીના વાડામાં જુદા જુદા પ્રકારનાં નૃત્ય ને ગીત શીખે છે. આવાં ગીતો તેની સાથેની બે યુવતીઓ તાળીઓના તાલે શીખવે છે. જો તે આ ઝૂંપડીથી દૂર ફરવા ચાહે તો તે એક જ ધાબળો શરીરે વીંટી તેમ કરી શકે છે. પણ ત્યારે તેને ઘેટાની માફક ને લપાતાં લપાતાં ચાલવું પડે છે. પડછાયાની જેમ કાન્સોન્સેરા ને ન્કોન્ગુ તો સાથે જ હોય. સામાન્ય રીતે પુરુષોને આ સંસ્કારસ્થળે આવવાની સખ્ત મનાઈ છે. 'ઇકીશી' તેમજ 'ચિસેયા ચાવાબ્બાન્ડા' જેવાં નૃત્યો શીખવવા બે પુરુષોનો અપવાદ રાખેલો છે. ચિગેયા ચાવાબાન્ડા નૃત્યકાર પોતે સ્ત્રીનો વેશ ધરીને આવે છે. ઝૂંપડીમાં તેની સાહેલીઓ તેને જાતીય સંબંધોને લગતું, ગર્ભાધાન તેમજ પ્રસૂતિ ને બાળક-ઉછેરનું જ્ઞાન આપે છે. આ દરમ્યાન એના ગુહ્ય ભાગને જુદી જુદી રીતો અજમાવી વિસ્તૃત કરવામાં આવે છે. આ અંગે કબાન્જીબાન્જી વૃક્ષનાં મૂળિયાંનો ઉપયોગ થાય છે. મુડીની છાલની કાળાશને એકઠી કરી ગુહ્ય ભાગને આકર્ષક બનાવે છે. આ શિક્ષણકાળમાં ખાસ કરીને પોતાના પતિને કેમ વશ કરવો તેના જ્ઞાનનો મહિમા વધુ રખાયો છે. તેમાં ન્કોન્ગુ તેને ભારપૂર્વક સમજાવે છે કે 'તારા ધણીને તારા પ્રેમીનું નામ કદી કહીશ નહિ. નહિ તો તારા એ સમવયસ્ક સાથે તારો પતિ દુશ્મનાવટ બાંધશે.' 'તારા વરને તું વશ ન થાય તો વાંધો નહિ, પણ તારે તેને વશ કરવો જ પડશે. જો તે માટે તું સદા પ્રયત્નશીલ નહિ રહે તો તે હાથથી જશે ને તું દુઃખી થઈશ.'

કેટલીક ન્કાન્ગા અંગેની ઔષધિઓ સ્ત્રીને માતા બનાવવામાં સહાયક થાય છે. આવી બધી જ વનસ્પતિનાં નામ એક જ ગીતમાં એકઠાં કરી તેનું નૃત્ય



શિખવાય છે, જેથી તે કદી ભૂલે નહિ. સાથે જ કામશાસ્ત્રોક્ત આસનોની તાલીમ પણ અપાય છે. ન્કાન્ગાના કાળ દરમ્યાન કન્કાન્ગાએ ખૂબ જ ધીમે સાદે બોલવાનું ને અત્યંત નમ્રપણે વર્તવાનું હોય છે. આનંદપ્રમોદ માટે આ વિધિ અંગે ખાસ વાપરવા વાંસની ત્રણ ધનુષ્યાકાર ચીપો તુંબડા સાથે બાંધી તેમને છેડે તાર વીંટી એક વાજિંત્ર બનાવેલું હોય છે. કસાવાનાં પાન, માછલી, શક્કરિયાં વગેરે ખાવાની મનાઈ હોય છે.

દીક્ષાન્તે વર અને કન્યાના પક્ષો વચ્ચે ખેંચાખેંચીનું નૃત્ય થાય છે. બન્ને પક્ષો દેશી દારૂનાં તુંબડાંની આપલે કરે છે. સ્ત્રીઓ દીક્ષિતાને કપડાં પહેરાવી, શણગારી, વાળ હોળી ઝૂંપડી બહાર લાવી બેસાડે છે. હવે પ્રેમગીતોની રમઝટ ઊડે છે. દીક્ષિતાના સેંથા આકારે વાળ કાપી કાઢે છે શણગારમાં માથામાં ને છાતી પર તેમજ કમ્મરે કટિવસ્ત્રની અંદર ચીણિયાંના હારડા પહેરાવે છે. સ્તન પર દવાના પાટા એવી રીતે બાંધે છે કે તેની મજબૂતાઈ વધે ને નૃત્ય વખતે તે તાલબદ્ધ ઊછળી શકે. એ પછી દીક્ષિતાની સાથે બેસી અનેક કન્યાઓ મરચીનાં બચ્ચાં ને કસાવાનાં મૂળિયાંનું ખાણું લે છે. દીક્ષિતાને તો કાન્સોન્સેરા ખવડાવે ત્યારે જ; તેનાથી તો ખોરાકને અડકાય જ નહિ. વિધિ પૂરી ન થાય ત્યાં સુધી તેનાથી ઊંચું જોવાય નહિ. લગ્ન વખતે તેનો વર તેનું મોં ન ઉઘાડે ત્યાં સુધી મોટેથી બોલાય પણ નહિ. આ બધું પરવાર્યા પછી સાદડીના પડદા પાછળ દીક્ષિતાને રાખી ધીરે ધીરે સરઘસ ગાતું–નાચતું વાડા બહાર નીકળે છે. રસ્તે કન્કાન્ગાને વર્તુળમાં દોરી લે છે. તે શરમની મારી વાંકી વળી શરીર સંકોચે છે. કાન્સોન્સેરાને તે અહીં પગની ચાલ મર્યાદિત કરી છાતીને આગળ કરી ન્કાન્ગા દરમ્યાન શીખેલાં નૃત્યગીતોનો પરચો બતાવે છે. માછલાં પકડવાની ક્રિયાને વ્યક્ત કરતું, ઢીંગલી બનાવી બાળકની યાચના કરવાનું, મક્વાઝ (વહુ) થવાની લાયકાત વ્યક્ત કરતું તેમ જ શોક્યો સાથેના ઘર્ષણને લગતું, વગેરે નૃત્યો તે અહીં રજૂ કરે છે. આ બધાં નૃત્યો ને ગીતોના અલગ અલગ અનેક વિભાગો હોય છે, ઘરડી સ્ત્રીઓ પણ આ નૃત્યમાં શામેલ થાય છે. બન્ને પક્ષનાં માણસો વર્તુળમાં અનેક વસ્તુઓની ભેટ ફેંકે છે.

નૃત્યના કાર્યક્રમને અંતે ન્કાન્ગા વિધિ આટોપાય છે ને લગનવિધિનો આરંભ થાય છે.

★

જયન્ત પરમાર

## મીટ અમૂલી

રૂમક ઝુમક . એ ઢોલક વાગે
અડગ એ ધબકારા વાગે
અખર તેજનાં જગ ઉજ્જવળતા
ઘેરા મહાન દુંદુભિ વાગે.

શબ્દ બધા ખૂટી જ્યાં જાયે
આશ બધી ઊડી ત્યાં જાયે
આશ અનેરા શબ્દો લઈને
આવે મેઘ પલાણી ગાયે.

અગડ બગડમાં અટવાતા ત્યાં
લધરવધરમાં લપટાતા ત્યાં
ઓછી આછી એવી કૈં કૈં
ઘેલી વાતે લપટાતા ત્યાં.

પથિક કો આવીને ઊભે
દૃષ્ટિ મીટ અનેરી માંડે
પથિક–દૃષ્ટિ બદલાતા ત્યાં
પથિક–ઉર બધુંય વધુ ભે.

ખેતર વચ્ચે, સીમ સખાતે
આડે અવળે ઘોર પ્રપાતે
વનવનનાં વીંઝણલા આવી
ઘેરા ઘેલા ઊડત પ્રવાતે :

ત્યારે ત્યાંથી જગ આખાની
એક અમૂલી મીટ વખાની
દોડી દોડી દર્શન કાજે
ઇશભૂલી માનવ શાખાની.

★





# ગૃહમંગલ

"સુમંગલા"

કુટુંબની સુખસગવડ, તેની જાહોજલાલી, દરેકની મરજીનો સંતોષ, કૌટુંબિક મતભેદોની સમજણપૂર્વકની ચર્ચા અને આર્થિક જવાબદારી કુટુંબની એક જ વ્યક્તિને કારણે બળવત્તર બની શકે છે અને એક જ વ્યક્તિને કારણે ખેદાનમેદાન પણ થઈ જાય છે. કુટુંબની મર્યાદા બેથી માંડીને બાવીસની પણ આંકી શકાય. છતાં બાવીસ વ્યક્તિઓનું એક કુટુંબ કેટલાય દાખલાઓમાં આબાદ સંપથી રહેતું હોય છે તેમાં એક વ્યક્તિ જ મુખ્ય ભાગ ભજવે છે. અને એવું જ કોઈક કુટુંબ કલેશથી રહેતું હોય છે તેમાંય પણ એક જ વ્યક્તિ ભાગ ભજવતી હોય છે.

પતિ અને પત્ની એ બે જ જ્યારે એક કુટુંબમાં હોય છે ત્યારે એ કુટુંબ હજારમાંથી એકાદ જ અસુખી નીવડે છે. પણ એ હજારે એક અસુખીનો દાખલો કોઈને અસર નથી કરતો. આપણી સંસ્કૃતિમાં જે સંયુક્ત કુટુંબની ભાવનાને બહેલાવવામાં આવી છે તેમાં હુતો ને હુતીના કુટુંબની ગણના ન કરી શકાય, તેમાં તો બાવીસ માણસોના ભર્યાભાદર્યા કુટુંબની જ વાત કરી શકાય. એ ભાવના ધીમે ધીમે ભૂંસાતી જાય છે. તેમાં પશ્ચિમની સંસ્કૃતિની ઉપરછલ્લી અસર પણ મોટો ભાગ ભજવે છે.

બાળકને કેળવણી, સંસ્કાર અને સદ્‌ગુણો જેટલાં માતા-પિતા કે કોઈ મોટા કુટુંબનાં ઘરડાં દાદા-દાદી પાસેથી મળે છે તે કોઈપણ છાત્રાલયમાંથી તો નથી જ મળતાં. બાળકોને વ્યવસ્થિત રીતે રહેવાનું આવાં છાત્રાલયો શીખવે છે તે પણ સાચી વાત નથી. બાળકનું કુમળું માનસ સંસ્કારની મોટી છાપ તરત ગ્રહણ કરી લે છે. તે માનસને પૂરું પારખવાની શક્તિ છાત્રાલયનાં જુદી જુદી ખોપરીનાં બાળકોને સાચવનાર ગૃહપતિમાં હોય તો ય વ્યક્તિગત ધ્યાન આપવાનું તો માતા-પિતાથી જ બની શકે. સંપ, સુલેહ, સદ્‌ભાવ અને સંસ્કારથી ઓપતું કોઈપણ કુટુંબ બાળકના ભાવિને નચિંત કરી દે છે. તે કુટુંબમાં ઊછરેલું બાળક મોટું થતાં કદાચ મુશ્કેલીનો સામનો કરતાં ગભરાશે, પણ સંસ્કારની ઊંડી છાપ તે ભૂંસી નહિ જ શકે. તેને ક્યાંયથી પણ સુપંથ જ સાંપડવાનો બલ્કે—સુપંથ તરફ જ તેનું ધ્યાન રહેવાનું. કૌટુંબિક ભાવનાની એ સાચી અને સારી મુડી છે. બદલાતા યુગને એ મુડી જાળવવી જરૂરીય છે.



# ભાવ વિનાનાં ભાભી

હું કૉલેજમાં હતી ત્યારે નિર્મળાને ઘેર ઘણી-વાર જવાનું થતું. અમે બન્ને અભ્યાસમાં સાથે હતાં અને અમારી મિત્રતા પણ એવી હતી કે કોઈ ને કોઈ કારણસર રજાના દિવસે, અરે, ચાલુ દિવસોમાં પણ સાંજને ટાણે ભેગાં થતાં.

નિર્મળાના ઘરમાં તેનાં ભાઈ–ભાભી, બા અને પોતે એટલે કંઈક અંશે ઘરની જવાબદારી પણ એને માથે વિશેષ હતી. સાધારણ રીતે ઘરનો બધો જ વહીવટ તે સંભાળતી, અને તે પણ ખૂબ જ વ્યવસ્થિત રીતે. એના કરેલા કામમાં બીજાએ જોવાનું પછી રહે જ નહિ. બહારનું કામ એટલે તેમાં બધું જ આવી ગયું. ઘરની નાનામાં નાની ચીજ લાવવાથી માંડીને તે બેંકમાં જવા સુધીનું, અરે એના મકાનના ભાડા ઉઘરાવવાનું કામ પણ એને જ શીર હતું. અને તેમાંય ભાભી પિયર ગયાં હોય ત્યારે તો રસોઈનો કારભાર પણ તેને માથે હોય!

આટલું કરવા છતાંય મેં તેનાં રેખાભાભીના મોં ઉપર કયારેય ઉત્સાહ જોયો નથી. જ્યારે જોઉં ત્યારે તેમનું મોઢું ચડેલું જ હોય. નિર્મળાને રહી બેનપણીઓ પણ વધુ. એટલે વારંવાર કોઈનું કોઈ ત્યાં આવ્યા કરતું. ભાભીનું આવું ચઢેલું મોં જોઈને નિર્મળાને તો ઠીક પણ એની સહિયરોને પણ દુઃખ થતું. જાણે કેટલુંય દુઃખ હશે એવું કટાણું મોઢું તેમનું હોય. સ્વભાવ જ એવો કે કોઈ આગન્તુક તેમને ગમે જ નહિ.

નિર્મળા જ્યારે બી. એ. ના છેલ્લાં વર્ષમાં હતી. ત્યારે પણ તે ઘરકામમાં અને એને શીરે લીધેલી કાયમી વ્યવસ્થિતતા એટલી જ જાળવતી હતી. છતાં પણ તેને વાંચવાનું વિશેષ એટલે પહેલાં કરતાં ભાભીને રસોઈકામમાં મદદ ઓછી કરાવી શકતી. ભાભીથી કામ થાય ઓછું અને વ્યવસ્થિતતાનો પણ અભાવ. ઘરમાં બધું જ એટલું બધું અવ્યવસ્થિત લાગે અને એમને પોતાને થાય કે પોતે એકલાં જ ઘરનો બધો બોજો ઉપાડે છે અને નણંદીબાઈ બેઠાં બેઠાં લહેર કરે છે અને તેમાંય ભાભીના કામમાં નિર્મળાથી કંઈ કહેવાય પણ નહિ. કહેવા જતાં અર્થનો અનર્થ થઈ જતો અને ઊલટું ઝઘડાનું મૂળ વધતું. એમની કામ કરવાની પદ્ધતિ પણ એવી કે ભાઈ ઘેર આવે ત્યાંસુધી કંઈ જ બરોબર હોય નહિ અથવા તો એ કંઈ કામ બતાવે ત્યારે એવાં સરસ બહાનાં બતાવે કે 'મારે તો અંદરનું કામ કરવાનું છે ત્યાં કયાં તમારું કરવા બેસું!' અને પછી તો ભાઈને નિર્મળા વિરોધનું કહેવાય તેટલું કહી નાખે.

નિર્મળાને હમેશાં થતું કે મારું આટલું વર્ષ અને તેમાંય પરીક્ષાનો સમય સચવાઈ જાય તો સારું. પણ એ દિવસો કયાંથી! પરીક્ષા ટાણે જ ભાભી તો ચાલ્યાં મહિયરીયે. અને રજનું ગજ કરી મૂક્યું. મૂળે નણંદ તેમને ઘરમાં ગમતી જ નહિ. થોડાઘણાં પણ જો કોઈ નિર્મળાનાં વખાણ કરતું તો તેમને ઈર્ષા આવે. વળી જેટલું નિર્મળા વધુ રહે તેટલો ભાઈનો હિસ્સો ઓછો થાય ને! કોણ જાણે બીજું તો એમના મનમાં શું ભર્યું હશે પણ આવા કેટલાંક કારણોસર તેમનું મન ઊંચું રહ્યા જ કરતું. જૂઠું બોલવાનું પણ તેમને જ

સોંપેલું હતું.

ભાભીનો સ્વભાવ જ એવો કે કોઈનું પણ સારું થતું હોય તો તેમને ખમાય નહિ, જાણે પરાણે સહન કરતાં હોય. અને જ્યારે તેમની સહનશક્તિની બહારની વાત બની જાય ત્યારે તે ખુલ્લંખુલ્લા કોઈ ને કોઈ સ્વરૂપે તેને બહાર હલકી પાડવા પ્રયત્ન કરે. ખાસ કરીને જ્ઞાતિમાં જાત જાતની વાત ફેલાવી. પણ બધાંય કંઈ સાંભળેલું માની લેનારાં ઓછાં હોય છે! કોઈક તો હરિનો લાલ મળી રહે. એટલે ધીમે ધીમે ભાભી જ પંકાવા લાગ્યાં. અને છતાંપણ નણંદને મીજાજી, ઝઘડાખોર, આવડત વગરનાં કહેનાર ભાભી ઠંડાં પડયાં નહિ અને જે ભાઈ–બેનને એકબીજાને વાત કર્યા વગર સંતોષ વળતો નહિ, તેમની વચ્ચે અબોલા કરાવ્યાં.

એક જ વ્યક્તિ કુટુંબની રોનક સુધારી શકે છે જ્યારે એવી જ એક વ્યક્તિ એક કુટુંબને બરબાદ પણ કરી શકે છે!

## નારીનું દૈવત

દેવીબહેને આવીને જેવી વાતની શરૂઆત કરી તેવી જ તેમની આંખો ભીની થઈ. મારે તેમની સાથે એવો નિકટનો પરિચયેય નહોતો કે નહોતી હું તેમને ઓળખતી. એક સંબંધીને ત્યાં તે આવ્યાં ત્યારે મને તેમના વિષે થોડીક હકીકત જાણવા મળેલી. પણ હું મળી તો નહોતી જ શકી. આજે અમે મળ્યાં તેનો આનંદ થવો જોઈએ તેને બદલે બિલકુલ અજાણી વ્યક્તિ પાસે આમ તે રડવા લાગી ગયાં એટલી મારી આત્મીયતા તેમણે પૂરવાર કરી દીધી એટલે મારાથી પણ તેમને સાંત્વન આપ્યા વિના ન રહી શકાયું. અને તેમનું ભરાઈ ગયેલું દિલ હળવું કરવા વિનવ્યાં પણ ખરાં.

ઉભરો શમી જતાં સ્વસ્થ થઈને તેમણે જે વાતો કરી તે વાત તો આજેય મને અશાંત બનાવી દે છે. કેટલીય બહેનોની જેમ તેમને પણ સાસરે સુખ નહોતું. અને તે અસુખનું કારણ તો ભણેલી ગણેલી, સંસ્કાર રેડવાનો ડોળ કરતી, પોતાની જાતને સ્ત્રી–ઉન્નતિના લેખો લખીને સમાજસુધારક ગણાવતી અને સામાજિક સુધારાનાં ભાષણો કરતી તેમની સગી નણંદ જ હતી એ જાણ્યું ત્યારે તો મારા દુઃખનો પાર ન રહ્યો. દેવીબહેનની નણંદને હું ઓળખતી એ વાત સાચી, પણ આટલી હદ સુધી તે એક નારીહૃદયને તોડી પાડવામાં રસ લેતી હશે એનો તો ખ્યાલ જ નહિ. અમે કૉલેજમાંય છેવટ સુધી સાથે હતાં એટલે વધુ પરિચય હતો. પણ એ ઉપરછલ્લો હતો તે દેવીબેનની હૃદયવિદારક વાતોથી સાબિત થયું.

દેવીબહેનના વર કંઈક પરાવલંબી પણ ખરા. ઘરમાં તેમનું વર્ચસ્વ જરાય નહિ તેમ કહી શકાય. ઘરમાં દેવીબેનનાં સાસુ, નણંદ અને નાનો દિયર મળીને તેના પતિ સહિત કુલ પાંચ જણનું એ કુટુંબ હતું. શરૂ શરૂમાં તો 'ભાભી–ભાભી' કરતાં નણંદ થાકતી પણ નહિ. પણ નણંદને પોતાના ભાઈ ઉપરનો હક ભાભી છીનવી લે છે એવું લાગ્યું તે જ દિવસથી દેવીબહેનની કરુણતાની શરૂઆત થઈ. ભાઈ દેવીબેન સાથે એકલા ફરવા જાય, સિનેમામાં જાય, ક્યાંય બહારગામ જાય કે કોઈ મિત્રને મળવા જાય એ નણંદબાથી

કેમેય સહ્યું ન જાય. વિખવાદની શરૂઆત એ કારણથી થઈ તે છેક છેલ્લે પાટલે જઈ બેઠી. ઘરમાં ભાઈનું કશું ચાલે નહિ તેટલી પહેલેથી બહેને છાપ પાડેલી એટલે આવું કંઈક બને એટલે દેવીબહેનને ઘણીવાર તો પતિ સાથે નીકળતાં રોકાઈ જવું પડે કે ઘણીવાર નણંદબાને સાથે લેવાં પડે ! સાથે લેવામાંય કશો વાંધો નહોતો, પણ દેવીબહેન એકલા પડીને ભાઈબહેન પાછળ પાછળ મૂગા મૂગા ચાલે અને બહેન ભાઈની સાથે વાતોના તડાકા લગાવે. પોતાની જાતને સંસ્કારમૂર્તિ કહેવાતી આ નણંદની બીજી એવી જ વાતો કરી કરીને જ્યારે દેવીબહેન હળવાં થયાં ત્યારે વિચાર અને આચારનો ભેદ સમજવા હું પ્રયત્ન કરવા લાગી ગઈ. દેવીબહેનને એટલાં બધાં તંગ થતાં નિહાળ્યાં કે પાંચ–પાંચ વરસથી પિયર આવીને રહેલાંને કોઈ દિવસ સાસરેથી કોઈ બોલાવવાનો પ્રયત્ન પણ નહોતું કરતું અને હવે સ્વમાનભેર જીવવા માટે કંઈક પગભર થઈ ગયેલાં એટલે પરિણીત જીવનનો અંત લાવવા માગતાં હતાં. અને છૂટાછેડા લઈને જીવનની મધુરતા મેળવવા કોઈ સમાનધર્મા અને સ્વમાની સાથીની શોધની ઇચ્છા રાખી રહ્યાં હતાં. મારાથી બનતી મદદ કરવાનું આશ્વાસન આપીને મેં તેમને વિદાય કર્યાં ત્યારે કેવાં સંતોષી લાગ્યાં હતાં ! દેવીબહેનનું દિવ્ય તત્ત્વ પારખવાની શક્તિ પતિમાં કે નણંદમાં કેમ ન આવી ?

## માતૃત્વની મહેક

'અરે નીલા, તું ક્યાંથી આજે ભૂલી પડી !' ઘણે વરસે દેખાયેલી નીલાને જોતાંવેંત મારાથી બોલી જવાયું. મેં તેને મારી પાસે બેસાડી. છ સાત વરસે નીલાને મેં જોઈ અને હું વિચારમાં પડી ગઈ. પરણીને બીજે વરસે આવેલી ત્યારે તેના હર્ષનો પાર નહોતો. તેની સત્તર વરસની તે કાયામાં જાણે યૌવન ઊભરાઈ જતું હતું. એ જ નીલા આજે ચોવીસ પચીસ વરસની પણ હજુ નથી થઈ ત્યાં આમ વૃદ્ધત્વને આરે આવીને કેમ ઊભી રહી ગઈ છે ?

કોઈ વાતની શરૂઆત કરે તે પહેલાં મેં જ પૂછી લીધું : 'બેબી તો મજામાં છે ને ? એને લઈને કેમ ન આવી ?' અને નીલાનું મોં સાવ લેવાઈ ગયું, વિલાયેલા ચહેરા ઉપર એક જાતનો અંધારપટ જાણે રચાઈ ગયો. નીલા ન કશું બોલી શકી કે ન આંખમાંથી એક આંસુય પાડી શકી. એમ ને એમ એ જોઈ જ રહી.

મેં તેને પાણી પાયું. થોડી સ્વસ્થ કરી. બીજી આડી અવળી વાતે ચડાવી ત્યારે તેનામાં વાત કરવાના હોશ આવ્યા. અને તેણે જે વાત કરી તે તો મારી કલ્પનામાં જ ન આવી. સાસરેથી છ–સાત મહિનાથી તે પિયર આવી છે. દશેક વરસના પરણેતર જીવને તેના જીવનને અસહ્ય બનાવી મૂક્યું છે. સાસુ અને પતિની મારઝૂડ તેનાથી અસહ્ય બની છે. કેટલીય વખત ઘર છોડી જવા હુકમ છોડનારાં સાસુ અને પતિના બોલને માનીને તે પિયર આવે ને બીજે જ દિવસે સાસરેથી તેડું આવે એટલે પાછી સાસરે જતી. આઠ દશ દિવસ સારી રીતે ચાલે ને પાછું એ જ પુનરાવર્તન.



આઠેક વરસની બેબી થઈ છે પણ એ બેબી તરફનું પોતાનું વાત્સલ્ય ક્યારેય એ દાબી શકી નથી. અને તેમાંય છેલ્લા છએક માસથી તો એ બેબીને જોઈ પણ શકી નથી. માતૃહૃદય આમ કેવી રીતે બાળકને ભૂલી શકે? અને તેમાંય પોતાનો એ તો એકનો એક સહારો. જે બાળકને માટે પોતે આટલાં વરસો હેરાન થઈ તેને માટે માતા સિવાય બીજા કોને પડી હોય! એ ભર્યાભાદર્યા ઘરમાં બેબીની બધી બાહ્ય સગવડો સચવાય છે એ વાતની તો નીલાને નિરાંત હતી. પણ સંસ્કારનો જે પમરાટ માતા ફેલાવી શકે તે તો એ કુટુંબનું કોઈ માણસ ફેલાવી શકે તેમ નહોતું. નીલાના કહેવા પ્રમાણે તો ઉલટાના કુસંસ્કારો ફેલાય તેવું એ ઘરનું કલુષિત વાતાવરણ હતું. ખુદ નીલાના પતિ પણ કુમાર્ગે જઈ રહ્યા હતા. નીલાની ઉંમરે પહોંચેલી નણંદોની સ્વચ્છંદતાની વાતો તો રોજ એટલે એટલે છડેચોક સંભળાતી. આ બધાંથી બચાવવા નીલા પોતાની બેબીને પોતાની પાસે રાખવા તૈયાર થઈ હતી.

પણ કાયદેસર છ વરસ પછી બાળક પર માતાનો હક હોઈ ન શકે. સિવાય કે તે બાળક પર પડતા કુસંસ્કારો માટે પિતાને જવાબદાર ઠરાવી શકે. નીલા બેબીને કોઈપણ હિસાબે પોતાની સાથે રાખવા તૈયાર થઈ. તેનું માતૃહૃદય બેબીના સહારા વિના રહી શકે તેમ નહોતું. અને તેણે યોગ્ય સલાહ અને માર્ગદર્શન માટે દોડાદોડી કરી મૂકી. પોતાના બાળક માટે, તેના ઉજ્જવળ ભાવિ માટે કઈ માતા નીલા જેવી ન બને! નીલાના ક્રમતાક્રાત શરીરમાં જે તાજગી આવી ગઇ તે નારીની છૂપી રહેલી શક્તિનું પ્રતીક હતી. માતૃત્વની ભરી ભરી સહેક હતી.

## ફાલસાનું શરબત

ફાલસાને ચોખ્ખા પાણીથી ધોઈને તેનો રસ કાઢવો. સૌથી પહેલાં રસ કેટલો છે તે માપી લેવું. જેટલો રસ હોય તેના પોણા ભાગનું પાણી અને સવા ભાગની ખાંડ નાખવી. એટલે કે એક કપ ભરીને રસ હોય તો તેમાં પોણો કપ પાણી અને સવા કપ ભરીને ખાંડ નાખવી. તે બધું ખૂબ હલાવીને એકરસ બનાવવું. અને તેને ઝીણા કપડાથી ગાળી લેવું.

તૈયાર થયેલું શરબત લાંબો સમય સાચવી રાખવા માટે તેની અંદર ૧ શેર શરબત હોય તો ૩/૪ ડ્રામ (૪૫ ટીપાં) સોડીયમ બેન્ઝોઈટ નાખવું. પ્રમાણસર ફાલસા રંગ અને સુગંધી પણ પાણીમાં મીલાવીને નાખી શકાય. પછી બરાબર હલાવી તેને શીશામાં ભરી પેક કરી લેવું. શરબત હોય તેના બે ભાગનું પાણી નાખી પીવાના ઉપયોગમાં લેવું. અત્યારે ફાલસા સસ્તા મળે છે એટલે જથ્થાબંધ ભાવે લાવી શરબતના શીશા ભરી રાખવાથી સસ્તું અને ઠંડક આપનારું તાજું સુંદર ઉનાળાનું પીણું પીવા મળે છે.

ખાંડની ચાસણી કરીને પણ શરબત બનાવી શકાય છે. ચાસણી પાકી કરી નીચે ઉતારી ઠંડુ પાડી પછી ફાલસાનો રસ અંદર નાખવો જેથી તેનો ગુણ બરાબર જળવાઈ રહે છે.







સંધિકાળ ( પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ ):

[ લે. ચુનીલાલ વ. શાહ: પ્ર. ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત; મૂલ્ય, બેઉ ભાગના સામટા આઠ રૂપિયા. ]

કૌતુકપ્રિય પ્રકૃતિના 'ધૂમકેતુ'ને મુકાબલે સ્વસ્થ પ્રકૃતિના આપણા નવલકથાકાર શ્રી. ચુનીલાલ શાહની આ નવી કૃતિ એમની 'તપોવન' જેવી એક સુવાચ્ય ઉદ્દેશપ્રધાન સામાજિક નવલકથા છે. કર્તાએ કથાનો હેતુ અને એનું નામ આ રીતે સમજાવ્યાં છે: 'જૂનામાંથી સંક્રાન્ત થઈ કોઈ નવા આગામી કાળ તરફ લઈ જનારા કાળનું સામાજિક ચિત્રાલેખન કરવાની અપેક્ષાએ આ નવલકથાને એ નામ આપ્યું છે. સંધિકાળનું આવું સામાજિક ચિત્રાલેખન તેને માટે મધ્યમ વર્ગનું એક નાનું કુટુંબ પસંદ કરીને કર્તાએ કર્યું છે. સૌરાષ્ટ્રના એક તાલુકદારના કારભારી ધીરજલાલ, તેમનાં આજાર અને કથાની અધવચમાં વિદાય લેતાં પત્ની, તેમનો ગ્રેજ્યુએટ પુત્ર શશિકાન્ત, ગ્રેજ્યુએટ પુત્રવધૂ વંદના, ડૉક્ટરીનું ભણતી પુત્રી વિનોદા અને પરણાવેલી પુત્રી શાલિની, આટલાં જ સભ્યોવાળા એ મધ્યમ વર્ગના સામાન્ય સ્થિતિના કુટુંબની સાવ સાદી, પણ આ સંધિકાળમાં ઘર ઘરની બનતી જતી વાસ્તવકથા ભાવનાનો થોડો પુટ પામીને આ બે ભાગમાં વહેતી નવલકથામાં રજૂ થાય છે. શશિકાંતના સગપણની વાતમાં પુત્ર-પુત્રીઓના વિવાહનો માબાપો માટે અત્યારે મુશ્કેલ બનેલો પ્રશ્ન, શશિકાંતના લગ્નની કથામાં લગ્નવિધિના રૂઢ લોકાચારનો ઝડપથી થતો જતો અસ્ત, વંદના દ્વારા ભણેલી શહેરી યુવતીઓ અને જુવાન પુત્રવધૂઓનું માનસ, વિનોદાના પાત્ર દ્વારા સ્નેહલગ્નનો તથા ભણીને કમાતી થતી પુત્રીઓ વડે ગરીબ માબાપને મળતા ટેકાનો પ્રશ્ન, શાલિનીના પાત્ર દ્વારા વણસતા દાંપત્યજીવનનો પ્રશ્ન, અને ધીરજલાલના પાત્ર દ્વારા પાકટ ઉંમરે વિધુર બનેલા અને પરણાવેલાં પુત્રપુત્રીઓ પોતપોતાને ઠેકાણે જતાં એકલા પડી જતા વૃદ્ધ પેન્શનરોની સ્થિતિનો અને તેમને માટે વૃદ્ધાશ્રમોની ઊભી થતી જતી જરૂરનો પ્રશ્ન જે રીતે કર્તાએ રજૂ કરેલ છે તે આ સંધિકાળનું એમનું સંસારદર્શન કેટલું સાચું અને વાસ્તવલક્ષી છે તે બતાવી આપે છે.

કથામાં સૌથી વધુ સહાનુભૂતિ વાચકો પાસેથી મેળવી જાય એવું પાત્ર ધીરજલાલનું છે. એના દ્વારા જૂની અને નવી પેઢી વચ્ચેના દૃષ્ટિભેદ અને મનોભેદથી આ સંધિકાળમાં જૂની પેઢીના શેષ જીવનની જન્મતી કરુણતાનો સાક્ષાત્કાર વાચકોને કરાવવાની કર્તાની નેમ હતી. એ નેમ એમણે મૂળચંદના ગૌણ પાત્રથી પણ સાધી છે. પણ ધીરજલાલના પાત્રની વિશિષ્ટતા એ છે કે કર્તાએ એને બધો વખત પોતાનાં સુખ-સગવડ, ઇચ્છા-અપેક્ષાઓ અને આગ્રહો-માન્યતાઓને કોરે મૂકી નવી પેઢીની દૃષ્ટિને સમજવા અને તેને અનુકૂળ થવા મથતા ઉદાર સમજુ વડીલ તરીકે ચીતર્યો છે. એની આત્મસમર્પણશીલતા અને ઉદારતાની સામે કર્તાએ તેનાં પુત્ર-પુત્રવધૂની સ્વસુખપરાયણતા મૂકી છે, પણ તેનેય કર્તાએ દુષ્ટતાજન્ય કે સ્વાર્થજન્ય નહિ પણ શુભનિષ્ઠ જુવાન પેઢીની આત્મરતતામાં થઈ જતી અસાવધાન ચૂક તરીકે જ આલેખી છે. એમની આંખ ઊઘડતાં બધું શુભ-મંગલ જ બને છે તે આ આ કારણે.



નવલકથાનું વસ્તુ બહુ મોટા પટનું નથી, તોયે કથાએ તો બે ભાગ કર્યા છે. કથાને સમયલક્ષી, સમાજદર્શી અને વિચારપ્રેરક બનાવવાની વૃત્તિથી કર્તાએ અંદર અનેક ચર્ચાઓ મૂકી છે. પૂર્વાર્ધના ૧૬મા પ્રકરણમાંની દરબાર ને ધીરજલાલ વચ્ચેની રજવાડાંના ભાવિ વિશેની ચર્ચા, ૧૭મા પ્રકરણની ઈશ્વર સંબંધી ધીરજલાલ ને તેનાં પત્ની વચ્ચેની ચર્ચા, ઉત્તરાર્ધના બીજા પ્રકરણનું સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્ય પરનું ભાષણ, કથાનું એક આકર્ષક પાત્ર બનતા અનુભવ-ડાહ્યા માણેકલાલ માધાણી અને ધીરજલાલ વચ્ચેની સંધિકાળ તથા વ્યક્તિત્વવાદ અંગેની ચર્ચાઓ, મૂળચંદની સાંપ્રતકાળના જૂની-નવી પેઢી વચ્ચેના દૃષ્ટિભેદને સ્ફુટ કરતી વાતો, ઉત્તરાર્ધના ૧૪મા પ્રકરણમાંની સાહિત્ય, સાહિત્યપરિષદ ને લગ્ન અંગેની ચર્ચા, વૃદ્ધાશ્રમની યોજના—આ સર્વ કથાને વિસ્તારી બનાવી દેવા માટે જવાબદાર છે. કથાને ઉદ્દેશપ્રધાન અને કશુંક શીખવે કે વિચાર કરવા પ્રેરે એવી બનાવવામાં એનો હિસ્સો સારો ગણાય, પણ એને સુશ્લિષ્ટ કલાકૃતિ બનાવવામાં નહિ.

જૂની તેમજ નવી પેઢીને થોડું આત્મનિરીક્ષણ કરવા અને જાતને થોડી સુધારવા પ્રેરે એવી આ સાદી પણ સુવાચ્ય નવલકથા બેઉ પેઢીના સત્કારની અધિકારી છે.

**સ્વભાવદર્શન :**

[ લે. હર્ષિદા પંડિત; પ્રકાશક, ભારતી સાહિત્ય સંઘ લિ૦ ગાંધી રોડ, અમદાવાદ; મૂલ્ય, ત્રણ રૂપિયા ]

'ઊર્મિ-નવરચના' માસિકમાં ૧૯૫૨ થી ૧૯૫૫ ના સમયમાં શ્રીમતી હર્ષિદા પંડિતના માનવીના કેટલાક વ્યવહાર, ટેવો અને વૃત્તિઓ પરના લેખો પ્રસિદ્ધ થયેલા તેને આ પુસ્તકરૂપે ગ્રંથસ્થ કરીને ભારતી સાહિત્ય સંઘે એક ઉપયોગી સેવા બજાવી છે એમ કહેવું જોઈએ. સંકુલ બનતા જતા આ યુગના જીવનમાં માણસ અનેક નાના મોટા આંતર સંઘર્ષથી પીડાતા હોય છે જેની અસર એના નિત્યના વ્યવહાર પર કોઈ ને કોઈ રીતે પડતી હોય છે. ક્લેશહીન અને સંવાદી જીવન જીવવા માટે માણસને પોતાની આંતર સૃષ્ટિને અને પોતાની જાતને પ્રથમ તો બરાબર ઓળખી લેવી જરૂરી છે. એ પછી જ એ પોતાની જાતને ઠીક કરી સુધારી શકે. મનોવિજ્ઞાન આમાં ઘણી મદદ કરી શકે. મનોવિજ્ઞાને અત્યાર લગીમાં ઘણી પ્રગતિ કરી છે અને હજીય કર્યે જાય છે. આપણી ભાષામાં એ વિજ્ઞાનનાં પુસ્તકો લખાવાં જોઈએ તેટલાં લખાયાં નથી. યુનિવર્સિટીમાં ગુજરાતીને બોધ ભાષાનું સ્થાન મળતાં એ પરિસ્થિતિમાં હવે ફેર પડતો જવાનો. પણ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ માટે લખાતાં પુસ્તકો શાસ્ત્રીય પદ્ધતિનાં અને પાઠ્ય પુસ્તકો જેવાં બનવાનાં. સામાન્ય જનતા માટે લોકભોગ્ય અને સરળ-રસિક શૈલીમાં લખાયેલાં પુસ્તકોની જરૂર રહેવાની જ. એવાં પુસ્તકો હાલ આપણે ત્યાં ઝાઝાં નથી. શ્રીમતી હર્ષિદા પંડિતનું આ પુસ્તક આ કારણે ઘણું આવકાર્ય ઠરે છે.

પોતાની એમ. એ. ની પદવી માટે લેખિકાએ કરેલા માનસશાસ્ત્રના અભ્યાસે એમને જે જ્ઞાન સંપડાવ્યું તેમાં એનો શોખ કેળવી વાચનથી ઉમેરો કરી એને સામાન્ય વાચક પાસે લઈ જવાનો એમણે કર્તવ્ય-બુદ્ધિથી પ્રશસ્ય પ્રયાસ કર્યો છે. માનસશાસ્ત્રની સૈદ્ધાંતિક આંટીઘૂંટીઓ અને મતમતાંતરો વિશે પુસ્તકના પહેલા જેવા લેખમાં એ ઉલ્લેખ નથી કરતાં એમ નહિ, પણ બને ત્યાં લગી એવાં શાસ્ત્રીયતાનાં ઊંડાં પાણીમાં વાચકોને ઉતારવાને બદલે એમને રસ પડે તેમજ બીજી રીતે જાતને ઓળખવા ને સુધારવામાં કામ લાગે તેવી માહિતી પીરસવા પર જ એમણે પોતાનું લક્ષ્ય કેન્દ્રિત કર્યું છે. આથી માનવ-સ્વભાવ અને વ્યક્તિત્વ વિશે માનસશાસ્ત્રીઓને જે કહેવાનું છે તેનો સુગમ પરિચય પહેલા બે લેખમાં કરાવી, લેખિકાએ તે પછી માનવીની ટેવો અને પ્રેમ, ઈર્ષ્યા, પૂર્વગ્રહ, નિરાશા, ભાગેડુવૃત્તિ, ક્રોધ વગેરે વૃત્તિઓ અને તે જન્માવતી હોય તે વ્યવહાર તથા ઊંઘ, સ્વપ્ન, ફુરસદ, અનુકરણ આદિ પ્રવૃત્તિઓ વિશે જ



સંધિકાળ ( પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ ):

[ લે. ચુનીલાલ વ. શાહ: પ્ર. ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત; મૂલ્ય, બેઉ ભાગના સામટા આઠ રૂપિયા. ]

કૌતુકપ્રિય પ્રકૃતિના ' ધૂમકેતુ 'ને મુકાબલે સ્વસ્થ પ્રકૃતિના આપણા નવલકથાકાર શ્રી. ચુનીલાલ શાહની આ નવી કૃતિ એમની ' તપોવન ' જેવી એક સુવાચ્ય ઉદ્દેશપ્રધાન સામાજિક નવલકથા છે. કર્તાએ કથાનો હેતુ અને એનું નામ આ રીતે સમજાવ્યાં છે: ' જૂનામાંથી સંક્રાન્ત થઈ કોઈ નવા આગામી કાળ તરફ લઈ જનારા કાળનું સામાજિક ચિત્રાલેખન કરવાની અપેક્ષાએ આ નવલકથાને એ નામ આપ્યું છે. સંધિકાળનું આવું સામાજિક ચિત્રાલેખન તેને માટે મધ્યમ વર્ગનું એક નાનું કુટુંબ પસંદ કરીને કર્તાએ કર્યું છે. સૌરાષ્ટ્રના એક તાલુકદારના કારભારી ધીરજલાલ, તેમનાં આજાર અને કથાની અધવચમાં વિદાય લેતાં પત્ની, તેમનો ગ્રેજ્યુએટ પુત્ર શશિકાન્ત, ગ્રેજ્યુએટ પુત્રવધૂ વંદના, ડૉક્ટરીનું ભણતી પુત્રી વિનોદા અને પરણાવેલી પુત્રી શાલિની, આટલાં જ સભ્યોવાળા એ મધ્યમ વર્ગના સામાન્ય સ્થિતિના કુટુંબની સાવ સાદી, પણ આ સંધિકાળમાં ઘર ઘરની બનતી જતી વાસ્તવકથા ભાવનાનો થોડો પુટ પામીને આ બે ભાગમાં વહેતી નવલકથામાં રજૂ થાય છે. શશિકાંતના સગપણની વાતમાં પુત્ર-પુત્રીઓના વિવાહનો માબાપો માટે અત્યારે મુશ્કેલ બનેલો પ્રશ્ન, શશિકાંતના લગ્નની કથામાં લગ્નવિધિના રૂઢ લોકાચારનો ઝડપથી થતો જતો અસ્ત, વંદના દ્વારા ભણેલી શહેરી યુવતીઓ અને જુવાન પુત્રવધૂઓનું માનસ, વિનોદાના પાત્ર દ્વારા સ્નેહલગ્નનો તથા ભણીને કમાતી થતી પુત્રીઓ વડે ગરીબ માબાપને મળતા ટેકાનો પ્રશ્ન, શાલિનીના પાત્ર દ્વારા વણસતાં દાંપત્યજીવનનો પ્રશ્ન, અને ધીરજલાલના પાત્ર દ્વારા પાકટ ઉંમરે વિધુર બનેલા અને પરણાવેલાં પુત્રપુત્રીઓ પોતપોતાને ઠેકાણે જતાં એકલા પડી જતા વૃદ્ધ પેન્શનરોની સ્થિતિનો અને તેમને માટે વૃદ્ધાશ્રમોની ઊભી થતી જતી જરૂરનો પ્રશ્ન જે રીતે કર્તાએ રજૂ કરેલ છે તે આ સંધિકાળનું એમનું સંસારદર્શન કેટલું સાચું અને વાસ્તવલક્ષી છે તે બતાવી આપે છે.

કથામાં સૌથી વધુ સહાનુભૂતિ વાચકો પાસેથી મેળવી જાય એવું પાત્ર ધીરજલાલનું છે. એના દ્વારા જૂની અને નવી પેઢી વચ્ચેના દૃષ્ટિભેદ અને મનોભેદથી આ સંધિકાળમાં જૂની પેઢીના શેષ જીવનની જન્મતી કરુણતાનો સાક્ષાત્કાર વાચકોને કરાવવાની કર્તાની નેમ હતી. એ નેમ એમણે મૂળચંદના ગૌણ પાત્રથી પણ સાધી છે. પણ ધીરજલાલના પાત્રની વિશિષ્ટતા એ છે કે કર્તાએ એને બધો વખત પોતાનાં સુખ-સગવડ, ઇચ્છા-અપેક્ષાઓ અને આગ્રહો-માન્યતાઓને કોરે મૂકી નવી પેઢીની દૃષ્ટિને સમજવા અને તેને અનુકૂળ થવા મથતા ઉદાર સમજુ વડીલ તરીકે ચીતર્યો છે. એની આત્મસમર્પણશીલતા અને ઉદારતાની સામે કર્તાએ તેનાં પુત્ર-પુત્રવધૂની સ્વસુખપરાયણતા મૂકી છે, પણ તેનેય કર્તાએ દુષ્ટતાજન્ય કે સ્વાર્થજન્ય નહિ પણ શુભનિષ્ઠ જુવાન પેઢીની આત્મરતતામાં થઈ જતી અસાવધાન ચૂક તરીકે જ આલેખી છે. એમની આંખ ઊઘડતાં બધું શુભ-મંગલ જ બને છે તે આ આ કારણે.



નવલકથાનું વસ્તુ બહુ મોટા પટનું નથી, તોયે કથાએ તો બે ભાગ કર્યા છે. કથાને સમયલક્ષી, સમાજદર્શી અને વિચારપ્રેરક બનાવવાની વૃત્તિથી કર્તાએ અંદર અનેક ચર્ચાઓ મૂકી છે. પૂર્વાર્ધના ૧૬મા પ્રકરણુ-માંની દરબાર ને ધીરજલાલ વચ્ચેની રજવાડાંના ભાવિ વિશેની ચર્ચા, ૧૭મા પ્રકરણની ઇશ્વર સંબંધી ધીરજલાલ ને તેનાં પત્ની વચ્ચેની ચર્ચા, ઉત્તરાર્ધના બીજા પ્રકરણનું સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્ય પરનું ભાષણ, કથાનું એક આકર્ષક પાત્ર બનતા અનુભવ-ડાહ્યા માણેકલાલ માધાણી અને ધીરજલાલ વચ્ચેની સંધિકાળ તથા વ્યક્તિત્વવાદ અંગેની ચર્ચાઓ, મૂળચંદની સાંપ્રતકાળના જૂની-નવી પેઢી વચ્ચેના દૃષ્ટિભેદને સ્ફુટ કરતી વાતો, ઉત્તરાર્ધના ૧૪મા પ્રકરણમાંની સાહિત્ય, સાહિત્યપરિષદ ને લગ્ન અંગેની ચર્ચા, વૃદ્ધાશ્રમની યોજના—આ સર્વ કથાને વિસ્તારી બનાવી દેવા માટે જવાબદાર છે. કથાને ઉદ્દેશપ્રધાન અને કશુંક શીખવે કે વિચાર કરવા પ્રેરે એવી બનાવવામાં એનો હિસ્સો સારો ગણાય, પણ એને સુશ્લિષ્ટ કલાકૃતિ બનાવવામાં નહિ.

જૂની તેમજ નવી પેઢીને થોડું આત્મનિરીક્ષણ કરવા અને જાતને થોડી સુધારવા પ્રેરે એવી આ સાદી પણ સુવાચ્ય નવલકથા બેઉ પેઢીના સત્કારની અધિકારી છે.

### સ્વભાવદર્શન :

[ લે. હર્ષિદા પંડિત; પ્રકાશક, ભારતી સાહિત્ય સંઘ લિ૰ ગાંધી રોડ, અમદાવાદ; મૂલ્ય, ત્રણ રૂપિયા ]

'ઊર્મિ-નવરચના' માસિકમાં ૧૯૫૨ થી ૧૯૫૫ ના સમયમાં શ્રીમતી હર્ષિદા પંડિતના માનવીના કેટલાક વ્યવહાર, ટેવો અને વૃત્તિઓ પરના લેખો પ્રસિદ્ધ થયેલા તેને આ પુસ્તકરૂપે ગ્રંથસ્થ કરીને ભારતી સાહિત્ય સંઘે એક ઉપયોગી સેવા બજાવી છે એમ કહેવું જોઈએ. સંકુલ બનતા જતા આ યુગના જીવનમાં માણસ અનેક નાના મોટા આંતર સંઘર્ષથી પીડાતા હોય છે જેની અસર એના નિત્યના વ્યવહાર પર કોઈ ને કોઈ રીતે પડતી હોય છે. ક્લેશહીન અને સંવાદી જીવન જીવવા માટે માણસને પોતાની આંતર સૃષ્ટિને અને પોતાની જાતને પ્રથમ તો બરાબર ઓળખી લેવી જરૂરી છે. એ પછી જ એ પોતાની જાતને ઠીક કરી સુધારી શકે. મનોવિજ્ઞાન આમાં ઘણી મદદ કરી શકે. મનોવિજ્ઞાને અત્યાર લગીમાં ઘણી પ્રગતિ કરી છે અને હજીય કર્યે જાય છે. આપણી ભાષામાં એ વિજ્ઞાનનાં પુસ્તકો લખાવાં જોઈએ તેટલાં લખાયાં નથી. યુનિવર્સિટીમાં ગુજ-રાતીને બોધ ભાષાનું સ્થાન મળતાં એ પરિસ્થિતિમાં હવે ફેર પડતો જવાનો. પણ યુનિવર્સિટીના વિદ્યા-ર્થીઓ માટે લખાતાં પુસ્તકો શાસ્ત્રીય પદ્ધતિનાં અને પાઠ્ય પુસ્તકો જેવાં બનવાનાં. સામાન્ય જનતા માટે લોકભોગ્ય અને સરળ-રસિક શૈલીમાં લખાયેલાં પુસ્તકોની જરૂર રહેવાની જ. એવાં પુસ્તકો હાલ આપણે ત્યાં ઝાઝાં નથી. શ્રીમતી હર્ષિદા પંડિ-તનું આ પુસ્તક આ કારણે ઘણું આવકાર્ય ઠરે છે.

પોતાની એમ. એ. ની પદવી માટે લેખિકાએ કરેલા માનસશાસ્ત્રના અભ્યાસે એમને જે જ્ઞાન સંપડાવ્યું તેમાં એનો શોખ કેળવી વાચનથી ઉમેરો કરી એને સામાન્ય વાચક પાસે લઈ જવાનો એમણે કર્તવ્ય-બુદ્ધિથી પ્રશસ્ય પ્રયાસ કર્યો છે. માનસશાસ્ત્રની સૈદ્ધાંતિક આંટીઘૂંટીઓ અને મતમતાંતરો વિશે પુસ્ત-કના પહેલા જેવા લેખમાં એ ઉલ્લેખ નથી કરતાં એમ નહિ, પણ બને ત્યાં લગી એવાં શાસ્ત્રીયતાનાં ઊંડાં પાણીમાં વાચકોને ઉતારવાને બદલે એમને રસ પડે તેમજ બીજી રીતે જાતને ઓળખવા ને સુધારવામાં કામ લાગે તેવી માહિતી પીરસવા પર જ એમણે પોતાનું લક્ષ્ય કેન્દ્રિત કર્યું છે. આથી માનવ-સ્વભાવ અને વ્યક્તિત્વ વિશે માનસશાસ્ત્રીઓને જે કહેવાનું છે તેનો સુગમ પરિચય પહેલા બે લેખમાં કરાવી, લેખિકાએ તે પછી માનવીની ટેવો અને પ્રેમ, ઈર્ષ્યા, પૂર્વગ્રહ, નિરાશા, ભાગેડુવૃત્તિ, ક્રોધ વગેરે વૃત્તિઓ અને તે જન્માવતી હોય તે વ્યવહાર તથા ઊંઘ, સ્વપ્ન, ફુરસદ, અનુકરણ આદિ પ્રવૃત્તિઓ વિશે જ

સરળ શૈલીમાં ઉચિત ઉદાહરણાદિ સાથે આગળ કહી તેવી રસપ્રદ તેમજ ઉપયોગી માહિતી જુદા જુદા લેખોમાં રજૂ કરી છે. પૂર્વગ્રહ, ભય, ચિંતા, શરમાળપણું ઇત્યાદિ વિશે એનાં સ્વરૂપ ને કારણો રજૂ કરીને જ અટકી ન જતાં એ સંબંધમાં માણસે પોતાની જાતને કઈ રીતે સુધારવી ઘટે તેનું વ્યવહારુ કહેવાય એવું માર્ગદર્શન પણ લેખિકાએ આપ્યું છે. પુસ્તકના ઘણા લેખોમાં લેખિકાનો ઝોક એ તરફ જ છે એ દેખી શકાય છે. સૌથી છેલ્લા લેખ 'પ્રેરણા'ને 'સાહજિક વૃત્તિઓ' નામ આપી સૌથી પહેલો અથવા ત્રીજો મૂક્યો હોત તો ઠીક થાત એમ લાગે છે.

પુસ્તકમાં શાસ્ત્રીયતા છે છતાં એનો ભાર કે શુષ્કતા નથી. બીજી નોંધપાત્ર વાત આ પણ છે કે લેખિકાને ભાષાની ને પરિભાષાની મુશ્કેલી બહુ નડી નથી. પોતે યોજેલા કે પ્રચલિત પારિભાષિક શબ્દોની પડખે કૌંસમાં અંગ્રેજી શબ્દો મૂક્યા છે એ સારું કર્યું છે—જો કે મોટા ભાગના ગુજરાતી પર્યાયો એકંદરે સંતોષકારક છે. અન્ય માનવીઓને ઓળખવા ને સમજવા માગનારે તેમજ જાતને ઘડવા ઇચ્છનાર સૌએ આ પુસ્તક વાંચવું જોઈએ. લેખિકાના શ્રમ ને ઉત્સાહને સાર્થ ઠરાવતો આવો સત્કાર લેખિકાને અમેરિકામાં પોતે કરેલા આ વિષયના વિશેષ અભ્યાસનાં ફળનેય ગુજરાતીમાં ઉતારવા પ્રોત્સાહિત કરશે.

ગાંધી–ગુરુ :

[ લે. ગુરુદયાલ મલ્લિક; રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ; મૂલ્ય સવા રૂપિયો. ]

આ સોહામણા લઘુ-પુસ્તકના શીર્ષકમાંનો 'ગુરુ' શબ્દ એટલે 'ગુરુદેવ'—રવીન્દ્રનાથ ટાગોર. ભારતીય સંસ્કૃતિના ઉત્તમ પરિપાક જેવા ગાંધીજી અને ગુરુદેવ રવીન્દ્રનાથની જીવનદૃષ્ટિઓનો મેળ સાધી એને અમલી બનાવવા ચાહતી રૂપાયતન સંસ્થા તરફથી પ્રગટ થયેલા આ પુસ્તક 'પ્યારા બાપુ'માં પ્રગટ થયેલી લેખમાળાનું ગ્રંથસ્થ રૂપ છે. એના લેખક છે 'હું તો બેઉને લાગું પાય, નમો નમો' એ પ્રેમાનંદના શબ્દોમાં વ્યક્ત કરી શકાય એવો પ્રેમાદર ગાંધીજી ને રવીન્દ્રનાથ બંને માટે ધરાવતા તેમના કેટલાક કાળના અંતેવાસી અને ઉચ્ચ કોટિના સાધક શ્રી. ગુરુદયાલ મલ્લિકજી. પહેલા સિવાય બધા લેખો મલ્લિકજીએ ગુજરાતીમાં લખ્યા છે એ એને વિશે નોંધપાત્ર બાબત છે. પુસ્તકના ૨૮ લેખોમાં મલ્લિકજીએ ગાંધીજી અને રવીન્દ્રનાથનું જીવનદર્શન પોતાને જે રીતે સમજાયું છે તે તુલનાત્મક દૃષ્ટિથી અવલોકી સમન્વિત કરીને સ્વચ્છ વાણીમાં ઉતાર્યું છે. પ્રાસ્તાવિક લેખમાં તેમ ક્વચિત્ અન્યત્ર પણ તેઓ આપણા યુગની આ બે અનન્ય વિભૂતિઓનો પ્રકૃતિભેદ અને માર્ગભેદ નથી બતાવતા એમ નહિ, પણ એમણે ભાર તો મૂક્યો છે એને પરસ્પરના પૂરક તરીકે નિરૂપી બંનેની અંતિમ દૃષ્ટિએ તત્ત્વમાં જે સમાનતા છે તેના પર જ. પ્રાસ્તાવિક, સત્ય, ધર્મ, કળા, સાહિત્ય, મૃત્યુ, નારી, જેવા લેખો માટે, તેમજ બધા લેખોમાંથી મળતા ગાંધીજી ને રવીન્દ્રનાથનાં વ્યક્તિત્વના પરિચય જેટલા જ લેખકના પણ મધુર પરિચય (ખાસ તો 'પ્રેમ પ્રણામ' એ છેલ્લા લેખમાં) માટે, આ પુસ્તક સૌ સંસ્કારપ્રિય વાચકોને ગમી જશે.

ભાઈબંધ :

[ અનુ૦ મહેન્દ્ર મેઘાણી; પ્રકા૦ લોકમિલાપ કાર્યાલય; પ્રાપ્તિસ્થાન, સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર; અઢી રૂપિયા. ]

૧૯૫૧નું સ્તાલિન–પારિતોષિક જીતી ગયેલી રશિયન કિશોર–સાહિત્યની આપણા શિક્ષકો અને માબાપોને કિશોરમાનસને સમજવામાં અને તેની સાથે દૃષ્ટિપૂર્વક કામ લેવામાં માર્ગદર્શક નીવડે એવી મૂળ નિકોલાઇ નોસોવકૃત કૃતિના અંગ્રેજી અનુવાદનું આ ટૂંકાવેલું રૂપાંતર શ્રી મહેન્દ્ર મેઘાણીની અનુવાદ–દૃષ્ટિ તથા અનુવાદ–કલાનો સુંદર પરિચય આપી રહે છે, અને અનુવાદો ગુજરાતીમાં થાય તો કેવી કૃતિઓના થવા જોઈએ તે પણ શીખવે છે. ગણિતમાં નબળો





અને તેમાં જરાય રસ ન ધરાવતો અક્ષડ કિશોર મનહર (વાર્તામાંનો 'હું') તથા સરકસનો નટ બનવાના મનોરથમાં નિશાળ ટાળતો અને ગુજરાતીની જોડણીથી કંટાળતો તેનો રખડુ પણ પાણીદાર ભાઈબંધ સુશીલ સહાનુભૂતિવાળી તેમજ દૃષ્ટિમતી શિક્ષિકા અરુણાબેનની સહાયથી અનુક્રમે ગણિત તથા ગુજરાતીના વિષયમાં રસ જ નહિ, પ્રાવીણ્ય પણ ધરાવતા થઈ કેવા પ્રફુલ્લ ને નિયમિત વિદ્યાર્થી બન્યા, તેની પ્રેરક કથા મનહરના જ શબ્દોમાં કહેતી આ કથા કિશોર માનસ અને કિશોરોના નિર્દોષ તોફાનમસ્તીની પણ સુંદર વાતો કરતી આદર્શ શાળા ને આદર્શ શિક્ષકનો પણ ખ્યાલ આપી રહે છે. કિશોરોના અંતરને ઢંઢોળી તેમાં સૂતેલા સદંશો અને શક્તિબીજોને જાગ્રત અને સક્રિય બનાવી શકાય તો તેમનું કેવું ચમત્કારિક પરિવર્તન સાધી શકાય એ પણ આ કૃતિ બતાવે છે. અનુવાદની સફળતા ગુજરાતી ભાષાના મરોડ ને લહેકા તથા વાતચીતની જીવન્ત સ્વાભાવિક ઢબછબ એમાં આયાસ વિના ઉતારવામાં રહેલી છે.

### શિક્ષણ અને જીવન રહસ્ય :

[ અનુ૦ હીરાલાલ બક્ષી અને ચંપક મહેતા. એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ-૨; બે રૂપિયા ].

એક વખતના થિયેસોફિકલ સોસાયટીના અગ્રપુરુષ અને તેજસ્વી તત્ત્વવિચારક શ્રી. કૃષ્ણમૂર્તિના Education and the significance of life 'નો આ ગુજરાતી અનુવાદ શિક્ષણ અને સંસ્કારના ઉપાસકો વડે જરૂર સત્કારાશે. શિક્ષણવિષયક ચીલાચાલુ વિચારશ્રેણીથી જુદા પડી સ્ફૂર્તિલી વાણીમાં પોતાની શિક્ષણવિચારણા રજૂ કરતા શ્રી. કૃષ્ણમૂર્તિ જીવનના ઉપલક્ષ્યમાં કેળવણીનો વિચાર કરે છે. જીવનનો અર્થ નક્કી કરીને તેને અનુરૂપ શિક્ષણપદ્ધતિ ગોઠવવી જોઈએ એમ જણાવતા શ્રી. કૃષ્ણમૂર્તિનું મહત્ત્વનું પ્રતિપાદન એ છે કે શિક્ષણનો હેતુ વિસંવાદમુક્ત, પ્રજ્ઞાશાલી, અને ભયમુક્ત માનવીઓ સર્જવા એ જ હોવો જોઈએ. આ કારણે તેઓ પદ્ધતિ પર નહિ પણ વ્યક્તિ પર ભાર મૂકવાની હિમાયત કરે છે. વ્યક્તિ સ્વતંત્ર હોય તો જ પ્રેમ ને સદાચાર વિકસી શકે, અને સાચું શિક્ષણ જ આ સ્વતંત્રતા આપી શકે. જીવનની સમગ્રતા અને સંવાદ પર લક્ષ હોવાથી શ્રી. કૃષ્ણમૂર્તિ ઘર ને શાળાના વાતાવરણની પરસ્પર સહાયકતાની અને શિક્ષણ દ્વારા પ્રેમ અને પ્રજ્ઞાના વિકાસની ઇષ્ટતા ભારપૂર્વક પ્રતિપાદે છે. આધુનિક કેળવણી બુદ્ધિનો વિકાસ કરે છે પણ પ્રજ્ઞાનો નહિ એ બતાવી, સાચા શિક્ષણ દ્વારા પ્રેમ ને પ્રજ્ઞા વિકસાવવાથી જ વિશ્વશાંતિ સિદ્ધ કરી શકાશે એમ શ્રી. કૃષ્ણમૂર્તિ પોતાની શ્રદ્ધા વ્યક્ત કરે છે. શિક્ષણનો પ્રશ્ન વિદ્યાર્થીઓનો છે તેના કરતાં વિશેષ તો માબાપો અને શિક્ષકોના શિક્ષણનો છે તેથી તેમને માટે પણ પુસ્તકમાં કેટલુંક કહેવાયું છે. શાળા, શિક્ષકમંડળ, વિદ્યાર્થીસંખ્યા, શિસ્ત, સ્વતંત્રતા, ધાર્મિક શિક્ષણ, વગેરે બાબતો પર પેલા સિદ્ધાંતોને અનુરૂપ વ્યવહાર સૂચનાઓ પણ પુસ્તકમાં અપાયેલી છે. 'જાતીય જ્ઞાન ને લગ્ન,' તથા 'કળા, સૌંદર્ય ને સર્જન' એ બે છેલ્લાં પ્રકરણો શિક્ષણ કરતાં વ્યાપક ભૂમિકા પર એ સંબંધી કેટલીક દ્યોતક વિચારણા રજૂ કરે છે. પુસ્તક સૌ સંસ્કારપ્રિય વ્યક્તિઓએ અવશ્ય વાંચી જવા જેવું છે.

## આવકારપાત્ર નવી આવૃત્તિઓ

### સામ્યયોગી વિનોબા :

[ લે. પ્રબોધ ચોકસી; યજ્ઞ પ્રકાશન સમિતિ, ભૂમિપુત્ર કાર્યાલય, વડોદરા; આઠ આના ]

વિનોબાની ૬૨મી જન્મગાંઠને દિવસે પ્રગટ થયેલ તેમના જીવનચરિત્રની થોડા ઉમેરણ સાથેની આ ત્રીજી આવૃત્તિમાં મૂળ આવૃત્તિમાં આ ચરિત્રની સાથે જોડેલો ભાગ કાઢી નાખ્યો છે. ચરિત્ર માહિતીપૂર્ણ છે અને વિનોબાનાં વ્યક્તિલક્ષણો તથા જીવનસાધનાનો આજ સુધીનો ઇતિહાસ પ્રવાહી અને સુંદર લખાવટમાં રજૂ



છે. અંદરની મૂલ્યવાન સામગ્રી અને ઓછી કિંમતે આ વિનોબા-ચરિત્રને દરેક ઘરમાં પહોંચતું કરવું જોઈએ.

**યજ્ઞદીપિકા :**

[ લે. વિમલાતાઈ; પ્રકાશક ઉપર મુજબ; ત્રણ આના ].

જાણીતાં ભૂદાન કાર્યકર્ત્રી શ્રીમતી વિમલાતાઈના બે લેખોનો આ ગુજરાતી અનુવાદ છે. 'ભૂદાન-દીપ' નામક પહેલા લેખમાં લેખિકાએ આપણી લોકશાહીમાં આમૂલ સામાજિક ક્રાન્તિ માટે શસ્ત્ર અને કાનૂન કરતાં ભૂદાન-યજ્ઞના સાધનની આવશ્યકતા અને ઇષ્ટતા દલીલોથી અને તેની અસરકારકતા પોતાને થયેલા કેટલાક મંગલ અનુભવોથી તેજસ્વી વાણીમાં સિદ્ધ કરી, અંતમાં જમીન ઉપરાંત શ્રમ, સંપત્તિ, બુદ્ધિ અને સમયના દાન માટે સૌને પ્રેરક હાકલ કરી છે. 'સામ્યયોગનું રેખાચિત્ર' એ બીજો લેખ માકર્સપ્રણીત સામ્યવાદ અને ગાંધી-વિનોબા-પ્રેરિત સર્વોદય કે સામ્યયોગને સામસામે મૂકી તેમનું સ્વરૂપ. ધ્યેય, સાધનો, અસર, ઇત્યાદિની રચનાત્મક દૃષ્ટિએ ૨૪ મુદ્દામાં તુલના કરે છે, જે વાચકોને બુદ્ધિની ભૂમિકાએ બંનેને સ્પષ્ટ રીતે સમજવામાં ઠીક સહાયભૂત થશે. બંને લેખ તેમજ સાથે જોડેલ દાદા ધર્માધિકારીકૃત સંક્ષિપ્ત પ્રવચન 'નખદર્પણ' વિનોબાની લોકોપકારક પ્રવૃત્તિ પાછળની સૈદ્ધાન્તિક અને ભાવનાની ભૂમિકા સ્પષ્ટ કરી આપતાં હોઈ ખૂબ પ્રચારને પાત્ર છે.

**ધરતીનાં ગીતો :**

[ પ્રકા૦ ઉપર મુજબ; કિંમત, બે આના ].

ગાંધીજીના જ કાર્ય અને સર્વોદય ભાવનાને આગળ લઈ જતી વિનોબાની આપણા દેશમાં જ જન્મી શકે એવી સર્વકલ્યાણકારી અને અહિંસામૂલક ભૂદાનયજ્ઞ-પ્રવૃત્તિ એ આઝાદી પછી પંચવર્ષી યોજનાઓ જેવો જ ભારતનો બીજો મહત્ત્વનો પુરુષાર્થ છે. એ પુરુષાર્થ અને તેને પ્રેરતી ભાવના સમકાલીન કવિજનોને કેવાં હલાવી શક્યાં છે તે ગવૈયાના કંઠગાનને અનુસરતા વાદિત્રકારની માફક તેમણે કરેલા અહીં મૂર્ત થાય છે તેવા તેના ઉદ્‌ગાન પરથી પ્રતીત થાય છે. બે વરસમાં ચોથી આવૃત્તિએ પહોંચતાં આ ૪૭ ગીતોના લઘુ-સંગ્રહમાં ભૂદાનયાત્રિકોને વાતાવરણ જમાવવા સભામાં ગાવા-ઝીલાવવા કામ લાગે એવી ઉદ્દેશલક્ષી ઉદ્‌બોધક રચનાઓ વિશેષ હોય એ તો દેખીતું જ છે. એને કાવ્યની દૃષ્ટિએ મૂલવવાની હોય નહિ. ગીતોમાં થોડાંક હિંદી છે, બાકીનાં બધાં ગુજરાતી છે. ગુજરાતી ગીતોમાં જગતરામ દવે, દુલા કાગ, રાજેન્દ્ર શાહ, મકરંદ દવે અને ચિમનભાઈ પટેલનાં વિશેષ સારી છાપ પાડે એવાં છે.

**સર્વોદય અને ભૂદાનયજ્ઞ :**

[ લે. બબલભાઈ મહેતા; પ્ર. ઉપર મુજબ; બે આના ]

પ્રથમ નઈ તાલીમ અને સર્વોદયના અને હવે ભૂદાનયજ્ઞના પીઢ નિષ્ઠાવંત કાર્યકર શ્રી. બબલભાઈ મહેતાએ લખેલા ગાંધીજીની સર્વોદય-ભાવનાને તથા એના વિસ્તાર જેવી વિનોબાની ભૂદાનયજ્ઞ-ભાવનાને સરળ ભાષામાં સમજાવતા લેખને આ પુસ્તિકા રૂપે ફરી છાપવામાં આવ્યો છે. લોકગમ્ય રજૂઆત એનો ગુણ કહેવાય.

★

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

# દેશ દેશની લોક કથાઓ



નિરંજન વર્મા - જયમલ્લ પરમાર

# ઊર્મિ



# નવરચના

તંત્રી: ઈશ્વરલાલ જો. દવે   સંપાદક: જયમલ્લ પરમાર

# ભારતી સંઘનાં નવાં પુસ્તકો



**પન્નાલાલ પટેલકૃત**

ભાંગ્યાંના ભેરુ (નવી નવલ) ૮–૦
પારેવડાં (નવો વાર્તા સંગ્રહ) ૪–૦
દિલની વાત „ ૩–૮
ઓરતા (નવી આવૃત્તિ) ૪–૦
મેઘો ગામેતી (નવી વાતો) ૧–૪
જિંદગીના ખેલ (નવી આવૃત્તિ) ૪–૮
સાચાં સમણાં „ ૩–૮
વાત્રકને કાંઠે „ ૩–૮
જમાઈરાજ „ ૨–૮
પાનેતરના રંગ „ ૩–૦
સુરભિ „ ૪–૮
મળેલા જીવ „ ૪–૧૨

**ઈશ્વર પેટલીકરકૃત**

કલ્પવૃક્ષ (નવી નવલકથા) ૬–૦
રાષ્ટ્રના સેનાનીઓ (પરિચયચિત્રો) ૧–૦
રામનામના વેવારિયા „ ૧–૦
જીવનદીપ (નવી આવૃત્તિ) ૩–૮
લોકસાગરને તીરે તીરે ૪–૦
ગ્રામસમાજમાળા (૪ પુ.) ૨–૦
ધરતીનો અવતાર „ ૨–૮
પંખીનો મેળો અને પાતાળકૂવો ૫–૮

**સાને ગુરુજીકૃત**

સોન્યા મારુતિ? (નવીનવલકથા) ૩–૪

**જયન્ત પરમારકૃત**

નદીનાં નીર (નવો વાર્તા-સંગ્રહ) ૩–૦

**ચુનીલાલ મડિયાકૃત**

ઘીનો દીવો (વાર્તાઓ) ૧–૦
આભાના શેપ „ ૧–૦
શરણાઈના સૂર (નવી આવૃત્તિ) ૪–૦

**ગુલાબદાસ બ્રોકરકૃત**

હરિનો મારગ (સત્યકથાઓ) ૧–૦
પુણ્ય પરવાર્યું નથી (નવી આ.) ૩–૦

**વિનોદિની નીલકંઠકૃત**

મેંદીની મંજરી (નવી બાળવાતો) ૧–૮

**ચુનીલાલ વ. શાહકૃત**

હૈયાની થાપણ (નવી નવલકથા) ૩–૦
વિલોચના (નવી આવૃત્તિ) ૫–૮
ભોળો ખેડૂત (નવી નવલ) ૧–૦
અવંતીનાથ (નવી આવૃત્તિ) ૫–૮
રૂપમતી „ ૫–૮
સિંધ, તારા શૌર્યનાં સંભારણાં ૪–૦

**રા. વિ. પાઠકકૃત**

દ્વિરેફનું વાર્તામધુ (નવો સંગ્રહ) ૧–૦

**રા. ના. પાઠકકૃત**

જગતનો તાત (નવી આ.) ૫–૪
આપણી ધર્મકથાઓ ૧ થી ૫ (નવાં પુસ્તકો) ૫–૮
કાંટાની વાડ હોલ કેઇન ૩–૦
અહંકાર આનાતોલ ફ્રાંસ ૩–૮
રાત્રિનું રહસ્ય ચં. જે. વ્યાસ ૩–૦

**બાબુભાઈ વૈદ્યકૃત**

નંદબાબુ (નવી નવલ) ૪–૦
પ્રેરણા (નવું નાટક) ૨–૦
ઉપમા (નવી આવૃત્તિ) ૫–૦

**ડાહ્યાભાઈ પટેલકૃત**

શર્મિષ્ઠા (નવો વાર્તા સંગ્રહ) ૪–૧૨
આમ્રમંજરી (નવી નવલકથા) ૪–૦
આગમન (નવો વાર્તા સંગ્રહ) ૪–૦

**જયમલ્લ પરમારકૃત**

આપણી લોક સંસ્કૃતિ ૬–૦
ભૂદાન (નવી આવૃત્તિ) ૨–૦
દેશદેશની લોકકથાઓ „ ૭–૮

**રંભાબેન ગાંધીકૃત**

પરણું તો એને જ (નવાં નાટકો) ૩–૮
રોજની રામાયણ (નવી આ.) ૩–૦

**રમણીક પટેલકૃત**

ધરતીની પ્રીત (નવો વાર્તા-સં.) ૩–૮
આંધીનાં એંધાણ (નવી નવલ) ૩–૦

**શ્રીકાન્ત ત્રિવેદીકૃત**

નહેરુચાચા (કિશોરો માટે ચરિત્ર) ૧–૮
વિનોબાજી „ ૧–૮
સાગરના સાહસિકો (સાહસ) ૧–૮
મંગલયાત્રા 'વિશ્વમિત્ર' ૪–૪



અમારાં આ નવાં પ્રકાશનો અને ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો માટે :

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.** ફેર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ : પો. બૉ. નં. ૭૩ **અમદાવાદ, ૧**

# ગુજરાતી સાહિત્યનાં સર્વશ્રેષ્ઠ પ્રકાશનો

| | | |
|---|---|---|
| પારકાં જણ્યાં : | ઉમાશંકર જોષી | ૩-૦ |
| અખાના છપ્પા : | " | ૩-૦ |
| વીરની વાતો ભા-૧ | તારાચંદ્ર અડાલજા | ૬-૦ |
| વીરની વાતો ભા-૨ [સચિત્ર આવૃત્તિ] | | ૬-૮ |
| વીરની વાતો ભા-૩ | " | ૬-૦ |
| વીરની વાતો ભા-૪ | , | ૬-૮ |
| મૂળરાજ સોલંકી : | ચુ. વ. શાહ | ૫-૦ |
| રા' ગજરાજ : | ધનશંકર ત્રિપાઠી | ૫-૪ |
| કાયર : | રાજેન્દ્ર શર્મા | ૪-૦ |
| નાના : | એમિલ ઝોલા | ૪-૦ |
| સાઈકલચોર : | લુઈજી વાર્તોલીની | ૩-૮ |
| સંન્યાસી અને સુંદરી : | યાદવેન્દ્રચંદ્ર | ૩-૮ |
| ભવની કમાણી : | પુષ્કર ચંદરવાકર | ૩-૧૨ |
| ખોવાયેલી દુનિયા : | રાહુલજી | ૪-૦ |
| ખંડિત સ્વપ્ન | શંકરલાલ વ્યાસ | ૪-૪ |
| જંગલ સમ્રાટ | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૪-૪ |
| રસપુંજ | રાયચુરા | ૨-૮ |
| શાપિત આત્માઓ : | ખલિલ જીબ્રાન | ૨-૦ |
| સુરતની સહેલ | બંસીલાલ વકીલ | ૨-૮ |
| મૂછમાં હસો | ભરતરામ મહેતા | ૩-૦ |
| બ્રહ્મચર્ય | રવીન્દ્રનાથ ટાગોર | ૧-૮ |
| કલાપીની પત્રધારા | સ્વ. 'કલાપી' | ૫-૦ |
| કાળા માથાનો માનવી : | ચં. જે. વ્યાસ | ૪-૦ |
| કૃષ્ણકથા | વિ. સાં. પંડિત | ૪-૦ |
| ગુજરાતી ભાષાલેખન : | કે કા. શાસ્ત્રી | ૨-૮ |
| જીવનરક્ષક જવાહીરો : | | ૩-૦ |
| સરળ જ્યોતિષ : | ચંદ્રકાન્ત ભટ્ટ | ૩-૦ |
| ભક્તિસાગર : | અભરામ ભગત | ૨-૦ |
| શ્રીદેવીગીતા : | ડા. રા. મહેતા | ૨-૦ |

બાળકો, કિશોરો અને પ્રૌઢોને અનુલક્ષીને તૈયાર કરાવેલી

## બાલ વિકાસમાળા

સેટની કિં. રૂા. ૭

| | | |
|---|---|---|
| સાચો વિજય | લે : શ્રીકાંત ત્રીવેદી | ૦-૮-૦ |
| સાચો મંત્ર | " | ૦-૮-૦ |
| સાગરનાં પાણી | " | ૦-૮-૦ |
| ચંદનની મૂર્તિ | " | ૦-૮-૦ |
| એકલે હાથે | " | ૦-૮-૦ |
| આંખનું રતન | " | ૦-૮-૦ |
| અમર જીવન | " | ૦-૮-૦ |
| વાઘનો ભેટો | " | ૦-૮-૦ |
| બોધક વાતો | " | ૦-૮-૦ |
| અજબ વાતો | " | ૦-૮-૦ |
| વિદ્યાનું તેજ | " | ૦-૮-૦ |
| સાત ભાઈ | " | ૦-૮-૦ |
| પુરાણની વાતો ૧-૨ | જીવરામ જોષી | ૨-૮ |
| વીર બંકા | " | ૧-૪ |
| ટીડો સાંઢ | " | ૧-૪ |
| રા'નવઘણ | " | ૧-૪ |
| ભોજની ચતુર સભા | " | ૧-૪ |
| ચોખવટથી વાત કરજો ૧-૨-૩. | દિનેશ ઠાકોર | ૨॥ |
| શ્રમણ બુદ્ધ | ચંદ્રભાઈ ભટ્ટ | ૦-૧૨ |
| શ્રમણ મહાવીર | સત્યમ્ | ૧-૪ |
| બારોટજીની બાળ વાતો | મગનલાલ બ્રહ્મભટ્ટ | ૧ |

## વીર કથાવલિ લે. ધીરજલાલ ગજ્જર

| | | |
|---|---|---|
| મહારાણા પ્રતાપ : | " | ૧-૪ |
| શિવાજી : | " | ૧-૪ |
| ચંદ્રગુપ્ત : | " | ૧-૪ |
| વીર વિક્રમ : | " | ૧-૪ |
| સમ્રાટ અશોક : | " | ૧-૪ |
| પૃથ્વીરાજ ચૌહાણ : | " | ૧-૮ |

નોંધ: (૧) ગુજરાતી સાહિત્યનાં તમામ જાતનાં સર્વશ્રેષ્ઠ પુસ્તકો અમારે ત્યાંથી મળી શકશે. (૨) કોઈ પણ જાતનાં પુસ્તકો ખરીદતાં પહેલાં એકવાર અવશ્ય અમારી મુલાકાત લેવા વિનંતી છે ગુજરાતી સાહિત્યનાં તમામ પુસ્તકો અમારી પાસે સ્ટોકમાં હોય છે. (૩) શાળાઓ, કોલેજો, ગ્રામ્ય પંચાયતો, પુસ્તકાલયો તેમજ વ્યાપારી ભાઈઓને વ્યાજબી કમીશનથી પુસ્તકો પૂરાં પાડીએ છીએ. અમારું મોટું સૂચિપત્ર મફત મંગાવો.

પ્રકાશક તથા વિક્રેતા **લક્ષ્મી પુસ્તક ભંડાર** ૬૪/૧ ગાંધીરોડ, અમદાવાદ-૧.

અંક ૪ : જુલાઈ '૫૭
સળંગ અંક : ૩૨૮

' ઊર્મિ ' : વર્ષ ૨૮
'નવરચના' : વર્ષ ૨૨



સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ )
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નયા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
ફ્રર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

# નવરચના

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્

## આંતરિક નવસંસ્કરણ

**આ**પણા સમાજને લગતી કે વિશાળ દુનિયા સાથે સંબંધ ધરાવતી હોય તે આપણી બધી પ્રવૃત્તિઓ ધર્મની ચેતનાથી વ્યાપ્ત બનવી જોઈએ. આ અણુ-યુગમાં આગામી કોઈપણ યુદ્ધ કેવું ભયંકર રૂપ ધારણ કરી શકે છે, તેનું જ્યારે આપણને પૂરું ભાન થયું છે ત્યારે તેને અટકાવવા માટે જે કાંઈ સૂઝે એ કરી છૂટવું તે આપણી ધાર્મિક ફરજ બને છે. આ દુનિયામાં ન્યાયી અને દયાપૂર્ણ વ્યવહારનું નિર્માણ થાય તે માટે આપણે કટિબદ્ધ થવું જોઈએ અને પ્રેમ તથા ભલાઈની ભાવના સર્વત્ર ફેલાય તે મટે કાર્યપરાયણ બનવું જોઈએ. જો વિશ્વબંધુત્વનો સાક્ષાત્કાર કરવો હોય તો સર્વ રાષ્ટ્રોએ આંતરિક નવસંસ્કરણ દ્વારા પોતાના સામુદાયિક દેહનું રૂપાંતર કરવું જોઈએ.



તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે •• સંપાદકઃ જયન્ત પરમાર



રાજહંસ

## ગુજરાતમાં વિનોબા આવે તે પહેલાં

એક વર્ષ પછી ગુજરાતમાં વિનોબાનાં પગલાં પડવાનાં છે. એના ભણકારા આજથી શરૂ થઈ ગયા છે. ગ્રામદાનથી આગળ વધતી એમની પ્રવૃત્તિ તાલુકાદાનને સીમાડે પહોંચી ગઈ છે. અને હજુ તો એક વર્ષ છે. ત્યાં સુધીમાં કેટકેટલા ફેરફારો સરળ ને સ્વાભાવિક બની ગયા હશે.

ગુજરાત લાગણીવાળો પ્રાંત છે એવી છાપ આખા દેશમાં ફેલાયલી છે. ધર્મની છાપવાળાં આંદોલનો અહીંની ભૂમિમાં વહેલાં જડ પકડે છે. એ ક્ષેત્રે ચમકેલાં પાત્રો અહીં વહેલાં આદર પામે છે, પૂજાય છે. તેમાંય ગુજરાતને રૂચે એવા બે શબ્દો આગળ કરવામાં આવે તો ગુજરાત છે તેથી વધુ ઘેલું થાય એમાં શંકા નથી.

'૫૮ ની અધવચમાં વિનોબા ગુજરાતમાં ઘૂમશે ત્યાં નહિ દીઠેલું એવું ઉત્સાહનું મોજું ફરી વળશે. જમીન સંપત્તિ અને જીવનદાનથી સંતની ઝોળી છલકાઈ જશે. લોકો ગળગળા થઈ જશે. ત્યારે ઘણાં આંસુ વહી જશે. અને ઘડીભર એમ જ લાગશે દિલના કચરાના ઢગેઢગ ધોવાઈ ને સાફ થયા, જનતા વિશુદ્ધ થઈ.

ત્યારે ઉત્સાહની ભવ્ય અસર તળે કેટલાયે લોકો વહેલા ઊઠતા થશે, ઊઘાડે ડિલે ફરતા થશે, ગામડે જઈ ખેડૂતોનાં ભોજનોમાં હોંશે ભાગ પડાવશે. રેંટીઆ ફરતા દેખાશે. પ્રાર્થનાઓ વધી જશે. કેટલાય યુવાનો ઘર અને કુટુંબ તજીને બાબાના નામથી ભેખ લેશે. અને એવી હવા ફેલાશે કે સ્વર્ગ હવે ચાર આંગળ છેટું છે.

લોકોનાં હૃદય સરળ છે એટલે વિનોબા જેવા ભક્તની વાણીમાં એ તરબોળ થઈ જવાનાં. યંત્રો સામે, મુડી સામે, સાશન સામે એમની બેચેની વધી જવાની. ભૂતકાળનાં ભવ્ય ચિત્રો ધસીને આગળ આવવાનાં. ઋષિમુનિઓનાં નામ વહેતાં થવાનાં. પણ એમની પદયાત્રાની ચોમેર મોટરોની અવરજવર વધી જવાની, રેલ્વેમાં ભીડ થવાની, ચેવડા ને ભજીયાં ધૂમ વેચાવાનાં, જૂના કાર્યકરો નવાને આંજી નાખવા મ્હાલામાલ કરવાના, અમલદારો છેટા રહી દોરીસંચાર કરવાના, અને આઘે રહ્યા રહ્યા સામ્યવાદીઓ આપસમાં તાળી દઈ હસવાના.

'વસુબંધુ' ઠીક કહે છે કે ગાંધીયુગનો છેલ્લો પ્રકાશવાળો ચમકારો તે વિનોબા. એ પછી ઠીક ઠીક સમય સુધી રાજકીય ને સાંસ્કૃતિક નભોમંડળ ખાલીખમ જશે.

### કયું કાશી?

ગાંધીજીએ જનતાની લાગણીનું રૂપાંતર કરવા, એનું ઘડતર કામ પણ શરૂ કર્યું. બુટ કઢાવી ચંપલ પહેરાવ્યાં, પાઘડી કાઢી ટોપી મૂકી, કોટ ઉતારી પહેરણ આપ્યું. હાથમાં થેલી પકડાવી. મોટાં મકાનોમાંથી ખેંચી નાની ઝૂંપડીઓ બતાવી. નવું વળગાડતા ગયા. ઉપવાસો, મૌન, હડતાળો, સાગરસ્નાન, કારાવાસ એમ જનતાને કૈં ને કૈં ચીંધતા રહ્યા. માત્ર લાગણી જગાડી દાન માગ્યાં નથી. એની સાથે આ નવું આંદોલન સરખાવીએ તો એમાં લાગણીનો અતિરેક છે, રેલમછેલ છે, પણ એમાં વ્યવસ્થિત કાર્ય માટેની જોગવાઈ કરેલી છે?

શું થશે, આ ગ્રામદાનો પછી? અસમાનતા મિટાવી



લોકો ભાઈ ભાઈ થઈને રહેવા માંડશે ? ગ્રામઉદ્યોગો વડે જ કાર્યભાર ચાલશે ? ઓછું ઉત્પાદન ને ઓછી સમૃદ્ધિ, પણ મનનો વધારે સંતોષ ને મોટી નિરાંત જોવા મળશે ? ગાય, તુળશી, શ્લોક, વ્રત, શ્રમ, ગરીબી એ નવા ધ્રુવ થશે ?

કે પછી વિનોબાવાળાં ગામડાં રસ્તા, ઇસ્પિતાલો, નિશાળો, ગટરો, ટ્રેક્ટરો, રસાયણો, વીજળી, મોટરોથી ધમધમતા થશે ? એય શું નાનાં શહેરો થવા મથશે જ્યાં નવાં નવાં યુનિયનો અને સહકારી મંડળીઓ રોજ ઊઠીને કડક નિયમોની ખેંચમતાણ કરતા હશે ? શું અહીં પણ ભાતભાતના આંકડાઓનાં સુશોભનો વડે પંચાયતો રોંઝવતી થશે ? વિનોબાના મંડળીવાળાના નામના રસ્તા, એમના ચરણમાં સ્વેચ્છાથી ઠાલવેલી જાતજાતના કર ઉપજની થેલીઓ, ગામસમસ્તના હિતાર્થે ઉપાડેલા ગજા ઉપરાંતના નવતર કામ એવું બધું જોવાનું મળશે ?

આ સંઘ આપણને કઈ કાશીએ પહોંચાડશે ?

## સંતને પગલે પગલે

વિનોબાના સંઘમાંથી જૂનાનું આકર્ષણ જવાનું નથી. ગાંધીજીને ભૂતકાળ વળગેલો હતો તે કરતાંયે આ સંઘમાં એની પકડ વિશેષ છે. એમાંથી એને પોષણ મેળવવાનું છે ને એમાંથી પ્રતિભા ચમકાવવાની છે. વિનોબાના ખરા પ્રેમીઓ ઉપરાંત એક બીજું ટોળું એમનો પીછો છોડવાનું નથી. એ રહ્યા સત્તાનો સ્વાદ ચાખી ચૂકેલા કોંગ્રેસીજનો. એમને વિનોબાની પરબે પાણી પીને નવા યાત્રિક તરીકે લેખાવું છે. લોકપ્રીતિની વહી ગયેલી જેલમ ઉપર એમને વિનોબાવાળા બંધ નાખવા છે. સાશન પણ ચાલે ને સેવાની ચલતીમાંયે કાંકરો નાખી મૂકવો સારો એવી એમની ગણતરી છે. વિનોબાનું આંદોલન લાગણીથી ભરપૂર છે. ત્યાં પ્રેમ છે અને જ્ઞાન છે. પણ એ પાણી ફેલાઈ જાય છે. એમાંથી શક્તિ ઉત્પન્ન કરવી જોઈશે, એ શક્તિ નિયંત્રણમાં રાખવી જોઈશે, એ માટે કુશળ અને આધુનિકતાના મિશ્રણવાળો મધ્યમ માર્ગ જોઈશે. કદાચ આવું હશે તો યે છતું થઈને નજરે વળગતું નથી. એટલે પ્રજામાં તો એનો અભાવ વરતાય છે.

દહેશત એ છે કે વિનોબા ખેડાણ કરી જશે ને એમાં સામ્યવાદીઓ બી વેરતા જશે. લોકોની જાગૃતિ, ને પછી અસંતોષ. એવી તૈયાર ભૂમિમાંથી જ્યારે વિહ્વળતાની છીઓ લપકશે ત્યારે એને વિનોબાનું સામર્થ્ય પણ નહિ પહોંચી વળે. વિનોબા હશે ત્યાં સુધી આ આંદોલન ફાલતું જશે, નવાં નવાં શિખરો સર કરશે. પણ પછી પ્રજાને એનો થાક લાગશે. એ પરિણામો જોવા માગશે. એ પોતાનાં સુખ ને સગવડો માગશે. નવા અધિકારો મેળવવા ઇચ્છશે, એ માટે ઝઘડશે ને ઉત્પાત મચાવશે.

## માર્ગ ક્યાં છે ?

ત્યારે આપણે શેનાથી સંતોષ પામીશું ? આ નહિ ને તે નહિ કર્યે કેમ ચાલશે ? આટ આટલા પ્રવાહો જગતમાં ફરી રહ્યા છે એમાંથી કશેક તો આપણું મન ઠેરવવું પડશે ને ? એ શું હોઈ શકે ?

એવો નિશ્ચિત માર્ગ છે જ નહિ. કાળે કરીને રૂપાંતરો ને સંમિશ્રણો થયાં જ કરવાનાં. આપણા યત્નથી માર્ગ જેટલો સુરક્ષિત અને સોહામણો બને એટલો ખરો, બાકી શિથિલતા આવી કે રામાયણ એનું એ. છતાં બુદ્ધે ઢોલ વગાડીને જગતને કહ્યું છે કે મધ્યમ માર્ગ સારો. આદર્શોના અતિ આગ્રહ નહિ ને ભલી લાગણીઓનાં ઘોડાપૂર પણ નહિ. તેમ ધન સત્તા અને વિલાસના ઉછાળા પણ નહિ.

ગ્રામદાન સુધી દેશને ખેંચી લાવવો એ પુરુષાર્થ જેવો તેવો નથી. પણ તે પછી સમસ્ત દેશને નવી દિશામાં ને નવી પ્રવૃત્તિમાં વિશ્વાસપૂર્વક પ્રયાણ કરાવી શકે એવું દર્શન હજુ ઊગ્યું છે ખરું ?

## મજૂરોને વહીવટમાં હિસ્સો

ઉદ્યોગોમાં માલિકો સાથે મજૂરોને વહીવટમાં ભાગીદારી સોંપવાની અજમાયશ થવાની છે અને કાપડની મીલોથી એની શરૂઆત કરવામાં આવશે એમ જણા-



વવામાં આવ્યું છે. મતલબ કે આગળ ઉપર બીજા ઉદ્યોગોમાં પણ મજૂરોનો વહીવટ જોવા મળવાનો. શું એવું પણ બનશે કે સહકારી મંડળીઓ, બેન્કો, ટપાલ અને રેલ્વે, આવકવેરો, પોલીસખાતું એમ ઘણે ઠેકાણે વહીવટમાં નીચલા થરને ઉત્તેજન આપી આગળ ખેંચવામાં આવશે? સરકારે ઇજારાવાળો કોર્પોરેશનો નાખ્યાં છે અને લોકોએ સહકારી મંડળીનું રક્ષણ લીધું છે. એ બધાં એકમો છે જ્યાં નાના મોટા કર્મચારીઓ સેવા આપે છે. એ સઘળે ઠેકાણે વહીવટકર્તાઓના કામમાં મજૂરી પણ ભળશે ત્યારે જરૂર આ દેશમાં નવાજૂની થવી જોઈએ.

શરૂમાં તો મજૂરો વિવેક જાળવી ચાલતું હોય એમ ચાલવા દેશે. પણ ધીરે ધીરે અધિકાર વાપરવાનું મન એમનેય થવાનું. અને ત્યારે ઘર્ષણો નહિ થવા દેવા ખાતર વહીવટ શિથિલ બનવાનો. જેમ સુધરાઈમાં પછાત વર્ગમાંથી કોઈને ચેરમેન બનાવવા પડે છે, એમ ઉદ્યોગોમાંયે થવાનું.

દેખીતું છે કે જવાબદારી અને જોખમદારી જેવી ચીજોને આપણે આમ ને આમ ફિક્કી બનાવતા જઈશું. અને એકવાર ઊતરી ગયેલું ધોરણ ફરીથી ઠીક કરતાં વિલંબ પણ લાગવાનો. મજૂરોના કામ અને વ્યક્તિત્વ પ્રત્યે માન રાખ્યા પછી એમના જીવન-ધોરણને સુધારવા તરફ લક્ષ્ય આપ્યા પછી એમનું પછાતપણું કાયમ હોવા છતાંય આપણે કારોબાર સોંપવા જઈએ એમાં અમુક વર્ગની ખુશામદ છે અને છેલ્લામાં છેલ્લી ફેશનનું જાણે પ્રલોભન છે. નહિ તો અમુક ઉદ્યોગના કામદારોને એ ધંધાના નફામાંથી હિસ્સો શો અને વહીવટમાં અધિકાર શા? લાયકાત હોય ત્યાં આવો કોઈ સવાલ કે શંકા જ ના હોય, પણ એનો અભાવ જાણવા છતાં નવા અધિકારો સોંપવાનો આગ્રહ રાખવો એમાં વિવેક જળવાતો નથી.

### મુંબાઈ સિવાયનું ગુજરાત

ગુજરાતનો અલગ પ્રાંત રચવા જે આંદોલન ચાલ્યું તે ચૂંટણીઓ પછી વિલીન થઈ ગયું. મુંબાઈમાં ગુજરાતનાં હિતો જળવાય એની જોરદાર હીમાયત ના થઈ કે ના કોઈ સમાધાન થઈ શક્યું. પરિણામે મુંબાઈ ઉપર મહારાષ્ટ્રની પકડ વધી અને હવે કોઈ એમને મુંબાઈ લેતાં રોકી શકશે નહિ. મુંબાઈ સોંપી દેવાની શોભા પણ હવે ગુજરાતે ગુમાવી છે. એ ગયેલું સમજીને આપણે ગોઠવવાનું રહ્યું. એ સિવાયના ગુજરાતની રચના પણ આવકારવી રહી. મહાગુજરાતનું આંદોલન ચલાવનારા ભાઈઓએ ગુજરાતને કેમ ખીલવવું તેની યોજનાઓ પણ વિચારી નહિ. લોકોના રિવાજો, પ્રાંતની સીમાઓ, શિક્ષણમાં કળામાં કે સાહિત્યમાં ગુજરાતની લાક્ષણિકતાઓ, શહેરોનો ફુગાવો, નવા રસ્તા—રેલ્વે, નવા ઉદ્યોગો, ખેતીના ઉત્પાદનના ને વેચાણના સવાલો એવા કેટલાય પ્રશ્નો તરફ ગુજરાતે ચૂંટણીઓમાં રસાકસી કર્યા પછી, ઉદાસીનતા રાખી છે એ સહુ પક્ષો થાક્યાની નિશાની છે.

ગુજરાતનો અલગ પ્રાંત થતાં ભલે કદાચ ઢીલ થાય તેથી જ્યાં ગુજરાતી વસતા હોય, એ ભાષા બોલતા હોય, જ્યાં ગુજરાતી સભ્યતા અને લાગણીઓ ઝીલાતી હોય, જ્યાં ગુજરાતી પ્રતિભાથી હૈયું ખીલતું હોય તેવા સહુની ઊર્મિઓની માવજત કરવામાં કશી નાનમ લાગવી જોઈએ નહિ. દ્વિભાષી રાજ્યની રચના એ ન છૂટકાની આવી પડેલી અને થોડો સમય નિભાવવાની બાબત છે જ્યારે ગુજરાતનો પ્રાંત એ નક્કર હકીકત થવાની છે.

### કરકસર વડે અજાનું ઘડતર

આપણી સરકારે આયાતોમાં કાપકુપની જરૂર આખરે સ્વીકારી છે. અને પ્રજાને ઘણી ચીજોની તંગી અનુભવવાની કે તે વિના ચલાવી લેવાના દિવસો આવે છે એ જાણી લોકો કચવાય નહિ પણ રાજી થાય. કારણ કે પહેલીવાર સરકારે યોજનાના સામા પલ્લા તરફ ગંભીરતાથી જોવા માંડ્યું છે અને વિકાસની કિંમત અગાઉથી ચૂકવવા લોકો આગળ માગણી

કરી છે. આ રીતે પ્રજાના ઘડતર માટે કાળજી લેવાની શરૂઆત કરવા બદલ સરકારને ધન્યવાદ આપવો જોઈએ. લોક અછત બરદાસ કરી શકશે પણ કંટ્રોલ અને રેશનીંગ જેવી હડધૂત થયેલી બાબતો ફરી પગપેસારો ના કરે એ ખાસ જોવું જોઈએ.

જે તંગીઓ વેઠવા પ્રજા તૈયાર થાય તેની બરોબરીમાં સરકાર પણ રહેશે એવો આપણે વિશ્વાસ રાખીએ. કરોડો રૂપીઆના માલની આયાત સરકાર કરે અને તેમાં બગાડ માલમ પડે તો સરકાર એનો શો ઈલાજ કરશે તે પ્રજાને અગાઉથી જાણવા મળે તો સારું. શાકમાં આખાં કોળાં ગબડી જાય કે બાળે દાટા ને દરવાજા ઊઘાડા જેવું ના થાય તો સારું.

અછતથી આપણી પ્રજા ગભરાય એમ નથી. પરન્તુ, એનો સ્વીકાર ફરજિયાત ના મનાવો જોઈએ, સ્વેચ્છાનો હોવો જોઈએ. હોંશેહોંશે અને હેતુઓ સમજીને કરેલો ત્યાગ હશે તો એના વડે પ્રજાનું ઘડતર થશે.

આ તક છે જ્યારે આપણા જીવનમાં પેસી ગયેલા ઉપદ્રવો ફેંકવાની હાકલ થવી જોઈએ. તંગીઓના ગાળામાં સાદાઈ અને કરકસરને આપણે પ્રતિષ્ઠાપૂર્વક અપનાવી શકીએ. આનું અભિયાન કોંગ્રેસ ચલાવે તો ફરીથી એ સંઘ પોતાનું હીર વધારી શકે. આ તક પણ શું જતી રહેશે?

### ઉદ્યોગોમાં સ્વશાસન :

આયાતઘટાડા પછી કેટલાક ઉદ્યોગોને પોતાની ગોઠવણો બદલવી પડશે. એ પ્રસંગે સરકાર તરફથી આવી પડેલી આફત ઉઠાવવાની ને એવું ના સમજતાં રાષ્ટ્રીય કટોકટીમાં મદદરૂપ થવાની દૃષ્ટિએ ઉદ્યોગોને ગોઠવી લેવા જોઈશે. સમજણપૂર્વક સાથ આપ્યો હશે તો ઉદ્યોગો દેશમાં નવી હવા ફેલાવવામાં સાથ આપશે, લોકાદરના અધિકારી થશે.

સાંભળ્યું છે કે દેશના ફિલ્મઉદ્યોગે પહેલ કરી આયાતઘટાડો સ્વીકારી લીધો છે. મુંબાઈ અને કલકત્તાનાં મંડળોએ ચર્ચાવિચારણા કરી સરકારને કબુલાત આપી છે. અને લાંબી રકઝક વિના સરકારને નિશ્ચિંત કરી છે. આ રીતે કામ ઉકેલવાથી સરકાર કેટલાક અધિકારીઓ ઉદ્યોગોના હાથમાં મૂકી શકે છે અને ઉદ્યોગોનાં મંડળો એ સત્તાના પ્રભાવે પોતાની સંસ્થાઓ દૃઢ કરી શકે છે, ઉદ્યોગ વ્યવસ્થિત કરી શકે છે. એમને પણ એક સારી તક હાથમાં આવી છે, ઉદ્યોગોને અમુક મર્યાદામાં સ્વશાસન કરવાની છૂટ મળે તો એ જવાબદારીમાંથી અંદરઅંદર વધારે ભાઈચારો, આયોજન અને શિસ્ત લાવી શકાય, ધીરેધીરે વેપારી મંડળોનો સ્વીકાર કરી લઈ સરકાર દેશમાં નાનાં એકમોની પ્રતિષ્ઠા વધારે એ લોકશાહી માટે લાભકારક છે.:

### મહાલયો અને પ્રતિભા

પગારઘટાડો અને મોટાં મકાનોમાંથી ખસીને નાનાં મકાનોમાં રહેવાનો પ્રધાનોનો વિચાર કૈંક અંશે બિનજરૂરી જણાય છે. બીજાં મકાનો બાંધવા પડે તે કરતાં ભલે મોટાં મકાનો વાપરે. ને આ પગારો કાયમ રહેવા દઈ, એમની ઉદ્ઘાટનોની મુસાફરીઓ અને ભથ્થાં કમી થાય તો સારું. મોટી મોટરો નીકળી જાય, સિપાઈસિપરાં ઘટી જાય, અને સામાન્ય શહેરીઓ માફક અવારનવાર હરેફરે, વિવેકથી લોકોને સાંભળે ને ધરપત આપે તો આ પ્રધાનોને લોકપ્રિય થતાં કશી મુશ્કેલી ના આવે.

જનતાને ગરીબી સાલતી હોય તો યે રાજકર્તાઓની સાહ્યબી બહુ ખૂંચવાની નથી. એમની સાથેનો સંપર્ક જ્યારે જતો રહે ત્યારે જ એમને બીજી ચીજો મોટી દેખાવાની. પ્રાંતોનાં રાજભવનો કે દિલ્હીનું રાષ્ટ્રપતિભવન ભલે કાયમ રહે, પણ ત્યાં રહેનારાઓ દેશબાંધવો વચ્ચે સહેલાઈથી હરીફરી ના શકે ત્યારે એ ઈમારતો બંધનરૂપ બની જાય છે. જે દૂર કરવાની જરૂર છે એ નથી, જે વ્યક્તિને ચોવીસે કલાક સત્તાના અમલમાં રાખે છે, એ દિવાલ જે જનતાને એમનાથી વેગળા રાખે છે, એ પ્રદર્શન



પ્રવૃત્તિ જે થોડી કામગીરીને મોટી ગણાવે છે ને નજીવી બાબતોને જરૂરી ઠોકી બેસાડે છે.

ગવર્નરો કે રાજપ્રમુખોના મહેલોમાં નિશાળ-દવાખાનાં કે સંગ્રહસ્થાનો જ હોઈ શકે એ ખ્યાલમાં દોષ છે. એક નહિ પણ ઘણાં માનવીના ઉપયોગ કબુલ કરવાથી આપણે વ્યક્તિઓ તરફ અદેખાઈ કરતા કે વિશ્વાસ ગુમાવતા થઈએ છીએ. કોઈક વ્યક્તિ પૂરી લાયકાત ના ધરાવતી હોય તો તેવા અપવાદ બાજુએ રાખી આપણે મહત્તાને સ્થાને પસંદ કરાયેલી વ્યક્તિઓ માટે માન કેમ ના રાખી શકીએ ? આખરે તો માનવીની પ્રતિભા સંઘ કરતાં નિરાળી ને અદ્ભુત વસ્તુ છે. એને દૂર કરીને ટોળાંઓમાં શ્રદ્ધા રાખતા જવું એ લાજીમ નથી.

હા, નવી ઈમારતો બનાવીએ તેમાં ભલે એટલો ખ્યાલ રહે કે લોકોપયોગી જાહેર સ્થળોને હવે કલાત્મક ને ભવ્ય બનાવવાં જોઈએ, વ્યક્તિઓના નિવાસસ્થાનો નહિ.

ઈચ્છા તો એવી થાય છે કે વ્યક્તિઓ માટે મહાલયો ના બનાવવાં. એવા ખ્યાલને બદલે સુંદર અને ભવ્ય પ્રાસાદોને શોભાવે એવી વ્યક્તિઓ આપણી પાસે હોય. પ્રાસાદોનો ત્યાગ કરીને ગુફાઓ તરફ જવું માનસ સલામતી શોધનારું છે, મ્હાત થઈ જનારું છે, મ્હાત કરી શકનારાનું નથી.



પ્રવાસ

## નેણુલાં

કે આંખના અણસારા શાના ?
  કે પાંપણ પલકારા કયાંના ?
  કે આપણ નેણુનાં મળવાં ?

કે જીવનજ્યોત ઝળહળતી,
  કે વાટે અખંડ સીંચન સર્વે
  કે આપણ નેણુલાં હળવાં ?

કે ઉરની ગોઠડી તરતી,
  કે આતમ ઓજસો ભરતી,
  કે આપણ નેણુનાં કળવાં ?

કે ઝબકે એકલી આવી,
  કે ઉરની આતશો લાવી,
  કે આપણ નેણુલાં બળવાં ?

કે કયાંનાં સોણુલાં આવ્યાં ?
  કે શાનાં જગજનો લાવ્યાં ?
  કે આપણ નેણુનાં જળવાં ?

કે ઉરે પ્રીત પુરાણી
  કે જાગી ચેતના આણી,
  કે આપણ નેણુલાં દળવાં?

કે વિશ્વે કોડ જાગેલા
  કે વિશ્વે સર્વ ત્યાગેલા ?
  કે આપણ નેણુલાં સળવાં ?

કે આતમ ઓથ પૂંઠેથી
  કે દેહી દેહ ત્રૂટેથી
  કે આપણ નેણુનાં મળવાં ?







રવીન્દ્રનાથ ઠાકુર

# રથજાત્રા

રથજાત્રાનો તહેવાર હિંદુઓ માટે મહત્ત્વનો તહેવાર મનાય છે. અષાડ સુદ બીજને દિવસે એ તહેવાર ગામેગામ ધામધૂમથી ઉજવાય છે. આપણા વિશ્વમાન્ય કવિ પોતાની વિશાળ દૃષ્ટિને રજૂ કરે તેવી નાની વાત ગુજરાતીમાં અનુવાદ કરીને અહીં મૂકી છે જે દરેકને વાંચવી-વિચારવી ગમે......

રથજાત્રાનો દિવસ હતો.

રાણીએ રાજાને કહ્યું : 'ચાલો રથના દર્શને જઈએ.'

રાજાએ કહ્યું : 'ચાલો.'

ઘોડાહારમાંથી ઘોડા કાઢયા ને હાથીખાનામાંથી હાથીઓ, મોરપંખી પાલખીઓ હાર-બંધ ચાલવા લાગી અને હાથમાં ભાલાઓ લઈને સિપાહીઓ ચાલવા લાગ્યા. નોકર–ચાકરોનાં ટોળેટોળાં પાછળ પાછળ ચાલવા લાગ્યાં. ફક્ત એક જ માણસ બાકી રહી ગયો—રાજમહેલની સાવરણીઓ માટે સળીઓ વીણી લાવવાનું કામ તે કરતો હતો. સરદારે આવીને દયા-ભાવથી તેને કહ્યું : 'કેમ અલ્યા, તારે નથી આવવું ?'

'મારાથી આવી નહિ શકાય.' એ હાથ જોડીને બોલ્યો.

વાત રાજાના કાન સુધી પહોંચી કે બધા આવે છે, ફક્ત એ જ કમભાગી નથી આવતો.

રાજાને દયા આવી. પ્રધાનને કહ્યું : 'તેને પણ બોલાવી લેજો.'

રસ્તામાં જ એનું ઘર હતું. જ્યારે હાથી ત્યાં પહોંચ્યો ત્યારે પ્રધાને તેને બોલાવીને કહ્યું : 'અરે ભાઈ, ચાલ રથના દર્શને.'

એ હાથ જોડીને બોલ્યો : 'ક્યાં આવું ? રથ સુધી પહોંચવાની મારી ગુંજાશ છે ખરી ?'

પ્રધાને કહ્યું : 'તું શું કામ ગભરાય છે ? રાજા સાથે જઈશું.'

'ઓ બાપ રે ! રાજાનો માર્ગ કંઈ મારો માર્ગ બની શકે ?' એ બોલ્યો.

'તો તારા માટે શો ઉપાય છે ? તારા નસીબમાં રથજાત્રા જોવાનું નથી લખ્યું ?' પ્રધાને કહ્યું.

'નથી કેમ લખ્યું, ભગવાન, રથમાં બેસીને જ અમારે બારણે આવે છે.' એ બોલ્યો.

પ્રધાને હસીને કહ્યું : 'તારા બારણે રથનું નિશાન ક્યાં છે?'

'એમના રથનું નિશાન નથી પડતું.'

'એવું શાથી ?' પ્રધાને પૂછ્યું.

'એ પુષ્પક રથ ઉપર આવે ખરા ને !'

'ક્યાં છે તે રથ ?'

પેલા માણસે તેની ઝૂંપડીના બારણાની બન્ને બાજુ ખીલેલાં બે સૂર્યમુખી બતાવી દીધાં.



મકરન્દ દવે

# માગ્યું નથી

જે મળ્યું, માન્યું ઘણું—કાંઈ મને,
લેશ પણ ઓછાપણું લાગ્યું નથી;
કોઈ હકદાવે કદી તારી કને,
જિન્દગી, મેં કાંઈ પણ માગ્યું નથી.





૨ પેટલીકર

# પૂર્વ આફ્રિકાની પ્રવેશ-નગરી

*આપણા જાણીતા સાહિત્યકાર આફ્રિકામાં અત્યારે પ્રવાસ કરી રહ્યા છે ત્યાંથી જે પ્રવાસવર્ણન લખે છે તેમાં આ વખતે પૂર્વ આફ્રિકામાં પ્રવેશ કરતાં જે પહેલું નગર આવે છે તે મોમ્બાસાનું તલસ્પર્શી વર્ણન છે......*

ચોમાસાને લીધે આકાશ નિરભ્ર રહેલું ન હતું. પરંતુ તા. ૨૩ મી એપ્રિલના મંગળવારે રાત્રે એ નિર્મળ પ્રકાશી રહ્યું હતું. બરાબર સવા દસ વાગે મેં મચ્છરદાનીની ઊંચી કરી પથારીનું શરણું લીધું. ત્યાં બહાર અગાસીમાં ઊભેલા ભાઈકાકાએ મને બોલાવ્યો 'પેટલીકર, જુઓ, અહીંના આકાશ-દર્શનમાં કેટલો તફાવત નજરે પડે છે.'

આકાશ સાથે તો મારે ઝાઝી સગાઈ ન હતી. ધ્રુવ, સપ્તર્ષિ એવા થોડા તારાને ઓળખતો હતો. હું અગાસીમાં આવ્યો એટલે ઉત્તર તરફ મારું ધ્યાન ખેંચતાં ભાઈકાકાએ કહ્યું, 'જુઓ ધ્રુવ તારો અહીં દેખાતો નથી.' અને તે ન દેખાવાનું કારણ આપતાં એમણે ઉમેર્યું, 'ગુજરાત વિષુવવૃત્તથી ઉત્તરે લગભગ ૨૫ અંશ છે અને મોમ્બાસા ચાર અંશ દક્ષિણે છે. પરિણામે ધ્રુવ તારો ક્ષિતિજ નીચે ચાલ્યો ગયો છે.'

બીજા તારાઓ તરફ મારું ધ્યાન ખેંચતાં ભાઈકાકાએ કહ્યું, 'સપ્તર્ષિના આગલા બે તારા ઓરંભે આવ્યા છે. સ્વાતિનો તારો ઉત્તર દિશા તરફ સહેજ વધારે નમેલો છે. એ જ રીતે ગુરુનો ગ્રહ પણ એ દિશા તરફ સહેજ ઢળેલો છે. ચિત્રા માથા ઉપર છે, જ્યારે વીંછુડો ગુજરાતમાં દક્ષિણ દિશા તરફ નમેલો હોય છે: તે અહીં માથે આવેલો છે. શનિ પણ એ જ રીતે માથે છે.' અને દક્ષિણ ક્ષિતિજ તરફ મારું ધ્યાન ખેંચી તેજસ્વી તારાઓ બતાવી એમણે ઉમેર્યું: 'આ તારાઓ હિંદમાં જોવામાં આવતા નથી.'

મચ્છરદાનીમાં ફરી દાખલ થતાં મેં મજાકમાં કહ્યું, 'ભાઈકાકા, આપણે અહીં વસતા લોકોને લગ્નપ્રસંગ માટે દેશમાં ન આવવાનું કહીએ છીએ, પણ અહીં ધ્રુવનો તારો દેખાતો નથી એટલે નવદંપતીને લગ્ન પછી એ તારો પુરોહિત બતાવે ક્યાંથી? છેવટે ધ્રુવના દર્શન માટેય દેશમાં લગ્ન કરવા અહીંથી લોકોએ આવવું રહ્યું!'

ભાઈકાકાએ પથારીમાં સૂતાં એનો જવાબ આપ્યો: 'ખરી રીતે તો નવદંપતીને વસિષ્ઠ અરુંધતીના તારાનાં દર્શન કરાવવાનાં હોય છે. એ આદર્શ દંપતી જેવાં તમે થજો એવા આશીર્વાદનો એમાં ભાવ છે. પરંતુ એ ભુલાઈ ગયું અને અવિચળ જાણીતો ધ્રુવ તારો બતાવવાની રૂઢિ પડી ગઈ. અહીં વસિષ્ઠ-અરુંધતી દેખાય છે એટલે લગ્ન પછી એના દર્શનનો મૂળ રિવાજ પુનર્સ્થાપિત થશે.'

આબોહવાની દૃષ્ટિએ મોમ્બાસા ગુજરાતને મળતું આવતું હતું. માણસને આંખે પાટા બાંધી પ્લેનમાં બેસાડી મોમ્બાસામાં ઉતાર્યો હોય તો હવામાનની દૃષ્ટિએ એમ જ લાગે કે જાણે એણે ગુજરાત છોડ્યું નથી. વળી નાઝી મોંઝાના લત્તામાં, અમારા યજમાન શ્રી. ચુનીભાઈ પટેલને ત્યાં અમે ઊતર્યા હતા, એ સ્થળે ફેરવવામાં આવે તો જાણે એલીસબ્રીજની કોઈ હાઉસીંગ સોસાયટીમાં ફરતા હોઈએ તેવું ગુજરાતી વાતાવરણ લાગે. એ લત્તામાં મોટે ભાગે ગુજરાતીઓ વસે છે અને પ્લોટ પાડીને સુંદર રસ્તાઓની રચના સાથે મકાનો બંધાયલાં છે. એલીસબ્રીજ વિસ્તાર જેમ નવો બંધાયલો છે તેમ આ લત્તો નવો વસેલો છે. જૂના મોમ્બાસામાં જઈએ તો અમદાવાદની સાંકડી પોળોના લત્તાનો આબેહૂબ ખ્યાલ આવે છે. મેરી લૂઈસ રોડ હિંદી બજાર તરીકે ઓળખાય છે અને રતનપોળ જેટલું સાંકડું અને વાંકુચૂંકું બજાર છે. ફૂટપાથ રતનપોળમાં નથી ત્યારે અહીં છે અને તે પણ મ્યુનિસિપાલીટીએ પાછળથી મકાનો તોડીને બનાવી છે. પૂર્વ આફ્રિકાના પરચુરણ વેપારના ૮૦ થી ૮ ટકાની મોનોપોલી હિંદી બજાર ધરાવે છે. તેમ



ગુજરાતીઓ મુખ્ય છે. શાક માર્કેટમાં જઈએ તો જાણે માણેકચોકની માર્કેટમાં આવી ચડયા ન હોઈએ ! શાકભાજી પણ ગુજરાતમાં મળતી હોય છે તે નજરે પડે છે અને ખરીદી માટે નીકળેલી સ્ત્રીઓમાં મોટા ભાગની ગુજરાતી બહેનો દેખાય છે.

પરંતુ આકાશ દર્શન જોતાં આપણો ભ્રમ ચાલ્યો જાય છે કે વાતાવરણ ભલે ગુજરાતી હોય પણ આપણે ગુજરાતમાં તો નથી. મોમ્બાસામાં દરિયો અને બેટ જોઈએ છીએ ત્યારે ઘડીભર થાય છે કે જાણે આપણે મુંબઈમાં છીએ. ડૉ. શેઠને ત્યાં પાર્ટીમાં બંદરના મેનેજર મિ. અલી મળી ગયા. ભાઈકાકા સાથે હિંદના વિકાસ અંગે એમણે પૂછપરછ કરી. તેથી પ્રભાવિત થઈને કે આતિથ્યવૃત્તિથી પ્રેરાઈને તેમણે બંદર જોવા આવવાનું આમંત્રણ આપ્યું. અમે એનો સ્વીકાર કરીને ગયા એટલે પ્રથમ એમણે વિવિધ નકશા બતાવી, મોમ્બાસા બેટનો અને બંદરનો ખ્યાલ આપ્યો. એમના મદદનીશ અધિકારીને અમારી સાથે મોકલી એમણે પ્રત્યક્ષ બંદર જોવાની ગોઠવણ કરી આપી. પરદેશથી આવતી સ્ટીમરો નવા બંધાયેલા કિલિન્ડિની બંદરે ઊભી રહે છે. આ બંદરનો વિકાસ સ્ટીમ લોંચમાં બેસાડી એ અધિકારીએ અમને બતાવ્યો. ડૉકની અદ્યતન રચના બતાવી. ભાઈકાકાને ૭મી જૂને ૭૦ મું વર્ષ બેસશે, પરંતુ એમની જિજ્ઞાસાવૃત્તિ અને અભ્યાસવૃત્તિ મંદ પડી નથી. બંદરનો અભ્યાસ કરી લીધા પછી એમણે મને એની વિશિષ્ટતાનો ખ્યાલ આપ્યો……

મોમ્બાસા બેટનો નવ ચોરસ માઈલનો વિસ્તાર છે. જમીનથી બેટ જુદો પડે છે. તે ખાડી ત્રણ બાજુ આવેલી છે. ખાડી એટલી સાંકડી છે કે ભરતીઓટ વખતે એની ગતિ કલાકના ત્રણ નોટ (નોટ એટલે ૧।। માઈલ)ની છે. ખંભાતના અખાતમાં આથી પણ વિશેષ ગતિ છે. ખંભાતમાં ઘોડાપુર મોજાં આવતાં હોય છે ત્યારે ઝડપથી દોડનારા શિકારી કૂતરાઓ તણાઈ ગયાના બનાવો નોંધાયેલા છે. મોમ્બાસામાં ભરતીઓટની સપાટીમાં ૧૦ ફૂટનો ફરક પડે છે ત્યારે ખંભાતમાં ૨૦ ફૂટનો ફરક પડે છે.

મોમ્બાસાનું બંદર મુંબઈની પેઠે ખાડીમાં આવેલું છે, પણ મુંબઈની ખાડી વધારે પહોળી હોવાથી ભરતીઓટ મોમ્બાસા જેટલો નથી. મુંબઈની જેમ મોમ્બાસાનું બંદર પણ કુદરતી છે. મોટી નદીઓનો પ્રવાહ એના બારામાં આવતો નથી, એટલે નદીના કાંપનો પ્રશ્ન ઊભો થતો નથી. વળી દરિયા ઉપરના ખુલ્લા બંદરમાં બ્રેકવોટરની જરૂર પડે છે. તેની જરૂર પણ પડતી નથી.

જૂના મોમ્બાસાની ખાડી ઉપર વહાણો નાંગરે છે એ જૂનું બંદર છે. પરંતુ સ્ટીમરના વ્યવહાર પછી એ ખાડી છીછરી પડવાથી દક્ષિણ તરફની ખાડીમાં નવા કિલિન્ડિની બંદરની રચના કરી છે. જૂના બંદર ઉપર અત્યારે વહાણો નાંગરે છે અને જે માલ એની દ્વારા આવે જાય છે, તેનું કસ્ટમ ખાતું ત્યાં રાખેલું છે. નવા બંદરની પહેલી દીવાલ સ્ટીમર માટે કરી ત્યાં ઓટ વખતે પાણીની ઊંડાઈ ૧૩ ફૂટની રહે છે. પરંતુ ધીરે ધીરે મોટી સ્ટીમરો બંધાતી ગઈ અને આવતી ગઈ તેમ ઊંડા પાણીમાં ગોદીઓ બંધાવા માંડી છે. અત્યારે વધારેમાં વધારે ઊંડાઈ ૩૦ ફૂટની છે. એક જગાએ ૧૦૦ ફૂટની ઊંડાઈ હોવાથી ગોદીની દીવાલ અધૂરી છે. બંદર ઉપર માલ–સામાન ગોઠવવાના શેડ (વખાર) આધુનિક ઢબથી બંધાયેલા છે. અહીં મજૂરી મોંઘી હોવાથી (માસિક શિ. ૧૫૦ નો પગાર) અને મુંબઈના મજૂરો જેટલી કામ આપવાની શક્તિ અને હોશિયારી આફ્રિકનોમાં નહિ હોવાથી દાગીનાની હેરફેર આધુનિક મશીનરીથી થાય છે.

મોમ્બાસા મુંબઈ જેટલું મોટું બંદર નથી, પરંતુ મુંબઈ જેમ હિંદનો દરવાજો છે તેમ મોમ્બાસા પૂર્વ આફ્રિકાનો દરવાજો છે. અને એ રીતે એનું વિશિષ્ટ સ્થાન છે. મોમ્બાસા બહુ પ્રાચીન બંદર છે અને અરબસ્તાન અને હિંદનો વેપાર એની સાથે એટલો જૂનો છે. મોમ્બાસા મૂળ ઝાંઝીબારના સુલતાનનું પણ પોર્ટુગીઝોએ એનું વેપારી મહત્ત્વ સમજી તે કબજે કરવા આરબો સાથે લડાઈમાં જીતી લીધેલું. અને ઈ.



સ. ૧૬૦૦ના અરસામાં અહીં એક કિલ્લો બાંધ્યો હતો. અત્યારે પણ હયાત છે અને તેનો જેલ તરીકે ઉપયોગ થાય છે. અંગ્રેજોને કબજે આવ્યા પછી એમણે ઝાંઝીબારના સુલતાનની નામની સત્તા રાખી છે અને પ્રોટેક્ટોરેટ સ્થળ તરીકે એનો વહીવટ કરે છે. અંગ્રેજોના વખતમાં જેમ મુંબઈનું બંદર વિકસ્યું તેમ મોમ્બાસા વિકસ્યું છે. એનો જશ એમને ફાળે જાય છે. તેનો વિચાર કરતાં મને લાગ્યું કે જરૂર એમની કામગીરી હિંદને માટે તેમજ આફ્રિકા માટે નોંધપાત્ર ગણાવી જોઈએ. પરંતુ હિંદી પ્રજાએ એમને એ દૃષ્ટિએ જોયા નથી, તેમજ આફ્રિકન પ્રજા પણ નહિ જુએ તેમ અહીંની પ્રજામાં આવી રહેલી રાજકીય જાગૃતિ જોતાં લાગે છે. એનું શું કારણ હશે? હિંદી અને આફ્રિકન પ્રજા એટલી નગુણી છે? જગવિખ્યાત લેખક શ્રી. સમરસેટ મોમે એનું કારણ આપતું વિધાન કર્યું છે તે વિચારવા જેવું છે—જેમના પર બ્રિટિશરો રાજ્ય કરતા હતા તેમનું એમણે ઘણું ભલું કર્યું હતું એ વસ્તુનો ઈન્કાર થઈ શકે તેમ નથી. પરંતુ સાથે સાથે એમણે એ પ્રજાનો તેજોભંગ કરવાનું પણ ચાલુ રાખ્યું હતું. અને એ કારણે જ એ પ્રજાઓ તરફથી એમને દ્વેષભાવ પ્રાપ્ત થયો છે.

મુંબઈ કરતાં મોમ્બાસાના દરિયામાં ખાટલે મોટી ખોડ એ છે કે એનો કાંઠો ખડકવાળો છે. ચોપાટી ઉપર રેતીમાં બેસી શકાય છે અને દરિયાનાં મોજાં સાથે ગેલ કરી શકાય છે તેવી આત્મીયતા લાઈટ હાઉસ (દીવાદાંડી) દરરોજ ફરવા જતાં મોમ્બાસાવાસીઓ બાંધી શકતાં નથી. નજીકમાં દરિયે ફરવા જવાનું સ્થળ 'લાઈટ હાઉસ' છે. સામે હિંદી મહાસાગર ઘૂઘવતો પથરાયેલો તે એટલે હિંદીઓને એ દેશનાં સ્વજનોનો સંદેશો લઈ આવતો દેખાય છે. પરંતુ એ સંદેશો હાથોહાથ આપી લઈ શકાય તેટલા નજીક જઈ શકાતું નથી. વચ્ચે ખડક આડખીલી કરતો ઊભેલો છે. એ ખડકને કિનારે માણસો ફરતાં હોય છે, બેઠાં હોય છે. અને દરિયાનું સૌંદર્ય માણતાં હોય છે. સાંજે ફરવા આવેલાં સ્ત્રી-પુરુષો નજરે પડે છે અને મોટરકારોની લંગાર લાગી હોય છે.

વાંકો વાંકો પણ મૂછનો બાંકો, તેમ ખડકવાળો તો યે દરિયો. એનો લાભ મોમ્બાસાવાસીઓને કુદરતી થયેલો છે તેમ સામાજિક પણ થયેલો છે. નાઈરોબી અને મોમ્બાસા બંને કેનિયાનાં મુખ્ય શહેરો છે. મોમ્બાસા બંદર છે, તો નાઈરોબીની ઠંડી આબોહવા અને યુરોપિયનોની વસ્તીનું પ્રમાણ વધારે એટલે પશ્ચિમની રીતરસમોનું અનુકરણ નાઈરોબીમાં હિંદીઓએ જેટલું કર્યું છે તેટલું મોમ્બાસામાં નજરે પડતું નથી. છતાં નાઈરોબીમાં નજીકમાં ફરવા જવાનું કોઈ સ્થળ નહિ હોવાથી અને ઠંડી આબોહવાથી સાંજ અને રાત્રિ ઘરમાં ગાળે છે. પરિણામે સ્ત્રી-પુરુષો—પતિ-પત્નીને સાથે ફરવા નીકળવાનું બનતું નથી—ઓછું બને છે. મોમ્બાસામાં રોજ સ્ત્રી-પુરુષો સાથે દરિયા ઉપર ફરવા જતાં હોઈ સભામાં પણ સાથે જવા ટેવાઈ ગયેલાં છે. પરિણામે, નાઈરોબીના એરોડ્રોમ ઉપર અમે ઊતર્યાં ત્યારે તેડવા આવેલા પુરુષોમાં, ફક્ત એક જ બહેન શ્રી. કાન્તાબહેન હતાં, ત્યારે મોમ્બાસામાંના એરોડ્રોમ ઉપર બહેનોની પણ સારી સંખ્યા હતી. એ જ રીતે મોમ્બાસાની જાહેર સભાઓમાં બહેનોની સંખ્યા સારા પ્રમાણમાં રહેતી ત્યારે નાઈરોબી પટેલ બ્રધર હૂડમાં મળેલી જાહેર સભામાં એક પણ બહેન ન હતી! આમ મોમ્બાસાના દરિયે હિંદીઓના ગુજરાતીઓના સામાજિક જીવનમાં પણ ફાળો આપ્યો છે.

જૂહુનો દરિયો મુંબઈવાસીઓનું અનેરું આકર્ષણ છે, તેવું જ મોમ્બાસાના બંબુરી દરિયાનું છે. ત્યાં જવા માટે ખાડી ઉપરનો નેલી બ્રીજ ઓળંગવો પડે છે. આ પૂલ ઝૂલતો છે. ખાડીનાં પાણી ઉપર એરટાઈટ (હવા ભરેલાં) મોટાં પીપ (પોંટૂન) ગોઠવેલાં છે. જે થાંભલાની ગરજ સારે છે. અને તેની ઉપર પૂલની રચના કરેલી છે. ખાડીના પાણીમાં જેટલી ભરતી-ઓટ થાય તેટલો પૂલ નીચે ઉપર જાય છે. વાહન જાય ત્યારે એ ઝૂલતો હોય છે. હિંદમાં આવો પૂલ





કોઈ સ્થળે હોવાનું જાણમાં નથી. આ પૂલ ખાનગી પેઢીએ બાંધેલો છે એટલે એના ઉપર પસાર થનારને ટેક્ષ આપવો પડે છે. મોટરકારને જતાં આવતાંના બે શિલીંગ આપવા પડે છે. એ જ રીતે પગપાળા જનારને અને સાયકલીસ્ટને પણ ટેક્ષ આપવો પડે છે. કાયમ જવાનું હોય છે તે માસિક પાસ લે છે.

પૂલ ઓળંગી અમારી કાર આસ્ફાલ્ટના રસ્તા ઉપર દોડી રહી હતી ત્યારે મારા જેવા પ્રકૃતિસૌંદર્ય તરફ નિરસ સ્વભાવવાળાની નજર પણ બંને બાજુ પથરાયેલી વનસ્પતિ ભણી ખેંચાયા વિના ન રહી. તાડ, નાળિયેરી, આંબા અને કાજુનાં વૃક્ષોની હારમાળા ચાલી જતી હતી. વનસ્પતિમાં નહાતા હોઈએ તેવું એ દૃશ્ય જોઈને ભાઈકાકાએ અહીંની વિશિષ્ઠતા તરફ ધ્યાન દોરતાં કહ્યું, 'અહીં ક્રોટનનો ઉછેર બહુ ધ્યાન ખેંચે છે. આપણી બાજુ એ છોડ નાના હોય છે, જ્યારે અહીં દસ ફૂટ સુધી ઊંચા છે. ફર્ન આપણી બાજુ ભાગ્યે ફૂટ-દોઢફૂટ વધે છે. જ્યારે અહીં ત્રણ ચાર ફૂટની ઊંચાઈ છે. ખડચંપામાં લાલચંપાનાં ફૂલ બહુ સુંદર છે.'

મોમ્બાસાથી આઠ માઈલ દૂર હિંદુ યુનિયનના પ્લોટમાં અમે પ્રવેશ્યા કે તરત એમાં ઊગેલા તાડનાં વૃક્ષો તરફ ભાઈકાકાનું ધ્યાન ખેંચાયું. અમે દસ બાર જણ સાથે હતાં. તેમનું સૌનું એ તરફ લક્ષ ખેંચતાં એમણે કહ્યું, 'જુઓ આ તાડનાં વૃક્ષ શાખાવાળાં છે. હિંદમાં આવા શાખાવાળા તાડ જોવા મળતાં નથી. ફક્ત અમદાવાદના કાંકરિયાની નગીનાવાડીમાં આવો એક તાડ છે.'

બંબુરીનો દરિયાકાંઠો ખડક વિનાનો છે. એટલે જૂહૂના દરિયાકાંઠે રેતીમાં ફરવાનો જે આનંદ લૂંટી શકાય છે તે અહીં મળે છે. નહાવા માટે પણ એ આકર્ષક સ્થળ છે. રવિવારે અહીં ફરવા આવવાનું અને નહાવાનું સામાન્ય બની ભરતીનો દિવસ હોય ત્યારે વખત કાઢીને, કામ મૂકીને, યુરોપિયન સ્ત્રી-પુરુષો એની મોજ માણવા ખાસ આવે છે.

તા. ૧ લી મેના રોજ બપોરે ૨॥ વાગે શ્રી. બેચરભાઈ સાથે એમના પ્લોટમાં ફરવા ગયા ત્યારે ભરતીનાં મોજાં બંબુરીના કિનારે ચડી રહ્યાં હતાં. દૂર દૂર મોજાં ઊછળતાં અને એથી પાણી પ્રકાશમાં ચમકારા મારતું તે ટ્યુબ લાઈટો સળગી ઊઠી હોય તેવું દેખાતું. દરિયો તોફાને ચડયે જતો હતો. અને સાથે સાથે એમાં નહાવા પડેલા યુરોપિયન સ્ત્રી-પુરુષો પણ તોફાને ચડયાં હોય તેમ લોહીમાં પસરી ગયેલા રંગભેદને ભૂલીને આફ્રિકન નહાતાં બાળકોને તેડીને એમની સાથે ગેલ કરતાં હતાં. એમને ઊંચકીને પાણીમાં ડૂબકી મરાવતાં હતાં. નાનાં બાળકોને તો ભરતીનાં મોજાં ઉછાળીને ફેંકી દેતાં હતાં.

નાઈરોબીવાળા તો મોમ્બાસા આવે ત્યારે દરિયાનાં દર્શન કરે એટલે ડૉ. રમણભાઈ બાળકોને લઈને નહાવા આવ્યા હતા, એની મોજ ચાખવા મને પણ આમંત્રણ આપ્યું પરંતુ નહાવાનાં કપડાં લીધા વિના અમે આવ્યા હતા. અને કલાક પછી બીજા કાર્યક્રમમાં જવાનું હતું એટલે જૂના બંદરે એક વખત હોડીમાં બેસી શ્રી. છોટાભાઈ સાથે નાહી આવ્યો હતો તેનો સંતોષ માની મેં તૈયારી ન બતાવી. નહાવા પડેલા સૌને રસ લૂંટતા જોઈ મારા મોંમાં પાણી તો આવી ગયું, પણ બેચરભાઈના પ્લોટના આફ્રિકન ચોકીદારના જુવાન દીકરાએ લીલાં નાળિયેર ઉતારી લાવીને કાપી આપ્યાં એટલે ખારસાં ત્રણ નાળિયેરનું પાણી પીધું અને તેની મલાઈ ખાઈને દરિયામાં નહાવાની તક ગુમાવી તેનો કંઈક સંતોષ માન્યો.

બંબુરીનો દરિયો જૂહુ કિનારાની માફક સર્વને માટે ખુલ્લો નથી રહેવાનો તે એક મોટી કરુણતા છે. દરિયા કિનારે પ્લોટ પડી ગયા છે અને તે વેચાઈ રહ્યા છે. એટલે કોઈને દરિયાની મોજ માણવા જવું હોય તો કોઈના ખાનગી પ્લોટોમાં મંજૂરી મેળવીને જવું પડે. આ માગ એટલી બધી કઠી છે કે ડૉ. સી. જે. પટેલે કહ્યું કે એમણે એક



પ્લૉટની માગણી કરી તો જવાબ આવ્યો છે કે, નજીકમાં નજીક ૨૮ માઈલ દૂર પ્લૉટ ખાલી છે, બે એકરના પ્લૉટની કિંમત આજે ૬૦ હજાર શિલિંગે પહોંચી છે. આમ આવો સુંદર દરિયા કિનારો વ્યક્તિગત માલકીનો થઈ જતાં જાહેર માટે કોઈ સ્થળ ન રહે તો મુશ્કેલી ઊભી થાય તે દીર્ઘ દૃષ્ટિ વાપરી હિંદુ યુનિયનના પ્રમુખ શ્રી. ચુનીલાલ એલ. પટેલે યુનિયન પાસે નાણાં ન હોવાથી વગર વ્યાજે લોન લઈને આઠ માઈલ દૂર શિલિંગ એંશી હજારમાં એક પ્લૉટ ખરીદી લીધો છે. પ્રથમ વખતે એ પ્લૉટ ઉપર અમે ગયા હતા અને શાખાળાં તાડ જોયાં હતાં. સાંજના વખતે તે દિવસે રવિવાર (તા. ૨૧ એપ્રિલ) હતો એટલે સ્ત્રી પુરુષ અને બાળકો ફરવા નહાવા આવ્યાં હતાં પરંતુ તે વખતે ભરતી ન હતી એટલે ન ન્હાયા બદલ અફસોસ થયો ન હતો. તે દિવસે અમે દસ બાર જણ હતાં. ત્રણચાર દંપતી જોડાં હતાં. બેએક માઈલ દરિયાકાંઠે રેતીમાં આથમતી સંધ્યાએ પવનની લહેરીઓમાં અમે ટહેલતા ટહેલતા ફર્યાં તે વખતે સ્ત્રી-પુરુષના મિશ્ર સમાજ જીવનની ચર્ચા નીકળતાં શ્રી. શાન્તાબહેને કહ્યું કે, 'આપણા પાટીદારોને સ્ત્રીઓ સાથે વાત કરતાં પણ આવડતું નથી અને કોઈ સ્ત્રી એમની સાથે ભળવા માગે તો શું વાત કરવી તેની આવડત પણ નથી.' અને ન હોવાનું કારણ જણાવતાં એમણે સહેજ રહીને ઉમેર્યું', 'ઘરમાં પત્ની સાથે પણ બહારની કોઈ વાતચીત કરતા નથી. પછી બીજા સાથે વાત કરતાં આવડે પણ શી રીતે?'

શાન્તાબહેનના એ આક્ષેપનો બચાવ કરવાની જરૂર નથી પરંતુ કંપાલાના બેરિસ્ટર, લેખક અને કવિ શ્રી. ડાહ્યાભાઈ પટેલે હિંદુ યુનિયનના બાંકડે બેસીને ઊતરતી સંધ્યાના ઝાંખા પ્રકાશમાં એમણે સર્જેલું પ્રેમગીત 'લડે મોગરો છાયો' હળવા મીઠા સાદે ગાયું ત્યારે અમે સાંભળનાર સૌ સ્તબ્ધ બનીને મોગરાની મહેક માણી રહ્યાં તેમ દરિયો પણ માણી રહ્યો હશે તેમ હું માની લઉં છું!

ગીત પૂરું થતાં ભાઈકાકાએ ડાહ્યાભાઈને અભિનંદન આપ્યાં. ગીતની સ્વાભાવિક સર્જકતા અને લયબદ્ધ મીઠા સૂરે ગાવા બદલ પાટીદારોને સ્ત્રીઓ સાથે વાત કરતાં નથી આવડતું એ કારણે જ કદાચ હું શાન્તાબહેનને તે વખતે કહેવાનું ભૂલી ગયો, તે અત્યારે યાદ કરીને એમને કહું છું કે, ભલે પાટીદારોને સ્ત્રીઓ સાથે વાત કરતાં ન આવડતું હોય પણ પ્રેમગીત રચતાં, ગાતાં અને પ્રેમ કરતાં તો આવડે છે!



જયન્ત પરમાર

## જીવન અર્પણે

તને, સકળ વિશ્વના મુજ સદંશને પામવા
મથું સતત યત્નથી, પણ ન હું ત્યજતો કદી!
ધરી અજબ ધૈર્ય સૌ, સહન થાય એવી બધી
પ્રમત્ત પળ એક એક થઈ જાય સૌ શામવા!

હતી તુજ વિશે અનેક રસથી ભરી કામના,
તને જીવનમાં જડી જીવનની જિગીષા જતી!
અભૂલ તુજ સાથ એકલ, ભલે સઘળી હતી:
બધી પ્રબળતા ગ્રહે પ્રબળની સદા આરાના!

મને મથનની હતી હજુ સુધી પળ સર્વ, આ
કરેલ સઘળાં તણાં સુફળ પ્રાપ્તિ કાજે કરું
અનેક તવ યત્નને સુતરવા ધપતો યદા
ભરી જગતની જનિત, જગતનો ગણી ગર્વ આ.
કરું અબુધ હું સદા જતન સાથ સર્વે ધરું
તને, તવ ઉછંગમાં જીવન અર્પણે એકદા!







હરિશંકર વ્યાસ

# સમાન ભાવ

આ મે માસની આખરે ભરૂચમાં સર્વોદય સંમેલન થયું તેમાં મહારાજશ્રીએ આપેલ પ્રવચનને ટૂંકાવીને અહીં મૂક્યું છે. ગુજરાતની આ પૂજનીય વ્યક્તિની વાણી સાંભળવી એ પણ એક લહાવો છે. આ વાંચતી વખતે એ વ્યક્તિને સાંભળતા હોઈએ તેવી તેમની સરળ ભાષા છે......

હું પોતે મૂર્તિપૂજક છું. અને કહેવા માગું છું કે, દુનિયામાં ભાગ્યે જ કોઈ એવો હશે કે જે મૂર્તિપૂજક નહીં હોય. આર્ય સમાજના લોકો મૂર્તિની પૂજા નથી કરતા પરંતુ વિચારની પૂજા કરે છે. તે પણ એક મૂર્તિ જ છે ને! માણસ માત્ર મૂર્તિપૂજક છે!

સંવત ૧૯૭૨ની વાત છે. હું અમદાવાદમાં પહેલ-વહેલો ગાંધીજીને જોવા ગયેલો. થયું કે જોઉં તો ખરો કેવો માણસ છે! એમને જોયા. પણ શરમાં કંઈ ઓળખ્યા નહીં. પાંચ છ કલાક સાથે રહ્યા પછી નીકળી પડયો. રસ્તામાં હીંડતે હીંડતે એમના જે કાંઈ શબ્દો સાંભળેલા તે ગોખતો ગોખતો જતો હતો. ચાર પાંચ ગાઉ હીંડ્યા પછી રસ્તામાં એમની ઓળખાણ પડી. મને રાજકારણમાં કંઈ ઝાઝી સમજ પડતી નથી. મને તો એ પુરુષમાં શ્રદ્ધા બેસી ગઈ. પરંતુ તે એવી શ્રદ્ધા હતી કે વગર સમજે પણ મને બહુ વર્ષો સુધી કામ લાગી. મને તો ન કોંગ્રેસની ખબર કે ન રાજકારણની ખબર! હું તો માત્ર ગાંધીજીને માનતો હતો. એમની પાસે જતો અને વાતો કરતો. દૂર રહે રહે એમની નિરાકાર ભક્તિ કરતો.

૧૯૧૮માં માણેકઠારી પૂર્ણિમાને દિવસે ડાકોરમાં ગાંધીજીનું ભાષણ હતું. એમણે કહ્યું કે, જ્યારે જ્યારે દેશમાં દુષ્ટતા વધે છે, ત્યારે ભગવાન અવતાર લે છે. પરંતુ ભગવાન ખૂદ જન્મ નથી લેતા, તે કોઈ મનુષ્યની મારફત કામ કરાવે છે.

રાવણને મારવાનો હતો. રાવણને દશ માથાં હતાં. દશ માથાંવાળા રાવણને મારવો હોય તો કેમનું થાય? ભગવાને દશમુખી રાવણને મારવા સહસ્રમુખી વિષ્ણુને મોકલ્યા. તે રાજા રામ કોણ હતા? એ વિષ્ણુનો અવતાર હતા તે તો આપણને આજે ખબર પડે છે પણ તે વખતે કંઈ ખબર પડી નહોતી.

હિરણ્યકશ્યપુ રાક્ષસને વરદાન મળેલું: એના મરણને માટે બંધારણ ઘડાયું કે ઘરની બહાર નહીં કે ઘરની અંદર નહીં, રાત્રે નહીં, કે દિવસે નહીં, માણસથી નહીં કે પશુથી નહીં, આકાશમાં નહીં કે જમીન પર નહીં, કોઈ અસ્ત્રથી નહીં કે કોઈ શસ્ત્રથી નહીં, એવું મૃત્યુ થાય. આટલું બંધારણ ઘડાવીને એણે ભગવાનની સહી લઈ લીધી, એને થયું કે 'બસ થયું! હવે કોની તાકાત છે કે મને મારી શકે?'

ભગવાનને જકડી લીધા ને ખૂદ નિશ્ચંય થઈ ગયો. કોઈની તાકાત એને મારવાની ન રહી.

પરંતુ ભગવાન તો નરસિંહનું રૂપ ધારણ કરીને આવ્યા. પૂછે છે: કેમ ભાઈ, હું માણસમાં કે પશુમાં આવું છું? તારા બંધારણમાં તો વાંધો નથી આવતો ને?

તો કે' ના.

પછી પકડીને લઈ આવ્યા ઉંબરામાં. પૂછે છે: કેમ અલ્યા, અંદર છું કે બહાર? તારા બંધારણમાં તો નથી આવતું ને?

તો કે' ના ભાઈ.

નરસિંહ ભગવાન હિરણ્યકશ્યપુને ખોળામાં લે છે ને પૂછે છે: કેમ ભાઈ આકાશમાં છું કે જમીન પર! તારા બંધારણમાં તો આ નથી આવતું ને?

તો કે' ના ભાઈ.

સંધ્યાકાળનો સમય હતો. પૂછે છે કે ભાઈ રાત કે દહાડો તો નથી ને? તારા બંધારણમાં તો આ નથી આવતું ને?

તો કે' ના ભાઈ.

પોતાના નખ સામે ધરે છે. પૂછે છે આ તો તારા અસ્ત્ર શસ્ત્રમાં નથી આવતું ને?

તો કે' ના ભાઈ.



અને નરસિંહ ભગવાને હિરણ્ય-કશ્યપુના દેહને એક સંધ્યાકાળે ઉંબરાની વચગાં ખોળામાં લઈને નખ વડે ચીરીને એના આત્માને મુક્ત કરી નાખ્યો, આજે આપણને આ સહેલું લાગે. પરંતુ તે વખતે વિચારીએ તો મોટો વસમો કોયડો થઈ પડે કે આવા બંધારણમાં રહીને આને મારવો કેમ ? એવી જ રીતે અંગ્રેજની આવડી મોટી સત્તા જાય કેમ ? એ અત્યારે સહેલું લાગે પરંતુ તે વખતે તો મહાન કોયડો જ હતો. પરંતુ ગાંધીજીની પાસે સત્ય ને અહિંસાની રીત હતી. ઇતિહાસનું જ્ઞાન હતું. તો અંગ્રેજો ગયા. અંગ્રેજ સરકાર ગઈ. પરંતુ આપણે એના એ રહ્યા. સરકાર વિના ચાલે જ નહીં. કે'વાય તો કે' લોકશાસન ! પણ આપણે બાપડા 'લોક' નથી અને નથી તો આપણે 'સમાજ.' આપણે તો પોતપોતાના સ્વાર્થ માટે એકઠું થયેલું 'ટોળું' છીએ. હવે તો પ્રજા ઘડાઈ સમાજ બને તો કાંઈ વળે. સમાજ બનાવવો એ કોઈ સત્તાનું કામ નથી. જે એક હેતપૂર્વક ભેગા જીવે તે સમાજ, અને હેતુ વિનાના ભેગા થાય તે 'ટોળું.' અત્યારે તો છત્રીસ કરોડનું મસ મોટું 'ટોળું' છે. આપણે એને સમાજ બનાવવો છે. એના દુઃખો શોધી શોધી તેનું નિરાકરણ કરવાનું છે.

સર્વોદયનો અર્થ છે, આપણા બધાનો ઉદય. આપણો ઉદય એટલે કે આપણા આ અંદરના શરીરનો અને બહારના શરીરનો એમ બન્નેનો ઉદય. મોટરને જેમ અંદરનું ને બહારનું એમ બે શરીર હોય છે એમ આપણને પણ બે શરીર છે. આપણે સારી રીતે ખાઈશું, પીશું, મોટરમાં ફરીશું ને મોજ શોખ કરીશું તો બહારના શરીરને આરામ મળશે. પણ અંદરનું શરીર કરમાશે. એમાં અશાંતિ વ્યાપશે. અંદરનું શરીર સુકાશે કારણ કે, એને હાશ નથી. એ ભૂખ્યું છે. આપણે માત્ર આ બહારની દસ ઇંદ્રિયોનો ઉદય નથી કરવાનો. આપણે ચૌદ ઇંદ્રિયોનો ઉદય કરવાનો છે. આપણે બહારના શરીરને જિવાડવું હશે તો આપણે અંદરના શરીરને પણ જિવાડવું પડશે. આપણે ત્યાં તો કહેવાયું છે કે, 'तद्ब्रह्मनिष्कलमहं न च भूतसंघः' પરંતુ આપણે તો એની પાછળ જ પડ્યા છીએ.

મહાત્મા ગાંધીજી બેરિસ્ટર થયા. કોર્ટમાં કેસ ચલાવવા ગયા. જમા ઉધારનીય કશી ગતાગમ નહીં. એમને તો કોર્ટ ચક્કર ચક્કર ફરતી દેખાઈ. એમણે બીજા વકીલને કહી દીધું કે 'લે તું કેસ ચલાવ હું તો આ ચાલ્યો.' એ જ માણસે આખી જિંદગી સુધી હજારો વર્ષ સુધી ચાલે તેવી દુનિયાની વકીલાત કરી. છતાં એ તો કહેતા કે 'મારું શું ગજું ? મેં તો મારા જીવનમાં માત્ર સત્યના પ્રયોગો જ કર્યા છે.' મને તો ગાંધીજીમાં આ રીતની શ્રદ્ધા બેસી ગઈ છે. ગાંધીજી ઘણીવાર કાંઈ બોલતા. જવાહરને ગમતું નહીં પણ થોડા દિવસો જતા ને એમને લાગતું કે, ઓત્તારીની! આ તો સાચી વાત છે. આપણું ગજું આપણા પ્રમાણમાં હોય છે. દુનિયામાં કોઈપણ માણસને કોઈના ઉપર શ્રદ્ધા રાખ્યા વગર ચાલતું નથી. પાપી મનુષ્યને પણ કોઈના ઉપર શ્રદ્ધા રાખવી પડે છે. બાળક માના ખોળામાં આંખો મીંચીને શ્રદ્ધાપૂર્વક સૂઈ જાય છે. વાઘ આવે તોયે એને ચિંતા થતી નથી. એ કે' છે કે 'મા છે ને!' પણ અલ્યા, વાઘ તો તારી માનેયે ખાઈ જાય તેવો છે. પણ છતાંયે એ તો માના ખોળામાં સૂઈ જાય છે.

આપણે એવું જીવન જીવવું છે કે દુનિયામાં પાપ, દગો, છેતરપીંડી, ને આજે જે '૪૨૦' કહેવાય છે તે નીકળી જાય અને રાષ્ટ્રનું કલ્યાણ થાય. શરીરના સુખને આપણે ખરું સુખ માનીએ નહીં. એ બહારનું શરીર ચિંતામાં બળે તોયે એ દાઝે નહીં અને અંદરનું શરીર તો આનંદથી નાચે. બળે આ શરીર પણ દાઝે જોનારા. આમ થશે ત્યારે સાચું સુખ થશે. તમે પાંદડે પાણી ના રેડશો. મૂળમાં રેડજો તો અંકુર નવા ફૂટશે. અંદરના શરીરને શાંતિ આપવી એ જ સાચું સુખ છે. આજે અશાંતિ વ્યાપેલી છે તેમાંથી શાંતિ

જિતુભાઈ પ્ર. મહેતા

# ખરતા તારા

વાર્તામાં વિષયવૈવિધ્ય સાથે શબ્દોનું કંડારેલું શિલ્પ ભળે પછી તેનો ઉઠાવ તો કોઈ ઓર જ આવે. આ વાર્તા એવા જ ઉઠાવ સાથે આપણા જાણીતા શબ્દ-શિલ્પીએ લખી છે. વાર્તા વાંચવી તો ગમે તેવી છે જ—તેના ભાવ તો મનના ઊંડાણમાંથી ખસતા જ નથી......

ખૂચનું ઊંચું ઝાડ. એની ડાળીએથી ખૂચનું સફેદ ફૂલ, ચક્કર લેતુંલેતું ખરે છે, ત્યારે એ ઝાડની સલામ રમતિયાળ બને છે. પણ રાજીનામું આપતાં તો, આકાશના તારાને જ આવડે છે. પાણો થઈને પડતાં પહેલાં, આકાશઘરમાંથી એનો જનાજો, એ પોતે ઊજળો કરીને ખરી પડે છે.

એ અગાસીને માથે તારામય આકાશ ઝગમગતું હતું. સાદા બિછાના પર પડીપડી આશા ખરતા તારા જોતી હતી પણ આશાને ખરતા તારાની ખુમારી સમજાતી નહોતી. એવી કલ્પના તો થોડાઓને રમાડી જતી. હા, આશાને આકાશ બહુ ગમતું. બિછાનામાં એ ઊંઘ કરતી એ પહેલાં, તારાઓને આંખમાં બીડવાની આશાને આદત પડી ગઈ હતી. અગાશીમાં ન સૂતી હોય તો, બારી આગળ તો એનું બિછાનું રહેતું જ. આશાનું બાળપણ એક નાનકડા ગામમાં વહ્યું હતું.

આશાનાં લગ્ન પણ એ ગામડામાં જ ઉજવાયાં હતાં. રમણ પરણવા આવ્યો ત્યારે આશાના ગામમાં એક મોટો બનાવ બની ગયો. રમણે એના શહેરના ઠઠેરાથી ગામડાને વાતમાં હડસેલી દીધું. રમણની વાતના કરતાં એનાં નવી જાતનાં લીલા ચશ્મા, એનાં રંગીન કારીગરીવાળા ચંપલ, એનો કૅમેરા, રોશની ફેંકતી એની વીજળીક મશાલ, એને સૌ ચીંધવા લાગ્યું.

પણ એ વાત ઉપર વરસો વરસી ગયાં. શહેર પાસેના ઉપનગરમાં રહેતાં રમણ અને આશા સીધા સાદા દિવસો વીતાવતાં હતાં. એક દિવસ આશા અને રમણ અગાશીમાં બેઠાં હતાં ત્યારે રમણે કહ્યું : 'આ એકની એક જિંદગીનો મને બફારો થવા લાગ્યો છે. કાંઈ નવીન બનતું જ નથી. મને લાગે છે કે આપણે આમ ને આમ મરી જશું.'

રમણનું વાકય પૂરું થયું નહોતું ત્યાં અગાશી ઉપરના આકાશમાં એક તારો પરબાર્યો ખરી પડ્યો. રમણની નજર તારાના એ ખરતા માર્ગ પર સરી. એ બોલ્યો : 'ડૂબી ગયો અંધારામાં પણ રૂપાળું તરીને ડૂબ્યો.' આશાને આવી વાતોમાં માથું મારવું પસંદ નહોતું. તો ય એ કયારેક રમણની વાત ઉપાડી લેતી. રમણ આશાને એક સવાલ ઘણીવાર પૂછતો : 'તું ગામડામાં જન્મી તો ય તારું નામ આશા કોણે રાખ્યું ? તારું નામ રૂપી હોવું જોઈએ. અથવા લખમી.'

---

લાવવી એ જ સર્વોદય છે. એ જ અંત્યોદય છે.

માતાના ઘરમાં બાળક જન્મે છે, તે અમીર અને ગરીબ બંનેને ત્યાં સરખી રીતે જન્મે છે. બન્નેને ઘેર નાગોડિયાં બાળક જન્મે છે. બન્નેય ઘેર બાળક જન્મ્યાં તો જન્મતાવેંત એકને રોટલો છાશ ને બીજાને મેવામેઠાઈ એવું નથી. બન્નેને માનું દૂધ સરખું આપેલું છે. બાપ ફરતો રહે, બાળક ભૂખ્યું રહે એટલે ભગવાને માને જ દૂધ આપ્યું, જેથી એ ધવરાવીને મોટું કરે. ભગવાને કંઈ એવો પક્ષપાત ન કર્યો કે અમીરના બાળકને મીઠું દૂધ મળે ને ગરીબના છોકરાંને ફીકું. પરંતુ પછી જ્યાં માણસના હાથમાં કારભાર આવ્યો કે પતી ગયું. બાળક માણસનું પકવેલું ખાતાં શીખ્યું કે ભેદભાવ શરૂ થયા. બાકી આપણે બધાં ઈશ્વર તરફથી સરખે ભાવે પોષાયલાં છીએ. આપણે બધાં જે કંઈ છે તે વહેંચી ખાઈએ અને વહેલામાં વહેલી તકે ઈશ્વરને ઓળખતાં શીખીએ.

*



આશાએ ઘણીવાર કહેલું : 'મારાં ફઈ શહેરમાં રહેતાં. એમણે મારું નામ આશા પાડ્યું. બિચારાં-બહુ ભલાં હતાં. એ મરી ગયાં, વાતો કરતાં કરતાં.'

રમણની જીવન સામેની ફરિયાદ ચાલુ જ રહી. આશાને એવા વિચારો સતાવતા નહોતા. એ તો ઘરનાં નાનાં કામોમાં ગૂંથાઈ જતી. વહેલી સવારથી રાત લગી એ ઘરમાં એકલી રહેતી તોય એને ઘર ખાવા ધાતું નહોતું.

વીજળીની બત્તીના જમાના પહેલાં ઘરોની અંદર દીવાલગીરી રહેતી. એ દીવાલગીરીમાં મીણબત્તી રાખવામાં આવતી. દીવાલને અઢેલીને એ દીવાલગીરી જલ્યા જ કરતી. ગૃહિણી એક, દીવાલગીરી જેવી હતી, આ આશાઓને, ગૃહજીવનનું એવું રૂપ ગમતું.

એકની એક દીવાલને અઢેલીને ગૃહિણી જીવન પૂરું કરતી. અને તોય દીવાલને એ રૂડી ગણતી. મીણબત્તીની જેમ આશા ઘરમાં ટમટમતી. ક્યારેક આંસુ સારતી પણ એ આંસુમાં બહાર ફરવાના કોડ નહોતા ટપકતા. એ આંસુમાં કોઈ વાર પિયર ટપકી જતું. કોઈવાર મરેલી મા દડી જતી. કોઈવાર નાનપણની સહિયર સરી પડતી. અને ક્યારેક પતિનું મેણું ઢળી પડતું.

રમણ જેવાને ગૃહિણીની આ ઘરપૂજા કારમી લાગતી. મરેલા જીવનની એને એમાં ભાત દેખાતી. આ માટે રમણ ઘણી બોલબોલ કરતો, પણ આશા તો દીવાલગીરી બનવામાં જ મોજ માણતી હતી.

વખત જતો ગયો એમ રમણ ન બોલવાનું બોલવા લાગ્યો. બન્ને વચ્ચે ટપાટપી પણ થઈ. તોય આશા ધીરી રહેતી. એકવાર રમણે વિચિત્ર મેણું માર્યું : 'તમને ગૃહિણીઓને લડતાંય નથી આવડતું. તમે ગુણસુંદરીઓ આ દુનિયામાં કંટાળો જન્માવવા જ આવ્યાં છો. પતિ સામે ક્રોધ કરતાંય તમે ડરો છો ? અરે કાંઈક નવું તો કરો ! પતિને એકવાર તો ઠોકરે મારો ! એ વિના તમારો સંસાર રૂડો નહિ થાય. રોજ, મહિનાઓ લગી, વરસો લગી તમો ગુણસુંદરી થઈને જીવો છો, એનો ત્રાસ કેટલો છે એ, અમે જાણીએ છીએ. હું તો સાફ કહું છું કે પુરુષો ! ગમે તેની સાથે પરણજો પણ ગુણસુંદરીને તો આઘી જ રાખજો !'

આશાને પ્રથમ આ નિર્દોષ બકવાદ લાગ્યો. પણ દિવસો જતા ગયા એમ રમણ વિચિત્ર લાગતો ગયો. એક રાતે અગાશીમાં ઠંડો પવન ઉપડી રહ્યો હતો. આકાશમાં તારાઓ તાલ લઈ રહ્યા હતા. ત્યારે આશાએ, રમણ સાથે વાતો કરવાની શરૂઆત કરી. રમણે જવાબ ન દીધો. એ એના બિછાનામાં પડી રહ્યો. રમણને પસંદ પડે તેવી વાત આશાએ ઉપાડી. રમણ મૂગો રહ્યો. એક હરફ એ બોલ્યો નહિ. રમણના ક્રોધે પહેલીવાર આવું આકરું રૂપ લીધું...અને રમણ ઊંઘી ગયો.

આકાશમાં નજર ગૂંથીને આશા જાગતી જ પડી રહી. એ રાતે આશાએ જે તારાને ખરતો જોયો એ તારાએ બહુ લાંબો લિસોટો કર્યો અને પછી એ ગુમ થઈ ગયો. આશાની આંખમાં ધસી આવવા એ તારાએ દોટ મૂકી. પણ એ તો પાણો હતો. પાણાને તે વળી કોઈ નયનો સમાવે ખરાં ? તારાનું તેજ હજુય નયનમાં કોઈ રમણી સમાવે, પણ પાણો !

પછી રમા ઊંઘી ગઈ. એની આંખમાં આંસુના એક બે ટશ્યા આવ્યા હતા. એને મોડી રાતની ચાંદની અડકી ગઈ. દીવાલગીરીની મીણબત્તી પીગળવા લાગી.

*

'નિરંજન ! તારાં વ્યાખ્યાનો મેં બહુ સાંભળ્યાં. તું સવારથી સાંજ સુધી સેવા કરે છે. પણ હું તને પૂછું છું કે, તું બહાદુર બનીને આપણા જીવનના આ રંગઢંગને એક નવો દાખલો પૂરો પાડ તો ?'

નિરંજન આવી વાણી સાંભળતો ત્યારે જરૂર એને લાગતું કે એ સેવા કરતો, પણ એનામાં અમલની શક્તિ નહોતી.

નિરંજનની સેવા એક મંદિરમાં જ પેસતી નહોતી.





જે બાળકો ઉખડી જતાં અને ગુનાઓ કરતાં, એ બાળકોને સુધારવા માટેના એક ઘરમાં એ એની સેવા આપતો. અનેક મહિલા મંડળો પણ નિરંજનની સેવા માગતાં. નિરંજનનું જીવન સ્વચ્છ હતું. એને કામ માટેનો ઉમંગ રહેતો.

એક દિવસ નિરંજનને એક વાતની જાણ થઈ. બાતમી આપનારે નિરંજનને કહ્યું : 'ઉપનગરના ઉપલા માળામાં આશા નામની એક બાઈ રહે છે. એનો વર એને છોડીને ચાલ્યો ગયો છે. ગઈ કાલે સાંજે એ બાઈ ઉપર જબરી આફત આવી. એક મવાલી એને હેરાન કરી ગયો.'

નિરંજને વધુ માહિતી મેળવી અને નિરંજન બીજે દિવસે આશાની મુલાકાત લેવા ઊપડ્યો. સવારના નવ વાગી ગયા હતા. નિરંજન માંડમાંડ આશાના દરવાજા લગી પહોંચ્યો. દરવાજા પર નિરંજને ટકોરા માર્યા. પણ બારણું ઊઘડ્યું નહિ. નિરંજને જોરથી બારણા પર ટકોરા દીધા. બારણું તો ય બંધ રહ્યું. નિરંજને સાદ દીધો : 'આશા! જરા બારણું ઊઘાડજો. મારે તમારું કામ છે.' થોડા સમય પછી એ બારણું ઊઘડ્યું. અને નિરંજને પહેલી વાર આશાને જોઈ. નિરંજને ચોખવટ કરી : 'તમે જરાયે ગભરાશો નહિ. હું તો એક કાર્યકર છું. તમને કોઈ મવાલી હેરાન કરી ગયો એ જાણીને તમને રાહત આપવાના વિચારથી અહીં લગી આવ્યો છું. બોલો, વાત સાચી છે?'

આશાની સૂઝેલી આંખે નિરંજનને ઘણું કહી દીધું : 'ચાલો કાંઈ નહિ! તમારે આમ એકલા રહેવું ન હોય તો ભગિનીમંડળના મકાનમાં તમે રહેવા જાવ. એ કહેવા હું ખાસ આવ્યો છું.'

આશા આછા અવાજે બોલી : 'ના, હું અહીં જ રહેવાની છું. એમ મવાલી કાંઈ વારેવારે આવે ખરો? ને હવે તો હુંય સમજી ગઈ ને! હવે કોઈની દેન નથી, એમ ઘૂસી જવાની, તમે ચિંતા કરશો નહિ.'

અને પછી ખૂબીથી નિરંજને આશાનાં આંસુ શબ્દોથી લૂછવાની કોશિશ કરી. પણ આશાએ કોઈ ખાસ વાત કરી નહિ. રમણ એને છોડીને જે રીતે ચાલી ગયો હતો, એનો ઉલ્લેખ પણ કર્યો નહિ.

તો ય આશાના અવાજમાં કંપ આવી જતો, આનાથી નિરંજન ઘણું પામી ગયો. નિરંજને ખૂબીથી બીજી વાત રજૂ કરી :

'અમારી સંસ્થાએ એક ઉપાધિ વહોરી છે. રખડતાં બાળકોને સંઘરતી એ સંસ્થાને થોડાં શીવેલાં કપડાંની જરૂર છે. તમને જો નવરાશ હોય તો તમે, અમને આમાં મદદ ન કરો? આવીને તમે કપડાં સીવી જાવ તો! અમારા પર મોટો ઉપકાર થશે.'

એ કામકાજ માટે પૈસા આપવામાં આવતા હતા એ વાત નિરંજને ઉચ્ચારી નહિ. પણ આશાએ વિચાર કરીને એ કામ અંગે આટલું જ કહ્યું : 'હું એ કામ જોઈ જાઉં, પછી તમને કહું.'

નિરંજને સંસ્થાનું વાહન ઉપનગર જતું, એમાં આશાને આવવાની વિનંતી કરી.

બીજે દિવસે, આશા એ વાહનમાં બેસી ને મંડળમાં ગઈ અને કામકાજ તપાસી જોયું. એક બહેન ખોટી રીતે શીવણ કરતી હતી એટલે તરત જ આશાએ, એ શીવણ એના હાથમાં લીધું અને એની ખરી રીત બતાવી.

અને પછી તો આશા એ કામકાજમાં ગૂંથાઈ, એટલું જ નહિ પણ એ દિવસ પછીથી નિયમિત આશા એ સંસ્થાની પ્રવૃત્તિમાં પડી.

*

સાંજે એ ઘેર પહોંચતી ત્યારે એકાદ કાગળની એ આશા રાખતી. પણ ટપાલીના હાથમાં એ મહેરબાની કરવાની શક્તિ નહોતી. રમણ એક નાની ચિઠ્ઠી લખી ચાલ્યો ગયો હતો. એ પાછો આવી જશે એમ આશા માનતી હતી પણ આશાનાં પાડોશીઓ, હવે આશાને માન આપતાં અટકી ગયાં. પતિએ એને



માનભંગ કરી, એની પાડોશીઓને જાણ થઈ. એની અસર આસપાસ થઈ. પાડોશીઓમાંથી આશા ઊતરી ગઈ. કોઈને ખબર નહોતી કે, રમણે આશાને શા માટે છોડી દીધી હતી ! પણ સૌને એટલી ખબર હતી કે, આશા ઓશિયાળો અવતાર ભોગવતી હતી.

આશાના પિયરમાં કોઈ નહોતું એટલે એ અહીં જ રહી. રમણનું મગજ ઠેકાણે આવશે કે, તરત જ, એ પાછો ફરશે એવો આશાને ભરોસો હતો. અગાશીમાં આશા એકલી પડતી ત્યારે એની કલ્પના આકાશના તારા સાથે અફળાઈ પડતી. ત્યારે એ માની લેતી કે, માફી માગતો માગતો રમણ એને સાદ દેતો ઘેર આવશે એ વખતે એની બધી ખીજ, એ રમણ ઉપર ઊતારશે.

કોઈ રાતે આકાશનો તારો ખરી પડતો અને આશા એ દેખતી ત્યારે એના હૃદયમાં સબાકો બોલી જતો. એનો તારો પણ ખરી પડ્યો ! શીદને ? એનો કોઈ વાંક હતો ? આશાને એનો વાંક સમજાવા લાગ્યો : એ દીવાલગીરી તરીકે જીવી હતી એ એનો વાંક હતો. ઘરને અઢેલીને એ જીવી હતી એ એનો અપરાધ હતો. રમણને રૂપરંગીલી જિંદગી પસંદ હતી, એ રૂપરંગીલી ભાત ગૂંથવામાં એ નિષ્ફળ થઈ હતી, એ એનો દુર્વાક હતો.—રમણના શબ્દો કાન પર ભણકારા વગાડી ગયા. એ એના મનને ઠપકો આપવા માંડી :

'હું જ એવી ને ? એમને ઓળખી જ ન શકી ! ઘરમાં જ હું પડી રહી. એમની હારે હરીફરી હોત ! એમને રાજી રાખવા મેં મારી રીતભાત તજી હોત !' આશા એકદમ ઊભી થઈ ગઈ. એની બહેનપણી સરલાનો અવાજ જરૂર એના કાને અફળાયો અને ત્યાં તો સરલાએ સાદ દીધો : 'આશાબહેન, ઉઘાડજો. હું સરલા.'

આશા દોડી ગઈ. બારણું ઉઘાડ્યું. સરલા એના પતિ સાથે ઘરમાં આવી. આશાએ આરતેથી કહ્યું : 'પધારો.' સરલા એકલી હોત તો આશા જરા જુદી રીતનો આવકાર આપત. પણ સરલાનો પતિ સાથે હતો એટલે આશાની આંખ જમીન ગોતી રહી. એના હોઠ કંપવા લાગ્યા. એ ખાસ બોલી પણ ન શકી. વધુ ન સૂઝ્યું એટલે તરત જ એ રસોડામાં દોડી ગઈ : 'બેસો નિરાંતે, હું ચા બનાવી દઉં.'

સરલા આજે ગંભીર થઈને આવી હતી. તેઓ ચા પીવા બેઠાં : 'કેમ, આશા તું ચા નહિ પીએ ?'

આશાએ કહ્યું : 'હું રાત વખતે ચા નથી પીતી એ તું નથી જાણતી ?'

સરલાના પતિએ શબ્દો સેરવ્યા : 'તો પછી અમારે માટે ચા કરવાની જરૂર જ નહોતી.'

ત્રણે જણાં વાતો કરતાં કસટાતાં હતાં. આખરે ગળું ખંખેરીને સરલાએ આશાને કહ્યું : 'બહેન, હું તને આજે માઠા સમાચાર આપવા આવી છું. રમણે તો બીજી પત્ની કરી છે. એની માહિતી લઈને, અમે તને કહેવા આવ્યાં છીએ. રમણનો પત્તો લાગતો નહોતો. તારા ઉપર કાગળ લખીને એ ચાલ્યો ગયો, તને એવી આશા હતી કે એ આવશે પણ રમણ તો બીજીને પરણવા માટે તને તજી ગયો !'

સરલાએ આટલું કહી નાખ્યું. પણ એટલું કહેતાં સરલાને કપાળે પસીનો બાઝી ગયો.

આશા એ સાંભળી રહી. એ ન રોઈ. ન એણે ડૂસકું ભર્યું. એ મૂગી થઈને બેસી રહી.

અત્યાર લગી આશા એક દીવાલગીરી હતી. આ ક્ષણ સુધી એ રમણને જુદી રીતે ટેવતી હતી પણ આ ખબર સાંભળ્યા પછી આશા બીજા અવતારમાં પલટાઈ ગઈ. એને ક્રોધ ચડ્યો. એ લાલ થઈ ગઈ.

થોડી ઘણી વાતો કરીને સરલા ચાલી ગઈ. અને આશા એકલી પડી.

દીવાલગીરીનો કાચ તૂટતો હતો અને આગની સેર બહાર નીકળતી હતી. દીવાલગીરી સમી આશા અત્યાર લગી મૂગી રહી હતી; એ એમ માની બેઠી હતી કે,

રમણુને આદત હતી એમ દોસ્તોને ઘેર ચાલી જવાની! રમણુને અવારનવાર બહારગામ જવાની ટેવ હતી! એકની એક હવા એને પસંદ નહોતી. એની કામગીરી પણ એ પ્રકારની હતી કે, રમણુને બહારગામ જવાનું થતું. પણ રમણુ બીજીને પરણવા માટે આશાને સાવ છોડી ગયો હતો, એનું ભાન થતાં આશા એક બીજી નારીમાં પલટાઈ ગઈ.

નિરંજનના કહેવાથી સીવણ ગૂંથણનું કામ આશાએ લીધું હતું પણ અંદરથી એ એમ માનતી હતી કે થોડા દિવસનો સવાલ હતો, રમણુ પાછો ફરવાનો જ હતો. પણ સરલાએ આશાની ખાંખ ઉઘાડી.

એ આખી રાત, આશા અગાશીમાં ફરતી રહી. આકાશના તારામાં એનું ધ્યાન આજે જતું નહોતું. થાકીને એ પથારી પર બેસી ગઈ. આકાશમાં શુક્રતારિકા મંડાઈ હતી. એની નજર એ હીરાને તજી ન શકી! ઠપકો દેતી હોય એમ એ બોલી: 'હવે ખુશામત કરવી મેલી દ્યો ને! ફરી જાવ ને! તમને આ નાચમૂજરા રોજ સારા લાગે છે!'

આશાના હૃદયને આખરે આકાશે ટાઢું પડ્યું. તારાઓએ આ માનવ દીવાલગીરીને શાંત પાડી. નક્ષત્રોએ આશાને ઢબૂરી દીધી. કરુણતા વચ્ચેય આશા નીંદરમાં ખેંચાઈ અને એ સુખી થઈ ગઈ.

*

એક નવી નારી, આશાના હોઠ પરથી એ દિવસે વાતો કરવા લાગી. આશાએ એ દિવસે નિરંજન સાથે એવા મુદ્દાઓની ચર્ચા કરી કે, નિરંજને પહેલી જ વાર નવી ભાષા સાંભળી. દીવાલને અઢેલીને જીવન જીવનારી છંછેડાઈ હતી. એનું સ્ત્રીત્વ ખીજવાયું હતું. એના સ્વમાનને ડંખ લાગી ગયો હતો. આશા વીફરી હતી.

રમણુ વિશે આશાએ ઘણા ઘણા વિચારો કર્યા. મનમાં ને મનમાં રમણુને ઠપકો અપ્યો. તો ય એનું મન બળતું જ રહ્યું. તીક્ષ્ણ ધાર જેવો એક વિચાર આશાના કાળજાને વાગી ગયો: 'રમણુનેય હું બતાવી દઉં કે, હું રોઈને બેસી રહું એવી સ્ત્રી નથી.'

જેમ જેમ એ વિચારકટારીને એ આવી કરતી ગઈ, એમ એમ એ વિચારકટારી એને વધુ જોરથી આંટી રહી: 'એમ ત્યારે! મને બનાવીને એ નવી સ્ત્રી પરણી ગયા! જોઉં છું હવે!'

આશા મંથનના ઝોલે ચડી. એને સામો ચટકો ભરવો હતો. એ વિના એનો દાહ શમે એમ નહોતું જ. દાંવ ફેંકવાનો આશાએ એક રાતે નિર્ણય લઈલીધો. બીજે દિવસે, આશાએ નિરંજનને ઘેર બોલાવ્યો. સાંજ વીતી ગઈ, પછી નિરંજન આશાને ત્યાં આવ્યો.

હજુ તો વાતો થઈ ન થઈ ત્યાં આશાએ એક બાણ છોડ્યું: 'નિરંજન, તમે ઘણી વાતો કરો છો. વિધવા, ત્યક્તા એ બધાનો ઉદ્ધાર કરવા માટે તમે આજ લગીમાં બહુ બોલ્યા છો! તમને હું એક સવાલ પૂછું છું. તમે બોલે પળો એવા છો?'

નિરંજનને નવાઈ લાગી કે, આશા એની આજે ઝડતી શીદને લેતી હતી? આશાએ એક ત્યક્તાનું ચિત્ર દોર્યું. આંસુથી એ ચિત્રની બાંધણી કરી. હડધૂત થયેલી એ સ્ત્રીને, એ સ્ત્રીના મંથનને રજૂ કરીને આશાએ કહ્યું:

'મારી પોતાની આ વાત છે. નિરંજન, હું તમને સીધો સવાલ પૂછું છું. તમે મને પરણશો? ત્યક્તાના ઉદ્ધારની વાતો કરો છો, એ કરી બતાવશો? કે તમનેય દંભ પસંદ છે? મને પરણીને તમે એક નવો દાખલો બેસાડી શકશો. તમારી સેવા લુખ્ખી હતી! આ પછીથી તમારી સેવા વધુ સમજાશે. મારે તમારી પાસેથી વધુ વાતો સાંભળવી નથી. બોલો, એક તરછોડાયેલી સ્ત્રીનો તમે હાથ ઝાલશો? હા પાડો છો? હિંમત છે?'

નિરંજન તો સ્તબ્ધ થઈ ગયો. પણ થોડા જ સમયમાં સ્વાસ્થ્ય જાળવીને નિરંજને કહ્યું: 'જરૂર હું તમારી સાથે લગ્ન કરીશ. તમે તો આજે બોલ્યાં.



મારા મનમાં મેં આ શક્યતા નોંધી દીધેલી છે. હા, હું તમને મારી પત્ની બનાવીશ.'

આશા આ જવાબ ચાહતી હતી પણ નિરંજન આટલી ઝડપથી 'હા' પાડશે, એની આશાને કલ્પના નહોતી. આશા અને નિરંજન આખાં રહ્યાં. સંસ્કારોએ એમને આ ક્ષણેય જુદાં રાખ્યાં. લગ્ન કરવાનું નક્કી કરીને નિરંજન ચાલી ગયો.

*

અને એ સાંજ ઊતરી પડી. એ સાંજે નિરંજન અને આશા કશા ભભકા વિના ખાનગી રીતે પરણી જવાનાં હતાં. અને તોય નિરંજન અને આશાનાં લગ્નની વાત બહાર પડી ગઈ હતી, એનો તેમને જરાય ડર નહોતો.

લગ્નની સાંજના થોડા કલાકો પહેલાં આશા ઘરમાં આવી. અંદરના ઓરડામાં જઈને વસ્ત્રો પહેરવા માંડી. સાડી પહેરીને આશાએ કાંડાની ઘડિયાળ પર નજર નાખી. એ કલાકમાં તો એ નિરંજનની પત્ની થઈ ગઈ હશે.

આશા ઓરડામાંથી બહાર આવી અને આશાની આંખ ફાટી ગઈ...ઓરડાની એક ખુરશી ઉપર રમણ બેઠેલો હતો. રમણ બોલ્યો :

'તમારે માટે લગ્નની ભેટ લાવ્યો છું.'

આશા ઊભી જ રહી. એના હોઠ ધ્રૂજવા લાગ્યા. એ કાંઈ બોલી શકી નહિ. એનો ક્રોધ પણ પ્રગટ થયો નહિ. એ ખોવાઈ ગઈ.

આશાની પાસે રમણ ખસી ગયો. રમણે એકરાર કર્યો. માફી માગી. વધુ ને વધુ માફી માગી. આશા બોલે એ પહેલાં, એની બધી ભૂલ જાહેર કરી દીધી અને એ બોલ્યો : 'તને કોઈએ ભરમાવી હશે. મેં બીજું લગ્ન કર્યું નથી.'

રમણ ઘણું ઘણું બોલ્યો. આશા રમણની વાતોની અંદર ઘેરાવા લાગી. પતિ તરીકે આશાએ રમણને ટેવ્યો હતો એટલે, આશાના મનમાં તોફાન જાગ્યું. સ્મરણોમાં આશા તણાઈ.

રમણની આંખમાંથી આંસુ વહેતાં થયાં. એ મૂંગો થઈને બેસી ગયો. એ બોલી ગયો : 'તારા વિના હું મારી જિંદગીનો ઘા કરી દઈશ.'

*

નક્કી કરેલા સમયની, લગ્નની એ ઘડી વીતી ગઈ. આશા ન આવી. નિરંજનને કાંઈ સમજાયું નહિ. વધુ સમય થઈ ગયો એટલે, એ આશાના ઘર ભણી ચાલ્યો. આશાને ઘેર એ પહોંચ્યો અને પાડોશીઓએ કહી દીધું :

'આશા તો રમણ સાથે મોટરમાં બેસી બહાર ગઈ છે.' નિરંજનને વધુ પૂછપરછ કરવામાં રસ નહોતો. એ સીધો ત્યાંથી ચાલી નીકળ્યો.

એ ઘેર જવાને બદલે ટેકરીઓ ભણી ચાલતો થયો. માનવસ્વભાવને શબ્દોમાં ગોઠવાનું એને માટે વસમું થઈ પડ્યું.

એકાકી જીવન એ જ એનો સંગાથ હતો એની એને ખાત્રી થઈ.

રમણે જેને તજી દીધી, એ રમણ હાજર થઈને આશાને ઊપાડી ગયો. આશાની બીજને રમણે ફેરવી નાખી. માફી માગી. એકરાર કર્યો, બનાવટ કરી, અને આશાને લૂંટી લીધી. નિરંજન નિખાલસ હૃદયથી આશાને સહાય કરવા ગયો અને એ ભોંઠો પડ્યો. નિરંજને વિચાર કર્યો : 'રમણને ખબર પડી હશે કે નિરંજન આશા સાથે લગ્ન કરવાનો છે. એટલે, એ પતિ તરીકેનો એનો હક્ક સળવળ્યો હશે. માનભંગની અવસ્થાએ રમણને હેરાન કર્યો હશે.'

નિરંજન ફરતો જ રહ્યો. આશાની તપાસ કરવાનો એનામાં ઉમંગ રહ્યો નહોતો. એ સંસારીઓના ઢંગ સમજી ગયો. આકાશમાં તારાઓ ગોઠવાતા લાગ્યા ત્યાં લગી એના પગ ચાલતા જ હતા. ટેકરી પર એક ચકવો ચીસ નાખતો નિરંજને સાંભળ્યો. ચકવીએ એ ચીસ સાંભળી હશે? નિરંજન મનમાં હસ્યો : 'ના, રે ના! એ બધી તો ચક્રવાકી માટેની ઠાલી કલ્પના! કોઈ કોઈની ચીસ સાંભળતું નથી.'





જયન્તિકા પરમાર

# સમાજકલ્યાણ અને સ્ત્રીઓ

અખિલ હિન્દ મહિલા પરિષદ તરફથી શ્રી [illegible] ના પ્રમુખપદે સૂરતમાં એક સેમીનાર યોજાયું હતું. તેમાં ચર્ચાયેલ પ્રશ્નનો સારભાગ લેખરૂપે તૈયાર કરીને લેખિકાએ અહીં મૂકયો છે જે દરેકને ગમશે જ......

આપણને આઝાદી મળ્યાને આજે દશ વર્ષ થવા આવ્યાં, આઝાદી આપણને જરૂર મળી છે. પણ તે કઈ? આપણે વિદેશી શાસનને દૂર કરી રાજદ્વારી આઝાદી મેળવી પરંતુ આર્થિક અને સામાજિક આઝાદી મેળવવાની જરૂર છે. સામાજિક સ્વતંત્રતા મેળવવાની ખૂબ જરૂર છે. આપણી સરકાર પંચવર્ષીય યોજનાદ્વારા એ માટે તનતોડ પ્રયત્નો કરી રહી છે. આપણે, એટલે કે પ્રજાએ તેમાં સંપૂર્ણ સહકાર આપવો જોઈએ. કારણ કે પ્રજા એ જ સરકાર છે અને સરકાર એ જ પ્રજા છે, લોકશાહી રાજ્યમાં પ્રજાએ ઊભી કરેલી સરકાર હોય છે. એટલે જેટલું કર્તવ્ય સરકારનું પ્રજા પ્રત્યે છે તેટલું જ પ્રજાનું પણ છે. સરકારને દોષિત ઠરાવતાં પહેલાં અંદર આપણો પણ એટલો જ હિસ્સો રહેલો છે તે ન ભૂલવું જોઈએ.

એક નાનકડા કુટુંબની વ્યક્તિઓ વચ્ચે જે સંબંધ સંકળાયેલો હોય છે તેવી રીતે સમાજ તરફ જોવું જોઈએ. તે કુટુંબની એકેએક વ્યક્તિને સાચવવા, તેની અગવડ સગવડ ચચવાય, ઘરની વ્યક્તિઓ વચ્ચે સુમેળ કેમ સધાય વગેરે દ્વારા આપણે ઘરને વ્યવસ્થિત કરવા પ્રયત્ન કરીએ છીએ. એ જ રીતે બધાં કુટુંબો ભેગાં થઈને સમાજ રચાયેલો છે. ઘરના સંચાલનનો પડઘો સમાજમાં પડે છે. કારણ કે જેટલું ઘર અસ્તવ્યસ્ત હશે તેટલો જ સમાજ અસ્તવ્યસ્ત હશે. એકબીજાની સુખ દુઃખ જાણવાની મુખ્ય વૃત્તિ જાગવી જ જોઈએ. સમાજમાં બધાં જ મનુષ્યો સુખી હોય, તેમની અપેક્ષા પોષાતી હોય, વાણી વિચારની છૂટ હોય તે જ સમાજ–કલ્યાણ. અમુક દેશમાં ખૂબ પૈસો છે માટે તે સંપૂર્ણ સુખી છે તેમ માની લેવાની જરૂર નથી. કારણ એકલો પૈસો કોઈનું કલ્યાણ કરતો નથી. પૈસાવાળા પણ અંતરથી સાચા સુખી નથી હોતા. અમેરિકા જેવા ધનાઢ્ય દેશમાં પણ સામાજિક જીવન–કલહના ઉગ્ર પ્રશ્નો ઉપસ્થિત થાય છે. ત્યાંનાં ધર્મમંદિરો પણ આવા પ્રશ્નોમાં ખૂબ રસ લે છે. આપણે ત્યાં પણ લોકોને જાગૃત કરવાની, તેમાં રસ લેતા કરવાની જરૂર છે. આપણા દેશના હિત ખાતર મળી શકતાં તમામ સાધનોને એકત્રિત કરવાની જરૂર છે. આમાં માનવ સાધનોનો પણ સમાવેશ થઈ જાય છે. અને તેમાં સ્ત્રીઓ ઘણો સારો ફાળો આપી શકે તેમ છે.

આજે આપણે આર્થિક અને સામાજિક રીતે ખૂબ પછાત છીએ. આપણે સરકાર પાસે કાયદા કરાવીએ તેથી આપણાં માનસ તાત્કાલિક બદલાવાનાં નથી. કાયદો તો આપણી સાથે છે પણ સમાજ નથી. સો

---

નિરંજન મોડી રાત્રે ભટકતો હતો. એવે સમયે રમણ અને આશા દૂરના એક સ્થળ ઉપર, મોટર ઊભી રાખી ઊતર્યાં. બન્ને એક ઘરમાં ગયાં. અને રમણે એ રાતે આશા સમક્ષ જાહેર કર્યું કે, એ જે સ્ત્રીને પરણવા માગતો હતો, એ સ્ત્રી રમણને છોડીને ભાગી ગઈ હતી. રમણને એ બનાવી ગઈ હતી.

આખરે આશા એકલી પડી. રમણ ઘસઘસાટ ઊંઘતો હતો. આશાની નજર આકાશમાં ગઈ ત્યારે તારાઓ રમત માંડતા હતા. આશા મનમાં ને મનમાં બોલી: 'મને ઝબકતાંય ન આવડ્યું. આવતે ભવ, હે કુદરત! તું મને એક નાનકડો તારો બનાવજે. તારાની જેમ ઝબકીને હું ખરી પડીશ. પાણો પછી થઈશ પણ પહેલાં તો આખું આકાશ માણીશ! હા, માણસ કરતાં ખરતા તારા થવું રૂડું!'.





વર્ષ પહેલાં વિધવા પુનર્લગ્નનો કાયદો પસાર કરવામાં આવેલો. પરંતુ આજે પણ વિધવાવિવાહને દૂષણ માનવામાં આવે છે. એ જ રીતે બાળલગ્નનો કાયદો ત્રીસ વર્ષ પહેલાં થયો છે. છતાં આજે પણ એવાં લગ્નો થાય છે. એટલે આ રીતે સમાજનું દૃષ્ટિબિંદુ બદલવાની જવાબદારી આપણે બહેનોએ લેવાની છે. બહેનોને માથે તો બેવડી જવાબદારી છે. આપણે સ્ત્રીઓ છીએ અને સ્વતંત્ર દેશના નાગરિકોને કારણે અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે. અને તેથી જ દેશના આદર્શ નાગરિક તરીકે જીવી બતાવવાનું છે.

આપણે કહીશું કે હવે તો સામાજિક પ્રગતિ ઘણી ઝડપી રીતે વધી રહી છે. ઠેર ઠેર શાળાઓ, કોલેજો દવાખાનાં, પાણીની સુંદર વ્યવસ્થા વગેરે બીજી ઘણી સગવડતાઓ શહેરોમાં મળી રહી છે. પણ ગામડાંમાં શું છે? તેની સ્થિતિ તો સો વર્ષ પહેલાં હતી તેવી ને તેવી જ છે. શહેરના જેવી કોઈ વ્યવસ્થા ત્યાં જોવા મળતી નથી. બહેનોને પાણી લેવા માટે દૂર દૂર સુધી જવું પડે છે. ગંદકીનો પાર રહેતો નથી. અને સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી બહેનોનું કામ ક્યારે પણ પૂરું થતું નથી. તેમના જીવનમાં શાંતિ નથી, કોઈ પણ વ્યક્તિને સતત કામ કરવું પડતું હોય ત્યારે તે બીજી જવાબદારી લઈ ન જ શકે. તેવી બહેનોને થોડો સમય પણ મળે તેવી વ્યવસ્થા કરવી જોઈએ. જે બહેનોને સમય મળે છે તેમણે આવી બહેનોને મદદ કરવી જોઈએ. અને તો જ આપણી આર્થિક સ્થિતિ સુધરે.

આપણા દેશમાં અસંખ્ય ઢોર છે. છતાં ગામડાનું દૂધ પોતાનાં બાળકોને પાવાને બદલે પોતાની આર્થિક સ્થિતિને કારણે શહેરમાં બધું જ દૂધ મોકલી દે છે. આપણે ત્યાં માંદાં બાળકોને પણ પીવા નથી મળતું તે દૂધ મિઠાઈ હલવા અને આઈસ્ક્રીમોમાં વપરાઈ જાય છે. પરિણામે આપણે દૂધના પાવડર માટે અમેરિકા પર આધાર રાખીએ છીએ. આપણા અર્થકારણમાં રહેલો રોગ શોધી દૂર કરવો જોઈએ. આપણે આપણું વિદેશી હુંડિયામણ બિલકુલ વેડફાય નહિ તે જોવાનું છે. અને તેનો સંચય કરતાં શીખવું જોઈએ.

આપણે સ્થિતિ એવી સર્જવી જોઈએ કે જરૂર પડ્યે આ પ્રસંગ આવે વિદેશી સહાય વગર પણ આપણે આપણું નભાવી શકીએ. આ કાર્યમાં સ્ત્રીઓએ સંયમ કેળવવાની ખાસ જરૂર છે. અત્યારે પ્રજા પરદેશી વસ્તુઓની પાછળ ઘેલી થઈ ગઈ છે. અને નાઈલોન, લીપ્સ્ટીક, વગેરે કોસ્મેટીક જેવાં સાધનો પોતાના શોખને પોષવા માટે વધુ ને વધુ વપરાય છે, નાનામાં નાની વસ્તુ પરદેશની હોય તો તે સારી લાગે છે. અને દેશની નથી ગમતી. આ જાતનું માનસ આપણે બદલી નાખવું જોઈએ. અને જે વસ્તુ આપણા દેશમાં ઉત્પન્ન થતી ન હોય તેનો ત્યાગ જરૂર કરવો જોઈએ. સ્વતંત્રતાની લડાઈ વખતે આપણે પરદેશી કાપડનો બહિષ્કાર કરેલો. જેની પાસે હતું તે ભરબજાર વચ્ચે લઈ જઈને તેની હોળી કરતા. હવે સ્વતંત્રતા મળી છે એનો અર્થ એ નથી કે આપણે પરદેશી જ વસ્તુઓ વાપરવી. પુરુષોની ઇચ્છા પોષવા માટે તેવી વસ્તુઓ ખરીદીએ છીએ એવું બહાનું કાઢવાની બીલકુલ જરૂર નથી. આપણે એ શોખ પોષવા માટે પરદેશી ચીજોનો જ વધુ આગ્રહ શા માટે? આપણા દેશમાં જ તેનું ઉત્પાદન શરૂ કરવું જોઈએ. આપણે શું નથી કરી શકવાના એ જ પ્રશ્ન છે. અને જો આપણે એ રીતે ઉત્પાદન વધારીએ તો આપણા કેટલા બધા પ્રશ્નોનું નિરાકરણ થાય છે. આપણી પાસે કામ વધે છે. એટલે વ્યક્તિઓની જરૂર પડે છે. એ રીતે દેશનું ધન દેશમાં જ સાચવી આર્થિક મદદ અને પરદેશી વસ્તુ ન વાપરવાનો સંકલ્પ આપણે પાર પડે છે. આ પ્રશ્નનું નિરાકરણ બહેનો જ લાવી શકે એમ છે.

નાનામાં નાનો ત્યાગ નાનામાં નાની મૂડી બચાવે છે. અને એ રીતે બચત યોજનામાં ૩૭ કરોડ પ્રજા થોડું પણ આપે તો આપણી યોજના પાર પાડી શકાય. બીજા દેશોમાં તો લોકો પાસેથી બળજબરીથી પૈસા કઢાવવામાં આવે છે. ચીનમાં કેટલાક સમય સુધી તેઓ બીજું સારું સારું કાપડ ઉત્પન્ન કરી શકતા હોવા છતાં અમુક જ જાતનું કાપડ તૈયાર કરવામાં

આવેલું. કારણ- એમને ત્યાં જે વસ્તુ નહોતી તે પોતાની વસ્તુ બીજે મોકલી તે મંગાવવા માગતા હતા. ત્યાં લોકોમાં શિસ્તપાલન અને ત્યાગની ભાવના હતી અને તે પણ પોતાના દેશને માટે કરી રહ્યાં છે તે બાબત મગરૂર હતા. કારખાનામાં પણ સ્ત્રી અને પુરુષ સાથે કલાકો સુધી કામ કરતાં, સ્ત્રીઓના સહકાર પર ત્યાંની સરકાર ખૂબ મીટ માંડે છે. કારણ કે સ્ત્રીઓ તો હંમેશાં સ્થિરતા અને સંગીનતામાં માને છે. જો સમાજમાં કંઈ પણ ગરબડ થાય તો સ્ત્રીઓને જ સૌથી વધુ યાતના સહન કરવી પડે છે, પુરુષોને નહિ.

આપણી પાસે સમૃદ્ધિ છે. પણ આપણે તેનો ઉપયોગ કરતાં નથી શીખ્યાં. ઝીણું કાપડ વણવાં માટે લાંબા તારનું રૂ મીસરથી મંગાવવું પડે છે, જ્યારે બીજી બાજુ અંગ ઢાંકવા પૂરતું જાડું કાપડ પણ નથી હોતું. જેને જરૂર છે તેની પાસે જરૂરિયાત કરતાં પણ ઓછું છે. આ જાતની અસમાનતાનાં કારણો શોધી દૂર કરવાં જઈએ.

દવાની બાબતમાં પણ આવું જ છે. આપણે આયુર્વેદ તો સાવ ભૂલી જ ગયાં છીએ. કારણ આપણને પેનીસીલીન જેવી દવાઓ મળી છે. એટલે મોઢું કડવું કર્યા વગર સોયથી જ કામ સરી જાય એ આપણી દૃષ્ટિ થઈ ગઈ છે. આપણું પોતાનું ભૂલીને આપણે પારકો આશ્રય શોધી રહ્યા છીએ.

હિંદના લોકો હવે વધુ ને વધુ યોજનામય માનસના બનતા જાય છે. ગામડામાં પણ લોકો યોજનાની વાતો કરતા હોય છે. પરંતુ પુરુષો કરતાં સ્ત્રીઓનું યોજનામય માનસ વધુ હોય છે. કારણ સ્પષ્ટ છે કે સ્ત્રીઓને તો હંમેશાં પોતાનું ઘર વ્યવસ્થિત રીતે ચલાવવા માટે નિયોજન કરવું પડે છે. અને એ રીતે પોતાનો સંસાર સુંદર રીતે ચલાવે છે. આપણી સરકાર એવી જ રીતે અનેક વર્ષોને અનુલક્ષીને યોજના તૈયાર કરે છે. આ પ્લાનને માટે ઘણા ભોગો આપવાની જરૂર છે. પરંતુ એ ભોગો આપવા માટે જનતા ઉપર કોઈ પણ જાતનું દબાણ કે બળજબરી કરવામાં નથી આવતી. કે કોઈ ફક્ત નિયમો પણ નથી મૂકાતા: માત્ર સરકાર સાથે હળીમળીને સંપથી કાર્ય કરવાની સહકારની ભાવના સમાયેલી છે. આપણા દેશની આબાદી ખાતર આપણે સહકારની ભાવના કેળવી આવશ્યક ભોગો ઐચ્છિક રીતે આપીએ.

કામ તો આપણી સમક્ષ કેટલું બધું પડ્યું છે. ભણેલી બહેનો, જેની આર્થિક સ્થિતિ સારી છે અને સમયનો સદુપયોગ કરવા માગે છે, તેવી બહેનો માટે પણ કામ પુષ્કળ છે. ગામડામાં અને પછાત કોમમાં સમાજકલ્યાણની ખૂબ જરૂર છે. જે ગામમાં મુશ્કેલીથી પહોંચી શકાય તે ગામના લોકોનો વિશ્વાસ સંપાદન કરવો જોઈએ. અને પછી જ ત્યાંની અજ્ઞાનતા દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ. નિરક્ષરતા દૂર કરવી એ એક જ નથી પણ સાથે સાથે બહેનોને મદદગાર થઈ સમાજમાં ચાલી રહેલી પ્રવૃત્તિઓથી માહિતગાર કરવાની જરૂર છે. હવે તો ગામડાની બહેનો પણ બધી પ્રવૃત્તિઓ જાણવા ખૂબ આતુર હોય છે. ત્યાંની બહેનોમાં શિસ્તનું ધોરણ, સ્વચ્છતા અને વ્યવસ્થાનું ધોરણ ઊંચું લાવવાની જરૂર છે. તેમની કેટલીયે મુશ્કેલીઓ આપણે ત્યાં પહોંચી દૂર કરાવી શકીએ. તેમની જરૂરિયાતો આપણે ઊભી કરાવવી પડશે. અને શહેરોમાં મળતી તમામ સુખ સગવડો પ્રાપ્ત કરાવવા મથવું પડશે. ત્યાં પડતી તંગી દૂર કરી વધુ સુખદ અને તંદુરસ્ત સ્થિતિ સર્જવી જોઈએ અને તેમ થાય તો જ ગ્રામ્ય અને શહેરી વિભાગો વચ્ચેની અસમાનતા દૂર થાય. ગામડાની આર્થિક અને સામાજિક ઉન્નતિ કેવી રીતે લાવવી?

ગ્રામ્ય વિસ્તારમાં કામ કરતી બહેનોની ખૂબ જરૂર છે, સમાજ કલ્યાણ બોર્ડ તરફથી ગ્રામ્ય વિસ્તારમાં પ્રોજેક્ટનું કામ શરૂ થયું છે. જેમાં ગ્રામસેવિકા, નર્સ, પરિચારિકા વગેરે સ્ત્રી કાર્યકરોની ખૂબ જરૂર છે. ગામડામાં પ્રવેશ કરવા માટે ત્યાંની પંચાયતો દ્વારા અથવા તો શ્રમયજ્ઞ દ્વારા પહોંચી ત્યાંના વહીવટી તંત્રની સુમમતા લાવવી પડશે. ધીમે ધીમે લોકોનો સહકાર મળશે તેમ કાર્ય પાર પડશે.



કેટલીય બહેનો એવી છે કે જે પોતાના કુટુંબને કારણે બહાર નથી નીકળી શકતી. આવી બહેનો ઘરમાં બેઠાં બેઠાં પણ ઘણું કરી શકે તેમ છે. પોતાના પડોશીને સ્વચ્છ અને સુઘડ બનાવે, ગૃહઉદ્યોગ અને ગૃહવ્યવસ્થામાં મદદ કરે, પ્રૌઢશિક્ષણ આપે, બાળકેળવણી અને સમતોલ ખોરાક માટે દોરવણી આપે, દિવસના કલાક બે કલાક આપી શકતી બહેનો હૉસ્પિટલની મુલાકાત લે અને દર્દીઓ સાથે વાતચીત દ્વારા તેમનામાં જ્ઞાનનું સીંચન કરે. દર્દીઓની ખરી દવા પ્રેમ અને સમભાવ છે. સ્ત્રીઓ તેમનામાં રહેલા વાત્સલ્યભાવને કારણે આ કામ સારી રીતે કરી શકે છે. અપંગ, અનાથ, ગરીબ બાળકો તરફ પણ સ્ત્રીએ લક્ષ આપવું જરૂરી છે. કારણ શરીરસુખાકારી પર પણ સમાજકલ્યાણનો આધાર રહેલો છે.

નાગરિકધર્મનો અભાવ પણ આપણા માનસમાં ખૂબ પેસી ગયો છે. આપણું પોતાનું સમજીને આપણે વર્તી શકતા નથી. રસ્તે જતાં કે ટ્રેઈનમાં ગંદકી કરતાં આપણને શરમ થવી જોઈએ. દરેક પ્રત્યે સમભાવની ભાવના કેળવવી જોઈએ. સમાજમાં રહેતી દરેક વ્યક્તિને સરખી સપાટીએ લાવવા પ્રયત્ન કરવો જોઈએ. તેમાં શિશુ કલ્યાણ કેન્દ્રની પણ ખૂબ જ જરૂરીયાત છે. બની શકે તેટલાં બાળ કલ્યાણકેન્દ્ર ઊભાં કરવાં. તેને માટે ડૉક્ટરી સહાયની પણ ખૂબ જરૂર રહે છે.

આપણે હજુ એક બાબત માટે ખૂબ મથવું પડે તેમ છે. અને તે સ્ત્રીઓ પ્રત્યેના વર્તાવમાં પુરુષોનું મૂળ પરિવર્તન જરૂરી છે. માનવીનું મગજ ખૂબ દોડે છે પણ દિલ એટલી ઝડપે દોડતું નથી. એ બંને વચ્ચેનું અંતર નાબૂદ થાય તો જ સારું પરિવર્તન થઈ શકે. આપણી સરકારે બીજી પંચવર્ષીય યોજના ઘડી છે તેને સફળ બનાવવા માટે સ્વૈચ્છિક ત્યાગ અને લોકશાહી શિસ્ત કેળવવાની સ્ત્રીઓને ખૂબ જરૂર છે. આવા રાષ્ટ્રનિર્માણના કાર્યમાં સ્ત્રીઓની અવગણના કરવાથી કોઈપણ યોજના ફળીભૂત થવાની નથી. માટે જ સ્ત્રીઓ ધારે તો આ યોજનામાં મહત્ત્વનો ફાળો આપી શકે.

★

'સાલિક' પોપટિયા

## અશ્રુનાં જતન

અતલ હાર્દથી વેદનાઓનો સિન્ધુ,
એ ઉમટયો નયનમાં બની એક બિન્દુ.
ને થીજી બની ગયો નયનનો સિતારો,
કે પ્રેમીની પાંપણનો મોઘમ ઈશારો.

જુદાઈમાં આંખો રહી નિત્ય રોતી,
મળ્યું એક ત્યારે આ અણમોલ મોતી.
એ મારા નયનનો છે શણગાર ભીનો,
કે આશાનો રૂડો છે આકાર ભીનો.

જીવન-કૂપમાં વિષ મારા ભરાયું,
મને કોઈ દેવા દિલાસો ન ધાયું.
જુદાઈ મને તારી ડંસી ગઈ છે,
મેં ત્યારે આ ભીની કહાની કહી છે.

જીવનભર ન કરવું હવે કંઈ રૂદન છે,
મળ્યું એક અશ્રુનાં કરવાં જતન છે.

★





મુકુન્દરાય વિ. પારાશર્ય

# વર્ષા—અનુભવ

ધોમ ધખતો ઉનાળો વિદાય લે છે અને વર્ષાનું આગમન થાય છે. તેને વધાવી લેતું આ સંગીત રૂપક એક રીતે તો પ્રાસંગિક પણ કહેવાય તેવું છે. લેખક પોતે કવિ હોવા ઉપરાંત માનવભાવના આલેખક પણ છે એટલે આ રૂપક સફળ પણ થયું છે......

ધોમ ધીખતો ઉનાળો ચાલ્યો જાય છે ગ્રીષ્માન્તના પ્રદીપે સારીયે સૃષ્ટિ જાણે અગ્નિઝાળથી દાઝીને સ્તબ્ધ નિશ્ચેષ્ટ પડી હોય તેમ અફાટ ઉજ્જડ પડી છે. તૃષાતુર પંખીને ઊડવાની હોંસ નથી. પશુ, પ્રાણી, માનવ સર્વ આકુળ બની ઉત્કંઠાથી મેઘની પ્રતીક્ષા કરે છે. તાપથી દાઝેલાં વૃક્ષો જાણે પલ્લવ ઊંચાં કરી આકાશ પ્રત્યે ફરિયાદની ખિન્ન દૃષ્ટિ ફેંકે છે. જાણે કે ગ્રીષ્મઋતુથી આકુળ થયેલી વિરહાતુર વસુંધરા પોતાના ઘનશ્યામ મેઘ નાવલિયાને ઝંખે છે :—

ઘન ગગન ભરી ભરી આવો,
મોરે શામળિયો ઘર આવો !

અગન દાઝી દિશા દિશામાં,
હવે હવા પલટાવો.
વીજળીની દાંડીએ નભનાં,
મૃદંગને ગગડાવો !....શામળિયો૦

સૂનું ગોકુળ વિરહ આકુળ,
એને આશ અપાવો.
વૃન્દાવનની કુંજ ગલનમાં,
મોરલિયા ગહેકાવો !....શામળિયો૦

દાહ શમાવો, હાફ શમાવો,
ચાતક કંઠ છિપાવો.
વસુંધરાનાં રાંક વદન પર,
જીવનસુખ છલકાવો !....શામળિયો૦

મેઘની પ્રતીક્ષા એક બાજુ આ રીતે થઈ રહી છે ત્યારે બીજી રીતે પ્રતીક્ષા કરનારાં તૃષાતુર હૃદયો ક્ષિતિજે મીટ માંડીને રાહ ધરી બેઠાં છે. જાણે ડોક લંબાવી લંબાવીને વાડે બેઠી અસંખ્ય કેતકીઓ મેઘના આગમનની રાહ જુએ છે. મેઘ હજી કેમ ન આવ્યો ? હજી એની મીઠી મધુરપ કેમ ન લાગ્યો ? એવી નર્મ ઉપાલંભભરી મેઘની આરાધના થઈ રહી છે :—

કેમ ના'વી રે ! હજી કેમ ના'વી,
મારી વર્ષાની વાદળી કેમ ના'વી ?

રુમઝુમ અનૂપ એનાં રંગભર્યાં રૂપ,
છલકાતા ઢોળતી અમૃતના કૂપ.
એ ભૂલી શું પંથ ? હજી કેમ ના'વી ? મારી૦

અડતામાં અંગ બને પુલકિત થવા,
એવી આષાઢી ફરફરતી પલટે હવા.
હજી એની વધામણી કેમ ના'વી ? મારી૦

બળતાંની આરઝુની એને છે જાણ.
કંઠે છે પ્રાણ એવાં ચાતક એંધાણ,
અરે, એનીયે યાદ એને કેમ ના'વી ? મારી૦

જેનાં દાઝેલાં વંન ને સૂનાં જીવંન,
ખોયેલા સંગ ને ભાંગેલાં મન.
એણે વિરહની વેદના કેમ ગાવી ? મારી૦

આ મેઘદર્શનની ઝંખના હૃદયે હૃદયે છે. ગ્રીષ્મના તાપથી દાઝેલી મેઘના શીતળ દર્શન કાજે ફરી ફરીને ઊંચકાય છે. મેઘ રૂપિફલ દેનાર છે. એની ગર્જનાથી પૃથ્વી ફલવતી બને છે એનાં સૌંદર્યની અને સર્જનની ઉભયની રીત અનોખી છે. પ્રાણી માત્રને એ નવજીવન દેનાર છે. એ મેઘ હજી ન આવવાથી જાણે આશાનું અવલંબન તૂટે છે. વેદના અસહ્ય બને છે. ઉકળાટ વધે છે. પરિતાપ વધે છે, તલસાટને કોઈ પરિસીમા નથી. એ દયામય ઘનશ્યામ મેઘની દેવસમાન મેઘરાજની ભક્તહૃદયથી આરાધના કરે છે. દર્શન વાંચ્છે છે અને મલ્હારના દર્દમાં પ્રાર્થના કરે છે :—



આવો મેઘ, દયામય આવો!
સદય હૃદયનાં અમી અનર્ગળ
હવે સહજ વરસાવો! આવો૦

પ્રચંડ આતપમાં બળતાં પર
નિજની છાંય ઉતારો,
બહુ વેઠયું હે દીનદયાળુ!
હવે નહીં તલસાવો! આવો૦

ગ્રીષ્મે દાઝયાં તરુ વિહંગમ
સૂકયાં સરિત તળાવો,
વનગૌચરમાં રે! ભડભડતા
દાવાનળ ઓલાવો! આવો૦

દો દર્શન, તરફડતાં મૃગને આશા દઈ ઉગારો,
હે ચાતક આધાર! નિરામય!
અધિક નહીં અકળાવો! આવો૦

આ રીતે અન્તઃકરણના ગર્ભમાંથી ઉદ્દ્ભવેલી હૈયાની વરાળ જેવી પ્રાર્થના કરે છે. માનસિક સંકલ્પની સૃષ્ટિ ભૌક્તિક સ્વરૂપ ધારણ કરી લે છે. દિશાઓના અન્તરાલમાંથી ઉદ્દ્ભવીને મેઘ પોતાનું ધીર ગંભીર પ્રથમ દર્શન આપે છે. હજુ, એ દૂરથી સન્મુખ આવતું જતું દર્શન છે. પૃથ્વી પર મૂશળધાર વર્ષાધારા સીંચાઈ રહે તે પહેલાંની એ સ્થિતિ છે જ્યારે ગોરંભતાં વાદળાં શિર પર તોળાઈ રહે છે. વરસવા માટે ઝઝૂમી રહે છે. એના પ્રત્યે સર્વ સ્થિર દષ્ટિએ જોઈ રહે છે. ત્યાં પછી પ્રાર્થનાને અવકાશ નથી. શબ્દનું ઔચિત્ય નથી; કેવળ મૂક પ્રતીક્ષા છે:—

લળુંબી ઝળુંબી ગાઢો મેહૂલિયો આવ્યો!
ધરતીનો શામળિયો નાવલિયો આવ્યો.
આવ્યો રે આવ્યો રે ગાઢો મેહૂલિયો આવ્યો.

વિરહી વિતક સારાં વિસરાયાં, મન ઝૂરે,
હલે કે ના ચલે કેવળ અવધાને મન ઠરે,
આવ્યો રે આવ્યો એનાં
કેવાં વધામણે. લળુંબી૦

કેતકીનાં વન ઊંચી ડોકે નિહાળે,
વાયરા થંભે ને હરણાં નયણાં ઉછાળે.
સજીવન થાય પંખી આશાને માળે, લળુંબી૦

હૈયે મસ્તાના ઊઠે પ્રેમળ તરંગી ભાવો.
ચાતક મોરલિયાંના કલ્લોલે સૂરગાનો,
સંગે જીવ ધરપે છે ધરતીનો
છાનો માનો. લળુંબી૦

અને આ પ્રતીક્ષાને અંતે મેઘ અનરાધાર વરસી રહે છે. પૃથ્વીના હૃદયની આતુરતાનો એને ખ્યાલ આવી ગયો છે. ચાતકોનાં દીન વાક્યો સુણવાની હવે એ રાહ જોતો નથી. મૂશળધાર તૂટી પડે છે. ગર્જના કરવી. ચમકારી કરવી. આ સર્વ આનુષંગિક પ્રવૃત્તિને છોડી દઈ એ દયામય મેઘ સર્વને સંતૃપ્ત કરવા એકધારો વરસી જ રહે છે. આ વર્ષાના સંસ્પર્શનો આનંદ અને તૃપ્તિની મીઠાશ કોણે નથી અનુભવી!

ઘન ગાઢ ગગનમાં છાયો.
મેહૂલિયો પ્રેમનો આવ્યો!

સૂનાં વ્યોમે, અજાણ કોણે
હેતભરી છલકાયો.
મારી મઢૂલી પર એ મંગલ
લળાંઝળાં તોળાયો. મેહૂલિયો૦

અચાનકે મુજ શિર પર ઝૂકી,
નેહજળે નવરાવ્યો.
ના ગર્જન કે ના ચમકારી.
આવે શે ઊભરાયો! મેહૂલિયો૦

જાગ્યાં ઝરણાં ને જંગલમાં,
દાવાનળ ઓલાયો.
ધરા ધરાતી ને મદમાતી,
જોઈ ઝૂકી હરખાયો. મેહૂલિયો૦

મેઘની આ તૃપ્તિકર લીલા જીવમાત્રના આનંદનું પ્રભવસ્થાન છે. વિરહીને તેના પ્રેમપાત્ર પ્રતી તે પ્રેરે છે. વેલને વૃક્ષ સાથે, યક્ષને યક્ષિણી





**પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ**

# જળ–કાગડા

આપણા જળપંખીઓની લેખમાળાના આ હપતામાં જળકાગડાની જે ત્રણ જાતનું વર્ણન લેખક કરે છે તે અભ્યાસુઓને ખૂબ જરૂરી થઇ પડે તેવું છે. આ લેખકના અભ્યાસ-સભાણુથી અનેક વાચકો તેમના લેખ વાંચવા હંમેશ આતુર હોય જ છે……

## નાનો જળ-કાગડો

એના નામ ઉપરથી જ જાણી શકાય છે કે તેઓ પોતાના રહેણાક માટે અને ચરવા માટે પાણીને પસંદ કરતા હશે. અને પાણી ઉપર વસવાવાળાં પંખીના પગનાં આંગળાં પાતળી ચામડીના પડથી જોડાએલાં હોય છે જેથી પાણી કાપવા માટે સહેલાઈ રહે. આપણે ઉપર જોઈ ગયા તે ડુબકી તો પાણી બહાર ભાગ્યે જ પગ મૂકે છે છતાં તેનાં આંગળાં જોડાયેલાં નથી પણ પાતળી ચામડીની કોરવાળાં છે. જળ-કાગડાને સામાન્ય લાંબી ને છેડે વળેલી કાળી ચાંચ હોય છે જેથી એક માછલી જેવો ચીકણો શિકાર ચાંચમાં આવી ગયા પછી પેલા વળેલા છેડાથી બરાબર પકડમાં આવી જઈ લપટી પડવાની ધાસ્તી રહેતી નથી. પગ પણ કાળા રંગના છે

આપણા આંગણામાં આવતા કાગડાના કદ કરતાં સાધારણ મોટા કદના જળ-કાગડાનો રંગ તદ્દન કાળો છે. પણ નજીકથી અવલોકન કરતાં જણાય છે કે તેની પાંખમાં કેટલાંક રાખોડી રંગનાં પીંછાં છે. માથા ઉપરનાં પીંછાં બીજાં પંખી કરતાં વધારે કડક હોય છે એટલે એમ જણાય છે. વળી તડકામાં જોવાથી કાળા રંગમાં લીલાશ પડતી ભૂરી ઝાંય લાગે છે. નાની ઉમ્મરના જળ-કાગડાને દાઢીએ સફેદ ડાઘો હોય છે. અને પેટાળમાં સફેદ અને કથ્થાઈ રંગનું મિશ્રણ જણાય છે.

સ્વભાવે જળ-કાગડા બિલકુલ નીડર છે. અને જ્યાં વસ્તી હોય ત્યાં તો તે બિલકુલ ડર જણાવતા જ નથી. બગીચાના હોજમાં જો એક વખત આવીને આપણી રાખેલી માછલીઓ જોઈ ગયો તો તે અવશ્ય તે હોજની મુલાકાત લેવાનો. અને જ્યાં ખાસ ખોરાક માટે માછલીઓ ઉછેરવામાં આવે છે ત્યાં તો તેની ખૂબ તકેદારી રાખવી પડે છે કારણ કે ઝીણાં માછલીનાં

---

સાથે, વધૂને વર સાથે એ મિલન સાધી આપે છે. અહો! ગ્રીષ્મમાં દક્ષિણપથે આવી વસેલાં હંસનાં ટોળેટોળાં મેઘના પ્રથમ દર્શન માત્રથી ફરી માનસસરોવરે જવા માટે ઉત્કંઠ બની ઊડી નીકળે છે. વર્ષાઋતુનો આ સંતૃપ્તિકર અનુભવ એ સચરાચર સર્વને માટે જીવનનો અતિમધુર લહાવ છે:—

હે હંસલા! મેઘઘટા ઝૂક આવી!  
તારી માનસની મંનખા જગાવી. હે હંસલા૦

સૂના દિગન્તમાં આવ્યા ઉમંગને,  
વાયુની રીત પલટાઈ.  
નવું વાતાવરણ લઈ આવી! હે હંસલા૦

જલતી વનરાઈમાં છાયા છવરાઈ,  
ઝરણાંને આશા અપાઈ.  
સુણી મોરના કંઠની વધાઈ, હે હંસલા૦

વરસે મૂશળધાર રમતી વાછંટ નાર.  
સઘળે એકાકાર છાઈ,  
રહી રસબસ આ ધરતી ધરાઈ. હે હંસલા૦

ધરતી ધરાઈ એમ બોલે બપૈયા.  
ઊંડે વનરામાં છૂપાઈ,  
રહી બહકી આખી વંનરાઈ. હે હંસલા૦

આષાઢી સાંઝના સુણીને ગર્જના,  
પંથીની આંખો છલકાઈ.  
એને અલકાની યાદ ગઈ સતાવી, હે હંસલા૦

● રાજકોટ આકાશવાણીના સૌજન્યથી





બચ્ચાંનો તે પૂરો દુશ્મન છે. નદી અને કેનાલ ઉપર તેઓની સવાર સાંજ આઠ દશની ટુકડી એક જગ્યા ઉપરથી બીજી જગ્યા ઉપર જતી જોવામાં આવે છે. આ તેઓનો ચરવાનો સમય. જ્યારે આખી ટુકડી પાણીમાં પડીને માછલીઓ શોધતી હોય છે ત્યારે ગોળ મંડળમાં રહી માછલીઓને છીછરા પાણી તરફ હાંકે છે. અને એ રીતે શિકારને પકડવામાં અક્કલ વાપરે છે. જ્યારે ઊંડા પાણીમાંથી માછલી પકડવાની હોય છે ત્યારે તો ડુબકી મારીને માછલીના ટોળામાં ઘૂસી જઈ માછલી પકડીને તરત જ બહાર આવે છે. અને બહાર આવ્યા પછી માછલીને જરા ઝટકા આપી નરમ બનાવીને ગળી જાય છે. આમ પોતાના ગજા ઉપરાન્ત મોટી માછલીને પકડતાં તે અચકાતો નથી. જ્યારે તે ઊડતો હોય છે ત્યારે પાંખ અમુક પ્રકારનો "શશશ" કરતો શીરકાર કરતો અવાજ કરે છે. પાણી ઉપર ઊતરે છે ત્યારે સીફતથી ઊતરતો નથી પણ ધબ દઈને પડતું મૂકે છે અને એક બે પળમાં તો ડુબકી મારીને ખોરાક શોધવા લાગી જાય છે.

જળ-કાગડા બનતાં સુધી તો એક જ જગ્યામાં વસવાવાળા છે પણ જો પાણીની તંગી હોય તો નવાં પાણી માટે મુસાફરી કરતા હશે એવું જણાય છે. સાંજના ચરો કરી તે પોતાના બસીરા ઉપર આવી જાય છે. જળ-કાગડા અંગ્રેજી Vના આકારમાં ઊડે છે અને ટોળામાં પણ ઊડે છે. ઊડતા હોય ત્યારે પોતાની ડોક સીધી રાખે છે. પુંછડી પણ કડક પીંછાંવાળી હોવાથી સીધી હોય છે અને ઉડાન સાધારણ તેજ હોય છે.

જળ-કાગડા સૌરાષ્ટ્ર ગુજરાતમાં અને હિન્દમાં તમામ જગ્યાએ જોવા મળે છે.

ચોમાસામાં તે સવારના બહુ ઊંચા ઊડીને સંવનન કરતા હોય એવું મારા અવલોકનમાં આવ્યું છે. અને સપ્ટેમ્બરથી નવેમ્બરમાં પાણીકાંઠાના વૃક્ષ ઉપર સાંઠીકાનો માળો બનાવી તેમાં પીળાશ પડતા રંગનાં મોટા ચીકુ જેવાં ત્રણથી પાંચ ઈંડાં મૂકે છે. પાણીની જીવાત, માછલી, ઢાલીચાં એ બધો એનો ખોરાક છે. જે માટે ઉનાળામાં પાણી સુકાવા આવેલાં તળાવ અને ખાડાની તે મુલાકાત લે છે. અને પાણી વગર મુંઝાતી માછલીમાં તરખાટ પેદા કરી મૂકે છે.

પાણીમાં વસતાં તમામ જળચરને કુદરતે તેનાં પીંછાં પાણીથી ભીનાં ન થાય એ માટે એક તૈલ ગ્રન્થિ આપી છે જેમાંથી તે તેલ લગાડે છે. ચારો પૂરો કરીને પછી તેની ખાસીયત કોઈ પથ્થર ઉપર પાણીકાંઠે બેસીને પરને પાંખ પહોળી કરીને સુકવવાની છે પછી પેલું તેલ લગાડીને ચળકાટ મારતાં પર બનાવી દે છે.

અંગ્રેજીમાં જળ કાગડાને The Little Cormorant નામ આપ્યું છે જ્યારે વિજ્ઞાનિક લોકોએ તેને Phalacrocorex Niger (Viellot) એ નામ આપ્યું છે.

## જળ-કાગડો

આપણે નાનો જળ-કાગડો જોઈ ગયા હવે તેના જેવો જ અને તેના જ કુટુંબનો બીજો જળ-કાગડો જે ગીરનારી કાગડાથી કદમાં મોટો છે તેને વિષે માહિતી લઈએ.

આ જળ-કાગડો સામાન્ય નજરથી જોઈએ ત્યારે તો કાળો જ દેખાય છે પણ સૂર્ય પ્રકાશમાં જોવાથી તેનો રંગ ચમકદાર લીલો અને જાંબુડીયો વરતાય છે. અને બચ્ચાં ઉછેરવાની મોસમમાં તેના માથા ઉપર કાળી ધોળી ચોટી નીકળે છે અને સામાન્ય કાળા રંગની આંખો લીલા રંગની બની જાય છે અને ઉપરનાં પોપચાં કાળાં રહે છે. દાઢીમાં આવેલી કોથળી લીલી અને દાણાદાર બની જાય છે. એ સિવાય તેનો રંગ પીળો હોય છે. અને જાળવાળા પગો કાળા રંગના હોય છે. નાની ઉમ્મરના જળ-કાગડાનો રંગ પીઠ ઉપર કથ્થાઈ અને પેટાળ સફેદ રંગના હોય છે.





જ્યારે આ જળ-કાગડો આરામ કરતો હોય, પછી જમીન ઉપર કે ઝાડ ઉપર, ત્યારે તેની બેઠક બહુ સીધી જણાય છે અને પાણીમાં તરતો હોય ત્યારે માથું અને ગરદન પાણી બહાર સીધી રાખે છે અને દેહને કાં તો પાણીમાં ડુબેલો રાખે અથવા પાણી ઉપર રાખે છે. તેની ચાંચ પણ છેડે વળેલી હોવાથી પોતાનો માછલીનો ચારો પકડવામાં ખૂબ અનુકૂળ રહે છે. આ પંખી તરવામાં અને ડુબકી મારવામાં ઘણું નિપુણ છે. સામાન્ય ઉડાન પણ કાંઈ ધીરી નહિ. અને શિકાર પાછળ ડુબકી બહુ ઊંડે સુધી મારતો હોય એમ જણાયું છે. તડકામાં તે "ગેગ્ ગેગ્ ગેગ્" કરી મોટો શોર કરે છે. આ અવાજ ખોખરો સંભળાય છે. મોટાં તળાવ અને નદીઓ તથા તેના મુખ આગળ તે ચારો કરવા જાય છે. પણ જ્યાં માછલીનો ચારો પુષ્કળ હોય ત્યાં તો તેનું હંમેશનું રહેઠાણ અને બચ્ચાં પણ ત્યાં જ ઉછેરે છે. તેની ખાસીયત પણ ચારો કરીને પોતાનાં પર સુકાવવા માટે તડકામાં પાંખો પહોળી કરીને બેસવાની છે. એ રીતે ઘણા લાંબા સમય સુધી એક જગ્યાએ કાં તો પાણીમાં આવેલા વૃક્ષના ઠૂંઠા ઉપર કે પથરા ઉપર બેસી રહે છે.

સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છ આ પંખીવિહોણો નથી બલ્કે આખા હિન્દમાં તેની વસ્તી છે.

ચોમાસું લગભગ પૂરું થવા આવે એટલે ઓગસ્ટથી ફેબ્રુઆરી સુધીમાં આ જળ-કાગડા વસાહતમાં અથવા એકલ અથવા બેની જોડીમાં કોઈ પાણીમાં આવેલા એકલ દોકલ વૃક્ષની પસંદગી કરી સાંઠીકડાંનો લંબગોળ માળો બનાવે છે. તેમાં લંબાઈવાળાં આછા આસમાની રંગનાં ચાક ચોટેલી હોય એવો દેખાવ આપતાં ત્રણ ચાર ઈંડાં મૂકે છે અને પેલો "ગેગ્ ગેગ્" અવાજ વધી પડે છે. જળ-કાગડાને બીજાં પંખીના એટલે બગલાં, ઢોંક અને ચમચાની વસાહતોમાં સાથે રહી માળા બાંધી બચ્ચાંનો ઉછેર કરવા ગમે છે અને બચ્ચાં ઊડે એવાં થયાં હોય અને આપણે પાસે જઈએ તો ધબોધબ પાણીમાં પડતું મૂકે છે. વળી થોડા વખત પછી પાછાં પાણીમાં આવેલા વૃક્ષ ઉપર ચઢી જાય છે.

પોતાનો ચારો માછલીનો એટલે તેને પકડવા માટે પાછળ પડે છે ત્યારે પોતાના જાળવાળા પગોને હલેસાં તરીકે વાપરે અને ઝડપ વધારવા પાંખોને ફફડાવે અને પાણીમાં ફરવા કરવા પોતાની પૂંછડીને સુકવાણુ તરીકે વાપરે છે અને છીછરા પાણીમાંથી માછલીઓ પકડતી હોય ત્યારે પાંખોને પાણી ઉપર પછાડીને માછલીને એવી જગ્યામાં હાંકી જાય કે પકડતાં મુશ્કેલી ન નડે. આનું અવલોકન ઘણી મજા આપે છે. ચીનના માણસોએ તેની માછલી પકડવાની કળાનો અભ્યાસ કરી આ જનાવરોને પોતા માટે માછલી પકડવા માટે તૈયાર કર્યાં જેમાં તેના ગળા ફરતી એક કડી નાખી તેને દોરી બાંધીને છોડે. નાની માછલી તો તે કડીના મારગમાંથી ગળામાં ઊતરી જાય પણ અમુક મોટા કદની માછલી તેમાં સલવાઈ રહે. જેવું ગળું ફુલેલું જણાય કે પેલો માણસ દોરી ખેંચી તેને પાસે લાવે અને તેના ગળામાંથી માછલી કાઢી લે છે. આવા ડઝન દોઢ ડઝન જળ-કાગડા રાખી પોતાનું ગુજરાન ચલાવે છે. હિન્દમાં આ પંખીનો આ પ્રમાણે ઉપયોગ થાય છે કે નહિ તે મારા જાણવામાં નથી.

અંગ્રેજીમાં જળ-કાગડાને The large Indian Cormorant કહેવામાં આવે છે. જ્યારે વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Phalacrocorax carbo sinensis (Shaw) વાપરવામાં આવે છે.

## કાળો જળ-કાગડો

કાળો જળ-કાગડો નાના અને મોટા જળ-કાગડાની વચ્ચે આવતા કદનો હોય છે. માત્ર ફેર એટલો જ કે તેની બાજુમાં સફેદ રંગના ચાપા આવતા નથી. અને પુંછડીમાં બાર પીંછાં આવેલાં હોય છે. એ ઉપરાન્ત જ્યારે પાણીમાં માછલીનો શિકાર શોધવા પડે છે ત્યારે પાણીની સપાટી ઉપર બીજા બંન્ને જળ-કાગડા કરતાં વધારે ઊંચો વરતાય છે.



'સિદ્ધાર્થ'

# લોખંડની બેડી

નારીની શક્તિ, તેની ચારિત્ર્યશીલતા અને તેનું અજોડ મનોબળ ખરેખર વંદનીય છે તે તો આ વાર્તાની નાયિકા કહી જ જાય છે. કાંઈક સીધી સાદી લાગતી આ વાર્તા પ્રહારાત્મક પણ છે અને બોધાત્મક પણ છે. વાંચવી–વિચારવી પણ એટલી જ ગમે......

'તૃપ્તિ, તૃપ્તિ, તું આજ સવારની કેમ સૂનમૂન થઈ ગઈ છે? કાલ સાંજની, મને તો ઠીક, પણ હમણાં પેલી તારી બેનપણી દેવાંગના આવેલી એને પણ છણકા ને ભણકા કરી બેઠેલી. તને થઈ શું ગયું છે?'

'બા, મારે તને કેટલી વાર કહેવું કે મને એકલી રહેવા દે?'

'તે કાલ સાંજની આજ રાત પડવા આવી તો ય એકલી તો રહી છે. મારાથી તને આવી રીતે જોઈ શકાતી નથી, એટલે તારી આટલી પડ-પૂછ કરું છું. કાંઈ ઑફિસમાં બોલાચાલી તો નથી થઈ ને?'

'બોલાચાલી થઈ હોય તો ય તારે શું? એ નહિ તો બીજી ઑફિસ. મારી આવડતને અને મારા કામને ક્યાં કોઈ રોકી શકવાનું છે?'

'તે શું, નોકરી છૂટી ગઈ છે?'

'ના રે, નોકરી તે કાંઈ એમ ઓછી છૂટવાની હતી? એમાંય મારા જેવી રૂપવતી વાંકમાં આવે તોયે નભાવી લે, એવા અમારા મેનેજર છે, એની તને ખબર નહિ હોય!'

'મારું માનતી નથી તે હજુય વધારે હેરાન-થઈશ. બેય ને મજાનું પરણીને ઘર માંડીને બેસ ને! એટલે એ બધા કૂતરા જંપીને બેસી જાય. પણ આ સોગીયું મોઢું શા કારણે થઈ ગયું છે! ક્યાંય પગબગ......'

'અરે શું બોલી બા!' તૃપ્તિએ એક જ ઝટકે એનું સોગીયું મોઢું ઠાવકું કરી લીધું. કશું પણ ન હોય એવું એનું નૈસર્ગિક લાવણ્ય ખીલવતી એ બોલી: 'બા તારી તૃપ્તિના પગ તો શું, પણ પગની એકાદ આંગળી પણ લપસી પડે એમ નથી. તારી કુખને લજવવી હોત તો મારી સામે આવતાં આટલાં બધાં પ્રલોભનોમાં ક્યારની ઝડપાઈ ન ગઈ હોત?'

'બેટા તૃપ્તિ!' કહેતાં એને એની બાએ જોરથી બાથમાં દાબી દીધી. 'તૃપ્તિ, તું તો મારા જીવનની ધરપત છે. બેટા, મારે દીકરો નથી એનું મને ક્યારેય ઓછું આવવા તેં નથી દીધું. તું તો દીકરા કરતાં પણ મારે મન વિશેષ છે, બેટા!'

---

આ કાળા જળ–કાગડાનો નિવાસ આખા ભારત ભરમાં છે પણ તેમાંથી સૌરાષ્ટ્રને તેણે બકાત રાખ્યો છે. પણ ગુજરાતમાં શ્રી બકલેએ ખારાઘોડામાં તેને બચ્ચાં ઉછેરતાં અવલોક્યો છે.

જુલાઈથી સપ્ટેમ્બર માસમાં તેઓ માળા બાંધે છે, વળી ડિસેમ્બરથી ફેબ્રુઆરી સુધીના શિયાળાના મહિનાઓમાં પણ ક્યારેક તેના માળા જણાય છે. જે માળા બાંધવા માટે તેઓ પાણીમાં ઊગેલા વૃક્ષની પહેલી પસંદગી કરે છે. એ ઉપરાન્ત તેઓ બીજાં બગલાંના સમુહમાં રહીને બચ્ચાં ઉછેરતાં માલુમ પડ્યા છે. તેના માળા તેના બીજાં સગા જેવા જ હોય છે જેમાં ત્રણથી પાંચ લાંબા ઝાંખા ભૂરા રંગના ઈંડાં મૂકે છે.

આ પંખી વિષે મને વધારે માહિતી નથી છતાં જાણવા માટે આપું છું. અંગ્રેજીમાં કાળા જળ–કાગડાને The Indian Shagના નામથી ઓળખે છે જ્યારે વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Phalacrocorax Fuscollis છે.







'તો પછી મને પરણાવવા શું કામ માગે છે બા? હું પરણીશ તો તું એકલી પડી નહિ જાય?'

'કોઈ આયખું આખું આમ ને આમ કઢાય?'

'તેં ક્યાં નથી કાઢ્યું? દોઢ વરસનું તારું પરણેતર આજે તને યાદ પણ છે? મને મોટી કરવામાં તેં જે જે યાતનાઓ સહી છે એ બધી તો હું ક્યારેક મોટી લેખિકા થઈશ ત્યારે મારી જીવનકથામાં આલેખીશ. મારી કેટલીય વાર્તાઓમાં તારા એ બધા જીવંત પ્રસંગો મને કેવા પ્રેરણારૂપ નીવડ્યા છે? અને એમાંય પેલા અમારા મૅનેજર સાથેનો પેલો પ્રસંગ—એ વાર્તા વાંચીને મૅનેજર સાહેબ એવા તો કાળામેંશ બની ગયેલા! હું એની રેખાઓ જોઈ જ રહેલી. સામે બેઠેલી અને એ એકદમ તાડૂકી ઊઠ્યા: 'શું તાકી રહ્યાં છો મિસ ત્રિવેદી?' અને મારે લેવાના કાગળીયાં હું એમનાં એમ એમના ટેબલ ઉપર મૂકીને અક્ષરેય બોલ્યા વગર ચાલી નીકળી. નહિતર તો એ દર સોમવારે આવતા 'ચેતના'ના અંકમાં 'નિરામયી'ની વાર્તાઓ વિષે મારી સાથે ચર્ચાઓ પણ કરતા!'

'એટલું સારું છે કે 'નિરામયી' એ તૃપ્તિ ત્રિવેદી છે એ તારા મૅનેજર નથી જાણતા અને તારી માતા હું છું એ પણ એ મુઓ જાણતો નથી. તેં પણ એની ઠીક બનાવટ આદ કરી છે!'

'કરું પણ શું બા? મારી પાછળ તો એ એવો આદુ ખાઈને લાગ્યો છે! મારે તો હજુ એવું વેર લેવું છે એનું! મારી જનેતાનો હાથ પકડનારનો હાથ જ હું એક દિવસ સાવ નકામો કરવા તો એ ઑફિસમાં જોડાઈ છું. પણ બા, ખરું કહું તો એ મારાથી એવો બીએ છે!'

ત્યાં તો દેવાંગના આવી પહોંચી અને મા–દીકરીની વાતો ત્યાંથી જ અટકી પડી. અપમાનિત થઈને ગયેલી દેવાંગના આવી અને ખુશખુશાલ હસતી તૃપ્તિને જોતાં એનું બધું અપમાન ગળી ગઈ. તૃપ્તિ ઊલટાની દોડીને દેવાંગનાને એવી તો ભેટી પડી કે દેવાંગનાથી એક તીણી ચીસ નીકળી ગઈ. તૃપ્તિની બા બન્નેને સમેવડીને મૂકીને બીજા ઓરડામાં ચાલ્યા ગયાં અને તૃપ્તિથી છૂટી પડતી દેવાંગના પણ ધીમેથી બોલી ઊઠી:

'કોઈ પુરુષ પણ આટલા જોરથી ન દાબે એવી તું તો જોરાવર છે!'

'દેવાંગનાબહેન, કયા પુરુષની પકડનો અનુભવ પામી ચૂક્યાં?' તૃપ્તિએ લહેકાપૂર્વક કટાક્ષ કર્યો.

'જરા ધીમી, શું તુંય તે? બધા અનુભવ કરવા જ પડતા હશે? કોક સાંભળે તો ય કેવું ધારી બેસે? તૃપ્તિ, હું પુરુષની પકડ માટે તલસતી હોત તો અત્યાર સુધી તારી જેમ ફક્કડ થઈને ફરતી ન હોત! કેટલાયે ગળે ફાંસા ખાઈ ચૂકી હોત!'

'તારા સ્રીત્વ માટે મને અનહદ માન છે જ. તું મારા આધારે ટકી રહી છે, એમ હું પણ તારા જ આધારે ટકી રહી છું. આપણી મૈત્રી આડે કોઈ પુરુષ ક્યારેય આવી શકે એમ નથી.'

'આપણા મૅનેજરસાહેબ હમણાં હમણાંના કાંઈ તારી જોડે બહુ વખત ગાળવા લાગ્યા છે! સ્ટાફમાં તો વાતો ખૂબ થાય છે. હું તને એક બે વાર પૂછવાની જ હતી, પણ તને નહિ ગમે એમ ધારીને ન પૂછેલું. આજે તારી બા સાથે થતી થોડી વાત મને સંભળાઈ, એટલે મને પણ થયું કે લાવને તૃપ્તિને વાત તો કરું.'

'અરે મારી બહેન! એમાં તે શું આટલું બધું મનમાં ઘોળ્યા કર્યું? તું મારા જેટલી રૂપવંતા નથી, નહિતર એ તો તને પણ દાઢમાં ઘાલે એવો લંપટ છે. મારે એને જરા ઠેકાણે લાવવો છે, એની વેતરણમાં હું આ બધું કરું છું. 'ચેતના'ના આ અંકની વાર્તા તો તેં વાંચી છે ને? એમાં જે નાયક છે એ જ આપણા મૅનેજરસાહેબ. આ વાર્તા વાંચીને એનું મોઢું જોવા જેવું થઈ ગયેલું!'

'તું 'નિરામયી'ને નામે વાર્તાઓ લખે છે એની એ બબુચકને ખબર છે કે શું?'



ખબર પડી હોય તો તો હું એની ઑફિસમાં ઊભી પણ રહી શકું ? ' ચેતના 'ના તંત્રીને બે ત્રણ કાગળ લખીને એમણે પૂછાવેલું, પણ એમ કોઈ તંત્રી આવા લંપટ માણસને કોઈ સ્ત્રી–લેખિકાનું નામ ઠામ જણાવેયે ખરા ?'

'તો તેં તારી મોટા ભાગની વાર્તાઓમાં એ મેનેજરને જ ચીતર્યો છે ? એનાથી બીજો કોઈ પુરુષોનો ઉતાર છે કે નહિ ?'

'બીજાની તો મને ખબર નથી. કલ્પનામાં એના કરતાં ચાર ચાસણી ચડે એવા પુરુષો પણ ચીતરી શકું. પણ મારી વાર્તાઓ કલ્પના કરતાં પણ વાસ્તવને વધુ ખીલવી શકે છે, અને એની બધી સાચી વાતો મને મળી રહે છે.'

'આવી બધી એના વિષે વાતો કહેનાર તને કોણ મળી ગયું છે ?'

'મારી બા. આ અંકની વાર્તામાં જે સ્ત્રીનો હાથ પકડવા એ લપંટ આગળ વધે છે એ સ્ત્રી પણ મારી જ બા છે.

'તે બા ત્યાં નોકરી કરતાં ?'

'બીજું કોઈ જાતનું કામ કરી ન શકવાથી એ મેનેજરનાં બાળકોની ખાનગી શિક્ષિકા તરીકે કામ સ્વીકારવાની બાને ફરજ પડેલી. એ મેનેજરને ત્યાં પાંચ વરસ સુધી એમણે નોકરી કરેલી. પણ આ પ્રસંગ બન્યો તે દિવસથી એ નોકરી છોડવી પડેલી. સારું થયું કે એ હાથ પકડવા આગળ વધે તે પહેલાં જ એને મળવા માટે એના ઘરડા કાકા આવી ચડેલા. નહીંતર એ વખતે મારી બા બીચારી ખરેખર લપસી પડી હોત !'

'તૃપ્તિ, આજે રવિવાર છે, તે સાંજ પડી તો પણ હજુ ફરવા નથી જવું કે શું ?' તૃપ્તિની બાએ અચાનક વાતમાં ભંગાણ પાડીને બંને સાહેલીઓને સંબોધી.

'ચાલો, બા, તું તો તો તૈયાર પણ થઈ ગઈ! હું હાથ મોં ધોઈને આ આવી.' કહેતી એ ચાલી ગઈ.

*

બરોબર પાંચમે વરસે પોતાની આવડત અને શક્તિના જોરે તૃપ્તિ ત્રિવેદી જ્યારે સામાન્ય કારકૂનમાંથી એસીસ્ટન્ટ મેનેજરની પાયરીએ ચડી ગઈ ત્યારે આખી ઑફિસના બધા સ્ટાફમાં તરેહ તરેહની વાતો થવા લાગી.

વાર્તાલેખિકા તરીકેની ' નિરામયી ' ની કારકીર્દિ પણ એટલી જબ્બર ફેલાઈ ગયેલી કે દરેક સામયિકો એની વાર્તા માટે આમંત્રણો મોકલતાં. એની કલમ પણ દિવસે દિવસે વધુ તેજસ્વી બની હતી. એની વાર્તાઓ હવે તો ગ્રંથસ્થ બનીને પણ ખૂબ પ્રસિદ્ધિ પામી હતી. છતાં વાર્તા-લેખિકા ' નિરામયી ' તો હજુ બધાથી એટલી જ અજાણી રહી શકી હતી.

જ્યારથી એ એસીસ્ટન્ટ મેનેજરની પદવી પામી ત્યારથી એના માનપાન વધી ગયાં. કંપનીના ડિરેક્ટરોના બોર્ડમાં પણ એને લેવામાં આવી. આખી ઑફિસની રોનક જ જાણે બદલાઈ ગઈ. સ્ટાફમાં શરૂ શરૂમાં થયેલો કચવાટ પણ એણે એવા તો સલુકાઈથી દાબી દીધો કે પછી તો બધાં 'મિસ ત્રિવેદી' માટે માન ધરાવતાં થઈ ગયાં. દેવાંગના પણ બધાંની ખુશામતનું એક વધુ પાત્ર બની. તૃપ્તિની એ જીગરી દોસ્ત હતી ખરી ને ?

*

બધો વહીવટ તૃપ્તિએ બરોબર જાણી જોઈ લીધો હતો. આજે કંપનીની વાર્ષિક સભા હતી. પોતાને ઘેર ખાસ માણસ રાખીને મેનેજરે તૈયાર કરાવેલા બનાવટી ચોપડા ઉપર પણ ગઈ કાલે તૃપ્તિએ પોતાની નજર ફેરવી લીધેલી. એ વખતે કાગળમાં કાંઈક નોંધ કરતાં તૃપ્તિને મેનેજરે એની કેબિનની બારીમાંથી જોઈ હતી, છતાં બહુ શંકા નહોતી ગઈ. તૃપ્તિએ પોતાના કામથી અને બુદ્ધિશક્તિથી મેનેજરને એવો તો લટ્ટુ બનાવી દીધો કે આવું કશું

તૃપ્તિ ત્રિવેદી વિશે શંકા કરવાનું મન થાય તો ય જતું કરે !

બોર્ડની સભામાં જે એક લાખની ખોટની રજુઆત કરવામાં આવેલી એનો ચુકતે હિસાબ રજૂ કર્યો પછી તરત જ તૃપ્તિએ એક લાંબુ કવર ખોલ્યું અને જે કાગળિયાં ડિરેક્ટરો સામે ધર્યાં એ જોતાં મેનેજર તો હેબતાઈ જ ગયો. તૃપ્તિની કાબેલીયતથી બાજુના રૂમમાં બેસાડેલા પોલીસ ઈન્સ્પેક્ટરને એક જ અવાજ કરવો પડેલો.

ત્યારથી આખી કંપનીનો વહીવટ તૃપ્તિને સોંપાયો એ વાત સાચી, ઉપરાંત મેનેજર કરતાં પણ એના પગારમાં મોટો વધારો કંપનીએ જાહેર કર્યો. જે એક લાખની ખોટ મેનેજરના ઘરની જપ્તી લેતાં મળે એ પણ સ્ટાફમાં વહેંચી દેવાનો ઠરાવ રજૂ કર્યો.

બીજે દિવસે સવારે તૃપ્તિ એની બાને અને દેવાંગનાને લઈને જ્યારે મેનેજરને મળવા માટે પોલીસ-થાણે ગઈ ત્યારે દૂરથી આવતી તૃપ્તિ સાથે આવનારી એ પીઢ બાઈને કયાંક જોયાનું યાદ કરવા મેનેજર માથું ખજવાળતો હતો; ત્યાં દેવાંગના જ નજીક જઈ બોલી પડી : 'આ આપનાં પ્રિય વાર્તાકાર 'નિરામયી' અને આ 'નિરામયી'ની 'લક્ષ્મીચંદ લંપટ' વાળી વાર્તાનાં જીવતાં પાત્ર રમાબેન ત્રિવેદી.'

'કેમ લક્ષ્મીચંદભાઈ, યાદ છે ને એ પ્રસંગ? મારો હાથ પકડવા તે દિવસે કેવા અધીરા થયા હતા? પણ મારી દીકરીએ જ આજે તમારું પાણી ઉતાર્યું. હવે એય ને જન્મારો આખો આ લોખંડની બેડી-ઓને પકડીને બેસી રહેજો.' તૃપ્તિની બાએ મેને-જરના બળતા હૈયામાં ઘી હોમ્યું.

અને તૃપ્તિએ પણ વિદાય લેતાં ઉમેર્યું : 'પારકી સ્ત્રીનો હાથ તો ધગધગતી લોખંડની બેડી જેવો છે, પકડી જ ન શકાય. ભૂલેચૂકે પકડે તો તો જિંદગી સુધી એ દાઝયા જ કરે. લોખંડની આવી બેડી એટલો તમને ખ્યાલ કરાવશે તો પણ ઘણું છે. આ વખતની 'ચેતના'ની 'લોખંડની બેડી' એ વાર્તા વાંચવા હું તમને મોકલીશ. 'નિરામયી' ને ધન્યવાદ આપશો ને?'

મેનેજરની આંખો ભોંયમાં જ ખોડાઈ ગઈ!



પારાશર્ય

## ટાણે

ટાણે જે વરસે અષાઢ મહિને ઓછું વધારે ભલે,
તો એ મેઘ ગણાય જે જલથકી ધાન્યે ધરિત્રી ફળે.
વર્ષે મૂશળધાર માઘ મહિને ગર્જી ભલે ઠાવકું,
તોયે મેઘ ગણાય એ નહિ જ ને લોકોકહે માવઠું.



પ્રા. હસિત બૂચ

## મ્હારાં લોચન

પૂનમ ભેળી પ્રતિપદા પણ ઓપી !
રાધા ગોરી સંગે જાણે રંગાઈ વ્રજગોપી.
ને નટખટ મ્હારાં,
લોચન બન્ને કૃષ્ણ થઈ નિજમાં બે એને રોપી.



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું કયારેય ભૂલશો નહિ.



સદ્દૈજીની સહેલા

# સૌથી મોટો મોહ

પોતાનો સમાજમાં મોટો હોદ્દો હોવાનો દાવો કરતા ભલભલા કહેવાતા મોટેરાઓમાં પણ એક મોટો મોહ જડ ઘાલી બેઠો હોય છે. અને તે મોહ પોતાની જ્ઞાતિ માટેનો! 'જ્યોતિર્ધર'માંથી પુનર્મુદ્રિત કરેલો આ લેખ એ વિષે ઘણું કહી જાય છે......

ઉમ્મરે પહોંચેલા રૂઢિચુસ્ત માણસોને જુવાનોના મોહ વિષે વાતો કરવાનો બહુ શોખ હોય છે. નવી પેઢીને ભણેલી કન્યાનો, શ્રીમંત વરનો, સિનેમાનો, મોંઘા કપડાંનો, શહેરી જીવનનો એ બધા પ્રકારના મોહ હોય છે તે માટે જૂની પેઢી ખૂબ તિરસ્કાર બતાવે છે અને એ બધા મોહ સમાજને અધોગતિએ લઈ જશે એવી ચિંતા સતત સેવે છે. કેળવણીકારોના અંગ્રેજી ભાષાના મોહ માટે તો પત્રોમાં કોલમોનાં કોલમો ભરી લખાણો નિરંતર આવે છે.

પણ આપણા સમાજમાં જે સૌથી મોટો મોહ છે તેના તરફ પ્રજાના શિક્ષિત વર્ગનું પણ લક્ષ્ય હજી ખેંચાયું નથી. અને કોઈ ખેંચે તો પણ એ મોહનાં અનિષ્ટો તરફ આંખ આડા કાન કરવામાં આવે છે. આ મોહ તે પોતાની જ્ઞાતિ માટેનો છે. જુવાનોના જુદા જુદા મોહ માટે ટીકા કરનારા પોતે આ મોહમાંથી કદી પણ નીકળી શકતાં નથી.

હાલ તરત થઈ ગયેલી ચૂંટણીઓમાં પણ આ મોહનો સાક્ષાત્કાર થયેલો જણાય છે. પોતાના પક્ષના આદેશ વિરુદ્ધ કે પોતાની પ્રમાણિક માન્યતા વિરુદ્ધ જઈને પણ લોકો મોટે ભાગે સ્વજ્ઞાતિના ઉમેદવારને જ મત આપે છે. પંડિત નેહરુ કે ઢેબરભાઈ રોજ જ્ઞાતિમાનસની વિરુદ્ધ ઉપદેશો કરે તે એમના અનુયાયી કહેવાય તેમને માટે પણ પથ્થર ઉપર પાણી જ છે.

કોઈ પણ માણસ પોતાની જ્ઞાતિ વિષે વાત કરશે તો 'ભાઈસાહેબ, અમારી નઠારી નાત' એમ કહેશે. આનો અર્થ એ જ કે નાતના જુલમોથી ત્રાસેલા હોય છે. તે છતાં પણ એ જ્ઞાતિનો ત્યાગ કરવાની હિંમત હોતી નથી. ત્યાગ કરવા માટે કાંઈ ઢોલ વગાડી દાંડી પીટાવવાની કે મોટા ભોગ આપવાની જરૂર હોતી નથી. જ્ઞાતિની અયોગ્ય માન્યતાઓ વિરુદ્ધ જઈ પોતાને અનુકૂળ વર્તન કરવાની જ જરૂર રહે છે. ઘણાને માટે તે ખાસ મુશ્કેલ પણ નથી હોતું છતાં દુઃખો વેઠીને પણ એ અયોગ્ય માન્યતાઓને જ જનસમૂહ વળગી રહે છે તે જ્ઞાતિના મોહને લીધે જ.

આ મોહ એટલો જબરો છે કે પૈસે ટકે ખુવાર થઈ જવું પડે તો પણ એ મૂકી શકાતો નથી. બાપના બારમામાં તાંબડીએ ઘી પીરસવાની, નાત જાતમાં 'વાહવાહ' કરાવવા ખાતર ઘરબાર, ખેતર, જમીન, દાગીના બધું સ્વાહા કરી દેતાં પણ લોકોને આંચકો આવતો નથી. વિધવા કે એનાં બાળકોના એક માત્ર આધાર રૂપ છાપરી પણ લૂંટાવી દેવાની ક્રૂરતા કુટુંબના વડીલો કરી શકે છે તે જ્ઞાતિના મોહને જ લીધે—જ્ઞાતિમાં પોતાનું સારું લેખાય તે માટે.

જ્ઞાતિ પ્રત્યેનો મોહ સૌથી વધારે દેખાઈ આવે છે લગ્નની બાબતમાં. જ્ઞાતિ બહારની લાયક વ્યક્તિ—વર અથવા કન્યા—કરતાં જ્ઞાતિની અંદરની ગમે તેવી નાલાયક વ્યક્તિ લગ્નને માટે બહુ વધારે યોગ્ય ગણાય છે. શિક્ષિતો તરફથી બહાનું તો આપવામાં આવે છે સરખા સંસ્કાર, આચાર વિચારનું પણ ખરું કારણ તો જ્ઞાતિનો મોહ તજી શકાતો નથી એ જ હોય છે. આપણા ગુજરાતમાં અને લગભગ આખા દેશમાં પ્રાંતીય આચાર વિચારો કે સંસ્કારોમાં ખાસ ભેદ હોતો નથી. એક જ પ્રાંતની જુદી જુદી જ્ઞાતિઓમાં ખાન, પાન, રહેણી કરણી બધું લગભગ સરખું જ હોય છે. પણ લગ્ન કરતી વખતે સાખ પડોશમાં રહેનાર, કુટુંબીજન જેવા બની ગયેલા બીજી જ્ઞાતિના મિત્રના પુત્ર કરતાં બનારસ કે દક્ષિણ હૈદ્રાબાદમાં સૈકાઓથી વસી, એ જ પ્રાંતના રહેવાસી બની ગયેલો અજાણ્યો જ્ઞાતિજન વધારે ઇષ્ટ ગણાય છે.

તેમ બાપે જ્ઞાતિમાન્ય વર્તુળ બહાર પરણાવવા ધારેલી કન્યાનું નાતના મોવડીઓ ગુંડાઓ પાસે અપહરણ કરાવી જંગલમાં રખડતાં કૂતરાંને મૂકી આવે તેમ મૂકી આવ્યાનો દાખલો પણ બન્યો છે. આવી રીતે છોડી દીધેલી કન્યા દુષ્ટોના હાથમાં ફસાઈ પડવાનો પૂરો સંભવ રહે છે જ. એટલે જ્ઞાતિ બહાર પરણવા કરતાં સ્ત્રીએ વેશ્યા થવું એ એને પોતાને અને સમાજને માટે વધારે શ્રેયસ્કર છે એમ જ્ઞાતિનો મોહ શીખવે છે!

જ્ઞાતિનો મોહ એટલો મોટો છે કે સારાં ગણાતાં માસિકોને પણ એને ટકાવી રાખવા માટે આડંબરી શબ્દોથી ખાલેખોલાં બચાવનામાં રજૂ કરવાં પડે છે. પૂર્વ જન્મનાં કર્મ અનુસાર અમુક નાતમાં જન્મ મળે છે એટલે એમાંથી છૂટવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે એમ પ્રતિપાદન કરવા યત્નો થાય છે. પણ જે સંસ્થાએ મરણ–પરણ પ્રસંગે વ્યક્તિઓને હેરાન કરવામાં, પૈસે ટકે ખાલી કરવામાં અગ્રભાગ ભજવ્યો છે. જેણે ઊંચનીચની ભાવના આખી પ્રજાના મનમાં વજ્રલેપ કરી રાષ્ટ્રના ઐક્યમાં સૌથી મોટો અવરોધ ઊભો કર્યો છે, જેણે ઈર્ષા અને સંકુચિત વૃત્તિને નિરંતર પોષણ આપ્યું છે, ઉપર લખ્યા મુજબનાં ઘાતકી, ખુની કૃત્યો કરાવ્યાં છે તે અનિષ્ટ છે એમ કહેવાની હજી ભલભલાની હિંમત ચાલતી નથી. અસલ વર્ણવ્યવસ્થા તે કામની વહેંચણી માટે થયેલી અને તેનાં કારણો કેવાં હતાં તે બધું વિસ્તારથી અને વિદ્વત્તાના ડોળથી ચીતરતાં લાંબાં વર્ણનો અનેક ઠેકાણે વાંચવામાં–સાંભળવામાં આવે છે, એ દ્વારા જ્ઞાતિની ઇષ્ટતા સાબિત કરવા યત્ન થાય છે. જો કે આ 'કામની વહેંચણી'નો સિદ્ધાંત પણ શક પડતો છે. 'વર્ણ' શબ્દ જ રંગભેદનો સૂચક છે, એટલે વર્ણવ્યવસ્થા એ જ કારણુસર ઊભી થઈ હોવાનો સંભવ છે. વળી કોઈ પણ સમયે સમાજના અગ્રણીઓએ મળી એવો નિશ્ચય કર્યો હોય કે વ્યવસ્થા જાળવવા પ્રજાના ચાર ભાગ પાડી નાખવા એ માન્યતા તો ભદ્રંભદ્રની રૂઢિ બાધના કાશીમાં મળેલી પંડિતોની સભાની માન્યતા જેવી લાગે છે! જેના હાથમાં જે પ્રકારની સત્તા આવી—વિદ્યાની, યુદ્ધકૌશલ્યની, વેપારની—તે બધી એકઠ્ઠી કરી પોતપોતાના વાડા બાંધી લીધા અને હરાવેલા અનાર્યોને દાસ કરી શૂદ્ર ગણ્યા એ જ વધારે સંભવિત લાગે છે.

જ્ઞાતિની ઉત્પત્તિનાં કારણો શોધવા કરતાં પરિણામો તરફ જ આપણે હવે તો ધ્યાન આપવાનું છે. જ્ઞાતિઓને ધંધાદારી મહાજનો મજૂર મંડળો સાથે સરખાવવાનો કશો અર્થ નથી. એ મહાજનો કે મંડળો પોતાના સભ્યોની આર્થિક અને સામાજિક સ્થિતિ સુધારવા, એમના હકો સ્થાપિત કરવા રચાયાં હોય છે. જ્ઞાતિ સંસ્થા માફક અમુકને નીચ ગણી એના હાથનું ખાવાની, કે એના ઘરનું પાણી પીવાની મનાઈ ફરમાવતાં નથી. કે અર્થહીન રીવાજોનું પાલન કરી પૈસેટકે ખુવાર થઈ જવાની ફરજ પાડતાં નથી; પોતાના વાડા સિવાય બીજા સર્વ માટે તિરસ્કારની ભાવના પોષતાં નથી.

લૂલા પાંગળા બચાવો કરી જ્ઞાતિસંસ્થાને ટકાવી રાખવાનો મોહ જ્યાં સુધી છે ત્યાં સુધી રાષ્ટ્રનું ઐક્ય કે પ્રજાની ઉન્નતિ સંભવતાં નથી. નીચી ગણાતી જ્ઞાતિનો માણસ બુદ્ધિ–કૌશલ્યથી ગમે તેટલો આગળ વધે છતાં પોતાને ઊંચી જ્ઞાતિનાં માનતા માણસોને મનથી એ પેલો 'દરજી' કે 'હજામ' જ રહે. ખૂબ જ પ્રતિભાશાળી કે મોટી ડીગ્રીધારી કન્યા હોય પણ એ ઊંચી જ્ઞાતિની ન હોય તો એને માટે 'ઘાંચણ' 'મોચણ' (કે જન્મથી જે નાતની હોય તે જ) વિશેષણ વપરાય છે. આવું તિરસ્કારયુક્ત માનસ ઉત્પન્ન કરનાર જ્ઞાતિસંસ્થા સમાજ માટે હિતકારક છે એમ માનવા, મનાવવાનો યત્ન શિક્ષિત માણસો પણ કરે છે એ જ સિદ્ધ કરે છે કે આપણા પ્રજાજનોને સૌથી મોટો મોહ નાત જાતનો છે. આ મોહ જોઈ ભદ્રંભદ્રનાં વચનો યાદ આવે છે કે, 'સુખનાં સાધનને તો સૌ પ્રજાઓ આગ્રહથી વળગી રહે પણ મોટાઈ તો આર્યોની જ કે દુઃખનાં સાધનને આગ્રહથી વળગી રહે છે!'

★

એક ખગોળશાસ્ત્રીએ સૂચવ્યું કે પ્લુટો નેપચ્યુનનો ઉપગ્રહ હોવો જોઈએ. કોઈ અદીઠ કારણે એ નેપચ્યુનથી અળગો થઈ ગયો હોય અને પછી સ્વતંત્ર ભ્રમણ પામી ગ્રહ બની ગયો હોય.

પણ આ માટેનાં પ્રમાણ માગવાં જોઈએ ને?

પહેલું પ્રમાણ પ્લુટોના કદનું છે. નેપચ્યુનની સરખામણીમાં એ અત્યંત નાનો જ્યોતિ છે. નેપચ્યુન પ્લુટો કરતાં ૪૫૦ ગણો મોટો છે. પ્લુટોનો વ્યાસ ૩,૬૦૦ માઈલનો હોવાનું લેખાય છે. નેપચ્યુનને બે ચંદ્ર છે. મોટા ચંદ્રનો વ્યાસ ૩,૩૦૦ માઈલ છે. આ હિસાબે પ્લુટો નેપચ્યુનનો ચંદ્ર હોવાનું કલ્પવું અયુક્ત નથી. ગ્રહોને મોટા મોટા ઉપગ્રહ (ચંદ્ર) છે જ. ગુરુને ચાર, શનિને બે અને યુરેનસને ત્રણ મોટા ચંદ્રો છે. આપણો ચંદ્ર પૃથ્વીના પ્રમાણમાં ખૂબ જ મોટો છે. પૃથ્વીના કદના હિસાબે એ માત્ર ૫૦ મા ભાગનો જ છે. આમ પ્લુટો મૂળે ચંદ્ર હોય એમ માનવામાં વાંધો આવતો નથી.

વળી ચંદ્રની કક્ષાના હિસાબે પ્લુટોની કક્ષાનું નેપચ્યુનની કક્ષાની અંદર પડવું પણ યથોચિત લાગે છે. ચંદ્ર હોય તેની પર ગ્રહની અસર તો હોય જ ને? પ્લુટો છટકીને દૂર થઈ ગયો હોય પણ એની પર નેપચ્યુનની અસર તો રહે જ ને?

ગણિતશાસ્ત્રીઓએ પ્લુટોનું કદ મોટું દર્શાવ્યું હતું એ બાબત પણ ધ્યાનમાં લેવા જેવી છે. એમના હિસાબે પ્લુટો આકારે પ્રકારે યુરેનસ અને નેપચ્યુન જેવો હોવો જોઈતો હતો. પણ તેમ ન બનતાં એનો આકાર સૂર્ય નજદીકના ચાર ગ્રહો જેવો જ છે. આ પરથી માની શકાય કે પ્લુટો ગ્રહ ન હોતાં નેપચ્યુનનો એકાદ ચંદ્ર હોવો જોઈએ.

હવે પ્લુટોને ખરેખર ગ્રહ હોવાનું માનીએ અને નેપચ્યુન પરની તેની અસર ધ્યાનમાં લઈએ તો શું પરિણામ આવે તે જોઈએ.

ગ્રહોનું અરસપરસનું ખેંચાણ એમના દળના પ્રમાણમાં હોય છે. ગ્રહોનું આકર્ષણ જાણીતું હોય અને એક ગ્રહનું દળ માલૂમ હોય તો બીજા ગ્રહનું દળ શોધી શકાય છે. નેપચ્યુનનું દળ, નેપચ્યુનથી પ્લુટોનું અંતર અને નેપચ્યુન પર થતું પ્લુટોનું ખેંચાણ આ બધી બાબતો પરથી પ્લુટોનું દળ શોધી શકાય તેમ છે. એ રીતે હિસાબ કરતાં માલૂમ પડે છે કે પ્લુટોનું દળ આપણી પૃથ્વીના દળ જેટલું થાય છે. પ્લુટોનો વ્યાસ પૃથ્વીના વ્યાસ કરતાં ઓછો છે. એટલે આનો સ્પષ્ટ અર્થ એ થયો કે પ્લુટોની દ્રવ્યઘનતા પૃથ્વીની દ્રવ્યઘનતા કરતાં વધુ હોવી જોઈએ. પૃથ્વીનું સરાસરી વિશિષ્ઠ ગુરુત્વ ૫.૫ છે. એટલે કે સરખાં કદની પાણીની પૃથ્વીના હિસાબે આપણી પૃથ્વી ૫.૫ ગણી ભારે છે. શુક્રનું વિશિષ્ઠ ગુરુત્વ ૫.૨ છે. બીજા બધા ગ્રહોનાં વિશિષ્ઠ ગુરુત્વ આ કરતાં ઓછાં છે.

પ્લુટોનું વિશિષ્ઠ ગુરુત્વ ૫૦ થાય છે. આ શક્ય નથી. પ્લુટો પર એના દ્રવ્યનું જે દબાણ પ્રવર્તે છે એ રીતે જોતાં પણ એનું આટલું ઊંચું વિશિષ્ઠ ગુરુત્વ હોવું અયુક્ત છે. પ્લુટો ગ્રહ હોય તો એનું વિશિષ્ઠ ગુરુત્વ બીજા ગ્રહોની હરોળમાં આવે તેવું હોવું જોઈએ.

આ બધા પરથી અનુમાન કરી શકાય કે પ્લુટો ખરેખર ગ્રહ નથી.

પણ એક સવાલ પેદા થાય છે. પ્લુટોના કદની આપણી ગણતરી જ ખોટી હોય તો? વૈજ્ઞાનિકોએ પ્લુટોને મોટો ગ્રહ માન્યો હતો એ પ્રમાણેનો એ મોટો જ ગ્રહ હોય પણ આપણને નાનો દેખાતો હોય તો?

એટલે વળી એક બીજો પ્રશ્ન ઊભો થાય છે. પ્લુટો મોટો ગ્રહ હોય તો એ નાનો દેખાય શી રીતે? યંત્રો દ્વારા માપમાં ભૂલ થાય ખરી?

હા. એમ બનવું અસાધારણ સંજોગોમાં શક્ય છે જ. પ્લુટોને અરીસા જેવી ચળકતી સપાટીવાળો ગોળો માની લઈએ તો આમ બનવું સાવ સંભવિત છે. આવા ગ્રહ એના બિંબના કેન્દ્ર ભાગે, નાના રૂપમાં,





કૃશન ચંદર

# ઊજળો ડાઘ

ઉર્દૂ ભાષાની જોશીલી કલમ જે લેખકની પ્રગતિશીલતાનો સાચો ખ્યાલ આપે છે તે મશહૂર વાર્તાકારની વાર્તાનું **શ્રી જયન્તિકા પરમારે** કરેલું ગુજરાતીકરણ અહીં રજૂ થાય છે. પ્રેમ અને પ્રેમની ઘેલછા ઉપરનો લેખકનો જબ્બર કટાક્ષ આખી વાર્તાને વેગવતી રાખે છે......

સાગર-કિનારે એકલો અટૂલો હતો. સાગર સૂઈ રહ્યો હતો. આકાશ ઉપર ચંદ્ર ચમકી રહ્યો હતો. મેં ચંદ્રને કહ્યું: 'મારે તારી સાથે વાત કરવી છે.'

'કર'—ચંદ્રે હસીને કહ્યું, અને ચાંદની દૂર દૂર સુધી રેલાઈ ગઈ.

હું તો ચૂપ થઈ ગયો અને રેતીની સામે જોવા લાગ્યો. વાત કેવી રીતે શરૂ કરવી એ જ સમજાતું નહોતું. કિનારા ઉપરની રેતી શાંતિથી પડી રહી હતી. અને ચાંદનીને કારણે તે મેલી અને ધાબાવાળી લાગતી હતી; ક્યાંય એવું તેજ નહોતું દેખાતું કે જે મને કંઈ કહેવાને માટે ઉત્સાહિત કરી શકે. મેં દૂર દૂર સુધી જોયું, પણ રેતીને તો આંખો નથી હોતી એટલે તે મને તો ન જોઈ શકી. બસ, તે તો તેની ખુલ્લી છાતી રાખી પડી રહી હતી. રેતીની ઉપર નાના મોટા કદરૂપા ખડકો હતા, કોઈ કોઈ લાંબી બદસૂરત અને બ્લેડના જેવી ધારવાળા અણીદાર હતા. પોતાની માત્ર યાદ મૂકી દૂરથી આવેલી લહરો એ ખડકો સાથે ટકરાઈને ક્યારની પાછી ફરી ગઈ હતી. થોડાં છીપલાં અને વહી રહેલા ફીણથી કોઈ ત્યાંથી પસાર થયાનો ખ્યાલ આપતું હતું.

'કેમ ચૂપ થઈ ગયા?' ચંદ્રમાએ ફરીથી પૂછ્યું.

મેં કહ્યું: 'એક છોકરી છે.'

'છોકરી?' ચંદ્ર જરા હસ્યો.

'અને મારે તેની સાથે પ્રેમ છે.'

'પ્રેમ!' ચંદ્રે તારાઓ તરફ ફરીને કહ્યું, 'મારી સાથે કોઈ પણ બીજી કોઈ વાત કરતું નથી. જ્યારે જુઓ ત્યારે એ જ પ્રેમની વાતો. હજારો વર્ષોથી આ એક જ વાત સાંભળી રહ્યો છું. કેમ, ભાઈ, મારી સાથે કેમ કોઈ બીજી વાત કરતું નથી?'

'એટલા માટે કે તમે નમ્ર છો, ચંદ્ર છો; ચલો, બતાવો, આજ સુધી કોઈએ સૂરજને કહ્યું છે કે મારે એક છોકરી સાથે પ્રેમ છે? હકીકતમાં સૂરજ એટલો બધો તેજદાર ચમકે છે કે એને જોઈને હમેશાં છત્રી યાદ આવે છે, છોકરી નહિ.'

ચંદ્ર હસી પડ્યો. અને કહ્યું, 'તું એક પ્રેમી જેવો જ ઉન્મત્ત છે. તું જરૂર વાત કરશે, બોલ, શું કહેવું છે?'

મેં કહ્યું, 'એક છોકરી છે.'

---

અતિ તેજસ્વી પિંડ જેવો દેખાશે. મતલબ કે એનો ખરો વ્યાસ આપણે શોધી શકીશું નહીં.

પણ ત્યારે એક બીજો જ પ્રશ્ન ઊભો થાય છે. પ્લુટો ગ્રહ હોય તો એણે બીજા ગ્રહોની પેઠે ચમકવાનું છોડી આ બિંબપિંડની રીતે ચમકવાનું શું કારણ? અને આમ પ્લુટોનું આસન ગ્રહોમાં છેલ્લું હોવા છતાંય એ ડગમગી ઊઠ્યું છે. નેપચ્યુનના ઉપગ્રહપદનો ત્યાગ કરી પ્લુટો ગ્રહ બન્યો હશે તો એનું ગ્રહપદ મંજૂર રખાવવા એણે પોતાનું અંતર ખુલ્લું કરવું પડશે. નહીં તો ખગોળશાસ્ત્રીઓએ 'સિંહના રૂપમાં ચામડું ઓઢેલા ગધેડા' તરીકે એને પકડી પાડ્યો તો પછી એની આબરુ ઓછી થશે અને વિજ્ઞાનની આબરુ વધી જશે. અને વિજ્ઞાનની આબરુ વધવામાં પ્લુટોએ જે ફાળો આપ્યો છે એ રીતે આપણે પાછા એની આબરુ વધી જતાં બધું સરભર થઈ જશે ને!





ચંદ્રમાએ કહ્યું, 'એ તો મેં સાંભળ્યું પરંતુ તે છોકરી ક્યાં છે? અત્યારે તારી સાથે કેમ નથી?'

મેં કહ્યું, 'આ કિનારાથી ખૂબ દૂર એક શહેર છે, એ શહેરમાં પણ ખૂબ દૂર એક ગલી છે, એ ગલીમાં ખૂબ ઊંડે એક ઘર છે, એક ઘરમાં એક રૂમ છે.'

ચંદ્રમાએ કહ્યું, 'હા, હું જોઈ શકું છું, અત્યારે તે પલંગ ઉપર બેઠી બેઠી તારી યાદમાં રડી રહી છે. પછી?'

મેં કહ્યું, 'અમે એકબીજાને મળી શકતા નથી, ઓ ચાંદ, અમે એક બીજાને મળી શકતા નથી, કારણ કે એનાં માબાપ, એનો ધર્મ અને મારો ધર્મ, એના રીતરિવાજ અને મારા રીતરિવાજ બધું જ એક બીજાથી જુદું છે એટલે અમે નથી મળી શકતાં.'

ચંદ્રે પૂછ્યું, 'તમારી આંખો એકબીજાની સાથે મળી છે ખરી?'

'હા.'

'અને ક્યારેય તારા હાથની આંગળીઓ એના હાથની આંગળીઓ સાથે એવી રીતે મળી છે કે કઈ કોના હાથની આંગળી છે તે ખબર ન પડે?'

'હા.'

ચંદ્રે પૂછ્યું: 'અને ક્યારેય એવું તો નથી થયું કે જ્યારે તારા હોઠોએ......એના હોઠોએ......તારા હાથોએ......તેની એ આંગળીઓએ એકબીજાની સાથે વાતો કરી હોય, અને પરિણામે એનો અર્થ તું જુદો સમજ્યો હોય, એ જુદો સમજી હોય, એટલે કે તારે માટે કોઈ બીજી વાત હતી અને તેને માટે વળી કોઈ જુદી જ વાત હોય?'

'ના, ના, અમારે બન્નેને માટે તો બસ એક જ વાત હતી.'

'અરે, એવું તો નથી થયું કે જ્યારે તેં તેના વાળમાં ગુલાબનું ફૂલ ખોસ્યું હોય ત્યારે તમને બન્નેને જુદી જુદી સુગંધનો શ્વાસ થયો હોય?'

'ના, અમારે બન્નેને માટે તો તે એક જ સુગંધ હતી.'

'તો બસ!' ચંદ્રે જાણે નિર્ણય કરીને કહ્યું, 'પાછી એ જ વાત, એ જ સુગંધ એક સત્ય છે! બાકી બધું જૂઠું છે.'

'તો પછી જુઠ્ઠાએ સત્ય ઉપર વિજય કેમ મેળવ્યો છે? તે મને કેમ નથી મળી શકતી? એ ચાંદ. બસ, તું મને એટલું જ બતાવ. અમે બન્ને એક બીજાથી જુદી જુદી નાવમાં કેમ વહે જઈએ છીએ?'

'જો!'—ચંદ્રે કહ્યું: 'પ્રેમ એ એક આવેશ નથી, તે એક (અમલ) સત્તા છે. તેનો માત્ર એક જ ઇરાદો નથી......નવા અને જૂનાની, સારા અને ખરાબની, સુંદર અને અસુંદરની આ લડાઈમાં ઘણી વખત એ અસત્યે સત્ય ઉપર વિજય મેળવ્યો છે. કેટલીક વખત કોઈ એની જિંદગી નહિ પણ એ કબર બની છે, પરંતુ એ પણ જો કે પ્રેમ ક્યાંથી ક્યાં સુધી પહોંચી જાય છે. કોઈ કોઈ વખત પુરુષ પોતાની પ્રેમિકાને વાળ પકડીને, ઘસડીને લઈ જતો હોય તેનું આજે ગીત ગાય છે. વળી પહેલાં સ્ત્રી પાંચ પાંચ વખત પરણતી હતી, અને પુરુષ પાંચસો વખત. પરંતુ આજે જુઓ, કેટલું બધું અંધારું ઘટી ગયું છે. કેટલીયે જિંદગીઓ આજે પ્રેમથી ચમકે છે!'

'હું જાણું છું.'—મેં કહ્યું.

'અને તે પણ જાણે છે?' ચંદ્રે પૂછ્યું.

મેં કહ્યું: 'તે પણ જાણે છે.'

'તો પણ તમે બન્ને નથી મળી શક્યાં?'—ચંદ્રે પૂછ્યું.

મેં માથું નમાવી દીધું. અને ધીરેથી કહ્યું, 'તે કહે છે કે......'

ચંદ્રે વચ્ચેથી જ મારી વાત કાપી નાખી, 'કે તે શું કહે છે તે તું ન કહે, તેને તો મને જ કહેવા દે. તે છોકરીને મારી સામે લાવ. અને'—આટલું



કહીને ચંદ્રમાએ વાદળોની ચાદર ઓઢી લીધી અને આકાશની છતમાં સૂઈ ગયો. અને હું કિનારેથી નિરાશ થઈને ચાલ્યો આવ્યો.

*

કેટલીયે ચાંદની રાતો આવી, દૂર દૂરથી હવા ફૂલોની ખુશ્બો લઈને આવી, લહેરો સમુદ્રમાંથી છીપલાં અને તારાઓ જેવા ચમકતાં રત્નો લાવી, પરંતુ પેલું સૌંદર્ય જેને માટે જમીન, આસમાન અને સમુદ્રે મળી હળીને જે તટને શોભાયમાન બનાવ્યો હતા તે ન આવ્યું. નાવિકોએ પોતપોતાની નાવ છુટ્ટી મૂકી દીધી અને દૂર દૂર સુધી પોકાર કર્યો અને પાણી વચ્ચે તરતી ચંચળ માછલીઓએ પોતાની પરેશાન આંખોથી ચારે બાજુ ફરી ફરીને જોયું. હવા નારીયેળીના મયુર–પંખોમાં બેઠી બેઠી દૂર દૂર સુધી, કોઈના પગરવની રાહ જોતી અને સાગરની ભયંકર આંગળીઓ કિનારાની સિતારને છેડી કરુણ ગીત ગાઈ રહી, પરંતુ તે ન આવી, હું પ્રતીક્ષા કરતો રહ્યો, ચંદ્ર પ્રતીક્ષા કરતો રહ્યો, સમુદ્ર ધીરે-ધીરે હીબકાં લઈ લઈને રડતો રહ્યો. પરંતુ તે ન આવી.

અને જ્યારે તે આવી, તે રાત્રે કોઈ ચાંદ ન હતો, કોઈ કિનારો ન હતો, કોઈ સમુદ્ર ન હતો. એક અંધારો ઓરડો હતો, એક મદમત્ત કરનાર સોફા હતો. ફૂલદાનીમાં ગુલાબનાં ફૂલ હતાં, અને રેડિયોગ્રામમાંથી સંગીતની ધીમી લહેરો સંભળાઈ રહી હતી, અને તે મારી પાસે બેઠી બેઠી કહી રહી હતી: 'મારી બા મને કહે છે કે જો હું તારી સાથે લગ્ન કરીશ તો તે ઝેર ખાશે.'

મેં કહ્યું: 'અને મારા બાપા મને કહે છે કે મારા જીવતાં તો આ લગ્ન થઈ જ નહિ શકે. અને તું જાણે છે, મારા બાપા કેટલા મોટા માણુસ છે. અરે, સ્વર્ણ, તે એટલા મોટા માણુસ છે કે આ સંસારમાં તેમને છાપાંઓનાં મથાળાંથી પણ ભય લાગે છે!'

સ્વર્ણા બોલી: 'અને મારો ભાઈ કહે છે કે તે તને પિસ્તોલની ગોળીથી મારી નાખશે.'

મેં જરા ડરીને કહ્યું: 'સારું ત્યારે, હવે શું થશે?'

સ્વર્ણા બોલી: 'તેઓ આવતે મહિને મારા લગ્ન કરવાનાં છે.' અને તે ડુસકાં ભરી ભરીને રડવા લાગી.

હું પણ રડવા લાગ્યો.

જ્યારે અમે બન્નેએ ખૂબ રડી લીધું પછી અમે નિશ્ચય કર્યો કે ભલે જાન જાય પણ અમે અમારો પ્રેમ સાચો છે તે સાબીત કરીને બતાવીશું.

'હું તારા વગર નહિ રહી શકું!' સ્વર્ણા મારા ગળામાં હાથ નાખી બોલી.

'અને હું તારા વિના!' મારા હોઠે તેના હોઠને કહ્યું—હાય!

સ્વર્ણા બોલી: 'આ દુનિયા કેટલી નિષ્ઠુર છે! અમને જીવવા પણ નથી દેતી. આરામથી પ્રેમ કરવા પણ નથી દેતી. અમે તો દુનિયા પાસેથી, બીજું કશું જ માગતાં નથી, કેવળ પ્યાર કરવા દેવાનું માગીએ છીએ. ચાલો!'—સ્વર્ણાએ જરા સાહસ કરી કહ્યું.

'ચાલ, આપણે સમાજ સામે બંડ ઉઠાવીએ!' હું બોલ્યો.

'હાય! બંડનું નામ ન લે'— સ્વર્ણા બોલી, 'મને ખૂબ ડર લાગે છે.' હું ચૂપ થઈ ગયો.

વાતાવરણ જરા વધુ ઘેરું થયું. સ્વર્ણાનાં હીબકાં ચાલુ જ હતાં. છેવટે તેણે તેનાં આંસુ લૂછી નાખ્યાં, તેની લીપ્સ્ટીક સરખી કરીને તે બોલી: 'મારા મત પ્રમાણે આપણે બન્નેએ મરી જવું જોઈએ.'

'હા અત્યારે જે સ્થિતિ છે એ જોતાં એ જ યોગ્ય લાગે છે...' મેં એને મારી નજીક બેસાડી ધીરેથી કહ્યું, 'જો આપણે જીવી શકીએ એમ ન હોઈએ તો મરી જઈએ. પરંતુ મરીશું કેવી રીતે?'

'વાહ' સ્વર્ણા બોલી, 'એ તો બહુ જ સહેલું છે. બજારમાંથી બે દોરડા ખરીદી લઈશું અને ગળામાં ફાંસો લગાવી મરી જઈશું.'



'રીત તો સરસ છે'—મેં માથું હલાવીને કહ્યું, 'પરંતુ કલ્પના કર કે ફાંસો લગાવતી વખતે દોરડું તૂટી ગયું, અથવા તો ફાંસો બરાબર ન લાગે, અથવા એકનો બરાબર લાગે અને બીજાનો ન લાગે, અને એક બચી જાય, બીજું મરી જાય, તો પછી શું થશે?'

ખૂબ વિચારને અંતે અમે આ ઉપાય પડતો મૂક્યો. 'હવે શું થશે?'—સ્વર્ણા ખૂબ ગભરાઈ ગઈ: 'જલદી જલદી બીજો કોઈ ઉપાય બતાવ!'

મેં કહ્યું: 'બજારમાંથી ક્યાંકથી ઝેર ખરીદી લાવીએ. અને......'

'અરે નહિ,' સ્વર્ણા એકદમ બોલી: 'ઝેર ખાવાથી ચહેરો બગડી જાય છે. મારી એક સખીએ પ્રેમમાં ને પ્રેમમાં ઝેર ખાધું હતું. તેનો ચહેરો હજુ પણ મને યાદ છે.' સ્વર્ણાના મોં ઉપર નફરત પ્રસરી ગઈ અને મેં ચર્ચા કર્યા વગર આ વિચાર પણ પડતો મૂક્યો.

બીજી ઘણી યુક્તિઓ મરવા માટે વિચારી પરંતુ કોઈ સ્વર્ણાને પસંદ ન આવે તો કોઈ મને.

સ્વર્ણા ખૂબ ગુસ્સામાં આવી બોલી: 'ખરી મુસીબત છે. આપણે તો માનતાં હતાં કે જીવવું કઠિન છે, હવે ખબર પડે છે કે મરવું એનાથી પણ કઠિન છે.'

છેવટે ખૂબ વિચાર કરી કરીને મારા મગજમાં એક યુક્તિ સૂઝી આવી. અને તે આવતાં જ હું પ્રસન્નતાનો માર્યો ઊછળી પડ્યો. મેં કહ્યું, 'સ્વર્ણા, સાંભળ! બસ. આ સૌથી સુંદર ઉપાય છે. તારા લગ્નના આગલે દિવસે આપણે બન્ને સાગર-કિનારે જઈશું અને તેમાં ડૂબીને મરી જઈશું'

'ડૂબવામાં મુશ્કેલી તો નહિ?' સ્વર્ણાએ ખમચાતાં ખમચાતાં પૂછ્યું.

'ના રે, જરા પણ નહિ'—મેં એવા વિશ્વાસથી કહ્યું જાણે કેટલી વાર હું પોતે ડૂબી ચૂક્યો છું. 'જો સાંભળ! પહેલાં પાણી પગ સુધી આવશે, પછી ઘુંટણ સુધી, પછી કમ્મર સુધી, પછી ગરદન સુધી, પછી ધીમે ધીમે આપણે એક બીજાનો હાથ પકડીને, એક બીજા સામે જોઈને સમુદ્રની લહેરોમાં ડૂબી જઈશું. અને પછી સમુદ્રની અંદર આપણા બન્નેનાં શરીર એકબીજાની સાથે લપેટાયેલા માછલીઓની માફક વહેતાં વહેતાં સ્વર્ગમાં ખોવાઈ જઈશું.'

'હાશ! કેટલું સુંદર મોત હશે!'—સ્વર્ણાએ મારો હાથ દબાવતાં કહ્યું: 'મને તો અત્યારે જ ત્યાં જવાની ઈચ્છા થાય છે.'

મેં કહ્યું: 'હમણાં નહિ, એ તો તારા લગ્નને આગલે જ દિવસે. એ દિવસે ચાંદો પણ હશે.'

'ચાંદાની સાથે આપણે શું નિસ્બત?' સ્વર્ણા મારી વાત ન સમજી ને બોલી.

મેં કહ્યું: 'કંઈ નહિ, બસ ચંદ્રમાએ તને બોલાવી છે.'

તો પણ સ્વર્ણા મારી વાત ન સમજી. તે તો માત્ર મૃત્યુનું નિમંત્રણ જ સમજી રહી હતી, ચાંદાનું નહિ. છેવટે એ દિવસ પણ આવ્યો, જ્યારે અમારે બન્નેને મરવાનું હતું. એ દિવસે સ્વર્ણાએ સૌભાગ્યકંકણ પહેર્યાં હતાં અને કપાળે ચાંલ્લો પણ ચોડ્યો હતો. આજે તે વહુરાણી બની મારી સાથે મરવા આવી હતી.

આસમાન ઉપર ચંદ્રમા હતો અને પૃથ્વી ઉપર અમે બન્ને સમુદ્રતટને કિનારે કિનારે ડૂબવા માટે જઈ રહ્યાં હતાં. ચાંદાએ અમને ખૂબ રોક્યાં.

'ચાંદાએ કહ્યું: 'જુઓ, સ્વર્ણા, આ ચાંદની રાત કેવી સુંદર છે! એ મરવા માટે નથી, જીવવાને માટે છે અને જીવીને પ્યાર કરવા માટે છે!' સ્વર્ણા બોલી: 'પરંતુ હું શું કરું? હું બિલકુલ નિરાશ થઈ ગઈ છું. તમે મને નહિ સમજો, ચાંદ! જો હું એની સાથે લગ્ન કરીશ તો મારી મા ઝેર ખાશે અને જીવનભર હું મારી જાતને માફ નહિ કરી શકું.'





'કોણ ઝેર ખાય છે? કોણે ઝેર ખાધું હતું? લયલાના બાપાએ, મજનુંની માએ, જુલિયટના પપ્પાએ કે રોમિયોના ભાઈએ? કોઈ ઝેર ખાતું નથી, કોઈને પ્રેમના પાશમાંથી છોડાવવા કોઈ મરતું નથી. કેવળ પ્રેમ કરનારાંઓ મરી જાય છે. કોઈ ઝેર ખાય છે, કોઈ રેલગાડી નીચે સૂઈ જાય છે. કેવળ પ્યાર કરનારાં મરે છે, અત્યાચારી હમેશાં જીવતાં જ રહે છે.'

'પરંતુ અમારા કારણે આટલા બધા લોકોને દુઃખ તો થશે ને?', સ્વર્ણા ધીરેથી બોલી.

'દુઃખ વગર ક્યારેય પ્રેમ નથી થતો.' ચંદ્રે કહ્યું— 'કારણ કે પ્રેમ સૃષ્ટિ છે, અને કુમળા પાનને ધરતીના પડમાંથી બહાર આવવું હોય તો માટીને પોતાની જગ્યા ઉપરથી હટવું પડશે. જો કમળને ફૂલ બનવું છે તો તેણે સરોવરની લહેરોને ચીરીને પાણીના તળિયાથી ઉપર આવવું પડશે, એ સિવાય કંઈ જ થઈ નહિ શકે! સ્વર્ણા આટલું દુઃખ તો પ્રત્યેક સૃષ્ટિમાં હોય છે!'

સ્વર્ણાએ જલદીથી મારો હાથ તેના હાથમાં લઈને કહ્યું: 'આ પાગલ ચંદ્રની વાતો ન સાંભળ, આવો, જલદી અહીંથી જતાં રહીએ.'

તો પણ ચંદ્ર તો કહેતો જ રહ્યો, જ્યારે અમે તટથી સમુદ્ર સુધી ગયાં ત્યાંસુધી તે કંઈક કહેતો જ રહ્યો. અમે સમુદ્રની લહેરોમાં દાખલ થયાં ત્યારે પણ તે કંઈક કહેતો હતો. પછી એકાએક ચંદ્ર ચૂપ થઈ ગયો, સમુદ્રની લહેરોનો કોલાહલ કંઈક વધુ જોરથી થવા લાગ્યો. પાણી ઘૂંટણ સુધી આવ્યું, પછી એકાએક કોઈએ જોરથી ચીસ પાડી. અમે ફરીને અમારી જમણી બાજુ જોયું તો ત્યાંથી અવાજ સંભળાતો હતો. જોયું તો અમારાથી ઘણે દૂર એક માણસ સમુદ્રમાં ડૂબી રહ્યો છે, અને હાથપગ પછાડતો પછાડતો જોર જોરથી બૂમો પાડી રહ્યો છે— 'મને બચાવો! મને બચાવો!'

મેં જલદીથી સ્વર્ણાનો હાથ છોડી દીધો અને તરતા તરતા આગળ ગયો અને થોડી વારે પછી પેલા ડૂબતા માણસને પાણીમાંથી બહાર કાઢી લાવ્યો. તે બેહોશ થઈ ગયો હતો. તેના ફીકા પડી ગયેલા મોં ઉપર કેટલાય દિવસની વધેલી દાઢી હતી, આંખો બંધ હતી અને ધીમો શ્વાસ ચાલી રહ્યો હતો. એને જોઈને સ્વર્ણાની આંખમાં આંસુ આવી ગયાં. મારો હાથ પકડીને બોલી: 'આ પણ કોઈ આપણા જેવો જ લાગે છે.'

'બિચારો!' મેં ભાવાતિરેકમાં આવી જઈ કહ્યું: 'જો, સ્વર્ણા, આ જ પ્રેમ, સાચો પ્રેમ છે!'

એકાએક ધીરેથી પેલાએ આંખો ખોલી. અને આજુબાજુ જોઈને તેણે ધીરેથી ઘણા જ કમજોર અવાજમાં કહ્યું: 'રોટી! ક્યાંકથી રોટીનો ટુકડો લાવી આપો. છ દિવસથી મેં કંઈ જ ખાધું નથી!'

અમે બન્ને આશ્ચર્યમાં ડૂબી ગયાં. અમે બન્ને— સ્વર્ણા અને હું, અમારા બન્નેની પાસે સારી સંપત્તિ હતી અને પ્રેમ કરતાં હતાં, અને પ્રેમના કારણે મરતાં હતાં. અમને ખબર ન હતી કે કોઈ પણ માણસને આમ રોટીના એક ટૂકડા માટે પણ મરવું પડે છે. એકાએક સ્વર્ણાએ મારી સામે અને મેં સ્વર્ણાની સામે જોયું. અને એક જ ક્ષણમાં અમારી બંનેની સમજમાં આવી ગયું કે આવી રીતે મરવું નિરર્થક, બેકાર છે, સાવ ખોટું છે. એને માટે તો બીજું કંઈ કરવું પડશે, મરી જવાથી પણ આગળ જવું પડશે.

*

આજે પાછી ચાંદની રાત છે, અને હું ચાંદાને કહી રહ્યો છું. સ્વર્ણાનાં અને મારા લગ્ન થઈ ચૂક્યાં છે. સ્વર્ણાનું એક ઘર છે, બાળકો છે, ખાનદાન કુટુંબ છે, મિત્રો છે, જિંદગી છે. મારે પણ એક ઘર છે, બાળકો છે, ખાનદાન કુટુંબ છે, મિત્રો છે, જિંદગી છે. અમે બન્ને એક બીજાથી અલગ અને જુદા જુદા સ્થળે રહેતાં હોવાથી એક બીજાને ક્યારેય નથી મળ્યાં, કદાચ ઘણી જગ્યાએ, ક્ષણો પૂરતાં અમે



હમેશાં મળીએ છીએ, કારણ કે જે કામ હું કરું છું તે કામ તે કરે છે; જેવી રીતે તે વિચારે છે તેવી રીતે હું પણ વિચારું છું. એટલે કોઈ ઠેકાણે ભૂખ ઓછી લાગતી હોય છે, અને કોઈ ઠેકાણે વળી અત્યાચાર પાછળ ભાગી રહ્યો હોય છે અને ક્યારેક પ્રેમ જરા જેટલો આગળ વધ્યો હોય છે અને ક્યારેક દુનિયા પહેલાં કરતાં જરા ભલી થઈ છે. મારા અને સ્વર્ણાના કારણે અને અમારી માફક જાણી બૂઝીને કામ કરવાવાળા લાખો-કરોડો બીજા માણસોને માટે આ દુનિયા હજુ વધારે બહેતર બની જશે. તે શું ઓછું છે?

'તો તું સુખી છે?' ચંદ્રે સહેજ હસીને પૂછ્યું.

'હા.'

'અને સ્વર્ણા?'

'તે પણ સુખી છે.'

પછી ચંદ્ર ખૂબ અદ્ભુત રીતે હસ્યો. તેનું આ હાસ્ય હું ન સમજી શક્યો. એકાએક તેણે મને પૂછ્યું: 'તને સ્વર્ણા ક્યારેક ક્યારેક યાદ આવે છે?'

મેં કહ્યું: 'હા, ક્યારેક કોઈ મદમત્ત સાંજે જ્યારે વર્ષા વરસીને થંભી જાય છે, આકાશ ચોખ્ખું થઈ જાય છે અને સંધ્યા-કિરણો દેખા દે છે; જ્યારે રાતનો નીલો પ્હો ફાટે છે, અને સમુદ્ર-કિનારે કોઈ ભૂલી પડેલી બાળા પોતાનું ઘર શોધતી શોધતી ચક્કર લગાવે છે તે વખતે હું ખૂબ જ હેરાન અને બેહાલ થઈ ઘરની બહાર નીકળી જાઉં છું. મારા જીવનના વેરાન અને સુનસાન તટો પર પાગલની માફક દોડતો દોડતો મારી તે સ્વર્ણાને શોધું છું કે જે મને મળી નથી, મળવાની નથી અને જે મારા આત્માનો સમુદ્ર છે.'

ચંદ્ર ધીરેથી હસ્યો. મેં કહ્યું, 'તું હસે છે. પણ આ તારી ભૂલ છે.'

'મારી ભૂલ?' ચંદ્રે વિસ્મય પામી પૂછ્યું: 'તે કેવી રીતે?'

'તેં સ્વર્ણાને સમજાવી નહિ, તું પ્રેમની બાબતમાં કંઈક જાણે છે, તેં હજારો વર્ષોથી પ્રેમ કરનારાઓનાં દિલો સાથે વાત કરી છે, તેં જુલિયટની આહ જોઈ છે, તેં જ શકુંતલાનાં આંસુ લૂછ્યાં છે, તેં હીરની વીણા સાંભળી હતી, અને રાધાની છાતી પર તારો કોમળ હાથ રાખ્યો હતો, અને સાવિત્રીને છેક નરકના દ્વાર પાસે તેના પ્રેમીની શોધમાં તું જ લઈ ગયો હતો. તું જો ધારત તો સ્વર્ણાને સમજાવી શકત, અને તે તારા અનુભવના ઊંડાણમાંથી લાભ લઈ શકત. પરંતુ તું એવું શા માટે કરે? તારું દિલ તો કાળું છે, એટલે તો તું આટલો ચમકદાર હોવા છતાં પણ તારામાં આટલા મોટા મોટા ધાબા છે!'

ચંદ્રે હસીને કહ્યું: 'હું કોઈ ચંદ્ર નથી. હું તો સ્વયં પ્રેમ છું, આ મારી છાતી ઉપર જે ડાઘ તું જુએ છે, એ બધું પ્રેમે જ આપ્યું છે. જ્યારે જ્યારે અને જ્યાં કોઈ મહોબ્બત ડરપોકની માફક કામ કરે છે, ત્યારે મારી છાતી ઉપર એક જખમ પાડતી જાય છે. તારી પોતાની કાયરતાનો દોષ મારી ઉપર ન ઢોળ. આ બધું તો તારે કારણે જ થયું છે.'

'પરંતુ......' મેં પૂછવા ઇચ્છા બતાવી......

પણ ચંદ્રે મને રોકીને કહ્યું: 'હવે તું જતો રહે, મેં બધાને કહી દીધું છે. જો, આ એક બીજો માણસ મારી સાથે વાત કરવા આવી રહ્યો છે.'

★

દ. ભારતમાં કુનૂર ખાતે પોષણવિષયક સંશોધનની પ્રયોગશાળામાં એવું શોધી કાઢવામાં આવ્યું છે કે કઠોળ અને પાંદડાંવાળી ભાજી સાથે ખોરાકમાં લેવાથી કેટલીક જાતનાં અનાજની પ્રોટીન-ગુણવત્તામાં વધારો થાય છે. ઉપરાંત દ. ભારતમાં બાળકોની પોષણવિષયક ખામી સંબંધમાં અભ્યાસ કરવામાં આવ્યો હતો. ગરીબ વર્ગનાં પાંચ વર્ષની અંદરનાં ૨૯૪૭ બાળકોની તપાસ લેવામાં આવી હતી. આ તપાસનાં પરિણામો આ વિસ્તારના આરોગ્ય અને બાળ કલ્યાણવિષયક કાર્યક્રમોના આયોજન માટે ઉપયોગી માહિતી પૂરી પાડશે.

ઈશ્વરલાલ મો. દવે

# કાશ્મીરની સહેલગાહ

અમદાવાદ આકાશવાણી પરથી પ્રસારિત થયેલા કાશ્મીર વિષેના આ વાર્તાલાપ વાંચતા આપણને ધરતીના એ સ્વર્ગનો ખ્યાલ આવે છે. કાશ્મીરનું સૌંદર્ય તો પીધાં જ કરીએ, પીધાં જ કરીએ એવું રસભર છે, તેને નજરે નિહાળવાનું તો ચુકાય જ કેમ......

કાશ્મીર જોવાની ઝંખના વર્ષોથી મનમાં દટાયેલી પડી હતી. કાશ્મીરના ઉન્નત પહાડો, કાશ્મીરનાં ધીરગંભીર સરોવરો, વેગવંતી જેલમ, જાણે સાદ કરીને બોલાવતાં હોય તેવા ભણકારા હૈયામાં પડતા હતા, પણ વર્ષો સુધી એ સૌંદર્યભૂમિના દર્શને ન જઈ શકાયું.

એકદા જવાનો અવસર પણ અણધાર્યો ઊભો થયો. ચારેક વર્ષના પરદેશના રઝળપાટ પછી આ ઉનાળાની રજામાં કાશ્મીર જવું જ એવી તીવ્ર માગણી સ્વજનો તરફથી થતાં જૂની દટાયેલી ઇચ્છાએ વેગ પકડયો અન અમે સૌ એક વહેલી સવારે પઠાણકોટ આવી પહોંચ્યાં.

બનિહાલ ઘાટને માર્ગે મોટર રસ્તે જવાનો વિચાર હતો. પણ લાંબી પહાડી મુસાફરી કદાચ નહીં ફાવે તેમ ધારી હવાઈ જહાજથી શ્રીનગર પહોંચવાનો સંકલ્પ કર્યો. પોણા કલાકના એ હવાઈ પરિભ્રમણમાં જે અદ્ભુત પહાડી સૌંદર્ય જોયું તે કદાચ ભુલાય તેમ નથી. બરફાચ્છાદિત પહાડોનું સૌંદર્ય અનોખું આકર્ષણ જમાવે છે, સૂરજનાં કિરણો પહાડની બરફ છવાયેલી ટોચ ઉપર પડતાં અને મેઘધનુષ્યના રંગો ચોમેર ફેલાતા જોતાં આંખો થાકતી ન હતી. આસમાન અને ધરતીની વચ્ચે પડેલી આ કંદરાઓ યુગોનો સંદેશ આપતી હતી. મનમાં તરંગો આવતા હતા—આ જ રળીયામણી ભૂમિ ઉપર આ માર્ગે એક દિવસ મોગલો આવ્યા હશે. એક દિવસ અંગ્રેજ આવેલ હશે અને એક દિવસ પાકીસ્તાની તાયફાવાળા પણ આવ્યા હશે. આ બધાં પછી પણ કાશ્મીરનું અલૌકિક સૌંદર્ય અખંડિતપણે સચવાયેલું પડયું છે. કુદરતના મુલાયમ હાથે એ બધાં જખ્મો રૂઝવી નાખ્યા છે. અહીં ચોમેર પ્રફુલ્લ જીવન છવાયલું પડયું છે.

એપ્રિલ મહિનામાં કાશ્મીરમાં બહારના પ્રવાસી લોકો થોકબંધ આવે છે. અને કાશ્મીરીઓનું જીવન જાગી ઊઠે છે. અમે હતાં ત્યારે ગુજરાતીઓ એટલા મોટા પ્રમાણમાં હતા કે જાણે આપણે ગુજરાતના ગામમાં જ ફરતા હોઈએ તેવો ભાસ થતો હતો.

શિયાળાનો બરફ ઓગળતો હતો, સૂરજ ધીરે ધીરે નમતો હતો, અને કાશ્મીરની ખીણો નવા જીવનથી ઊભરાતી હતી, વૃક્ષો લીલાં બનતાં હતાં. પક્ષીઓનો કલરવ ફરી પાછો ગુંજતો હતો. ચેરી અને સ્ટ્રોબેરીની સુગંધ હવામાં પ્રસરતી હતી.

અમે ડાલ–લેઈકમાં હાઉસબોટમાં રહેલાં. હાઉસબોટનું જીવન વિલક્ષણ છે. ચોવીસે કલાક પાણીમાં રહેતું હરતું ફરતું ઘર નવી ભાવના જગવે છે. કાશ્મીરી જીવનની લાક્ષણિક છાયા અહીં જોવા મળે છે. કાશ્મીરના મોટા ભાગના લોકો શરીરે સુંદર અને સોહામણા, સ્વભાવે ગરવા અને નમ્ર તથા સૌજન્યની મૂર્તિ જેવા લાગ્યા. અમે જેમના પરિચયમાં આવ્યા તેમાંના ઘણામાં આ ગુણો દેખાયા.

ડાલ સરોવરની સાંજ—સોહામણી સાંજનું સૌંદર્ય કમનીય હોય છે. શિકારામાં સૂતાં સૂતાં ડાલ સરોવરનાં નીલ પાણી નીરખવાં એ પણ જીવનની મોજ છે, સ્ફટિક શાં એ નિર્મળાં નીર કાશ્મીરી જીવનનું જાણે પ્રતિબિંબ પાડતાં હોય તેવાં લાગે છે. કલાકો સુધી શિકારાની સહેલગાહ કરતાં કંટાળો આવતો નથી. શિકારાના મનમોજી માલિકની અવનવી વાતો સાંભળતાં છોકરાંઓ ગેલમાં આવી જાય છે અને એક પરીકથાની સૃષ્ટિ ઊભી કરી દે છે.

૧૭૦૦ ફૂટ ઊંચી શંકરાચાર્યની ટેકરી ઉપરથી કાશ્મીરની ખીણનું દૃશ્ય જુદા પ્રકારનું દેખાય છે. વહેલી પ્રભાતે અનેક પ્રવાસીઓ આ ટેકરી ઉપર



ચડે છે અને સૂરજનાં પ્રથમ કિરણો આ સૂતેલી નગરી ઉપર પડતાં નીહાળતાં જે ભાવો મનમાં જાગે છે તે સદીઓ જૂના ભૂતકાળમાં લઈ જાય છે. સર્વધર્મસમભાવની ભાવના હૈયામાં જાગે છે. આ ભૂમિ અને આ પહાડો ભારતની ભૂમિનું રક્ષણ કરતી દિવાલોની જેમ ઊભા છે. શ્રીનગરથી ૨૮ માઈલ દૂર ટૂનમર્ગ છે. રસ્તાની બંને બાજુ દેવદારનાં વૃક્ષો ઝૂકીને ઊભાં હતાં. માઈલો લાંબો એ રસ્તો અને બાજુમાં વહેતી નદી સુંદર લાગતાં હતાં. ટુનમર્ગથી ગુલમર્ગ ૩ માઈલ થાય છે. ૮૫૦૦ ફૂટ ઊંચે આવેલું આ ગુલમર્ગ સહેલાણીઓ માટે ભારે સુંદર સ્થળ છે. ઘોડાની પીઠ પર સવારી કરીને આ પહાડી માર્ગ કાપવો પડે છે. વાંકાચૂંકા અને ક્યાંક સાવ સીધા આ પહાડી રસ્તાનું ચઢાણ કપરું છે. ૧૨૦૦૦ ફૂટની ઊંચાઈએ આવેલું ખિલનમર્ગ સૌંદર્યની શિખા જેવું છે. પહાડની ટોચ ઉપરનું મેદાન જગતભરમાં બીજે ક્યાંય જોવા મળે તેમ નથી. આ સ્થળ પ્રવાસીઓ માટે નવી તાજગી, નવી શ્રદ્ધા અને નવા ઉમંગનું ભાથું બાંધી આપે છે. લીલીછમ ધરતી ઉપર બરફ છવાયેલો પડ્યો છે. અને એ ઉપરથી અમે ચાલ્યાં જઈએ છીએ. જિંદગીમાં પહેલી જ વાર આ દૃશ્ય જોવા મળે છે. અને અમે સૌ ગાંડાતૂર બની જઈએ છીએ. ચોમેર છવાયેલા બરફને હાથમાં લઈને એકબીજાને છુટદડીની જેમ મારીએ છીએ અને ઉંમર ભૂલી જઈએ છીએ. નાના શિશુ બનીને પ્રવાસીઓ અહીં રમે છે. જીવનનો થાક, ચિંતા, ઉપાધિ એ બધું પેલા બરફની સાથે ઓગળી જાય છે, અને એક નવી દુનિયાના પ્રવાસી હોઈએ તેવી ઘડીભર પ્રતીતિ થાય છે.

શ્રીનગર–ગુલમર્ગ–પહેલગામ—કાશ્મીર ખીણના આ ત્રણ સ્થળોએ મોટાભાગનાં પ્રવાસીઓ રહે છે. શ્રીનગરની હવા ગરમ થતી હતી. ડાલ સરોવરનો વેગીલો પ્રવાહ જરા પાતળો બનતો હતો. જેલમનાં પાણી વધુ ડહોળાં બનતાં હતાં. અમે પહેલગામ જવાનો નિર્ણય કર્યો. ૭૨૦૦ ફૂટની ઊંચાઈએ આવેલું પહેલગામ સુંદર ગામડું છે. પહેલગામના ગાલીચા સુંદર વખણાય છે. કાશ્મીરી સૌંદર્યની પ્રતિકૃતિ સમાં અનેક પ્રકારનાં સુંદર દૃશ્યો ગાલીચામાં પથરાયેલાં જોવા મળે છે. અમે પહેલગામ બસમાં આવ્યાં. હોટલમાં જવું કે તંબુમાં રહેવું એનો વિચાર કરતાં હતાં ત્યાં અચાનક હવા બદલાવા લાગી. ગરમી જતી રહી. ઠંડી હવા ફેંકાવા લાગી. આસમાનમાં વાદળાંઓની ઘટાટોપ જામવા લાગી. સામેના પહાડો વાદળાના ગડગડાટના પડઘા પાડવા લાગ્યા. ઉતાવળે નિર્ણય કરવાની ફરજ પડી, અમે હોટલમાં આશરો લીધો અને પછી જે વરસાદ અને ઠંડી પડ્યાં તે કદી ભૂલાય તેમ નથી. આવી કાતીલ ઠંડીની કલ્પના ન હતી. અમે ઠુંઠવાઈ ગયાં. રાત અમે કોલસાની ગરમી વચ્ચે અને રજાઈમાં ભરાઈને કાઢી.

લંબોદરી નદીને કાંઠે વસેલા પહેલગામનું પ્રાકૃતિક સૌંદર્ય અલૌકિક છે. ઘણા ઊંચા પહાડો, વેગભરી નદીઓ અને ભવ્ય ચિનાર વૃક્ષો જોઈને મન પ્રફુલ્લ બને છે. અહીં નદીકાંઠે તંબુઓમાં રહેવાની પણ સગવડ છે. એને 'ટેન્ટ લાઈફ' કહે છે. જીવનનો આ અનુભવ રંગીન છે. લંબોદરી નદીનો પ્રવાહ ભરત બનીને વહે છે. એના પથરાળ કાંઠે બેસીને કલાકો ગાળવા અને નદીનું સંગીત સાંભળવું, અને સામે સમાધિસ્થ સ્વરૂપમાં પથરાયેલા પહાડોની ભવ્યતા નીરખતાં જાણે જીવનનો તમામ થાક ઊતરી જતો હોય તેવું લાગે છે. મન હળવુંફૂલ બની જાય છે.

અહીંથી અમરનાથ જવાય છે. વચ્ચે ચંદનવાડી આવે છે. અમે ગયાં ત્યારે અમરનાથનો રસ્તો હજુ ખૂલ્યો ન હતો. ચંદનવાડીનો આઠ માઈલનો એ પહાડી માર્ગ કેટલેક સ્થળે અત્યંત જોખમી અને ખતરનાક બની જાય છે. ચાર પાંચ ફૂટનો પહાડની ધાર ઉપરનો એ રસ્તો અને બાજુની સેંકડો ફૂટ ઊંડી ખીણ જોતાં પણ ચક્કર આવે અને એમાં વહી જતી શેષનાગ નદીનો બળવાન પ્રવાહ, જરાક પણ જો પ્રમાણ—બેલેન્સ ગુમાવ્યું તો ?… પણ એ

'તો'ની કલ્પના કરવી અત્યંત કઠિન છે. મૃત્યુનો ભૈરવસાદ ગીચ જંગલની ઝાડીમાંથી આવતો જાણે સંભળાય છે. પણ પાછું થાય છે કે આ તો પોચું ગુજરાતી દિલ !...બરફ ઓગાળીને વહેતા ઝરણા નવો સંદેશ સંભળાવે છે, ચંદનવાડીમાં બરફનો એક મહાડુંગર રચાયો છે. એ ડુંગર નીચેથી નદી જોરદાર પ્રવાહ સાથે વહે છે. કેવું ભવ્ય દૃશ્ય ? જીવનમાં પ્રથમવાર આ કલ્પનાતીત દૃશ્ય જોવા મળે છે. મનના વિચારોને સ્થગિત કરે તેવું મનોરમ્ય, દિલ હલાવનારું પ્રકૃતિનું મહાગાન સંભળાય છે. ચોમેર નીરવ શાંતિ—માનવીનો બોલ ક્યાંય સંભળાય નહીં. કેવળ કલકલ બોલતાં ઝરણાં વહી રહ્યાં હતાં. અહીં પૃથ્વી અને આસમાનની વચ્ચે પ્રકૃતિનું ગાન ગુંજતું હતું.

અદ્ભુત હતાં એ દૃશ્યો, કોઈ પરીસૃષ્ટિમાં વિચરતાં હોઇએ તેવો ભાસ થતો હતો, આજે સમજાયું કે દુનિયામાં કાશ્મીરનું પ્રાકૃતિક સૌંદર્ય બેનમૂન કેમ ગણાય છે ?

અને અમે પાછાં શ્રીનગર આવ્યાં. ત્યાંના જગમશહુર બગીચાઓ જોવા ગયાં. ચશ્મેશાહી, નિશાત, શાલીમાર, હારવાન લેઈક, કેટલાં ગણાવવાં ? એક એકથી ચડીયાતા આ બગીચાઓ હૈયાને મુગ્ધ કરી દેતા હતા. ચશ્મેશાહીના પાણીનો સ્વાદ આજે પણ યાદ છે. પતાળ તોડીને વહી જતાં ઝરણાનું પાણી ખૂબ જ ઠંડુ પાચક અને ટોપરાના પાણી જેવુ મીઠું હતું.

શાલીમાર અને નિશાત બંને બાગનું આકર્ષણ અનોખું છે. અને ૧૬૨૦ માં સમ્રાટ જહાંગીરે— શાલીમારની રચના કરેલી, એની રચના, એનું સૌંદર્ય આજે સવાચારસો વરસ પછી પણ એવું ને એવું મુગ્ધકર સચવાઈ રહ્યું છે.

કાશ્મીરી કલા કારીગરીનો જોટો બીજી જગાએ ભાગ્યે જ જોવા મળે છે. માનવી અને દેવના રૂપની ભ્રમણા ભાંગવા ઈશ્વરે જાણે કાશ્મીરની ધરતીને અપરૂપ ચીર યૌવન આપ્યું છે. પ્રકૃતિનું આ અપરૂપ સૌંદર્ય શાન્ત દેખાતા કાશ્મીરના માનવીમાં કલારૂપે અવતરેલ છે. જે કુદરતમાં તે જ કલામાં. આપણે રેશમ અને તેના ઉપરનું ભરતકામનું હસ્તકૌશલ્ય જોઈએ કે પુરાણપ્રસિદ્ધ પશ્મીના શાલ, કે ઈરાનને ભૂલાવે તેવા ગાલીચાની કારીગરી જોઈએ, કે પાકી ચાંદીના તારની લાવણ્યમય ગૂંથણી કે બેનમૂન નકશી જોઈએ. માટીનાં વાસણો કે રમકડાં, કે પછી કાગળના માવામાંથી બનાવેલી મનપસંદ વસ્તુ અને તે ઉપરનાં સુવર્ણાંકિત ચિત્રો કે રેખાંકનો જોઈએ, જીવતા જીવનનો ધબકાર અહીં બધે સંભળાય છે. કોઈ જાદુગરની છટાથી અદ્ભુત સૃષ્ટિ એ બધામાં ઉપસી આવે છે, કાશ્મીરનો કલાકાર એનાં જીવનને અને એની પ્રકૃતિને વફાદાર છે.

આવું મનોહર છે કાશ્મીર અને તેની નંદનવન સમી ભૂમિ.



'નિશાકર'

## કાલગીત

મને માનવીની માયાનો મલ્હાર ગાવા દો,
કાળ કરવટ બદલે છે.
ભલા ધરતીના મેળે મનામણાં થવા દો,
કાળ કરવટ બદલે છે.
સેંતમાં સાંપડેલું જીવવું આ ટાણું,
પ્રીતમના પીંજરાનું ઠેલવું આણું.
હેડો હળવે સૌ હૈયે પ્રમાણું, ગાવા દો,
કાળ કરવટ બદલે છે.
ધરી જીવનનું જનતાને ભાણું, ગાવા દો,
કાળ કરવટ બદલે છે.





ઈશ્વરભાઈ પટેલ

# રીંછના રહેઠાણમાં

અંગ્રેજી સાહસકથાઓને ગુજરાતીમાં ઉતારી ઊર્મિના વાચકોના જાણીતા થયેલા લેખક અહીં એવી જ એક ધ્રુવ પ્રદેશની સાહસકથાને ગુજરાતી વાચકો સમક્ષ રજૂ કરે છે. સાહસકથાઓ કિશોરો અને યુવાનોને હિંમતવાન બનાવે છે......

અંધકારમય રાત્રિ ને વરસાદ વરસ્યા કરે. બ્રિટિશ કોલમ્બિયાનો ઉત્તરતમ ભાગ એટલે સાવ નિર્જન. આવા ધ્રુવવૃત્તીય પ્રદેશમાં એ એકાકી લાકડાની ઝૂંપડીમાં એક યુવાન દંપતી વસે. તે રાત્રે એમની ઝૂંપડીની ઓસરીમાં ખખડાટ ભભડાટ થયો એટલે નીંદરભરી આંખે ખાટલામાંથી નીચે ગબડી, પાછલું દ્વાર ખોલી, જેવો પેલો પુરુષ બહાર નીકળવા જાય છે ત્યાં તો એનાં આંગળાં એક રાક્ષસી રીંછના લાંબા ભીના વાળમાં ભરાઈ ગયાં. રીંછ પાછલા પગે ખડું હતું ને એમની આઈસ-બૉક્સમાંથી ખોરાકની ગંધ આવતાં, એની આસપાસ મથામણ કરતું હતું.

વાળના સ્પર્શમાત્રથી જ પેલો યુવાન પામી ગયો કે આ તો આ વિસ્તારના રાજા એવા રીંછનો સામનો કરવાનો છે ને બારણું ઉઘાડું છે એટલે એ તો ચપળતાથી ઓરડીમાં પાછો પહોંચ્યો ને રાયફલ માટે હાથ ફંફોસવા લાગ્યો.

દરમિયાન જાગી ઊઠેલી એની પત્નીએ પૂછ્યું, 'શું છે, શું ?'

'એ તો રીંછ છે, આઈસ-બૉક્સમાં માથાં મારે છે.'

'કૃપા કરી એને મારી નાખીશ નહીં,' પત્ની બોલી.

એટલામાં તો કડડનો અવાજ થયો ને પેલો બહાર આવ્યો ત્યાં સુધીમાં તો રીંછે આઈસ-બૉક્સનું બારણું વેગળું કર્યું હતું ને અંદર ભરેલા માંસમાં આખું માથું ખોસી આરોગતું હતું.

રીંછના ડાબા કાન નીચે પોતાની રાયફલની નાળ અડાડી, હુકમ કરતો હોય એમ એ બોલ્યો, 'ચાલ, અહીંથી ચાલતી પકડ નહીં તો મારે તને મારવું પડશે.'

ખોરાકપેટીમાંથી માથું બહાર કાઢી રીંછે રાત્રિપોષાકમાં સજ્જ થયેલા એ કૃતનિશ્ચયી યુવાનના મોઢા સામે જોઈ, પોતાનો નિર્ણય કરી લીધો ને આસ્તેથી વનપ્રતિ પગ ફેરવી લીધા.

ભયંકર વન્ય પશુઓ વચ્ચે વસનાર આ યુવાન જોડાનું નામ જીમ ને લોરિયેટ સ્ટેન્ટન. પૂરાં ત્રીસ વરસ આ યુગલ ક્રૂર ને ઘાતકી ગણાતાં રીંછનાં ટોળાં વચ્ચે અતિનિકટતાથી ઉત્તર અમેરિકાના ધ્રુવવૃત્તીય પ્રદેશમાં કિંગ ઈનલેટ પાસે વસ્યાં. ઉનાળામાં તો એમના રહેઠાણ નજીકના જ ઘાસ પર સંખ્યાબંધ રીંછ ચરતાં ફરતાં હોય છે. સાચા શબ્દોમાં કહીએ તો હરણાદિ બીજાં વન્ય પ્રાણીઓની જેમ રીંછ આ યુવાન દંપતીનાં પાડોશી હતાં. જીમ ઘણી વખત કહેતો કે એકાકી જંગલોમાં વસતા લોકો માટે જંગલી પ્રાણીઓ જ સોબત પૂરી પાડે છે ને એકાકીપણાની લાગણીમાંથી ઉગારે છે. પરિણામે જેમ પડોશીને આપણે મારતા નથી તેવું જ અમારે આ પ્રાણીઓ માટે છે.

મજબૂત એવો જીમ કે પાતળી એવી લોરિયેટ બેમાંથી એકેય ગ્રામવાસી નહોતાં. સન ૧૯૧૯ સુધી એટલે કે ચોવીસ વરસની ઉંમર સુધી જીમ એક શહેરમાં રેજ ગૅરેજ ચલાવતો અને બન્ને સુખચેનથી રહેતાં. પણ બન્નેના હૃદયમાં આ બધો સમય, પર્વત ને જંગલો માટે એક ઊંડો પ્રેમચિરાગ જલ્યા કરતો. પરિણામે પ્રસંગ પ્રાપ્ત થતાં એ જંગલમાં દોડી જતાં ને ત્યાં ઘૂમતાં. આખરે જીમે પોતાનો ધંધો આટોપી લીધો અને જે મળ્યું તે સાથે લઈ બન્ને એક લાંબી મત્સ્યયાત્રા પર ઊપડ્યાં તે ફરી પાછાં ફર્યાં જ નહીં, ને આગળ ને આગળ પોતાની હોડીમાં હંકાર્યા કર્યું તે બ્રિટિશ કોલમ્બિયાના કિનારે કિનારે કિંગ ઈનલેટ સુધી પહોંચ્યાં.

એમને પૈસા ખૂટવાનીય ચિંતા નહોતી કારણ કે





જીમ માછલી પકડી યા અન્ય પરચુરણ કામ કરી જીવનનિર્વાહ પ્રાપ્ત કરી લેતો. એકાકીપણા અંગે કે જંગલજીવન અંગે જીમ જરા ટેવાયેલો હતો. નાનપણથી અનાથ એવા જીમને એક વખત પાલકપિતા પ્રાપ્ત થયા હતા. એ રીંછના શિકારી હતા ને એને ત્રણ શિયાળા લગી જંગલમાં ફેરવ્યો હતો. જીમ આ અનુભવ કદી વિસર્યો નહોતો ને નાનપણમાં કાને પડેલી આ વિસ્તારની વાતો ને પ્રકૃતિથી એ પરિચિત હતો.

લોરિયેટને તો એક મોટી ખુશનસીબી એ હતી કે એને વન્ય પ્રાણીઓનો જરા સરખોય ડર લાગતો નહીં. ઉલટાનું એમના પ્રત્યે એને એવો આત્મવિશ્વાસ હતો કે એની અસર પેલાં પ્રાણીઓ ઉપર પણ થયા સિવાય રહેતી નહીં. એક વખત એ પોતાની હોડીમાં ઘૂમતાં હતાં ત્યાં કિનારા પર એમણે એક મહાશિંગી સાબરને જોયું. લોરિયેટના ઈશારે જીમે હોડી કિનારે લીધી. એ ઊતરી ત્યાંસુધી પેલું સાબર એના તરફ રાજવી દૃષ્ટિએ તાકી રહ્યું. જરા પણ ચડકયા સિવાય લોરિયેટ એની પાસે પહોંચી એના મખમલ જેવા નાક પર પોતાનો પ્રેમાળ હાથ ફેરવ્યો તો સાબર પણ એનો પડઘો પાડતું સ્થિર અને નિશ્ચિંત ઊભું રહ્યું. પણ જ્યાં જીમ નજદીક આવ્યો ત્યાં જ એણે ચાર પગે કૂદી પોતાનાં શિંગડાં જીમ તરફ માર્યાં. જીમે ચપળતાપૂર્વક કૂદી જઈ એનો ઘા ચૂકાવ્યો એટલે નાસતું ભાગતું એ ત્યાંથી સરકી ગયું. જીમે કહ્યું કે 'મને જોઈ આને શું થયું ? હું એને ઓછો મારવાનો હતો ?' લોરિયેટે લાક્ષણિક જવાબ વાળ્યો: 'પણ એને ખબર છે કે તું શિકારી છે ને પ્રાણીઓને મારે છે !'

આ જોડાને થોડા શિકારીઓએ કિંગ ઈનલેટના પ્રકૃતિ સૌંદર્યની વાત કરી પણ મુશ્કેલી જણાવી કે ત્યાં રીંછનાં ટોળે ટોળાં છે. જીમને નાનપણથી જ ઉત્તર અમેરિકાના આ ભયંકર લેખાતાં, ખાઉધરાં માંસભક્ષી ક્રૂર પ્રાણીઓ પ્રત્યે એક પ્રકારનું માનસિક આકર્ષણ હતું. એણે ઘણી વાર સાંભળ્યું હતું કે મનુષ્ય માટે ઉત્તમ રીંછ એ મરેલું રીંછ છે. એને મનમાં થયું કે આ બધી લોકોક્તિઓના સત્યનું દર્શન કરવાનો મોકો પોતાને પ્રાપ્ત થશે એટલે એણે તો સીધી હોડી હંકારી એ દિશામાં. વળતી સવારે સૂરજ ભગવાને એમને આજુબાજુની પ્રકૃતિનું દર્શન કરાવ્યું ત્યારે એમને લાગ્યું કે એ સ્વર્ગીય સૌંદર્ય હતું. દૂર નજરે પડતાં હિમાચ્છાદિત પર્વતશિખરોની પશ્ચાદ્ભૂમિકામાં પાઈન વૃક્ષોથી ઢંકાયેલા પર્વતો ને સમુદ્રની એક વળાંકમય ૬૦ માઈલની પટ્ટી મનને આહ્લાદિત કરી દેતી હતી. તેમાં વળી અહીંતહીં પડતા રજતપટ્ટી સ્વરૂપ ધોધ ને ઝરણાંના ભૂસકા, ને આ બધાનું સ્થિર સ્વચ્છ પાણીમાં પડતું પ્રતિબિમ્બ પ્રકૃતિની એક ઑર સૌંદર્યઝલક પૂરી પાડતું હતું.

સમુદ્રને ખૂણે કિનારા પર એમણે એક લાકડાની ઝૂંપડી જોઈ એટલે હોડી ઊભી રાખી એ ઊતર્યાં. ઝૂંપડીની ચારેકોર નજર નાખી જીમે કહ્યું, 'તને ગમતું હોય તો હું આ ઝૂંપડીને થોડી વારમાં ઠીક કરી દઉં ને આપણે અહીં જ વાસો કરીએ.'

લોરિયેટની સંમતિ પ્રાપ્ત થતાં જીમે કામ શરૂ કર્યું ને આ એકાકી નિર્જન વિસ્તારમાં આ યુગલે પોતાનો અડ્ડો જમાવ્યો. જીમ ખોરાક પાણી ને સંરક્ષણની ચિંતા કરતો તો લોરિયેટ લાંબા શિયાળા માટે ખોરાક ભરી રાખવામાં ગૂંથાતી. એમની આજુબાજુના ઝાડ પર લચી પડેલાં પાર્કા ગલ બોર જેવાં ફળના ટોપલે ટોપલાં તોડી લાવી, ભરી લેવા ને પાસેના જ સમુદ્રમાં હાથ નાખી ટ્રાઉટ કે સાલામી જેવી માછલીઓ પકડી લાવતાં એને ખૂબ આનંદ આવતો.

અને અહીંનું જીવન પણ કેવું સ્વાવલંબી કે આત્માવલંબી ! ગમે તેવી આફત આવી પડે તો ય કોઈની મદદની શક્યતા નહીં ! એટલે માણસે પોતપોતાની બુદ્ધિ શક્તિ પર જ આધાર રાખવાનો ! આવા ઘણા પ્રસંગોએ લોરિયેટની પોતાની એક આત્મગત લાગણી—



આત્માનો અવાજ—જીવ ઉગારનારો નીવડતો. એક સાંજે જીમ રીંછના શિકારે જવાનો હતો ને રાત્રિ પોતાના એક શિકારકેબિનમાં ગાળવાનો હતો. લોરિયેટને મનમાં શુંય થયું કે એને એણે તે દિવસે જવાની ના પાડી. સાંજ પડતાં જ ભયંકર પવન ફૂંકાયો, સમુદ્રમૂળમાંના પાણી વલોવાયાં ને સંખ્યાબંધ ઝાડ પડી ગયાં. જીમના પોતાના કેબિન પર જ એક મહાકાય પાઈન વૃક્ષ આડું પડ્યું હતું ને કેબિનના ચૂરેચૂરા થઈ ગયા હતા.

જીવનની પ્રાથમિક જરૂરિયાતો પૂરી કરવામાં જ અહીં દિવસો એવા નિર્ગમન થતા કે શિયાળો ઊતરતાં બે ઘોડેસવાર પોલીસ, આ લોકો જીવે છે કે મરી ગયા છે એની તાલાશ કરવા આવ્યા ત્યારે ભાન થયું કે પાંચ માસ વીતી ગયા. પેલા પોલીસોએ તો માનેલું કે આમના રામ રમી ગયા હશે એટલે એમને જીવતાં જોઈ એઓ સાનંદાશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા!

આ પ્રદેશમાં એ આવ્યાં ત્યારથી એમને ચારેકોર રીંછનું સાંનિધ્ય નજરે પડતું. શરૂઆતમાં તો રીંછ પરિચિતના અભાવે એમનાથી અળગાં રહેતાં પણ રહેતે રહેતે માનવગંધ ને માનવસહવાસથી એ એવા ટેવાઈ ગયાં કે એમના મનમાંથી આ લોકો માટેની ડરની લાગણી અદૃશ્ય થઈ અને એમની ઓરડીની આજુબાજુ મુક્તપણે વિચરવા–વિહરવા–ચરવા લાગ્યાં. થોડા જ વખતમાં જીમ પોતે ત્રીસ મોટાં મોટાં રીંછને અલગ અલગ ઓળખી કાઢતો થયો ને એમાંના ચારે તો સો વારની અંદર જ પોતાની પથારી બનાવી. રાત્રે પોતાના શયનખંડમાં સૂતાં સૂતાં આ લોકો પોતાનાં પડોશી રીંછનાં નસકોરાંનો ઘરરાટ સાંભળી શકતાં!

એમને અનુભવે સમજાયું કે આ ઉગ્ર ને ઘાતકી ગણાતાં રીંછ, એમનું ચાલે ત્યાં સુધી માણસથી દૂર અળગા રહેવા પ્રયત્ન કરે છે ને એ જ્યારેય સંહાર કરે છે ત્યારે ભોજન માટે જ. છતાંયે માણસ પર હુમલો કરવાની વૃત્તિ સેવતાં નથી. રીંછના હુમલાની જે વાતો સંભળાય છે તે તત્વતઃ તો ભયભરી પરિસ્થિતિમાંથી ભાગી છૂટવાનો એનો પ્રયત્ન માત્ર હોય છે. ઉત્તરતમ વિસ્તારો જ્યાં માનવસંચાર નહિવત હતો ત્યાં તો જીમને જોતાં જ રીંછ ભાગી જતાં. એક વખત તો એની સામે જ આવી પડેલા ને હુમલો કરતા આવા રીંછના મોઢા પર જીમે પોતાની હેટ ભરાવી દીધી ત્યાં એ ભડકીને ભાગી ગયું!

જીમને એ પણ માલૂમ પડ્યું કે પાછલા પગે ઊભું થતું રીંછ ક્રુદ્ધ નથી હોતું પણ ઉત્સુક હોય છે. માત્ર જ્યારે એ ચારે પગે કૂદતું આપણી સામે આવે ત્યારે જ સમજવું કે એ ભયવાહી છે. આવા વખતે સીધા દોડી એને પાછળ પાડી દેવાનો વિચાર કામિયાબ નીવડતો નથી. એનું ભારે શરીર હોવા છતાં રીંછ ઘણું જ સપાટાબંધ ચાલતું હોય છે. એક વખત આવા રીંછને દોડીને પકડી પાડવાનો જીમે પ્રયોગ કરી જોયો પણ એ નિષ્ફળ ગયો. એટલે એ જણાવે છે કે દોડવું જ હોય તો એની સામે દોડતા આવવું, એમાં લાભ એ છે કે તમને સામનો કરવા દોડતા આવતા જોઈ એ ભાગી જાય એવો પાકો સંભવ રહે છે.

રીંછ માત્ર એકાકી જ નહીં, ટોળામાં ચરતાં ઘૂમતાં હોય છે. હા, આવું ટોળું મળ્યું હોય ત્યાં જો સૌથી મોટું એવું દાદા છાપ રીંછ આવી પડે તો બધાં આઘાપાછાં થઈ જાય. સ્ટેન્ટનના પડોશીઓમાં આવો એક વીર 'ચોપ્પો' હતો. એનું પગલું ચૌદ ઈંચ પહોળું પડતું અને એ આવતું હોય તો એની ગતિના ખખડાટ ભભડાટનો અવાજ દસેક મિનિટ પહેલો તમને સંભળાવા લાગે. આ રીંછરાજાને માટે તો આ અવાજ બીજી રીતે પણ ઉપયોગી હતો. એના આગમનના અવાજમાંથે આજુબાજુથી બધાં ખસી જઈ એને માગ આપતા, વા એનું ચારાનું મેદાન કે માછલીનું પાણી ખાલી કરી આપતાં. તેમાંયે આ રીંછોની એક ખાસિયત નોંધવા જેવી હોય છે. એ કદાચ એકબીજાની સાથે ટોળામાં વા અડાઅડ ઘાસચારો ખાઈ શકે પણ માછલી માટે

તો દરેકનો સમુદ્ર વા પાણી વિસ્તાર એટલો વા અલગ અલગ જ રહેવાનો. ને આ ખાનગી વિસ્તારની હદમાં કોઈ બીજું પ્રવેશ કરે તો દ્વન્દ્વ જામવાનું જ.

પેલા ઘરડા રાજારીંછ માટે જીમને મનમાં ખૂબ કોમળ લાગણી પેદા થઈ એટલે જ્યારે જ્યારે એમનો ભેટો થઈ જાય ત્યારે ત્યારે જીમ કેડી પર ઊભો રહી, એના તરફ એક સિગરેટ ગબડાવી મૂકે. જીમને જોઈ એ વૃદ્ધ જીમને માર્ગ મોકળો કરી દેવા પોતે જરા આડો વળે ને એને પસાર થઈ જવા દે. કદીક જો એના દિવસારામસ્થાન નજદીક જીમ પહોંચી જાય તો રાયફલના ડાંડા પર એ લાકડી ખખડાવે એટલે એ 'વનરાજ' આસ્તેથી ખાબોચિયું ખાલી કરી વનમાં સરકી જાય. આ સહીસલામતીનો સિગ્નલ મળતાં જ જીમ આગળ વધે.

એક દિવસ એક છોકરો જીમ સાથે આ રીંછની મુલાકાતે આવ્યો. વાતવાતમાં જીમ એની આરામગાહનું સ્થાન ચૂકી ગયો ને બન્ને વચ્ચે વીસ જ ફૂટ અંતર હશે ત્યાં તો એ વૃદ્ધે સફાળા ઊઠીને હુમલો કર્યો. જીમે તરત જ રાયફલ નમાવી, નિશાન લીધા સિવાય, ગોળી છોડી. રીંછ જરાક ઘવાયો પણ એણે તો એવો સીધો હુમલો કર્યો કે જીમને પેલા છોકરા પર ધકેલી દીધો. મોત નજદીક આવતું દેખાયું પણ એવામાં દૈવનું કરવું તે, એને શુંય સૂઝ્યું તે એમને છોડીને વન ભણી નાસી છૂટ્યો.

વળતે દિવસે પેલા લોહીના ટીપાંને આધારે આધારે જીમ એ રીંછરાજની શોધમાં આખો દિવસ રખડ્યો પણ ક્યાંય પત્તો પડ્યો નહીં. ચાર અઠવાડિયાં પછી એક દિવસે એણે એને એની એક આરામગાહમાં જોયો એટલે રિવાજ મુજબ રાયફલ ખખડાવી તો એ ઊઠતોકને ચાલતો થયો. એના મનમાં પેલી ગોળીના ઘાનો દંશ નહોતો.

રીંછની બુદ્ધિ વિશે જીમ જણાવે છે કે એ ઘોડા જેવા બીજાં પ્રાણીઓ કરતાં ચઢિયાતી હોય છે. એમને પકડવા આવેલા શિકારીઓની કેબિનનું બારણું એ ખોલી ન શકે ત્યારે પણ રીંછ છાપરે ચઢી પોતાને ઊતરવા માટે જરૂરી પાટિયાં કાઢી નાખી નીચે ઊતરે છે. એટલે અનુભવીઓ તો કહે છે કે રીંછે એક વખત નક્કી કર્યું કે એ કેબિનમાં દાખલ થવાનું તો એને રોકનાર કોઈ નથી.

નાનાં નાનાં રીંછ બચ્ચાં જ્યારે જ્યારે જીમને મળે ત્યારે ત્યારે એ થોડું ભાગે, પછી પગ પર ઊભાં થાય; એના તરફ તાકી રહે ને પાછાં દોડે ને તાકે. સાવચેતીની ખાતર એ દોડવા યત્ન કરે છે પણ એમનામાં રહેલી જિજ્ઞાસાવૃત્તિ એમને રોકી દે છે. એ બધાં રમતિયાળ ને મસ્તીખોર પણ એટલાં જ. એ ભેગાં થાય ત્યારે મજા ખાતર હવામાં લાકડીઓ ને પથ્થર ફેંક્યા કરે! કેટલીકવાર તો એ હંસના ટોળા તરફ તાકી રહે ને પછી એકદમ એના તરફ ધસે! એમને આનંદ માત્ર એટલો જ કે પેલાં પક્ષી ગભરાટમાં ઊડાઊડ ને ચીસાચીસ કરી મૂકે.

આ રીંછની અંદરઅંદરની મલ્લકુસ્તી પણ મજાની હોય છે. એકબીજાને ગબડાવી પાડી, એકબીજા પર સવાર થઈ, એકબીજાને નહોર ભરી એ બરાડાબરાડ કરી મૂકે.

એક વખત જીમ પોતાની હોડીને ઊંધી પાડી સમારતો હતો ત્યારે એને લાગ્યું કે એને કોઈ નિરખી રહ્યું છે. હોડી નીચે છતાં પડ્યાં પડ્યાં ખભા પરથી એણે બાજુએ નજર કરી તો એના મોઢા નજદીક જ આવી એક રીંછ નીચું નમી, એની પ્રવૃત્તિ નિરખી રહ્યું હતું. એના ચહેરા પર છતી થતી એની નિર્દોષતા ભાળી જીમને એના કાને ગલીપચી કરવાનું મન થયું. થોડી જ ક્ષણોમાં રીંછ નાઠું, જરા દૂર જઈ આડું પડ્યું ને નીચા નમી જીમની કામગીરી જોઈ શકે એમ બેઠું, બે અઠવાડિયાં સુધી જીમનું આ હોડી સમારકામ ચાલ્યું. તેમાં વખતોવખત પેલું રીંછ આવી એમ જ બાળકની જેમ બેસી જતું ને એને નિરખ્યા કરતું.



એવામાં એક કિનારે પસાર થતા વહાણમાંથી લોરિયેટને હાથ એક કુક્કર આવ્યું. ને એને પાળ્યું એટલે એક આખી જમાત ત્યાં ઊભી થઈ. એ કુક્કર જમાત ને રીંછ જમાત, આ બન્નેની રાહબરી નીચે, ભાઈબંધીથી રહેવા લાગી. ઘણી વખત તો રીંછનાં ને કુક્કરનાં ટોળાં પાસેપાસે આરામથી ઘાસ ચરતાં. મુશ્કેલી ક્યારે ઊભી થતી કે આમાંનું એકાદ રીંછ જો કુક્કરનું લોહી ચાખી જાય તો એ એને એવું જીભે ચોંટી જતું કે એ મારવા ફરી વળતું. આવા પ્રસંગે જીમ આવા રીંછને પોતાની રાયફલથી સ્વધામ પહોંચાડી દેતો એટલે ગાડી વળી પાછી પ્રથમવત ચાલતી.

શિયાળા દરમિયાન આ રીંછ, લાંબી નિંદરમાં પોઢી જવાની જે વાતો ચાલે છે તે અંગે જીમનો અનુભવ એવો છે કે ફાવે તો હવામાન પ્રમાણે જ, નર ઠંડનિદ્રામાં પોઢે છે. આવા શિયાળામાં એ પોઢ્યો હોય ને સૂરજદાદા નીકળી આવે તો એ તરત ઊઠી જાય, હરેફરે, એકાદ બે અઠવાડિયાં બહાર રહે, જગા બદલે ને ઘૂમે. પણ એક વાત ખરી કે આ આખા સમય દરમિયાન એ ભૂખ્યો થતો નથી ને મોંમાં કદી કશુંય મૂકતો નથી.

માદા રીંછ ઑક્ટોબર ઊતરતાં કંદરમાં પેસે છે અને નવેમ્બર બેસતાં તો દૃષ્ટિથી દૂર થઈ જાય છે, તે વસંત બેસતાં જ બહાર નીકળે છે. આ સમય દરમિયાન એ કાં તો નવા બચ્ચાંને જન્મ આપે છે વા પોતાના એક વરસના બચ્ચાંને સાથે રાખી પોઢે છે.

સામાન્ય રીતે માદા એકએક વરસને આંતરે બચ્ચાંને જન્મ આપે છે. પ્રથમ પ્રસૂતિમાં એકથી વધુ બચ્ચાંને જન્મ આપતી નથી પણ બીજે વખતે બે ને તે પછી દર બે વર્ષે ત્રણ બચ્ચાંને જન્મ આપે છે. આ બચ્ચાં જન્મે છે ત્યારે નાનાં એકથી બે રતલ વજનનાં સાવ અંધ ને નિરાધાર હોય છે. જન્મ પછીનો પહેલા શિયાળો ને ઉનાળો માતા એને કાયમ પોતાની પાસે જ રાખે છે. વળતે વરસે બચ્ચું માની પાછળ પાછળ ભમે છે પણ મા એને દૂર રાખવા ને વિખૂટું પાડવા પ્રયત્નશીલ રહે છે. બે વરસના બચ્ચાંને વિખૂટું પાડવાની રીંછ–માની યુક્તિ ઘણી વખત દયાજનક હોય છે. આશાભર્યું ને કોડભર્યું બચ્ચું મા પાસે જાય છે ત્યારે કેટલીક મા એને એવી સખત થપાટ લગાવે છે કે રડતું કકળતું બિચારું બચ્ચું ત્રાસથી ચાલીસ ફૂટ દૂર ગબડતું પહોંચી જાય છે ને ફરી કદી મા પાસે આવતું નથી, કેટલીક રીંછ–મા પાછળ પડતા બચ્ચાંને વેગળું કરવા, નદીના કે સમુદ્રના પાણીમાં પડે છે ને વેગથી તરતી તરતી પા અર્ધો માઈલ નીકળી જઈ કિનારે નીકળી આવે છે ને પછી ત્યાં દોડતી ઘસતી રસ્તો માપે છે. વળી પાછી પાણીમાં પડે છે ને કિનારે દોડે છે ને એમ કરતાં કરતાં એની ને બચ્ચા વચ્ચે એટલું અંતર પાડી દે છે કે એ ફરી મા પાસે ઢૂંકતું નથી.

શિયાળાની ઊંઘ પછી વસંતઋતુમાં બહાર આવતા રીંછ પર વાળનો જાડો ડગલો હોય છે. પહેલાં એક બે પખવાડિયાં એ થોડું જ ખાય છે અને ખજવાળ આવતી હોવાથી પેલા ડગલાને નિકાલી દેવાનો યત્ન કરતું હોય છે. એ માટે એ એક ઝાડને શરીર એવું ઘસે છે કે ચામડીનાં ડાગરાં ઊખડે. એ પાછાં એ ડાગરાં ફરી ઘસી ઉપરના વાળ નિર્મૂળ કરે છે. બે સપ્તાહમાં તો એનું ફર (વાળ) ઊખડી ગયું હોય છે ને એના શરીર પર ચાંદાં ઊડ્યાં હોય છે. જીમ ને લોરિયેટે એક રીંછ તો એવું જોયેલું કે જેના શરીર પરનો એકેએક વાળ, જૈનમુનિની જેમ તોડી લેવાયો હોય.

ઊંઘ પછી ભૂખ જગાવવા માટે આ રીંછ એક સમયે ઊભાં ઊભાં આખા શરીરને કૂદાવતાં જીમે જોયાં છે; જેમ પેલો હરીફાઈમાં ઊતરનાર દોડખેલાડી દોડતા પહેલાં સ્થાન ઉપર પગ ઊંચાનીચા કરે છે તેમ. આવી કસરત પછી એની ભૂખ ધીમે ધીમે ઊઘડે છે ને દિનપ્રતિદિન વધતી જાય છે. શરૂઆતમાં એ ઘાસ જ ખાય છે, પછી કંદ શરૂ કરે છે. આ

વખતે એને માંસ બહુ ફાવતું નથી પણ જુલાઈ અધવારતાં, માછલીની ઋતુ આવતાં, એની ભૂખ એવી તેજદાર થાય છે કે જેટલી આવે એટલી માછલી એ ઓહિયાં કરી જાય છે.

આ રીંછ ઘણું જ મનસ્વી વા કૃતનિશ્ચયી હોય છે. એને મન થયું એ ખોરાક એ ખાય ત્યારે જ છોડે. એક વખત જંગલમાં જીમે જોયું કે એક રીંછ એક મોટા ઝાડના થડને ઉથલાવી રહ્યું હતું. ઘણી મથામણે એ કરી શક્યું ત્યારે નીચેથી બે નાના ઉંદરડા એને હાથ આવ્યા !

દરિયામાં જ્યારે સાયમન માછલી આવે ત્યારે આ રીંછની મજા જોવા જેવી હોય છે. દરમિયાન કિનારા નજદીક પાણીમાં ફરતાં ફરતાં માછલી દેખાય એટલે એને પોતાના પંજા વડે, પાણીમાં પડેલા કોઈ લાકડા પર દબાવી, માથું પાણીમાં બોળી એ માછલીને પકડી લે ને પછી બહાર આવી નિરાંતે ખાશે.

આવાં આ રીંછનો મુસાફરી વિસ્તાર ચાલીસ ચાલીસ ચોરસ માઈલનો હોય છે, અને પોતાને પરિચિત કેડીઓ પર જ એ ઘૂમતાં હોય છે. એ નવરાં પડે ને તોફાન કે મરતીએ ચઢે ત્યારે જેમ નાનાં બાળકો રસ્તા પરનો પથ્થર લઈ એને ઉછાડે છે, તેમ ઝાડનાં થડની છાલ તોડીતોડીને ફેંકે છે.

રીંછ સ્નાનનું ખૂબ શોખીન હોય છે એટલે એની પરિચિત કેડીઓ પર માઈલે માઈલે એનાં જાહેર સ્નાનાગાર હોય છે. એ ઝાડનાં મૂળમાં ખાડો કરી દે છે એટલે એમાં પાણી ને કાદવ ભરાઈ રહે છે, ઉનાળામાં એ ફરવા નીકળે છે ત્યારે આ સ્નાનાગારોમાં ઊતરે, જરા આળોટી લે ને પાછું આગળ ધપે. આવી કેડીઓ પર દિવસે જરા ઊંઘી લેવા રીંછ પોતાનાં વિરામ-સ્થાનો પણ રાખે છે. એક વખત જીમે ગણત્રી કરી તો ચાર માઈલની નદીકિનારાની એક કેડી પર રીંછનાં ૪૨ શય્યાસ્થાન હતાં. આ શય્યાસ્થાન એ એવી રીતે રાખે છે કે ટેકરી નીચે એ જોઈ શકે ને ઉપરથી આવતા કોઈ પણ જાતની ચેતવણી એમને પવનની લહર આપી દે.

આ વિસ્તારનાં રીંછને જો કોઈનોય ડર લાગતો હોય તો તે અહીંના જંગલી વરુનો. શિકારે નીકળેલું આ વરુયુગ્મ રીંછ માતાને જોઈ એવો હુમલો કરે કે માતા ને બચ્ચું અલગ પડી જાય. પછી રીંછ એમના પર હુમલો કરે ત્યારે એ બાજુએ ખસી જાય ને એમ રીંછને થકવે. પછી એ પોતાના ઈજા પામેલા બચ્ચાને છોડી ભાગે ત્યારે વરુ ઉજાણી કરે. વરુની આ બીક રીંછ સાત આઠ વરસનું થાય ત્યાં સુધી રહે છે ને પછી પરિસ્થિતિ પલટાઈ જાય છે. પછી તો આવા દાદા રીંછનું વરુ એક સાથીદાર બને છે ને બંને 'દાદા' સાથે શિકારે નીકળી પડે છે. ત્યાં રીંછ પાણીમાં ઊતરે છે ને પોતાની તીવ્ર તાકાતથી માછલીને ચપચપ પકડે છે તો કિનારે ઊભેલો વરુ ચોકી કરે છે. શિકારપ્રાપ્તિ થતાં બંને મિત્રો સાથે બેસી, સહભાગી બની, મિજબાની ઉડાવે છે.

આમ વરસો સુધી રીંછનાં પાડોશી તરીકે આ જોડું રહ્યું તેમાં એક વખત લોરિયેટે એક રીંછ બચ્ચાને પાળ્યું. એ બચ્ચાને એ રમકડાંથી માંડી કંઈ કંઈ રમતો પૂરી પાડતી ને એના ખેલ જોઈ આનંદ માણતી. આ બચ્ચાને એણે મુરબ્બાથી માંડી અને ફળનો એવો સ્વાદ ચખાડ્યો કે એ ફળના કટકા માટે કંઈ કંઈ કરી બેસતું. એક વખત બાગના એક પ્લમના ઝાડ પરથી, એને હલાવી લોરિયેટે થોડાં ફળ પાડ્યાં ત્યારથી એ બચ્ચાને એ એવું તાળવે ચોંટ્યું કે રસ્તે ચાલતાં ચાલતાં, એની પકડમાં આવે એ બધાં ઝાડ એ 'ફળની આશાએ હલાવતું જાય !'

લોરિયેટને આ પ્રદેશનાં સૌ પ્રાણી પંખી સાથે એવો નાતો જામી ગયો કે એને ત્યાં એક પંખીઘર ને પ્રાણીઘર ઊભાં થયાં ! વરુને બાદ કરતાં સૌ પ્રાણીઓએ એમની મહેમાની ચાખી છે.



એક શિયાળામાં એવું બન્યું કે હરણનો બધો ખોરાક બરફ નીચે દટાઈ ગયો ત્યારે લોરિયેટે પોતાની પાસેના લોટમાંથી વાનીઓ બનાવી બનાવી આ હરણ, ખિસકોલીઓ, પક્ષીઓ ને ભાતભાતનાં પ્રાણીઓને ખવડાવવા માંડી. ગયે વરસે જ્યારે ૪૦૦ ઈંચ બરફવર્ષા થઈ ત્યારે લોરિયેટના આ સદાવ્રતનો લાભ ૨૩ હરણોએ લીધો હતો. પરિણામ એ થાય છે કે પોતાની ઝૂંપડી આજુબાજુ આટલાં હરણ હોવા છતાં, એકાદના શિકાર માટે જીમને માઈલો દૂર જંગલમાં જવું પડે છે પણ લોરિયેટની આણ છે કે એના રહેઠાણ આજુબાજુ સૌને એનું અભયવચન રહે.

લોરિયેટના આ સહજીવનનાં ભાગી ઉંદરથી માંડી બીજાં કેટલાંય પ્રાણી હતાં. એક વખત આવા એક ઉંદરની પૂંછડી કપાઈ ગઈ, આવો બાંડો ઉંદર એને ગમ્યો નહીં એટલે એને મારવાને બદલે એણે એને એક જોડાપેટીમાં ખોરાક સાથે ગોઠવ્યો ને પાંચ માઈલ દૂર જઈ મૂકી આવી. એ ઘેર પાછાં ફર્યાં ત્યારે પેલો ઉંદર ઘરદ્વારે એમનું સ્વાગત કરવા તૈયાર ઊભો હતો ! એમણે એને ફરી કદી આઘોપાછો ન કર્યો.

જીમ–લોરિયેટની આ મહેમાનગતનો આસ્વાદ એ વિસ્તારમાં પહોંચતા સૌ માનવોને પણ મળે છે. એક વખત એક સીદી યુગલ ત્યાં પહોંચ્યું. એમનું બધું હોડીની આગમાં ખલાસ થઈ ગયું હતું. એ જીમને ત્યાં આવ્યાં. એનું નામ સાંભળતાં જ એમને ખબર પડી ગઈ કે એ તો ઉસ્તાદ ચોર છે. એવો કે ધગધગતા લોખંડ સિવાય બધું જ ઊડાવી જાય એવી એની આબરુ હતી. એમને ચાપાણી કર્યા પછી પેલાએ થોડો આરો વેચાતો માગ્યો.

જીમે એને એમ ને એમ લઈ જવા ખાદ્ય સામગ્રી આપી ત્યારે પેલાના હાસ્યાનંદનો પાર ન રહ્યો. આમ આફતમાં આવી પડેલાં એ વિસ્તારનાં સૌ—માનવી, પ્રાણી, પક્ષીનું એક માત્ર આશ્રયસ્થાન જીમ લોરિ-યેટની જોડી ને એમની ઝૂંપડી છે.

પ્રતિ વર્ષ ડિસેમ્બરના પહેલા સપ્તાહમાં એ બાજુ છેલ્લી સ્ટીમર આવી જાય ત્યાર પહેલાં જરૂરી સામગ્રી, માસિકો ને પુસ્તકો આ લોકો વસાવી લે છે. તે પછીનાં એમનાં વ્યવહારનાં સાધન છે એમના પગ ને એમની હોડી. હવે તો એમના સાથીદારો તરીકે થોડાક શિકારીઓ દૂર દૂર રહે છે જે ભરતી સમયે એકત્ર થાય છે.

દર સાલ ઉનાળામાં એક વખત શારીરિક તપાસ માટે આલ્બર્ટ ઉપસાગર જાય છે ત્યારે એમને રાત રહેવું પડે છે. ત્યાં હોટેલમાં ઉતારો લઈ આ દંપતી બે શોખ માણે છે. એક સ્નાનનો ને બીજો તાજું દૂધ પીવાનો. સંખ્યાબંધ વખત ઊના પાણીથી સ્નાન કરી એ એક પછી એક હોટેલની મુલાકાત લઈ દૂધના પ્યાલા ઉપર પ્યાલા ગટગટાવી જાય છે. આથી વિશેષ કોઈ આધુનિક સગવડ એમને આકર્ષતી નથી. લોરિયેટ કહે છે કે એના આ પ્રેમાળ જીવનમાં એને બે વખત કંટાળો ઉપજ્યો છે. એક જ્યારે એક શિકારીએ આવી આખી રાત બંદૂકોની વાત કરી ત્યારે ને બીજી વખત જ્યારે એ એક સિનેમા ફિલ્મ જોવા ગયાં ત્યારે.

એમના હરરોજના જીવનનો રોમાંચ એટલો આહ્લા-દક હોય છે કે એમને હોલીવુડના આનંદની જરૂર રહેતી નથી, આખો ઉનાળો એ ખોરાક પાણી ને પુસ્તકો એકઠાં કરી રાખે છે ને લાંબી શિયાળાની રાત્રિએ પુસ્તકનાં પાન દ્વારા દુનિયાની મુસાફરીએ ઊપડે છે.

હવે તો બન્નેની ઉંમર વધતી જાય છે છતાં દરેક વરસ એક ઑર શિયાળો, આ નિર્જન પ્રદેશમાં ગાળવાની તમન્ના એમને છોડતી નથી. આંખમાં ચમકારો લાવી કદીક હું સાચેસાચ નવું સૂટ ખરીદી, દુનિયા કેવી પલટાઈ ગઈ છે તે જોવા નીકળવાનો છું. ત્યાંસુધી તો આ બન્ને એમનું 'એકલો જા ને રે–'નું જીવનગાણું આનંદથી ગાતાં રહેવાનાં છે.







## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ચારિત્ર્યચિત્રો ૧–૨–૩ :** મનુ પંડિત. પાનાં ૮૩+૫૪+૧૨૪. ત્રણેય ભાગના પોણાત્રણ રૂપિયા. **બાલ-કૂજન :** ગુ. નઈ તાલીમ સંઘનાં બાળકો. પાનાં ૫૨. ચાર આના. **વાર્તા રે વાર્તા :** કુસુમબેન ઠાકોર. પાનાં ૧૧૨. દોઢ રૂપિયો. **બાપુ આવા હતા ! :** મનુ પંડિત. પાનાં ૪૮. ૭ આના.—ચારેયના પ્રકાશક : બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ. **ગોવર્ધનરામનું સાક્ષરવારી જીવન અને સમકાલીન જીવન :** કાન્તિલાલ છ. પંડ્યા. પાનાં ૩૮. આઠ આના. **ભગવાન બુદ્ધ :** ધર્માનન્દ કોસંબી. અનુ. ગોપાળરાવ કુલકર્ણી. પાનાં ૩૮૦. પાંચ રૂપિયા. **મુક્તજીવન :** કૃષ્ણમૂર્તિ, અનુ૦ હીરાલાલ બક્ષી. પાનાં. ૩૩૩. ચાર રૂપિયા. ત્રણેયના પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી, મુંબઈ–૨ **સંકલ્પસિદ્ધિ :** વસંતરાય હરરાય દેસાઈ. પાનાં ૩૫૪. પાંચ રૂપિયા. **અણપ્રીછ્યાં હેત :** 'વિશ્વમિત્ર'. પાનાં ૩૧૫. સાડાચાર રૂપિયા. **મુક્તાત્મા :** ગ. ત્ર્યં. માડખોલકર, અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૪૬૪. સવા ૭ રૂપિયા. **જ્યોતિ :** 'ગૌતમ', પાનાં ૩૮૮. સાડાપાંચ રૂપિયા. **ભારતનાં નવાં યાત્રાધામો :** પીતાંબર પટેલ પાનાં ૨૧૯. સાડાત્રણ રૂપિયા. **સંધ્યાના રંગ :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૨૩. સાડાચાર રૂપિયા.—છયેના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ–૨. **કૌશિકાખ્યાન :** જુગતરામ દવે. પાનાં ૪૨. ત્રણ આના. **ઈશુ ખ્રિસ્ત :** કિ. ઘ. મશરૂવાળા. પાનાં ૮૭. દસ આના. **ગાંધીજીના પાવન પ્રસંગો–૨ :** લલ્લુભાઈ મકનજી. પાનાં ૪૮. ૨૫. ન. પૈ.—ત્રણેયના પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **પ્રતિભાનું પોત :** સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૮. ૭ આના. **ખાદી–ગ્રામોદ્યોગ શા માટે ? :** સં. વિઠ્ઠલદાસ મ. કોઠારી. પાનાં ૮૫. સવા રૂપિયો. **નીતિ અને ધર્મ :** સં. ગોપાળદાસ પટેલ. પાનાં ૪૮. ૭ આના. **વેર અને અવિચાર :** સં. ગોપાળદાસ પટેલ. પાનાં ૪૮. ૭ આના. **માનવજીવનનું ઝવેરાત :** મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૮. ૭ આના. **આપણું પરમ યંત્ર :** મગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૪૮. ૭ આના. **ધર્મ–સંસ્થાપકો :** સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૭. ૭ આના. **સંત–સમાગમ :** સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૮. ૭ આના. **જીવન અને મરણ :** સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૮. ૭ આના. **હિંદી પ્રચાર અને બંધારણ :** મગનભાઈ પ્ર. દેસાઈ. ૫૧. આઠ આના. **વણાટ પરિચય :** સોમાભાઈ ડા. પટેલ. ૩૦૭. સાડાત્રણ રૂપિયા.—અગિયારેયના પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **સેવામૂર્તિ ઠક્કરબાપા :** અનુ૦ કનુભાઈ વોરા. પાનાં ૩૨. ૫૦ ન. પૈસા. **માનવમિત્રો :** કપિલા ઠાકોર. પાનાં ૩૮. ૬૦. ન. પૈસા. **સોનાપરી અને બીજાં ત્રણ બાળનાટકો :** કૃષ્ણલાલ શ્રીધરાણી. પાનાં ૧૦૩. દોઢ રૂપિયો.—ત્રણેયના પ્રકાશક : વોરા એન્ડ કંપની, મુંબઈ–૨. **ફોઈએ પાડ્યું નામ :** 'ત્રિમૂર્તિ' પાનાં ૭૪. બે રૂપિયા. એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ–૨. **શુદ્ધ હિન્દી લખો :** લે. પ્ર. રવીન્દ્રકુમાર ચં. ભટ્ટ. ભાઈલાલ એમ. છાટબાર. પાનાં ૬૨. ૬૦. ન. પૈ. મહુવા. **કાવ્ય કૌમુદી :** લે. પ્ર. શંકરલાલ ચુ. પાઠક. પાનાં ૮૬. બે રૂપિયા. ભાવનગર. **ગુજરાતી હિન્દી શિક્ષક :** એન. જી. મહેતા. પાનાં ૧૩૬. એક રૂપિયો. **મરાઠી–ગુજરાતી શિક્ષક :** એન. જી. મહેતા. પાનાં ૧૨૭. એક રૂપિયો. **હિન્દી–ગુજરાતી શિક્ષક :** પાનાં ૧૩૬. એક રૂપિયો. **ફ્રેંચ ટીચર :** એન. જી. મહેતા. પાનાં ૬૪. એક રૂપિયો —ચારેયના પ્રકાશક : નેકાત્મા પ્રકાશન, પંચવટી. નાશિક. **એકાંકી નાટિકાઓ :** સં. નટવરલાલ પુ. ગાંધી. પાનાં ૮૨. એક રૂપિયો. ગિરીશ સાહિત્ય મંદિર, જમાલપુર, અમદાવાદ, ૧. **મારી કહાણી :** યોજક પ્રકાશક : પન્ના ઠાકોર. કલા : સી. નરેન્ : પાનાં ૨૪. અઢી રૂપિયા. ૨૧–૨૨, પ્રીતમનગર, અમદાવાદ–૬. **ન્હાનાલાલ કવિની જીવનદૃષ્ટિ :**



જયશ્રી રાયજી

# બાળમાનસની સુધારણા

મુંબઇનાં જાણીતાં સામાજિક કાર્યકર અને જાહેર જીવનમાં ઓતપ્રોત થયેલાં બહેન મુંબઈ આકાશવાણી પરથી પ્રસારિત થયેલા આ લેખમાં બાળમાનસ વિષે જે તલસ્પર્શી પરિચય આપે છે તે દરેકને ગમશે જ........

સમાજમાં લોકકલ્યાણ માટે જે એક નીતિનું ધોરણ નક્કી કરેલું હોય તેના વિરુદ્ધનું વર્તન કરનારને ગુનેગાર કહેવામાં આવે છે. જન્મથી બાળમાનસ અરીસા જેવું નિર્મળ હોય છે, તેના ઉપર જે જાતની છાપ આજુબાજુનાં વાતાવરણથી અને સંજોગોથી પડે છે તે પ્રમાણે તેનું માનસ ઘડાય છે. એટલે બાળકને ગુનેગાર ગણવો તેના કરતાં તેનાં માનસનો વિકૃત વિકાસ કરવા માટે તેની આજુબાજુની વ્યક્તિ, સમાજ અને સંજોગોનો દોષ વધારે ગણાય.

'બાળ ગુનેગારનો પ્રશ્ન આજે સુધરેલા અને પ્રગતિશીલ ગણાતા સમાજમાંથી ઉત્પન્ન થયેલો પ્રશ્ન છે. જેને 'ટ્રાઇબલ' એટલે રાનીપરજ પ્રજા કહેવામાં આવે છે, તેમાં આ પ્રશ્ન એટલા ગંભીરરૂપમાં દૃષ્ટિએ નથી આવતો, અને જેમ દેશની આર્થિક ઉન્નતિ થાય છે, તેમ બાળગુનેગારના દાખલા વિશેષ પ્રમાણમાં જણાય છે' આ પ્રમાણે ગુનોની 'ફર્સ્ટ વર્લ્ડ કોંગ્રેસનાં 'પ્રિવેન્શન ઓફ ક્રાઈમ એન્ડ ટ્રીટમેન્ટ ઓફ ઓફેન્ડર્સ', વિષેના એક અહેવાલમાં કહેવામાં આવ્યું છે. આર્થિક સંપત્તિની અતિશય સંવૃદ્ધિને કારણે નીતિબળ ઢીલું પડે છે, એ તો જગજાહેર છે. ધનની પાછળ એશઆરામથી, જીવનના ઉચ્ચ આશયો ખવાઈ જાય છે, અને ઉચ્ચ આશયો ગયા એટલે એશઆરામને મર્યાદા જ રહેતી નથી પછી ઊંચા સિદ્ધાન્તોને લાંબા ટૂંકા કરવાની વૃત્તિને સદર પરવાનગી મળે છે, કારણ તે વૃત્તિમાંથી જ સુખાલસ નીપજે છે અને સુખાલસ એ જીવનનું ધ્યેય મનાય છે. અતિ સમૃદ્ધિની જેમ અતિ દરિદ્રતા પણ ઉદાત્ત આશયોનો નાશ કરે છે. આપણા દેશમાં એને જ શ્રદ્ધા-નાશનું એક ઊંડું કારણ ગણી શકાય.

ગામડાંની સીધી સાદી ભોળી પ્રજામાં એકંદર ગુનાનું પ્રમાણ ઓછું હોય છે. જીવનનિર્વાહનો પ્રશ્ન મુશ્કેલ બને છે ત્યારે ગામડાંની પ્રજા મોટાં શહેરો તરફ ખેંચાય છે. મોટા ઉદ્યોગનાં કારખાનાંઓને લીધે જેને 'સ્લમ' કહે છે તેવી ગીચ વસ્તીમાં રહેનાર બાળકના માર્ગમાં અનેક પ્રલોભનો ઊભાં થાય છે અને ખરાબ સોબતથી બાળક અવળે રસ્તે દોરાય છે. બાળક જ્યારે સળગતી દીવાસળીને અડકવા જાય છે ત્યારે આપણે તેને વારીએ છીએ અને જો બાળક તેમ છતાં દીવાસળીને અડકે છે ને દાઝે છે તો પોતાને શારીરિક દુઃખ થાય એટલે બીજીવાર પાછું અડકશે નહિ, પણ જો આપણે બાળકને કહીએ કે જૂઠું ના બોલવું, ચોરી ના કરવી તો તેનું ઉલ્લંઘન કરતાં તે કંઈ પીડા અનુભવતું નથી. વળી માબાપ અને શિક્ષક બાળકને શીખામણ આપે પણ પોતે તે પ્રમાણે વર્તન ના રાખે અને કોઈ વખત બાળ-

---

વિજયરાય ક. વૈદ્ય. પાનાં ૭૨. બે રૂપિયા.મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મારક સમિતિ, ૮૦. પ્રીતમનગર, અમદાવાદ-૬. **વનવગડાનાં પંખી** [ભાગ ૧]: મનુભાઈ જોધાણી. પાનાં ૮૮. એક રૂપિયો. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **સંસારને ઓવારે**: ચુનીલાલ વ. શાહ. પાનાં ૨૫૫. ચાર રૂપિયા. ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. **સ્નેહશતક**: 'અનામી', પાનાં ૧૧૨. અઢી રૂપિયા. અજય પ્રિન્ટરી, જ્યુબિલી બાગ સામે, વડોદરા. **ગુજરાતી બિનધંધાદારી રંગભૂમિનો ઇતિહાસ**: ધનસુખલાલ મહેતા. પાનાં ૧૩૮, અઢી રૂપિયા. ભારતીય સંગીત-નૃત્ય-નાટ્ય-મહાવિદ્યાલય, વડોદરા. **રૉબિનહુડનાં પરાક્રમો**: ધનંજય ર. શાહ. પાનાં ૨૦૮. એક રૂપિયો. સંદેશ પ્રકાશન, અમદાવાદ.

✶





કને પણ ખબર પડે કે મા-બાપ અને શિક્ષક જૂઠું બોલે છે તો જરૂર બાળકના મન ઉપર તેની બહુ માઠી અસર થાય છે. સિદ્ધાંત પાળવામાં બાળકની શ્રદ્ધા જતી રહે છે.

આ રીતે બાળકને ગુનેગાર બનાવવા માટે કોઈવાર તેના વડીલ, શિક્ષક અને આજુબાજુના સંજોગો વધારે જવાબદાર છે. માબાપ અને શિક્ષક વગેરેની સિદ્ધાંત પ્રત્યેની શિથિલતાને કારણે બાળકની નીતિની ભાવનામાંથી વિશ્વાસ ઓછો થાય છે. વળી જેને 'હોરર કોમીક' કહે છે તેની વાતો, સિનેમાઓ અને છાપાનાં લખાણોની પણ બાળમાનસ ઉપર ઊંધી અસર થાય છે. તેમને કાનુનને તોડવાથી ગુનો કરવામાં એક જાતના એડવેન્ચર એટલે પરાક્રમની મઝા આવે છે. આમ આવાં લખાણની પણ બાળ માનસ ઉપર અસર થાય છે એટલે તે વિષે લોકમત કેળવવાની જરૂર છે. સરકારે હાલમાં જ 'હોરર કોમીક' વિરુદ્ધનો કાનુન પસાર કર્યો છે, જેથી કંઈક અંશે આથી હાનિ થતી અટકશે.

બાળકના જીવનઘડતર માટે મુખ્ય જવાબદાર માબાપ ગણાય. તેમની ફરજ છે કે પોતાનું બાળક એક સદાચારી નાગરિક બને તે તરફ પૂરતું લક્ષ તેમણે આપવું જોઈએ. બાળક ગુનેગાર ક્યારે થાય છે કે જ્યારે તેને પોતાના માબાપ તરફથી પ્રેમ ના મળતો હોય અને પોતે સુરક્ષિત છે એ જાતનો વિશ્વાસ તેના મનમાંથી ઊડી જાય. ત્યારે તે આ મેળવવા બહાર ફાંફાં મારે છે. ગરીબાઈ, કુટુંબમાં કલેશ, ઓરમાન માતા તરફથી ત્રાસ અથવા અનાથ નિરાધાર પરિસ્થિતિ જ્યારે બાળક અનુભવે છે ત્યારે તેના મનની સ્થિતિ દુઃખદાયક બને છે અને જો તેને આ પ્રસંગે કોઈ સારી, સંસ્કારી, સંભાળ રાખનારનો આશરો ના મળે તો બાળક ગેરકાયદેસર વર્તન કરવા પ્રેરાય છે. બાળકની શારીરિક તંદુરસ્તી બાબત કાળજી રાખવાની જેટલી આવશ્યકતા છે તેટલી જ તેના માનસિક આરોગ્ય તરફ પણ ધ્યાન આપવાની જરૂર છે. માનસિક વિકાસને પણ શુદ્ધ, સુરક્ષિત વાતાવરણની જરૂર છે.

બાળગુનેગારના પ્રશ્ન બાબત અલગ કાનુન કરવામાં આવ્યા ત્યાર પહેલાં, એટલે આજથી સો વર્ષ પહેલાં બાળકોના કેસ પણ મોટા કેદી માટેની અદાલતમાં ચાલતા અને તેમને સજા થાય તો મોટા કેદી સાથે જ કેદખાનામાં રાખવામાં આવતા. આની બાળમાનસ ઉપર સારી અસર થવાને બદલે તેઓનું માનસ વધારે વિકૃત બનવા પામતું. લગભગ આજથી એક સો વર્ષ પહેલાં એટલે ૧૮૫૦ ની સાલમાં ૧૮ વર્ષની નીચેની ઉંમરના બાળગુનેગાર માટે 'એપરેન્ટીસ એક્ટ' એ કાનુન પસાર થયો. આ કાયદાથી નિરાધાર અને ગરીબ બાળકોને તે ઉંમરલાયક થતા સુધી તેમને કોઈ શાળા અથવા આશ્રમમાં રાખી હુન્નર ઉદ્યોગનું શિક્ષણ આપવામાં આવતું જેથી તેઓ પોતાનું ગુજરાન કરતાં થાય અને ગુનો કરતાં અટકે. આ પછી એટલે ૧૮૯૭ ની સાલમાં 'રિફોર્મેટરી સ્કુલ્સ એક્ટ'નો કાનુન પસાર કરવામાં આવ્યો. આ કાનુનનો હેતુ બાળગુનેગારને મોટા કેદી ભેગા ન રાખવા અને જુદી 'રિફોર્મેટરી' શાળામાં રાખવા એ જાતનો હતો. આ પછી જુદા જુદા પ્રાન્તિક રાજ્યોમાં 'ચીલ્ડ્રન્સ એક્ટ' પસાર કરવામાં આવ્યો જેનો હેતુ બાળકોનું રક્ષણ કરી તેમને ગુનેગાર થતાં અટકાવવાનો છે. આ કાયદાથી બાળકોને (૧) રક્ષણ (૨) આશ્રય (૩) શિક્ષણ (૪) જીવન-નિર્વાહ માટે હુન્નર ઉદ્યોગનું શિક્ષણ આપી બાળકનું ભવિષ્ય સુધારવા માટે યોગ્ય પગલાં લેવામાં આવે છે. હોસ્ટેલ-શાળા સ્થાપવામાં આવે છે જ્યાં બાળક શિસ્તપાલન કરતાં શીખે છે ને તેને સારા સંસ્કાર પડે તે જાતનું શિક્ષણ આપવામાં આવે છે. શાળામાં જુદા જુદા હુન્નર ઉદ્યોગ બાળક શીખે છે કે જેથી છૂટ્યા બાદ તે પોતાનું ગુજરાન કરી શકે. બાળક ફરીથી ગુનો કરવા ના લલચાય તે માટે તેમના ઉપર દેખરેખ રાખવા માટે 'પ્રોબેશન ઓફિસર' નીમવામાં આવે છે. આ પ્રોબેશન ઓફિસર બાળકના સંપર્કમાં રહી તેની સંભાળ રાખે છે ને તેને સલાહ



આપે છે. બાળક જન્મથી ગુનેગાર નથી પણ એક રોગી માફક તે માનસિક રોગથી પીડાય છે એમ માનસશાસ્ત્રીઓની માન્યતા છે. આવા માનસશાસ્ત્રીઓની દેખરેખ હેઠળ, 'ચીલ્ડ્રન્સ એક્ટ'ના કાનુન પ્રમાણે, બાળગૃહોમાં બાળગુનેગારને રાખવામાં આવે છે. તેમના કેસ ચલાવવા માટે પણ જુદી અદાલત 'જુવેનાઈલ કોર્ટસ' હોય છે જેમાં વિશેષ કરીને સ્ત્રી–મેજીસ્ટ્રેટ તરીકે સામાજિક સેવાના કામનો અનુભવવાળી બહેનો કામ કરે છે. સ્ત્રીમાં ધીરજ અને સહિષ્ણુતા હોય છે ને વિશેષ કોમળ હૃદયની હોવાથી બાળક તરફ મમતા દાખવી તેઓ પુરુષ મેજીસ્ટ્રેટ કરતાં વિશેષ સફળતાથી 'જુવેનાઈલ કોર્ટ'માં કામ કરી શકે છે. સ્નેહાળ હૃદયથી બાળકનો વિશ્વાસ તેઓ મેળવી શકે છે ને બાળક તેમની પાસે સંકોચ વિના સત્ય હકીકત કહી દિલ ખાલી કરે છે. બાળકોને શિક્ષાની મુદત પૂરી થતાં બાળગૃહમાંથી છૂટાં કરવાનો પ્રસંગ આવે છે ત્યારે એક 'લાયસન્સ કમિટિ' આગળ બાળકને બોલાવી તેના ભાવિ જીવન વિષે વાતચીત કરવામાં આવે છે. બાળકની ઇચ્છા જો પોતાના કુટુંબની કોઈ વ્યક્તિ પાસે જવાની હોય તો તે પ્રમાણે તેને મોકલવાનો બંદોબસ્ત કરવામાં આવે છે, અથવા તે શકય ન હોય તો 'ઉત્તર સંભાળ' હોસ્ટેલમાં તેને દાખલ કરવામાં આવે છે અને તેને કોઈ સારો ધંધો રોજગાર મેળવી આપવા કે 'ચીલ્ડ્રન્સ એકટ'નો હેતુ બાળક ફરીથી એક સામાન્ય નાગરિક તરીકે જીવન વ્યવહાર કરી શકે એ દૃષ્ટિએ બાળક માટે કાળજી લેવાનો છે. કેટલાક દેશોમાં આ બાળકોને ઉપ–પિતાઓ એટલે દત્તક લેવા માટે મા–બાપની તપાસ કરવામાં આવે છે. અને દત્તક વિધાનના કાનુન પ્રમાણે બાળકોને દત્તક લેનાર માબાપને સોંપવામાં આવે છે. આ જાતના કાનુનની આપણા દેશમાં પણ જરૂર છે. બાળગૃહોમાં બાળકની ગમે તેટલી સંભાળ રાખવામાં આવે પણ જે માબાપનો પ્રેમ બાળકે ખોયો હોય તે મેળવી આપવાથી તેના માનસિક વિકાસ ઉપર વિશેષ સારી અસર થશે.

આ પ્રમાણે આપણા લોકકલ્યાણને વરેલા રાજ્યમાં બાળકલ્યાણના પ્રશ્ન તરફ હવે પૂરતું લક્ષ આપવામાં આવ્યું છે એ આનંદની વાત છે. બાળ ગુનેગાર એ શબ્દ હવે અયોગ્ય ગણાય છે. અને આ સર્વ પ્રશ્નો બાળકલ્યાણના પ્રશ્ન તરીકે જ ગણાય છે.

*

દેશમાં અર્કરૂપ તેલ (ઇસેન્શ્યલ ઑઈલ) ઉદ્યોગ માટે જરૂરી એવી ઔષધિઓમાંની લગભગ ૩૩ ટકા જેટલી જમ્મુ અને કાશ્મીર રાજ્યમાં ઉગાડી શકાય એમ છે.

આ રાજ્યમાં વિવિધ સ્થળે ઉગાડવામાં આવતી દેશી તેમજ વિદેશી સુગંધી ઔષધિઓને લગતા સંશોધનનું કામ જમ્મુ ખાતેની ડ્રગ્ઝ સંશોધન પ્રયોગશાળામાં ચાલી રહ્યું છે.

ભારતીય વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધનની કાઉન્સિલ તેમજ ભારતીય કૃષિસંશોધન (તેની ઔષધિવિષયક સમિતિ દ્વારા) આ કામમાં નાણાકીય તેમજ અન્ય રીતની મદદ કરી રહી છે.

આ રાજ્યમાં સુગંધી અને વૈદ્યકીય ઔષધિઓની ખેતી માટે ત્રણ ફાર્મ શરૂ કરવામાં આવ્યાં છે.

આ રાજ્યના વિવિધ ભાગોમાંના ખેડૂતોને પોતાની ફાજલ જમીનમાં જ્યાં અનાજ ઉગાડવું પર વડે એવું ન હોય ત્યાં સુગંધી ઔષધિઓ ઉગાડવા માટે સમજાવવામાં આવે છે; જેથી આ ઉદ્યોગ રાજ્યના એક મુખ્ય ગૃહ–ઉદ્યોગ તરીકે વિકાસ પામે અને ભારતના ઈસેન્શિયલ ઑઇલ ઉદ્યોગના વિકાસમાં પણ કાચી સામગ્રી દ્વારા મદદ થાય.





શાન્તુ પંડિત

# આલ્બર્ટ સ્વાઇત્ઝર—એક ચિત્રગાથા

મહાન પુરુષોના જીવનની ફિલ્મો પ્રગતિકારમાં ખૂબ મોટો ભાગ ભજવે છે તેવી એક ફિલ્મનો પરિચય-લેખ ઊર્મિના વાચકોને જાણીતા લેખક અમેરિકાથી મોકલે છે.........

મૂછોના જાડા થોભિયા, અસ્તવ્યસ્ત વાળ, ઘટાદાર ભ્રમર નીચે પ્રેમ નીતરતી આંખો ને કંઈક ગંભીર ચહેરા સાથે ફ્રેન્ચ ઇકવેટોરિયલ આફ્રિકાના લેમ્બરીન નામના ગામડામાં માનવતાના નવનિર્માણ અર્થે પુરુષાર્થ કરતા મહાન માનવતાવાદી ડૉ. આલ્બર્ટ સ્વાઇત્ઝરના રોજીંદા જીવનનું ચિત્ર આજકાલ અમેરિકામાં અનેક માનવહિતવાદીઓને આકર્ષી રહ્યું છે. કોઈ ધંધાદારી સંસ્થા વડે એ તૈયાર નથી થયું. સ્વાઈત્ઝરના માનવતાવાદી પ્રયોગમાં ઊંડો રસ ને શ્રદ્ધા ધરાવનાર બે અમેરિકનો—જેરોમ હોલ અને એરીકા એન્ડરસન—એ પાંચ વર્ષના પરિશ્રમને અંતે એ તૈયાર કર્યું છે ને ફ્રેડરિક માર્ચ નામના વિખ્યાત નિવેદકનો એમને સહકાર મળ્યો છે. ચિત્ર તૈયાર કરવા દેવાની સંમતિ આપતી વખતે સૌમ્ય અને સાદા દાક્તરે બે શરતો મંજૂર કરાવી હતી. એક તો એ કે એમની હયાતી દરમિયાન આ ચિત્ર જાહેરમાં મૂકવામાં આવે નહિ ને બીજું આ ચિત્ર તૈયાર કરવામાં એ પોતે નાયકનું પાત્ર 'ભજવશે' નહિ. રંગીન ચિત્ર તૈયાર થયા પછી એને સ્વાઈત્ઝરના મૃત્યુ સુધી સાચવી રાખવામાં એની ચમક ઝાંખી પાડવાનો ને ચલચિત્ર ક્ષેત્રમાં થતા ક્રાંતિકારી ફેરફારોના યુગમાં એનું મહત્ત્વ થોડા વર્ષમાં ઘટી જવાનો ભય હતો. આથી ઉત્પાદકોએ મહાપ્રયત્ને ડૉ. સ્વાઇત્ઝરની સંમતિ મેળવી આ ચિત્ર જગત સમક્ષ રજૂ કર્યું. આખાય ચિત્રમાં સ્વાઈત્ઝર ક્યાંય કેમેરામેનના દૃષ્ટિકોણને અનુસરતા દેખાતા નથી. બિચારા કેમેરામેનને જ આ કાર્યમસ્ત દાક્તર પાછળ પાછળ ઘૂમવું પડ્યું લાગે છે; આમ છતાં વિશદ દૃષ્ટિ ને આફ્રિકાની હરિયાળી ભૂમિએ અનેક સુંદર દૃશ્યો ઝડપવાની પૂરતી તક કેમેરામેનને આપી છે.

માંડ ૭૫ મિનિટ ચાલતા ચિત્રમાં ડૉ. સ્વાઈત્ઝરનો પૌત્ર સ્વાઈત્ઝરની બાલ્યાવસ્થાનું પાત્ર ભજવે છે ને એમની બહેન માતાનું પાત્ર ભજવે છે; ફ્રાંસના કબજામાં આવેલા અલ્સાસના ગનબાખ નામના ગામડામાં એક ધાર્મિક પાદરીને ઘેર જન્મેલા આલ્બર્ટનો માનસિક ને શારીરિક વિકાસ એમની જુદીજુદી લાક્ષણિક તસ્વીરો રજૂ કરીને દર્શાવ્યો છે, જે ભાગ રસિક નિવેદનને કારણે જ કંટાળાજનક બનતો અટક્યો છે.

ડૉ. સ્વાઈત્ઝરની મૂળ ઇચ્છા તો ધર્મપાદરી થવાની હતી. ૩૦ વર્ષના થતા પહેલાં તો એ એક ફિલસૂફ, સ્વરસંયોજક અને પાદરી તરીકે યુરોપમાં ખૂબ પ્રતિષ્ઠા પામી ચૂક્યા હતા, એમનાં કેટલાંક મનનીય પુસ્તકોએ પણ એમની પ્રસિદ્ધિમાં વૃદ્ધિ કરી હતી; આમછતાં એમને આટલાથી સંતોષ ન હતો. માનવ સમાજનાં દુઃખો નિવારવાની એમના હૃદયમાં ભૂખ જાગી હતી; આફ્રિકાનાં જંગલોમાં અનેક રોગોથી પીડાતાં માનવીની વાતો સાંભળીને એમને આફ્રિકા જવાની તમન્ના જાગતી; પોતાના ગામના લોકોદ્યાનમાં મૂકેલા એક સીદીના કદાવર પથ્થરના પૂતળાની આંખોમાં દેખાતી ગમગીની એ પ્રજાની પરિસ્થિતિ વિષે એમના હૃદયમાં હમદર્દી જગાવતી. ત્રીસ વર્ષની વયે એમણે નિર્ણય કર્યો કે એ દાક્તર થશે ને ભણી રહ્યા પછી આફ્રિકા જશે. એમના નિર્ણયથી માતા-પિતાને દુઃખ થયું; પરંતુ એમની આંતરિક ગડમથલ ઘણી ઓછી થઈ. ૭ વર્ષે દાક્તરી પરીક્ષા પાસ કરીને એ આફ્રિકા ગયા ને સંસ્કૃતિથી ક્યાંય દૂર એમણે એક ઇસ્પિતાલ સ્થાપી.

ગરીબોની સેવા કરવાની તમન્ના ને દાક્તરી કુનેહ સિવાય વિશેષ કાંઈ એમની પાસે ન હતું; આથી એ કોઈ અદ્યતન લાગતી ઇસ્પિતાલ ઊભી કરી શક્યા નહિ; પરંતુ જાતે મહેનત કરી, સ્થાનિક હબસીઓની

આલ્બર્ટ સ્વ ...ત્ઝર : ૩૫

મદદથી લાકડાં કાપી એમણે જેવાતેવાં ઘર બાંધ્યાં ને એમાં શેકાઈ જવાય એવી વિષુવવૃત્તની ગરમી વચ્ચે પણ પ્રચંડ પુરુષાર્થ આદર્યો, રક્તપિત્ત, ક્ષય ને અનેક પ્રકારના ચામડીના રોગોથી પીડાતા આફ્રિકનો રોજ નાવડામાં દર્દીઓને લઈ આવતા ને દર્દી સાજો ન થાય ત્યાંસુધી આખું કુટુંબ એની પાસે જ રહેતું. એ કુટુંબને પોષવાની જવાબદારી પણ લેમ્બરીનની હૉસ્પિતાલ માથે પડતી. આથી ડૉ. સ્વાઈત્ઝરે આળસુ બનીને પડી રહેતા લોકો પાસેથી કામ લેવા માંડ્યું ને મેદાનો ચોખ્ખાં કરવામાં, ઝાડ કાપવામાં ને નવા ઓરડા બાંધવામાં એમની મદદ લીધી. ૧૯૫૨માં મળેલા નોબેલ પારિતોષિકના લગભગ બધા પૈસા એમણે હૉસ્પિટલ વિકસાવવામાં વાપર્યા ને આફ્રિકનો પ્રત્યે પિતૃવાત્સલ્ય દાખવતાં દાખવતાં આજે ૮૦ વર્ષની ઉંમરે પણ એ પ્રચંડ પુરુષાર્થ ટકાવી રહ્યા છે; એ માત્ર દાક્તરી કામ કરતા નથી, મકાનના પાયા ખોદે છે, ઝાડ કાપે છે, તૈયાર થતા મકાનમાં બારણાં બેસાડે છે, થાંભલા ઊભા કરીને ખીલીઓ ઠોકે છે, પક્ષીઓ ને પ્રાણીઓ સાથે મહોબ્બત કરે છે, મનનીય પુસ્તકો લખે છે ને ક્યારેક નવરાશ મળે ત્યારે પોતાનો થાક હળવો કરવા પિયાનો વગાડે છે ને રાગરાગિણી (*Symphony*) પણ બેસાડે છે..

ચિત્રની ફોટોગ્રાફી ક્યાંક ખૂબ આકર્ષક લાગે છે તો ક્યાંક ખૂબ નબળી. આફ્રિકન જીવનની વાસ્તવિકતાનાં ને દર્દીઓનાં કોકકોક ચિત્રો તો અનુકંપાપ્રેરક ને જુગુપ્સાપ્રેરક છે. ત્રણ દાક્તરો ને નવ પરિચારિકાઓ ખડે પગે જે સેવા કરે છે એ નિર્લક્ષી માનવીને પણ હેતુલક્ષી જીવન જીવવાની પ્રેરણા આપે છે. સતત તાપ, ધોધમાર વરસાદ, વીજળી ને યંત્રોનો અભાવ, આર્થિક મુસ્કેલીઓ વચ્ચે પણ ડૉ. સ્વાઈત્ઝર મૂગે મોએ માનવતાનું જે મહાન કાર્ય કરે છે એ સ્વાર્થી ઉદ્દેશથી પ્રેરાઈને કાર્ય કરતા અનેક ધાર્મિક પાદરીઓની સેવા કરતાં કેવી સૌરભ મૂકી જાય છે?

આખા ચિત્રમાં આલ્બર્ટ સ્વાઈત્ઝર પ્રત્યેનો ભક્તિભાવ ખૂબ તરી આવે છે; એમનું બાહ્ય જીવન ગૂંથવામાં એટલો બધો સમય સરી પડ્યો છે કે એમની પત્ની, એમનાં બાળકો, એમનું ગૃહજીવન વગેરેમાં ડોકિયું પામવાની પ્રેક્ષકોની આશા અધૂરી જ રહે છે. સ્વાઈત્ઝર આખા ચિત્રમાં બોલે છે ખૂબ ઓછું; એમની ફિલસૂફીનો મુખ્ય ધ્વનિ 'જીવન પ્રત્યે સન્માન ભાવના' (Reverenc for life) છે; આમછતાં એમની નવરાશની ઘડીનાં થોડાંક લાક્ષણિક દૃશ્યો ઝડપાયાં હોત તો ચિત્રની મધુરતામાં સુંદર વધારો થાત ને એમાં કાંઈક પ્રાણ પૂરાત.

ઉપરની મર્યાદાઓ છતાં ચિત્ર સ્વાઈત્ઝરનાં વ્યક્તિત્વ ને સેવાવૃત્તિ વિષે સ્પષ્ટ અસર પ્રેક્ષક પર આંકી જ જાય છે. સ્વાઈત્ઝરના કોઈ કોઈ ઉદ્‌ગારો તો જાણે ગાંધીજીના મોમાંથી જ નીકળતા હોય એવું બંને વચ્ચે સામ્ય ભાસે છે. ૮૦ વર્ષની પાકટ વયે પણ ઉત્સાહ ને શક્તિના અદમ્ય ઝરા સમાન એ ભાસે છે. સાદાં કપડાં, સાદું ભોજન, સાદું ઘર ને સાદાં ઓજારો વડે એ આજના અણુયુગમાં વીસારે પડવા માંડેલી માનવતાને જીવતી રાખવા ઝઝૂમે છે, વીજળીના ઝળહળતા પ્રકાશ વચ્ચે નહિ, ઘાસતેલના ફાનસ ને મીણબત્તી વચ્ચે. જ્યૉર્જ બર્નાર્ડ શૉ, ગાંધીજી ને આઈન્સ્ટાઈનના મૃત્યુ પછી દુનિયામાં બહુ જ ઓછી એવી વ્યક્તિઓ રહી છે કે જેમના વિચારો કે નિવેદનોની આજના રાજનીતિજ્ઞો પર ઊંડી અસર પડે—એક છે ડૉ. સ્વાઈત્ઝર ને બીજા બર્ટ્રાન્ડ રસેલ. રસેલે પહેલાં ને સ્વાઈત્ઝરે તાજેતરમાં વિજ્ઞાન વડે વિનાશ નોતરવા તરફ વળતી દુનિયાની મોટી સત્તાઓને ચેતવી છે ને એ નિવેદનની વ્યાપકતા જ દર્શાવે છે કે આફ્રિકાના એક અંધારા જંગલમાં બેઠેલો માનવી દુનિયાના વિચારતંત્રને કેવો ઝણઝણાવી શકે છે.

હિંદમાં આ ચિત્ર રજૂ થાય તો દરેક કિશોર–કિશોરી, યુવાન–યુવતી ને ડોસા–ડોસીએ એ જોવું જોઈએ. એમાં જીવનનો સાચો ધબકાર છે, દુખિયાં માનવીનાં આંસુ લૂછવાની પ્રેરણા છે, 'કાળા–ગોરા અલગ'ની ભાવનાનો ઘાત છે ને સૌથી વિશેષ તો 'જીવન પ્રત્યે સન્માન'ની ઉછળતી ભાવના છે.

[લૉસ ઍંજલીસ, ૬–૬–૧૯૫૭]







ડૉ. જી.

# ડુંગળીનો દંડો

ચેપી રોગોનું નિવારણ કરવામાં ડુંગળી કેટલી બધી મદદરૂપ બને છે તે આ નાનકડો લેખમાંથી મળે છે. જાણીતા અંગ્રેજી સાપ્તાહિક 'ઈલસ્ટ્રેટેડ વીકલી'માંથી અનુવાદિત કરીને અહીં મૂકેલો આ લેખ દરેકને એટલો જ ઉપયોગી થઈ શકે તેવો છે. અને ડુંગળીના વિવેકપૂર્વકના ઉપયોગ માટે પ્રેરે તેવો છે........

ઉગ્ર શરદી અથવા તો બીજા કોઈ ચેપના ઉપાય તરીકે કાચી ડુંગળી (કાંદા) ખાવાનું તમારા મિત્રને કહો તો તે માનશે નહિ, પરંતુ જ્યારે તેનું પરિણામ સ્પષ્ટ હોય અને કીટાણુઓ નાશ પામે ત્યારે તે જરૂર લોકોને અસર કરી તેમ કહેવા પ્રેરાશે. કારણ કે રશિયા અને અમેરિકામાં થયેલાં સંશોધનકાર્યોને પરિણામે હમણાં જ તેના પૂરેપૂરા ઔષધીય ગુણો બહાર પડ્યા છે.

રશિયાના વૈજ્ઞાનિક ડૉ. બી. ટોકીને જુદા જુદા ૧૫૦ જેટલા ઔષધો અને છોડો પર તેઓના જંતુનાશક બળ ઉપર કાર્ય કરતાં શોધી કાઢ્યું છે કે, આપણી સામાન્ય ડુંગળી વધુ શક્તિશાળી, કીટાણુનાશક અને લસણ, ગાજર, રાઈ અને મરી કરતાં પણ વધુ આગળ છે. જુદા જુદા રોગયુક્ત કીટાણુઓ, જુદા જુદા પ્રકારના પ્રોટોઝા અને ટાઈફોઈડના બેક્ટેરીઆ એ બધા જ ડુંગળીથી સત્વર નાશ પામે છે.

જ્યારે તેને કાપવામાં અથવા છોલવામાં આવે ત્યારે આવતી તેની અપ્રિય વાસમાં જ તેનું રહસ્ય છુપાયેલું હોવું જોઈએ. અને તે જ વાસ કાપતી વખતે આંસુ લાવે છે. અમેરિકન સંશોધનકારોના જૂથે આ બતાવ્યું છે.

કાચા કાંદાને મોંમાં પાંચેક મિનિટ સુધી અથવા તેથી ઓછો સમય ચાવીએ તો તેમાંથી આવતી ઉગ્ર વાસ મોં અને ગળામાંના નુકશાનકારક કીટાણુઓને મારી નાખી તેને સાફ કરે છે. આવી રીતે કાંદા ખાવાથી જો કે સામાજિક રીતે તમને બહિષ્કૃત જેવા ગણવામાં આવે તો પણ તે વડે શરદી અને ગળાના ચેપમાં સારી એવી રાહત મળે છે.

આ શાક જ્યારે નાના છોડના સ્વરૂપમાં હોય ત્યારે પણ તેની વાસની શક્તિ એટલી જ ઉગ્ર હોય છે. અમેરિકાના ન્યુજર્સીના સંશોધન કાર્યકર શ્રી એડવર્ડ એફ. કોહમેને એવું દર્શાવ્યું છે કે ડુંગળીનો છોડ ફુગથી થતા સડાનો નાશ કરવા પુરતી ઉગ્ર વાસ ધરાવતો હોય છે કે જેને માટે ડુંગળી પાથરીને તેની માટીને ફોર્મલડીહાઈડ આપવામાં આવે છે. એક વાર ડુંગળીનો નાનકડો ફણગો એકાદ ઈંચ ઊંચો થાય છે ત્યારે તેની ઉગ્ર વાસથી જ બધી ફુગ નાશ પામે છે.

મોસ્કો યુનિવર્સિટીના બે રશિયન તબીબી સંશોધકો, ડૉ. એ. સી. ફીલાટોવા અને ડૉ. વી. ટોરોપટીસ્ટોવે ઔષધીય ક્ષેત્રે આ સંશોધન કરીને ડુંગળીની અસર સોજા પર કેટલી હદે પહોંચે છે તે તપાસવાનો નિર્ણય કર્યો. કેટલાક મોટા કાંદા કાપીને છીછરી રકાબીમાં મૂકવામાં આવ્યા અને તેની બાફ આપવા માટે ૧૦ મિનિટ તે રકાબી સોજાવાળા ભાગ સામે રાખવામાં આવી. ૧૧ દરદીઓ કે જેમના હાથ કે પગમાં સડો પેસી ગયો હતો અને સોજા હતા તે આ માટે તૈયાર થયા હતા. સોજા ભયંકર હતા અને તેમને ભારે દરદ થતું હતું પણ કાંદાની માવજતથી દુઃખાવો ઓછો થયો, તેના વિકાર અટકી ગયા અને ઘા પર ધીમે ધીમે રૂઝ આવવા લાગી.

કાંદાનું રસાયણિક સંમિશ્રણ જરા અટપટું છે અને અમુક ભાગનું તો પ્રયોગશાળામાં પણ પૃથક્કરણ થઈ શકતું નથી, પણ વૈજ્ઞાનિકો તેને દરેક રીતે તપાસવા માટે પ્રવૃત્ત થયા છે અને તેમને તેમાં સફળતા મળતાં કાંદાનો જંતુવિનાશક ગુણ ખૂબ જ વ્યાપક બનશે. તદ્દન બહિષ્કૃત અને આ મામુલી જેવી લાગતી શાકભાજીનો તેના આ ગુણને લઈને વિજય થશે અને જેમણે તેના આરોગ્યપ્રદ ગુણોની પ્રશંસા કરી છે તેમને માટે ડૉક્ટરને દૂર રાખવા માટે રોજનો એક કાંદો વાપરો એ સૂત્ર બની જશે.

પણ તેની વાસનું શું? ક્લોરોફીલના ઉપયોગથી વૈજ્ઞાનિકો તેની આ ઉગ્ર ગંધને પણ દૂર કરી શકશે.





સેવકરામ

# બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી

ગંજા ઉપરવટના દેખાદેખીથી થતા ખરચાએ ગ્રામજનતાને કેવી ખેદાનમેદાન કરી નાખી છે તે આ વખતે ગ્રામ્યમાનસની આ લેખમાળા મારફત લેખક વર્ણવે છે.........

ગામડાં મોટાઈના મોહમાં કેવાં મૂર્ખ બને છે એ જોવું હોય તો ગામડાંનો લગ્નગાળો જોવો. દેખાદેખીથી કેવા ગાંડાં ખર્ચ કરે છે! જેને પોસાય એ તો બે પૈસા ખર્ચે. પણ જેમની પહોંચ નથી એ પણ તેમની વાદે ખર્ચ કરે છે ત્યારે મનમાં લાગી આવે છે કે આ રીતે જો ગામડાંનો વ્યવહાર ચાલશે તો ગામડાં કયાંયનાયે નહિ રહે. હું તો જિલ્લાના કોંગ્રેસ કાર્યકરોને પણ કહું છું કે ભઈલા! એકલી વિકાસ યોજનાઓનો પ્રચાર કરે કામ નહિ સરે. જેમ ગામડાંને આર્થિક રીતે આબાદ કરવાનાં છે તેમ ગામડાંને સાચી રીતે જીવતાં પણ કરવાનાં છે. નહિ તો પેલા અભણ મિલ-મજૂરોના જેવા હાલ થશે. મિલ-મજૂરને પગાર ઉપરાંત મોંઘવારી મળે, ઉપરથી બોનસ મળે. એક ગ્રેજ્યુએટ કરતાં પણ તે વધુ કમાય છે. પણ તેના ખર્ચાની પણ માઝા નથી. એટલે આવક વધી તેમ ખોટા ખર્ચો વધ્યા. મજૂર તો હતો તેવો ને તેવો કંગાલ રહ્યો. એટલે મજૂરને પૈસાનો સાચી રીતે વ્યય કરતાં પણ શિખવવાની જરૂર છે. તેજ રીતે ગામડાંમાં પણ લોકશિક્ષણ આપવું જોઈએ. પણ એ કામ કોણ કરે!

બે માસ પહેલાં તો ચૂંટણીની ધમાલના કારણે ગામડામાં પ્રચારકો, કાર્યકરો, ભાષણિયાઓ ઊભરાતા હતા. આજે તો કોઈ ખોળ્યું જડતું નથી. એ લોકો લોકશિક્ષણના કામે લાગે તો કેવું સારું! તો ગામડાંનું ધન ગામમાં તો રહે! આ તો દેખાદેખીમાં ગામડાના લોકો આંધળિયાં કરે છે.

હું એસ. ટીમાં તાલુકાના એક ગામમાં જતો હતો. સ્ટેશનથી એ ગામ સાતેક માઈલ દૂર હશે. ગામનાં ખેતરો વચ્ચેથી રસ્તો નીકળતો હતો. ઘણાંનાં ખેતરો કપાતાં હતાં. એના વળતર બાબતમાં ખાતાએ કંઈ ખુલાસો કર્યો નહોતો. ખેડૂતો અરજીઓ કરી કરીને થાકયા હતા. એટલે એમણે મારી આગળ ફરિયાદ કરી કે સેવકરામ! તમે આ કેસ હાથમાં લેશો ત્યારે કંઈ ઠેકાણું પડશે. એની જાત તપાસ કરવા હું એ ગામમાં જતો હતો. લગ્નગાળો હતો એટલે ગીરદીનો પાર નહોતો. ભરાય તેટલા માણસો ભર્યાં હતા છતાં થોડાક માણસો રહી ગયા હતા. પૂરા પેસેન્જર વગર એસ. ટી. વાળા બીજી બસ દોડાવતા નહોતા. એટલે વધેલા માણસોને સાંજ સુધી બેસી રહેવું પડતું હતું. ઘણી મોટી તકલીફ હતી. પણ લગનમાં જવાતું હોય પછી શું કરે! એસ. ટી. થતાં જે નજીક ગામના હતા તેયે ચાલવાને બદલે બસની રાહ જોતા બેસી રહે છે. બસ જોઈ ને સૌના પગ ભાંગી ગયા છે. નજીક ગામના પેસેન્જરો વધુ હોય છે એથી જ ગીરદી વધી જાય છે. પણ એમાં તો હમણાં ફરક પડે એમ દેખાતું નથી.

હું જે એસ. ટી. ની બસમાં બેઠો હતો તેમાં એક જણ લાઉડ સ્પીકર અને ડ્રાય બેટરીનાં ખોખાં લઈ જતો હતો. પૂછપરછ કરતાં માલુમ પડ્યું કે હું જે ગામમાં જતો હતો ત્યાં જ એ જઈ રહ્યો હતો. એક જણને ત્યાં લગ્ન હતું. ત્યાં રેડિયો બંધાવ્યો હતો. ગઈ કાલના તેનું મશીન બગડ્યું હતું. તે આ નવું મશીન લઈને તે જતો હતો.

હું એ ગામમાં ગયો. બપોરના ખેડૂતોને મળવા બોલાવ્યા. તેમાં જેમને ઘેર રેડિયો-મંડપ અને ટ્યુબ લાઈટ બંધાવી હતી તે ખેડૂતભાઈ પણ આવ્યા હતા. તેમનું ખેતર વચ્ચેથી કપાઈ ગયું હતું. ઠીક ઠીક નુકશાન થયું હતું. આ અગાઉ પણ તે મને મળ્યા હતા. એટલે તેમને જોતાં જ હું તેમને ઓળખી ગયો. તે ભાઈ બૂમો મારતા હતા.

'સેવકરામ! કોંગ્રેસનું રાજ્ય આયું તોયે આવું





ઘેર. અરજીઓ કરી કરીને થાકયા. કોઈ દાદ આલતું નથી.'

અહીં સુધી તો વાત ઠીક હતી, પણ તેમણે આગળ ચલાવ્યું :

'ખેડૂતની સ્થિતિ સામે કોઈ જોતું નથી. ગયું ચોમાસું ખરાબ ગયું. ખેતી નિષ્ફળ ગઈ. ખાવા જેટલી પણ બાજરી ન પાકી. દરેક ચીજના ભાવ વધી ગયા છે. અમારે તે વ્યવહાર કેમ ચલાવવો તેની જ ગતાગમ પડતી નથી.'

આવાં રોદણાં તો ઘણાં ગાયાં. મારા માટે આ કંઈ નવું નહોતું. ગામેગામ આવું ગાણું સાંભળતો આવ્યો છું. એમની એ વાત ખોટી છે એમ તો કેમ કહું! પણ એ લોકો ઢાલની બીજી બાજુ જોતા નથી એ મારી ફરિયાદ છે. જેમ તેમની ફરિયાદ સરકારી તંત્ર સાંભળતું નથી, તેમ એ લોકો મારી ફરિયાદ સાંભળતા નથી.

એ ભાઈ આગ્રહ કરીને જમવાનું કહી ગયા. આમે હું તો ગળ્યું ખાતો નથી. ચડયો રોટલો ખાઈ લેવાનો જ નિયમ રાખ્યો છે. એ વાત હવે તો સૌ જાણી પણ ગયા. એટલે તેમને ત્યાં પણ મારે તો દાળભાત જ ખાવાનો હતો. એ ભાઈએ મોહનથાળ કર્યો હતો. ગામમાં નહોતું મળતું તે શહેરમાંથી શાક અને બીજી ચીજો મંગાવી હતી. સારો ભભકો કર્યો હતો. પણ રાતનો તો મંડપ એવો તો ઝમઝમી ઊઠયો કે લોક જોવા એકઠું થયું. મંડપ વચ્ચે ટયુબ લાઈટો મૂકાવી હતી. લાઉડ સ્પીકર મૂકયું હતું. રેકર્ડ વાગતી હતી. દૂર દૂર સુધી અવાજ પહોંચતો હતો. જબરો ઠાઠ કર્યો હતો. લોકોને તો આ નવું જોવાનું અને સાંભળવાનું હતું. એટલે કૌતુકથી પણ આંટા ફેરા કરતા હતા. છોકરાં તો પેલા રેકર્ડ વગાડવાવાળા પાસેથી ખસતાં જ નહોતાં. જુવાનિયા વળી અમુક રેકર્ડ મૂકવાની સૂચના આપી જતા હતા. છોકરીઓ લગ્નગીતની રેકર્ડ મૂકવાની ફરમાઈશ કરી જતી હતી. પેલો વગાડવાવાળો સૌનું માન રાખતો હતો. એને શું? એક પછી એક રેકર્ડ મૂકવાની જ હતી ને?

મેં એના માણસને પૂછયું 'આ રેડિયો મૂકવાનો શો ચાર્જ કરો છો?'

રેડિયો ટયુબ લાઈટ સાથે ત્રણ દિવસના બસો રૂપિયા કર્યા છે લાઈટના માટે તેને નાનું જનરેટર મશીન ગોઠવવું પડયું હતું. એક ગાડીમાં નાખીને આ માલની હેરફેર કરતો હતો. એણે જણાવ્યું કે તે ઘેરથી પંદરેક દિવસથી નીકળ્યો છે. હજી તો વરધીઓ ચાલુ છે. કાલે તે બાજુના ગામમાં જવાનો હતો. ગામેગામ રેડિયો (લાઉડ સ્પીકર) પહોંચી ગયાં છે. લગ્ન વખતે હવે લગ્નગીતો નહિ પણ ફિલ્મી ગીતો ગવાય છે. શહેર જેવી રોશની થાય છે અને મંડપ બંધાય છે. આ જોયું અને મને થયું કે ગામડાવાળાને આવો ખર્ચ પોસાય ખરો? જેનો ધણી બૂમો મારે છે કે વર્ષ ખરાબ ગયું, ખેડૂત મરી ગયો, એ જ આવી રીતે બસો રૂપિયા ખર્ચી નાખે તેનો શો અર્થ! આ ગામડાંવાળાઓને કોણ સમજાવે!

મારે એ ભાઈનું ધ્યાન ખેંચવું હતું. પણ તેમના ઘેર લગ્ન પ્રસંગ હોય ને વાત કરું તે કેવું કહેવાય! પણ મેં ગામના બીજા ભાઈઓને વાત કરી. ગામમાં જે રિવાજ નથી તે શું કરવા લાવો છો! શું કરવા શહેરનું આંધળું અનુકરણ કરો છો! શહેરવાળા તો ગણત્રીબાજ હોય છે. તમારામાં ગણત્રીનો અભાવ છે. હવે તો શહેરમાં પણ આવો ભભકો ઓછો થતો જાય છે. આ સાંભળી સૌ કહેવા લાગ્યા :

'સેવકરામની વાત તો બરાબર છે. ગામડાવાળાને આવો ખોટો ખર્ચો ન પોસાય. પણ શું કરીએ! સૌએ દેખાદેખીમાં આંધળિયાં કરે છે.'

પેલા ભાઈને પણ વાત કરવાની તક મળી ગઈ. એમણે જ એવી તક આપી એમ જ કહો ને! એ ભાઈ તેમના દીકરાને લઈને હું જ્યાં ઊતર્યો હતો તે મેડા પર આવ્યા. આવીને કહે,



'સેવકરામ! એક ખાસ કામ કરવાનું છે.'

'બોલો શું કામ છે?'

'આ અમારો ગોવિંદ ચાલુ સાલે મેટ્રિકની પરીક્ષા આલીને આવ્યો છે. ભણવામાં હોંશિયાર છે. એને હવે કોલેજમાં મૂકવો છે. તમે તો જાણો છો ને કે મારાથી એવું ખર્ચ વેઠી ન શકાય. આવા કાઠા વર્ષમાં હું એને કેવી રીતે ભણાવી શકું? તમે એને ક્યાંયથી મદદ ન અપાવો?'

હું એ ભાઈ સામે તાકી રહ્યો. આમને તો મારે ધૂર્ત કહેવા કે મૂર્ખ કહેવા? એક બાજુ ગજા ઉપરનું ખર્ચ કરે છે. બીજી બાજુ ભીખ માગવાની વાત કરે છે. મેં તેમની આંખ ઉઘાડી નાખે તેવી રીતે કહ્યું:

'મદદ તો ગરીબને માગવાની હોય. તમારાથી મદદ મંગાય?'

'તો ભાઈસા'બ અમે કયા દિવસના તવંગર થઈ ગયા. વ્યવહાર કેમ ચલાવીએ એ તો અમારું મન જાણે છે.'

'તવંગર ન હોત તો તમે રેડિયો શાનો મૂકાવ્યો છે! મંડપ અને રોશની શાની કરાવી છે?'

'એ તો ભાઈસા'બ કર્યા વગર ચાલે એમ નહોતું. સગો કહે કે આદર સત્કાર બરાબર કરો તો જાન લઈને આવું. આ તો ના છૂટકે કરવું પડ્યું છે.'

'એમાં કેટલું ખર્ચ થશે!'

'થશે જ તો. બસો રૂપિયા તો એ લઈ જશે.'

'તો એ બસો રૂપિયા આ છોકરાને ભણવામાં આપ્યા હોત તો! મદદ આપનારો આપી આપીને મહિને દસ રૂપિયા આપે. તો તેને વર્ષે એકસો વીસ રૂપિયા મળે. તેના કરતાં તો તમારા આ બસો તેને વધુ ઉપયોગી થઈ પડ્યા હોત.'

'સેવકરામ! અમે કાંઈ નહિ સમજતા હોય! પણ ના છૂટકે આ બધું કરવું પડે છે. ના કરીએ તો ભૂંડું દેખાય છે. બધા મંડપ બંધાવે, રેડિયો મૂકાવે ને હું ન મૂકાવું તો લોકો ટીકા કરે. તમે તો રહ્યા આવા માણસ. વ્યવહારમાં કેવી મુશ્કેલીઓ આવે છે તેની તમને ક્યાંથી ખબર પડે! ભાઈસા'બ! આવું ન કરીએ તો લોકો ચૂંટી ખાય! પાછળ આ છોકરાનું ઠેકાણું ના પડે. અમારે તો ગરજે આ બધું કરવું પડે છે! બસો રૂપિયા આપવાનું તો ઘણુંયે કઠે છે. પણ શું કરીએ......'

તે આવાં રોદણાં રોતાં રોતાં કાલાવાલા કરવા લાગ્યો:

'સેવકરામ! આ છોકરાનો હાથ પકડજો, ભણવામાં હુશિયાર છે. આગળ વધે એવો છે. તમે ટેકો કરાવો તો મારું ગરીબનું કામ થઈ જાય.'

મેં પેલા છોકરા સામે જોયું. તે શરમનો માર્યો નીચે તાકી રહ્યો હતો. તેને બાપનું પગલું ગમ્યું નહોતું, પણ તેનું કંઈ ચાલતું નહોતું એથી લાચાર દશામાં તે મૂંગો રહ્યો હતો.

આ કંઈ એક ગામની દશા નથી. ગામે ગામમાં આવાં કામો અને આવા માણસો જોવા મળે છે. ખોટા ખર્ચો કરે છે. ગજા ઉપરના ખર્ચો કરે છે અને પાછળથી પસ્તાય છે. ગામડામાં વધતા જતા ખોટા ખર્ચ બાળવાની ખૂબ જરૂર છે. જો સમયસર ગામડાં નહિ જાગે તો દેવાના ભાર નીચે દબાતાં જશે. બીજું કંઈ નહિ તો ગામનું ધન ગામ બહાર ખેંચાઈ જશે. હું ગામડાંઓમાં ફરું છું. હવે તો તપાસ પણ કરું છું કે ગામમાં દેવાદાર કેટલા છે. એ દેવાના કારણમાં ઊતરું છું તો જણાય છે કે મોટા ભાગનું દેવું આવા કુરિવાજોના કારણે થયેલું હોય છે. કાં તો મરણ પ્રસંગે કે કાં તો લગ્ન પ્રસંગે એ લોકોને દેવું કરવું પડે છે. પછી તો દેવું વધતું જાય અને ખેડૂત દેવામાં ડૂબેલો રહે છે. ખેતીની આવક વધે, અનાજના ભાવ વધે, ખેડૂત આબાદ થાય. પણ જો તે આ રીતે ગજા બહારનું ખર્ચ કર્યા કરશે તો તે આવો જ રહેશે. તે જીવનની અનિવાર્ય જરૂરિયાત માટે પાઈએ

ખર્ચ કરતો નથી. નાની મોટી ચીજો વગર ચલાવી લે છે. પણ આ રીતે અવસર આવે દરવાજા ઉઘાડી નાખે છે. મારું એ લોકોને એમ જ કહેવું છે કે 'ભાઈ! તમારી આવકનો સદ્વ્યય કરો. તમે સુખ શાંતિથી રહો અને જીવો.

બીજા દિવસે વળી બીજી વાત સાંભળી. હું તો એસ. ટી.માં બેસી પાછો સ્ટેશને ગયો. ત્યાં એક ઓળખીતા ભાઈ મળી ગયા. વાતવાતમાં પૂછ્યું : 'તમે આ બાજુ ક્યાંથી ?'

'જાનમાં ગયો હતો. આવીને સાંજની ગાડીમાં અમદાવાદ જવું હતું. પણ મોટરે ગાડી ચુકવી.'

'મોટર તો ગાડીના ટાઈમે આવે છે!'

'પણ આ તો વરધીની મોટર આવવાની હતી. જાનને લઈ આવી હતી. સાંજના પાંચ વાગ્યાનો વાયદો કર્યો હતો. પણ એ તો રાતના દસ વાગે પણ ન આવ્યો.'

'કેટલા ગાઉ દૂર જવાનું હતું.'

'જવાનું તો હતું ત્રણ ચાર ગાઉ દૂર. પણ મોટરનું અગાઉથી નક્કી કરેલું એટલે અમને એમ કે હમણાં આવશે...હમણાં આવશે...ને આવી જ નહિ. વરઘોડિયાં ગામના ગોંદરે બેસી રહ્યાં. રાતના આઠ વાગે તો અમારા ગામમાં ઉજાણું પુંખવાનું હતું. પણ મોટર આવે ત્યારે ને!'

એ ભાઈએ હસવા જેવી વાત કરી. વેવાઈના ત્યાંથી વિદાય લઈને જાન સાંજના સાત વાગે તો ગામના ગોંદરે આવી. મોટર ન આવી એટલે કંટાળીને બધા પાછા આવ્યા. કન્યાના બાપ તો ચીજભાવ આરોપવા લાગ્યા હતા. બીજા વાસમાં જાન આવવાની હતી ત્યાં વાસણ કુસણ પણ ઊપડી ગયાં હતાં. પણ જાન ગઈ નહિ, હવે તો રાત પડી. રાતના વખતે જાનને કેમ મોકલાય! ચોરીનો ભય. એટલે જાનને પાછી વાળી. રાતના ખીચડી શાક કર્યું અને બધાંને જમાડ્યાં. મોટર બારેક વાગે આવી. એ વખતે કંઈ જવા દેવાય! એટલે પરોઢિયે ચાર વાગે સૌને વિદાય કર્યાં'.

મોટરવાળાને પૂછ્યું તો કહે એક વરધીમાં મોડું થયું અને વળતાં મોટર બગડી. જેમ તેમ કરીને તે આવ્યો.

આના કરતાં ત્રણ ચાર ગાઉ ચાલી નાખના હોય તો! મોટર નહોતી ત્યારે જાન ચાલીને જતી હતી. તો આવી અગવડ વેઠવી તેના કરતાં જાન ચાલે તો શું ખોટું? વહુ વેલમાં આવે. વેલ જોડવાનો રિવાજ ખોટો પણ નથી. પણ લોકો દિશા ભૂલ્યા છે. ભાન વગરનું ખર્ચ કરે છે! હસવા જેવા પ્રસંગો બને છે પણ તેમની આંખ ઊઘડતી નથી.

એટલે તો મને થાય છે કે આ લોકોને કોણ સમજાવે. આ જોતાં ગામડામાં બાર હાથનું ચીભડું અને તેર હાથનું બી જેવો ઘાટ થાય. રાજકારણમાં આવક કરતાં ખર્ચ વધ્યો છે. પછી ગામડાં કેવી રીતે આબાદ થાય? રાજકારણમાં પડેલાઓએ પણ સમાજ સુધારાના કાર્યમાં સક્રિય રસ લેવો જોઈએ. જો કુરિવાજો ચાલુ રહેશે તો ગામડાની આબાદી થવાની નથી એ દીવા જેવી વાત છે! હું રહ્યો એકલો અટુલો...આટલાં બધાં ગામડાંને કોણ જગાડશે!

*

વિજયશંકર કામદાર

## સંસાર

સંસારમાં જીવન મૃત્યુ વણાય ભેળાં :
સંસાર ભેળ્યાં વિષ અમૃતો છે !
નિર્માણ આ સકલ વિશ્વ વિરાટ કેરું
તો ખેદ શો ? હરખ શો ? બસ ઈશ્વરેચ્છા.

*






ઝીણી નાની વાતો તરફની આપણી બેદરકારી કે આંખમીંચામણાં કેટલીયવાર એવાં તો ખતરનાક નીવડે છે! નાની બાબતને નાની માની લેવી એ જ મોટી ભૂલ છે. અંગ્રેજીમાં તો કહેવત જ છે કે Take care of penny, pound will take eare of itstlf. આપણે પણ મોટી બાબતો તરફ કાળજી રાખવા જેટલા ઝડપથી કટિબદ્ધ થઈએ છીએ તેટલું જ નાની બાબતો તરફ ધ્યાન આપતાં શીખવું જોઈએ. આપણી કોઈ મોટી વસ્તુ ચોરાઈ જાય, અથવા તો ઘરમાંથી દેખાતી બંધ થાય એ તરત આપણા ધ્યાનમાં આવે છે. પણ સાવ ઝીણી ઝીણી વસ્તુઓ આપણા ઘરમાં કયે ઠેકાણે પડી છે, અત્યાર સુધી કયાં હતી અને હવે અહીં ક્યાંથી આવી ગઈ, અથવા તો અત્યાર સુધી અહીં હતી ને હવે કયાં જશે તે તરફ એટલી ગંભીરતાથી કયારેય વિચારતાં નથી.

પણ આ એક એવો પાઠ શીખવાનો હોય છે કે જે આપણને ખૂબ ઉપયોગી થઈ પડતો હોય છે. દેખીતી રીતે આ વાત બહુ મહત્ત્વની નથી લાગતી એટલે જ તેના તરફ આપણી બેદરકારી વધતી જતી હોય છે. ઘરમાં ટેબલ ઉપર પડેલા પેપર-વેઈટથી માંડીને આપણા રસોડાની નાનામાં નાની ચીજ એની મૂળ જગ્યાએથી જરાક પણ ખસે ત્યારે આપણને તરત લાગવું જ જોઈએ કે કોઈ નવો હાથ ફર્યો છે. આ જાતની દરકારને ચીકણાશમાં ખપાવવાની જરૂર નથી. પણ આ ચીવટ જીવનમાં જડાઈ જાય છે ત્યારે કેટલીકવાર મોટી મોટી બાબતો તરફની પણ એ નાની બાબત જેટલી જ આપણી ચીવટાઈ કેળવાય છે. અને તેને જ કારણે કયારેક આપણું સાફ-સૂથરું ઘર કેટલાયનું ઈર્ષાપાત્ર બને છે.

આમાં ઈર્ષા કરવાનું કારણ ખોટું જ હોય છે. ઈર્ષા કરનાર વ્યક્તિ પોતે અણઘડ છે કે તે વ્યવસ્થિત રાખવામાં કામયાબ નથી નીવડતી એવું નથી હોતું. પણ પહેલેથી જ ઝીણી ઝીણી બાબતો પ્રત્યે સેવેલું દુર્લક્ષ જ આવી મોટી બાબતો તરફ બેદરકાર રહેવાનું શીખવી દે છે. તેમને આપણે નાની બાબતો વિષે વિચારવાનું કહીએ તો ય એવી ચીકાશ તરફ અણગમો બતાવી હસી કાઢે. પણ એવી વ્યક્તિનું મન જ પહેલેથી એવી રીતે ટેવાયું—ઘડાયું હોય છે એટલે જ એ બાબત જલદી તેના ગળે ઊતરતી નથી. છતાંય બધો ખ્યાલ જો દાખલા દલીલથી અને સમજપૂર્વકનો આપીએ તો તે માન્યતામાં એકદમ નહિ, પણ ધીમો ફેરફાર થઈ શકે. બાળકોમાં તો આ જાતની ટેવ પાડવાનો શરૂથી જ આગ્રહ રાખતાં માબાપ તેમના બાળકના ઊજળા ભવિષ્યનું એક મોટું પુણ્ય પામે છે.

કાર્યકર તરીકે અજ્ઞાત રહીને જાણીતાં થઈ ચૂક્યાં હતાં. પોળમાં જે મકાન સદાનું ખાલી જેવું રહેતું, જે મકાન તરફ પોળનું કૂતરું પણ ન ફરકતું તે આખી પોળનું આશ્વાસન-ધામ બની ગયું. કલ્યાણીબેનની સુવાસ એ પોળની આબાદીમાં ઓર રોનક લાવી ગઈ.

## અંગૂઠો ચૂસતું બાળક

'જો તમારું બાળક છ વર્ષની અંદરનું હોય અને તે અંગૂઠો ચૂસતું હોય તો તમે બિલકુલ ચિંતા ન કરશો.' એક વખત વાત નીકળતાં અમારા ડૉક્ટરે મને કહ્યું. પણ અમારી એ ચિંતા ઓછી થતી જ નહોતી, કારણકે અમારી બેબી ત્રણ મહિનાની હતી ત્યારથી જ અંગૂઠો ચૂસતી હતી. પછી તો અમે તેને દૂધની શીશી, ચૂસણીયું વગેરે ચૂસવા માટે આપતાં. પણ મેં જોયું કે જ્યારે જ્યારે તે કંટાળી ગઈ હોય ત્યારે તરત જ તેનો અંગૂઠો મોં ભણી વળી જતો. શીશી આપવાને થોડું મોડું થઈ જાય અગર તો તેનો ઊંઘવાનો સમય થઈ ગયો હોય ત્યારે અંગૂઠો જ તેને સંતોષી શકતો.

આ રીતે બે વર્ષ પસાર થયાં પછી મેં એના તરફ વધુ ધ્યાન આપવા માંડ્યું. કારણકે એનો આગળનો દાંત મોટો આવવાનું કારણ મને અંગૂઠો લાગ્યું. અને અમે તેને રોકવા પ્રયત્ન કરવા લાગ્યા. જ્યારે ડૉક્ટરે અને બીજાં એક અનુભવી બહેને મને રોકટોક કરવા ના કહી અને કહ્યું કે તમે બાળકના ઉપર જ બધું છોડી દો, ખરો સમય પાકશે એટલે એની આ ટેવ તે તેની મેળે જ છોડી દેશે. અમને આ સલાહ એકદમ રૂચી નહિ.

પણ જ્યારે અમે એની ઉપરના બધા અખતરામાં નિષ્ફળ નીવડ્યાં ત્યારે ચો વર્ષની શરૂઆતથી અમે ડૉક્ટરની સલ મુજબ રાહ જોઈ. અમે જોયા જ કર્યું. ધી ધીમે તેનામાં ફેર પડતો જતો હતો. મ સૂતી વખતે જ તે અંગૂઠો મોંમાં નાખ ક્યારેક ખૂબ થાકેલી, કંટાળેલી હોય ત પણ તે ચૂસતી. અંગૂઠો તેના આરામની જરૂ યાત પૂરી પાડવાનું એક સાધન હતું.

ઉનાળાની રજાઓમાં અમે બહારગામ ફર ગયાં. અમારા કુટુંબ સિવાય બીજી કો કંપની નહોતી તેમજ અમારા બંગલામાં પ અમે એકલાં જ હતાં. બંગલો વિશાળ હ એટલે રૂમ ઘણા હતા. બેબી માટે રમતો સાધનો પુષ્કળ હતાં. પણ ત્યારે તેની સા રમનાર તેનો મોટો એક ભાઈ જ હતો. બ ભાઈબહેન રમવામાં મશગૂલ રહેતાં. અંગૂ તો જાણે ભૂલાઈ જ ગયેલ, પણ રાત્રે સૂ વખતે તરત મોંમાં આવી જતો.

રજાઓ પૂરી થઈ અને અમે અમારા ઘે આવી પહોંચ્યાં. થોડા દિવસ પછી બેબીએ મને કહ્યું: 'મમ્મી, મારા અંગૂઠા ઉપર પે પટ્ટી લગાવી આપો જેથી હું અંગૂઠો ચૂ નહિ અને મને યાદ રહે કે અંગૂઠો ચૂસ માટે નથી.' મેં મારી બધી જ લાગણીઓ છુપાવી રાખી અને તેના કહેવા મુજબ પટ્ટી લગાવી આપી. પટ્ટી અંગૂઠા ઉપર બરોબ રહેતી, કારણ હવે તેને પોતે મોટી થઈ અને તેનું સમાજમાં શું સ્થાન છે તેનો ખ્યાલ આવ્યો હતો. તેને મોટા મિત્રો આગળ અંગૂઠો ચૂસતાં શરમ લાગતી હતી.



**વિજ્ઞાન દર્શન :**

[ લે. બંસીલાલ ગાંધી : જયંતીલાલ ઓઝા : નરસિંહ મૂ૦ શાહ. પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, કિં. રૂા. ૧–૦–૦ ]

આવી પુસ્તકમાળા ભેટ આપી, ગુજરાતની પ્રજાને, ઓછી મહેનતે વિજ્ઞાનનું વધુ જ્ઞાન આપી, આધુનિક પ્રગતિશીલ વિજ્ઞાનજગતની અત્યંત નજીક લાવવાનો અનુપમ પ્રયાસ, વિજ્ઞાનદર્શનના લેખકો માટે, સાચે જ અભિનંદનીય બની રહે છે.

શરૂઆતનાં પ્રકરણો આપણા વિજ્ઞાનની અવ્યવસ્થિતતા તરફ ધ્યાન દોરે છે, અને પછીનાં પ્રકરણોમાં મહાન વૈજ્ઞાનિકો તથા અગત્યની વૈજ્ઞાનિક શોધોનાં દૃષ્ટાંતો ટાંકી વિજ્ઞાન પ્રત્યેની આપણી દૃષ્ટિ સુધારવા લેખક યત્ન કરે છે.

બાળકો અને મોટેરાંઓ—ઉભયવર્ગને વાંચવામાં ખૂબ આનંદ પડે એવી મધુર શૈલીમાં માહિતીપૂર્ણ વિગતોથી ભરેલ આ પુસ્તક પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણોના અભ્યાસક્રમમાં દાખલ કરી શકાય તો ગુજરાતનાં બાળકો એનો સાચો લાભ ઊઠાવી શકે.

**જૂનું મુંબઈ :**

[ લે. વીરજી ગંગાધર માહેશ્વર, પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ; કિં. ૧–૪–૦ ]

મુંબઈની પ્રગતિનો ઇતિહાસ વર્ણવતું આ પુસ્તક ફક્ત ૭૨ પાનાંના મર્યાદિત કદમાં લખાયેલું હોવા છતાં, અઢી હજાર વર્ષ જૂનું મુંબઈ હાલની આંતરરાષ્ટ્રીય મહત્તા કેવી રીતે મેળવી શક્યું, એનું રસમય બ્યાન કરાવી જાય છે. વિષય કાંઈક અંશે શુષ્ક હોવા છતાં વાચક એકી બેઠકે પૂરું કરી શકે

---

ત્રણ ચાર દિવસમાં તો તે અંગૂઠો ચૂસવાનું ભૂલી ગઈ. ક્યારેક સહેજે અંગૂઠો મોં તરફ વળતો ત્યારે પટ્ટીની યાદે તે પાછો ખેંચી લેતી. અને અઠવાડિયામાં તો તેણે અંગૂઠો ચૂસવાનું બિલકુલ છોડી દીધું.

અમે તેને એક દિવસ બજારમાં લઈ ગયાં અને ઘણા વખતની તેની એક ઇચ્છા પૂરી કરી. અમે એની મનગમતી બંદૂક લઈ આપી. અને કહ્યું કે 'હવે તેં અંગૂઠો ચૂસવાનું બંધ કર્યું છે તેથી અમને પણ થયું કે તું હવે બંદૂક વાપરવા જેવડી મોટી થઈ છે.' આ સાંભળતાં તે એકદમ ચમકી.

તમારા બાળકને તેની કોઈપણ કુટેવ માટે ક્યારે પણ ધમકાવીને, રોકટોક કરીને તેની તે કુટેવ પ્રત્યે વધુ ધ્યાન ન દોરો. એથી તો તે કંઈક વધુ જિદ્દી બને છે, કારણ તેમાં તેને બધાં કરતાં પોતે કંઈક નવું કરી રહ્યું છે એવું લાગ્યા કરે છે અને એ ભૂલવાને બદલે વધુ સતેજ બને છે. તમે જ તમારા બાળકમાં વિશ્વાસ રાખો, મોડાવહેલાં ગમે ત્યારે તે જ સમજશે અને પોતાને ભાન થતાં એ કુટેવમાંથી પોતાની મેળે જ મુક્ત થશે.

*



એવી રસમય શૈલી અને સરળ ભાષામાં પુસ્તકની રચના થઈ છે.

ફક્ત ઇતિહાસની વિગતો દ્વારા પુસ્તકને નિરસ ન બનાવી મૂકતાં લેખકે કેટલીક જગ્યાએ તળપદી ભાષામાં હળવા કટાક્ષો અને અંગ્રેજોની સાહેબશાહીની મીઠી વાતો મૂકી પુસ્તકનું નૈતિક મૂલ્ય વધાર્યું છે.

આટલાં પાનાંમાં પણ મુંબઈના વિકાસમાં અગત્યનો ફાળો આપનાર એકેએક પાસાંને બરાબર ચકાસીને વ્યવસ્થિત રીતે ગોઠવ્યાં છે. પુરાણા સમયથી મુંબઈએ કોના કોના અને કેટકેટલા પડછાયા જોયા, અને તે બધાની એના ઉપર શું અસર થઈ તે પુસ્તક માટે સફળ રીતે ગૂંથી લેવા બદલ લેખક શ્રી. વીરજી ગંગાધર માહેશ્વરને અભિનંદન.

## શરબતી આંખો :

[ લે. ચંદુલાલ પટેલ અને બીજા તેર. પ્ર. ધનશ્યામ પુસ્તકાલય, મુંબાઈ, ૧. કિં. રૂ. ૨–૧૨–૦ ]

મથાળું છે એવું જ રંગીલું ચિત્ર જેકેટ પર નાથી આ નવલકથાને બાહ્ય દૃષ્ટિએ 'બે ઘડી મોજ' નારામ' જેવા પ્રકારના ફૂટ–પાયરી સાહિત્યમાં ી લઈ કોઈ શિષ્ટ સાહિત્યનો વાચક એને કદાચ 'થ જ અડકાડે નહીં. કદાચ હાથમાં લઈને ઉઘાડે તો કરસનદાસ માણેક, પન્નાલાલ પટેલ, પીતાંબર ટલ, ગુણવંતરાય આચાર્ય વગેરેનાં નામ એમાં લખક તરીકે વાંચીને નવાઈ પામે; પણ વાંચી જવાની હિંમત કરે તો એ ધાર્યો જેટલી નિરાશા ન પણ અનુભવે.

'શરબતી આંખો'ની કિંમત નવલકથા તરીકે આંકવા જેવી નથી, એના 'એક સાવ' નવતર પ્રયોગ માટે આંકવા જેવી છે. ચૌદ લેખકોએ પોતાની મરજી મુજબ એને વળાંક આપ્યો છે (દરેક લેખકે પહેલાંનાં પ્રકરણ વાંચી જઈને પોતાનું એક પ્રકરણ ઉમેર્યું છે). એના શ્રીગણેશ શ્રી. ચંદુલાલ પટેલે કર્યા છે. પ્રયોગ કંઈક વધુ યોજનાબદ્ધ રીતે કર્યો હોત તો ખૂબ સફળ નીવડત. નવલકથા લખાઈ ગયા પછી પણ બધા કે મોટા ભાગના લેખકો ભેગા થઈને એને તપાસી ગયા હોત તો વિચારો, ભાષા ને શૈલીનો ઘણો શંભુમેળો દૂર કરી શકાત. ચૌદ લેખકોને અભિનંદન ઘટતાં હોય તો માત્ર એટલાં જ કે એ વાચકની ઉત્સુકતા ઠીકઠીક જળવાઈ રહે એટલી રસિકતા વાર્તામાં આણી શક્યા છે. વાર્તાના દોરને ચગાવવાના લેખકોના પુરુષાર્થને અભિનંદન ઘટે છે. પણ 'ભૂતકાળમાં ભૂસ્કો' નામનું શ્રી. બકુલેશનું ત્રીજું પ્રકરણ વાર્તાને એવે આડે પાટે લઈ જાય છે કે ગમે તેવો સહાનુભૂતક વાચક પણ લેખકને એ માટે માફ કરી શકે નહીં. ગાડીને સીધે પાટે ચડાવવામાં શ્રી. નૌતમ જાની ને એમના પછીના લેખકોએ ખૂબ શ્રમ લીધો છે; છતાં પ્રકરણ ત્રીજું વાર્તારસને જે હાનિ પહોંચાડે છે એની અસર ભૂંસાતી નથી.

લેખકો ગુજરાતના જુદાજુદા પ્રદેશોમાંથી આવતા હોવાથી એમના તળપદી ગુજરાતીનો પ્રયોગ એમણે પાત્રો પાસે કરાવ્યો છે. આથી વાર્તા–નાયિકા તારા પહેલા પ્રકરણમાં ઉત્તર ગુજરાતી લાગે છે, ત્યારપછીનાં થોડાં પ્રકરણમાં કાઠિયાવાડી લાગે છે ને બારમા પ્રકરણ સુધીમાં તો એ સુરતી લહેકાવાળી બની જાય છે.

વાર્તાને બજારુ રંગ ચડાવીને એને ફરીવાર મારી નાખવાનો ને નવમા પ્રકરણમાં જ વાર્તાના અંત વિષે અટકળ કરી શકાય એવી સ્થિતિ સર્જવાનું બહુમાન શ્રી. કરસનદાસ માણેકને જાય છે. કોઈ વાર્તા અધવચ્ચે ફસકાઈ પડે તો એને ફિલ્મી દુનિયામાં ઘસડી જવાથી ચાર–પાંચ પ્રકરણ તો વિનાસંકોચે લખી નાખી શકાય. શ્રી. માણેકે બાકીના પાંચ લેખકોનો માર્ગ એ રીતે મોકળો કરી આપ્યો છે. સિનેમા ક્ષેત્રમાં હિંદી બોલતાં આવડવું જોઈએ ને ગામડિયણ તારા સારું હિંદી બોલ્યા વિના તો કઈ રીતે મોટી અભિનેત્રી બની શકે? આથી શ્રી. મધુકરને તુક્કો સૂઝ્યો કે તારા જેવી ગ્રામકન્યા 'ગ્રામ્ય ઉદ્યોગ મંદિર'માં હિંદી શીખેલી

જ હતી એવું જાહેર કરીને ગબડતી વાતોને આગળ ગબડાવવી. જો તારા આટલી સુશિક્ષિત હતી તો જીવનમાં આવી પડેલી આ કસોટીની પળે એ ફિલ્મી જગતમાં જોડાવા વિષે કેમ સંવેદનશીલ ન બની ?

આ પ્રકરણના લેખક શ્રી. મધુકર સ્ત્રીઓ વિષે પોતાની આગવી ફિલસૂફી ધરાવે છે ને અવારનવાર એને વાર્તામાં વણી લે છે. એવાં અનેક વાક્યોમાંનું એક વાક્ય ( પા. ૧૧૮ ) જુઓ :

'સ્ત્રી એક એવું પ્રાણી છે કે જે સતત સંવનન સિવાય મિલનના મહાસાગરના ધસમસતાં મોજાં જેવો આવેશ અનુભવતું નથી.'

દુનિયામાં કોઈ દેશની સ્ત્રીઓ આ કથન સાંખી લે ખરી ? પા. ૧૨૫ પર આ જ લેખકે એક પંજાબણ સીનેનટીને વાતચીત દરમિયાન હિંદીમાંથી ગુજરાતી ભાષામાં ઊતરી પડતી ને ગુજરાતી સ્ટુડિયો માલિકને હિંદીમાં ઉત્તર વાળતા દર્શાવ્યા છે.

દરેક પ્રકરણને અંતે કાંઈ પણ ઔચિત્ય વિનાનાં ચિત્રોના બ્લોક છાપ્યા છે. અંતિમ પ્રકરણ 'બધું સારું જેનો અંત સારો' સૂત્રને આધારે કાંઈક સાંત્વન આપવા માંડે છે ત્યાં જ 'યુવાનીના નશામાં...?' 'ગેબી વિદ્યાનો ચમત્કાર', 'સુંદર અને મોહક અંગવાળી મદમસ્ત યૌવનાઓની કલાત્મક તસ્વીરોવાળા નરનારી ફોટો આલબમ' વગેરેની જાહેર ખબરો શિષ્ટ વાચકને કાંઈક ગૂંગળાવે છે. આવા પ્રકારની નવલકથામાં પણ જોડણી વિષેની બેકાળજી વિષે નોંધ લેવી એ ક્ષમ્ય ગણાશે ખરું ?

નવતર પ્રયોગમાં સહકાર આપવાના ઉત્સાહમાં ગુજરાતના થોડા લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારોએ સરતી સિદ્ધિ શોધી છે ને પ્રશંસક વાચકોની એમના પ્રત્યેની નિષ્ઠા ડગાવી છે. આવા નવતર પ્રયોગ બદલ લેખકો અભિનંદનને પાત્ર જરૂર છે, પરંતુ એ પ્રયોગ આવી બજારુવૃત્તિથી ન થયો હોત તો ચૌદમાંના એક લેખક શ્રી જેઠાલાલ સોમૈયાએ નિવેદનમાં આત્મપ્રશંસાનાં જે પુષ્પો વેર્યાં છે તે સાર્થક થાત. સ્પષ્ટતા અર્થે નિવેદનનું જ એક વાક્ય મૂકીએ :

'કટકે કટકે લખાયેલી આ કૃતિની સૌરભ સરસ ને તાઝગીભરી લાગે છે. ઘણી કૃતિઓ સમય જતાં વાસી બની જાય છે અને તાઝગી ખોઈ દે છે. એ રીતે જોતાં 'શરબતી આંખો'માં ચિરંજીવ સાહિત્યનું એક એવું તત્ત્વ પણ જળવાઈ રહ્યું છે, જેને કામનાં બંધન સ્પર્શતાં નથી.'

વાચકને પણ એમ થશે કે શ્રી. સોમૈયા કહે છે તેવી આ નવલકથા હોત તો કેવું સારું હતું ?

**ધારાપતિ :**

[ લે. કૃષ્ણપ્રસાદ ભટ્ટ પ્ર. આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ. ૧૯૫૫. કિં. ૨–૮–૦ ]

રાજા ભોજ ને બત્રીસ પૂતળીની ગુજરાતી સાહિત્યમાં અત્યંત પ્રચલિત વાતો લેખકે અહીં પોતાની આગવી શૈલીમાં રજૂ કરી છે. એમાં ટાંકેલા દોહરા અંગે કોઈ પણ ગ્રંથનું સૌજન્ય સ્વીકારવાની આવશ્યકતા એમને જણાઈ નથી. રાજા વિક્રમની પરદુઃખ ભંજન વૃત્તિની વાતો રસિક છે, પરંતુ છાપકામ નબળું છે ને વાર્તાશૈલી કાંઈક જૂનવાણી છે, આથી આ પુસ્તક દ્વારા રાજા વિક્રમની વાતો વધુ શિષ્ટ ભાષામાં ગુજરાતી વાચકોને મળતી નથી. કાગળ ખૂબ હલકા છે ને કિંમત પ્રમાણમાં વધારે છે. વિક્રમ અને ભોજની વાતો આધુનિક શૈલીમાં સચિત્ર પ્રસિદ્ધ કરવાથી કિશોર–કિશોરીઓની જિજ્ઞાસા સંતોષી શકાશે. એ દિશામાં પ્રયત્ન જરૂરી છે.

**ગદ્ય સંગ્રહ :**

[ સં. ગિરિરાજ કિશોર, અંબાશંકર નાગર પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૯. મૂ. ૨–૮–૦ ]

જાણીતા હિંદી તથા અહિંદી લેખકોની પંદર કૃતિઓનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આત્મકથા, જીવનચરિત્ર, વાર્તા, નાટક તથા નિબંધ વગેરે અનેક પ્રકારનાં લખાણો એમાં આવી જાય છે. લખાણોની પસંદગી વિષે કશુંય કહેવાપણું



નથી, ઉપરાંત પુસ્તકને અંતે અઘરા શબ્દોના પર્યાય આપીને વિદ્યાર્થીઓની અગવડનો પણ ખ્યાલ રાખવામાં આવ્યો છે.

### ભૂલ સુધારેં :

[ સં. ગિરિરાજ કિશોર : અંબાશંકર નાગર પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૯. મૂ રૂ. ૧-૦-૦ ]

અહિંદીભાષી વિદ્યાર્થીઓ—પ્રૌઢ અને યુવાન—બંનેને હિંદી શીખવતી વખતે પડતી મુશ્કેલીઓ દૂર કરવાના ઉદ્દેશથી આ પુસ્તક સંપાદિત કરવામાં આવ્યું છે. વળી ગુજરાતી વિદ્યાર્થીઓને હિંદી શીખતી વખતે પડતી મુશ્કેલીઓને ધ્યાનમાં રાખીને આ પુસ્તકમાં ગુજરાતી–હિંદીની ભિન્નતા–અભિન્નતા તથા સાચી ને ખોટી જોડણી ઉર ઠીકઠીક ભાર મૂકવામાં આવ્યો છે. વ્યાકરણની બીજી સામાન્ય ભૂલો પણ સરળ રીતે સમજાવી છે. પરપ્રાંતીય વિદ્યાર્થીઓને પણ આ પુસ્તક ઠીકઠીક માર્ગદર્શક નીવડશે.

### પલકારા :

[ લે. ઝવેરચંદ મેઘાણી. પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ-૨. પોણાત્રણ રૂપિયા ].

અંગ્રેજી ચિત્રપટો જોઈને તેના વાર્તાદેહને ગુજરાતીમાં ઉતારેલો આ પુસ્તકમાં મળે છે. અંગ્રેજી ચિત્રપટો, તેની ખૂબીઓ, દિગ્દર્શકોની અને કલાકારોની વિશાળ દૃષ્ટિ અને તેનું આચમન કરનાર લગભગ આખું વિશ્વ. એ ચિત્રપટો સમજવા, જોવા અને આનંદ કરવા માટે જ છે તેવું નથી, તેમાંથી કેટલુંય જીવનમાં ઉતારવા જેવું પણ હોય છે. આ પુસ્તકની છયે વાર્તાઓ છ અંગ્રેજી ચિત્રપટો જોઈને એક તલસ્પર્શી કલમીની કલમમાંથી નીકળી છે એટલે તેની બહુમૂલ્યતા તો છે જ, ઉપરાંત આ જાતનું સાહિત્ય આપણને ખૂબ ઓછું મળ્યું છે. સ્વ. મેઘાણીનું જ 'પ્રતિમાઓ' પણ આવાં ચિત્રપટોની કથાઓથી સભર છે જ, આ પુસ્તક પણ ત્રીજી આવૃત્તિમાં પ્રવેશ પામે છે એ જ તેની ઉપયોગિતા બતાવે છે. તેમાંય શબ્દોને સહજતાથી ગોઠવતી શ્રી. મેઘાણીની કલમ હોય એટલે તો વાચકોમાં કોઈ અજબ આકર્ષણ પણ જન્માવે છે. 'પ્રતિમાઓ' અને 'પલકારા' આપણા સાહિત્યમાં તેના પ્રકાર-વૈશિષ્ટ્યને કારણે પણ ચિરંજીવ સ્થાન પામે છે. વિદેશી ચિત્રપટોની આ કથાઓમાં જે માનવધબકાર ભર્યો પડ્યો છે તે ખરેખર દરેક વાચકના અંતરમાં પ્રવેશી જાય છે. ન વાંચ્યું હોય તેમને આ પુસ્તક ખાસ વાંચી જવા જેવુ છે.

### સોરઠની સંધ્યા :

[ લે. ગુણવંતરાય આચાર્ય. પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ-૨. ત્રણ રૂપિયા ].

ત્રેવીસ વરસ પહેલાં 'ફૂલછાબ' સાપ્તાહિકના ભેટ પુસ્તક તરીકે પ્રગટ થયેલી નવ વાર્તાઓના આ સંગ્રહની આ ત્રીજી આવૃત્તિ છે. આટલા લાંબા સમયમાં થતી આટલી જ આવૃત્તિઓ ઉપરથી જણાય છે કે પુસ્તકની વાર્તાઓ વાચકોની ઇચ્છા સંતોષે તેવી નહિ હોય. છતાં પણ શ્રી આચાર્યની જોશીલી કલમથી આ શૌર્યની કથાઓ જે રીતે લખાઈ છે તેનો આસ્વાદ આજેય એવો જ વાચકો માણી શકે છે.

આ સંગ્રહની નવેનવ વાર્તાઓમાં ગઈ કાલ ઉપર પાછી નજર માંડવામાં આવી છે. પણ ગઈ કાલનાં જે તત્ત્વો આજની કસોટીએ અનર્થકારી લેખાય તેમની ચિરનિદ્રામાં પોતાને હાથે ખલેલ ન પહોંચે એવી લેખકે રાખેલી કાળજી દરેક વાર્તામાં વરતાઈ આવે છે. એટલે 'સોરઠની સંધ્યા'ની વાર્તાઓ એ માનવ-હૃદયની અમુક ઉચ્ચ ઊર્મિઓનું આલેખન કરનારી અને પોતાના પ્રાન્તની ગઈ કાલની પ્રજાના ખમીરના સાચા પરિવાર દ્વારા ભૂમિ તરફ મીઠું મમત્વ જગાડનારી બની રહે છે. ત્રીજી આવૃત્તિમાં પ્રવેશતી આ વાર્તાઓ વાચકોને કંઈક જચી જાય તેવી વાચનીય પણ છે.







# આપણી લોકસંસ્કૃતિ



જયમલ્લ પરમાર



યુવક સંઘ કમ્પાલા સંચાલિત 'જાગૃતિ' માસિકની

# ગુજરાતી વાર્તા હરીફાઇ

આફ્રિકામાં વસતા સાહિત્યકારોને પ્રોત્સાહન અને વેગ આપવાના તથા શબ્દશિલ્પીઓ સર્જવાના આશયથી યુવક સંઘ કમ્પાલા સાહિત્ય વિભાગ તરફથી ગુજરાતી વાર્તાઓ માટે એક હરીફાઈ યોજવામાં આવે છે. નાનામોટા સૌ કોઈ પ્રકારના વાર્તાલેખકો માટે આ હરીફાઈ ખુલ્લી છે. અને એ માટે પ્રવેશ ફી નથી. દરેક વાર્તાકાર પોતાને શ્રેષ્ઠ લાગતી પોતાની વધુમાં વધુ બે વાર્તાકૃતિઓ મોકલી શકે છે. આમાં સૌ કોઈ લેખક બિરાદરોને ભાગ લેવાનું અમારું હાર્દિક નિમંત્રણ છે. ગુજરાતના અગ્રગણ્ય સાહિત્યકારો અને વાર્તાકારોનો આ વાર્તા હરીફાઈમાં શ્રેષ્ઠ વાર્તાની પસંદગી કરવામાં અમને સાથ અને સહકાર છે.

**પહેલું ઈનામ :** એક જ વાર્તાકાર માટે ,
જાગૃતિ વાર્તા–હરીફાઈ સુવર્ણચંદ્રક

**બીજું ઈનામ :** બે વાર્તાકાર માટે
દરેકને એક એક ગોલ્ડકેપ પારકર '૫૧'

**ત્રીજું ઈનામ :** ત્રણ વાર્તાકારો માટે
દરેકને એક એક બીગબેન ટેબલ ઘડિયાળ

## —: શરતો અને નિયમો :—

૧ દરેક વાર્તા વધુમાં વધુ ૩૫૦૦ શબ્દોથી વધારે લાંબી ન હોવી જોઈએ. વાર્તાની નીચે વાર્તામાં કુલ્લે કેટલા શબ્દો છે તે ગણીને તેની સંખ્યાનો આંકડો જણાવવો. હરીફાઈ માટેની વાર્તા ઉપર તેમજ પરબીડિયા ઉપર **વાર્તા હરીફાઈ વિભાગ** એમ સ્પષ્ટ લખવું.

૨. કાગળની એક જ બાજુએ લખેલી વાર્તાના મથાળે લેખકે પોતાનું નામ કે તખલ્લુસ કંઈ જ ન લખવું, પરંતુ પોતાનું પૂરું નામ–સરનામું બીજા કાગળ ઉપર વાર્તા સાથે મોકલવું.

૩. વાર્તા ગમે ત્યારે મોકલી શકાય છે પરંતુ તે માટેની છેલ્લી તારીખ ૧૫મી ઑક્ટોબર ૧૯૫૭ છે. ત્યાર પછી મળેલી વાર્તાઓ વાર્તા–હરીફાઈ માટે સ્વીકારશે નહિ.

૪. પરીક્ષકોની સમિતિ સમક્ષ તંત્રી યા તેના પ્રતિનિધિના પ્રથમ વાંચનમાંથી પસાર થયેલી ઉચ્ચ કક્ષાની વાર્તાઓ રજૂ કરવામાં આવશે. વાર્તાની શ્રેષ્ઠતાનો ક્રમ પરીક્ષકોની સમિતિ નક્કી કરશે. અને તે મુજબ જાહેર કરેલાં ઈનામો વહેંચાશે.

૫. વાર્તા હરીફાઈ માટે આવેલી વાર્તાઓમાંથી 'જાગૃતિ' માં છાપવાયોગ્ય જે કોઈ વાર્તા હશે તે વાર્તા 'જાગૃતિ' માટે રાખવામાં આવશે અને યોગ્ય સમયે છપાશે. આ કક્ષાની પસંદ થયેલી કથાઓ કોઈ પણ સંજોગોમાં પાછી આપવામાં આવશે નહિ યા લેખક તે વાર્તા બીજે છાપવા આપી શકશે નહિ.

૬. વાર્તા હરીફાઈ પૂરી થયે બાકીની વાર્તાઓમાંથી જે જે વાર્તાઓ જાગૃતિ' ના ધોરણને સ્વીકાર્ય હશે તે વાર્તાઓ અનુક્રમે સમયાનુસાર 'જાગૃતિ' માસિકમાં પ્રગટ કરવાનો હક્ક સંપાદકને રહેશે. અસ્વીકાર્ય વાતાર્ઓ પરત કરવામાં આવશે.

૭. આ હરીફાઈનું પરિણામ 'જાગૃતિ' ના અંકમાં જાહેર કરવામાં આવશે.

૮. ઈનામી વાર્તાને પ્રથમ પ્રસિદ્ધ કરવાનો તેમજ ભાષાંતર કરવાનો અથવા બીજી કોઈ રીતે ગ્રંથસ્થ કરવાનો અધિકાર જાગૃતિ કાર્યાલયનો રહેશે. જેનો શક્ય હશે તો યોગ્ય પુરસ્કાર આપવામાં આવશે. છતાંય લેખક પોતાના સંગ્રહમાં તે વાર્તાનો ઉપયોગ કરી શકે છે.

૯. વાર્તાઓની ગુણવત્તા નક્કી કરવા સિવાયની બીજી બધીય બાબતોમાં તંત્રીનો નિર્ણય છેવટનો–અને કાયદેસર બંધનકર્તા ગણાશે અને ઉપરના તમામ નિયમો વાંચીને જ ભાગ લીધો છે તેમ ગણાશે.

— વાર્તાઓ મોકલવાનું સરનામું —

**અંબાલાલ ભાવસાર**
સંપાદક : 'જાગૃતિ'
બોકસ નં. ૭૨૬, કમ્પાલા
(યુગાન્ડા–આફ્રિકા)

# ભારતી સંઘનાં નવાં પુસ્તકો



### પન્નાલાલ પટેલકૃત

ભાંગ્યાના ભેરુ (નવી નવલ) ૮–૦
પારેવડાં (નવો વાર્તા સંગ્રહ) ૪–૦
દિલની વાત ,, ૩–૮
ઓરતા (નવી આવૃત્તિ) ૪–૦
મેથો ગામેતી (નવી વાતો) ૧–૪
જિંદગીના ખેલ (નવી આવૃત્તિ) ૪–૮
સાચાં સમણાં ,, ૩–૮
વાત્રકને કાંઠે ,, ૩–૮
જમાઈરાજ ,, ૨–૮
પાનેતરના રંગ ,, ૩–૦
સુરભિ ,, ૪–૮
મળેલા જીવ ,, ૪–૧૨

### ઈશ્વર પેટલીકરકૃત

કલ્પવૃક્ષ (નવી નવલકથા) ૬–૦
રાષ્ટ્રના સેનાનીઓ (પરિચયચિત્રો) ૧–૦
રામનામના વેવારિયા ,, ૧–૦
જીવનદીપ (નવી આવૃત્તિ) ૩–૮
લોકસાગરને તીરે તીરે ૪–૦
ગ્રામસમાજમાળા (૪ પુ.) ૨–૦
ધરતીનો અવતાર ,, ૨–૮
પંખીનો મેળો અને પાતાળકૂવો ૫–૮

### સાને ગુરુજીકૃત

સોન્યા મારુતિ? (નવીનવલકથા) ૩–૪

### જયન્ત પરમારકૃત

નદીનાં નીર (નવો વાર્તા-સંગ્રહ) ૩–૦

### ચુનીલાલ મડિયાકૃત

ઘીનો દીવો (વાર્તાઓ) ૧–૦
આંબાના રોપ ,, ૧–૦
શરણાઈના સૂર (નવી આવૃત્તિ) ૪–૦

### ગુલાબદાસ બ્રોકરકૃત

હરિનો મારગ (સત્યકથાઓ) ૧–૦
પુણ્ય પરવાર્યું નથી (નવી આ.) ૩–૦

### વિનોદિની નીલકંઠકૃત

મેંદીની મંજરી (નવી બાળવાતો) ૧–૮

### ચુનીલાલ વ. શાહકૃત

હૈયાની ચાપણ (નવી નવલકથા) ૩–૦
વિલોચના (નવી આવૃત્તિ) ૫–૮
ભોળો ખેડૂત (નવી નવલ) ૧–૦
અવંતીનાથ (નવી આવૃત્તિ) ૫–૮
રૂપમતી ,, ૫–૮
સિંધ, તારા શૌર્યનાં સંભારણાં ૪–૦

### રા. વિ. પાઠકકૃત

દ્વિરેફનું વાર્તામધુ (નવો સંગ્રહ) ૧–૦

### રા. ના પાઠકકૃત

જગતનો તાત (નવી આ.) ૫–૪
આપણી ધર્મકથાઓ ૧ થી ૫ (નવાં પુસ્તકો) ૫–૮
કાંટાની વાડ હોલ કેઈન ૩–૦
અહંકાર આનાતોલ ફ્રાંસ ૩–૮
રાત્રિનું રહસ્ય ચં. જે. વ્યાસ ૩–૦

### બાબુભાઈ વૈદ્યકૃત

નંદબાબુ (નવી નવલ) ૪–૦
પ્રેરણા (નવું નાટક) ૨–૦
ઉપમા (નવી આવૃત્તિ) ૫–૦

### ડાહ્યાભાઈ પટેલકૃત

શર્મિષ્ઠા (નવો વાર્તા સંગ્રહ) ૪–૧૨
આમ્રમંજરી (નવી નવલકથા) ૪–૦
આગમન (નવો વાર્તા સંગ્રહ) ૪–૦

### જયમલ્લ પરમારકૃત

આપણી લોક સંસ્કૃતિ ૬–૦
ભૂદાન (નવી આવૃત્તિ) ૨–૦
દેશદેશની લોકકથાઓ ,, ૭–૮

### રંભાબેન ગાંધીકૃત

પરણું તો એને જ (નવાં નાટકો) ૩–૮
રોજની રામાયણ (નવી આ.) ૩–૦

### રમણીક પટેલકૃત

ધરતીની પ્રીત (નવો વાર્તા-સં.) ૩–૮
આંધીનાં એંધાણ (નવી નવલ) ૩–૦

### શ્રીકાન્ત ત્રિવેદીકૃત

નહેરુચાચા (કિશોરો માટે ચરિત્ર) ૧–૮
વિનોબાજી ,, ૧–૮
સાગરના સાહસિકો (સાહસ) ૧–૮
મંગલયાત્રા 'વિશ્વમિત્ર' ૪–૪



અમારાં આ નવાં પ્રકાશનો અને ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો માટે:

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.** ફેર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ: પો. ઑ. નં. ૭૩ **અમદાવાદ, ૧**

## કોલેજ યુવતીનું સૌંદર્ય દીપે છે

કાળા ઘટ્ટ

કેશકલાપથી



પણ એવા આકર્ષક કેશકલાપ પ્રાપ્ત કરવા માટે સિદ્ધહસ્ત રામતીર્થ બ્રાહ્મી તેલનું જ સેવન જરૂરી છે. તે કેશને મોહક બનાવે છે એટલું જ નહિ પણ જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુને બળવત્તર બનાવે છે.



### રામતીર્થ બ્રાહ્મી તેલ

આ તેલ ખાસ નિષ્ણાતોએ આયુર્વેદિક પદ્ધતિએ બનાવેલ છે એટલે કે રૂપ અને ગુણ બન્ને દૃષ્ટિએ બધાને અનુકૂળ આવ્યું છે.

**રામતીર્થ** બ્રાહ્મીતેલ સ્પે. નં. ૧ (રજીસ્ટર્ડ) આયુર્વેદિક ઔષધ

મોટી બાટલી રૂા. ૩–૫૦ નાની બાટલી રૂા. ૨–૦૦

ટપાલથી મંગાવનારે (પોસ્ટેજ પેકીંગ ખર્ચ સાથે)

મોટી બાટલીના રૂા. ૬–૦૦ નાની બાટલીના રૂા. ૪–૦૦

મ. ઓ. થી મોકલવા. વી. પી. થી મોકલતા નથી.

શ્રી રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ–૧૪.

ટેલીગ્રામ: 'PRANAYAM' BOMBAY-DADAR ટે. નં. ૬૨૮૯૯

COTY : SRY 4

## યોગાસન ચિત્રપટ

રોગરહિત સશક્ત તેમજ હમેશાં તંદુરસ્ત રહેવા માટે સારા આર્ટ ગ્લેઝ પેપર ઉપર છપાયેલ ઘેર સહેલાઈથી કરી શકાય તેવાં અનેક આસનોને યોગાસન ચાર્ટ તુરત મંગાવો.

: યોગાસન ચાર્ટ :

કિંમત રૂા. ૨–૦૦

(પોસ્ટેજસાથે) મનીઑર્ડરથી મોકલો. વી. પી. કરતા નથી.

★ ★ ★ ★

તા. ક. દરરોજ (રવિવારે બંધ) સવારના ળા થી ૯ા અને સાંજના ૬ થી ળા શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગો ચાલુ છે. રવિવારે સવારના ૧૦ વાગે વ્યાખ્યાન હોય છે.

★ ★ ★ ★

શ્રી

**રામતીર્થ યોગાશ્રમ**

દાદર (સેન્ટ્રલ રેલ્વે)

મુંબઈ–૧૪

COTY : YOG

અંક ૫ : ઑગસ્ટ '૫૭
સળંગ અંક : ૩૨૯
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૮
નવરચના' : વર્ષ ૨૨
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે
* કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ,
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

રાજેન્દ્રપ્રસાદ

## આચરણ

જો માણસ સમજી જાય કે જે વસ્તુઓ આપણે જરૂરી ગણીએ છીએ તેની બીજાને પણ જરૂર છે તો પોતે સ્વતંત્ર રહી શકે અને બીજાને પણ સ્વતંત્ર રહેવા દઈ શકે. આપણે વિચાર કરીએ તો જણાશે કે આપણે જેને આપણાં મુખ્ય કર્તવ્યો માનીએ છીએ તે બધાં સત્યના પાલનમાં આવી જાય છે. માણસ બીજાની સ્વતંત્રતા છીનવીને પોતે સ્વતંત્ર રહી શકે ખરો? પોતે અસત્ય જીવન ગાળતો હોવા છતાં બીજા પાસે સત્યાચરણ કરાવી શકે? અથવા પોતે ખરેખર સત્યાચરણ કરતો હોય તો બીજાને અસત્ય આચરવાની ફરજ પાડી શકે? ગાંધીજીએ આ જ વસ્તુઓ, જે સર્વ ધર્મોએ કહી છે તે, પોતે આચરણમાં મૂકીને આપણને શીખવી છે.



તંત્રી: ઇશ્વરલાલ મો. દવે •• સંપાદક: જયન્ત પરમાર




### પ્રતીતિ નથી : ઉત્સાહ ક્યાંથી ?

ધીરે ધીરે એ સમજાવા લાગ્યું છે કે પંચવર્ષીય યોજના પ્રત્યે લોકોનો ઉત્સાહ મોળો કહેવાય. જો કે એમ શાથી બન્યું હશે તેની ચર્ચા હજુ પૂરતી થતી નથી. જે યોજના વડે આપણું દળદર ફીટવાનું છે અને જેના વડે આપણે જગતમાં યશ કમાવાના છીએ તે તરફ પરવાના ને કૉન્ટ્રેક્ટ ને ઇજારા સિવાયના લોકો ઉત્સાહ ના કેળવે તે નિશાની સારી નથી.

સરકારે પગારકાપ ને આયાતકાપ જેવી બાબતો ચાલુ કરી તેના પડઘા આમથી તેમથી સંભળાય તો છે—પણ ફિક્કા. બચત યોજના ને કરવધારાથીયે યોજનાનું જંગી કે મંગલ સ્વરૂપ છતું થતું નથી. લોકોને જાણવા મળે કે બહારથી આટલા કરોડની મદદ મળી કે ધીરાણ થયું ત્યારે હરખની જે લ્હેરખી ઊઠે છે તે વહેલી વિલીન થઈ જાય છે. એમાં કૃતજ્ઞતાનો અંશ ભેળવતાં ભૂલી ગયા છીએ પછી કોને યાદ રહે! જે સમજાય છે તે એટલું કે ઘણું ખવાઈ ગયું ને ખવાઈ જશે. કેમ જાણે હાથ મારે એનો જ દાવ છે.

આ સિવાય પણ બીજી એક બાબત છે. આપણે લોકશાહીનું પડઘમ ઘણું વગાડીએ છીએ તેમ ક્રાંતિ દૂર નાસતી જાય છે. જે નવા ફેરફારોની વાતો નીકળે છે તે મામુલી હોય કે અમલમાં એ ઘસાઈ જવાના હોય પણ લોકો એથી ચકિત થતા નથી, કંટાળે છે. કાયદાઓને વકીલોએ ગરબે રમવાના ઘડા જેવા કરી મૂકયા છે. એમનુંયે ના નીપજે તો ધારાસભાઓમાં નવું ખીલ લાવી એમાં ફેરફાર કર્યા નથી થઈ શકતો ? એટલે લોકોને એક વાત કોઠે પડી ગઈ છે કે આમ જ ચાલવાનું છે, ક્રાન્તિનું બચ્ચું જનમવાની જાણે હજુ વાર છે.

### ઝંખના અને ઝાંખી

ક્રાંતિની હવા ફેલાવ્યા સિવાય, પંચવર્ષીય યોજનાઓ બે આવી ને બીજી બે આવશે તો પણ જીવનનો પ્રવાહ એવો જ રહેશે. મિલ્કતવેરો ને વારસાવેરો એ ધનિકતા મીટાવવાનાં સાધનો ભલે હોય, એથી સમાજવાદી ઢબનું જીવન આવવાનું નથી ને સમૃદ્ધિની યોજનાઓ જાણે પારકી દેખાવાની છે.

શું ક્રાંતિ માટે સામ્યવાદ જ હોવો જરૂરી છે ? મારફાડ વિના એ ના સંભવે ? ના, એવું તો કૈં નથી. શું ગાંધીજીમાં ક્રાંતિ પેદા કરવા જેટલું બળ નહોતું ! શું નેહરુને ક્રાંતિ ખપતી નથી ! કોણે એ રોકી રાખી છે ? કેમ કરીને એ પ્રગટે ? આવા સવાલો ઘણાના દિલમાં ઊઠે છે ને શમી જાય છે, જાણે કમોસમનું વાવેતર છે.

હજુ તો હમણાં જ કોઈકે કહ્યું કે બે દાયકા પછી સમૃદ્ધિ દેખાશે. અલબત્ત રાષ્ટ્રના વિકાસમાં બે દાયકા એ લાંબો ગાળો નથી. પણ એનોય વિશ્વાસ ના પડે એ કેવું ? બે દાયકા વીતે ત્યારે સમાજ કેવો હશે એનું આપણી પાસે ચિત્ર જ નથી.

હમણાં તો હડતાળોનો પવન ફૂંકાય છે. આમેય સરકારી નોકરીનું આકર્ષણ ઘણું જ રહ્યું છે. તેમાં વળી અસંતોષ જાહેર કરીને નવી માગણીઓ હડતાળ સુધીના દબાણથી મૂકાય છે. મોટા તંત્રની બધીય





મુશ્કેલીઓ અને દુષણો આપણે વેઠવા પડવાનાં. કર-વેરાની જેમ ઉપર આનાકાની કરતાં કરતાં સામે પક્ષે સમાધાનો ઢળવાનાં. છત નથી તેમ હડતાળોનુંય સમજવાનું.

લેખકો ગરીબીમાં માનવતા શોધતા થયા છે ને વિચારકો શ્રમમાં સર્વસ્વ જુએ છે. આ બંને સિક્કાનું ચલણ સ્વીકારાવવા ભારે ઉહાપોહ ચાલ્યો છે. પણ એના આગ્રહમાં સત્ય, ન્યાય. નીતિ, ચારિત્ર્ય, શ્રદ્ધા, વચન, આમન્યા જેવી કેટલીયે પાયાની વાતો અભરાઈએ ચઢાવી દીધી છે તે જાણે ભૂલાતી જાય છે.

આપણે ક્રાંતિ જોઈએ છે કારણ કે આવતી સમૃદ્ધિને લાયક એવો સમાજ અને એવું માનસ આપણે સાથે સાથે તૈયાર કરી શકીએ. જે ભવ્ય સમાજનું ચિત્ર આપણે ઝંખીએ છીએ તે સ્પષ્ટ કરવા આપણે કોને નિમંત્રીએ? બહેતર છે કે સુસજ્જતા ખાતર ક્રાંતિકારક થોડાંક પ્રતીક પગલાંઓ ભરીએ—પછી ભલે તે પહેરવેશનાં હોય કે સામુદાયિક લગ્નનાં. આરોગ્ય જાળવવા તરફ ધરમૂળથી ફેરફારો કરીએ ને આ ઈંજેકશનો ને ઈસ્પિતાલોનું ગાંડપણ રોકી દઈએ. શિક્ષકોને માસ્તર નહિ કહેતાં ગુરુજી ગણીએ. મુસાફરીનો ઉપલો વર્ગ સદંતર બંધ કરી દઈએ. લાખ ઉપરની વસતીવાળાં શહેરોમાંથી ખાનગી મકાનમાલિકી બંધ કરી દઈએ. જેમને પોતાની માલિકીનાં મકાનો જોઈતાં હોય તે વસવાટ પુરતાં ગામડાંઓમાં જઈ ને બાંધે. ઔદ્યોગિક કે મોટી વસતીવાળા શહેરોમાંથી રાજધાનીઓ ખસેડી લઈએ. સાધુ સંસ્થામાં તાલીમ લઈ જઈએ. નીચલા થરમાંથી સંતતિનું નિયોજન કરવા લાગીએ. પાઠ્ય પુસ્તકોમાંથી બાલકીપણું કાઢી નાખીએ. આ નહિ ને આંવું બીજું—કૈં થવા લાગે ત્યારે ક્રાંતિનું પગલું કાળની ભીતરમાંથી ઊઠે.

**એક દિન એવો આવશે—**

ને એ પછી?

એ પછીયે વિરામ નથી. જે સુંદર અને ભવ્ય સમાજ-રચના થઈ હશે તેનું વારંવાર સમર્થન કરતા રહેવું પડશે જેથી એ ચલિત ના થાય. એની પાસે અવનવી કામગીરી આવી પડી હશે. ને એમાં એની દૂરદર્શી પ્રતિભા રોકાયલી હશે.

પ્રકૃતિનાં રહસ્યોનો પાર પામવો એ માનવીની જબરી સાહસકથા છે. જેટલું શોધ્યું છે તે તો શતાંશ પણ નહિ હોય, એવી અપાર શક્યતાઓ ત્યાં પડી છે.

માનવીના દિલમાંથી શંકાઓ અને વેરઝેર મીટાવવાં છે ને ત્યાં ઉદારતાના મેઘ વરસાવવા છે. ધરતીના આ જીવને પેટાળમાં, પાણીમાં ને વાયુમાં સ્વાભાવિક જીવન જીવતો કરવો છે. એ સદેહે પરલોકગમન કરે ને પાછો પણ ફરે. એ પોતે પણ નવલનવલાં રૂપ ધરી શકે, ચિત્તને સન્મુખ રાખીને એને મ્હાત કરી શકે ને એના જ વડે વિશદ ચિંતનથી અજાયબ સૃષ્ટિઓ પ્રસવી શકે...

આપણે અહીં ઉતારવા છે આનંદ, પરંતુ જે વશ કરવાની છે તે વૃત્તિઓ કાજે નહિ. આપણને ખપે છે અનુભૂતિના આનંદ, પાંખો ખોલનારા, ઊર્ધ્વ પંથે લઈ જનારા.

વાત તો દૂરની છે, પણ તેથી શું થયું? માણસની જ છે ને!

**પાત્રો સાહિત્યનાં ને સમાજનાં**

કહે છે કે રમણલાલ દેસાઈએ અમદાવાદની એક સભામાં એમના સાહિત્ય માટે પાત્રો માગ્યાં હતાં. ગાંધીયુગમાંથી એમને કેટલાંક પાત્રો મળેલાં, તે પછી ઓટ આવી હોય એમ એમને જણાયું. એ રીતે એમણે ગુજરાતને યાદ કરાવ્યું કે ઝળકી રહે એવાં ઉમદા પાત્રો ગુજરાતમાંથી શોધવાં મુશ્કેલ છે. આ એક નિરાશાનો સૂર ગણાય અને ઘણું લખી જનાર સાક્ષરે ગુજરાતમાં આવી ઊણપ જોઈ હોય તો આપણે ફરીથી નજર દોડાવવી જોઈએ કે આ વિષયમાં પરિસ્થિતિ કેવી છે.

રમણલાલે ઘણી વાર્તાઓ લખેલી જે સારી પેઠે



ઘંચાયેલી. એમની વાર્તાઓના પાત્રો એકબીજામાં સહેલાઈથી ભળી જાય એવાં નિરભિમાની છે. એ પાત્રોનાં વર્ણન વિચારો કે વાણી સાથે એમના વર્તનનો એટલો જ મેળ ખાય છે કે જેથી એ પાત્રો જ રહે છે, વ્યક્તિ નહિ. આમ છતાં સાહિત્યનાં પાત્રો અને જનસમાજના જીવતાં જાગતાં પાત્રો વચ્ચે સંબંધ જોડવાની વાત રસિક તો છે.

ક્યારેક આપણે સાંભળીએ પણ છીએ કે ન્હાનાલાલની જગ્યા માટે એમના ધ્યાનમાં કોઈ વ્યક્તિ હતી, ગોવર્ધનરામનાં કુમુદ અલકકિશોરી કે વિદ્યાચતુર માટે પણ વ્યક્તિઓ હતી, મુનશીના કાક માટે પણ કોઈ ફ્રેન્ચ પાત્ર હતું. જીવંત પાત્રોમાંથી લેખક પ્રેરણા લઈ શકે અને પછી તો એને ઘણું ખીલવી શકે, અમર બનાવી શકે.

બહુધા તો લેખકે દોરેલાં પાત્રો વડે જનતા ઘડાય છે, એમનાથી પ્રભાવિત થઈ એમના જેવા થવાનો યત્ન કરે છે. સાહિત્યની ઘણી અસર લોકો ઉપર પહોંચે છે, વિચારો પણ ફેરવાય છે ને રિવાજો પણ બદલાય છે. આમ, લેખક સંસારની વ્યક્તિ શોધી પ્રેરણા મેળવવા મથે તે કરતાં એમણે સર્જેલાં પાત્રો ઉપરથી લોકો પ્રેરણા મેળવે એ માન્યતા વધારે પ્રચલિત લાગે છે. સંભવ છે કે ક્યાંક નજરમાં ઝીલાઈ ગયેલી વ્યક્તિ લેખકના પાત્રમાં ઊતરી આવે. પરંતુ, લેખકનો પ્રાણસંચાર થતાં એનાં રૂપ રંગ તો બદલાઈ જવાનાં. લેખકની કલ્પના અને કસબ વડે એ જુદી જ રીતે અવતરવાનાં ને એવો પણ સંભવ છે કે અવતારી પુરુષો કે બીજાં મહાન પાત્રોની પ્રતિભા ઝીલવા જતાં લેખકોની અંજલિઓ નાની માલુમ પડવાની. વિવેકાનંદ નેહરુ અરવિંદ વિનોબા જેવાં પાત્રો નજર સામે હોય તો એ જે લેખકો આવી વ્યક્તિઓની ફલક ઉપર પણ પકડ લઈ શકે તે તો અસાધારણ વાત થઈ.

આમ લેખકોની મર્યાદા એ અગત્યની બાબત છે. કેટલાક લેખકો વર્તુળો દોરીને અંદર પેસી ગયા છે. ગામડાના વિષયો, શહેરનાં પાત્રો, સુધારકની ધજા, સંદેશો આપવાનો આગ્રહ એમ વર્તુળો બાંધવાં એ લેખકની એક પ્રકારની કેળવેલી મર્યાદા છે. પ્રકાશનની ઉતાવળથી લખાણનો કસબ મોળો પડે તે લેખકે સ્વીકારેલી મર્યાદા છે. અને તે ઉપરાંત કલ્પનાના વિહારની કુદરતી મર્યાદા તો સહુને હોય એમ લેખકને પણ હોવાની જ અને એવી મર્યાદા સાહિત્યમાં સર્જાતાં પાત્રોની પણ રહેવાની. લેખકોનું ઘડતર જે રીતે થતું હોય તેની ઘેરી અસર તળે રહીને કહેવું જોઈએ કે ગુજરાતીનું આજનું જીવન આવતી કાલના લેખકોના ઘડતર માટે ઉત્સાહ પ્રેરતું નથી.

### ગુજરાતનો પાત્રવૈભવ

ગુજરાતના લોકોમાંથી આજે કેવાં પાત્ર મળે?

જેનો ઉમંગ દબાયેલો છે, જે ઝાઝી ગણતરીઓ કરીને ડગલું ભરે છે, જેને મજાક કરવી કે લેવી ફાવતી નથી, જે ન્યાતના રિવાજોને વશ રહી કૃતાર્થતા અનુભવે છે, જેને પોતાના ગામની સીમાઓ ઓળખવામાં એ સાહસ લાગે છે, જે ધાર્મિકતામાં ગળા સુધી ડૂબી ગયો છે અને નીતિનાં મૂલ્ય પારખી તે અપનાવે તેના કરતાં ફળની લાલસાથી વ્યાકૂળ બન્યો છે. તેવા ગુજરાતીઓમાંથીયે પાત્ર તો મળે. શોધવાં પડે એ જુદી વાત છે.

ગુજરાત ગરવી છે અને એના ખૂણે ખૂણે એવાં ચમકદાર પાત્રો પડેલાં છે, જે દુનિયાભરમાં માર્ગ મૂકાવે. કેટલાયે ગામડાં છે જ્યાં કોઈ ને કોઈ કામ લઈને દટાઈ ગયેલા આજીવન કાર્યકરો છે—નિષ્કલંક, નિસ્પૃહી, પ્રેમથી અને સેવાથી ઓતપ્રોત, નિડર અને ભાવનાશાળી, સ્વેચ્છાથી ગરીબીમાં મ્હાલતા. એવા સજ્જનો છે—પ્રામાણિક સાહસિક ને ઉદાર કે જીવન એમને મન એક અણમોલ ઘડી બન્યું છે ને કદીયે એનું મૂલ્ય ઘટવા દેતા નથી. નિઃસ્વાર્થ વહીવટકર્તાઓ, સાધકો, શ્રેયાર્થીઓ, પરગજુઓ એવા કૈંક નાના મોટાઓની જમાત અહીં પડેલી છે. સહુને ચકિત





કરે એવું પાત્ર હિંદુ નારી છે જે વિરલ આત્મીયતાથી ત્યાગ કરીને સદૈવ આનંદ મેળવે છે. સદ્‌ગુણો ને માવજતથી ઉછેરનાર આ પાત્રો ઘણી જગ્યાએ છે.

ગુજરાતમાં ધાર્મિક ક્ષેત્રે પાત્રો વહેલાં ચમકી ઊઠતાં જાણ્યાં છે. એવો જમાનો લાંબો કાળ ચાલુ રહ્યો છે જ્યારે સંતો ને ભક્તો જોઈ જોઈ ગુજરાત હરખાયું, એમની ગાદીઓ સ્થાપી, મંદિરો બાંધ્યાં, એમને દેવ પણ કરી નાખ્યા. તે પછી ગુજરાતમાં રાજકીય ક્ષેત્રે પાત્રો ઊપસી આવ્યાં. ને એમણે પણ ધર્મની મશાલ આગળ ધરી પોતાનું કામ દીપાવ્યું. સામાજિક ક્ષેત્રે કેટલાંક પાત્રો ચમક્યાં તો ખરાં. પણ કપરી ઝૂંબેશના થાકમાં એમના દીવા વહેલા હોલવાયા.

વિવિધ ક્ષેત્રોમાંથી ઉમદા પાત્રોને વીણીને બહાર લાવવાનું કામ આપણું પત્રકારિત્વ વધારે ધ્યાન આપીને કરે તો સારું. જેમ સારા પુસ્તક કે ચિત્ર પ્રત્યે લોકોનો આદર વધે એ માટે યત્ન કરવો રહ્યો તેમ હીરા જેવાં પાત્રોને આપણાં છાપાં માસિકોએ પરખાવવાં ને બિરદાવવાં જોઈએ. આમ થાય તો ગુજરાતની ખાસીયતમાં રહેલી કદરની એક ઊણપ દૂર થઈ શકે.

ગુજરાતે પોતાને પૂરું ઓળખ્યું નથી, મમતા કરી નથી, એનાં પાત્રોનું ગૌરવ હૈયે લીધું નથી. એક નાનકડો પ્રાંત વહેવારુ ઢબે મનનું મનમાં સમાવીને ચલાવે છે. એની ઊર્મિઓ ઊછાળે ચઢે ત્યારે એને દોષ દેનારા ઘણા છે. અને સ્વાભાવિક લાગણીઓ બદલ ગુજરાત પોતાના જ બાંધવોના હાથે અપરાધી ઠર્યું એ ના ભૂલાય એવી બિના છે. આ સ્થિતિમાં ગુજરાતનાં પાત્રો ઢંકાયેલાં રહે એની શી નવાઈ?

એક કાળે ધાર્મિક અંચળો અનિવાર્ય હતો. હવે રાજકીય પક્ષ સાથેનો સંબંધ એટલો જ અનિવાર્ય બન્યો છે એ દુઃખદ છે. આપણાં પાત્રોને એવી મર્યાદાઓમાં રહીને કામ કરવાની તક રહે તે અજુગતું છે. એમાં પ્રતિભા ખીલતી નથી, પાત્ર ઝંખવાય છે, કાર્ય ઢીલું અધૂરું રહે છે, સત્તાની છત્રછાયા વડે થોડું બળ મળે છે, પ્રતિષ્ઠાયે મળે છે. પણ એની મધલાળ લાગી તો એ છાયા વણછો બની જાય છે જ્યાં મહત્તાનો છોડ તો ક્યાંથી ખીલે!

## દારૂબંધીનોયે નશો

વળી એકવાર દારૂબંધીની ચર્ચા અહીંતહીં જાગી છે: એનો વિસ્તાર વધારવો કે એમાં છૂટછાટ મૂકવી? કાયદાથી સમાજશિક્ષણ થઈ શકશે? પ્રતિબંધની જરૂર હોય તો કેટલી હદ સુધી? એથી મળતા નાણાં શીદ ગુમાવવાં?

આ સવાલ કેવળ નાણાંની દૃષ્ટિએ ના જોઈ શકાય. એમાંથી કેટલી આવક આવી શકે અથવા દારૂબંધી કરવામાં કેટલો ખર્ચ ઉઠાવવો પડે એ જુદી વાત છે. લોકોએ દારૂને હલકી ચીજ ગણી છે, એની ઘણી નિંદા થઈ છે. અંગ્રેજોએ એને ભલે ગૌરવ આપ્યું હોય, અને ધનિકો ભલે એથી હજુ મ્હાલતા હોય, હિંદી સભ્યતામાં દારૂ પડી ગયેલી ચીજ છે. આ ભાવ જળવાય એ રીતે દારૂબંધી ભલે રહે.

જાહેર સમારંભોમાં કે હળવામળવાની જગ્યાઓમાં દારૂનો વપરાશ ના થઈ શકે. આટલી મર્યાદા રાખ્યા પછી જે દારૂની પાછળ લઠ લઈને દોડે છે તેને નશો જ ચઢયો છે એમ ગણવું જોઈએ. પોલીસ કે કાર્યકર્તાઓનું ધ્યાન દારૂમાં રોકાઈ રહે તે ઠીક નથી. માણસના બધા દુર્ગુણો કાઢી નાખવાનું કામ કાયદા પાસે નથી, નીતિ પાસે છે; અને બંને વચ્ચે જે અંતર રહેલું છે તે સમજપૂર્વકનું ને જરૂરી છે.

કેટલીક વાર તો પ્રતિબંધ હોવાને કારણે અમુક ચીજનું આકર્ષણ વધે છે. અને પછી તો છાની મોજ વધારે મીઠી લાગે છે. એમાં કોઈને અંધારામાં રાખવાનો કે પડકાર ફેંકવાનો લહાવો મળે છે. ઘણો સંભવ છે કે અમુક મર્યાદાઓ રાખી દારૂનું નામ કાયદા પક્ષે ભૂલી જવામાં આવે તો એનો વપરાશ ધીરે ધીરે ઘટી જવાનો ને ચોરીછૂપીનો ઉપયોગ નાબૂદ થવાનો.



દારૂના મુકાબલામાં ઘણા નીચે ઊતરે એવાં ઝેરી ઔષધો અજાણપણે લોકોના ગળામાં રેડાય છે. ખોરાકમાંથી ભેળસેળ જતી નથી. સત્તાનો નશો વધતો જાય છે. ત્યાં દારૂબંધીની જીદ હાસ્યાસ્પદ ઠરે છે. શું શહેરમાં કે શું ગામડામાં—એ નાબૂદ કરી શકાય એમ નથી, એને નાબૂદ જ કરવો પડે એવી કટોકટી પણ નથી. અતિરેક બીજાં દૂષણોનો છે. ત્યારે આની પાછળ આટલો દુરાગ્રહ શો?

### પંદરમી ઓગસ્ટે

અંગ્રેજો ગયા ને દાયકો પૂરો થયો. એમની પાછળ શું શું કાઢ્યું ને હજુ શું કાઢવું છે? એમનું શું શું રાખ્યું ને હજી શું રાખવું છે? શું શું બદલ્યું ને શું શું ભૂલ્યા?

### દીવો હોલવાયો

ગાંધીજીના વફાદાર ભક્ત તરીકે જ નહિ પણ સાહિત્યના એક લેખક તરીકે અથવા નિષ્ઠાવાળા એક અભ્યાસી તરીકે નરહરિ પરીખને આપણે યાદ રાખવા જોઈશે. આગલી હરોળમાં આવવા જે ધક્કામુક્કી ચાલે છે તેનાથી દૂર રહીને એમણે આખું જીવન પ્રવૃત્તિમાં ગાળ્યું અને સહુ નાના મોટાનો પ્રેમ મેળવ્યો એ કોઈ પણ જમાનામાં એમને માનના અધિકારી બનાવે. એમના અવસાન વેળાએ બે પ્રશ્નો અચાનક ઊઠ્યા, આવા પુરુષોને માંદગી શી? અને એવા પુરુષો હવે શું દુર્લભ થવાના?

ગુજરાતનું જો અલગ રાજ્ય હોત તો આ દીવાઓ હોલવાઈ જાય તે પહેલાં ફિલ્મથી ને રેડીઓથી એમનાં સંસ્મરણો જળવાય એવી તજવીજ થાત.



'સરોદ'

## અરણી હું નથી—

તનનું લાકડું આ સળગી જશે,
મનનું લાકડું તો ય જળે નહીં.
બહુ કરું ઉપચાર જળાવવા,
તણખ ક્યાંય પરંતુ મળે નહીં.

બહુય પુસ્તકરૂપ દીવાસળી,
લઈ ચહ્યું મનને સળગાવવા.
પ્રગટી એક ન જ્યોતતણી કણી,
મળ્યું મને બસ એક જ 'વા ન વા.'

ગુરુની પાસ ધખે ધુણી આગની,
સુણું પરંતુ ગુરુ જ જડે નહીં.
સતત ઘર્ષણ થાય છતાં અહો,
ક્યહીં થકી તણખોય પડે નહીં.

ઘણીય વાદ વિવાદની માંડણી,
કરી પરંતુ મળ્યું ફળમાં તમ.
ભટકવું રહ્યું અંધ પથે સદા,
વચનમાં જ સમાયું નમો નમ:

કરું શું ક્યાં જઈ શોધું હું આગને,
મરણ શીત પળે પળ દ્રભવે.
શિશિર શીત શિયાળુ ફૂંકે હવા,
શીત શરીરથી તેમ જ ઉદ્ભવે.

હરિ અદીઠ રહે, કરું શું હવે,
મસ પ્રયત્ન કરું હું જતા વૃથા.
શું ય પૂછો, મુજ આંખડી કાં દ્રવે,
અરણી હું નથી એ દુઃખની કથા.





દ. બા. કાલેલકર

# નર્મદાનો ભાઈ

**આપણી લોકમાતાઓ તરીકે નદીઓને બિરદાવીને કાકાસાહેબે આપણા સાહિત્યને પ્રકૃતિ–સૌંદર્યનું નવું જ રસપાન કરાવ્યું. નદીઓ જેટલા જ પર્વતો નિસર્ગ રમ્ય છે. વિંધ્ય અને સાતપુડાને નર્મદાના સહોદર તરીકે અહીં વર્ણવે છે. મંગલ પ્રભાતમાંથી અનુવાદ કરીને આ લેખ અહીં મૂક્યો છે……**

વિંધ્યાચળ અને સાતપુડો એ બન્ને પર્વતો નર્મદાના બળવાન રક્ષકો છે. આ બન્નેએ મળીને નર્મદાને તેમનું પાણીય આપ્યું છે અને રક્ષણ પણ કર્યું છે. આ બન્ને પર્વતો નર્મદાની ખૂબ નજીક હોવાથી નર્મદાને પોતાનું પાત્ર બદલવાનો મોકો નથી મળ્યો કે નથી મળી દૂર દૂર સુધી ખેતી થઈ શકે તેવી ખેતરાઉ જમીન.

જ્યાંથી નર્મદા નદી નીકળે છે ત્યાં વિંધ્ય અને સાતપુડાને જોડનારો મેકલ અથવા મેખલ પર્વત ચંદ્રાકારે ઊભો છે. મેખલ ઋષિની આ તપોભૂમિ છે. અહીંથી કેટલીય નદીઓ નીકળે છે. નર્મદા પશ્ચિમ દિશામાં વહેતી વહેતી ભરુચ પાસે સાગરને મળે છે. શોણનદ આ જ પહાડમાંથી નીકળીને ગર્જતો ગર્જતો પોતાનું બધું પાણી ગંગાને આપે છે—ગુપ્તદાન એ જાણતો જ નથી. મહા નદી અને જોહિલ્લા એ બન્ને નદીઓ પણ મૈકલ પર્વતમાંથી જ નીકળે છે. જૂના વખતમાં આ પ્રદેશમાં સારી વસ્તી હતી. ઓરીસાના ઉત્કલ લોકોનો અને આ તરફના મેખલ લોકોનો રામાયણમાં અને પુરાણોમાં ઉલ્લેખ જોવા મળે છે. નર્મદા નદીને મેખલ–કન્યા કહે છે, મેખલા પણ ઘણીવાર કહેવાય છે. ભારતમાતાની એ કટિમેખલા જ છે.

જે રીતે નર્મદાની ઉત્તરે આવેલા પહાડોને વિંધ્ય કહેવાય છે એ જ રીતે દક્ષિણના પહાડોને સાતપુડો કહેવાય છે.

આ પહાડોના પશ્ચિમ ભાગનું જ મૂળ નામ સાતપુત્ર અથવા સાતપુડા હતું. વિંધ્ય પર્વતના આ સાત દીકરાઓ મનાતા. કોઈ કહે છે કે ખૂબ પ્રાચીન કાળમાં ધરતીકંપને લીધે અહીંની કોઈ જમીનના સાત પડ અથવા થર બની ગયા. એટલે એને સાતપુડો કહે છે. આજે એ બધી પહાડી નર્મદા અને તાપીની વચ્ચે પોતાનું સ્થાન લઈ બેઠી છે. રાજપીપળા અને અશીરગઢ તરફથી તેની શોભા સરસ દેખાય છે.

સાતપુડા અને મેખલ એ બે પહાડોની વચ્ચે હોશંગાબાદ અને હરદા પાસે જે ટેકરીઓ છે તેને મહાદેવનો ડુંગર કહે છે. તેની શોભા છિંદવાડાથી સારી રીતે જોઈ શકાય છે.

આમ જોવા જઈએ તો મંડલા, બાલાઘાટ, શેવની, છિંદવાડા અને બેતુલ એ બધા તાલુકા મળીને સાતપુડાનો ઉચ્ચ પ્રદેશ થાય છે.

સાતપુડો, મહાદેવ અને મેખલનો બધો પ્રદેશ આદિવાસીઓની માતૃભૂમિ છે. અહીં ગોંડ, બૈગા, ભીલ, કોળી, કોરકુ વગેરે અનેક આદિવાસી જાતિઓ રહે છે.

જે રીતે સહ્યાદ્રિમાં, હિમાલયમાં અને થોડોક આસામની પહાડીઓમાં હું ફર્યો છું એ રીતે વિંધ્ય અને સાતપુડામાં ફરવાનો મોકો મળ્યો હોત તો જીવનની એ ધન્યતા હોત. તો ય રેલરસ્તે અને ક્યારેક ક્યારેક મોટરમાં પણ આ પહાડોમાં ખૂબ ઘૂમ્યો છું. નાગપુરથી ઈટારસી અને ઈટારસીથી જબલપુર તો અનેક વાર રેલની મુસાફરી કરી છે અને ત્યારે અહીંની નાની મોટી પહાડીઓ, એનાં ગર્વોન્નત શિખરો અને તેની વચ્ચેથી વહેતી નાની મોટી નદીઓ જોવાનું સૌભાગ્ય મળ્યું છે.

આ રીતે ગોંદિયાથી જબલપુર પણ રેલ–મુસાફરી કરવામાં મારાં હાડકાં ઢીલાં કર્યાં છે.

એક વખત સ્વાતંત્ર્ય મળ્યાનો ઉત્સવ મનાવવા માટે અડધા લાખ કરતાંય વધુ આદિવાસીઓ વચ્ચે જ્યારે નયનપુર ગયો હતો ત્યારેય આ પહાડોનું નયનમનોહર દર્શન થયેલું. રાજપીપળા પાસે જે સાતપુડો અને સહ્યાદ્રિનો કાટખૂણો થાય છે, ત્યાં એ બન્ને પહાડો એટલા નમ્ર છે કે જાણે એકમેકને



નમસ્કાર ન કરતા હોય.

નર્મદાને દક્ષિણ કિનારે બડવાણી પાસે ભગવાન ઋષભદેવની બાવનગજી મૂર્તિ જોયેલી એ પહાડી સાતપુડામાં ગણાય છે કે નહિ એ હું નથી કહી શકતો. પણ જો ખંડવા અને અશીરગઢ સુધી સાતપુડો પહોંચે છે તો બડવાણી પાસેની પહાડીને હું સાતપુડામાં જ શામેલ કરીશ.

કોઈએ કહ્યું છે કે જૈન સંસ્કૃતિ પહાડી સંસ્કૃતિ નથી; મેદાનની અને ખેતીના સામ્રાજ્યની સંસ્કૃતિ છે. વાત સાચી લાગે છે. તો પણ હું કહીશ કે આ સંસ્કૃતિએ પહાડના લોકોને પોતાની અસર નીચે લાવવાનો પ્રયત્ન ક્યારેક જરૂર કરેલો.

વિંધ્ય અને સાતપુડો, નર્મદા અને તાપી, શોણ અને મહા એ નામો સાથે જે પ્રદેશ ધ્યાનમાં આવે છે, તેની સંસ્કૃતિ પહાડી કે તળેટીના આદિવાસીઓની સંસ્કૃતિ જ છે. સ્વતંત્ર ભારતનાં રાજ્યોની જે નવી સીમાઓ બનાવી તેની અંદર મધ્યપ્રદેશ એક એવું સરસ વિશાળ રાજ્ય બનાવ્યું કે જેમાં વિંધ્ય, સાતપુડા, મેખલના બધાય આદિવાસીઓનો સમાવેશ થયો છે. એ રાજ્યમાં એવા જ પ્રધાનો અને કર્મચારીઓ નીમવા જોઈએ કે જેમને એ મુલકનો પૂરેપૂરો પરિચય હોય અને જેમના દિલમાં ત્યાંનાં પહાડી લોકો તરફ આત્મીયતા અને આદર હોય. વિંધ્ય પર્વતે (એ સાથે સાતપુડોય આવી ગયો) અગસ્ત્ય સામે શિર ઝુકાવ્યું એ બનાવ બન્યાને કેટલાય યુગો વીતી ગયા. હવે વિંધ્ય અને સાતપુડા માટે નવા અર્થમાં શિર ઊંચું કરવાના દિવસો આવી ગયા છે.

જ્યારે ભારતનું ચિત્ર નજર સામે રાખીએ છીએ ત્યારે નર્મદાનો રક્ષણહાર ભાઈ વીર વિંધ્ય અને વીર સપ્તપુત્રને આપણે કમ્મરને સ્થાને જોઈએ છીએ. નર્મદા કટિમેખલા તો છે જ, પણ આ બન્ને પર્વતો કમ્મરનાં મજબૂત હાડકાં છે. હવે લોકોની ઉન્નતિ માટે કમ્મર કસવાના દિવસો આવી ગયા છે. સૌથી સારા લોકસેવકોએ હવે આ જ પ્રદેશમાં જઈને ત્યાંના આદિવાસીઓને જોઈતું શિક્ષણ આપવું જોઈએ, જેથી ભારતના એ સારામાં સારા નાગરિક બને અને સ્વરાજ્યની ધૂંસરી વહેવાની યોગ્યતા અને તે માટેનો ઉત્સાહ તેમના હૃદયમાં પ્રગટ થાય.

★

પ્રો. રમણ કોઠારી

## પ્રીતિ

તન ફૂટે પણ જે ફીટે ના,
મન છોડે પણ જે છૂટે ના,
ઉર કજળે પણ જે કજળે ના.

તન મન ધનને જે છાંડે છે,
ચગન અનોખો જે માંડે છે.

અરપણમાં બંસ મઝા જ જેને,
ક્ષણાર્ધ વિરહે સજા જ જેને.

— દુનિયામાં નવ અન્ય રહ્યું કો,
ફનાગીરીમાં ધન્ય બન્યું કો.
નીતિ અનીતિ, અનીતિ નીતિ,
ઊલટી કાર્યકારણની રીતિ,
જ્યાં વર્તાઈ પલપલ ગીતિ.
(નિત નવલી શી નિજની વીતી!)
આ તો દુનિયા! નરનારીની
જનમ જનમની મખલખ પ્રીતિ,

★

ધૂમકેતુ

# ચંદ્રગુપ્તનો પ્રત્યુત્તર

શ્રી ધૂમકેતુની ગુપ્ત નવલકથાવલિનું પાંચમું પુસ્તક **'સમ્રાટ ચંદ્રગુપ્ત'** પ્રગટ થવાની તૈયારીમાં છે તેમાંથી લીધેલું આ પ્રકરણ આખી નવલકથા વાંચવાનું આકર્ષણ જગાડે છે. ચૌલુક્ય યુગ પૂરો કર્યા પછી ગુપ્ત યુગને નવલકથાઓમાં મઢાતો તેમાં તાદૃશ દેખાય છે......

મહાઅમાત્યને જોતાં જ હેલન પણ ઊભી થઈ ગઈ. તેણે મહાઅમાત્યને છેલ્લે ત્યાં પાલિબોથ્રામાં જોયા હતા. અત્યારે પણ એની મુખમુદ્રામાં એ જ શાંત સ્વસ્થતા એણે જોઈ. પણ મહાઅમાત્યને આંહીં જોતાં એને ઘેરી ચિંતા થઈ આવી.

'સેન્ડ્રોકોટસને મળવાનું શું નહિ બને?' તેના મનમાં પ્રશ્ન ઊઠ્યો.

તેણે મહાઅમાત્યને જે વાતો કહી હતી, તે તેને યાદ આવી ગઈ.

મહાઅમાત્ય આગળ વધ્યા. પોતાની કોઈ ગાંડી છોકરીને પ્રેમથી બોલાવતા હોય તેમ, એ વાત્સલ્યભર્યાં સ્વરથી બોલ્યા: 'ગાંડી છોકરી! તું પાછી તારો પ્રેમસંદેશો લઈને આવી લાગે છે. બોલ શું છે તારે કહેવાનું? તું ક્યાંથી આવે છે? કોણે તને મોકલી છે?'

'મારો સંદેશો! મહાઅમાત્યજી! મહારાજ ચંદ્રગુપ્ત માટે છે!'

'સેન્ડ્રોકોટસનો ભ્રષ્ટ ઉચ્ચાર તું હવે ભૂલી ગઈ કાં? સારું, સારું, શુદ્ધ તને બોલતાં તો આવડ્યું!' આચાર્યે એને નાનકડી છોકરીની જેમ જ ગણીને એની વાત આગળ ચલાવી. પોતે સેલ્યુકસ નિકેટરની પુત્રી છે. એનો સંદેશો લઈને આવી છે. એ સંદેશો મહાન છે. એ સંદેશા ઉપર દેશોના ભાવિનું નિર્માણ છે. એવી એવી ગાંડી સ્વપ્નવાતોમાં પડેલી હેલન, આ શબ્દો સાંભળતાં, પહેલાં તો આશ્ચર્યસ્તબ્ધ જ બની ગઈ. પણ પછી એ પોતાના ગૌરવ વિષે સભાન થઈ ગઈ. તેણે ઊંચે સ્વરે, દૃઢતાથી શાંતિથી, ગૌરવથી કહ્યું;

'મહાઅમાત્યજી! હું સેલ્યુકસ નિકેટરની પુત્રી છું!'

'અરે ગાંડી! એ કાંઈ મારાથી અજાણ્યું છે? હું તને ક્યાં નથી ઓળખતો કે તું મને તારી ઓળખાણ આપે છે? ભૂલી ગઈ—આપણે પાલિબોથ્રા—અરે! મહાન પાટલીપુત્રનગરીમાં મળ્યાં હતાં, ત્યાર પછી આજે મળ્યાં. બોલ શું છે તારો સંદેશો?'

'મારો સંદેશો મહારાજ માટે છે દેવ!' હેલને હિંમતથી કહ્યું.

'અરે! પ્રેમઘેલી છોકરી! એ તારો મહારાજ,—પણ, મારો તો છોકરો નાં? એ મારો છોકરો ને તું મારી છોકરી. તમે બેય પ્રેમનો ઢોંગ કરો, પણ હું સમજું નાં કે સહસ્રોની ગજસેના વચ્ચે એ પ્રેમ બિચારો કેટલું દોડી શકશે? શું બોલ, તારે મહારાજને મળવું છે?'

'હા દેવ!' હેલન આચાર્ય સાથે ગૌરવથી વાત કરવા માગતી હતી, પણ એ ગૌરવ જાળવવા જતાં, ઊલટાની આ ડોસા પાસે બાલિશ થઈ જતી હતી. એને લાગ્યું કે આ ડોસાની ઇચ્છા વિના તો આંહીં એક પાંદડું પણ ફરકી શકે તેમ નથી.

'તો રહે, હું તને મહારાજની પાસે લઈ જાઉં.' મહાઅમાત્ય ચાણક્યે કહ્યું: 'અરે! શ્રીરંગી!......' મહાઅમાત્ય ત્વરાથી બહાર ગયા.

શ્રીરંગી તેની પાછળ દોડી. મહાઅમાત્યે બહાર જતાં જ તેને ધીમેથી કહ્યું: 'શ્રીરંગી! આ છોકરી પ્રેમદીવાની છે. એને મેં તે વખતે પાટલીપુત્રમાં જેવી ગાંડી જોઈ હતી, તેવી જ ગાંડી આજે પણ જોઈ. એ તો ઠીક. એનું યથાકાલે થવાનું તે થશે, પણ ઉત્કટ પ્રેમ કેવો ભયંકર હોય છે, તે હું ડોસો, અત્યારે તને નર્તિકાને શિખવાડવાનો હતો?'

શ્રીરંગી આશ્ચર્ય પામી ગઈ: 'કેમ દેવ?'

'અરે! હું કહું છું, તેં જોયું છે? એ કોઈ ઘાતક



શસ્ત્ર તો નથી લાવી ના? તેં એ જોયું કે પછી નૃત્યની વાતો જ કરી?'

શ્રીરંગી આચાર્યનું વાક્ય સાંભળતાં ધરતી સામે જોઈ રહી. એને લાગ્યું કે આ માણસના રાજપ્રેમને કોઈ પહોંચી ન શકે.

તેણે ધીમેથી કહ્યું: 'હું જોઈ તો રહી હતી દેવ! એ એક જ શસ્ત્ર લઈને આવી છે!'

'એક શસ્ત્ર શું ઓછું છે? શું શસ્ત્ર છે? એની પાસેથી એ લઈ લેજે.'

'દેવ! એની પાસે એક જ. શસ્ત્ર છે, પ્રેમનું! એણે પોતાનું નામ પણ બદલાવી નાખ્યું છે. આજે જ. અત્યારે જ. એ પોતાને શુભાંગી કહેવરાવે છે! તમે મહારાજને પણ એ જ કહેજો. નહિતર એ નિરાશ થઈ જશે. આટલો નિઃસીમ પ્રેમ મેં જોયો નથી, દેવ!'

'અરે! તમે સ્ત્રીઓ...' આચાર્ય બોલતા અંદર ગયા. 'તું વધારે ઝીણવટથી જોઈ લેજે. મહારાજ હમણાં એને બોલાવશે.'

શ્રીરંગી પાછી ફરી. હેલન એને આવતી જોઈ રહી. તે પાસે આવતાં એ એને ભેટી પડી. 'શ્રીરંગી! તેં શું કહ્યું છે મહાઅમાત્યને? કોણ મળવા માગે છે?'

'શુભાંગી!' શ્રીરંગીએ હસતાં હસતાં કહ્યું.

'મારે મહારાજને ઘણી વાતો કરવાની છે. પણ એ બધી એ સાંભળશે? સાંભળી શકશે? મહારાજને પહેલું શું કહું? મહારાજ એકલા હશે કે મહાઅમાત્ય સાથે હશે? હું કેવી રીતે વાત કરું?'

હેલન તો પ્રશ્નો ઉપર પ્રશ્નો કરવા લાગી. પણ એટલામાં મહાઅમાત્ય પોતે પાછા દેખાયા. 'ગાંડી છોકરી! તારે મહારાજને મળવું છે ના? જો મહારાજ, તને બોલાવે છે! શ્રીરંગી! દ્વારપાલને કહી આવ, આ પ્રેમગાંડીને ત્યાં જવા દે.'

હેલન ઉત્સુકતાભરી મહારાજને મળવા દોડી.

ચંદ્રગુપ્ત ત્યાં મંત્રણા-ખંડમાં એની રાહ જોતો બેઠો હતો. મહાઅમાત્યે કાંઈક હસતાં હસતાં કાંઈક મશ્કરીમાં, કાંઈક ચિંતામાં, કાંઈક ગંભીરતાથી, સેલ્યુકસની આ પુત્રીની ભારતદેશ પ્રત્યેની નિઃસીમ પ્રેમભાવની વાત કરી હતી, અને ભારતસમ્રાટ માટે પણ એ જ પ્રેમભાવ એ બતાવી રહી હતી.

ચંદ્રગુપ્ત પોતે અલિકસુંદરને મળ્યો ત્યારે એને ત્યાં જોઈ હતી. પણ એ તો નજરમિલન જેવી વાત હતી. છતાં સેંકડોમાં એને જુદી પડી જતી એણે જોઈ હતી. એ એના તરફ આકર્ષાયો હતો. પણ એને તો ત્યારે જીવ લઈને ભાગવાનું હતું. પણ આ નારીએ તો એને દિલ દઈ દીધું હતું, એ વાત જાણીને, એને પોતાને પણ આશ્ચર્ય થઈ ગયું.

અને હવે એની સાથે શી વાત—આ પરિસ્થિતિમાં થઈ શકે, એ એને માટે એક મોટો કોયડો થઈ ગયો.

આચાર્યે એને કહ્યું હતું, આઘાત સહન કરવાની એનામાં શક્તિ નહિ હોય. તો આ સમાચાર, સંપૂર્ણ વિજય પહેલાં, ઝીલવાની લોકતૈયારી નહિ હોય. દોષારોપણ નંદવંશને થયું હતું, તે દોષારોપણ અટકાવવું જોઈએ. એટલે ચંદ્રગુપ્તે અત્યારે તો એને પ્રેમ આશાનો તંતુ જ માત્ર આપવાનો હતો.

આચાર્યે આ રાજનીતિ સ્પષ્ટ રીતે એને કહી હતી. પ્રેમિકા એને મળવા આવી હતી, પણ આંહીં આ બંધન હતું.

ચંદ્રગુપ્ત એની પ્રતીક્ષા કરતો બેઠો. અચાનક જ એણે દ્વારમાંથી એક સુંદર, તેજસ્વી, અણુએ અણુમાં જાણે પ્રેમની બની હોય તેવી યુવતીને જોઈ. એટલો નિઃસીમ પ્રેમ એની પાસે હતો કે એને જોતાં જ, એનો પરિચય મેળવવાની તાલાવેલી લાગે. લાગે કે એની સાથે શબ્દ નહિ બોલાય, તો એક અણુમોલ પળ ખોવાઈ જશે. એવી સૌમ્ય, શાંત, પણ પ્રેમભરી એની મોહિની હતી. ચંદ્રગુપ્તને એની સુંદરતા કરતાં, એની પ્રેમહવા વધુ આકર્ષી રહી. નજરમાત્રમાં એ એનો પ્રેમ પામી ગયો. પોતે પણ મનમાં પ્રેમી બની ગયો.





પણ હેલન ત્યાં એની સામે સંદેશનાલિકા ધરીને ઊભી હતી. તે સમજી ગયો.

એણે સ્વસ્થતાથી એનો સંદેશો હાથમાં લીધો.

પોતે શું કહી શકે, કેટલું કહી શકે, એ જાણવા હેલને ચારે તરફ દૃષ્ટિ ફેરવી. ત્યાં આખા ખંડમાં બીજું કોઈ હતું નહિ. તેણે છૂટકારાનો દમ ખેંચ્યો. તેના દિલમાં પ્રેમની કવિતાઓ ઉભરાઈ રહી હતી.

અચાનક મહારાજે પૂછ્યું: 'કોનો સંદેશો છે? નિકેટરનો? 'નિકેટર' કોણ?'

'નિકેટર, એટલે વિજેતા, મહારાજ! મારા પિતા સેલ્યુકસ નિકેટરનો હું સંદેશો લાવી છું. મહારાજ એનો પ્રત્યુત્તર આપે.'

'પણ 'નિકેટર'ને કાંઈ જવાબ આપવાનો અમારે છે નહિ. સેલ્યુકસ સરદારને જવાબ આપવાનો છે, અમે કોઈને 'નિકેટર' તરીકે જાણતા નથી.'

'મહારાજ!...' હેલન કાંઈ સમજી ન હતી. તેને પોતાની કડક પરીક્ષા થઈ રહેલી લાગી. તે જરાક સ્તબ્ધ બની ગઈ.

'હું એમ કહું છું...' ચંદ્રગુપ્તે કહ્યું. અને અચાનક જ પૂછ્યું: 'તમારું નામ શું?'

'મારું નામ શુભાંગી, દેવ!'

'શુભાંગી?' ચંદ્રગુપ્ત આશ્ચર્યથી એની સામે જોઈ રહ્યો.

'હા દેવ! મેં એ નામ રાખ્યું છે, ભારતવર્ષનું. દેવ પોતાની વાત વધારે સ્પષ્ટ કહેવા માગતા હતા...'

'હા, હું એમ કહું છું શુભાંગી!......' હેલનના દિલમાં પોતાના નામોચ્ચારથી પણ પ્રેમની એક લેરખી આવી ગઈ. 'કે નિકેટર માટે 'નિકેટર'પદ આંહી વાપરવાનું હજી અસ્થાને છે. આંહીં તો હજી કોઈ વિજેતા નથી. એટલે અમારે 'નિકેટર'ને કંઈ પ્રત્યુત્તર આપવાનો નથી. સરદાર સેલ્યુકસ માટે જોઈતો હોય તો આપીએ. બોલો તમારે એ લઈ જવાનો છે?'

'હા દેવ! હું એટલા માટે તો આવી છું!'

'તો પ્રત્યુત્તર ટૂંકો ને ટચ છે. તમે પહેલાં વિજેતા બનો. પછી વિજેતાપદ વાપરો. અમારે માટે આંહીં કોઈ વિજેતા નથી. કોઈ વિજેતાનો સંદેશો અમે હાથમાં લેતા નથી. અમારી વાત સ્પષ્ટ છે શુભાંગી! અરે...' ચંદ્રગુપ્તે બે હાથની તાળી પાડી.

દ્વારપાલ આવીને ઊભો રહ્યો.

'મહાઅમાત્ય ક્યાં છે? એમને આંહીં મોકલ તો!'

'હા દેવ!' દ્વારપાલ નમીને ગયો.

હેલન શું બોલવું તે કાંઈ એકદમ નિર્ણય કરી શકી નહિ.

એટલામાં મહાઅમાત્ય ચાણક્ય ત્યાં આવતા દેખાયા.

'શુભાંગી!' મહાઅમાત્યે સંદેશાનો પ્રત્યુત્તર આપતાં કહ્યું: 'અમે જ્યાં 'નિકેટર' વિજેતાપદનો, સ્વીકાર જ કરતા નથી, ત્યાં કોઈ પ્રત્યુત્તર આપવાનો રહેતો નથી. પણ મહારાજ ચંદ્રગુપ્ત સેલ્યુકસની પુત્રીનું ગૌરવ કરે છે. એનો ભારતપ્રેમ એ જાણે છે. એટલે ભારતવર્ષની પ્રણાલિકા પ્રમાણે, આનો પ્રત્યુત્તર અમે આપીએ છીએ. તું એ ગ્રહણ કરી લે, શુભાંગી!'

હેલન ત્યાં શાંત સ્વસ્થ ઊભી હતી. એના દિલમાં પ્રેમ હતો, આશાનો સંચાર હતો.

'અમારો પ્રત્યુત્તર આ છે:

'અમે કોઈ નિકેટરને જાણતા નથી. અલિકસુંદરના સરદાર સેલ્યુકસને જાણીએ છીએ. તેણે બેબીલોનનો વિજય કર્યો છે, તે જાણીએ છીએ. તેથી અમને આનંદ થયો છે. એ બેબીલોનવિજેતા, આંહીં ગાંધારમાં, મહારાજ ચંદ્રગુપ્તને મળવા આવ્યા હોય, તો અમે એને આવકાર આપીએ છીએ. એ મૈત્રી ઇચ્છતા હોય, તો અમે એના મિત્ર છીએ.

'એ યુદ્ધ ઇચ્છતા હોય, તો અમે તૈયાર છીએ.



ગુલાબદાસ બ્રોકર

# વાર્તાકલાની સાધના

અમદાવાદની બી. ડી. કન્યા કૉલેજમાં આપણા જાણીતા વાર્તાકારે આપેલો આ વાર્તાલાપ તેમની વાર્તાકળા સમજીને લેખક વિષે વાચકોમાં થતી વિવિધ જિજ્ઞાસાઓને સંતોષે છે અને લેખકની એક આગવી શૈલીને રજૂ કરે છે. સાહિત્યશોખીનો આવાં વક્તવ્યોને બિરદાવે છે...

એક વસ્તુથી આ જિંદગીમાં ભડકતો આવ્યો છું ને તે છે આત્મકથા માંડવી તે, કહેવી તે. અંગ્રેજીમાં એક વાક્ય છે: Ask me no questions and I will tell you no lies. કથાઓ લખાય છે, તેમાં કથાનો અંશ હોય છે ખરો, પણ લેખકનો આત્મા, તેની છબી કેટલી? શ્રી ધનસુખલાલ મહેતાએ મેઘાણીને લખેલું: 'આત્મકથા લખવાને ગુજરાતમાં તમે જ યોગ્ય છો. તમે આત્મકથા લખો.' પણ મેઘાણીએ શ્રી. ધનસુખલાલને ઉત્તર આપ્યો: 'સાચું કહેવાની અને લખવાની મારી હિંમત નથી, તેથી આત્મકથા નથી લખતો. આથી તેમાં માત્ર કથા જ રહેશે, પણ મારી છબી કેટલી હશે?'

છતાંય હું તેની જ વાત કરીશ.

આપણે નાના હોઈએ છીએ ત્યારથી 'જીવને રસ વાર્તાનો!' સાંભળી શકીએ અને સમજી શકીએ ત્યારથી વાર્તાઓ સાંભળવી શરૂ કરીએ છીએ. વાંચવાનું શક્ય બને છે ત્યારથી વાર્તાઓ વાંચીએ છીએ. જ્યારે વાતો જોવાની મળે છે, ત્યારથી વાર્તાઓ જોવાની શરૂ કરીએ છીએ,—સિનેમા કે નાટક સ્વરૂપે.

અમારા જમાનામાં એટલે કે અમે નાના હતા ત્યારે ટૂંકી વાર્તાઓ ઓછી લખાતી. પણ સરસ્વતીચંદ્ર કે મુનશીની વાર્તાઓ અમે વાંચતા, કાકે શું કર્યું. મંજરીએ શું કીધું, એવું એવું વાંચવું ગમતું. અને ત્યારે મનમાં એક પ્રશ્ન જન્મતો: 'માણસને આટલું બધું લખવાનું સૂઝતું ક્યાંથી હશે? વિશ્વમાં તારા, સૂર્ય, નદી વગેરે ગોઠવનારને પ્રભુ કહ્યો છે, પણ આ કયા ચિત્તમાંથી નીકળતું હશે અને કેમ ગોઠવાતું હશે? આપણે તો સમાન્ય માણસો, લખવાની બહુ જરૂર પડે તો પોસ્ટકાર્ડ લખીએ, આમ લખવાની વાતો જાણવાનું ખૂબ કુતૂહલ તે સમયે મનમાં હતું. પણ સાથે સાથે થતું: આ બધા લખનારા તો

---

'એમને મદદ જોઈતી હોય, તો મદદ કરવાની અમારી શક્તિ છે.

'એમને વિરોધ કરવો હોય તો વિરોધ કરવાની પણ અમારામાં શક્તિ છે.

'એને શું જોઈએ છે એની અમને ખબર નથી. અમારે શું જોઈએ છે એની એમને માહિતી ન હોય, તો જાણી લે, કે મહારાજ ચંદ્રગુપ્ત દર વર્ષાન્તે પોતાના પ્રદેશમાં ફરવા નીકળે છે, એ પ્રમાણે એ ફરવા નીકળ્યા છે.

'એમની સાથે નવસહસ્ર ગજરાજોનું મહાન સૈન્ય છે. પુષ્કલાવતી, મસ્કાવતી, અભિસાર ને છેક હૈરવ સુધી મહારાજ જવાના છે. સેલ્યુકસ બેબિલોનવિજેતા, આ પ્રદેશયાત્રામાં હરાયુ પ્રદેશ સુધી સાથે આવવા માગતા હોય, તો ગજસૈન્યની એમને ઘણી નવી વાતો જાણવા મળશે. અમને પણ એમની મૈત્રીથી આનંદ થશે. બાકી આ પચાસ, સો કે દોઢસો ગજસૈન્યના સ્વામી, પર્વતરાજાઓ, આજ અમારા ને કાલ તમારા, એ બાળકખેલ મહારાજ હવે જોવા માગતા નથી. એ દરેક મગધનો ક્ષત્રપ છે. એની સાથે સરદાર સેલ્યુકસે, વિજેતા તરીકે મૈત્રી કરવી, એ આગ સાથે રમવા બરાબર છે. એ દરેક વિશ્વાસઘાતી પણ છે. આટલું સેલ્યુકસ, બેબિલોનવિજેતા, જાણી લે. બસ, આ અમારો પ્રત્યુત્તર છે, શુભાંગી!'







આવું લખી શકે પણ આપણાથી આવું ક્યાંથી લખાય ?'

ત્યાં ત્રીશનું દેશવ્યાપી આંદોલન આવ્યું. તેમાં જોડાઈ જવાનો નાદ મનમાં જન્મ્યો. સમગ્ર દેશમાં લડત વ્યાપી અને સૌ જેલમાં ગયા. સમૃદ્ધ એવો કાળ હતો, જુવાનીનો કાળ. જેલમાં વૉર્ડરો વહેલા સૂવા ધકેલે અને વહેલા જ ઊઠાડે: 'ઊઠો બાબા લોક !' સાંજે છ વાગે ઓરડીના દરવાજા બંધ થાય. નવ વાગે મોંના દરવાજા બંધ થાય. પણ માથે આખી રાત બત્તી બળે ! આખી જિંદગીની ટેવ તે અગિયારબાર પહેલાં ઊંઘ ન આવે. પણ ત્યારે પથારીમાં પડ્યો પડ્યો પેલું કુતૂહલ અનુભવું : 'આટલું બધું લખાય શી રીતે ?'

અમે બધા 'સી' વર્ગના કેદીઓ. અમને ધાર્મિક પુસ્તકો વાંચવાની છૂટ. અભ્યાસનાં પુસ્તકો વાંચવાની છૂટ જેલ–અધિકારી પર અવલંબતી. ત્યાં પણ શાહીવાદના ફૂરચા ઉડાવી દેતી ચોપડી—લેનિન લેખિત, Imperialism નામની આવી હતી. પણ બિચારા જેલરસાહેબ પેલા લેનિનસાહેબને ક્યાં ઓળખતા હતા ? એટલે એ ચોપડી પણ અંદર ઘૂસી ગઈ. અમારી સાથે જેલમાં ૧૨૦૦ માણસો હતા, તેમાં સો એક તો અઠંગ વાંચનારા હતા. તેમના કારણે જેલમાં પુસ્તકોનો ભંડાર કાયમ પડ્યો રહેતો. ત્યાં લખવાની વાત આવી પણ જ્યાં ત્રણ મહિને ઘરે એક પોસ્ટકાર્ડ લખવા દેવાની છૂટ, ત્યાં લખવાનું ? લખવા માટેની સામગ્રી કોણ આપે ? તે આપવાનું પણ સાહેબની મરજી પર અવલંબે, સાહેબ જેલની ઓરડી જોવા નીકળે, ત્યારે અઠવાડિયામાં એક દિવસ જ આ સમગ્રી અને સાધનોની માગ મૂકી શકાય.

મેં સાહેબ આગળ માગ મૂકી : 'I also want writing material.'

સાહેબે પૂછ્યું કે તમે શું લખવાના છો ?

મને જવાબ સૂઝી ગયો : 'ભણું છું. પુસ્તકોમાંથી ઉતારા કરવા માટે તે સામગ્રી જોઈએ છે !'

ઉતારા કરવાનો ભયંકર કંટાળો. L. B. H. અને V. I. P. કરવાનું હજી સુધી કદી સૂઝ્યું જ નથી. છતાં એ બહાને લખવાનાં સાધનો માગ્યાં અને મળી ગયાં.

ત્યાં એક મિત્ર મળી ગયા. તેમણે તો લખીલખીને મહિના દોઢ મહિનામાં ૪૦૦ પાનાંની બે ચોપડીઓ ભરી દીધી. પેન્સીલ ઘસાઈને ટુકડો થઈ ગઈ. અને આવતા મહિને તેમણે ત્રીજી ભરવાની વાત કરી, મને તો આશ્ચર્ય થયું : 'ભાઈ બુદ્ધિમાં આપણા જેવા છે ને આ ચોપડી ભરી દેવાનું...'

જેલમાં અમારી સાથે બીજા ભાઈ હતા. તેમણે જેટલી વાર્તાઓ લખેલી તે વાંચી, ત્યારે મનમાં થયું કે વાંચેલામાંથી આ લખાયું લાગે છે અને ત્યારે મનમાં વિચાર આવ્યો : 'તેમનામાં એવું શું છે ?'

ઉત્તર મળ્યો : 'કામ કરવાની શક્તિ.'

આના પરથી મને પ્રેરણા મળી કે કામ કરવાની શક્તિ કેળવીએ તો ? કાગળ છે મારી પાસે, પેન્સિલ છે !

ત્યારે ધૂમકેતુની વાર્તાઓ હતી. મેઘાણીની વાર્તાઓ 'ચિતાના અંગારા'ના લાલ ભડકા જેવી ત્યારે લખાતી હતી. ધૂમકેતુની વાર્તાઓ કવિતાથી ભરપૂર. મનમાં થયા કરે : 'આપણે વેપારી માણસ. વાર્તાઓ શેની કરી શકીએ ? ધૂમકેતુ અને મેઘાણી કાવ્યમય અને આવેશમય લખાણો લખે ત્યાં આપણા જેવા સાદા માણસને સ્થાન નહિ. તેમની વાર્તામાં કેતકીના સોટા જેવી સુંદરીઓ આવે. પણ જીવનમાં કેતકીના સોટા જેવી સુંદરીઓ શોધવા છતાંય ક્યાંક જ જોવા મળે. તેમના નાયકો ભડવીર હોય. આવું બધું જીવનમાં જોવા ન'તું મળતું. પણ મનમાં વિચાર આવતો કે જોયેલ પાત્રોને મારે વાર્તામાં કેમ ન લાવવાં ? ચકાચકીની વાતો સાંભળી હતી, પણ તેમને ક્યાં જોયાં હતાં ? પણ તેમને કઈ રીતે ચીતરાય ? જ્યાં માનવને પૂરા નથી ઓળખ્યા, ત્યાં આ પશુપંખીને ક્યાં ચીતરવા ?



પણ હવે પેલા બે ભાઈઓના પરાક્રમ જોયા પછી એક કુતૂહલ શમ્યું ને તે પાનાં ભરવાનું. તે તો ભરી શકાય એવું મનમાં થયું પણ ત્યાં નવું કુતૂહલ જન્મ્યું કે સીધાસાદા માણસની વાત કેમ ન લખાય ?

પણ ત્યારે મનમાં બેસી ગયું કે જેને આપણે ઓળખીએ છીએ, તેવી વ્યક્તિઓને, જોયેલી બાઈઓને અને ભાઈઓને વાર્તામાં લાવવાં. રૂપાળી બાઈઓની વાતો તો ઠીક, પણ બહુ સુંદર નહિ, પણ જેવી ગમે તેવી લતા—લતાઓને એ રીતે હું મારી વાર્તાઓમાં લાવ્યો.

મારી સાથે એક પારસી ભાઈ જેલમાં હતા. તે લડતની ભાવનાને વરેલા, તેથી વારેવારે જેલમાં આવે. બહારથી કાયદોભંગ કરીને. તેમનો મને પરિચય થયો. તેમના પર તેમની પત્નીના લાંબા લાંબા કાગળો આવે : 'તમે મારી કોઈ જવાબદારી સ્વીકારી નથી જ. તમે મારા નિર્વાહની પણ જવાબદારી અદા કરી નથી.' આ પારસી ભાઈ પત્નીને ખૂબ ચાહે, પત્ની પતિને.

એક વાર તેઓ જેલના એક ખૂણામાં ગમગીન બનીને બેઠેલા. તેમણે તેમની પત્નીનો કાગળ મને વંચાવ્યો. આ પ્રસંગમાંથી વાર્તા જન્મી. આમાં એક પક્ષે પુરુષ સ્વદેશીની ભાવનાએ નીતરતો. તેના કારણે તે ભોગ આપવા તૈયાર હતો. સામે પત્ની. પતિની પેલી ભાવના માટે આદર. પણ તેને રોટલાનો પ્રશ્ન હતો, Fundamental problem for any living creature. એને શું દેશ વહાલો ન હોય? આવી ભાવના પણ શું દિલમાં ન હોય? પણ તેનામાં પેલા કરતાં ઉત્કટતા ઓછી, તેના મનમાં આવું પણ રમી રહ્યું હોય : 'પણ મને ભીખમાગતી શા માટે કરી?'

પણ આ બાઈનો પ્રશ્ન અને વિચાર ખોટા ન લાગે! તે બાઈનો પ્રશ્ન ઊંડાણથી વિચારવો ઘટે, આ વિચાર મનમાં ઘૂંટાયા કરે.

આમાંથી વાર્તા લખવાનો સહેલો માર્ગ તો એક હતો જ. પેલી બાઈને ધુત્કારી નાખવી, condemn કરવી, ને પેલા ભાઈના વખાણ કરવા. વાર્તા થઈ જાય.

પણ ઊંડાણમાં જતાં તેમાં કરુણા દેખાણી. આ બન્ને પ્રેમથી પરણેલાં સ્ત્રી અને પુરુષ વચ્ચે મમત્વ. પણ બન્નેને જીવને અને સંજોગોએ એવા ઘડી નાખ્યા કે છૂટા પડ્યા વગર છૂટકો પણ ન હતો. એની વાર્તા ન થાય, એ કરુણતા નથી? પ્રયત્ન કરી જોયો. એ વાર્તા જેલમાં લખાઈ.

બીજી વાત સૂઝી. કાંઈક જોયેલું, વાંચેલું; તે મનમાં ઘૂંટાયા કરે. 'જૂના સંસ્કાર' તેમાંથી ઊભી થયેલ, આ વાર્તા લખતાં ખૂબ શ્રમ પડ્યો. તેમાં 'આત્માનાં આંસુ'વાળી આમ્રપાલી અને 'ગોવિંદનું ખેતર'ના પાત્રોની ભભક ન આવે. ને 'જૂના સંસ્કાર'ના ડૉક્ટર પેલા પાત્રો જેવા પ્રતાપી પણ ન લાગે.

ત્યાર પછી જેલની બહાર આવ્યા. તે જ અરસામાં સ્વ. પાઠકસાહેબ મુંબઈમાં રહેવા આવ્યા, તેમને મેં વિલેપારલેની એક સભામાં જોયા. તેમને એક આદત. બધામાં ઊંડા ઊતરવાનું. તેમના માટે આદર તો જન્મેલ. અમે બે મિત્રો તેમને મળવા ગયા. તે પછી તો તેમને વારંવાર મળવાનું થતું. ત્યારે એકવાર લખાણ લખ્યાનું સ્મરણપટે ચડ્યું. આ લખાણ મુ. શ્રી. પાઠકસાહેબને વંચાવાય આવો ભાવ પણ તે સાથે સાથે થાય. આ ભાવ ભયનો હતો સાથે સાથે ધૃષ્ટતાનો ભાવ પણ જન્મે. 'પાઠકસાહેબને વંચાવીએ અને ન ગમે તો આપણું તેઓ શું લઈ જવાના હતા? અને ગમે તો?'

પછી પાઠકસાહેબને કહ્યું : 'મારે તમને કંઈક બતાવવાનું છે!'

તેમણે કહ્યું : 'લાવો!'

વાર્તા મેં તેમને આપી, પેલી 'જૂના સંસ્કાર'વાળી વાર્તા. એક ખુરશીમાં પાઠકસાહેબ બેઠેલા. સામે હું. ખુરશીમાં બેઠો બેઠો હું તેમની સામે જોયા કરું.





મનમાં વિચારો ચાલ્યા કરે. મારી વાર્તાઓ 'પ્રસ્થાન'માં પાઠકસાહેબ છાપે તો કેવું સારું? પણ તેઓ છાપે જ શાના? તેઓ ગાંડા હોય તો મારી વાતો 'પ્રસ્થાન'માં છાપે. પાઠકસાહેબ વાર્તાઓ જોતા રહ્યા; આખરે એ વંચાઈ ગઈ એટલે મેં પૂછ્યું: 'આ વાર્તાઓ છાપી શકાય?'

'છાપી શકાય.'

'ખરેખર?'

'હારતો.'

'કોઈ માસિકમાં છપાવી શકાય?'

'હા, સારા માસિકમાં!'

ને પછી મેં પૂછ્યું: ''પ્રસ્થાન'માં છપાવી શકાય?'

'જરૂર!'

અને તેમણે લાલ પેન્સિલથી તે વાર્તાઓ પર લખ્યું: 'લેવું!'

પછી પેલા પારસી મિત્રના પ્રસંગમાંથી લખેલ વાર્તા તેમને બતાવી. તેમની સાથેની ચર્ચાઓમાંથી વાર્તા લખવાની કળા વિષે ખૂબ જાણવાનું મળ્યું. લેખકને જે અનુભવ મળ્યો હોય, તેવો અનુભવ વાર્તાદ્વારા વાચકને મળવો જોઈએ. લેખક તેમાં રંગ છાંટતો હોય, પણ તે રંગનાં છાંટણાં વાચકને મળવાં જોઈએ. જ્યારે ભાવનું, આમ, સંક્રમણ થાય તો જ કલાકૃતિ સર્જાય. એ માટે લેખનશક્તિનો નિષ્ઠાપૂર્વક ઉપયોગ કરવો જોઈએ.

ઘણીવાર નાટકો લખાવનાર મળવા આવે છે અને માગણી મૂકે છે: 'સ્ત્રીપાત્ર વગરનું નાટક લખી આપો!' ભગવાને સૃષ્ટિમાં બે પાત્રો ઘડ્યાં. પુરુષ અને સ્ત્રી. તો અમે તેનાં બાળકો......અમે કઈ રીતે સ્ત્રીપાત્ર વગરનું નાટક સરજી શકીએ? અને તેથી વાર્તા કે નાટકમાં સ્ત્રી અને પુરુષ બંનેને લાવવાં જ જોઈએ ને!

એકવાર એક મિત્રને મળવા ગયો. તેમનાં પત્નીને સાહિત્ય ગમે. પણ વિવેક ખાતર તેમણે રસ બતાવ્યો, ને પૂછ્યું: 'ધૂમકેતુ સુંદર વાર્તાઓ લખે છે, ખરું ને!'

પણ તરત જ પત્નીએ બચકું ભર્યું: 'ધૂમકેતુની વાર્તાઓ હવે કોણ વાંચે છે?'

ત્યારે બાઈ-ભાઈનો દેખાવ જોવા જેવો હતો. ત્યારે ભાઈએ કહ્યું: 'મને તેટલી ખબર છે!'

'તમને શી ખબર!'

હું તે બધું જોયા જ કરતો હતો. મનમાં ઊગ્યું: 'આ બરોબર છે? આ ક્યાંક ખપમાં આવી જશે.'

એકવાર હું બાથરૂમમાં નહાતો હતો. ત્યારે કોઈ મારા બાથરૂમનાં બારણાં ઠોકતું હતું. મેં અંદરથી પૂછ્યું: 'તમે કોણ?'

'...બેન!' ને તે બોલ્યે ગયાં બહાર ઊભાં ઊભાં!

'મને માફ કરજો. કાલે સાંજે તમને ન ગમતું તમારી હાજરીમાં બોલી ગઈ. હું જાઉં છું. ઉતાવળ છે!' તે બાઈ ઉતાવળે ચાલી ગઈ. મને મનમાં થયું: 'આ છોકરી કેવી વિચિત્ર બાઈ છે!' મને તેના પરિણીત જીવન માટે વિચાર આવ્યો. આ બાઈનું પતિ આગળ શું થશે? છોકરી તો નિર્દોષ છે. પણ સ્વભાવમાં થોડી ખામી છે, તો તેમાંથી કરુણ તત્ત્વ ન જન્મે?

આમ બેચાર પાત્રો ઓચિંતા ચિત્તમાં આવી જાય છે. તેમની સહાયથી કાંઈ સરજી નાખું છું. પણ તેઓ સૌ ક્યાંથી આવે છે, તેની સમજ મને પડતી જ નથી.

એકવાર એક મિત્રને ઘેર બીજા મિત્ર સાથે ગયો. તેઓ વિલાયતથી આવે. સવારના પહોરમાં જવાનું હતું, તેથી સવારે ગયા. મિત્ર બહાર ચાલ્યો ગયો હતો. તેમનાં પત્ની બાથરૂમના બારણા આગળ સૂતાં હતાં. બીજી બાઈ હોય તો કોઈક પુરુષને જોઈને બેઠી થઈ જાય. પણ આ તો બેઠાં પણ ન થયાં. મેં માન્યું કદાચ માંદાં હશે, તેથી પૂછ્યું: 'માંદાં છો?'

'તાવ આવ્યો છે!'



'જોવા તો દો.'

તેમના શરીર પર હાથ મૂક્યો, તો શરીર ઠંડુ...ઠંડુ મિત્ર આવ્યા કે તેઓ ચાલ્યા ગયાં. પણ એ પ્રસંગ 'લતા શું બોલે' માં ખપમાં આવી ગયો.

એકવાર એક મિત્ર સાથે તેમના બીજા કોઈ મિત્રને ઘેર ગયો અને બંધ બારણું ઠોકયું. બે ત્રણ વાર ઠોકયું ત્યારે એક ડોશીમા આવ્યાં. મારી સાથેના મિત્રને જોઈ તે ઠંડાગાર થઈ ગયાં. પેલા ભાઈનું આગમન પેલાં વૃદ્ધ ડોશીમાને ન રુચ્યું.

વૃદ્ધાએ પૂછ્યું: 'કોનું કામ છે?'

'ભાઈ છે?'

'નથી.'

પેલા ભાઈ જરા તંતીલા હતા, તેથી આગળ પૂછ્યું: 'ક્યારે આવશે?'

'ખબર નથી.'

'એ નથી, તો ......બહેન છે ને?' ડોશીએ માથું ધૂણાવ્યું.

'ક્યાં છે?'

'રસોઈ કરે છે.'

ત્યાં તો પેલાં બહેન દોડતાં રસોડામાંથી આવ્યાં ને બારણું ઊઘાડ્યું. અમને બંનેને અંદર બોલાવ્યા, પણ મારા મનમાંથી પેલાં ડોશીની મૂર્તિ ખસે જ નહિ. આમ આ ડોશી મારા મનમાંથી ન ખસ્યાં, ને એ 'જૂનું ને નવું' નામની મારી વાર્તામાં ગોઠવાઈ ગયાં. આમ મારી વાર્તાઓની દુનિયા રચાય છે ને તે સૃષ્ટિનાં પાત્રોને ન સર્જીએ ત્યાં સુધીમાં ચેન પણ પડતું નથી.

એક ઉનાળામાં બેંગ્લોર ગયો. ત્યાંનો સુંદર બગીચો. ત્યાં જાતજાતના માણસો જોવા મળે. એકવાર બગીચાના ખૂણામાં એક ટોળું જામેલું. તે ટોળામાં જઈને હું જોડાયો. તે ટોળા મધ્યે બે સ્ત્રીઓ લડે. ભયંકર યુદ્ધ. આ બંને સ્ત્રીઓ જીવન પર આવેલી. એકબીજાને તેમની ભાષામાં ભયંકર ગાળો દે! શું એકબીજાના મોં પર ખુન્નસ! જાણે હમણાં જ એકબીજાનું ખૂન જ કરી બેસશે. તેઓ એકબીજાના ચોટલા ખેંચે. શરીરમાંથી લોહીની ધારા વહેવા લાગેલ. કપડાં પણ ચીરી નાખેલાં.

જોનારને, આમાંથી, રસ સિવાય કાંઈ ન મળે! આ જોઈ મને મનમાં કાંઈ ને કાંઈ થઈ જાય! બાજુમાં ઊભેલને કહ્યું: 'તેમને છોડાવો તો ખરા!'

'તેઓ એવાં છે!'

'કારણ?'

'દિલ્લગીની બાત છે!'

આ પ્રસંગે દિલ પર જબરજસ્ત છાપ મૂકી દીધી. એક સ્ત્રી બીજી સ્ત્રી સાથે જાહેરમાં આમ લડે? કદીય ન સંભવે તેવી આ ઘટના હતી. બંનેના પર પોલીસે સોટાબાજી કરી.

મનમાં થયું: 'શા માટે બંને આમ લડયાં હશે?' આમાંથી વાર્તા જન્મી, 'એક દ્વંદ્વયુદ્ધ'

આમ વાતો બહાર બનતી જાય છે, અને મનની ભૂમિકામાં તે જુદે જ સ્વરૂપે ઘણીયે વાર ગોઠવાતી જાય છે. તેમાં સ્ત્રીપાત્રો ને પુરુષપાત્રો બંને સમાઈ જાય છે. ઉઘાડી આંખો રાખવાથી સર્જક તરીકે લેખકને ખૂબ મળતું રહે છે.

એકવાર એક વિદ્વાને મને પૂછ્યું: 'લતાને શું થાય છે તે તો તમે જાણો: તમારી તે વાત પણ સાચી છે. તે બધું તમે જાણી પણ શકો, પણ ખાનગીમાં શું બન્યું તે તમે ક્યાંથી જાણી શકો?'

મેં કહ્યું: 'જાણી શકાય છે! મનનાં ઊંડાણોમાં શું થાય તે જાણી શકાય તો પછી આ બધું તો સહેલું જ છે ને?'

પણ એ મનના ઊંડાણોમાં પ્રવેશ કરવા માટેનું સાધન પ્રેમ અને પાત્રો પ્રત્યેનો સમભાવ છે. વળી કલાનું રસાયણ એવું છે કે જેથી કશુંક વણાઈ જાય છે, કલાના સાધનદ્વારા. માટે જગતને જાણવા અને માણવા માટે કલાની ઉપાસના જેટલી કરીએ તેટલી ઓછી છે.

★

પન્નાલાલ પટેલ

# પુરુષ-સમોવડી

આધુનિક કૉલેજિયન યુવતી પુરુષ-સમોવડી બનવા માટે ગમે તેટલા પ્રયત્ન કરે પણ પુરુષની હરીફાઇ કરીને તો કોઈ સ્ત્રી પુરુષ-સમોવડી ન જ બની શકે. અંતે તો તે પુરુષને જ—પોતાનાથી સવાયા પુરુષને જ અંતરથી ઝંખતી હોય છે તે આ વાર્તાનો ધ્વનિ છે......

જેવી એ કૉલેજમાં દાખલ થઈ એવી યૌવનમાંય પ્રવેશી હતી.

ને આ નવતર પ્રદેશના એકાદ વર્ષના અનુભવ પછી પોતાનું નામ બદલવાનો એણે ધડાકો કર્યો.

એનું મૂળ નામ કોકિલા. પણ અભ્યાસમાંથી એ શીખી ગઈ કે ઓછામાં ઓછા શબ્દોથી વધારેમાં વધારે કહેવું એનું નામ કલા. તો પ્રણયને પંથે પણ સૌ પ્રથમ જરૂરી એવું સહજ રીતે જ એ પામી ગઈ: નામમાં કંઈક નવીનતા. અને એણે વહેલામાં વહેલી તકે, કોકિલાનું 'કોકી' રાખી વધારાના 'લા'ને છેક રજિસ્ટરમાંથી પણ રૂખસદ અપાવી દીધી.

અલબત્ત, 'લા'ના દેશવટાથી અભ્યાસમાં કંઈ પ્રગતિ સધાઈ કે કેમ એ એક સવાલ હતો; બાકી બીજા ક્ષેત્રમાં તો સારી, બલકે શુભ એવી શરૂઆત થઈ પણ ગઈ હતી.

રીસેસમાં કે કૉલેજ છૂટતાં છોકરાઓ તરફથી 'કોકી' ઉપર, પરોક્ષ રીતે, કરામતો પણ જાત જાતની ખેલાવા માંડી! કોકી શબ્દને સીટીમાં ઉચ્ચારતો, તો કોઈ બે મિત્રો વળી ભેગા મળી એક જણ 'કો?' તો બીજો વળી 'કી?' એમ ગુજરાતી–બંગાળીમાં સવાલ પૂછી તીરછી નજરે કોકીને પણ જોઈ લેતા હતા. અરે કોઈ કોઈ તો 'કોકી'ને 'ઓકે'ના ઢાળમાં પણ ઢાળી દેતા હતા.

ને આવે વખતે કોકી પણ કોઈના તરફ કરડી નજરે જોતી, તો કોઈ તરફ વળી ભાવવિહોણી નજર પણ નાખી લેતી હતી; તો વળી સખીઓ આગળ ચીઢ પણ અવારનવાર ઠાલવ્યા કરતી હતી.

એક વાર દાઢમાં ઘાલવા સરખો લાગેલો આગળનો પેલો છોકરો સાંભળે એ રીતે સખી આગળ ફરિયાદ પણ કરી :

'આ લોકોને આપણે કોઈ નામ બદલીએ એની પણ અદેખાઈ આવતી લાગે છે.'

'તે આવે જ ને, હાથે કરીને તેં કર્યું એવું તે.' સખીએ કહ્યું.

કોકી સહેજ છેડાઈ પડી : 'બસ, આ જ તો વાત છે! સાચું પૂછો તો આપણો આ સંકોચ જ આપણને પુરુષથી પાછળ પાડી રહ્યો છે.'

ને ત્યાં જ, કોકીમાં કાન રાખી આગળ ચાલ્યા કરતો એ યુવાન થંભી ગયો.

સમજ ન પડતાં સાથેના છોકરાએ પૂછ્યું : 'કેમ ઊભો રહી ગયો 'પિયુ'?'

અને પિયુએ તીરછી આંખોનો એક ભાવ-વિહોણો પલકારો મારતી કોકીને આગળ નીકળવા દઈ પેલાને જવાબ આપ્યો : 'પુરુષ તરીકે હું પાછળ રહેવામાં વધારે માનું છું એટલે, દોસ્ત!'

ને વળી કોકીએ એની કમનીય ડોકને વળ આપી કરડી એવી એક નજર નાખી સહેલીને કહ્યું તે પણ આના જ અનુસંધાનમાં : 'આ લોકોમાં સર્વોપરિતાની ગ્રંથિ એટલી તો સજ્જડપણે બંધાઈ ગઈ છે!'

કોકીને મોં બગાડતી જોઈ સખીએ પૂછ્યું : 'કેમ!'

'કેમ તે એ લઘુ થવા જાય તો ય અજ્ઞાતવાસી અર્જુન જેવા લાગ્યા કરે!'

પળભર તો સખીય આનો મતલબ ન પામી શકી, ને જ્યારે સમજી ત્યારે એવું તો એને હસવું આવ્યું કે કોકીને તો હળવાશા હડસેલા સાથે આડકતરા એવા અભિનંદન પણ આપ્યા : 'શું તું ય તે!' અને ઉમેર્યું : 'એના કરતાં મૂળ શબ્દ જ વાપરને ત્યારે!'



પણ તો તો છક્કડ ખાઈ ગયેલા પિયુને થયું એ વાત જ નહિ—ને, 'શું સાળી મૌલિક છે જો !' અરે બે-પાંચ પળ તો એને જવાબે યે ન જડયો ને જડયો ત્યારે મોડું થઈ ગયું હતું; વળી છેટું પણ ઠીક ઠીક પડી ગયું હતું ને એ મન મારીને મૂગો જ રહ્યો—'ખેર વળી કોઈ વાર ! ...'

અલબત્ત, આ સાથે પિયુના મનને દુઃખ તો હતું જ કે આવો તાલ ફરી પાછો નહિ ખાય.

પણ સામી વ્યક્તિ જ્યાં તાલ ખવરાવવા માગતી હોય પછી સવાલ જ ક્યાં રહ્યો ?

ને એક દિવસ પહેલો પીરિયડ પૂરો થતાં પાણીના રૂમ આગળ આવો તાલ આવી ગયો. અરે એ તો હજુ પેલી મેંદી ઓથે હતો ને પીઠ ફરી ઊભી રહેલી કોકી જ પેલી બહેનપણીને કહી રહી હતી: 'અહીં કોઈનું નામ કે' છે પિયુ છે ! ત્યારે તું જ કે' આવું નામ રાખનાર છોકરાના મગજમાં કેટલી-'

અને અહીંય પેલી ભોળી સખીએ વચ્ચે બોલી સહજ ભાવે બચાવ કર્યો: 'હા, પણ એણે તારી માફક સુધારોવધારો નથી કર્યો કંઈ. કે' છે જેમ ક. મા. મુનશી છે એ રીતે આય બે અંગ્રેજી પ્રથમાક્ષરો જ છે !' ને વળી કોકીએ એની અસલ નફરત અહીંય આગળ ધરી: 'અરે તું ય તે ! ક્યાં પેલો પારેખ પીપળો ક. મા. ને ક્યાં આ બીચારો એરંડો !' હસવા લાગી: 'હા...હા... અનુકરણ કરનારને તો આંખ ન હોય, પણ આપણને તો—'

કોઈની રાહ જોતો હોય તેમ મેંદી આડે ઊભેલા પિયુને તો થયુંય: 'આને સાચે જ ઓડમાં આંખો છે તે મને જોઇને બોલે છે કે પછી—'

પણ એનું લક્ષ વચ્ચે બોલતી પેલી સખીમાં વધારે હતું: 'પણ આ માણસેય કવિ તો છે જ કે' છે. ને આ વરસે તો આપણા સાહિત્ય મંડળનો સેક્રેટરી પણ !'

પણ ત્યાં તો કોકી, હમણાં જ' જાણે પાછળ નજર પડતી હોય તેમ, સખીને ખેંચતી ચાલતી થઈ. સાથે ઉમેરતી પણ ગઈ: 'નાહકનો કોઈ બિચારો પોતાની વાત સમજીને દેડકી પેઠે ફુલાઈ મરશે !'

પિયુ તો કાપ્યો હોય તો ખૂન ન નીકળે ! અરે ભાન આવ્યું ત્યારે ય—' અપને અપને તાનમેં ગધા ભી મસ્તાન હૈ' આવું કંઈક અરસિક ભસી નાખવા જતો હતો. પણ ત્યાં તો ઊંચી, ગોરી, પાતળી ને નમણી કોકીની, પેલી અળતેરંગી પાની જોઈને, કે પછી અંબોડે ખોસેલ બટમોગરાની ડાળખી નિહાળીને, એકાએક એને સુંદર એવો જવાબ જડી ગયો, ને તે ય પાછો પદ્યમાં. અરે સામે આવતા એક છોકરાને માધ્યમ બનાવતાકને ગજગતિએ ચાલી જતી કોકીને કાને પણ એણે એ જ ધડિયે નાખી દીધો :

કાળા કાળા કેશ-કલાપે મોગરે પાડી ભાત,
એમાં તારાં વેણ-કટાક્ષે ઉર જોઉ રળિયાત !

વખાણ કોને ન ગમે ? ને તે ય પાછાં ગમતા માણસ પાસેથી, અને કવિતામાં !

પણ કોકીનું અહીં એક ભારે દુઃખ હતું !

દુઃખ તો જો કે મુગ્ધા માત્રનું છે પણ કોકીને વધારામાં એક તો ગુમાન ને પાછી પુરુષ-સમોવડી થવાના અર્થ વગરના અરમાન !

એટલે ડીબેટમાં, તો વળી સાહિત્યમંડળની કારોબારીમાં એમ એકમેકની સામસામે આવ્યા પછી, બલકે બોલતાંચાલતાં થયાં બાદ ને તું-તુંકારે બોલાવે એટલી હદે મિત્રો બન્યા પછીય પિયુ-કોકી વચ્ચે અંતરપટ તો અકબંધ જ રહ્યા કર્યું.

અરે, એમના પેલા વ્યંગ અને વાકપટુતા તો કોઈ કોઈ વાર નફ્ટાઈના દરવાજા પણ ખખડાવી આવતાં હતાં.

એક વાર સિનેમામાંથી દસ વાગે છૂટયા પછી ફિલ્મ વિવેચન કરવા વળેલાં એમાંથી પિયુ કાંડાઘડિયાળ

જોતાં બોલી ઊઠયો : 'ચાલ જાઉં હવે; ઘેર તો બિચારી અનિમેષ આંખે વાટ જોતી હશે !'

તો, 'પથારી' એમ સમજી ગયેલી કોકીએ પણ જાણે રેકેટ ફટકારી આવતા દડાને પાછો ધકેલ્યો : 'મારે ય બીચારો વાટ જોઈ જોઈને નિસાસા નાખતો હશે !' ને તો ય બેઉ હૈયાં વચ્ચેનો પેલો નાજુક પડદો તો અકબંધ જ ઊભો હતો; અરે એક જ શબ્દની જરૂર હતી ! પણ—

આમ કરતાં કરતાં કૉલેજનો અભ્યાસ પણ પૂરો થવા આવ્યો. પણ તો ય લગ્ન વિષે ન તો પિયુએ પૂછ્યું કે 'છે વિચાર ?' કે ન...અરે કોકી તે વળી પૂછતી હશે ?!—અરે, પોતાની આગળ જ એ નમતું નો'તી જોખતી પછી ? પિયુને પરણવાનો વિચાર ઊઠતો તો ય એ પોતાના દિલને જાણે ધમકાવી નાખતી : 'બસ બસ હવે !...એમ કવિતા લખતાં આવડી એટલે લાયક થઈ ગયા ?...હા, પણ એની હોશિયારી વિષેય કોણ ના પાડે છે ? અરે પૈસો નહિ હોય તો એ ય એ કૂટી કાઢે એવો છે, પણ—' અને આંખ ફેરવતાં ઉમેરતી : 'આટલા સહચાર પછીય એણે કદી તારી સામે એક જરા સરખુંય નમતું જોખ્યું છે ?...પરણવાની વાત તો વેગળે રહી પણ આટલા વખતમાં તારા પ્રેમની એણે માગણી સરખી—અરે એકાદ વારેય કરી છે ?...તો બસ ત્યારે. એમ કોઈને કંઈ પરણી જવાતું હશે ?...એક રીતે તો વળી માધવ ખરો. અરે કપડેલત્તે ને વિવેકમાંય તારા પિયુ કરતાં તો ક્યાંય એ ચઢી જાય ! પેલો તો આની આગળ ગામડિયો જ લાગે. ને એય સંગીત એ તો વળી અજબની કળા છે. એ ગાય છે ત્યારે કેવાં બે ઘડી ડોલાવી દે છે ! તે દિવસ વાર્ષિકોત્સવમાં કેવું દિલચસ્પ ગાયું હતું !' ચંદ્રને આપેલી અવનવી ઉપમાવાળી છેલ્લી લીટી તો એને યાદ પણ રહી ગઈ હતી :

પ્રિયાની ટીલડી ના કે ખરેલું પુષ્પ વેણીનું,
ન માનો તો ભલે પણ છે પ્રિયાના પ્રેમનું આંસુ !

ને લડીલડ઼ તો એ માધવની સોહામણી મૂર્તિને જાણે જોઈ પણ રહી, બબડી : 'ને માણસ પણ કેટલો મુલાયમ છે !'

ને એનાય એક બે પ્રેમ–પ્રસંગ યાદ આવી ગયા. તેમાંય ગયે વખતે પોતાની વર્ષગાંઠ યાદ આવતાં તો એ બબડી પણ પડી : 'એ એટલો બધો શરમાળ છે તો ય એના જ આગ્રહથી સંગીતનો જલસો ગોઠવ્યો હતો ને ?...નહિ તો ગમે તેટલો આગ્રહ કરો તો ય બેતની એક લીટી તો બોલાવે કોઈ ? અરે પેલી ખન્ના જ પોતાની વર્ષગાંઠ ઉપર કેટલી બધી એની પાછળ પડી હતી ? ને તે તો પાછી મોટરવાળી. એ જ કે'તી 'તી ને : 'તેડવા માટે મોટર મોકલવાનું કહ્યું તો ય એ છોકરી જેવા શરમાળે ના પાડી !' જ્યારે મારે ત્યાં તો મોંએ માગીને ગાવાનું ગોઠવ્યું. ને ભેટ પણ ચાંદીમાં મીનાનાં છાંટણાંવાળું કેવું સુંદર હળવુંક શું મોગરાનું ફૂલ લઈ આવ્યો હતો !'

અને અહીં પિયુએ કાવ્યમાં ગૂંથીને આપેલા ભાવ-ભીના અભિનંદન એને યાદ પણ આવી ગયા. પણ દિલનું અત્યારે ચલણ જ ન હતું.

બલકે અંબોડે ખોસવાની અલબેલી પેલી ભેટની યાદે જ કોકી એટલી બધી માધવ તરફ ઢળી પડી એમ તો નહિ પણ તું આ માધવને પરણે તો ધરનોય કે' છે સુખી છે ને...આખીય જિંદગી એ તને બસ એશમાં જ રાખે હો !

આ સિવાય બી. એ. ની પરીક્ષા ચાલતી હતી એ દિવસોમાં તો કોકીએ, પિયુ માધવ સિવાય પણ બેત્રણ બીજા છોકરાઓને, પ્રેમની તાવણમાં બસ તાવી જ કાઢ્યા—જેમાં એકને તો એણે તમાચો પણ ચખાડયો હતો.

હાસ્તો, બી. એ. સાથે કૉલેજ જીવન પણ હવે પૂરું જ થતું હતું ને ? એમે-ફેમે એને નો'તું થવું. તેમાંય પિયુ અને માધવ તો એમ. એ. ના છેલ્લા



વર્ષમાં હોઈ એને ખાતરી હતી કે એ પાસ જ થવાના છે ને ચાલ્યા જવાના.

ને અહીં જ એક દિવસ વાતવાતમાં ને ટોળટપ્પામાં પિયુએ કહી નાખ્યું : 'મને તો એ થાય છે કોકી, કે તને આ પુરુષ-સમોવડીને પરણશે કોણ?'

'ત્યારે તું એમ માને કે તારી કવિતાને કોઈ હૈયાફૂટી માળા પે'રાવશે?'

'અરે કવિને તો ગાંડી, જીવનભરની નહિ તો, હૈયામાં બરાબરની ચોટ વાગતાં, જરીક વાર માટેય, જાણેઅજાણે કોક પે'રાવી દે; પણ તને? કારણ સૌન્દર્ય તો અનોખી ને આગવી રીતે હંમેશ હરેક યુવતીને વરેલું જ હોય છે.'

અલબત્ત, કોકીએ અહીં હસી નાખીને જેમતેમ જવાબ તો આપેલો. બાકી અંદરખાને તો એ છક્કડ જ ખાઈ બેઠી હતી.

આ પછી જ એને ખ્યાલ આવ્યો કે જેમ પોતાને તેમ સામા માણસનેય પસંદ નાપસંદ હોઈ શકે છે. અરે આ પિયુ માધવ જેવાને તો પસંદગી કરવા જેટલાં સ્ત્રી મિત્રો ને સંબંધ પણ એવા—હોઈ શકે છે એમ નહિ પણ પેલી તરલા ને વનલતા વગેરે છે પણ ખરી ઘેલી!

અને અહીં એ જાણે ભ્રમમુક્ત બની હોય, લગ્ન-જગતની વસ્તુસ્થિતિ એના ખ્યાલમાં આવી હોય તેમ નવેસરથી ને નવી રીતે જ વિચારવા ને જોવા લાગી. એ વગર બીજો રસ્તો પણ શો હતો!

એનો અર્થ એમ તો નો'તો જ કે પેલા મિત્રો પણ એને નવેસરથી બનાવવા ને વિચારવાના રહેતા હતા! અલબત્ત, ભલે મશ્કરીમાં પણ કડવું સત્ય કહેનાર એક પિયુ તરફનો એનો ભાવ રીસ અને રોષમાં થોડોક પલટાયો હતો એટલું જ.

પણ બીજી બાજુ પેલું વિચારતંત્ર આખુંય ફેરવાઈ ગયું હતું. એને હવે બરાબરતું સમજાઈ ગયું હતું કે પોતાને પસંદ કરવાનો જ નહિ પણ સામાને પોતે પસંદ પડવાનો સવાલ પણ નાનોસૂનો તો નથી જ... અને પરીક્ષાના અંતમાં તો પસંદ પડવાનો જ એક મુખ્ય સવાલ હોય એમ એને લાગવા માંડ્યું. એટલું જ નહિ. આ કે તે કર્યા કરતી પોતાની જાતને હવે તો એણે ચેતવી પણ દીધી : 'આમ કરતાં કરતાં થનગનતા આ વછેરા પેલી વિશાળ ધરતી ઉપર ક્યાંક બંધાઈ જશે કે લોપ થઈ—'

પણ એણે પ્રયત્નપૂર્વક હાસ્ય કરતાં પોતાના દિલને કહ્યું : 'હા, પણ હું તો ક્યાંય લોપ થઈ જવાની નથી ને?'

પણ દિલ આજે બંડ જગાવવા તરફ વધારે હતું : 'હા, પણ પછી આ કોલેજ એ તો પ્રેમજગતનો એક મહામૂલો ચાન્સ છે, ગાંડી! ને તું શું એમ માને છે કે સુરતિયાઓની આવડી મોટી સંખ્યાઓમાંથી—ને આવડા લાંબા પરિચય પછી જો તારા મનને કોઈ નહિ બેસે તો પછી પેલી વેરણછેરણ દુનિયામાંથી ને લસરતી ઓળખાણ ઉપરથી તું તારો જીવનસાથી શોધી શકીશ?'

ને છેલ્લે એણે પોતાની જાતને ચેતવી દીધી : 'માટે આ પરીક્ષા પૂરી થતાં મિત્રોનો એક વિદાયસમારંભ ગોઠવી દે ગાંડી, ને એ વખતે પછી જે તે એક પાનું નક્કી કરી દે કે બાપુજીય બિચારા તારી ચિંતામાંથી મુક્ત થાય!'

અલબત્ત, અહીં એને શંકા સાથે સવાલ તો ઊઠતો જ હતો : 'પણ એમ પાર્ટી ગોઠવવાથી ઓછો—' પણ ત્યાં તો જાણે કોઈ બાજીગર બોલતો હોય તેમ અંતર એનું વચ્ચે જ બોલી ઊઠ્યું : 'અરે તું ગોઠવ તો ખરી... કોથળામાંથી છેવટ બિલાડુંય નીકળશે તો ખરું ને!'

તો સંમતિ આપતા પેન્શનર પિતાના શબ્દોમાંથી પણ લગભગ આવો જ ધ્વનિ નીકળતો હતો : 'હા હા, મા'રાજને કે' ને ગોઠવ જમવાનું. તમે હવે જુવાન જ માત્ર નથી રહ્યાં, જીવનસંગ્રામમાં પણ જોડાઈ રહ્યાં છો ને એવે વખતે તું પાર્ટી આપીને તારા મિત્રોને શુભેચ્છા પાઠવે એ યથાર્થ જ છે!' આ





પછી જાણે પૂછવા ખાતર પૂછ્યું : 'કોણ કોણ છે?' ને નામ જાણતાં ઉમેરી પણ લીધું : 'આ પિયુ પણ એક હોશિયાર ને સહૃદયી છોકરો છે હો!'

'ને પેલો સરસ ગાય છે એ માધવ નહિ કે?' કોકીએ લાડપૂર્વક પિતાની જાણે ભૂલ સુધારી.

ને પિતાએ પણ ભૂલ કબૂલ કરતા હોય તેમ 'હા, હા. એય સારો છોકરો છે!' કહી આ જિદ્દી દીકરીને જાણે રાજી કરી.

ને કોકીએ વહેલામાં વહેલી તકે મિત્રોના વિદાય-માનમાં જમવાનું ગોઠવ્યું. જેમાં પિયુ, માધવ ઉપરાંત બેચાર સ્રીમિત્રો તો ત્રણેક બીજા સબંધી જુવાનો પણ હતા. એય જરા જલસો તો થવો જોઈએ ને? સાથે શાથે પોતાને આગવું માન મળ્યું એવું કોઈ ખાટીય ન જાય પાછું!

જલસો હોય એટલે ગાવાનું તો હોય જ. પણ તેમાંય આજે તો કોકીએ માધવને ખાસ આગ્રહ કર્યો: 'મારે તો તારી પાસેથી પેલું 'પ્રેમનું આંસુ' વાળું ગીત જ સાંભળવું છે.'

'એ તો ભાઈ એ ગીતનો રચનાર આ આપણો કવિ રજા આપે તો ગવાય.' કહી ભલા માધવે પોતા ઉપરનો અડધો યશ—જાણે ભાર ઓછો કરતો હોય એ રીતે પિયુને આપી દીધો.

પણ ખરું પૂછો તો પિયુ આજ સાચે જ ગંભીર હતો. એક તો આ કૉલેજજીવન પૂરું થતું હતું ને બીજું કારણ એને, પોતાને બહુ બુદ્ધિમાન લેખતી આ અબુધ કોકીનું હતું.

તેમાંય પ્રેમનું આંસુ ગવરાવવા ઉત્સુક એવી કોકીએ જ્યારે ગીતના રચનારનું નામ આવતાં અનાયાસે જ પિયુ તરફ મરકલું માર્યું ત્યારે તો, આંખના એ પલકારામાં ને મોં ઉપરના પલભરના ભાવપલટામાં પિયુએ ઝાકળબિંદુમાં જાણે આભલું જોયું!

અલબત્ત, બીજી પળે તો એ આંખો તથા મોં ઉપરનો ભાવ—અરે ગીત પ્રત્યેનો પક્ષપાત પણ જાણે મોળો પડી ગયો હોય એ રીતનું જ વર્તન એનું બની રહ્યું હતું.

ને આવડી જિંદગીમાં તડકી છાંયડીની અનેકવિધ રંગરચનાઓ જોતો આવેલો અનુભવી પિયુ સંપૂર્ણ-પણે જાણે ભેદ પામી જતાં એક નિશ્વાસ પણ નાખી બેઠો. એને તો આ ભલા માધવને ચેતવવાનુંય જાણે મન થઈ આવ્યું : 'જોજે હાં માધવ! જલદ શરાબની આ સુરાઈ છિરવવી ભારે પડશે હો!'

અરે એને તો કોકીને પણ કહેવું હતું : 'તું ભલે તારી જાતને ન ઓળખે; બાકી હું ઓળખું છું કે પુરુષ–સમોવડી એવી તને તો સવાયો પુરુષ જ—'

અલબત્ત પિયુ અહીં પોતાને સવાયો માનતો હતો કે કેમ એ સવાલ હતો, ને છતાંય એ કોકીને ચાહતો તો હતો જ. બલકે કોકી માટે પણ એને તો ખાતરી હતી કે એ ખાસ તો પોતાને જ ચાહે છે.

અરે એને તો લગ્ન માટેની માગણી પણ એની સામે મૂકી દેવી હતી. પણ અહીં એ એટલા માટે ખંચ-કાતો હતો કે આ માનુનિ એના ગર્વ અને ગુમાનમાં ક્યાંય ના પાડી બેસશે. બલકે ના જ પાડશે એની એને સોએ સો ટકા ખાતરી હતી.

તો બીજી બાજુ એના જ તરફથી આવી માગણી આવે એ આશા પણ આકાશકુસુમવત્ હતી!

ને આ બધો વિચાર કરતાં પિયુને તો ભય પણ લાગતો હતો : 'મારી જિંદગીનું તો ઠીક છે પણ એંટમાં ને એંટમાં આની નાવડી ખરાબે ક્યાંય ન ચડી જાય!'

ત્યાં તો કોકીનો પેલો આગ્રહ કંઈક મોળો પડતાં બીજા પાસેથી પાનો પી રહેલા માધવે ગીત ઊપાડ્યું :

> પણે દીઠો શશી નભમાં ને મન મુજ મંથને ડૂબ્યું :
> હશે શું આ પ્રણયને પ્રેરતું ધરતી પરે સૂમ્યું?

ચૌદશ–પૂનમની રાત હતી ને આઠ દશની આ આખીય યુવાન ટોળી ત્રીજા માળની ચાંદની ઉપર બેઠી હતી. બધાં જ યુવાન હતાં ને એમાંય કોઈ



કોઈ તો હોડી એમની, પ્રણયના દરિયામાં ઝુકાવી પણ ચૂકયાં હતાં.

તેમાંય, કોકીની હોડી તો મઝધાર હતી ને તોફાનમાં પણ પ્રત્યેક પળે જાણે સપડાતી જતી હતી.

અને શો ભેદ પૃથ્વીનો, આ ચક્કર આસમાં અમથાં?–
ધરા–નભ હું–પ્રિયા ને શશી, એકતાર ગૂંથાયાં......

માધવનો અવાજ ખરેખર મધુરો હતો એટલું જ નહિ, દિલથી પણ એ એટલો બધો મોકળો હતો કે જાણે શબ્દો નહિ પણ ભાવ જ પોતે રાગિણી રૂપે ન વહી રહ્યો હોય! ઓછામાં પૂરું આસપાસનું ભાન ભૂલીને શબ્દો પ્રમાણે હાથમાંનો અભિનય પણ એ કરતો જતો હતો.

અહો! જ્યોત્સના ભરી પૃથ્વી વિજોગી ગીત ગાતી 'તી
પ્રણયનું ને પ્રિયાનું હું—તહીં આ વાત ખૂલી ગઈ:

અને અહીં કોકીને ખુદનેય ખબર ન પડી કે દિલ ડોલાવી રહેલો માધવ કઈ વખતે દિલ થકી ખસતો ગયો ને કેવી રીતે બદલામાં પિયુ આવતોકને જામી ગયો! અરે અંતરમાં તો ખુદ પિયુ જ ગાઈ રહ્યો હતો:

શશી! ના નાવડી નભમાં અરે બાદલ મહીં તરતી.
નથી મૂકી પ્રણય-રસિયાને કાજે દીવડી ફરતી.

કડી પૂરી થતાં એકાએક કોકીની નજર સામે બેઠેલા પિયુ ઉપર જઈ પડી. પકડાઈ પણ ગઈ ને આ સાથે જ એ, બાજુમાં થઈ રહેલી જમવા વગેરેની વ્યવસ્થા જોવાને મસે ઊઠતીકને પાંચેક ફૂટ આઘે જઈ ઊભી.

પણ ખરી રીતે તો એનો જીવ—અરે તંત્ર સમસ્ત પેલી છેલ્લી કડીમાં જ સમાઈ રહ્યું હતું.

પ્રિયાની ટીલડી ના કે ખરેલું પુષ્પ વેણીનું
ન માનો તો ભલે, પણ છે પ્રિયાના પ્રેમનું આંસુ.

અને આ છેલ્લી કડીની અંતની લીટીને ઊથલા આપતો માધવ લગભગ છાતી ઉપર આવી ઝૂલી રહેલા એ શશી તરફ એવી રીતે તાકી રહ્યો—અરે બધાંય ઊંચેના એ આભ તરફ અનાયાસે જ જોઈ રહ્યાં હતાં. તેમાંય કોકીને તો થઈ આવ્યું: 'અરે! પીતે કાં તો ખરેખરની રડી પડશે!'

પણ ત્યાં જ પિયુ એની જાણે વહારે આવ્યો હોય તેમ એકતાનતા તોડતો માધવને અભિનંદન આપવા લાગ્યો: 'ખરેખર દોસ્ત! તું એવું ગાય છે કે તારા કંઠમાં નિર્જીવ લાગતા આ શબ્દોય જાણે જીવતા બની જાય છે! અરે મને તો કોઈ કવિતા જ જાણે આકાર ધરીને વહેતી દેખાય છે.'

ભાનમાં આવેલી કોકીએ પણ માધવને અભિનંદન આપવા પગ ઉપાડ્યો, ને ત્યાં જ એના દિલે પ્રશ્ન પૂછીને દખલ પણ દાખલ કરી: 'ગાનારને ખરા ને રચનારને કંઈ નહિ કે?' પણ અહીં એણે આવતાં આવતાં તડજોડ કરી દીધી: 'અત્યારનો પ્રસંગ ગાનારનો છે.' ને માધવને કહ્યું: 'મારી આ જમણ–પાર્ટીની ખરી રંગત તો માધવ તેં જ રાખી આપી હો. ખરેખર, એવું દિલચસ્પ તું ગાય છે કે ......' પણ આગળ એ એટલા માટે ન બોલી કે અડધો યશ એમાં રચનારને ફાળેય જતો હતો.

પણ એને કયાં ખબર હતી કે રચનાર અત્યારે ખાલી અભિનંદને ધરાય એવી સ્થિતિમાં જ ન હતો? ને પિયુએ બીજાંનું લક્ષેય ખાવા તરફ દોર્યું: 'ચાલો હવે જમવાનું બધું ગોઠવાઈ ગયું લાગે છે.' પણ ઊભા થતાં તરત જ એને ખ્યાલ આવ્યો કે પોતા તથા કોકી વચ્ચે આવી રહેલો પેલો જાળી સરખો પડદો આ અંતને વખતે ઊલટાનો ઘટ્ટ થતો જાય છે, ને એ સારું તો નથી જ થતું. ને એણે કોકી તરફ ફરતાં પૂછ્યું: 'છે કંઈ મદદ કરવા સરખું?' 'ના જી. બેસો તમ તમારે પાટલે!' ભગવાન જાણે કોકીએ વાત કાપી નાખી કે પછી એ એને પાટલે બેસાડી છેલ્લી વિદાય વખતે—

કોણ જાણે કેમ પણ પિયુની બાજુમાં જમવા બેઠેલી કોકી સાચે જ અત્યારે એની સાથે વિચિત્ર રીતે વરતી રહી હતી. કોઈ વાર સામેની તાસક લઈ જાતે પીરસવા લાગતી ત્યારે એ અતડી સરખી બની રહેતી

તો વળી પીરસાવતી વખતે બહુ નીકટની થઈ જતી હતી : 'ખા ને મે'રબાન ! હવે પછી કોણ તને કોળિયા કરશે !'

કલાકેકમાં તો જમવાનું ને પાન–પટ્ટીનું'ય પતી ગયું. કોઈ કોઈએ કાંડાઘડિયાળ પણ જોવા માંડયું. એક બહેન તો બોલીય ઊઠી : 'ઓ હો ! અગિયાર થઈ ગયા !'

ને આ સાથે જ આથેનાં તો કોણ કોની સાથે ને કેવી રીતે જશે વગેરે હવે ગોઠવતાં કોકીથી વિદાય પણ લેવા લાગ્યાં.

આમાંનાં કેટલાંક તો આસપાસમાં જ રહેતાં હતાં તો માધવ પણ ભલે બીજા પરામાં રહેતો હતો બાકી અહીંનો જ વતની હતો. ને એ બધાં સાથે છેલ્લી વિદાય સરખું ન હોઈ કોકી માટે વસમીય કંઈ જ નો'તી બની.

એક પિયુ જ પરગામીય હતો ઉપરાંત અભ્યાસ પણ અહીંનો હવે પૂરો થયો હતો ને એકબે દિવસમાં આ શહેર પણ—અત્યારે તો કાયમ માટે જ છોડી જતો હતો. ને તેથી જ એણે આ બધાં મિત્રોની વિદાય પણ અહીંથી જ આટોપી લીધી.

અલબત્ત, એક કોકીની ન લીધી, ને નહિ તો ય આ પળે એ, એક બહેનપણીને વિદાય આપતી દાદર આગળ ઊભી ઊભી એની સાથે વાત કરી રહી હતી.

ને આ પળનો લાભ લઈ પીયુ પણ ત્યાં આગળથી છટકી ગયો.

અલબત્ત, કોકીના તો ધ્યાનમાં જ હતું કે છટકીને એ કયાં ગયો છે. ને માટે જ એણે, અહીં ઊભે ઊભે જ પેલા લોકોથી રામ રામ પણ કરી લીધા. એટલામાં તો પિયુ પણ દાદર બાજુની ઓરડીમાંથી નીકળી આવ્યો.

'અરે ! હું'ય એ જ વિચારમાં પડી ગઈ હતી કે તું એકાએક આમ ગયો કયાં ? મને થયું, મારાથી વિદાય લેવા પણ ન રહ્યો ?' કોકી થોડુંક જૂઠું બોલી. અરે હસી રહી હતી ને હળવી દેખાતી હતી એ ય જૂઠી જૂઠી.

પણ પિયુ ખરેખરનો ભારે હતો. થતું હતું : 'આમ હવે—બહુ બહુ તો બે મિનિટ ! પછી ?...' અને અહીં જીભને ટેરવે પેલો વિચાર આવી ઊભો : 'પૂછી નાખું ? આ પાર કે પેલે પાર.'

તો બીજો વિચાર જબાન ઉપર વળી લગામ બનીને બેઠો હતો : 'મત કર ! અરે આ અત્યારે જ જોને, કેવું ખોટું ખોટું એ હસી રહી છે ? લાપરવા દેખાવાનો કેવો એ ડોળ—ને ઠીક કહું છું. ના કહેશે તોકને ઊભી રહી જશે.'

ને એણે, કોકીની કીકીઓમાં પોતાની વિષાદભરી આંખો પરોવતાં કહ્યું : 'જાઉં ત્યારે ?!'

'ભલે' કહેતાં કોકીએ તો ગોઝારો પેલો પગ પણ ઉપાડ્યો, પરંતુ દાદરનું એકાદ પગથિયું ઊતર્યો પછી વળી પિયુ થંભી ગયો તે વળી એ સામે ફર્યો, એ જ રીતે તાક્યું ને સવાલ પણ કરી જોયો, 'બ...સ ?!'—અરે એને તો કોકીની પેલી વિષાદભરી કીકીઓ ભીનીય જરી જરી લાગતી હતી; પણ શું થાય !

ડોકું હલાવતાં આ વખતેય એ આમ જ બોલી, અલબત્ત, ભારે એવો જાહેર એક શ્વાસ લેતાં : 'અચ્છા !!'

ને દાદર ઊતરતો પિયુ, જેમ જેમ પેલું એકેકું પગથિયું ઊતરતો ગયો તેમ તેમ પાછા ફરવાનું વધુ ને વધુ વિચારતો રહ્યો. અરે દાદર પૂરો કરીને ડાબે બાજુએ વળતા પહેલાં બે પાંચ પળ એ ઉપર જોતો તાકી રહ્યો એટલું જ નહિ, કોકીને ઝટકા સાથે પાછી ફરી જતી જોઈ એક પગ પાછોય ફર્યો, પણ—

વળી પેલી દોઢડાહી બુદ્ધિએ, એને એની અસલ વાટે જ વાળી દીધી : 'તમાચો ખાવો હોય તો જ



તું જજે પાછો !'–અરે કૉલેજમાં એક છોકરાને એણે (કોકીએ) મારેલો તમાચો યાદ પણ આવી ગયો.

પણ ત્યાં તો બુદ્ધિથીય ઉપરતું કોઈક તત્ત્વ એની જાણે વહારે આવ્યું. અને એણે ખિસ્સામાંથી ડાયરી કાઢી, એક પાનું ફાડ્યું ને ત્યાં જ ઊભે ઊભે બેચારેક કંઈક આંકડા પાડી લીધા.

કાગળિયા સાથે કોટના ખીસામાં હાથ રાખી, દાદરનો એ વળાંક પૂરો કરી વચલા ખંડમાં આવી જુએ છે તો કોકીના પિતા કશાકની જાણે વાટ જોતા હોય તેમ ઊભડક મને બેઠા હતા. અરે એને એકલાને જોઈને નવાઈ લાગી હોય તેમ પૂછ્યું પણ ખરું: 'કેમ ? કોકી...અહીં સુધી...બધાંને વળાવવા પણ ન આવી ? શું કરે છે એ ઉપર ?'

પિયુને તો સો ટકા ખાતરી હતી—મનમાં મનમાં તો કહ્યુંય ખરું, 'પ્રેમનાં આંસુ સારે છે!' પણ બોલ્યો ત્યારે બીજું જ : 'ઉપર બધું ઠેકાણે કરાવશેને પાછું.'

'બેસને તે.' ડોસાએ કહ્યું. અને એણે જાણે બેસાડવા જ ન હોય તેમ, એક કરતાંય વધુ વખત પૂછેલી એકની એક જ એમણે વાત કાઢી : 'હાસ્તો, હવે તો મોટાભાઈ ઉપરથી કુટુમ્બનો ભાર ઓછો કરવા એકવાર તો જે નોકરી હાથ આવે એ તારે લઈ જ લેવી પડશે !'

પણ ત્યાં તો સંકોચાતા પિયુએ 'હા જી, એ તો છે જ.' આમ કહેતાં પેલી કાપલી કંપતે હાથે ધરી જ દીધી.

'શું છે ?' કહેતાં ડોસાએ ફટ કરતાંકને ચશ્મા ચઢાવ્યાં. પિયુએ મોટા અને ચોખ્ખા અક્ષરે જ રામ નામના બેએક અક્ષર પાડ્યા હતા :

'આપ મુરબ્બીની અનુમતિ હોય તો હું કોકીના હાથની સ્નેહપૂર્વક માગણી કરું છું.

—આપનો, પુરંધર'

ને આ વાંચી ડોસા અંદરખાનેથી તો એટલા બધા ખુશ થઈ ઊઠ્યા ! પણ બહાર તો એમણે સંયમ જ દેખાડ્યો. પિયુને પણ કહ્યું : 'બેસ તો ખરો પણ !' અને બટન દબાવતાં ઉપરની અગાશીએ રાડ પાડી ઊઠ્યા નોકર છોકરીને 'અહીં આવ તો.' પેલી કાપલી ઉપર પણ એમણે કુતેહભર્યાં બે આંકડા પાડી દીધાં : 'આમાં તારી સંમતી 'ના' હોય તો જણાવ મને.' ને 'બાપુ'નો શેરો મારી, આવી પહોંચેલી એ અલ્લડ છોકરીને કહ્યું : 'લે, આ બહેનને આપ ને શું કે' છે એનો વળતો જવાબ તરત જ મને આપી જા !...'

અને એ પતંગિયા સરખી છોકરી ગઈ એવી જ જાણે પાછી ફરી; કંઈક રીસમાં તો થોડીક વળી રોષમાંય ખરી. મનમાં મનમાં બબડતી પણ હતી : 'ભલા જાણે કે જરીક અમથી ચબરખીમાં અગડ-બગડમ્ શાના લીટા કરે છે કે–' અરે એને તો 'બાપુજી'નેય જરાક વઢી નાખવા હતા : 'તમેય શું તો બાપુજી ! બોનને એવું તે શું લખ્યું હતું કે વાંચતાં જ હસુ હસુ કરતાં એ રોઈ પડ્યાં પાછાં ?!' અરે એને તો પડી ગયેલ મોઢે ખુરશી પર બેઠેલા આ પિયુભાઈનેય આમાં કંઈક હાથ હોય એમ લાગતું હતું. ને એણે પાસે આવી અધીરા લાગતા બાપુજીને કહ્યું : 'બોન તો કશુંય નો બોલ્યાં બાપુજી, ને કાપલી વાંચીને'—કહેવા તો જતી હતી : છાતીમાં ઘાલી દીધી, પણ–'લાગલાં જ રડવા માંડ્યાં છે !' કહી એ પાછી પણ ફરી ગઈ.

'હું જોઉં જરા' બબડતો પિયુ પણ એ છોકરી પાછળ ઊભો થયો.

પણ ઉપર જઈને જુએ છે તો કોકી, થપ્પી કરેલાં પેલાં ગાદલાને અઢેલી, સ્વસ્થ હોવાનો ડોળ કરતી ચંદ્ર તરફ તાકી રહી હતી—અરે એના આવી ઊભાનોય એને જાણે ખ્યાલ નો'તો, પણ પિયુ તો પામી ગયો હતો કે આ ઢોંગીએ એનાં પગલાં પણ પે'લેથી જ પારખી પાડ્યાં છે.

પિયુને પળભર થયું તો ખરું કે હુંય, આટલે જાણે વણદેખાયો હોઉં એમ ઊભો રહું. પણ એવું કશું કરવા જેટલી એનામાં પણ અત્યારે સ્વસ્થતા નો'તી—બલકે વાત હજી અધૂરી હતી.

**પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ**

# સર્પગ્રીવ

ધરતી ઉપર જેટલાં પંખી-પ્રાણીઓની દુનિયા છે તે કરતાં પણ વધુ કદાચ જળચરોની દુનિયામાં જીવ હશે. તેની જાત જુદી, ભાત જુદી, રીત જુદી અને દૃષ્ટિય જુદી તેવા જ એક જળચરનો આ લેખમાં આપણા વિખ્યાત પ્રાણીવિશારદ ખ્યાલ આપે છે......

સર્પગ્રીવનું કદ લગભગ મોટા જળકાગડાને મળતું આવે છે. એ ઉપરાન્ત તેના શરીરની રચના પણ ઘણી મળતી આવે છે. માત્ર તેની ડોકમાં ફેર પડે છે. તે લાંબી અને પાતળી સર્પને મળતી આવે છે. તેનું માથું અને ગરદન સરસ કથ્થાઈ રંગનાં પણ તેમાં આંખથી શરૂ થઈ ગરદનના નીચલા છેડા સુધી સફેદ લીટી અંકિત થયેલી હોય છે. બાકીનાં પીછાંનો રંગ કાળો પણ પીઠ અને પાંખમાં થોડાં રાખોડી રંગનાં પીછાંની ભાત પડે છે. પૂંછડી લાંબી, આંખો પીળાશ પડતી, ચાંચ કથ્થાઈ અથવા ઘેરી કથ્થાઈ અને પગો જાળવાળા કાળા રંગના હોય છે. પ્રકૃતિએ પાણીના વસવાટને બરાબર અનુકૂળ જ તેની દેહરચના કરી છે. અને પોતાનો માછલીનો ખોરાક પકડવામાં તે બહુ ચપળ છે. જ્યારે તે પાણીમાં પડયો હોય ત્યારે તેનો આખો દેહ પાણીની સપાટી અંદર રહે છે. માત્ર માથું અને ગરદન જ પાણી બહાર વરતાય છે, જે વખતે આપણને જળસાપની યાદ દેવડાવે છે. તેની ભાલા જેવી સીધી ચાંચ જળકાગડાની ચાંચ માફક છેડે. વળેલી હોતી નથી. અને નરને માદાથી જુદો તારવી શકાતો નથી એવા તે બન્ને સરખા રંગના હોય છે.

સર્પગ્રીવને ઘણા પાન–ડુબકીના નામથી પણ ઓળખે છે. એનો વસવાટ મોટાં સરોવરો, નદીઓ અને ક્યારેક દરિયાથી ભરાતા ખાડામાં છે. જ્યાં તે માછલીની શોધ ચલાવતાં કે કોઈ વૃક્ષ કે પથ્થર ઉપર તડકામાં પાંખો પસારીને સૂકવતાં નજરે ચઢે છે. આ પંખી રાતના બસીરા માટે પાણીમાં ઊગેલા વૃક્ષ ઉપર વધારે પસંદગી ઉતારે છે. અને બેટડાં ઉપર ઊગેલ વૃક્ષ પર રાતવાસો કરતાં જોવા આવે છે. ઊડે છે ત્યારે બહુ ઝડપથી પાંખો વીંઝે છે. પણ તેની ઉડાન એટલી તેજ જોવામાં આવતી નથી. આનું એ કારણ છે કે તે એક સરખી રીતે પાંખો વીંઝયા વગર હવામાં સર્યા કરે છે. ખાસીયતે સર્પગ્રીવ એકલપેટો છે. એટલે જ્યાં તે ચરતો હોય ત્યાં બીજાને ઊતરવા ન દે. વૃક્ષ ઉપર બેઠો હોય અને કોઈ એકાએક દેખાઈ જાય તો તે ધબ દઈને પાણીમાં પડતું મૂકે છે અને પાણી ઉડાડીને પોતે તેમાં અદૃશ્ય થઈ જાય છે. પણ જો શિકાર ઉપર હોય તો પાંખોને પાણી સાથે

---

ને સીધો એ એની પાસે જ જઈ લાગ્યો. ચોંકીને સામે જોતી કોકી તરફ આંખો વાટે હાસ્ય વેરતાં પડખામાં જ બેસી પડયો એટલું જ નહિ, 'અરે તું હજી અહીં જ છે!' એવું કંઈક કહેવા જતી કોકીનો હાથ પણ એણે ધરાર પોતાના હાથમાં લીધો.

ને આ સાથે જ તમાચો મારવા ઉત્સુક એવો એ હાથ, ઋજુતાનાં કોઈ જાદુ ઊતર્યાં હોય તેમ વેલની શાખા સરખો નમનીય જ બની રહ્યો, તો અવાજ કરી વિરોધ વ્યક્ત કરનાર ગળામાં પણ અણકથ એવું કંઈક આવી વસ્યું જ્યારે કોરી પાડેલી આંખો તો—

અરે, પ્રણયથી ગદ્‌ગદ બની ઊઠેલી પિયુની આંખોમાં જાણે સમાઈ જવા માગતાં કોકીના પેલાં આંસુભર્યાં નેણ તો કહો—બલ્કે વિનવીય રહ્યાં હતાં; 'ન માનો તો ભલે, પણ છે પ્રિયાનાં પ્રેમનાં આંસુ!'

—ને પિયુ આ પુરુષ-સમોવડી છોકરીની કોઈ રહી-સહી ખારાશેય પી જતો હોય તેમ ગાલ ઉપર આવી ઊભેલાં આંસુને ધીમેકથી ચૂમી રહ્યો.*

*'કેસૂડાં'માંથી.

★



પછાડીને ઊડી નીકળે છે. આવી ખાસીયત આપણને શરમાળપણું બતાવે છે. વધારે ભાગ તો તે એકલો વસવાનું પસંદ કરે છે અને જ્યાં બહોળાં પાણી હોય ત્યાં જ વસે છે.

આ જળચર પંખીનો વસવાટ આખા ભારતમાં છે એટલે સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં પણ તેઓ વસે છે. અને તે આપણી વચ્ચે આખું વરસ પસાર કરે છે. મે માસથી નવેમ્બર માસ સુધીમાં ક્યાં તો તેઓ પોતાની જ વસાહત બનાવી માળા બાંધે છે. અથવા એકાદ જોડી જ માળો બાંધે છે. માળા બનાવવા માટે તેઓ પાણીકાંઠાના અથવા તો પાણીમાં જ ઊગેલાં વૃક્ષનો ઉપયોગ કરે છે. અને દૂરથી આપણને તે કાગડાના માળાને મળતાં લાગે છે. જેમાં તે ત્રણથી પાંચ આછા આસમાની રંગના ચાક જેવા દેખાવનાં ઈંડાં મૂકે છે. આ માળા સહેલાઈથી પહોંચી શકાય એટલા નીચા બનાવતા નથી અને તેમાં સાધારણ અધરોટીયા બચ્ચાં થઈ ગયાં હોય ત્યારે આપણે નજીક જઈએ તો બચ્ચાં અને મા બાપ બધાં પાણીમાં પડતું મૂકે છે. ને અદશ્ય થઈ જાય છે. અને જો ઊડી શકે એટલાં મોટાં થઈ ગયાં હોય તો ઊડી જાય છે. ઉપર જણાવ્યું છે તેમ સર્પગ્રીવનો સ્વભાવ શરમાળ છે. ઉડતીનાં બચ્ચાંનો રંગ જ્યાં મા બાપને સફેદ રાખોડી રંગ હોય છે ત્યાં બચ્ચાં સરસ કથ્થાઈ રંગના હોય છે.

માછલી તેનો ખાસ ખોરાક છે જે પકડવા માટે તે પાણીમાં માછલીનો પીછો પકડે છે. જે વખતે તે સારા વેગથી પાંખો અડધી ખુલ્લી રાખી અને માથું, ગરદન આગળ પાછળ ખાસ રીતે કરીને જાણે ભાલું મારવા માગતું હોય એમ એની ચાંચથી નિશાન લે છે. જ્યારે શિકાર તેના દાવમાં આવી જાય છે ત્યારે તેની ભાલા જેવી ચાંચનો વીજળીવેગે ઘા કરે છે અને એક પાછળનો ઝટકો માછલીને હવામાં ઉછાળે છે. પછી જીતી લઈ પહેલું માથું આવે એ રીતે ગળી જાય છે. જ્યારે તેને ફરી ડુબકી મારવી હોય છે ત્યારે તે ધીરે ધીરે પોતાની ગરદનને અંદર ખેંચી અને શાન્તિથી ડુબકી મારી પોતાના જાળવાળા પગથી હલેસાં મારી ઊંડો ઊતરી જાય છે. જ્યારે ઊડતાં તેનું નિરીક્ષણ કરીએ ત્યારે તે પોતાની અડધી ગરદન છાતીમાં સમાવી દે છે. આથી છાતી ઉપર દડો વરતાય છે. ચારો કરવાનો કોઈ ખાસ સમય જણાયો નથી આથી જ્યાં સુધી ક્ષુધા શાન્ત ન થાય ત્યાં સુધી પાણીમાં શિકાર કરવાનું ચાલુ રાખે છે.

અંગ્રેજીમાં The Indian Darter અથવા The Snake bird કહે છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Anhinga Anhinga Mlanogaster કહેવામાં આવે છે.



પ્રો. ગોવિંદભાઈ પટેલ

## હે અગ્નિ !

હે અગ્નિ ! બાલ્ય સમયે શિશિરે ધ્રૂજંતો
બેસી જતો વધુ સમીપ હું તારી ત્યારે,
'પાસે જતાં અધિક અગ્નિની દાઝી જઈએ,
લૈ વેગળેથી હુંફ એની પ્રસન્ન રહીએ.'
એવો વડીલદીધ પ્રેમલ પ્રાણવંતો,
આદેશ યાદ હજી, કેમ મૂકું વિસારે.
હે તેજતત્ત્વ ! પણ પ્રાણ બને અધીરો,

તુંમાં સમાઈ બનવા અવ તેજરૂપ,
શોચ્યું છતાં શિશુ સમે ગભરુ સુરૂપ,
કેવો હતો હું શુચિ નિર્મમ સર્વ પ્યારો.
ને તે સમે સ્વજન શીખથી રૂડી સજાગ,
લેતો હું હૂંફ જયમ થૈ જરી દૂર તુંથી.
આજેય તેમ રહું દૂર, ન ચોંટ રાગ,
તેવો જ હું શિશુ રહું યદિ અંત સુધી.







ઈશ્વર પેટલીકર

# પૂર્વઆફ્રિકામાં ગુજરાતીઓ

ગુજરાતીઓની વેપારવૃત્તિ અને સાહસવૃત્તિ તો ચોખંડ ધરતી પર જાણીતી છે. આફ્રિકાના પ્રવાસમાં નજરે નિહાળેલું આપણા જાણીતા નવલકથાકાર આ લેખમાં વર્ણવે છે તે ગુજરાતને ગૌરવ પમાડતું છે......

આપણા લોકપ્રિય કવિ ખબરદાર ગુજરાત બહાર મદ્રાસમાં વસતા હતા એટલે એમના સ્વાનુભવ ઉપરથી ગુજરાતીઓના ગુણ ગાતાં એમણે ગાયું છે કે, 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.' કવિનો આ સ્વાનુભવ પૂર્વ આફ્રિકાના પ્રવાસમાં નીકળનારનો સર્વાનુભવ બની રહે છે. આ દેશમાં એશિયનોની વસ્તીમાં ગુજરાતીઓની સંખ્યા મોટી છે. એટલે એમના સહવાસને લીધે બિન-ગુજરાતી હિંદીઓ ગુજરાતી ભાષા સમજતા હોય છે. શ્રી. કાકાસાહેબ કાલેલકરે 'પૂર્વ આફ્રિકામાં' પ્રવાસ-પુસ્તકમાં લખ્યું છે કે, 'લગભગ ૯૦ ટકા લોકો આજે ગુજરાતી જાણે જ છે. પૂર્વ આફ્રિકાના હિંદી લોકોની સગવડની ભાષા ગુજરાતી છે.'

ગુજરાતીઓની બીજાથી જુદી પડતી મુખ્ય ખાસિયત વેપારવૃત્તિ છે. ભારતના જુદા જુદા ભાગોમાં ગુજરાતીઓ વેપારમાં પથરાયેલા છે. કવિ ખબરદાર પણ મદ્રાસમાં વેપાર કરતા હતા ! એ મુખ્ય ખાસિયત પૂર્વ આફ્રિકામાં પણ જોવા મળે છે. અંગ્રેજોએ ભારતમાં આપણી પ્રજા દ્વારા વહીવટ કર્યો પણ આફ્રિકામાં સ્થિતિ જુદી હતી. આફ્રિકનો જંગલવાસી હતા એટલે નોકરી, વેપાર કે વહીવટમાં તાત્કાલિક ફાળો આપી શકે તેમ ન હતા. યુરોપથી કે ઇંગ્લેન્ડથી નાની પાયરીનો માણસ આર્થિક રીતે લાવવો પોષાય તેમ ન હતો. પરિણામે હિંદીઓએ આવીને એ પાયરીનો ભાગ ભજવ્યો. પરિણામે પરચુરણ વેપાર અને નાની નોકરીઓ હિંદીઓના ફાળે આવી. ગુજરાતીઓના તો લોહીમાં જ વેપાર એટલે નાના વેપારથી શરૂઆત કરીને જેમ જેમ એમના પગ ખૂંપતા ગયા તેમ તેમ મોટા વેપારની ફાળો ભરતા ગયા. આજે પરિણામ એ આવ્યું છે કે યુરોપિયનો પાસેથી લગભગ વેપાર ખૂંચવાઈ ગયો છે. અને ૯૦ ટકા વેપાર ગુજરાતીઓના હાથમાં છે.

નાઈરોબી જેવા યુરોપિયનોના મોટા વસવાટમાં એક પણ યુરોપિયન પ્રોવિઝન સ્ટોર્સ નથી. પહેલાં જે હતા તે ધીમે ધીમે ગુજરાતીઓની હરીફાઈમાં ટકી ન શકવાથી બંધ થઈ ગયા છે.

મોમ્બાસા, નાઈરોબી જેવાં શહેરોમાં જ નહીં, પણ નાકુરૂ જેવાં દૂરનાં સ્થળોમાં પણ યુરોપિયન સેટલરોની મોટી વસ્તીનું બજાર ગુજરાતીઓ પાસે છે. યુરોપિયન ઢબથી આધુનિક સજાવેલા એ નાના સ્થળના સ્ટોર્સ જોઈએ ત્યારે થાય કે ગુજરાતીઓ કેવળ આપણા દેશના બીજા ભાગોમાં જ સફળતાથી વેપાર કરી શકે છે એટલું જ નહિ, પણ પરદેશમાં યુરોપિયનોની સામે સફળતાથી હરીફાઈ કરી શકે છે. અને 'સેટલર સ્ટોર્સ' જેવાં નામ રાખીને, યુરોપિયન માટેની દુકાન છે, તેમ છાતી કાઢીને કહી શકે છે ! એવી જ રીતે જ્યાં યુરોપિયનોની કે એશિયનોની ખાસ ઘરાકી નથી. પણ કેવળ આફ્રિકનોની ઘરાકી હોય છે, અને એમનો જ વસવાટ હોય છે. તેવા દૂરનાં સ્થળો કરાટીના જેવાંએ પણ નાના પાયા ઉપર વેપાર કરીને એ બજાર પણ કબજે કરેલું છે. આમ પૂર્વઆફ્રિકાનો યુરોપિયન પ્રજાનો, એશિયન પ્રજાનો અને આફ્રિકન પ્રજાનો વેપાર ગુજરાતીઓના હાથમાં છે. એ રીતે ગુજરાતીઓએ પોતાનું વેપાર ખમીર આ દેશમાં બતાવી સદાકાળ ગુજરાતની ઉક્તિને સાર્થક કરી છે.

ગુજરાતીઓ એટલે કેવળ માલની આપલેની દલાલ વૃત્તિ જ નહિ, પણ ધંધાની સાહસિકવૃત્તિ પણ ખરી. જ્યારે યંત્રયુગની શરૂઆત નહોતી થઈ ત્યારે વહાણો દ્વારા દરિયો ખેડવાની સાહસવૃત્તિ અને પરદેશના બજારોમાં વેપાર કરવાની એની વણિકવૃત્તિ જાણીતી



છે. પશ્ચિમના યંત્રયુગની અસર ભારત ઉપર થતા ઉદ્યોગોનું નવું સાહસ પ્રજા સમક્ષ રજૂ થયું. સૌથી મોટું સાહસ તાતાનું લોખંડનું કારખાનું. કવિ ખબરદારના જ જાતિભાઈ અને ગુજરાતી તરીકે ગૌરવ લેનાર પારસી સાહસવીર, અમદાવાદનો કાપડની મિલ્સનો ઉદ્યોગ અને મુંબઈના વિવિધ ઉદ્યોગો એ ગુજરાતીઓએ બતાવેલી વેપારની સાહસવૃત્તિના પ્રત્યક્ષ દાખલા છે.

એ જ વૃત્તિ પૂર્વ આફ્રિકામાં પણ નજરે પડે છે. મૂળ તો ગુજરાતીઓ અહીં વેપાર નોકરી અર્થે જ આવેલા, પણ એ વસાહતને ૫૦ વર્ષ થવા આવ્યાં અને બીજા વિશ્વયુદ્ધતેજીને લીધે સાહસવૃત્તિને પ્રોત્સાહન આપ્યું એટલે ગુજરાતીઓ કારખાનાના સાહસ તરફ વળ્યા છે. તે અગાઉ પણ યુગાન્ડામાં શ્રી. નાનજીભાઈ અને શ્રી. માધવાણીએ ખાંડનાં કારખાનાં નાખી એ સાહસિકપણું બતાવી આપ્યું હતું. ગુજરાતમાં એક દાનવીર તરીકે તાજેતરમાં નામના કાઢનાર શ્રી. મેઘજીભાઈનું કેનિયામાંનું બોટલ બાકનું કારખાનું પણ જાણીતું હતું. યુગાન્ડામાં કપાસને લીધે જીનીંગ ફેકટરીઓ ગુજરાતીઓને હસ્તક હતી. ઉપરાંત બીજા યુદ્ધને લીધે વિકાસની જે નવી તકો ઊભી થઈ તેમાં ગુજરાતીઓએ નવાં સાહસ ખેડ્યાં છે.

મોમ્બાસામાં કેનિયા કેસમેન્ટ લિ. નામનું લોખંડની ચીજો બનાવવાનું કારખાનું જોયું તે જાતનું કારખાનું ગુજરાતમાં હજુ હોય તેમ જાણમાં નથી. મકાનના બાંધકામમાં લાકડું ઘણું મોંઘું થઈ પડ્યું છે. તે સ્થિતિમાં આ કારખાનામાં લોખંડનાં બારીબારણાં તૈયાર બને છે, તેવું જો ગુજરાતમાં બને તો એનો પ્રચાર સારો એવો થાય તેવી શક્યતા છે. પરંતુ આપણે ત્યાં લોખંડની હાડમારી છે એટલે એવા કારખાનાની હાલ કેટલી શક્યતા છે તે કહેવું મારા જેવા માટે અશક્ય છે. આ કારખાનામાં મુખ્યત્વે ઘરકામમાં વપરાતાં બારીબારણાંની ફ્રેમો અને સ્પ્રીંગવાળા ખાટલા તૈયાર કરવામાં આવે છે. એને રંગવાનું અને ગેલ્વેનાઈઝ કરવાનું કામ પણ ત્યાં થાય છે. એમાં ૬૦ થી ૭૫ લાખ શિલીંગની મૂડી રોકાયેલી છે.

આ કારખાનાના મુખ્ય સંચાલક શ્રી. ચુનીભાઈ એલ. પટેલ કંઈ એન્જીનિયર થયેલા છે એવું પણ નથી. વેપારી તરીકે આ જાતનો માલ એ પરદેશથી આયાત કરતા હતા. તેમાંથી એ જાતની વર્કશોપ નાખવાનો વિચાર ઉદ્‌ભવેલો. એક ઈટાલિયન એ જાતનું કામ સંભાળી શકે તેવો ટેકનિશિયન મળી આવ્યો. એક બીજા અંગ્રેજ ભાગીદારને લીધો. આમ હિંદી ઈટાલિયન અને અંગ્રેજ થઈને ત્રણ ભાગીદારોએ પબ્લિક લિમિટેડ કંપની કરી. જે કારખાનું સફળતાપૂર્વક આજે ચાલે છે એ કારખાનામાં સાત વિભાગો છે. અને દરેક વિભાગના ફોરમેન તરીકે ઈટાલિયનો કામ કરે છે. એમના હાથ નીચે હિંદીઓ અને આફ્રિકનો કામ કરે છે.

એનાથી પણ મોટું કારખાનું કેનિયા એલ્યુમિનિયમ એન્ડ ઈન્ડસ્ટ્રીઅલ વર્કસ લિ. છે. મોમ્બાસાના ગુજરાતીઓનું આ મોટામાં મોટું સાહસ કહી શકાય. લગભગ એક કરોડની મૂડી એમાં રોકાયેલી છે. એના સંચાલક શ્રી. દેવચંદ ચંદેરિયા જુવાન અને ઉત્સાહી છે. ધંધા ઉપરાંત રાજકારણમાં પણ રસ લે છે. ગયા ઓક્ટોબરમાં કેનિયા ધારાસભાની ચૂંટણીમાં એમણે ઉમેદવારી કરી હતી. એમનો દીકરો મેટ્રિક પાસ થયો છે. અને પરદેશ ભણવા જવાનો છે, એ વચલા ગાળામાં પોતાના કારખાનામાં એક કારીગર તરીકે એ તાલીમ લે છે.

આ કારખાનામાં એલ્યુમિનિયમનાં વાસણો બને છે. એલ્યુમિનિયમના કાચા માલની પાટો આયાત કરવામાં આવે છે. અને આધુનિક મશીનરીએ એનાં પતરાં બની તેમાંથી વાસણો બનાવવામાં આવે છે. ફાનસ, સ્ટવ, કિટલી વગેરે ચીજો મોટા પાયા ઉપર તૈયાર થાય છે. અને પૂર્વ આફ્રિકાના બજાર ઉપરાંત દક્ષિણ આફ્રિકા અને મધ્ય એશિયામાં એ તૈયાર માલની





નીકાસ થાય છે. આ સાહસની સફળતામાંથી એની બાજુમાં ફ્લોર મિલ્સ બંધાઈને તૈયાર થવા આવી છે. થોડા વખતમાં કામ કરતી થઈ જશે, ઉપરાંત બીજા ગુજરાતી કારખાનામાં ગ્લાસ ફૅક્ટરી અને વેપારીઓને જથાબંધ કાગળની કોથળી પૂરી પાડવાનાં કારખાનાં પણ અમે મોમ્બાસામાં જોયાં.

એવી જ રીતે નાઈરોબીમાં શ્રી. પી. એમ. પટેલનું લાકડાનું કારખાનું જોયું. ગુજરાતમાં લાકડા વહેરવાની મિલ્સ જોવા મળે છે. ત્યારે આ કારખાનામાં બારી બારણાના બધા ભાગ અને તેનું આખું ફીટીંગ મશીનથી થાય છે. કારીગરોએ મોટે ભાગે મશીન ઉપર દેખરેખ રાખવાની હોય છે. નાઈરોબીમાં એક યુરોપિયનની ફ્લોર મિલ્સ હતી, તે પછી ઘઉં અને મકાઈની બાજુ બાજુમાં બે ફ્લોર મિલ્સ ગુજરાતી સાહસ તરીકે ઊભેલી નજરે પડે છે. એવી ગુજરાતમાં વડોદરામાં કોહીનૂર મિલ્સ રેલ્વે લાઈન ઉપરથી ગાડીની મુસાફરી કરતાં નજરે પડે છે. એના સ્થાપક શ્રી. મનસ્વી પણ પૂર્વઆફ્રિકાના મોટા વેપારી છે. અને આફ્રિકાના અનુભવ ઉપરથી વડોદરામાં એમણે એ મિલ્સ નાખવાનું સાહસ કર્યું છે.

કેનિયા ઓવરસીઝ કંપની લિ. નામનું મેન્યુફેક્ચરીંગ કેમીસ્ટનું કારખાનું છે. તેમાં દવાઓ અને સ્નો તૈયાર કરવામાં આવે છે. આ બધાં કારખાનાં છેલ્લી ઢબની મશીનરીવાળાં હોય છે. એટલે એનું કામકાજ અને પેકીંગ પશ્ચિમના માલ જેટલાં અદ્યતન હોય છે. અહીંનો વેપાર મિશ્ર છે. અને યુરોપિયનોની ઘરાકી પ્રાપ્ત કરવી હોય તો માલની બનાવટ અને પેકીંગ ઊંચી જાતનું રાખવું રહ્યું. અને આપણાં ગુજરાતી કારખાનાંમાં એ જાતની કાર્યશક્તિ છે તેમ આ કારખાનાં નજરે જોવાથી ખાતરી થાય છે.

ગુજરાતીઓ એટલે વેપારીઓ એકલા જ નહિ, સારા ખેડૂતો પણ ખરા. ખમીરવંતા ખેડૂતો તરીકે સ્વરાજ્યના સંગ્રામમાં ખેડા અને બારડોલીના ખેડૂતોનો હિસ્સો સુવર્ણાક્ષરે લખાયેલા છે. એ ખેડૂતોની કૃષિવિદ્યા કેનિયામાં નજરે જોવા મળે તેમ નથી. એશિયનોને જમીન–ખેતીની જમીન ધરાવવાનો હક સરકારે આપ્યો નથી. અહીંની મોટા ભાગની જમીન યુરોપિયન સેટલરોના હાથમાં છે. અને નાના ટુકડા આફ્રિકનો પાસે છે. યુગાન્ડા અને ટાન્ગાનીકામાં આપણા હાથમાં કંઈક ખેતી છે. પરંતુ એ નજરે જોવા મળે ત્યારે વાત. પરંતુ નાઈરોબીથી પાંચેક માઈલ દૂર એક યુરોપિયનનું—ગ્રેહામ બેબનું કોફીનું અને નર્સરીનું મોટું ફાર્મ છે. એમાં શ્રી. ચતુરભાઈ (જેઓ હાલ નિવૃત્ત થયા છે.) અને શ્રી. મણિભાઈ પટેલ વર્ષોથી વ્યવસ્થાપક તરીકે કામ કરે છે. એક વખત હિંદીઓ પ્રત્યેના પૂર્વગ્રહને વશ થઈ કેનિયાના સેટલરોએ નિર્ણય કર્યો કે આપણા ફાર્મ ઉપર કોઈ હિંદીને રાખવો નહિ. અને હોય તો તેમને છૂટા કરવા. ગ્રેહામ ડોસાએ ચતુરભાઈને છૂટા કરવાની ધસીને ના પાડી. અને કારણમાં કહ્યું કે મારા ફાર્મનો જે વિકાસ આજે છે તે એને આભારી છે અને જે ખંત કુશળતા અને પ્રામાણિકતાથી એ કામ કરે છે, તેને ખેવફા થવાની મારી બિલકુલ તૈયારી નથી. આમ ચતુરભાઈની ખેતી–કુશળતાથી જીતાઈ જઈને ડોસાએ એમને છૂટા ન કર્યા.

એ ડોસા તો થોડા વખત ઉપર ગુજરી ગયા છે પણ એનાં મીઠાં સ્મરણો—ફાર્મ બતાવતાં મણિભાઈ અમને કહી રહ્યા હતા. અને મોટાં બિનઉપયોગી લાગે તેવાં વૃક્ષ બતાવતાં એ ડોસાના જૂના જમાનાના ખેડૂતમાનસનો ખ્યાલ આપતાં કહ્યું: 'ડોસા કોઈ વૃક્ષને કાપવા દેતા નહિ. નવાં વૃક્ષ ઉગાડવાના એ મતના હતા, ન ઉગાડી શકાય તો કંઈ નહિ, પણ કુદરતે ઉગાડેલા વૃક્ષને કાપવાનો આપણને શો હક્ક?' ભારતના ખેડૂતને મળતું જ એ માનસ ને? ખેડૂત માનસ દુનિયામાં સરખું જ હોય? નર્સરી ફાર્મ બતાવ્યા પછી મણિભાઈ એમના ક્વાર્ટર્સમાં લઈ ગયા. માઉ માઉની ચળવળ વખતે આફ્રિકનોએ યુરોપિયનોને નાબૂદ કરવાનો નિર્ણય કર્યો હતો. એમાં કેટલાનાં મરણ પણ થયાં. લૉર્ડ વેવલનો દીકરો પણ થીકા નજીક આફ્રિકનોના હુમલાનો ભોગ થઈ પડ્યો હતો. એ ચળવળમાં હિંદીઓ પ્રત્યે એવી



વેરવૃત્તિ પ્રજાએ ખાસ બતાવી ન હતી. છતાં યુરોપિયન ફાર્મમાં કામ કરતા હોવાથી મણિભાઈને એનો ભોગ બનવું પડ્યું હતું. રાત્રે હુમલાખોરોએ આવીને એમને બંદૂક તાકી, પણ પેટમાં ન વાગતાં પડખામાં પસાર થઈ ગઈ. એટલે ઘાયલ થયા પણ જીવ બચી ગયો. એ જગા અમે જોઈ ત્યારે ડોસાએ મણિભાઈ ઉપર મૂકેલા વિશ્વાસને એમણે જીવના જોખમે કેવી ભવ્ય રીતે દીપી બતાવ્યો હતો, તે પ્રત્યક્ષ જોવા મળ્યું. એ ડોસો જ્યાં હશે ત્યાંથી એણે ગુજરાતી ખેડૂતના ખમીરને બિરદાવ્યું હશે.

આમ તો હિંદીઓ પાસે ફાર્મ નથી, છતાં પંદરેક માઈલ દૂર સોળ એકરનું નર્સરી ફાર્મ શ્રી. મોતીભાઈ પટેલ પાસે છે. પહેલાં એ યુરોપિયનોનું હતું. અને તેના ભાગીદાર તરીકે એ હિંદીને નામે અપવાદરૂપ ચડી ગયું છે. એ ફાર્મ ઉપર જે ફૂલ, છોડ વગેરે થાય છે તેને વેચવાની 'ગાર્ડન એન્ડ પ્લાન્ટસ' નામની નાઈરોબીમાં એમની દુકાન છે. ખેતીવાડી કૉલેજમાં પણ જે જાતનું નર્સરી ફાર્મ જોવા નથી મળતું તેવું ખેતીવાડીના ગ્રેજ્યુએટ થયા વિના મણિભાઈએ ગ્રેહામ ફાર્મમાં ખીલવ્યું છે, તે જોતાં હર્ષ થાય છે.

અને ગુજરાતીઓ એટલે ગુજરાતી ભાષા તો મુખ્ય. આપણા દેશમાં અંગ્રેજી અમલ દરમિયાન અને આજે પણ અમુક અંશે અંગ્રેજીની બોલબાલા છે. આફ્રિકામાં તો એથીય વિશેષ બોલબાલા છે. ભારત પાસે તો પોતાની પ્રાદેશિક ભાષાઓ અથવા બોલી હતી. એની લિપિ પણ ન હતી. પછી સાહિત્ય તો હોય જ ક્યાંથી? પૂર્વ આફ્રિકામાં સ્વાહિલીને સર્વસામાન્ય ભાષા બનાવવામાં આવી છે. તેની લિપિ પણ રોમન રાખવામાં આવી. અને રાજ્યભાષા તરીકે અંગ્રેજીને સ્થાપી છે. અંગ્રેજી ભણેલો નોકરી મેળવી શકે. ધંધામાં ફાવે. એશિયન કે આફ્રિકનનું પ્રાથમિક શિક્ષણ પણ અંગ્રેજીમાં જ શરૂ થાય! કોઈ કોઈ અંગ્રેજી ડિગ્રીધારી ગુજરાતી યુવકો મને મળ્યા છે તેમણે એમ પણ કહ્યું છે કે અમને ગુજરાતી આવડતું નથી. સીધા કૉન્વેન્ટમાં ભણ્યા એટલે ઘરની બોલી તરીકે ગુજરાતી બોલતાં આવડે એટલું જ. અંગ્રેજી જેવું શુદ્ધ ગુજરાતી લખતાં ન આવડે કે એ સાહિત્ય વાંચવાની રસવૃત્તિ પણ કેળવાઈ નથી.

પરંતુ આવા અપવાદો જ ગણાય. બાકી ગુજરાતી ભાષાની અહીં એવી મમતા છે કે, દૈનિકો, અઠવાડિકો, માસિકો, વાર્ષિકો નીકળે છે. મોમ્બાસાથી 'કેનિયા ડેલી મેલ' અર્ધ અંગ્રેજી અને અર્ધું ગુજરાતી દૈનિક અને એની સાપ્તાહિક આવૃત્તિ પણ નીકળે છે. નાઈરોબીથી એવું જ દૈનિક 'ડેઈલી ક્રોનિકલ' નીકળે છે. જ્યારે હિંદની બીજી ભાષામાં કોઈ દૈનિક નીકળતું નથી. એવું જ અર્ધું અંગ્રેજી સાપ્તાહિક 'કૉલોનિયલ ટાઈમ્સ' પ્રગટ થાય છે. આખું ગુજરાતી સાપ્તાહિક 'આફ્રિકા સમાચાર' છે. મોમ્બાસા ગુજરાતી સાહિત્ય મંડળ વાર્ષિક 'પગદંડી' કાઢે છે. નાઈરોબી ગુજરાતી સાહિત્ય મંડળ વાર્ષિક 'આરાધના' કાઢે છે. કંપાલા યુવક મંડળ માસિક 'જાગૃતિ' કાઢે છે. એવી જ રીતે દરેક શહેરોમાં બૂકસેલરો ગુજરાતી પુસ્તકો અને છાપાનાં સ્ટૉલમાં ગુજરાતી માસિકો વગેરે ગુજરાતી સાહિત્ય સારા પ્રમાણમાં રાખે છે. મોટાં શહેરોમાં ગુજરાતી સાહિત્ય મંડળો નાની મોટી સભાઓ અને કાર્યક્રમ રાખી ગુજરાતી ભાષાની જ્યોત પરદેશમાં જલતી રાખે છે, તેની પ્રતીતિ કરાવે છે. સાર્વજનિક અને સાંપ્રદાયિક પુસ્તકાલયમાં ગુજરાતી પુસ્તકો સારા પ્રમાણમાં જોવા મળે છે.

આમ અંગ્રેજી સાહિત્ય સાથે ગુજરાતી પુસ્તકો રાખનાર બૂકસેલરો સારા પ્રમાણમાં છે. પરંતુ કેવળ ગુજરાતી બૂકસેલરને પણ ઠીક ઠીક પોષણ મળે છે.

ગુજરાતીઓનું ગાંધીજીના આગમન પહેલાં રાજકારણનું પાસું અણવિકસ્યું રહ્યું હતું. બંગાળ, મહારાષ્ટ્ર, ઉત્તર પ્રદેશ મોખરે ગણાતા હતા, ૧૯૦૭માં સૂરતમાં કૉંગ્રેસ ભરાઈ ત્યારથી ગુજરાતમાં એ વાતાવરણ સર્જાવું શરૂ થયું. ગાંધીજી અને સરદાર પટેલને લીધે

ગુજરાત એમાં મોખરે આવ્યું. સ્વરાજનો સંગ્રામ ગાંધીજીએ દેશ આખાને આપ્યો અને તેમાં ગુજરાત મોખરે રહ્યું છે એવો જ ફાળો પૂર્વ આફ્રિકામાં પણ ગુજરાતીઓએ આપ્યો છે. પરદેશમાં અને પરદેશી સરકારના વહીવટમાં હિંદીઓ–ગુજરાતીઓનું સ્થાન એક વસાહતીઓ તરીકેનું છે. પરંતુ વસાહતીઓના હક, સન્માન અને વેપાર–ધંધા અંગે સરકાર સાથે વર્તવામાં એ જાગ્રત રહ્યો છે. સ્થાનિક સંસ્થાઓ—મ્યુનિ. માં પણ એ ચૂંટાઈને કારોબારમાં પોતાનો હિસ્સો આપે છે.

ગયે વર્ષે જ રાજકારણમાંથી નિવૃત્ત થઈ પોંડિચેરી શ્રી. અરવિંદ આશ્રમમાં સાધક તરીકે જનાર શ્રી. એ. બી. પટેલે હિંદી પ્રજાના નેતા તરીકે આ પેઢીમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. એક સફળ બૅરિસ્ટર, એક સન્મિત્ર, એક નેતા વગેરે વિવિધ પાસાંથી એ. બી. એ કેવળ હિંદી પ્રજાનો પ્રેમ મેળવ્યો હતો એટલું જ નહિ પણ યુરોપિયન પ્રજાનો અને સરકારી અમલદારોનો પણ મેળવ્યો હતો. મોમ્બાસામાં અમે પ્રોવીન્સીયલ કમિશ્નરને મળવા ગયા ત્યારે એમણે ભાઈકાકાને એ. બી. પટેલ અંગે પૃચ્છા કરી હતી. એમની ખબર અંતર પૂછી હતી. કેવળ એ મારા અંગત મિત્ર હતા એટલું જ નહિ પણ પ્રજા અને સરકારના પણ મિત્ર હતા એમ મોં ઉપર આનંદ પ્રદર્શિત કરતાં એમણે પ્રજા તરફથી ચૂંટાનાર એ ધારાસભ્ય જેમ પ્રથમ હતા, તેમ સરકાર તરફથી હિંદી પ્રજામાંથી ચૂંટાનાર પહેલા હિંદી પ્રધાન હતા.

આમ રાજકીય રીતે ઉચ્ચ સિદ્ધિ પ્રાપ્ત કર્યાં પછી એની માયા છોડી શ્રી. અંબુભાઈ પુરાણીની માફક શ્રી. અરવિંદ આશ્રમમાં બેસનાર પણ એ નીકળ્યા. ગુજરાતીઓ વેપાર–ધંધો રાજકારણ નહિ પણ આધ્યાત્મિક ઉપાસના તરફ વળ્યા છે, વસાહતી ગુજરાતીઓ પણ એમાં પાછળ નથી એ દાખલો એ. બી. પૂરો પાડે છે!

એ. બી. પહેલાં શ્રી. જે બી. પંડ્યા રાજકીય ક્ષેત્રે ચળકતા હતા. આજે એમના દીકરા શ્રી. અનંત પંડ્યા ધારાસભામાં ચૂંટાયા છે અને તેમના કાકા શ્રી. આર. બી. પંડ્યાને સરકારે નિયુક્ત કર્યા છે. શ્રી. એસ. જી. અમીન આજે તો નિવૃત્ત થયા છે, પરંતુ એ પણ રાજકારણમાં આગળ પડતો ભાગ લેતા હતા.



જયન્ત પરમાર

## મ્હાલતો!

અહો! જગનિયંતૃની પરમ રસની સાધના,
કરી કરણ એ બધાં હજુ ન પૂર્ણતા પામતાં,
ભરી સકળ વિશ્વની પ્રખર ઝંખના આજ મેં,
ધપું પ્રથમશો ભરી નવલ ચેતને હું સદા.

મને પુનિતતા ગમે, પુનિતની બધી વૃત્તિઓ,
અહીં સરકતી ભલે. પુનિત પ્રાપ્તિઓ એ મહીં.
કરું જગતવાસ હું અબુધ એકલો છો અહીં,
મને જગતપાપમાં અફર પુણ્ય સૌ સાંપડે.

હવે પુનિતતા બધી અચળ સિદ્ધિમાં ઊડતી,
ધપ્યા કરે અનેકની સકળ એષણાઓ ભરી.
અહીં અવિચળે ઉરે કરી અનેક કલ્પના,
ફળી ન ફળતી છતાં વિખન એ રહે સર્વદા.

મળે જગત વાંછિતા જગતકલ્પનો સૌ જુદી,
ચહે મનુજને—મને, મનુજથી પર છો ન હું.
છતાં મનુજ ઝંખનો સફળ હું કરું સર્વદા,
જરા વિવિધતા ભરી જગતને ગમતી ન છો.
ભરી સભર ચેતના, સભર ચેતને મ્હાલતો!





લિયો ટૉલ્સ્ટૉય

# સુરતના કૉફીઘરમાં

મહાત્મા ટૉલ્સ્ટૉયની ચાર વાર્તાઓને શ્રી. રમણિક સરાલવાળાએ ગુજરાતીમાં ઉતારી છે તેનું એક પુસ્તક 'સાચી જાતરા' નામે ભારતી સંઘ પ્રગટ કરે છે તેમાં આવતી આ વાર્તા અહીં પહેલી જ વાર પ્રગટ થાય છે—વાંચવી અને વિચારવી ગમે તેવી......

પ્રાચીનકાળમાં સુરતની જાહોજલાલી અનુપમ ગણાતી. જગતનાં વિખ્યાત બંદરોમાં એની ગણના થતી ને ચોરાશી બંદરોના વાવટા એના બારામાં ઊડતા. જુદા જુદા દેશ ને જુદા જુદા ધર્મોના પ્રવાસીઓ ત્યાં આવતા ને સાગરકાંઠે એક વિશાળ કૉફીઘર હતું ત્યાં બેસીને બે ઘડી દિલ બહેલાવતા ને અનેક વિચારોની આપલે કરતા.

એક દિવસ એક ઈરાની ફિલસૂફ આ કૉફીઘરની મુલાકાતે આવ્યો. સારીય જિંદગી આ માણસે આધ્યાત્મ ચિંતનમાં ગાળેલી, તત્વજ્ઞાનના દરિયા ડહોળેલા ને એ વિષય પર એણે વાંચેલું, વિચારેલું ને લખેલું પણ ઘણું. ઈશ્વરના અસ્તિત્વ વિષે વિચાર કરી કરીને છેવટે એની બુદ્ધિ બહેર મારી ગઈ, એનું જ્ઞાન શુષ્ક તર્કજાળમાં અટવાઈ ગયું ને છેવટે એ ઈશ્વરના અસ્તિત્વમાં જ માનતો બંધ થઈ ગયો. એને નાસ્તિક થઈ ગયેલો જાણીને ઈરાનના શાહે એને દેશનિકાલ કર્યો.

જગતના આદિ કારણની ગૂંચ ઉકેલવામાં આખી જિંદગી ખરચી નાખનાર આ કમનસીબ ફિલસૂફ પોતે જ છેવટે ગૂંચવાઈ ગયો. પોતે વિચાર કરવાની શક્તિ ગુમાવી છે એવી સમજ તો દૂર રહી પણ જગત સમસ્તનું નિયંત્રણ કરનારી અનાદિ ને અનંત શક્તિનો પણ તે હવે ઈન્કાર કરવા લાગ્યો. આ માણસની પાસે એક હબસી ગુલામ હતો. તે કૉફીઘરમાં આવીને બેઠો તે વખતે આ ગુલામ બહાર સૂરજના તાપમાં બારણા પાસેના એક પથ્થર પર બેસીને માખો ઉડાડવા લાગ્યો. ફિલસૂફે અંદર આવીને બેઠક લીધા પછી અફીણના કસુંબાના એક કટોરાનો ઑર્ડર આપ્યો. કસુંબાનું ઘેન ચડ્યું એટલે એના જ્ઞાનતંતુઓ જરા સતેજ થયા ને બારણા પાસે બેઠેલા ગુલામને ઉદ્દેશીને કહેવા લાગ્યો :

'અબે ગુલામ, મારા એક પ્રશ્નનો જવાબ આપ. ઈશ્વર છે કે નહિ ? તું શું માને છે બોલ ?'

'ઈશ્વર છે જ, હજુર !' ગુલામે કહ્યું ને કમરપટામાંથી એક નાની સરખી લાકડાની મૂર્તિ કાઢીને બતાવતાં બોલ્યો, 'હજુર, જુઓ આ છે મારો ઈશ્વર, હું એની ભક્તિ કરું છું ને એ મારું રક્ષણ કરે છે. બધા હબસીઓ આ ઈશ્વરને પૂજે છે.'

ઉપરનો સંવાદ કૉફીઘરમાં બેઠેલા બીજાઓ પણ રસથી સાંભળતા હતા. ગુલામે આપેલો જવાબ સાંભળીને હિંદના એક બ્રાહ્મણ પંડિતે તેના તરફ ફરીને કહ્યું, 'અરે મૂર્ખ ગુલામ ! તું શું એમ માને છે કે ભગવાન જેવા ભગવાનને તું તારા કમરપટામાં રાખી શકે ? જો સાંભળ, ઈશ્વર એક જ છે. તે પુરણબ્રહ્મ પરમાત્મા છે. તે અખિલ બ્રહ્માંડનો સરજનહાર છે ને એટલે અખિલ બ્રહ્માંડથી પણ મોટો છે. બનારસનાં ભવ્ય મંદિરો એના પૂજન અર્થે બંધાયેલાં છે. બ્રાહ્મણો એના સાચા પૂજારીઓ છે ને ત્યાં બેસીને એના નામનો જયઘોષ ગજાવે છે. ઈશ્વરનું રહસ્ય બ્રાહ્મણો જ જાણે છે, બીજું કોઈ નહિ, સમજ્યો ? હજારો વર્ષો વીતી ગયાં. કેટલીય ધાર્મિક ને રાજકીય ક્રાન્તિઓ આવી ગઈ .પણ હિંદમાં બ્રાહ્મણોનું વર્ચસ્વ તો હતું તેનું તે જ રહ્યું છે, કારણ કે એક અને અવિનાશી એવો ઈશ્વર તેમનું રક્ષણ કરે છે.'

બ્રાહ્મણની આ વાત સાંભળીને ત્યાં બેઠેલ એક યહુદી દલાલ બોલી ઊઠયો, 'નહિ નહિ, પંડિતજી, આપની વાત સાચી નથી. ખરો ઈશ્વર હિંદમાં નથી પણ ઈઝરાએલમાં છે, જેરૂસેલમમાં છે. બ્રાહ્મણોનો ભગવાન તે સાચો ભગવાન નથી, પણ યહુદીઓનો ભગવાન, અબ્રાહામ આઈઝાક ને જેકોબનો ભગવાન તે સાચો



ભગવાન છે. જગતના આદિ કાળથી યહુદીઓ ઈશ્વરના પરમપ્રિય પુત્રો ગણાતા આવ્યા છે અને ઈશ્વર માત્ર યહુદીઓનું જ રક્ષણ કરે છે. હા, એક વાત સાચી કે અત્યારે અમારે વતન નથી, ઠરવાનું ઠામ નથી ને અમારી જાતિ પૃથ્વી પરના જુદા જુદા દેશોમાં ભટક્યા કરે છે; પણ એ તો અમારી ધીરજની કસોટી છે. અમારી તાવણી પૂરી થશે એટલે એક દિવસ સારાય જગતની યહુદી પ્રજા જેરૂસેલમમાં એકત્ર થશે, જેરૂસેલમના પુરાણા મંદિરને એની પ્રાચીન ભવ્યતા પ્રાપ્ત થશે ને યહુદીઓ જગતની સર્વ પ્રજાઓ પર રાજ્ય કરશે સમજ્યા? ઈશ્વરનો આવો કોલ છે.'

આટલું કહેતામાં તો એ યહુદીનો કંઠ ગળગળો થઈ ગયો. તેની આંખમાં ભક્તિભાવનાં આંસુ આવી ગયાં. તે આગળ કંઈક કહેવા જતો હતો પણ એવામાં પાસે બેઠેલા એક ઈટાલિયન ધર્મોપદેશકે તેને અટકાવીને કહ્યું, 'તમે જે કહો છો તે તદ્દન જુઠ્ઠી વાત છે. ઈશ્વર એવો અનાડી નથી કે તે માત્ર યહુદીઓને જ ચાહે ને બીજાઓને ન ચાહે. અને યહુદીઓ ઈશ્વરના પરમપ્રિય પુત્રો છે એ વાત કદાચ પુરાણ કાળમાં સાચી હશે પણ આજે તો તદ્દન જુઠ્ઠી છે. યહુદીઓએ ઈશ્વરનો કોપ વહોરી લીધો એટલે ઈશ્વરે તેમનો એક પ્રજા તરીકે નાશ કર્યો. એ લોકો આજે પૃથ્વી પરના જુદા જુદા દેશોમાં ભટકે છે. એમને વતન નથી ને એમના પંથમાં આજે કોઈ ભળતું પણ નથી. સાચી વાત તો એ છે કે ઈશ્વરને પામવાની ઈચ્છાવાળાએ રોમન કેથોલિક ધર્મની છત્રછાયા નીચે આવી જવું જોઈએ. એની બહાર રહેનાર કોઈને પણ મુક્તિ મળવાનો સંભવ નથી.'

રોમન કેથોલિક ધર્મની આ વકીલાત સાંભળીને અત્યાર સુધી ચૂપ રહેલ પ્રોટેસ્ટન્ટ પંથના એક પ્રધાન બોલી ઊઠ્યા, 'માનનીય બિશપ, મોક્ષ અપાવવાનો ઈજારો એકલા રોમન કેથોલિકોએ જ રાખ્યો છે એવું તમે શા ઉપરથી કહો છો વારુ? મોક્ષ તો તેમને જ મળશે કે જેઓ ભગવાન ઈસુના શબ્દે શબ્દને મન, વાણી ને કર્મ દ્વારા અનુસરશે.'

આ વખતે સુરતના આંબકારી ખાતામાં કામ કરતો એક તુર્ક અમલદાર ત્યાં ચીરૂટ ફૂંકતો બેઠો હતો. ઉપરના બંને ખ્રિસ્તીઓનો સંવાદ સાંભળીને તે તેમના તરફ ફર્યો ને ઈશ્વર વિષેની પોતાની સમજ પેલા બંને કરતાં વધારે છે—ઘણી વધારે છે, એવી ખુમારીથી તેણે પોતાનું વક્તવ્ય રજૂ કર્યું:

'રોમન કેથોલિક ધર્મમાં તમારી શ્રદ્ધા છે તે ખોટી છે. આજથી બારસો વર્ષ પહેલાં ઈસ્લામે તેના પર આક્રમણ કરીને તેને દબાવી દીધેલો. યુરોપ ને એશિયાના દેશોમાં ઈસ્લામ કેટલી ઝડપથી ફેલાયો છે ને ફેલાતો જાય છે તેનો ખ્યાલ કરો. દુનિયાભરના દેશોમાં આજે ઈસ્લામનો ડંકો વાગે છે. ઈસ્લામના અનુયાયીઓ સિવાય બીજા કોઈનો ઉદ્ધાર થવાનો નથી. નોંધપાત્ર વાત એ છે કે ઈસ્લામના અનુયાયીઓમાંથી માત્ર ઉમરના પંથીઓ જ સાચા છે, અલીના નહિ, કેમકે અલીપંથીઓએ ઈસ્લામનો દ્રોહ કરેલો છે.'

આનો જવાબ આપવાની સૌથી વધારે ઈચ્છા આપણા ઈરાની ફિલસૂફની હતી, કારણ કે તે અલીપંથી હતો. પણ હવે તો બધાની વચ્ચે ભારે ઘોંઘાટ મચ્યો. એમાં એબિસિનિયાના ખ્રિસ્તીઓ હતા, તિબેટના લામાઓ હતા, મુસલમાનો ને હિંદુઓ હતા ને અગ્નિપૂજક પારસીઓ પણ હતા. ઈશ્વરના સત્ય સ્વરૂપનું ભાન ફક્ત પોતાના દેશને અને પોતાના ધર્મને જ છે એવો દાવો દરેક જણે તેના દેશ અને ધર્મવતી રજૂ કર્યો. આ બધા ઘોંઘાટની વચ્ચે એક ચીનવાસી શાંત બેસી રહ્યો હતો. મહાન ચીની ધર્મોપદેશક કોન્ફ્યુશિયસનો તે શિષ્ય હતો ને કોફીઘરમાં બેસીને ચા પીતાં પીતાં દરેકના મત શાંતિથી સાંભળતો હતો. પેલા તુર્કની નજર તેની તરફ જતાં તેણે તેને વિનંતિ કરતાં કહ્યું,

'વહાલા ચીનવાસી, જો કે તમે મૌન સેવ્યું છે, પણ જો ચર્ચામાં ભાગ લીધો હોત તો મને ખાત્રી



છે કે તમે ઇસ્લામને જ ટેકો આપ્યો હોત. ચીનમાં આજે ઘણા ધર્મોનો ઉપદેશ થઈ રહ્યો છે પણ તમારા દેશબંધુઓ ઇસ્લામને જ સર્વશ્રેષ્ઠ ગણીને તેને રાજીખુશીથી સ્વીકારે છે એમ તુર્કસ્તાન આવતા તમારા વેપારીઓ પાસેથી હું સાંભળું છું. હું આશા રાખું છું કે તમે મારા કથનને ટેકો આપશો ને ઇશ્વરના સત્ય સ્વરૂપ વિષે બે શબ્દો બોલશો.'

'હા, હા, જરૂર કંઈક કહો.' બીજા બધા બોલી ઊઠયા ને ચીનવાસીને સાંભળવા ઉત્સુક બન્યા. કોન્ફ્યુશિયસના શિષ્ય એવા એ ચીની પ્રવાસીએ ઘડીભર આંખો મીંચીને ઉઘાડી. ઝભ્ભાની પહોળી બાંયોમાંથી હાથ બહાર કાઢીને અદબ ભીડીને ધીર ગંભીર અવાજે નીચે પ્રમાણે પોતાનું પ્રવચન શરૂ કર્યું :—

'મિત્રો, આપણું અભિમાન જ ધર્મની બાબતમાં આપણને એક થતા રોકે છે. એક દૃષ્ટાન્ત આપીને હું મારું દૃષ્ટિબિંદુ સમજાવવાનો પ્રયત્ન કરીશ. આશા છે કે આપ સૌ મને શાંતિથી સાંભળશો.

પૃથ્વીની પ્રદક્ષિણા કરીને આવતા એક અંગ્રેજી જહાજમાં બેસીને હું ચીનમાંથી અહીં આવ્યો. અમારી આગબોટ તાજા પાણીનો પુરવઠો ભરી લેવા સુમાત્રાના પૂર્વ કાંઠે આવીને થોભી. બપોરનો સમય હતો. અમારામાંથી કેટલાક આગબોટમાંથી ઊતરીને કાંઠા પર આવ્યા ને નાળિયેરીના છાંયે બેઠા. અમારી ટુકડીમાં જુદા જુદા દેશના પ્રવાસીઓ હતા.

અમે બેઠા હતા એવામાં એક અંધપુરુષ ત્યાં આવ્યો. અમે પાછળથી જાણ્યું કે સૂર્યની સામે સતત તાકી તાકીને જોઈ રહેવાથી તેણે આંખોનું તેજ ગુમાવ્યું હતું. સૂર્યનું નિરીક્ષણ કરીને પ્રકાશનું સ્વરૂપ સમજવાનો તેનો હેતુ હતો. આ સિદ્ધિ મેળવવા માટે તેણે ઘણા વખત સુધી તપ કર્યું. લાંબી નજરે સૂર્ય સામે સતત તાકી તાકીને જોયા કર્યું. ને પરિણામે અંધાપો આવ્યો એટલે તે વિચારવા લાગ્યો :

'સૂર્યનો પ્રકાશ પ્રવાહી તો નથી જ, નહિ તો પાણીની માફક તેને એક વાસણમાંથી બીજા વાસણમાં રેડી શકાય. સૂર્યનો પ્રકાશ અગ્નિ પણ નથી, કેમકે જો અગ્નિ હોય તો તે પાણીથી હોલવાઈ જવો જોઈએ. સૂર્યનો પ્રકાશ કોઈ અમૂર્ત ચેતના પણ નથી કારણ કે તે નરી આંખે જોઈ શકાય છે. તે કોઈ પણ નથી કેમકે તેને ખસેડી શકાતો નથી. આ રીતે સૂર્યનો પ્રકાશ એ નથી પાણી કે નથી અગ્નિ, નથી ચેતન કે નથી જડ—માટે એ કંઈજ નથી!'

આવા તરંગો તેણે કર્યે જ રાખ્યા. સૂર્ય વિષે વિચારો કરી કરીને છેવટે તેની બુદ્ધિ બહેર મારી ગઈ ને તેની સામે તાકી તાકીને અંધાપો આવ્યો. જ્યારે આ દૃષ્યજગત તેને દેખાતું બંધ થયું કે તરત જ તેણે સત્ય તારવ્યું કે સૂર્ય જેવી કોઈ ચીજનું અસ્તિત્વ જ નથી!

આ અંધ પુરુષની સાથે એક ગુલામ પણ હતો. પોતાના માલિકને નાળિયેરીના છાંયે બેસાડીને તેણે જમીન પર પડેલું એક સૂકું નાળિયેર હાથમાં લીધું. તેના રેસામાંથી દીવેટ બનાવી ટોપરાની કાચલી દબાવીને તેલ કાઢયું ને રાત માટે દીવો પેટાવ્યો. તે આ કાર્ય કરી રહ્યો હતો તે વખતે છાંયડે બેઠેલા અંધે કહ્યું :

'અબે ગુલામ, મેં તને નહોતું કહ્યું કે સૂર્ય જેવી કોઈ ચીજ આ જગતમાં છે જ નહિ? જોતો નથી કેવું અંધારું છે? છતાંય તમે લોકો દીધે રાખો છો કે સૂર્ય છે, સૂર્ય છે! પણ જો હોય તો પછી તે શું છે?'

'હજુર, સૂર્ય શું છે તેની મને ખબર નથી ને એવી શોધ કરવાનું મારું ગજું પણ નથી.' ગુલામે નમ્રતાથી જણાવ્યું, 'પણ પ્રકાશ શું છે તે તો હું જાણું છું. આ દીવો મેં હમણાં જ કર્યો છે. એની મદદથી હું આપની ખીદમત ઉઠાવી શકીશ.' અને દીવાની કાચલી હાથમાં લેતાં તેણે ઉમેર્યું, 'હજુર, જુઓ આ મારો સૂર્ય!'

પાસે એક લંગડો બેઠો હતો તે આ શબ્દો સાંભ-





ળીને અંધને કહેવા લાગ્યો; 'તમે આખી જિંદગી અંધાપામાં ગાળી છે, નહિ તો એટલી ખબર ન હોય કે સૂર્ય શું છે? હું કહું છું કે સૂર્ય એ અગ્નિનો ગોળો છે. રોજ સવારે તે સાગરમાંથી બહાર આવે છે ને સાંજે આપણા ટાપુની પશ્ચિમે આવેલા પહાડોની પાછળ છૂપાઈ જાય છે. અમે સૌએ આ જોયું છે ને તમારે જો આંખો હોત તો તમે પણ જોઈ શક્યા હોત.'

આ સાંભળીને એક માછીમાર કહેવા લાગ્યો, 'તમે લંગડા છો એટલે આપણો ટાપુ છોડીને બહાર ગયા હો એવું લાગતું નથી. હું તો દરરોજ મારી હોડીમાં બેસીને દરિયામાં ઘૂમું છું ને બહારના પ્રદેશો જોઉં છું. સૂર્ય સાગરમાંથી નીકળીને ટેકરીઓ પાછળ સંતાતો નથી, પણ સાગરમાંથી નીકળીને સાગરમાં જ સમાઈ જાય છે. આ વાત તદ્દન સાચી છે કેમકે આ હકીકત હું દરરોજ મારી સગી આંખે જોઉં છું.'

અમારી ટુકડીમાં એક હિંદવાસી પણ હતો. માછીમારને અટકાવી તેમણે પણ પોતાનો અનુભવ પ્રદર્શિત કર્યો, 'મને આશ્ચર્ય થાય છે કે તમારા જેવો ડાહ્યો માણસ આવી મૂરખ વાત કરે છે! સૂર્ય જો અગ્નિનો ગોળો હોય તો તે પાણીમાં પડ્યા પછી બુઝાઈ જવો જોઈએ. સૂર્ય એ અગ્નિનો ગોળો નથી, પણ સૂર્યનારાયણ દેવ છે. ભવ્ય રથમાં બેસીને એ મેરુ પર્વતની આજુબાજુ ફર્યા કરે છે. એમના રથને સાત ઘોડા જોડેલા છે. કેટલીકવાર રાહુ અને કેતુ નામના દુષ્ટ ગ્રહો એમના પર હુમલો કરે છે ત્યારે ગ્રહણ થાય છે ને પૃથ્વી પર અંધકાર વ્યાપે છે. તે વખતે અમારી આખી પ્રજા પ્રાર્થના કરે છે એટલે દેવને મુક્તિ મળે છે. તમારો ટાપુ છોડીને તમે બીજે ક્યાંય ગયા નથી, એટલે જ તમે કહો છો કે સૂર્ય તમારા જ દેશમાં ઊગે છે!'

તે પછી અમારી ટુકડીમાંથી એક ઇજિપ્સીયન જહાજના માલિકે પોતાની વાનગી ચખાડી: 'મારા હિંદી મિત્ર! સૂર્ય એ કોઈ દેવતા નથી અને એ મેરુ પર્વતની આસપાસ ફરે છે એવું પણ નથી. હું કાળા સમુદ્ર અને અરબસ્તાનને કાંઠે ફર્યો છું. માડાગાસ્કર અને ફીલીપાઈન્સની મુલાકાત પણ લીધી છે. સૂર્ય માત્ર હિંદને જ નહિ પણ સારી પૃથ્વીને પ્રકાશ આપે છે. એ સાગરમાંથી નીકળતો નથી પણ દૂર પૂર્વમાં જાપાનના ટાપુઓ આવેલા છે એનીય પેલી બાજુથી ઊગે છે. અને દૂરદૂરના પશ્ચિમના ટાપુઓની પાર—ઈંગ્લેન્ડનીય પાર આથમે છે. એટલે જ તો જાપાનીઓ તેમના દેશને 'સૂર્યની જન્મભૂમિ' કહે છે. મેં ઘણી સાગરસફરો કરી છે. મારા દાદા પાસેથી પણ મેં ઘણું સાંભળ્યું છે. એટલે મારી વાત તદ્દન સાચી છે.'

આ ઇજિપ્સીયન કપ્તાને કદાચ હજીય આગળ ચલાવ્યું હોત ને પોતાના દાદાના અનુભવોની વાનગી પણ ચખાડી હોત, પણ એક અંગ્રેજ ખલાસીએ તેને અટકાવીને કહ્યું, 'સૂર્ય અને પૃથ્વીની ગતિઓનું જેટલું ભાન અમને અંગ્રેજોને છે તેટલું કદાચ દુનિયાના બીજા કોઈ દેશની પ્રજાને નથી. દરેક અંગ્રેજ ઓછામાં ઓછું એટલું તો જાણે છે કે સૂર્ય કોઈ સ્થળે ઊગતોય નથી ને આથમતોય નથી. એ તો હમેશાં પૃથ્વીની આજુબાજુ ફર્યા જ કરે છે. આપણે હમણાં જ પ્રદક્ષિણા કરીને આવ્યા પણ આપણામાંનો કોઈ સૂર્યની સાથે ભટકાયો નથી એ એની સાબિતી છે. આપણે જ્યાં જ્યાં ગયા ત્યાં અહીંની માફક જ દિવસોને નિયમિતપણે ઊગતા ને આથમતા નિહાળ્યા છે.'

આમ કહીને તે અંગ્રેજ ખલાસીએ કાંઠાની રેતી પર સોટી વડે એક કુંડાળું દોર્યું ને સૂર્ય પૃથ્વીની આસપાસ કઈ રીતે ફરે છે તે સમજાવવાનો પ્રયત્ન કર્યો. પણ તે બરાબર સમજાવી શક્યો નહિ એટલે પાસે બેઠેલા એક વિમાનીને સમજાવવાની વિનંતિ કરી. વિમાની બહુ હોંશિયાર માણસ હતો. તેણે શરૂ કર્યું એટલે બધા તેને ધ્યાનથી સાંભળવા લાગ્યા.

'તમે લોકોએ કોકડું બરાબર ગૂંચવ્યું છે. દરેક જણે પોતાનો અનુભવ પૂરી સચ્ચાઈથી કહ્યો છે એમાં શંકાને સ્થાન જ નથી. પણ તમે દરેકે સત્યનો અંશ જ



જોયો છે. વ્યક્તિગત મર્યાદાઓને લઈને પૂર્ણ સત્ય તો તમારાથી ઘણું દૂર રહી ગયું છે, એટલે એક રીતે કહું તો તમે બધા જ ખોટા છો. તમારા અનુભવો સાચા હોઈ શકે, પણ એના પરથી તારવેલાં સત્યો કાં તો અર્ધસત્યો છે કે પછી અલ્પસત્યો કે સત્યાભાસો જ છે !

'સૂર્ય કાંઈ પૃથ્વીની આજુબાજુ ફરતો નથી, પણ પૃથ્વી સૂર્યની આજુબાજુ ફરે છે. પૃથ્વી પોતાની ધરી પર ફરતી ફરતી સૂર્યની પ્રરિક્રમા કરે છે એટલે બધા દેશો વારાફરતી સૂર્યની સામે આવતા જાય છે. આનાથી રાત્રિ અને દિવસ થાય છે. સૂર્ય માત્ર એક ટાપુ કે એક સમુદ્ર પર પ્રકાશતો નથી, અથવા આપણી પૃથ્વીને પ્રકાશ આપીને બેસી રહે છે એવું પણ નથી. આપણી પૃથ્વી જેવા તો બીજા કેટલાય ગ્રહો તેમાંથી પ્રકાશ મેળવે છે. આપણે જો આપણા પગ નીચેની ધરતીને બદલે આકાશ તરફ નજર નાખતા રહીએ તો બધું ધીરે ધીરે સમજાય.' વિમાનીની વાત સાથે બધા સહમત થયા ને તેના પ્રત્યે પ્રશંસાની નજરે જોઈ રહ્યા. 'ધર્મની વાત પણ આવી જ છે !'

કૉન્ફ્યુશિયસના શિષ્ય એવા એ ચીનવાસીએ પોતાનું દૃષ્ટાન્ત પૂરું કરતાં કૉફીઘરના મુલાકાતીઓને સંબોધીને કહ્યું, 'મમતને લઈને જ માણસોમાં વિખવાદ વધે છે. જેવું આપણે સૂર્યની બાબતમાં જોયું એવું જ ઈશ્વરની બાબતમાં બનતું જોવાય છે. દરેક માણસે અથવા દરેક ધર્મે પોતાનો ખાસ ઈશ્વર બનાવ્યો છે. ઈશ્વર અનાદિ અને અનંત છે. તેને સમાવવા માટે બ્રહ્માંડનું મંદિર પણ બસ નથી પણ દરેક ધર્મ તેને પોતાના રચેલા મંદિરમાં પૂરવાનો પ્રયત્ન કરે છે ને તેની જ આ રામાયણ છે.

'ઈશ્વરે રચેલા બ્રહ્માંડના મંદિર સાથે બીજા કયા માનવરચિત મંદિરની તુલના થઈ શકે વારુ ? છે કોઈ એવું મંદિર જેને આકાશ સરખો ઘુમ્મટ ને સાગર સરખો જલાગાર હોય ? પ્રેમનું ને ત્યાગનું નૈવેદ્ય હોય ? સૂર્ય ચંદ્ર સરખા દીવા, તારકોનાં પુષ્પો ને માનવતાની મહેક હોય ?

'જેટલી વિશાળ પ્રભુ વિષેની માણસની કલ્પના, તેટલું વિશદ તેનું જ્ઞાન. જેટલું વિશદ જેનું જ્ઞાન તેટલો તે ઈશ્વરની વધારે નજીક. એટલે સત્યના સંપૂર્ણ સૂર્યનું જેણે દર્શન કર્યું છે એવા માણસે અર્ધજ્ઞાની કે અલ્પજ્ઞાની તો શું પણ અંધ કે નાસ્તિકને પણ ધિક્કારવાની જરૂર નથી.'

કૉન્ફ્યુશિયસના શિષ્ય એવા એ ચીનવાસીનું પ્રવચન સાંભળીને સૌ શાન્ત થઈ ગયા. એમનું તત્ત્વટૂંપણ બંધ થયું. દરેકે પોતાને મનપસંદ પીણાના ઑર્ડર આપ્યા ને પ્રસન્નચિત્તે પીવા લાગ્યા.

★

અત્યારે 'ક્વાર્ટ્ઝ' ઘડિયાળ નામે ઓળખાતાં ઘડિયાળો વડે એકસરખો સમય જાળવવામાં આવે છે, પરંતુ આ ઘડિયાળ પણ સંપૂર્ણ ચોકસ નથી. એટલે વારંવાર એમાં ખગોળ-વિષયક કરીને તપાસ બરાબર વખત મેળવી લેવો પડે છે.



સોવિયેત વિજ્ઞાનીઓ એન. વાસોવ અને એ. પ્રોખોરોવે વિદ્યુતચુંબક આંદોલનો ઉત્પન્ન કરવાની નવી પદ્ધતિ શોધી કાઢી છે અને આ પદ્ધતિ વડે તેઓએ સંપૂર્ણ ચોક્કસ અથવા તો અણુ-ઘડિયાળ બનાવ્યું છે. સૈદ્ધાંતિક તેમજ પ્રાયોગિક ગણત્રી ઉપરથી જણાયું છે કે, આ ઘડિયાળ સો વર્ષ સુધી એકધારું પોતાની મેળે ચાલ્યા કરશે, તો ય એના વખતમાં સંપૂર્ણ ચોકકસ વખત કરતાં થોડી સેકન્ડોનો જ ફરક પડશે. આવું ઘડિયાળ અત્યારે સોવિયેત સંઘની વિજ્ઞાન-એકાદમીની ભૌતિકશાસ્ત્ર સંસ્થામાં તૈયાર થઇ રહ્યું છે.

આ નવી પદ્ધતિ રડાર અને જહાજ વ્યવહારમાં બહુ જ કામ લાગશે, અને વિજ્ઞાનના કેટલાય પાયાના પ્રશ્નો ઉકેલવામાં મદદ કરશે. જેવા કે સાપેક્ષતાના સામાન્ય સિદ્ધાંતની ચકાસણી, પૃથ્વીના અસમાન ભ્રમણનું માપ કાઢવું, વગેરે.



# સાગરવીર [૧]

પૂર્વની ખોજમાં પશ્ચિમ પડ્યું—મસાલાના લોભે, દૂર પૂર્વના તીખા તમતમતા મસાલાનો સ્વાદ રોમનોએ ચાખ્યો ત્યારથી આખી પાશ્ચિમાત્ય દુનિયાની જીભે એ ચોટી ગયા. મધ્યયુગના યુરોપના ખોરાક પર નજર નાખીએ તો એ સાવ લૂખો, મોળો, બેસ્વાદ. આજનાં ફળ પણ ત્યારે પ્રાપ્ય નહોતાં, તેમ નહોતાં ઉપલબ્ધ ટામેટાં, લીંબુ કે મકાઈ. પછી ચા, કૉફી ને ખાંડની તો વાત જ શી કરવી! ભલભલા માલદારોનું ખાણું જીભે ક્યારે વળગતું, જ્યારે એમાં પૂર્વના મસાલાની છાંટ પડે ત્યારે!

આ મસાલાની પ્રાપ્તિ થાય મસાલાના ટાપુથી, ને એને પહોંચવાના રસ્તા હતા લાંબા ને જોખમી—ડાકુ ને ચાંચિયાથી ઘેરાયેલા. પરિણામે યુરોપમાં પહોંચતાં સુધીમાં તો એ મસાલા એવા મોંઘા થઈ જતા કે સૂંઠ ને તજ સોનીને ત્રાજવે તોળાતાં તો લવિંગ ને મરી નંગ પર વેચાતાં ને પીંપળ તો ચાંદીને સાટે જ મળતી!

પરિણામે કોલંબસથી માંડી કૅબટ ને મૅગેલન સુધીના સૌ સાહસિકોને પૂર્વના ટૂંકા રસ્તાની શોધમાં, આંખ મીંચીને, નાખનાર હતા આ મસાલા. તેમાંયે આફ્રિકાને ફરી વળી સન ૧૪૯૮ માં વાસ્કોડી ગામાએ જ્યારથી ભારતની ધરતી પર પગ મૂક્યો ત્યારથી સામ્રાજ્ય ને વેપાર માટેની એક ઘેલછા યુરોપ પર ફરી વળી. ઈ. સ. ૧૫૦૫ માં પોર્ટુગાલે આ મસાલાના ટાપુ પર વેપાર મથક જમાવવા એક કાફલો રવાના કર્યો. આ કાફલામાં ચોવીસ વરસનો એક પોર્ટુગીઝ સિપાઈ જોડાયો. એનું નામ ફર્ડીનાન્ડ મૅગેલન. આ ને તે પછીની હાલના સિંગાપોર પાસેના મલાક્કા પહોંચેલી સફરમાં મૅગેલન પાછો ફર્યો ત્યારે એ ખાસ્સો અનુભવી બન્યો હતો. એક પગે એ લંગડો થયો હતો ને સાથે એક મલાયી ગુલામ લાવ્યો હતો. આ ગુલામનું નામ એણે એન્રીક રાખ્યું હતું ને મૅગેલનની ઉત્તર કારકીર્દીમાં એણે આશ્ચર્યકારક ભાગ ભજવ્યો હતો.

મૅગેલનનું મન હવે દૂરદૂરના દેશો પર ભમવા લાગ્યું ને કોલમ્બસની માફક પશ્ચિમને રસ્તે પૂર્વ પહોંચવાની કલ્પના એના મન પર સવાર થઈ ગઈ. એની પહેલાં અમેરિગો વેસ્પૂચી, કોર્ટેઝ, કૅબોટ વગેરેએ અમેરિકાના પૂર્વ કિનારે એક સામુદ્રધુનિક આરપારનો દરિયાઈ માર્ગ શોધવા ખૂબ મથામણ કરી હતી. એ સૌની ગણત્રી હતી કે આટલાંટિક ને પેસિફિકને જોડનાર કોઈ દરિયાઈ નળી હોવી જ જોઈએ. મૅગેલનને માટે તો એ એવી અપાર શ્રદ્ધાનો વિષય હતો કે એ તો એમ જ કહેતો કે ત્યાં એક ભૂગર્ભીય જળમાર્ગ છે જ. આ શ્રદ્ધા ને ખાત્રીના બળ પર સ્પેનના રાજા ઈમેન્યુઅલ પાસે પહોંચી એણે એ માર્ગના સંશોધનાર્થે એક કાફલાની માગણી પેશ કરી.

આ જોખમી ને અનિશ્ચિત એવું જુગારી સાહસ વહોરવાની ઈમેન્યુઅલે અનિચ્છા દાખવી એટલે એણે પોર્ટુગલનાં દરબાર-દ્વાર ખખડાવ્યાં. મૅગેલનની શ્રદ્ધાયુક્ત બાનીએ એ રાજા પર ધારી અસર કરી ને નવી દુનિયાની શોધમાં સ્પેનને આગળ રાખવા મથતા એ રાજાએ મૅગેલનની વિનંતિ સ્વીકારી એટલે ત્યાંના શરાફોએ એને પાંચ વહાણનો કાફલો સજ્જ કરવા જરૂરી નાણાં પૂરાં પાડ્યાં.

સ્પેનના રાજાથી આ સાંખી શકાયું નહીં એટલે પોતાના પોર્ટુગલ વસતા રાજદૂતને એણે સૂચના મોકલી કે કોઈ હિસાબે મૅગેલનની યોજના પડી ભાગે તેવી વેતરણ કરજો. એ રાજદૂત મૅગેલનની યોજના સામે અવિશ્વાસ ફેલાવવા સ્પેનીશ દરબારમાં બનતું બધું જ કરી છૂટ્યો. ત્યાં ફાવટ ન પડ્યો એટલે એણે મૅગેલન સાથે જનાર સ્પેનીશ કપ્તાનોને

એવું કહી ઉશ્કેરવા પ્રયત્ન કર્યો કે તમે બધા અમીર વર્ગના નબીરા છો. એમનો ઉપરી આ એક સામાન્ય પોર્ચુગીઝ ખલાસી થાય ?

બીજી બાજુ એણે મેગેલન સાથે પણ મૈત્રીદાવો રાખી એને એવી કાનભંભેરણી શરૂ કરી કે રાજાએ આ સ્પેનીશ કપ્તાનોને સૂચના આપી છે કે મેગેલનનું રહસ્ય એમના હાથમાં આવે એટલે એમણે જ આખા કાફલાનો કબજો લઈ લેવો. આમ એની જરાયે જરા વાતમાં વાંધા વચકા પડવા લાગ્યા પણ એક અમાનુષી ખંત દાખવી એણે એનાં પાંચ વહાણ તૈયાર કરાવ્યાં ને લાંબી મજલ માટે જરૂરી ખોરાકપાણી એમાં લીધાં.

પેલા રાજદૂતે એનું ઝેર એવું તો રેડયું હતું કે મેગેલનને મહા પરાણે જરૂરી ખલાસીઓ મળી રહ્યા. એ આખા શંભુમેળામાં એક જણની આખી દુનિયા અદ્યપર્યંત ઋણી રહી છે ને તે હતો એક જુવાન અમીર કુટુંબનો ઇટાલિયન. એનું નામ એન્ટોનિયો પિગફેરા. સમુદ્રનાં ભવ્ય ને ભયાનક દૃશ્યને ચીજ–વસ્તુને નિરખવાના એક માત્ર હેતુથી એ આ કંપનીમાં જોડાયો હતો. એણે જ આ યુગ–પ્રવર્તક દરિયાઈ સફરની કાળજીભરી રોજનીશી રાખી દુનિયાને ચરણે આ પ્રેરણાત્મક કથા રજૂ કરેલ છે.

*

વીસ સપ્ટેમ્બર ૧૫૧૯ના રોજ મેગેલનને કાફલે સ્પેનનો કિનારો છોડ્યો ત્યારે કાફલાના બસો પાંસઠેય આદમીઓને હૃદયના ઊંડાણમાં લાગતું હતું કે આ એમની અંતિમ વિદાય હશે !

આવી દશામાં નીકળેલ આ મંડળીને કાબૂમાં રાખવી એ એક જણ માટે કેટલું કઠણ કામ તે સમજી શકાય તેવું છે. તેમાંયે એનાં પાંચ વહાણ તે દરેક અલગ અલગ ગતિવાળાં એટલે મેગેલને ઠરાવ્યું કે પ્રતિ સાયંકાળે બીજાં ચારેય વહાણે 'ટ્રીનીડાડ' પાસે આવી 'સબ સલામત' જાહેર કરવી ને રાત્રિ માટેના હુકમો મેળવવા. આમ આ સૌમાં શિસ્ત જાળવવાનો એનો મનસૂબો હતો.

આ બાજુ બીજાં વહાણના કપ્તાનો આશા રાખતા હતા કે મેગેલન એમને બોલાવશે, બધા નકશા બતાવશે ને આગળના માર્ગ અંગે સલાહમસલતો કરશે પણ એમને તો મેગેલન સાવ શુષ્ક અને અપ્રાપ્ય લાગ્યો. એણે એમના અભિપ્રાય કદી માગ્યાય નહીં ! એમણે તો દિવસે ધ્વજ ને રાત્રે બત્તીના પ્રકાશને અનુસરવાનું જ હતું એટલે જ્યારે મેગેલને વહાણોને વાયવ્ય દિશામાં બ્રાઝીલ તરફ વાળવાને બદલે, દક્ષિણ તરફ આફ્રિકાને કિનારે વાળ્યાં ત્યારે એક વહાણના કપ્તાન કાર્ટજેનાએ એને સાયંમિલન પ્રસંગે તોછડાઈથી એમ કરવાનું કારણ પૂછ્યું.

સાનુકૂળ વ્યાપારવાયુની આશામાંય મેગેલને એ દિશા પકડી હોય પણ એણે તો એવો જવાબ વાળ્યો કે એ કોઈનેય આ અંગે કશી સમજુત આપવા બંધાયેલ નથી. મેગેલનના આ જવાબે પેલાને વધુ ઉશ્કેરી મૂક્યો ને એક સાંજે હંમેશ મુજબ પેલો પોતાનું વહાણ લઈ નજદીક આવ્યો નહીં. સૌને સમજાઇ ગયું કે કાર્ટજેના બહારવટે ચઢ્યો છે તે મેગેલનનું સાર્વભૌમત્વ—આધિપત્ય સ્વીકારવા એ રાજી નહોતો.

દિવસો સુધી મેગેલને મનનું ધાર્યું કર્યા કર્યું ને પેલો પણ દૂર દૂર વહાણ હંકારવા લાગ્યો. પછી જાણે પોતે નમ્યો હોય એમ એક દિવસ મેગેલને ચારેય કપ્તાનોને મંત્રણાર્થે બોલાવ્યા. કાર્ટજન પણ આવ્યો ને ટાંચે ચઢ્યો કે રસ્તો બદલ્યો જ કેમ ! મેગેલને કશુંય કહેવાની સાફ ના પાડી એટલે ઉશ્કેરાઈ કાર્ટજને એનો હુકમ માનવાની ના પાડી દીધી. મેગેલને અતિ ચપળતાપૂર્વક પોતાના અંગરક્ષકને એને કેદ પકડવા હુકમ કર્યો.

મેગેલનના આ અણધાર્યા ત્વરિત પગલાથી બાકીના કપ્તાનો મુંઝાઈ ગયા અને મેગેલને એને બેડીઓ પહેરાવવા ખસેડવા માંડ્યો ત્યારે એમાંના એકે એને વિનંતિ કરી કે કાર્ટજન અમીર છે એટલે એને જંજીરમાં જકડશો નહીં. મેગેલને એ વાત એ શરતે સ્વીકારી કે એક જણ એનો જામીન થાય.





તે પછીથી કાફલો ઊપડ્યો ને અગીઆર અઠવાડિયાંની કશાય અણધાર્યો બનાવ સિવાયની મુસાફરીને અંતે દક્ષિણ અમેરિકાના રિઓડી જાનેરોના ઉપસાગરમાં લાંગર્યો.

આ ઉપસાગર થાકેલા ખલાસીઓ માટે સ્વર્ગ સમાન નીવડ્યો. એમને જોઈ ત્યાંના આદિવાસીઓ કિનારે દોડી આવ્યા ને ભારે જિજ્ઞાસાપૂર્વક એમને નિરખવા લાગ્યા. વિનિમયની દૃષ્ટિએ તો આ જગા ખૂબ જ અનુકૂળ નીવડી કારણ કે એક નાની સરખી ઘંટડીના બદલામાં એમને ટોપલો ભરીને બટાટા મળવા લાગ્યા.

તેર દિવસ આરામ કરી, ખૂબ ખોરાક સામગ્રી વહાણમાં ભરી, મેગેલને દક્ષિણ અમેરિકાના બ્રાઝીલને કિનારે કિનારે દક્ષિણ પ્રતિ પ્રયાણ આદર્યું. અને ૧૫૨૦ના જાન્યુઆરીની દસમી તારીખે, એમણે વિશાળ સપાટ કિનારાને છેડે એક ટેકરી ઉપસી આવતી દેખી. આનું નામ એમણે પાડ્યું મોન્ટેવીડી—આજનું મોન્ટેવિડીઓ. અહીંના વિશાળ નદીમુખને સામુદ્રધુની માની એણે પંદર દિવસ એમાં ભમ્યા કર્યું. અંતે એને સમજાયું કે એ તો સમુદ્ર મિલન કરતી એક મહાકાય નદીનું મુખ માત્ર છે એટલે એ ખૂબ નિરાશ થયો.

છતાં એને લાગ્યું કે એના અંતરની આ નિરાશાનો આભાસ માત્ર પણ પેલા કપ્તાનોને થવો જોઈએ નહીં એટલે મન મારીને એણે ઓર દક્ષિણ પ્રતિ હંકારવાનો આદેશ આપ્યો. એની આંતરનિરાશામાં ઉમેરો કર્યો સૂકા ભઠ થતા જતા કિનારાએ. ધીમે ધીમે બ્રાઝીલના કિનારા પરની ઝૂલતી નાળિયેરી અદૃશ્ય થવા લાગી ને કિનારા પરના વહાલસોયા વતનીઓની સંખ્યા પણ કમ થતી ચાલી. હવે તો કિનારા પર દૃષ્ટિગોચર થતાં હતાં માત્ર પેંગ્વીન પંખી કે દરિયાઈ સિંહ. કિનારા પર આવતા દરેક ખાંચા ને અખાત કે જળમુખને એ તપાસી કાઢતો. એના દરિયાઈ માર્ગની શોધમાં, છતાં ૭ માસની ખોજને અંતે મેગેલન શોધમાં ઠેરનો ઠેર હતો ! હવે રાત્રિ લાંબી થવા લાગી ને દિવસો ટૂંકા. ધ્રુવ–શિયાળો નજદીક આવવા લાગ્યો. ફૂંકાતો પવન સઢના ચીરેચીરા કરી દેતો યા ધાગેધાગા ઉડાડી દેતો તો વરસતો બરફ એના પરે સફેદ બિછાયત કરી દેતો.

ખલાસીઓ બેચેન બનવા લાગ્યા. એમણે તો મસાલાના ટાપુએ પહોંચવાનું સ્વીકાર્યું હતું. આ હઠાગ્રહી, બરફ જેવો ટાઢો માણસ એમને ક્યાં ધકેલી રહ્યો હતો તે એમને સમજાતું નહીં. હિમવર્ષા તોફાન ને ધ્રુવશિયાળો એ ત્રિવિધ આફતથી દૂર રહેવા કાફલો અહીંતહીં આથડતો હતો ને જીવન માટે કુદરત સામે એક પાકો સંગ્રામ આદરી રહ્યો હતો.

૧૫૨૦ ના માર્ચની એકત્રીસ તારીખે એને એક ઓર સમુદ્રમુખ દેખાયું. ત્યારે અંતર આશા સાથે એણે ભીતર હંકાર્યું તો માલૂમ પડ્યું કે આ તો એક મામુલી ઉપસાગરમુખ હતું. અહીં સુખ માત્ર એક હતું કે દરિયાઈ તોફાનથી એને કુદરતી રક્ષણ હતું ને પાણીમાં પાર વગરની માછલી હતી એટલે બને તો શિયાળો અહીં જ કાઢવો એમ એણે ગણત્રી કરવા માંડી.

ઓછા ખોરાકથી કંટાળેલા ને ભરાઈ પડવાની મૂંઝવણ અનુભવતા, ખલાસીઓ બબડવા લાગ્યા. મેગેલન ને સ્પેનીશ કપ્તાનો વચ્ચેનું અંતર એવું વધતું ચાલ્યું કે એક દિવસ એ લોકોએ બળવો કર્યો ને મેગેલનના એક વહાણ પર હુમલો કરી એને કબજે કર્યું. એક અફસર મરાયો ને મેગેલનનો પોતાનો ભત્રીજો કેદ પકડાયો.

મેગેલને તત્કાળ વીરતાભર્યાં પગલાં ભર્યાં. પોતાના વિશ્વાસુ ગુલામને પાંચ ખલાસીઓ સાથે આ બળવાખોર વહાણ 'વિકટોરિયા' તરફ એક પત્ર સાથે મોકલ્યો.

સુસજ્જ સાઠ બળવાખોરોને ગંધેય ક્યાંથી આવે કે એમને જેર કરવા આ અર્ધો ડઝન આદમી આવતા હશે ? ત્યારે આરામથી એસ્પિનોઝા એત્રીક વહાણ પર ચઢયો, અને સરદારનો પત્ર આપ્યો.



પેલાએ મોટેથી પત્ર વાંચી એની હસણી કરી પણ એનું હાસ્ય પૂરું થાય તે પહેલાં તો એના ગળામાં ખંજર ભોંકાઈ ગયું ને એના હાસ્યના છેલ્લા પડઘા શમતાં પહેલાં તો એ ઢળી પડ્યો.

આ અણધારી ઘટનાથી બધા બળવાખોર એવા હેબતાઈ ગયા કે ચકલુંય ફરકયું નહીં. બન્ને બળવાખોર કપ્તાન કેદ પકડાયા ને વહાણનો કબજો મૅગેલનને મળ્યો.

બળવામાં ભાગ લેનાર સૌને સજા કરવા જાય તો પાંચમા ભાગનાં માણસોને હોમી દેવાં પડે એટલે દાખલો બેસાડવા અમલદારનું ખૂન કરનાર ખલાસીનો એણે કેસ ચલાવ્યો, ને એને તકસીરવાર જાહેર કરી મૃત્યુદંડ ફરમાવ્યો. પણ આ સજાનો અમલ કરે કોણ? જલ્લાદ થાય કોણ?

આ બળવાખોર ખલાસીના નોકરે પણ બળવામાં ભાગ લીધેલો હતો. તેને બોલાવી મૅગેલને કહ્યું કે જો એ પોતાના શેઠનો વધ કરે તો એને જીવતદાન બક્ષવામાં આવશે. મૅગેલનની આ યુક્તિ બર આવી અને એક જ ઘાએ એ નોકરે પોતાના શેઠનું માથું ધડથી છૂટું પાડ્યું.

મૅગેલનની સજાવિધિ આટલેથી પતે એમ નહોતી. હજુ તો આ બળવાનો સાચંસાચનો નેતા ને સૌ પ્રથમ માથું ઊંચકનાર' કાર્ટેજન ને આ વખતે ધૂંધવાટ જન્માવનાર પાદરી, આ બધા માટે જરાય ઓછા ગુનેગાર નહોતા. મૅગેલને એમને વિધિને આશરે એ નિર્જન પ્રદેશમાં છોડી દેવાનું ઠરાવ્યું અને જ્યારે કાફલો પુનઃ સફરે ઊપડ્યો ત્યારે થોડોક ખોરાક આપી એ બેને કિનારે છોડી દીધા—સોંપ્યા માત્ર ઉપર આકાશ ને નીચે ધરતી.

મૅગેલનની આ શિક્ષાપ્રથા અનુકરણીય નીવડી. એના પછી સત્તાવન વરસે, એના જ અનુગામીઓમાં સૌથી તેજસ્વી એવા ડ્રેક સામે આવા બળવાનો સવાલ આ જ બંદરે ખડો થયો ત્યારે તેણે એ બળવાખોરોને બે વિકલ્પ આપ્યા. યા તો તરવારને એક ઝાટકે ધરાશયી થવું વા આ એકાંત કિનારે દૈવને આશરે નીકળી પડવું. સજાનો ભોગ થનાર એ બળવાખોરે મૅગેલનની જાત્રાનો અહેવાલ વાંચ્યો હતો અને ત્યજાએલ આ જોડીનો કોઈ પત્તો પડયાનું દુનિયાની જાણમાં નહોતું એટલે એક હિંમતવાન આદમી તરીકે એણે શિરચ્છેદ પસંદ કર્યો ને પોર્ટ સેં જુલિયનની રેતીમાં એક ઓર મસ્તિકદડો ગબડી ગયો!

[વધુ આવતે અંકે]



તારકંદ રેલ્વે લાઈન ઉપર ટ્રેનોની ગતિવિષયક ગણત્રી કરવાનું એક નવું વિદ્યુતયંત્ર ચકાસી જોવામાં આવ્યું છે.

યંત્રને મૂળ આટલી વિગતો આપવામાં આવે છે: પાટાની રૂપરેખા, ટ્રેનનું વજન અને એન્જિનની તાકાત. આટલું આપ્યા પછી ગણિતયંત્રની ચાંપ દાબવામાં આવે છે, એટલે ટેલિવિઝનના પડદા જેવા એક પડદા ઉપર પાટાના જુદા જુદા વિભાગો ઉપર ટ્રેનની ગતિ કેટલી કેટલી રાખવી યોગ્ય થાય, એનો ગ્રાફ દોરાઇ જાય છે. સાથેસાથે જ, આ યંત્ર વખત પણ બતાવે છે અને બધી વિગતો પટ્ટી ઉપર નોંધાઈ જાય છે.

આ યંત્રની મદદથી પાટાના અમુક વિભાગ પર ટ્રેનનું વજન કેટલું હોવું જોઈએ, એ બધું નક્કી થઇ શકે છે. આ સાધન વડે ગણત્રી ઘણી ઝડપથી થઈ શકે છે અને એક જ માણસ એનું સંચાલન કરી શકે છે.

એન્જિનોના સંચાલનને લગતી બીજી ગણતરીઓ પણ આ યંત્ર વડે થઇ શકે છે.





રાજુ પંડિત

# અમેરિકાના રંગઢંગ

અમેરિકા વિષે કેટલીય વાતો આપણે જાણવા ઇચ્છીએ છીએ. તેવી માહિતીપૂર્ણ વાતો ત્યાંના જીવન સાથે ઓતપ્રોત થયેલા ઊર્મિના જાણીતા લેખક આ અંકથી શરૂ કરે છે—વિદ્યાર્થીઓને અને સંસ્કાર-પ્રવૃત્તિમાં રસ લેનારને ઉપયોગી થઈ પડે તેવી......

અહીંના જીવનમાંથી કાંઈ લખવા જેવું નથી જડતું એમ તો મારાથી કેમ કહેવાય ? પ્રવૃત્તિ અને નવા વિચારોથી તો આ દેશ સતત ધબકે છે, આજુ-બાજુ એટલી બધી પ્રવૃત્તિઓ ચાલતી હોય છે કે એ વિષેનો વિચાર પણ માનવીને નિવૃત્તિમય બનાવી દે; આમ છતાં લોસ એંજલીસમાં બેઠાં બેઠાં અમે અમે-રિકાને ને અમેરિકનોને જે રીતે જોઈએ છીએ એનો કાંઈક ઊડતો અહેવાલ તમને નિયમિત મોકલ્યા કરીશ. અંગત અવલોકનો ને અનુભવો એમાં વધારે હશે એટલે 'પ્રથમ પુરુષ એકવચન'નો વધુ પડતો ઉપયોગ ક્ષમ્ય બનશે એવી આશા રાખું છું.

*

અત્યારે અમેરિકામાં ઉનાળો ચાલે છે. મુંબઈમાં અનુ-ભવવા મળે એવું હવામાન લોસ એંજલીસમાં (વચ્ચે થોડા દિવસ ગરમીનો પારો ૧૦૪° સુધી પહોંચ્યો હતો એ બાદ કરતાં) અત્યારે અનુભવીએ છીએ. શાળા કોલેજોમાં રજાઓ છે. પરંતુ ગ્રીષ્મ સત્ર ચાલુ હોવાથી યુનિવર્સિટી કેમ્પસ ઉપર વિદ્યાર્થીઓની દોડધામ તો ચાલુ જ હોય છે. ઉનાળામાં ઘણુંખરું શાળાના શિક્ષકો થોડા વર્ગો લે છે (રાજ્યના કાયદા પ્રમાણે શિક્ષકોને આવા વર્ગો લેવા જરૂરી છે) ને સતત અભ્યાસથી કંટાળેલા વિદ્યાર્થીઓ રેસ્ટોરાં, ખેતરો, કારખાનાં, ગ્રીષ્મ કેમ્પ વગેરેમાં નોકરી કરી આવતાં સત્રની ફી માટે પૈસા એકઠા કરે છે. 'Earn while you learn'ની નીતિ અહીં એટલી પ્રચલિત છે કે ગમે તેવા પૈસાદાર ને પ્રતિષ્ઠિત કુટું-બના નબીરા માટે પણ રેસ્ટોરાંમાં ડીશો ધોવી કે મજૂરીનું કામ કરી પૈસા કમાવા એ નાનમભર્યું નથી ગણાતું.

ઉનાળાની ઋતુમાં લોસ એંજલીસ સાંસ્કારિક પ્રવૃ-ત્તિઓથી ધમધમે છે. 'હોલીવુડ બોલ' નામના વિશ્વ-વિખ્યાત ખુલ્લા થિયેટર (Open Air Theater)માં જુલાઈ ને ઓગસ્ટ દરમિયાન મંગળ, ગુરુ ને શનિવારે રાત્રે ભવ્ય સંગીત-મિજલસો થાય છે. વિશ્વભરના મહાન સંગીતકારો મીઠા પવનની લહર અનુભવતાં સંગીતની સૂરાવલિ છેડે છે ને હજારો પ્રેક્ષકો એ સાંભળવા અહીં જમા થાય છે. ટિકિટના દર પણ સામાન્ય માનવીને પોસાય એવા હોય છે—૭૫ સેંટ. હોલીવુડ બોલની રચના સાવ સાદી ને છતાંય આકર્ષક છે. અર્ધગોળાકાર એવા એક ખુલ્લા વ્યાસપીઠ ઉપર સંગીતજ્ઞો બેસે છે. રંગબેરંગી પ્રકાશમાં સ્થિર રહેલા પાણીના એક નાનકડા કુંડમાં એમનું પ્રતિબિંબ વાતાવરણને કાંઈક ઘાટ આપે છે ને ધ્વનિવર્ધક યંત્રો એવી વૈજ્ઞાનિક રીતે ગોઠવ્યાં છે કે ટેકરીની ટોચે સૌથી છેલ્લી પાટલી પર બેઠેલા પ્રેક્ષકને પણ પહેલી પાટલી પર બેઠેલા પ્રેક્ષક જેટલું જ સ્પષ્ટ સંભળાય. સંગીતની રમઝટ બરાબર જામી હોય એવે વખતે જ કોઈ વાર કોઈ ઊડતું વિમાન રસભંગ કરી જાય છે ખરું, પરંતુ એ તો અપવાદ-રૂપ. આજે રાત્રે મેરીયન એન્ડરસન નામની વિખ્યાત હબસી સંગીતકાર બાઈ ગુલામી યુગના હબસીઓના દિલની આગ ને યાતના સંગીતમાં ઢાલવતાં લોકગીતો ગાવાની છે એનો મધુર ને હૃદયવેધક કંઠ સાંભળવા માટે ગોરા-કાળા બધા ટિકિટો મેળવવા પડાપડી કરે છે.

અહીં બીજી વિશિષ્ટ સંસ્કાર સંસ્થા છે ગ્રીક થિયેટર. ગ્રીફીથ પાર્ક ઓબ્ઝર્વેટોરી નામની વિખ્યાત ઓબ્ઝર્વેટોરીની તળેટીમાં બે ડુંગરો વચ્ચે બાંધેલું આ ખુલ્લું થિયેટર હોલીવુડ બોલ જેટલું મોટું નથી, મોંઘું પણ ખૂબ છે. પરંતુ અમેરિકા-યુરોપની વિખ્યાત બેલે કંપની અહીં દર ઉનાળામાં આવે છે ને સ્વરનિયોજકોએ રચેલા નૃત્યનાટકોનો લાભ લોસ



ઍંજલીસની પ્રજાને આપે છે. આ ઉનાળામાં તામારા તામાનોવા, ઍલીસીયા અલોન્ઝો, હોઝે ગ્રેકો વગેરે વિખ્યાત બેલે નૃત્યકારો ગ્રીક થિયેટરમાં રજૂ થશે. અમેરિકન પ્રજા કલા ને સંગીતમાં જીવંત રસ ધરાવે છે. પોતાના દેશમાં પૂરતી કદર ન થવાને કારણે ઘણા વિશ્વવિખ્યાત સંગીતજ્ઞો અહીં આવીને સ્થિર થયા છે. (એવા સંગીતજ્ઞોમાંનો એક પ્રતિષ્ઠિત ઇટાલિયન સંગીતજ્ઞ આર્થર ટૉસ્કેનીની થોડા મહિના પહેલાં જ અહીં ગુજરી ગયો. પાકટ વયે ગુજરી ગયો ને બીજો પ્રતિષ્ઠિત સંગીત નિયોજક સ્ટ્રેવીન્સ્કી ૭૯ વર્ષની ઉંમરે પણ હોલીવુડના એક એકાંત ઘરમાં બેઠાં બેઠાં સંગીત સાધના આજેય ચાલુ રાખી સંગીતના ક્ષેત્રમાં ક્રાંતિકારી સર્જનો પીરસતો રહે છે.)

પૅસેડીના પ્લે હાઉસ એ અહીંનું બ્રૉડવે ગણાય છે. ઉત્તમ કોટિનાં નાટકો રજૂ કરવા માટે એની પ્રતિષ્ઠા ખૂબ છે. જોકે અહીં બિનધંધાદારી નાટકઘરો પણ બહુ છે. માંડ ૩૦–૪૦ માણસ માય એવા એક મોટા ઓરડામાં પણ આ નાટકમંડળો નાનકડાં નાટકો રજૂ કરે છે. કોઈ કોઈ નાટકઘરોમાં રંગભૂમિ હોય છે, પરંતુ પ્રેક્ષકોને ઓરડાની ચારે બાજુ બેસાડી વચ્ચે નાટક રજૂ કરવાની પ્રથા પણ ખૂબ સફળ રીતે અહીં વિકસી છે. પ્રેક્ષક અને પાત્ર વચ્ચે માંડ બે ફૂટનું પણ અંતર ન હોય એવી પરિસ્થિતિમાં પાત્ર ભજવવું કેટલું મુશ્કેલ લાગે એ તમે કલ્પી શકશો. અમારી એક ગ્રીક નટમિત્રની મહેરબાનીથી અમે આવાં ઘણાં નાટકો જોઈ શક્યાં છીએ. એનો ને અમારો પરિચય કેવી રીતે થયો એ પણ જણાવી લઉં. એક નાટકમાં એને હિંદી શાહજાદીનું પાત્ર ભજવવાનું હતું. એને એ પાત્ર ભજવવાની ખૂબ હોંશ પરંતુ સાડી પહેરતાં આવડે નહીં. આથી એણે અમારી યુનિવર્સિટીના પરદેશી વિદ્યાર્થીઓની સલાહકાર (Foreign Students advisor) ને ફોન કરી મદદ માગી. ઑફિસે *હર્ષિદાનું નામ આપ્યું એક દિવસ સાંજે એ આવી ચડી. પાંચ સાતવાર સાડી પહેરીને એણે પહેરવાની રીત કાગળ ઉપર લખી લીધી ને પછી સાચવી રહીને એ સાડી પણ થોડા દિવસ માટે ઉછીની માગી લીધી. અમને એ નાટક જોવા જવા માટેના પાસ પણ આવી ગયા. બન્યું એવું કે નાટક કાંઈક લોકપ્રિય થયું ને સાડી પાછી વાળવાની મુદ્દત પણ લંબાતી ગઈ. અને અમે એ પાછી મેળવવાની આશા જ છોડી દીધી.

આ ગ્રીક છોકરીનું નામ સીલ્વીયા... એનાં માબાપ અમેરિકામાં આવીને સ્થિર થયેલાં એ ઉછરી અહીં પણ ગ્રીક સંસ્કૃતિ ને રંગભૂમિમાં એને જબરો રસ લાગ્યો એટલે અવેતન રંગભૂમિની કલાકાર બની. ગ્રીસની રંગભૂમિ ને સંસ્કૃતિમાં એનો રસ વિકસાવે એવા એક ગ્રીક યુવકની એ પત્રમિત્ર બની ને દસ વર્ષના સતત પત્રવ્યવહાર પછી પોતાની કમાણીમાંથી પૂરતા પૈસા બચાવી એ તો ઓચિંતી યુરોપ ઊપડી ગઈ. રંગબેરંગી ચિત્રવાળું એક પોસ્ટકાર્ડ ઇટલીથી એણે રવાના કર્યું—એમ જણાવવા કે અમારી સાડી હજુ સુરક્ષિત છે ને એ 'હિંદી' ઢબે લગ્ન કરવા ગ્રીસ જાય છે. જે યુવાન સાથે એણે દસ વર્ષ સુધી પત્રવ્યવહાર કર્યો હતો એની સાથે એણે લગ્ન કરવાનું નક્કી કર્યું હતું—એને કદી નજરે નીરખ્યા વિના. એથેન્સથી એનું બીજું પત્તું આવ્યું—લગ્ન પછી એ મધુરજનીમાં મહાલતી હતી, પોતાના પતિની પસંદગી વિષે એ મુસ્તાક હતી ને એથેન્સના ખંડિયેરોમાં એના આદર્શ નેતા એલેકઝાંડરની સ્મૃતિઓ ઢંઢોળતી હતી. લૉસ ઍંજલીસ પાછી આવી એટલે તો એના માબાપે મોટો સત્કાર સમારંભ ગોઠવ્યો ને જ્યારે એના અંગ્રેજી ન સમજતા પતિ સાથે મેં

*શ્રી હર્ષિદા પંડિત—ઊર્મિના વાચકોને માનસશાસ્ત્રના લેખોથી જાણીતાં થયેલાં લેખિકા એ તેમના પતિ શ્રી રામુ પંડિત સાથે અમેરિકામાં છેલ્લા ચાર વર્ષનો વસવાટ કરીને હવે એમ. એસ ની ડીગ્રી મેળવી છે. અત્યારે બાળમાનસ વિષે એક પુસ્તક તૈયાર કરી રહ્યાં છે. 'સ્વભાવદર્શન' જેવું અમૂલ્ય પુસ્તક ગુજરાતને આપ્યા પછી તેવું જ બીજું પુસ્તક તેટલું જ લોકપ્રિય થશે. હવે ઊર્મિના વાચકો માટે પણ લખવાની નવરાશ કાઢવાનાં છે.

—સંપાદક





હાથ મિલાવ્યા ત્યારે મને થયું કે આ તો કાગડી દહીંથરું લઈ આવી. શું રૂપાળો ને તેજસ્વી જુવાન! અંગ્રેજીભાષી સમુદાયમાં પણ એ અંગ્રેજી ન સમજતો હોવા છતાં જરાય અસ્વસ્થતા અનુભવતો ન હતો. જાણે કે એની ગ્રીક સંસ્કૃતિની ખુમારી ને એલેક્ઝાંડરનો દમામ સાથે લઈને અમેરિકામાં ઊતરી પડ્યો ન હોય! સત્કાર સમારંભના એ ઘોંઘાટિયા વાતાવરણમાં પણ અમારી નવપરિણીત સીલ્વીયાને એની પાસે જ રહેલી પેલી સાડી યાદ આવી. મારાથી બોલાઈ ગયું : 'એ તો આ શુભ પ્રસંગની સ્મૃતિમાં તમારી પાસે જ અમારી એક મામુલી ભેટ તરીકે રહેવા દો તો!' મારી સાથેની વ્યક્તિના મનના પ્રત્યાઘાતો જાણવા મેં મોં ઊંચું કર્યું નહીં ને સદ્ભાગ્યે ઘેર પાછા આવ્યા પછી કોઈ ઠપકો પણ સાંભળવો પડ્યો નહીં. આ અમારી ચિરસ્મરણીય મિત્ર સીલ્વીયાની કૃપાથી લોસ ઍંજલીસની રંગભૂમિની મઝાઓ ઘણું ખરું વગર પૈસે કે ઓછા પૈસે માણી શકીએ છીએ. આપી દેવી પડેલી સાડીનો શોક સ્વાભાવિક રીતે બહુ સતાવતો નથી. શેનો સતાવે?

*

નાટકની વાતે ચડ્યો છું તો બીજી પણ થોડી વિગતો લખું. ઈંગ્લૅંડમાં શેક્સપિયરના ગામ સ્ટ્રેટફર્ડમાં જેમ એની સ્મૃતિમાં મોટું નાટકઘર બંધાયું છે એમ અમેરિકાના કનાટિકટ રાજ્યમાં ને કૅનેડાના ઑન્ટેરિયો રાજ્યમાં સ્ટ્રેટફર્ડ ગામની સ્થાપના કરી શેક્સપિયર નાટકઘર બાંધવામાં આવ્યાં છે. કનાટિકટમાં આ નાટકઘર ઉનાળામાં જ નાટકો રજૂ કરે છે ને હજારો પ્રવાસીઓની એ નાટકો જોવા માટે ઠઠ જામે છે. તાજેતરમાં જ 'ઑથેલો' ને 'મર્ચન્ટ ઑફ વેનિસ' ત્યાં ભજવાઈ ગયાં (વિખ્યાત ફિલ્મ અભિનેત્રી કેથેરીન હેપ્બર્ને એમાં પોર્શિયાનું પાત્ર ભજવ્યું) ને આવતા મહિને Much Ado About Nothing' નામનું નાટક ભજવાશે. કેલિફોર્નિયાથી તો આ અમેરિકી સ્ટ્રેટફર્ડ ખૂબ દૂર છે. એટલે એના વિષેના લેખો વાંચીને જ એ નાટકો જોવાનો સંતોષ માણીએ છીએ; જો કે પાછા વળતાં એ ગામનાં દર્શન કરીને તો કૃતાર્થ થઈશું જ.

*

અમારી યુનિવર્સિટીના અર્થશાસ્ત્ર વિભાગની સેક્રેટરી માર્જરી ગુડફેલો એક માયાળુ અંગ્રેજ બાઈ છે. ઇંગ્લાંડમાં હતી એ દરમિયાન લંડનના ઈંડિયા હાઉસમાં એણે દસેક વર્ષ કામ કરેલું—બીજા વિશ્વયુદ્ધના ગાળામાં જર્મનીના મોરચે લડેલા હિંદી સૈનિકો માટે ગરમ મોજાં, હિંદી મિઠાઈ વગેરે ભેટો મોકલવાની પ્રવૃત્તિમાં એણે મીસીસ એમરી ને અન્ય બ્રિટિશ ને હિંદી મહિલાઓ સાથે તનતોડ કામ કરેલું ને તેથી એને હિંદ પ્રત્યે ઊંડી મમતા છે. બીજા વિશ્વયુદ્ધને અંતે ઈંગ્લેંડની આર્થિક ભીંસ દરમિયાન જે અનેક અંગ્રેજો કૅનેડા ઑસ્ટ્રેલિયા ને અમેરિકા ચાલ્યા ગયા એમાં એ પણ અહીં આવી ચડી. હિંદી રસોઈની શોખીન હોવાથી અમે એને એકવાર ઘેર જમવા આમંત્રી હતી. ગયે અઠવાડિયે એણે સાટું વાળ્યું. અમને એકલાને જ નહીં, પરંતુ અમારા અર્થશાસ્ત્ર વિભાગના બધા પ્રાધ્યાપકોને, એમની પત્નીઓને એણે આમંત્ર્યાં ને થોડાક એના સંગીતજ્ઞ મિત્રોને પણ. ૧૯૨૮–૩૦ના ગાળામાં હિંદ જઈ આવેલી ને ગાંધીજીની સ્મૃતિના પ્રતીકરૂપે ખાદીની એક સાડી સાથે લઈ આવેલી અમેરિકન બાઈને પણ મળ્યાં. ઉંમરના પ્રમાણમાં ઘણી વિશાળહૃદયી હતી. કલાત્મક રીતે સજાવેલા મીસ ગુડફેલોના ઘરમાં અર્થશાસ્ત્રની ગૂંચવણોને વેગળી મૂકીને બધા પ્રાધ્યાપકોએ હિંદી ને પાશ્ચાત્ય સંગીતની મહેફિલ માણી. ડેબ્યુસી, બીથોવન ને મોઝાર્ટનું સંગીત સાંભળ્યું ને રાત્રે ૧૨ વાગે હચવાતે મને છૂટા પડ્યાં. આ દેશના હવામાનમાં પ્રાધ્યાપક, સેક્રેટરી ને વિદ્યાર્થી એકબીજાના દરજ્જા વિષે સભાન બન્યા વિના મઝા માણી શકે છે. અમદાવાદની એક શિક્ષણ સંસ્થાના કારકુને જિંદગીભરની કમાણીની બચતમાંથી એક નાનું ઘર બંધાવેલું ને એના વાસ્તામાં એ પોતાના 'સાહેબો'ને બોલાવશે તો આવશે કે નહીં એની ચિંતામાં અડધો



થઈ ગયેલો. અંતે એણે હિંમત કરીને બધાં સાહેબોને આમંત્યા; એમાંથી બે જણને જ એ વાસ્તામાં હાજરી આપવામાં પોતાનો દરજ્જો સરી જતો નહીં લાગેલો. મીસ ગુડફેલોને ત્યાં ભોજન પછી પ્રાધ્યાપકોએ ડીશો ધોઈ ને પ્રાધ્યાપકોની પત્નીઓએ કૉફી ને કેક પીરસ્યાં ત્યારે મારું મન ૧૬,૦૦૦ માઈલ દૂર પેલા 'કારકુન'ના મોં પર જોયેલી ચિંતાની રેખાઓ તાજી કરવા મથતું હતું.

*

ગયા રવિવારે અમારી યુનિવર્સિટીના અર્થશાસ્ત્ર વિભાગના જૂના ને ચાલુ વિદ્યાર્થીઓના કુટુંબોનું પર્યટન ગ્રીફીથ પાર્કમાં હતું. વિદ્યાર્થીઓએ કશું જ કામ નહીં કરવાનું. પ્રાધ્યાપકો ભઠ્ઠીમાં ચા ને કૉફી બનાવતા હતા ને એમની પત્નીઓ ઑમલેટ બનાવતી હતી ને ટોસ્ટ શેકતી હતી; નાનાં બાળકો બધાં પોતાની મંડળી જમાવીને રમતાં હતાં ને નોકરી કરીને પોતાના પતિને Ph. D.નો અભ્યાસ પૂરો કરવા માટે સુગમતા કરી આપતી પત્નીઓ (જેમને માટે Ph. T. ની માનદ્ ઉપાધિ અમેરિકામાં જાણીતી છે—Putting Hubby Through) પોતાના પ્રશ્નો ચર્ચતી હતી. કોઈ કોઈ રસિયાઓ દુનિયાની વર્તમાન આર્થિક વિટંબણાઓના ઉકેલ ચર્ચતા હતા તો બાકીના ફૂટબૉલ કે વૉલીબૉલ રમવામાં મસ્ત હતા. આવાં પર્યટનો પ્રાધ્યાપકો ને વિદ્યાર્થીઓ વચ્ચેનું અંતર બીલકુલ ઘટાડી નાખે છે; વિચાર-વિનિમયની સુંદર તક આપે છે ને સૌથી વિશેષ તો એ કે પ્રાધ્યાપક પણ બે હાથપગવાળો જ માનવી છે એ વિષે વિદ્યાર્થીઓને સભાન કરાવે છે.

આજે આટલે જ અટકું તો?

[ ૧૭-૭-૫૭, લૉસ એંજલીસ. ]

★

'મીનપિયાસી'

## બેઠાં હતાં

બેઠાં હતાં બારી મહીં,
ને ચંદ્ર ઢોળે ચાંદની.
અમૃત મહીં નહાતી ભૂમિ,
ને....તું પ્રિયે મુખ ચંદ્રથી,
વરસાવતી સ્મિતનું અમી.
મમ ભીંજવે હૈયા ભૂમિ.

આ સૃષ્ટિના હૈયા મહીં,
ધબકાર બોલે મૌનના.
ને આપણાં હૈયાં તણી,
વાતો વહે છે નૈનમાં.

સૌંદર્ય ઘન સૃષ્ટિ સખી,
સાકાર શું તુજમાં થતી.

કે માધુરી તવ હૃદયની,
આ વિશ્વમાં વ્યાપી રહી.

પણ પ્રકૃતિ પામી રહી છે,
પ્રેમ પરમાત્મા તણો.
તેથી જ તો સૌંદર્યનું,
વૈવિધ્ય આ વિલસી રહ્યું.

તો તો પછી,
કે ના કહું.

મારી પ્રીતિના પોષણે,
સૌંદર્ય આ તારું ન કાં.
બાહ્યાન્તરે પ્રકટ્યું હશે?

જો જો વળી શાની હસી?
કે શું ઢળે છે ચાંદની?
કયા ચંદ્રથી? બારી મહીં?

★

રૈહાના તૈયબજી

# ભગવાન કે ગ્રહ ?

માણસમાં જ્યારે નિષ્ક્રિયતા, અશક્તિ કે આળસનો પ્રવેશ થાય છે ત્યારે તે જ્યોતિષ અને ભવિષ્યના ઉપરછલ્લા વિચારોમાં લીન થાય છે. ભગવાન કરતાંય તેને વધુ મહત્ત્વ આપે છે. આ લેખમાં આપણને જાણીતાં બહુશ્રુત લેખિકા ગ્રહની દશા અને ભગવાનનું વિવેચન કરે છે........

એક વિચારક પારસીબહેને આ વખતે મજાનો સવાલ લખી મોકલ્યો છે: 'જ્યોતિષ વિષે તમારો શો અભિપ્રાય છે? ગ્રહો અને એની દશાઓની શું ખરેખર આપણા જીવન પર અસર થાય છે? કેમ અને કેવી રીતે? શું આપણે ગ્રહોના ગુલામ છીએ? જો નથી તો કેટલી હદ સુધી? જ્યોતિષીઓની પાસે જઈને જન્માક્ષરો બતાવવા, મંત્રો જપાવવા એ કેટલું સાચું? જો ગ્રહોને લીધે આપણી કિસ્મતનો નિર્ણય કે નિશ્ચય થઈ જાય છે તો પછી આ અનુષ્ઠાનો અને જાપથી કંઈ વધુ મળે છે? અને જો આ દશાએ આપણે ફરજિયાત ભોગવવી પડે છે તો પછી આપણે ગ્રહશાંતિ અથવા દશા નિવારવા માટે શું કામ ફાંફાં મારીએ છીએ?'

મને આ સવાલ બહુ મહત્વનો લાગે છે, કારણ કે આ જ સવાલ મનેય વરસો સુધી મુંઝવતો જ રહ્યો હતો. એક તરફથી ધર્મ અને અલ્લા ઉપર પૂરતો વિશ્વાસ; આપણી જવાબદારી, પુરુષાર્થ, સાહસ અને સાધનાનો નિરંતર આગ્રહ; બીજી બાજુ ગ્રહો અને આપણા જીવન પર તેમની અસર! ગ્રહો મોટા કે ભગવાન? અનુભવથી મેં જાણ્યું છે કે ગ્રહદશાની આપણા જીવન ઉપર ખૂબ ભારે અસર થાય છે. વરસોના સ્વાનુભવથી મેં જોયું છે કે ખાસ આધ્યાત્મિક ઉપચારોથી દશાએ પૂરેપૂરી ટળતી નથી પણ મોટા ભાગે સુધરે છે તો જરૂર. એથી મારા મનમાં એક ચોક્કસ મત બંધાઈ ગયો કે જે રીતે દુનિયાની દરેક વસ્તુની આપણી પ્રકૃતિ, સ્વભાવ અને જીવન ઉપર ઊંડી અસર થાય છે, એ જ રીતે ગ્રહો અને આપણી વચ્ચે પણ હંમેશ લેવડદેવડ ચાલુ જ રહે છે. જો દુનિયાની આપણી પર અસર હોય તો આપણી અસર દુનિયા ઉપર પણ પડે જ છે. પછી ગ્રહદશાઓ ઉપર આપણા પુરુષાર્થની અસર કેમ ન થાય? આ વિચારના મૂળમાં મારાં પરિચિત રુક્ષ્મણીબેનનો અનુભવ હતો. કમળાબેન નામનાં તેમનાં એક ખાસ બેનપણી હતાં. કમળાબેન ગ્રહોમાં ખૂબ વિશ્વાસ રાખતાં. બન્ને વચ્ચે ખૂબ ચર્ચા ચાલતી, કારણ કે રુક્ષ્મણીબેનને ભગવાનમાં અપાર વિશ્વાસ હતો. પણ એક દિવસ તેમનું મગજ ગોથું ખાઈ ગયું. કમળાબેનની વાતોમાં તેમને ખૂબ તથ્ય લાગ્યું. પણ, જીવનનું દરેક ડગલું જો ગ્રહ ભરાવતું હોય પછી જીવનમાં ભગવાન અને પુરુષાર્થનું સ્થાન જ ક્યાં રહ્યું! તેમનું મગજ પવનચક્કીની જેમ ભમવા લાગ્યું.

તે રાત્રે પ્રાર્થના અને ધ્યાન ધરતી વખતે તેમને એક સુંદર અને અજબ અનુભવ થયો. વૃંદાવન હતું. પુર્ણિમાના રૂપેરી પ્રકાશમાં દુનિયા એક સ્વપ્ન બની ગઈ હતી. વૃંદાવનનું ઘનઘોર જંગલ એ ચાંદની રાતમાં કાળી શાહી જેવું રૂપ ધરીને એક ઘેરી કાળી દિવાલ બન્યું હતું. એકાએક છનનન છન્! ઝાંઝરના માદક ઝંકાર કાને પડ્યા અને ઘનઘોર જંગલમાંથી એક દિવ્ય, તેજોમય, અકલ્પનીય સુંદર આકૃતિ બહાર મેદાનમાં દોડી આવી. સૂતેલાં ફૂલો પટ પટ જાગી ઊઠ્યાં, અને બધી વનરાજી એક અદ્ભુત મહેકથી મહેકી ઊઠી. નાનકડો કૃષ્ણ જાણે મદારીના ખેલ ખેલવા લાગ્યો. જે રીતે મદારી એક સાથે અનેક રકાબીઓ કે દડાઓને હવામાં ઊછાળીને વીજળીની ઝડપે પકડે ને ઊછાળે છે, બરોબર એ જ રીતે ભગવાન ચમકતા તારાઓ ઉછાળવા ને પકડવા લાગ્યા. રુક્ષ્મણીબેનને દિલ હવાવી નાખે તેવું દર્શન પણ મળ્યું અને આખા જીવનને પલટી દેનારો બોધ પણ મળી ગયો. એ સમજી ગયાં કે જે વ્યક્તિ ભગવાનને પોતાનું સર્વસ્વ આપી દે છે, તેના ગ્રહો પણ



ભગવાનને તાબે થઈ જાય છે. પછી એ કોઈ દશાની ગુલામ નથી રહેતી.

પણ જ્યાં સુધી આ સમર્પણ સંપૂર્ણ નથી થતું ત્યાં સુધી માણુસ ગ્રહદશાને તાબે થઈ રહે છે, પણ એનો એવો અર્થ નથી કે ગ્રહો તેના ભાગ્યવિધાતા હોય છે. જરાય નહીં! ગ્રહોની રચના તેમના જ પૂર્વકર્મોથી થયેલી હોય છે. ગ્રહો તેના માલિક નહિ પણ તેના કર્મોના ગુલામ અને મદદનીશ હોય છે. એ સમજવાથી માણુસ ખૂબ મોકળાશ અને સાથે સાથે મોટી જવાબદારી અનુભવવા લાગે છે.

જો ગ્રહોની સાથે આપણે આટલી બધી લેવાદેવા છે તો એ વિષે જાણવાનું આપણા માટે જરૂરી થઈ પડે છે. જ્યોતિષના જ્ઞાનને આરોગ્યશાસ્ત્ર, કાયદાશાસ્ત્ર કે કોઈ પણ જરૂરી જ્ઞાન-વિજ્ઞાન જેટલું જ હું મહત્ત્વ આપું છું. જો આપણે શારીરિક બિમારીમાં ચિકિત્સકની મદદ લેવા તૈયાર થઈએ છીએ તો કર્મની બિમારીમાં જ્યોતિષીઓની મદદ કેમ ન લઈએ? એ વાત સાચી છે કે આજે સાચા જ્યોતિષીઓ બહુ ઓછા મળે છે. પણ જ્યોતિષ સાચું હોય કે ખોટું, ગ્રહશાંતિ માટે જે સાધના કરવામાં આવે છે તેનાથી ગ્રહદશાથી પીડાતાને ફાયદો દેખાતો મેં જરૂર જોયો છે.

હજારો જિજ્ઞાસુઓની જેમ મેંય ખૂબ મગજમારી કર્યા પછી મારા ગુરુજીને અરજ કરી કે 'ગુરુજી, મંત્રો જપવાથી, અનુષ્ઠાન કરવાથી, તપ કરવાથી આપણા મનની શુદ્ધિ થાય એ સંભવિત છે. પણ એથી ગ્રહોની ચાલ શી રીતે બદલાય છે?' તેમણે હસીને કહ્યું: 'એ ક્યાં બદલે છે, તમે બદલાવો છો. મૂશળધાર વરસાદ વરસી રહ્યો હોય તેને તમે ન રોકી શકો. પણ જો તમારી પાસે ખૂબ સરસ અને મજબૂત છત્રી હોય તો તમે તમારી જાતને ભીંજાતી બચાવી શકશો. અહીં પણ એ જ કાયદો લાગુ પડે છે. તપ-પ્રાયશ્ચિત સાધનાથી ગ્રહોની ચાલ નથી બદલાતી, પણ તમે અને તમારું કર્મ એટલાં બદલાઈ જાય છે કે પહેલાની હાલત નવા વ્યક્તિત્વને સ્પર્શી શકતી નથી.'

મેં ફરી શંકા ઉઠાવી, 'એ તો સમજ્યું. પણ બ્રાહ્મણો, મુલ્લાઓ, પાદરીઓના મંત્ર-રટણ અથવા જાપથી આપણી દશા ઉપર કેવી રીતે અસર થાય? અને છતાંય થાય છે તો ખરી જ, એમાં શક નથી.'

તેમણે કહ્યું: 'તેમાં ખૂબ ઊંડે કર્મનું નિર્માણ કામ કરે છે. 'गहना कर्मणो गतिः.' જે બ્રાહ્મણ, મુલ્લા અને પાદરી વગેરે તમારા માટે જપ-જાપ કરે છે તે કોઈ અલેલટપ્પુ નથી હોતું. એ ખાસ સાધનામાં તમારા નિમિત્ત ભાગીદાર-સાધક બને છે. પાછળના જે પાપોથી આ પરિણામ આવ્યું છે તે પાપમાં તે પણ સામેલ હતા, અને હવે તમારા પ્રાયશ્ચિત અને મુશ્કેલીમાં પણ સાથે રહેવું પડશે જ. એટલે આ બધી લીલા તદ્દન સ્પષ્ટ અને અટલ નિયમો મુજબ ચાલુ રહે છે. આને સમજી લઈએ તો જિંદગી ખૂબ જ સરળ અને ખુશખુશાલ બની જાય છે.*

*મંગલ પ્રભાતમાંથી ટૂંકાવેલો અનુવાદ.



સોવિયેત સંઘની વિજ્ઞાનઅકાદમીની વાહનવ્યવહારના પ્રશ્નોને લગતી સંસ્થા, અણુશક્તિથી ચાલતાં વાહનોને લગતી ટેકનીકલ તેમજ આર્થિક બાબતોની શોધખોળ ચલાવી જ રહી છે.

ગણત્રી કરતાં જણાયું છે કે, દશ હજારથી બાર હજાર ટનનાં અણુજહાજો અને પચીસ હજારથી ત્રીસ હજાર ટનના અણુટાંકી જહાજો તૈયાર થઈ શકે એમ છે. તપાસ કરતાં લાગે છે કે, સામાન્ય ટાંકીજહાજ કરતાં અણુટાંકી જહાજમાં નૂર ૪૩ ટકા ઓછું બેસશે. એનું કારણ વધુ માલ વહી જવાની શક્તિ અને વધુ ઝડપ છે.

# જગતનો તાત !

ભારતનું ગામડું અને તેનો ખેડૂત એ કવિની કવિતામાં ગુણગાન માટેનું સાધન ભૂતકાળમાં હતું. આજે તો ખેડૂત અને ગામડું બન્ને રહેંસાઈ રહ્યાં છે. ગ્રામ્યજીવનના પ્રશ્નોને આબેહૂબ છણતા લેખક આ વખતે ખેડૂતને થતી સતામણી વર્ણવે છે......

કવિકુલગુરુ કાલિદાસે મેઘને દૂત બનાવ્યો અને તેના દ્વારા સંદેશો પહોંચાડ્યો. પણ જો દુનિયા જેને 'જગતનો તાત' કહે છે એવા ખેડૂત પાસે કવિતાની બાની હોત તો તે પવનને દૂત બનાવી પેલા મેઘને સંદેશો પહોંચાડત કે ઓ મેઘરાજા! હવે તો આ ધરતી પર કૃપા કરો. તમારી અમીવૃષ્ટિ થયા કરો. આ ધરતી અને અમે ધરતીનાં છોરુ સૌ તમારા આગમનની પ્રતીક્ષા કરીએ છીએ. આ વૃક્ષો અને વેલીઓ તમને વધાવવા અધીરી બની છે. અરે મયુર અને ઢેલ અભિસારિકાની પેઠે તમારી પ્રતીક્ષા કરે છે. અમે તમારી કૃપા ઝીલવા વાદળાંથી ઘેરાયેલા આકાશ સામે મીટ માંડી રહ્યા છીએ. આવો... અમારા રાજા તમે હવે આ ધરતી પર પધારો અને સંજીવની છાંટી આ પૃથ્વીને લીલીછમ બનાવી દો.

પણ બિચારો ખેડૂત તો મૂક પ્રાણીની પેઠે આતુર આંખે આકાશ સામે તાકી રહે છે. અષાઢ આવતાં જો જગત પર કોઈપણ વર્ષાની વધુમાં વધુ પ્રતીક્ષા કરતો હોય તો તે ખેડૂત હશે. તેને માટે વર્ષા એ માત્ર ઋતુ નથી. તેને મન એ તો જીવતદાન આપતી દેવી છે. મેઘ ગડગડે, વીજળી કડાકા લે અને વાદળીઓ વરસવા માંડે...ત્યારે પેલાં મૂગાં પશુઓ ગેલમાં આવી જાય છે તો માનવી જેવા માનવીનું તો પૂછવું જ શું? ખેડૂત મનમાં નાચી ઊઠે છે. ગીત લલકારી ઊઠે છે. બાળકો કિલકાર કરી મૂકે છે. પંખીઓ કિલ્લોલ કરી દે છે. સૌ વર્ષાને વધાવે છે. કારણ કે તે અમી કૂંપો લઈને આવે છે.

કહેનારે ખરું કહ્યું છે: મેઘ સમાન જળ નહિ અને આપ સમાન બળ નહિ. મેહુલો વરસે. ધરતી રસબસ કરી દે. ખેડૂત હળ લઈને જાય. ધરતીમાતાને નમી કરી હળ ખેડે......વાવેતર કરે. એ વખતનો તેનો ઉછળતો ઉમંગ જોવા જેવો હોય છે. ખેડૂતની દિનચર્યા જોતાં મને લાગ્યું છે કે ખેતી તેને મન સર્જન છે. એથી તેને હરેક પળે તેમાંથી એક પ્રકારનો આનંદ મળતો હોય છે. એક વર્ષ નબળું જાય તો આવતું વર્ષ સારું જશે એવી આશાએ તે જીવે છે. અને તે વાવેતર કરે છે. પાક ઉછેરે છે. મોલ ઉછેરે છે. એ બધી પ્રક્રિયામાં ખેડૂત આનંદ લૂંટતો હોય છે. તેને ખેતર સાથે, ખેતરના મોલ સાથે, લીલી હરિયાળી સાથે એક પ્રકારની આત્મીયતા કેળવાઈ હોય છે. તેને એકેએક છોડ પરિચિત લાગતો હોય છે. તે તેના તનમનથી તેનું જતન કરતો હોય છે. એવા ખેડૂત સામે જોઉં છું ને થાય છે કે ખેડૂત કેવો મોટો સર્જક છે; એ જ જગતનો સાચો ઉત્પાદક છે. તે જમીન ખેડી એકમાંથી અનેક કણ પેદા કરે છે. દુનિયાની દોલતમાં તે વધારો કરે છે. માણસજાતને અન્ન પૂરું પાડે છે. એ અર્થમાં ખેડૂત એ જગતનો તાત છે. પણ એ જગતના તાતની આજે કેવી દશા થઈ છે!

હું મારી ઓરડીમાં બેઠો બેઠો રેંટિયો કાંતી રહ્યો હતો. બહાર ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો હતો. ધરતી મસ્ત બની વર્ષાને ઝીલી રહી હતી. સાધુઓ જેમ ચતુર્માસ કરે છે તેમ મારે આ ઋતુમાં મોટે ભાગે ઓરડીમાં ભરાઈ રહેવું પડે છે. ભારે વરસાદ હોય ત્યારે તો એક ગામથી બીજે ગામ જવું મુશ્કેલ બને છે. ચોમેર જળબંબાકાર થઈ જાય છે. રસ્તામાં પાણી ભરાઈ જાય છે. ત્યારે તો ગામ તો શું, મારી ઓરડી છોડીને પણ ક્યાંય જઈ શકાતું નથી. હજી એવો તો વરસાદ પડ્યો નહોતો. પહેલો વરસાદ તો તરસી ધરતી ચૂસીને પી ગઈ. ખેડૂતો તો ખુશખુશાલ થઈ ગયા હતા. હળ જોડવા જેવો એ વરસાદ હતો. ઉપરથી આ ઝરમર ઝરમર વરસાદ શરૂ થયો હતો. એક



પ્રકારનું પ્રસન્નતાનું વાતાવરણ સર્જાયું હતું. હું કાંતતો બેઠો હતો ત્યાં એક ભાઈ તૂટીફૂટી છત્રી ઓઢીને આવ્યા.

'સેવકરામ છે કે?'

'આવો ભાઈ!' જોઉં છું તો વરસાદમાં ભીંજાતા એક ભાઈ બારણામાં ઊભા છે.

'તમારું કામ પડ્યું છે.' ને તેમની છત્રી બંધ કરી ઊંચે ભરાવેલું ધોતિયું ઠીક કરી મારી સામેના કોચળા પર બેસીને તેમણે કહ્યું: 'સેવકરામ! આવો તે હળાહળ અન્યાય ચાલતો હશે. આ તો ન્યાયનું રાજ ચાલે છે કે બળિયાનું?'

'પણ શું છે? શાંતિથી વાત તો કરો.'

'શું વાત કરે...બધા ગરીબોના બેલી થતા આવે છે. પણ ગરીબનું કુણ સાંભળે છે. ગરીબનું ઉપજે છે પણ શું?'

એ જીવ દુભાયેલો લાગતો હતો. એ તેના મનની અકળામણ કાઢી રહ્યો હતો. તેને શાંત કરી તેની વિગત મેં જાણી. તેની ફરિયાદ આ હતી;

તે છેલ્લા સાતેક વર્ષથી એક ખેતર ઉધેડથી વાવતો હતો. ખેડે તેની જમીનનો કાયદો આવ્યો ત્યારે પણ તેણે તલાટી આગળ પહાણીપત્રકમાં પોતાનું નામ લખાવ્યું હતું. તલાટીએ એમ જણાવ્યું પણ હતું કે એનું નામ નોંધ્યું છે. પણ જ્યારે તે હળ લઈને ખેતર ખેડવા ગયો ત્યારે જમીન–માલિક બીજાની પાસે હળ ખેડાવી રહ્યો હતો. તેણે કહ્યું કે આ ખેતરમાં તો હું વાવેતર કરું છું. સરકારમાં તેની નોંધણી પણ થઈ છે. મેં અરજી પણ કરી છે. તો પછી તમે કેમ ખેડવા આવ્યા છો?

જમીનમાલિક પૂરો પહોંચેલો હતો. શહેરમાં જઈ વેપારમાં કમાયો હતો. તેણે પૈસા આપી બે એકદારો તૈયાર રાખ્યા હતા. તેમના બળથી તે તાડૂક્યો, 'કોનું ખેતર છે?' તને વાવવા આપ્યું એટલે તારું થઈ ગયું ખરા! છાનોમાનો ચાલતી પકડજે નહિ તો અહીં જ માથું ફૂટી જશે.'

'પણ પહાણીપત્રકમાં તો મારું નામ છે.'

'હેં હેં, છાનોમાનો...તારું વળી નામ શાનું? તારો બાપ અહીં પૈસા મૂકી ગયો હશે તે ખેડવા આવ્યા છો. આટલા વરસ બોલ્યા નહિ એટલે આ તો ખેતરના માલિક થવા આવ્યા છે. એમ માલિક થવાતું હશે?'

'પણ કાયદો તો એ છે કે ખેડે એની જમીન ..'

'એટલે તું તો ફાવે તે જમીન ખેડવા માંડીશ ખરા? તો જાને ગોચર ખેડવા માંડ ને કહે કે ખેડે એની જમીન છે...આવ્યા છે મોટા જમીનવાળા... જમીન લેતાં કંઈ જોર આવ્યું હશે કે નહિ...તે તને આપી દેશે...'

આ ખેડૂત ઉશ્કેરાઈ ગયો. તે પણ હળ જોડીને ખેડવા જતો હતો ત્યાં ઝપાઝપી થઈ. એ એકલો હતો. પેલા ત્રણચાર જણ હતા. આમાં આ ગરીબ ખેડૂતનું શું ઉપજે!

એ ગયો મુખી પાસે. મુખી કહે કે તલાટી જાણે. તલાટી બાજુના ગામમાં રહેતો હતો. એ ત્યાં ગયો. તલાટી કહે કે પહાણીપત્રકમાં તારું નામ નથી એટલે તારી ફરિયાદ કેમ ચાલે.

તલાટી ધરાર ફરી ગયો. પેલા જમીનવાળાના પૈસા ખાઈ તેણે પત્રકમાં ફેરફાર કરી દીધો. હવે ખેડૂત શું કરે! તે કયા આધારે ફરિયાદ કરે, ફરિયાદ કરવી હોય તો તેને શું ગતાગમ પડે! અને ફરિયાદ કરે તોયે આ ચોમાસું તો તેનું બગડે જ ને! એ કેવી રીતે વાવેતર કરી શકે! એટલે તે અહીંથી બળ્યો ઝળ્યો મારી પાસે આવ્યો હતો. તે ઉશ્કેરાટમાં કહે જતો હતો:

'સેવકરામ! તમે કહો છો કે હવે લોકોનું રાજ્ય આવ્યું છે. કોંગ્રેસનું રાજ્ય ચાલે છે. સૌને સરખો ન્યાય મળે છે. પણ આમાં ન્યાય ક્યાં રહ્યો! અહીં તો પૈસાવાળાનું બધે ઉપજે છે. ગરીબનું તો કોઈ રણીધણી નથી. આખું ગામ જાણે છે કે હું એ ખેતર ખેડતો આવ્યો છું. મુખી અને તલાટીને મેં





તેની વિધોટી મારા હાથે ભરી છે. પણ આજે બધા ફરી જાય છે. તો મારે હાથ જોડીને બેસી રહેવું! બેડે એની જમીનનો કાયદો કર્યા રહ્યો!'

કરુણતા તો એ હતી કે એ જ જમીનવાળાએ બે વીઘા જમીન ભૂદાનમાં આપી હતી. મને તે દિવસ બરાબર યાદ છે. આ બાજુ ભૂદાનયાત્રા ચાલતી હતી. હું પણ તેમની સાથે હતો. આ ગામમાં સાંજના સભા થઈ હતી. ભૂદાન કાર્યકરોને જમવાની વ્યવસ્થા આ ગૃહસ્થને ત્યાં થઈ હતી. તે સુખી હતા. ઘર પણ સારી ઢબે સુધરાવ્યું હતું અને સારું એવું ખર્ચ કર્યું હતું. તેમણે સૌની આગતાસ્વાગતા સારી કરી હતી. રાતના ભૂદાનની સભા થઈ. ધરતી તો ઈશ્વરની છે. જેમ હવા પર, પાણી પર કોઈને માલિકી હક્ક ન હોય તેમ જમીન પર પણ કોઈનો માલિકી હક્ક ન હોય. ગામમાં રહે છે તે સૌ ભાઈ-ભાંડુ છે. સૌએ સુખ અને દુઃખ સાથે ભોગવવાનું છે. ગામમાં કોઈ ભૂખ્યું ન રહે એ જોવાનું ગામના આગેવાનોનું છે. એટલે જેની પાસે જમીન નથી તેને જમીન આપો. સૌ હળીમળીને ભાઈ ભાઈની પેઠે રહે.

આ ધ્વનિનાં વ્યાખ્યાનો થયેલાં. ગીતો ગવાયેલાં. લોકોના મન પર સારી અસર થઈ હોય એવું લાગ્યું. ત્યારે જમીન આપો......ભૂદાનનું દાન કરો એવી હાકલ થયેલી. અને આ સદ્ગૃહસ્થે બે વીઘા જમીનનું દાન કરેલું. તેમના નામની વાહવાહ થયેલી. જાહેરાત સાથે તાલીઓ પડેલી. ગામમાંથી બીજાં પણ નાનાં મોટાં દાન થયેલાં. ત્યારે સૌને એમ લાગેલું કે ગામમાં ભૂદાનથી સારી હવા ફેલાઈ છે. હું પણ હરખાયેલો. ગામ આખું એક કુટુંબ છે એવો ભાવ કેળવાય તો કેવું સારું! તો કોઈને કંઈ દુઃખ ન રહે. સુખ પણ મઝીઆરું અને દુઃખ પણ મઝીઆરું. મને આ ભાવના ખૂબ ગમેલી. પણ ત્યારથી મનમાં તો શંકા થયા જ કરતી હતી કે વિનોબાજીની હૃદયપરિવર્તન કરવાની અહિંસક ક્રાંતિ સફળ થશે ખરી? હૃદયપરિવર્તનથી ભૂમિનો પ્રશ્ન ઉકેલાશે ખરો?

અને એવી શંકા લાવવાનાં કારણો પણ હતાં. હું તો ગામમાં જ રહું છું. ગ્રામજનતાનું જ કામ કરું છું. તેમાં મોટે ભાગે તો ઝઘડાના મૂળમાં મેં ઈર્ષા, અદેખાઈ અને વેરઝેર જોયાં છે. તો ઝઘડાના કારણમાં જમીન હોય છે. જમીનની બાબતમાં ભાઈ ભાઈને મેં લાકડીઓ ઉગામતા જોયા છે. ઘરની વહેંચણીમાં ભડકા થતા યે જોયા છે. એ લોકોનું હૃદયપરિવર્તન થાય તો કેવું સારું! પણ શું થાય? જે નાની વાત સમજતા નથી તે આવી, માલિકી હક્ક છોડી દેવાની, સ્વાર્થ પરહરિ પરમાર્થ કરવાની વાત કેવી રીતે અમલમાં મૂકી શકે! કદાચ આવેશમાં આવીને કે વાહવાહ બોલાવા ભૂમિદાન આપે એથી તેમનું હૃદયપરિવર્તન થયું છે એમ તો કેમ કહેવાય? જો હૃદયપરિવર્તન થાય તો...તો પછી એ વ્યક્તિ કોઈનું શોષણ ન કરે, કોઈને છેતરે નહિ, નફાખોરી ન કરે, અરે બધો વ્યવહાર માણસાઈની રીતે કરે. પણ કમનસીબે ભૂદાન કરનારાઓમાં પણ એવી માનવતાનાં તો દર્શન થયાં નહોતાં. આખરે માણસાઈનો વિજય થાય એમ ઇચ્છીએ. પણ એ થયો નથી એની જ આ મોંકાણ છે ને! નહિ તો આ ખેડૂત આવી બૂમો પાડતો અહીં શાનો આવે!

એ સાંજના હું એને ગામ ગયો. પેલા જમીન-માલિકને મળ્યો. તેમને બધી વાત કરી. પણ તેમણે તો એમનો જ કક્કો ખરો કરાવ્યો:

'સેવકરામ! તમારી બધી વાત સાચી. પણ મારે ખેતી કરવી હોય તો શું કરવું? જમીન વના કરવી?'

'એમાં જમીન જતી કરવાનો સવાલ જ ક્યાં ઊભો થાય છે, એ તો દીવા જેવી વાત છે કે તમે અમદાવાદમાં રહી વેપાર કરો છો. એમ ગામમાં રહેતા પણ નથી. આ ખેડૂત સાત વર્ષથી એ જમીન વાવે છે. કાયદો પણ તેના પક્ષે છે. તો પછી ઉદારતાથી એને જમીન વાવવા દો. એ



જમીનના પૈસા આપવાની પણ કયાં ના પાડે છે !'

'મારે જમીન જોઈતી હોય તેનું શું થાય, સરકાર તો ગમે તેટલા પૈસા ઠરાવે. હું શા માટે એટલા પૈસામાં જમીન જતી કરું.'

'પણ આમાં ઝઘડાનો સવાલ નથી. ખેડે તેની જમીન હોય એ વાત તો સ્વીકારો છો ને! સરકારે કાયદો કર્યો છે એ વાત પણ સ્વીકારો છો ને! કાયદેસર ગણોતિયાને એ જમીન મળે એ પણ તમે સ્વીકારો છો ને! તો પછી ઝઘડો કયાં રહ્યો !

'તમને ડંખે છે તે માલિકી હક્ક. પણ ભલાભાઈ! તમે જાતે તો એ હક્ક આપી દો છો. તમે તે દિવસે એ વીઘા જમીન ભૂમિદાનમાં આપી. ત્યારે તો તમે માલિકી હક્ક જતો કર્યો. તો પછી હવે શીદને ઝઘડો કરો છો !'

'સેવકરામ! ભૂમિદાન એ જુદી વાત છે અને ખેતર છોડાવવું એ બીજી વાત છે. તમે ગમેતેમ કહેશો કે કોઈ ગમેતેમ કહે પણ હું એ ખેતરમાં એનો તો પગ મૂકવા દેવાનો નથી. કોર્ટમાં ભલે મારા હજાર બે હજારનું પાણી થઈ જાય પણ એને તો હું નહિ વાવવા દઉં.'

એ ભાઈ તો ખિજાઈ ગયા. આવેશમાં બબડતા બબડતા ઊઠીને ચાલતા થયા. હું જોતો બેસી જ રહ્યો. એ મારી એકે વાત સાંભળવા તૈયાર નહોતા. તેમને કાયદેસર રીતે વર્તવું પણ નહોતું. ભૂમિદાન કરનારનું આ વર્તન જોઈ હું તાજુબ થયો. જો ભૂમિદાન કરનારા આવા જ હશે તો......તો વિનોબાજીની ક્રાંતિ કયારે સફળ થશે!

આખરે મારે એ ખેડૂત પાસે કેસ કરાવવો પડયો. પણ આવા કેસનો કયારે ચુકાદો આવે છે? કચેરીની ગતિ જ એવી છે કે ઝટ નિકાલ જ ન આવે. અને ન્યાય એટલો તો મોંઘો થઈ ગયો છે કે ગરીબ માણસ તો બિચારો ફાવી જ ન શકે.

તાલુકાની કોર્ટમાં જાઉં છું ત્યારે તો એમ થાય છે કે જો વકીલોની પ્રથા નાબુદ કરવામાં આવે તો ન્યાય પણ સારો મળે અને કેસોનો નિકાલ પણ ઝટ થાય. આ પરિસ્થિતિમાં તો વકીલો જ કેસને ગુંચવે છે અને સમય લંબાવે છે. એમાં વાકચાતુરી જીતે છે. ન્યાય અન્યાય તો અદ્ધર લટકતા રહે છે. આ ગરીબ ખેડૂત કેસના પૈસા તો કેવી રીતે ખર્ચી શકે? એટલે એક સેવાભાવી વકીલ મિત્ર પાસે તેને લઈ ગયો. એ વકીલે તેનો કેસ હાથમાં તો લીધો છે. પણ આ ચોમાસુ તો બેઠું. વાવેતર પણ થઈ ગયાં. એના કેસનો નિકાલ કયારે આવશે!

આવા ખેડૂતની દશા જોઉં છું ત્યારે હૈયામાંથી નિઃસાસા નીકળી જાય છે: 'એને જગતનો તાત તો કહ્યો...પણ એ જગતના તાતની કેવી હાલત કરી મૂકી છે! એની પાસે રળવાનું સાધન પણ રહેવા દીધું નથી?'

★

प्रवात

## ગોઠડી

**કાળનાં વહનો વહ્યાં એ ગૂઢ ને અદૃશ્યથી,**
**એ કાળની વિકરાળતામાં જો જશું બીતાં બીતાં;**
**તો કાળ સાથેનાં કશાં દ્વંદ્વો બધાં ખેલાવવાં?**
**તો કાળની એ ગોઠડીયે કયાં સુધી નભશે પછી?**

★

શંભુ પંડિત

# વિમાની સાહસિકની ચિત્રગાથા

'સ્પીરીટ ઑફ સેન્ટ લુઈસ' નામના જાણીતા પુસ્તક ઉપરથી તૈયાર થયેલી ફિલ્મનું આ રસ-દર્શન છે. યુવાનોને યૌવનથી દૂર ધકેલતો હિંદી ફિલ્મ ઉદ્યોગ વિદેશનાં આવાં ચિત્રોનું અનુકરણ કરે તો આપણું નીતિ-ધોરણ કંઈક સુધરે...

ત્રીસ વર્ષ પૂર્વે ચાર્લ્સ લીન્ડબર્ગ નામના એક સાહસિક અમેરિકન વિમાનીએ જિંદગીના જોખમે પ્રથમવાર ક્યાંય અટક્યા વિના એટલાંટિક સમુદ્ર ઓળંગી દુનિયાના વેપારી વિમાન વ્યવહારમાં નવો વિક્રમ નોંધાવ્યો. ન્યૂ યૉર્કના રુઝવેલ્ટ ફિલ્ડ પરથી એક ધુમ્મસભર્યા પ્રાતઃકાળે એ ઊડ્યો ને સતત ૩૩½ કલાકના ઉડ્ડયનમાં ૩૬૧૦ માઈલ ઓળંગી પેરિસના લા બોર્ગે ફિલ્ડ પર મધરાતે ઊતર્યો. ન્યૂ યૉર્કથી નીકળ્યો ત્યારે એના આ સાહસને બિરદાવવા માંડ ૨૦૦ જેટલાં માણસો ને થોડા પત્રકારો હાજર હતા, પેરિસમાં એ ઊતર્યો ત્યારે વિમાનમથક પર ગણ્યા ગણાય નહિ એટલાં માનવ એને વધાવવા ઊમટ્યાં હતાં. જ્યારે એ અમેરિકા પાછો ફર્યો ત્યારે ૪૦ લાખની માનવમેદનીએ ન્યૂ યૉર્કમાં એનો સત્કાર કર્યો ને રાષ્ટ્રના આ મહાન સુપુત્રની કદર કરી.

૧૯૫૩ના સપ્ટેમ્બરમાં ચાર્લ્સ લીન્ડબર્ગે પોતાના સાહસિક પ્રવાસની સરવાણીઓ આત્મકથાત્મક પુસ્તક 'સ્પીરીટ ઑફ સેંટ લુઈસ'માં લખી, એ પુસ્તકની લાખો નકલો અમેરિકામાં ખપી ગઈ ને લીન્ડબર્ગ પુલિત્ઝર પારિતોષિકનો વિજેતા બન્યો.

લીન્ડબર્ગની આ અમર રહેવા સર્જાએલી વિમાની સાહસકથા ઉપરથી ચલચિત્ર તૈયાર કરવાનું વૉર્નર બ્રધર્સના લીલેન્ડ હેવર્ડ અને બીલી વીલ્ડરને સૂઝ્યું ને ઠીક ઠીક પુરુષાર્થને અંતે ખાસ્સા સવાબે કલાક ચાલે એટલું લાંબું રંગીન ચિત્ર (સિનેમાસ્કોપમાં) બનાવ્યું. ધુમ્મસભર્યા વાતાવરણમાં ઠીક ઠીક અટવાયા કરતું આખું ચિત્ર ફોટોગ્રાફીની અદ્ભુત પ્રગતિનો જીવંત પરિચય આપે છે.

ચાર્લ્સ લીન્ડબર્ગ નાનપણથી જ વિમાનોનો શોખીન હતો, સેંટ લુઈસથી શિકાગો ઊડતાં રસ્તામાં એને એટલાંટિક ઓળંગવાનો મનસૂબો જાગેલો. ઠીક ઠીક પુરુષાર્થને અંતે એ સેંટ લુઈસના બેંકરો ને ઉદ્યોગપતિઓ પાસેથી ૧૫,૦૦૦ ડૉલરની લોન વિમાન ખરીદવા માટે મેળવી શક્યો. હૃદય થીજી જાય એવા વિમાની અકસ્માતોની વાતો રોજ રેડિયો ઉપર આવતી હોવા છતાં લીન્ડબર્ગ અચળ રહ્યો ને વિમાનના કારખાનામાં પોતાનું ખાસ વિમાન બાંધવામાં સહાય કરતો રહ્યો. એના ઉડ્ડયનના થોડા દિવસ અગાઉ પણ બે ફ્રેંચમેન આવા જ એક અખતરામાં એટલાંટિકમાં પોઢી ગયા: પરંતુ ધૂનેમસ્ત લીન્ડબર્ગે તો 'ઇસ પાર કે ઉસ પાર' જવાનો અચળ નિર્ણય કરી જ લીધો.

*

સવારે અઢી વાગે લીન્ડબર્ગ ઉપડવાનો હોવાથી રાતે એરપોર્ટ પાસેની હોટલમાં સૂતો છે ને જવાનો ઉશ્કેરાટ એને એટલો છે કે આખી રાત ઊંઘ આવતી નથી; નીચે ખબરપત્રીઓ આખી રાત ટાઈપરાઈટરો પર 'ટપ ટપ' કર્યા જ કરે છે—લીન્ડબર્ગના આ ઐતિહાસિક સાહસ વિષે વિગતવાર સમાચાર એમના અખબારોને પહોંચાડતા રહેવા. વરસાદની હેલી વચ્ચે પણ લીન્ડબર્ગ એના ઊડવાના નિર્ણયમાં અચળ રહે છે. એક જ એંજિનવાળા હલકા વિમાનને ધક્કા મારી વિમાનમથક પર લાવવામાં આવે છે, ને લીન્ડબર્ગ વિમાનમથક પરના કાદવ-કીચડથી લથરપથર રસ્તાથી માંડીને સાથે લઈ જવાની ચીજો બારીકાઈથી જોઈ જાય છે. વજન વધી જવાના ભયે પેરેશુટ છત્રી ને વાયરલેસ રેડિયો રાખવાની પણ ના પાડે છે; સાહસ નિષ્ફળ ગયું હોત તો દુનિયાને ખબર પણ ન પડત કે એટલાંટિકના કયા ખૂણામાં એ પોઢી ગયો. 'ફરીથી જોવા પામીશું કે નહિ' એ વિષે કાંઈક ચિંતાતુર લોકો એને એ વિમાનપ્રવાસ માટે પ્રતિકૂળ એવી ઠંડી, વર્ષા અને ધુમ્મસભરી રાતે



નિદ્રાય આપે છે. માત્ર 'સ્લીમ' (લીંડબર્ગનું લાડકું નામ) સ્વસ્થ ને શ્રદ્ધાથી છલકતો છે. ધુમ્મસ વચ્ચેથી માર્ગ કાઢતા લીન્ડબર્ગની મુશ્કેલીઓની પરંપરા હવે શરૂ થાય છે; માનસિક ઉશ્કેરાટને કારણે બે રાતથી મટકું પણ નહિ મારી શકેલા સ્લીમ પર નિદ્રાદેવી સવારી લાવે છે ને એને એવો તો ઝોકું ચડાવે છે કે વિના પરવાનગીએ અંદર સવાર થઈ ચૂકેલી એક માખી એના નાક અને ગાલ પર ન ઘૂમી હોત તો કદાચ એ નીચે ઊતરતા જતા વિમાન સાથે એટલાન્ટિકને તળિયે પહોંચીને જ ચિરનિદ્રા ભોગવતો હોત. ૩૩ કલાકના આ પ્રવાસમાં આ માખી એને ઠીકઠીક સાહચર્ય આપે છે. વરસતા બરફ વચ્ચેથી પસાર થતા વિમાનનું વજન વધી જાય છે ત્યારે તો સ્લીમ ખૂબ પરેશાન થઈ શ્રદ્ધા ગુમાવી બેસે છે; પરંતુ વળી પાછો કૃતનિશ્ચયી બની એક હાથમાં સ્ટીયરીંગ વ્હીલ પકડી રાખી બીજે હાથે નાનકડા પાવડા વડે પાંખો પર જામેલા બરફનાં ચોસલાં ભાંગી વજન હળવું કરતો રહે છે. આ આખા પ્રવાસમાં પ્રેક્ષકનું હૈયું ધબકતું રાખવામાં જીમ સ્ટુઅર્ટ ચાર્લ્સ લીન્ડબર્ગ તરીકે અચ્છો ભાગ ભજવે છે. ઝીણામાં ઝીણી વિગત વિષે એ પ્રશંસનીય ચીવટ બતાવે છે, ને એના અભિનયની સાહજિકતા સાહસનો ડોળ ક્યાંય દેખાવા દેતી નથી. ઉડ્ડયનનાં જ સતત દૃશ્યોને કારણે ચિત્ર કંટાળાભર્યું ન બને એ માટે દિગ્દર્શક વચ્ચે વચ્ચે લીન્ડબર્ગનાં થોડાં ભૂતકાલીન સાહસો ને વિમાની અનુભવોનાં રસિક પ્રસંગો મૂકી માનસિક ઉશ્કેરાટ ઓછો કરવા ઉપરાંત લીન્ડબર્ગના જીવનઘડતરનો અંકોડાબંધ ઈતિહાસ પ્રેક્ષકો સમક્ષ રજૂ કરે છે, આમ સુંદર વાર્તાગૂંથણીને કારણે ચિત્ર વધુ રોચક બન્યું છે.

આયર્લૅન્ડ ઓળંગ્યા પછી હતાશાની હદે પહોંચેલા ભૂખ્યા, તરસ્યા ને ઊંઘ્યા વિના બેઠા બેઠા અકડાઈ ગયેલા લીન્ડબર્ગમાં નવો પ્રાણ આવે છે ને ૨૮ કલાક સુધી કોથળીમાં પડી રહેવા દીધેલી એક સૅંડવીચ એ ભૂખ્યા વરુની માફક ચાવે છે. રાત્રે એક વાગે જ્યારે પૅરિસના લા બોર્ગે ફિલ્ડ પર એ પહોંચે છે ત્યારે નીચે ઊમટેલી લાખોની માનવમેદની જોઈ એ ગભરાઈ જાય છે; વિમાનના સ્ટીઅરીંગ વ્હીલ પર જ શ્રદ્ધાવાન લાગતા આ સાહસવીરને ખ્યાલ પણ નથી આવતો કે આ માનવમહેરામણ એને ઉમળકાભેર વધાવવા ઊમટયો છે. લીન્ડબર્ગની ખૂબ કરુણ ઘડી, એ બરફનાં તોફાનમાં ફસાયો ત્યારે નહોતી. એ વિમાન સહીસલામત રીતે પૅરિસમાં ઊતર્યું ત્યારે ઊભી થઈ. લાખો માનવો ચિચિયારી કરતા પોલીસની કૉર્ડન તોડીને ભેટવા દોડયા ત્યારે એ તો અવાક બનીને, પોતે દુનિયાના વિમાનસાહસમાં એક વિક્રમ નોંધાવી બેઠો છે એ વિષે અભાન, પોતાની સીટમાં બેસી રહ્યો. લોકોએ એને બહાર ખેંચી કાઢયો ને ખભે બેસાડી ઉછાળતાં ઉછાળતાં 'વાય વા લીન્ડબર્ગ'ના ગગનભેદી હર્ષનાદ સાથે એનો સત્કાર કર્યો. ફ્રાંસની પ્રજાનો સત્કાર ચાખી એ ન્યૂ યૉર્ક પહોંચ્યો ત્યારે ૪૦૦ વહાણોએ ધજાપતાકા સાથે એનો એટલાંટિક સમુદ્રમાં સત્કાર કર્યો ને એ દિવસે ન્યૂ યૉર્કમાં એને સન્માનવા જે માનવમહેરામણ ઊમટયો એવો લડાઈમાં કે યુદ્ધમાં કોઈ રાષ્ટ્રરત્નને સન્માવવા ઊમટયો ન હતો.

ચાર ચાર એંજિનોવાળાં ને પેટ્રોલનો ખૂબ મોટો જથ્થો પેટાળમાં સંઘરી શકે એવાં વિમાનો જે જમાનામાં ન હતાં ત્યારે ક્યાંય થોભ્યા વિના એક જ એંજિનના આધારે એટલાંટિક ઉલ્લંઘવો એ લગભગ અસંભવ હતું; એક યુવાન વિમાનીની ગાંડી ધૂને એ સંભવિત બનાવ્યું ને ઇતિહાસમાં એ અમર બની ગયો. દિગ્દર્શકે આખું ચિત્ર ખૂબ કુશળતાપૂર્વક બનાવ્યું છે; એનો મુખ્ય ઉદ્દેશ લીન્ડબર્ગના સાહસને જ પ્રેક્ષકો સમક્ષ રજૂ કરવાનો હોવાથી એના જીવન વિષે ખૂબ ઓછી માહિતી ચિત્રમાં જડે છે: વળી આ સાહસ ખેડયું ત્યારે લીન્ડબર્ગ અપરિણીત હતો, એની સાથે પ્રેમમાં પડી હોય એવી કોઈ યુવતીને એ જાણતો પણ ન હતો. (જો કે એના આ સાહસને ચાબડવા ન્યૂ યૉર્કના રુઝવેલ્ટ ફિલ્ડ પર વરસતા વરસાદ વચ્ચે આખી રાત તપશ્ચર્યા કરનાર એક યુવતી





ઠાકુર જયદેવસિંગ

# રેડિયો અને સંગીત

અખિલ ભારતીય આકાશવાણીના મુખ્ય સંગીત નિર્દેશકે આ ૨૩મી જુલાઇએ આકાશવાણીને પૂરાં થયેલાં ત્રીસ વર્ષના સ્મરણરૂપે અભ્યાસુ લેખ તૈયાર કરેલો તે ઊર્મિના વાચકો માટે અહીં રજૂ કરતાં હર્ષ થાય છે. સંગીતપ્રેમી અને રેડિયોપ્રેમી બન્નેને ઉપયોગી થશે જ......

રેડિયો સંગીત સંમેલન એ, ભારતીય સંગીતના વિવિધ સ્વરૂપોની વધુ સારી અને વ્યાપક સમજને કેળવવાની આકાશવાણીની નીતિના પ્રતીક સમું છે. આ સંમેલન, હિંદુસ્તાની તેમજ કર્ણાટકી, એમ બન્ને પ્રકારના ભારતીય સંગીતના મહાન ઉસ્તાદોને એક જ શ્રેણીમાં સાંભળવાની આકાશવાણીના શ્રોતાજનોને તક પૂરી પાડે છે. સંગીત સંમેલન પહેલાં, નવા કલાકારોને શોધવાની અને એમને ઉત્તેજન આપવાની આકાશવાણીની યોજનાના એક ભાગ રૂપે દેશભરમાં સંગીત–સ્પર્ધા યોજવામાં આવે છે અને તેમાં સફળ નીવડનાર હરીફોને પારિતોષિકો આપવામાં આવે છે. સંગીત સંમેલન સપ્તાહ દરમિયાન, ભારતીય સંગીતને સ્પર્શતા મહત્વના પ્રશ્નો વિષે દર વર્ષે એક ચર્ચા સભા યોજવામાં આવે છે અને જાણીતા નિષ્ણાતો અને સંગીતજ્ઞોને, એ વિષેના લેખો વાંચવા તથા ચર્ચામાં ભાગ લેવા નીમન્ત્રવામાં આવે છે.

આકાશવાણીની સંગીત વિષયક નીતિનું બીજું એક નોંધપાત્ર તત્ત્વ તે અમુક ખાસ લખવામાં આવેલાં કે પસંદ કરેલાં જૂનાં અને નવાં ઉર્મિગીતોની, શાસ્ત્રીય કે લોક-ઢાળોમાં રજૂઆત દ્વારા આધુનિક સુગમ હળવા સંગીતનો સુયોજિત વિકાસ કરવો, એ છે. અત્યારે સુગમ સંગીત નિર્માણ માટેનાં ચાર ઘટક છે અને બીજાં કેન્દ્રોમાં પણ આવાં ગીતોના પદ્ધતિસરના નિર્માણને ઉત્તેજન આપવામાં આવે છે. આ ઘટકો ભક્તિપ્રધાન, રાષ્ટ્રીય ભાવના–પ્રધાન અને રસ પ્રધાન વિષયોનો ઉપયોગ કરે છે. કાળજીપૂર્વક પસંદ કરાયેલાં, કંઠે ગવાયેલાં, આ ગીતો નિયમિત રીતે પ્રસારિત કરવામાં આવે છે તથા બીજાં કેન્દ્રોને પણ વહેંચી આપવામાં આવે છે. બહારના ગીતલેખકો તેમજ નિર્માતાઓને પણ સુગમ સંગીતના નિર્માણ કાર્યમાં સહાય આપવા પ્રસંગોપાત નીમંત્રવામાં આવે છે.

ભારતના લોકસંગીતમાં નિઃશંકપણે પ્રજાની સ્વયંસ્ફુરિત આકાંક્ષાઓ ઝળકે છે. સદીઓ સુધી ઉવેખાયેલું રહેલું લોકસંગીત હવે પુનઃ એના સાહજિક સ્વરૂપમાં આવતું જાય છે અને એણે પહેલાં કદી નહિ ભોગવેલું સ્થાન આજે ભોગવે છે. લોકસંગીતનું 'તે ને તે સ્થળે' ધ્વનિમુદ્રણ કરી લઈને, યોગ્ય સંપાદન કાર્ય બાદ એની રજૂઆત કરવા માટે, આકાશવાણીનાં કેટલાંક કેન્દ્રો ખાતે સુસજ્જ ઘટકો સ્થાપવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. ચૂંટી કાઢેલા લોકસંગીતની રજૂઆત, રાષ્ટ્રીય તેમજ

---

એન મરોને એ પછીથી પરણ્યો. શ્રીમતી લીન્ડબર્ગ આજ અમેરિકામાં પ્રતિષ્ઠિત કવયિત્રી છે ને એમના સરળ પણ ચિંતનપૂર્ણ બે કાવ્યસંગ્રહો બહાર પડતાંવેંત જ ચપોચપ વેચાઈ ગયા છે.)

પૅરિસ પહોંચ્યા પછી લીન્ડબર્ગને મળેલા સન્માન વિષે ચિત્રમાં પૂરતી વિગતો નથી એ વિષે ઘણા પ્રેક્ષકોને કચવાટ રહેવા સંભવ છે; આમ છતાં આ મહાન ચિત્ર આબાલવૃદ્ધને સરખી પ્રેરણા આપશે, મહત્વાકાંક્ષીઓને વધુ નમ્ર ને પુરુષાર્થી બનાવશે ને સમાજ ટકી રહ્યો હોય કે એક ડગલું પણ આગળ વધતો હોય તો તે આવા ખ્યાલેમસ્ત ધૂનીઓને કારણે, એનું તીવ્ર ભાન જગાવશે. અમર રહો લીન્ડબર્ગ, અમર રહો સાહસ!

[૧૨–૭–૫૭, લોસ એંજલીસ]





સ્થાનિક, બન્ને પ્રકારના કાર્યક્રમોનું એક મહત્વનું અંગ બની ચૂકી છે.

આકાશવાણીનો ગીતનાટ્ય વિભાગ, નિયમિતપણે તખ્તા પરના કાર્યક્રમો (સ્ટેજ શોઝ) યોજે છે. એણે જુદી જુદી ભાષાના લોકપ્રિય ઢાળોમાં કેટલાંક નવાં ઊર્મિગીતો પણ તૈયાર કર્યાં છે.

આપણને વારસામાં લાધેલા સંગીતનું જતન કરવા, વિકાસ સાધવા અને લોકપ્રિય બનાવવા ઉપરાંત, આકાશવાણીએ નવી દિશાઓ ખેડવાનો પણ પ્રયત્ન કર્યો છે. ઉત્તર અને દક્ષિણ ભારતના કલાકારોનું બનેલું આકાશવાણીનું વાદ્યવૃંદ જ કદાચ એક એવું જૂથ છે કે જે, આધુનિક 'ચેમ્બર ઓરકેસ્ટ્રા'ને મળતું આવે છે. આ વાદ્યવૃંદ શાસ્ત્રીય સંગીત ઉપરાંત, વિષયપ્રધાન અને ભાવાત્મક સંગીતની રચના પણ કરે છે. નવી દિશાઓ ઊઘડી રહી છે અને પ્રયોગો તેમજ સંશોધન કરવાની નિદર્શકોને દરેક તક આપવામાં આવે છે.

શાસ્ત્રીય તેમજ સુગમ સંગીતને લોકપ્રિય બનાવવાની દિશામાં ભરાયેલું બીજું પગલું તે સંઘગાનના પુનરુત્થાનનું અને દૃઢીકરણનું છે. આકાશવાણી પોતાનાં કેટલાંક મુખ્ય મથકોએ સંઘગાન જૂથો તૈયાર કરી રહ્યું છે. એની પાછળનો હેતુ માત્ર નવી રચનાઓ મેળવવાનો જ નહિ પરંતુ એને સારી રીતે રજૂ કરવાનો પણ છે. શ્રોતાઓમાં શાસ્ત્રીય સંગીત વિષેની વધુ અભિરુચિ કેળવવા ઓછા સમયવાળા શાસ્ત્રીય ગાનોની રેકર્ડો તૈયાર કરીને પણ પ્રસારિત કરવામાં આવે છે.

આમંત્રિત શ્રોતાગણ સમક્ષ સંગીતરૂપકો, વગેરે કાર્યક્રમો યોજીને શાસ્ત્રીય સંગીતના વ્યવહારુ તેમજ સિદ્ધાંતિક પાસાંઓ પરત્વે લોકોમાં રસ જાગૃત કરવાનો પ્રયત્ન પણ આકાશવાણી કરી રહ્યું છે. સંગીતનાં વિવિધ પાસાંઓ વિષેના વાર્તાલાપો યોજવા ઉપરાંત ઘણાંખરાં મથકો પરથી સંગીતના નિયમિત પાઠ રજૂ કરવામાં આવે છે.

અત્યાર સુધી ભૂતકાળના મહાન સંગીતકારોનું સંગીત એકત્ર કરવાની અને એ જાળવી રાખવાની દિશામાં કોઈ સભાન પ્રયત્ન થયો નહોતો. હવે આકાશવાણીનાં જુદાં જુદાં મથકો આ દિશામાં ખાસ પ્રયત્ન કરી રહ્યાં છે. કેટલાક મહાન ઉસ્તાદોના સંગીતનું સ્વરાંકન કરી લેવામાં આવ્યું છે અને આજે તે રાષ્ટ્રની કાયમી મિલ્કત બની ગયું છે.

બાળકોના સંગીત–શિક્ષણની દિશામાં પણ આકાશવાણીએ ફાળો આપ્યો છે. બાળકો માટેના કાર્યક્રમના એક ભાગ તરીકે રસપ્રદ પાઠો રજૂ કરવા ઉપરાંત, બાળકોની કલ્પનાશક્તિને ઉત્તેજે એવાં ગીતો લખાય છે અને એને સાનુકૂળ સંગીતે મઢીને રજૂ કરવામાં આવે છે.

ખ્યાતનામ સંગીતવિદો ધરાવતી એક નિર્માતા શ્રેણી પણ તાજેતરમાં રચવામાં આવી છે.

ભારતીય સંગીત એ રજૂઆત કરવા જેટલી જ શ્રોતાએ માણવાની કલા છે અતિ કાબેલ ઉસ્તાદને પણ સમજદાર અને પ્રોત્સાહક શ્રોતાવર્ગની જરૂર રહે છે. આથી આકાશવાણીનો એક મુખ્ય ઉદ્દેશ, શિસ્તબદ્ધ રીતે શાસ્ત્રીય તેમજ સુગમ સંગીત સાંભળવાની અને સમજવાની ઇચ્છા પ્રજામાં પ્રગટાવવાની છે. સંગીત સંમેલન જેવા વ્યવસ્થિત સંગીત સમારંભોએ પદ્ધતિપૂર્વકના શ્રવણની દિશામાં ઘણો મોટો ફાળો આપ્યો છે.









નવનીત પારેખ

# કૈલાસ

પહાડોનું આરોહણ આપણા દેશમાં હજુ એટલું પ્રચલિત નથી. તેમાંય ગુજરાતી યુવાનો આવાં સાહસોથી જાણે દૂર જ રહે છે. શ્રી નવનીત પારેખ હિમાલયને ખૂંદી વળ્યા છે. મુંબઈ આકાશવાણી પરથી પ્રસારિત થયેલું તેમનું આ કૈલાસ પર્વતનું પ્રવાસવર્ણન આપણા યુવાનોમાં પહાડો ખેડવાની પ્રેરણા જગાવે તો......

મને ઘણીવાર કહેવામાં આવ્યું છે કે જ્યારે યુરોપ, અમેરિકા, જાપાન, તથા ન્યુઝિલેન્ડથી પર્વતારોહી લોકો હિમાલયનાં શિખરો ચઢવા માટે આવે છે ત્યારે આપણા ઘર આંગણે ઊભેલા આ પર્વતરાજનું આપણા લોકોને જ કંઈ મહત્ત્વ નથી. આ કથન કે આળ તદ્દન સાચું નથી. સદીઓ પહેલાં જ્યારે યુરોપના લોકો ભૂગોળનો કક્કો ઘૂંટતા હતા ત્યારે આપણા દેવો અને ગાંધર્વો હિમાલયમાં વાસ કરતા હતા અને ભગવાન શંકરે તો હિમાલયને પણ પેલે પાર કૈલાસ પર્વત પાસે પોતાનો નિવાસ રાખ્યો હતો. પ્રાગૈતિહાસિક સમયથી ભારતના લોકો કૈલાસ–માનસરોવરની યાત્રાએ જતા આવ્યા છે.

બદ્રીનાથ કે અમરનાથ, ગંગોતરી કે પશુપતિનાથની સરખામણીમાં કૈલાસની યાત્રા વધારે લાંબી અને વિકટ છે અને તેથી જ ઘણા થોડા યાત્રીઓ આ દુર્ગમ સ્થળે જાય છે. કૈલાસ યાત્રા વિષેની માહિતી પણ આપણી પાસે ઘણી ઓછી છે.

હિમાલયની મુખ્ય પર્વતશ્રેણીની પણ પાછળ, ટિબેટમાં, કૈલાસ પર્વત આવેલો છે. તેની તળેટી જ સમુદ્ર સપાટીથી સોળ હજાર ફીટની ઊંચાઈ પર છે અને તેની ટોચ બાવીસ હજાર અને અઠ્ઠાવીસ ફીટ ઊંચી છે. કૈલાસની તળેટી પાસે જ બે વિશાળ સરોવરો વિસ્તરેલાં છે. પશ્ચિમ બાજુનું, તે રાક્ષસ–તાલ અને પૂર્વ બાજુનું, તે માનસરોવર, આ બન્ને સરોવરો પણ ૧૫,૦૦૦ ફીટની ઉંચાઈ ઉપર આવેલાં છે. રાક્ષસ–તાલને કાંઠે રાજા રાવણે તપસ્યા કરી હતી તેથી તે સરોવરને રાક્ષસ–તાલ અથવા રાવણ હૃદ કહે છે. તેનું તિબેટી–નામ તો લંગક–છો છે. માનસરોવરને તો તિબેટી લોકો છો–મવમ નામથી ઓળખે છે. રાક્ષસ–તાલનો વિસ્તાર લગભગ દોઢસો ચોરસ માઈલનો છે. જ્યારે માનસરોવર તો બસો ચોરસ માઈલનો નાનો સમુદ્ર જ લાગે.

કૈલાસ જવા માટે ચાર જાણીતા માર્ગ છે. તેમાંના બે અલ્મોડા પાસેથી શરૂ થાય છે, જ્યારે બીજા જોશી મઠ તથા બદ્રીનાથથી જાય છે. કાઠગોદામ નામના રેલવે સ્ટેશનથી એંશી માઈલ મોટર રસ્તે અલ્મોડા પહોંચાય છે. સૌથી પ્રચલિત માર્ગ અલ્મોડાથી ગર્બ્યાંગ ગામ થઈને લીપુઘાટ ઓળંગીને ટિબેટમાં જાય છે. અમારું યાત્રીવૃન્દ પણ તે જ માર્ગે કૈલાસ ગયું હતું. તે રસ્તે કૈલાસ બસો ચાળીસ માઈલ થાય છે. અને તેમાં સત્તર હજાર ફીટ લીપુઘાટ ઓળંગવો પડે છે. બીજો માર્ગ અલ્મોડા પાસે આવેલા કપકોટ ગામથી શરૂ થઈને ત્રીલમ ગામને રસ્તે કૈલાસ જાય છે. આ રસ્તો કાંઈક ટૂંકો છે પણ ટિબેટ પહોંચવા માટે ત્રણ ઘાટ કે પાસ ઓળંગવા પડે છે. બદ્રીનાથને રસ્તે કૈલાસ જવામાં માનઘાટ ઓળંગવો પડે છે, જ્યારે જોશી મઠને રસ્તે નીતિઘાટ પાર કરવો પડે છે.

આ વિકટ યાત્રા માટે જરૂરી ચીજ–વસ્તુઓ યાત્રીએ પોતાની સાથે લઈને જ નીકળવું પડે છે. પ્રવાસની શરૂઆતના પ્રદેશોમાં તો અવારનવાર નાનાં ગામડાં રસ્તામાં આવે છે. જ્યાંના દુકાનદાર સામાન્ય સીધું સામગ્રી તથા વાસણો ઉપરાંત રહેવા માટે ઓરડીઓ પણ કાઢી આપે છે. પરન્તુ આગળ ઉપર ટિબેટના નિર્જન પ્રદેશમાં તો કોઈપણ ચીજ વસ્તુ કે સાધન મળવું દુર્લભ છે અને ખાવાપીવાનું, રાતવાસો કરવાનું સ્થાન પણ મળવું મુશ્કેલ છે. તેથી કૈલાસની યાત્રાએ જનારને તો અહીંથી જ લાંબો સમય ટકી શકે તેવી ખોરાકની સામગ્રી તથા રાતવાસો કરવા માટે તંબુ વગેરે પોતાની સાથે લઈ જવું આવશ્યક છે. વળી સખ્ત ઠંડી માટે પૂરતાં ગરમ કપડાં,



ધાબળા, બૂટ-મોજાં. ટોર્ચ, સ્ટવ, વગેરે જરૂરી વસ્તુઓ સાથે રાખવી પડે છે.

પહાડના માર્ગો બહુ સાંકડા અને સીધી ચઢાઈ કે ઉતારવાળા છે તેથી બહુ સાવધાનીપૂર્વક પ્રવાસ કરવો પડે છે. કેટલેક સ્થળે ઘોડા કે ખચ્ચર જઈ શકે છે અને ટિબેટમાં તો ઘોડા તેમ જ યાક ઉપર સરળતાથી જઈ શકે છે. પશ્ચિમ ટિબેટની સરેરાશ ઊંચાઈ જ પંદર હજાર ફીટની છે, તેથી એટલી ઊંચાઈ ઉપર કોઈ વૃક્ષો સંભવી ન શકે. ખેતી પણ કોક ઠેકાણે જૂજ અને ઉનાળામાં જ થાય. તેથી ટિબેટમાં વસતિ બહુ ઓછી છે. આખાયે ટિબેટની વસતિ માંડ પચાસ લાખની હશે. આ ખેતી વિહોણા દેશમાં ઘણાખરા લોકો ફરતું જીવન ગાળે છે, જ્યાં કાંઈ ઘાસચારો અને પાણી મળે ત્યાં પોતાનો તંબુ લગાવીને પોતાના યાક અને ઘેટાં બકરાં ચરાવે. ખોરાકમાં પણ મુખ્યત્વે યાક કે ઘેટાં બકરાંનું માંસ અને ઘઉં તથા જવનો સત્તુ. કપડાં પણ ઘેટાંના ઉનમાંથી જ બનાવી લે અને ઉપર ઘેટાંના જ ચામડાનો ડગલો. તેમના રહેવાના તંબુ પણ યાકના લાંબા વાળમાંથી જ બનાવે. ટિબેટી લોકોને ચા પીવાનો ભારે શોખ છે. તેઓ દિવસના સહેજે એંશી સો પ્યાલા ચા પીતા હશે. પરન્તુ તેમની ચામાં દૂધને બદલે માખણ નાખે છે અને ખાંડને બદલે મીઠું. સ્વાદ તો તમે જ કલ્પી લેજો. લાકડાનાં એક લાંબા ભૂંગળામાં તેઓ ગરમ ચાનું પાણી ભરીને તેમાં મીઠું તથા માખણ નાખીને લાંબા સમય સુધી વલોવે છે અને પછી લાકડાના વાડકામાં તેવી ચા પીએ છે. ટિબેટની કારમી ઠંડીમાં આવી જ ચા માફક આવે. અમે પણ લામાઓને મળવા જતા ત્યારે અવારનવાર તેવી ચા પીવી પડતી.

કૈલાસ જતાં માર્ગમાં કેટલાક બૌદ્ધ મઠ આવે છે-જ્યાં યાત્રીઓ રાતવાસો પણ કરી શકે છે. આવા બૌદ્ધ મઠને ગોમ્પા કહે છે અને તેમાં મન્દિરનો પણ એક ભાગ હોય છે. કૈલાસ પર્વત તથા માનસરોવર ફરતી પણ કેટલીક ગોમ્પાઓ છે. માનસરોવર પાસે જ ગુર્લા માંધાતા નામનો ઉત્તુંગ પર્વત છે. તે તો કૈલાસથી પણ ઊંચો-પચ્ચીસ હજાર ત્રણસો પંચાવન ફીટ ઊંચો પર્વત છે અને બારે માસ બરફથી છવાયેલો રહે છે. તેનું પણ મનોહર દૃશ્ય અમને માર્ગમાં જોવા મળ્યું હતું.

કૈલાસની તળેટીએ આવેલા દરચેન નામના સ્થળેથી કૈલાસની પરિક્રમા શરૂ થાય છે. બત્રીસ માઈલની આ પરિક્રમા પૂરી કરતાં અમને ત્રણ દિવસ થયા હતા. તેમાં કૈલાસની ઉત્તરે આવેલી દિરફુક-ગોમ્પા પાસેથી કૈલાસના શિખરનું સૌથી ભવ્ય દૃશ્ય જોવા મળે છે. કોઈપણ જાતના અવરોધ વિના અહીંથી અમને કૈલાસનું નખશિખ દર્શન થયું હતું. અઢીસો માઈલની લાંબી વિકટ યાત્રાનો બધોય થાક આ ભવ્ય દર્શને વિસારે પાડયો અને કૃતકૃત્યતા અનુભવી. કૈલાસ પર્વતને ટિબેટી લોકો 'કંગ-રિમ્પો છે' કહે છે. તેનો અર્થ થાય છે 'હિમ રત્ન.' ટિબેટી લોકો પણ કૈલાસ પર્વતને બહુ પૂજનીય ગણે છે. અને દૂર દૂરથી કૈલાસની યાત્રાએ આવે છે. કેટલાક અત્યન્ત શ્રદ્ધાળુ ટિબેટી લોકો તો સાષ્ટાંગ પ્રણામ કરતાં કરતાં કૈલાસ પર્વતની પ્રદક્ષિણા કરે છે. બત્રીસ માઈલ લાંબી આ દુષ્કર પરિક્રમા પૂરી કરતાં તેમને પચીસ-ત્રીસ દિવસ થઈ જાય છે.

કૈલાસની પરિક્રમામાં અઢાર હજાર ચારસો ફીટની ઊંચાઈએ પહાડના ખોળામાં એક નાનકડું સરોવર આવેલું છે. તેનું નામ ગૌરીકુંડ. આટલી ઊંચાઈએ તો પાણી થીજેલું જ રહે તેથી આખાએ સરોવર ઉપર જુલાઈ મહિનામાં ભર બપોરે પણ બરફનું જાડું પડ જામેલું હતું. પરન્તુ ગૌરીકુંડમાં સ્નાન કર્યા વિના કૈલાસ યાત્રા પરિપૂર્ણ કેમ કહેવાય? તેથી અમારી અણીયાળી લાકડીઓ તથા પથ્થરો વડે અમે તેનું બરફનું પડ તોડયું અને બરફના તરતા ચોસલાઓ વચ્ચે સરોવરમાં ડૂબકી લગાવી. આગળ ઉપર માનસરોવરમાં પણ અમે બે-ત્રણવાર સ્નાન કર્યું હતું.

કૈલાસયાત્રા પૂરી કરીને પાછા વળતાં અમે ટિબેટના

પ્રા. મોહનભાઈ પટેલ

# 'આપણી લોકસંસ્કૃતિ'

આકાશવાણીના રાજકોટ કેન્દ્ર પરથી પ્રસારિત થયેલું એક બહુમૂલ્ય પુસ્તકનું અવલોકન અહીં આકાશવાણીના સૌજન્યથી મૂક્યું છે. અલીઆબાડાની કૉલેજના પ્રાધ્યાપકે તે પુસ્તકની વિદ્વત્તાભરી આલોચના કરી છે જે દરેક સાહિત્યપ્રેમીને પુસ્તક વાંચવા પ્રેરે……

આ *ગ્રન્થમાં સૌરાષ્ટ્રની તળપદી સંસ્કૃતિના સમૃદ્ધ અંશોનું નિરૂપણ, તે વિષયના અધિકારી લેખકના હાથે, થયું છે. શ્રી. જયમલ્લભાઈ સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિના ઊંડા અને મર્મી અભ્યાસક છે; તેથી એમનો આ અભ્યાસગ્રંથ લોકસંસ્કૃતિનાં ઊંડાણોનો તાગ લઈ આવી શકે તેવો થઈ શક્યો છે. ભિન્ન રૂચિવાળા જનસમાજને સંતોષે એવી નાની મોટી લગભગ ચાલીસેક કૃતિઓના સર્જક શ્રી. જયમલ્લભાઈની સર્ગશક્તિ સંશોધનના આ ગ્રન્થમાં પણ એના અભિનવ અંશોને પ્રગટ કરે છે. લોકજીવનની સાથે તત્સમ બન્યા સિવાય આવો ગ્રન્થ રચી શકાય નહિ. પ્રસ્તુત ગ્રંથ આપણા સાહિત્યમાં, આવા અલ્પ સમૃદ્ધ વિષયનો મહામૂલો ગ્રંથ છે. પુસ્તકમાં નિરૂપાયેલા વિષયનાં અંતરંગને પ્રગટ કરી શકે એવી કવર-ડીઝાઈન ઘણાં થોડાં પુસ્તકો ઉપર હોય છે. પ્રસ્તુત ગ્રન્થનાં દસે પ્રકરણોમાં નિરૂપેલા લોકસંસ્કૃતિના જુદા જુદા અંશોનું સંકલન સુંદર રીતે થયું છે. પહેલા પ્રકરણમાં પાર્શ્વભૂમિ રૂપે સંસ્કૃતિનો ઇતિહાસ આપ્યો છે. સિંધુ સંસ્કૃતિની વિશિષ્ટ વેશભૂષા, કલા, સંસ્કાર વગેરેનું નિરૂપણ કરીને સૌરાષ્ટ્રની સંસ્કૃતિ સાથેનું એનું કેવું કેટલું સામ્ય છે તે એમણે બતાવ્યું છે. સિંધુ સંસ્કૃતિના એકલશૃંગનો ઉલ્લેખ સૌરાષ્ટ્રની લોકકવિતામાં બતાવી શક્યા છે. જુઓ :

> 'અવર શેઆને દો દો શીંગા,
> સાયબાને એકલ શીંગ…..
> એ રે એંધાણીએ સાયબો આવશે.' [પૃ. ૨૦]

સંસ્કૃતિ વિશે વાત કરતાં લેખકે અનુશ્રુતિનો પણ ઉચિત રીતે ઉપયોગ કર્યો છે. સારો ઇતિહાસકાર અનુશ્રુતિને અવગણતો નથી, એની યથાતથતાને એ કસોટીએ ચઢાવે છે ખરો. પહેલા પ્રકરણના અંતમાં લોકસંસ્કૃતિના સ્વરૂપનું આમ વર્ણન છે :

'પથ્થરે પથ્થરે અંકિત થયેલી હિંદુમુસ્લીમ બિરાદરી ઊંચનીચના ભેદ ટાળી આતમજ્ઞાનની ગંગા વહાવતી સંતવાણી, શીલની ખાતર હસતે મોઢે અફીણ ઘોળી પી જતી સ્ત્રીશક્તિ, અતિથિધર્મે પેટના જણ્યાંનાં અંધોળ કરનારી દિલાવરી શીલની શાખે જ જીવનના જોખ કરનારી મસ્તમૌજી અને એ બધાને મોકળે મને અને ગહેકતે કંઠે રામગીતોની રમઝટ બોલાવીને, સુખદુ:ખનાં ઝેર નીતારીને પરંપરાગત વારસો આપે જતી જીવનને જાણનારી, માણનારી, અને નાણનારી સંસ્કૃતિને મેઘાણીભાઈએ લોકસંસ્કૃતિ કહી છે.'

રાસ, રાસડા, ગરબા અને ગરબી વિશેનું બીજું પ્રકરણ તે વિષયના અભ્યાસીઓ માટે માર્ગદર્શક

* **આપણી લોકસંસ્કૃતિ :** લેખક શ્રી જયમલ્લ પરમાર પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ (પ્રા) લિ., અમદાવાદ; ૭ રૂપિયા.

---

નેપાલની સરહદ ઉપર આવેલા ટીંકર ઘાટને રસ્તેથી અલ્મોડા પાછા ફર્યા અને અમારી યાત્રાની પૂર્ણાહૂતિ થઈ.

સ્વરાજ મેળવ્યા પછી અને વિશેષ કરીને શેરપા તેનસિંગ એવરેસ્ટ શિખરની ટોચ સુધી જઈ આવ્યા પછી આપણા દેશમાં પણ પર્વત–પ્રેમ વધ્યો છે. અને વધારે પ્રવાસીઓ હિમાલય ખુંદવા નીકળે છે. છતાં પણ બદ્રીકેદાર કે અમરનાથની સરખામણીમાં કૈલાસ–માનસરોવર જનારા યાત્રીઓની સંખ્યા જૂજ છે. હવે કૈલાસ યાત્રા વિષે વધારે માહિતી તેમ જ આ વિકટ યાત્રા માટેનાં વિશેષ સાધનો ઉપલબ્ધ થયાં છે. તેથી આપણા દેશના વધારે અને વધારે લોકો આ અદ્ભુત તીર્થસ્થાને જતાં થશે એમ આશા રાખીએ.

★



'આપણી લોકસંસ્કૃતિ' : ૬૫

બને તેવું છે. તે પછીનું પ્રકરણ આપણા લોકનૃત્યો વિશેનું છે. લોકજીવનનાં નૃત્તવૈવિધ્ય, એનાં કલાસ્વરૂપો અને વર્ગીકરણ વિશેનો આવો અભ્યાસ કેવળ પુસ્તકિયા નથી; પણ એનો જીવંત અને અપરોક્ષ સંપર્ક જ લેખકને, એની જમાતોમાં જઈને, એના ધબકતા પ્રાણને સ્પર્શવાને શક્તિમંત બનાવે છે. સંતસરવાણી અને સંતવાણીનાં બંને પ્રકરણોમાં શ્રી જયમલ્લભાઈની સંશોધનદૃષ્ટિએ કેટલુંક મૌલિક કાર્ય પણ કર્યું છે. આજસુધી જેને વિવેચકોએ વીગતમાં જઈને ચર્ચ્યાં નથી એવાં 'ખ્યાલો' અને 'આગમ' કે 'આગમવાણી' ની સોદાહરણ ચર્ચા જયમલ્લભાઈએ અહીં કરી છે. કાવ્યપ્રકાર લેખે આને વિશિષ્ટ પ્રકારો ભલે ન કહીએ, પણ આ કાવ્યો સૌનું ધ્યાન જરૂર ખેંચે છે. મુસ્લિમોના મહાપર્વ મહોરમ વિશે લેખકે બહુ ઝીણવટથી નોંધ કરી છે. 'આપણું લોકસંગીત' એ પ્રકરણમાં લેખક લોકસંગીતના કેટલા મર્મજ્ઞ છે તે સ્પષ્ટ થાય છે. લોકસંગીતના ઢાળો, વાદ્યો એના ભાવ વગેરેની ઘણી માહિતી લેખકે આપી છે. લેખક લોકસંગીતની થઈ રહેલી અવદશાની સખેદ નોંધ લે છે. મેઘાણીભાઈ જતાં જેને ભગવાને ગળું આપ્યું છે એવા કંઈક આજ લોકસાહિત્યને નામે અને લોકગીતોને નામે લોકગીતોને મશ્કરીનું ભોજન બનાવી રહ્યાં છે. એમાં આધુનિક સંગીતની છાંટ ભેળવાય છે, ચારણી છંદમાં ગાતાં પણ હડકાં ભરે છે, ઉચ્ચારોની થોડી અશુદ્ધિ ભેળવે છે અને એમ કંઈક નાટક લોકસંગીતને નામે આજે થાય છે, એમ ચર્ચા કરીને એમણે લોકસંગીતનાં ભયસ્થાનો પણ બતાવ્યાં છે.

પ્રકૃતિપરાયણ લોકજીવનના પ્રરણમાં એ જીવનમાં વ્યાપી એવાં કાવ્યઝરણાંને ફૂટતાં કરી મૂકે છે. વૃક્ષ-રાજિ અને પશુપંખી સાથેની લોકજીવનની તત્સમતાને એ સ્ફુટ કરી શકયા છે. તે પછીનાં પ્રકરણ 'ભક્તિ, શક્તિ અને સૌંદર્ય'માં તો લોકજીવનના ઘણા સમૃદ્ધ અંશોને પ્રગટ થતા આપણે જોઈએ છીએ. સાધારણ રીતે જે લોકજીવનની વાત અહીં કરાઈ છે, તે સ્વભાવે જ પ્રકૃતિપરાયણ હોય છે, અને પ્રતિ પળે નવાં રૂપ ધારણ કરતી પ્રકૃતિમાને ખોળે રમતાં લોકો સાહજિક જ પ્રકૃતિ સાથે તત્સમ થઈ જાય છે. લેખકે વીગતોમાં ઊતરીને આ વાત બતાવી છે. ગૃહશૃંગાર, પશુશણગાર વગેરે કલાદૃષ્ટિ માગી લેતા જીવનના અંશો પણ ઠીકઠીક દર્શાવ્યા છે. લેખક નોંધે છે કે, 'આવી લોકસંસ્કૃતિ એ કોઈ કલ્પનાવિહાર નથી, પણ વાસ્તવભોમ ઉપરનો જીવનનો આવિષ્કાર છે.'

આમ, લોકસંસ્કૃતિના ઘણા અંશોનું સુભગ નિરૂપણ આ પુસ્તકમાં છે. કેમ જે એના એ અંશોનું રહસ્ય લેખક બરાબર પકડી શકયા છે. ગૂજરાતી ભાષામાં આ વિષયનું આવી સારી રીતે લખાએલું રસિક સંશોધક અને સર્જકની કલમે લખાયેલું આવું પુસ્તક આ એક જ છે.



## ૨,૩૪.૯૧૦ ગામડાં

સામૂહિક વિકાસ અને રાષ્ટ્રીય કૃષિ વિસ્તારણ સેવા કાર્યક્રમના પાંચમા વર્ષના અહેવાલમાં જણાવાયા મુજબ, ૩૧ મી માર્ચ ૧૯૫૭ના રોજ ૨,૩૪,૯૧૦ ગામડાંની કુલ ૧૩ કરોડની વસતિને આવરી લેતાં ૧૮૧૪ ઘટકો દેશભરમાં કાર્ય કરી રહ્યાં હતાં. રોકડ સાધન અને શ્રમરૂપે પ્રજાનો સ્વૈચ્છિક ફાળો કુલ રૂા. ૩૯. ૩૧ કરોડ રૂપિયા જેટલો હતો, જ્યારે કુલ સરકારી ખર્ચ રૂા. ૬૦. ૦૪ કરોડ થયું હતું. વિકાસ કાર્યક્રમના ઘડતરમાં લોકો ભાગ લઈ શકે એટલા સારૂ દરેક ઘટક વિસ્તારમાં એક સલાહકારી સમિતિ રચવામાં આવી છે.





## જુગાર રમાડતી યુવતી

'ચચ્ચાર આને! ચચ્ચાર આને,
અજમાવી જાઓ જ નસીબ દાવે—
ચચ્ચાર આને!—
અને ખુશીથી નવ એકના કરો!'
ઘણા મૂકી દાવ ગુમાવી ચાલ્યા—
તકદીરથી તો વળી કોક ફાવ્યા—
રમાડતી આમ જુગાર યુવતી,
મેળા વિષે એક. કટાક્ષ માત્રથી
જુગારી તો સર્વ રમ્યાય પ્હેલાં,
હારી જતાં!—જો કદી જીત પૈસે
કો મેળવે તો પણ શું થયું? અરે!
સાચા સદા દાવ મહીં જ હારતો
કટાક્ષથી!
ને ફૂમતાવાળી પહેરી ટોપી—
'ફ્રૉક'થી લાગતી બાલિકા (!) તે,
જો કે હતી યૌવનમસ્ત કામિની.
ઘેરી ઊભું માનવવૃંદ મોટું,
તેને. અને વૃંદ તણા દ્વિરેફો
તેને મધુ જાણી મથે જ ચૂસવા!
ને વૃંદથી ભૃંગ ધસ્યો જ એક
'સરસ્વતી' વ્હેતી હતી મુખેથી,
કરી જરી અશ્લિલ ચેનચાળા.
લોલુપ દૃષ્ટિથી નીહાળી તેને,
જરાય તોયે નહીં બીધી 'બાલિકા'.
અને જરાયે શરમાઈ ના તે,
હતી ન બીજી પરવાહ તેને.
રમાડવો માત્ર જુગાર વિશ્વને,
તેથી જ બોલે વળી 'ચાર આને.
ચચ્ચાર આને! અજમાવી જાઓ,
અને ખુશીથી નવ એકના કરો.'

Ralph Hudgsonના 'The gipsy girl' એ કાવ્ય પરથી.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**અનંગલેખા** : વૈદ્ય મોહનલાલ ચુ. ધામી. પાનાં ૩૪૪, પાંચ રૂપિયા. **માયાપુરી** : વૈદ્ય મોહનલાલ ચુ. ધામી. પાનાં ૩૬૦. પાંચ રૂપિયા. **દિલાવરપાશા** : ગુણવંતરાય આચાર્ય, પાનાં ૨૦૮. સાડાત્રણ રૂપિયા. **કોણ ગુનેગાર?** ગુણવંતરાય આચાર્ય, પાનાં ૧૬૦. ત્રણ રૂપિયા. **વેળા ગઈ છે વીતી** : લે. ના. સી. ફડકે. અનુ. કુંજલતા ઝવેરી : બિપિન ઝવેરી. પાનાં ૨૧૪. ત્રણ રૂપિયા.—પાંચેયના પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, **આકાશવાણી કાવ્યસંગમ** : પાનાં ૮૨. એક રૂપિયો. **આકાશવાણી પ્રસારિકા** [અંક. ૨] પાનાં ૭૨. આઠ આના.—બન્નેના પ્રકાશક : પબ્લિકેશન ડિવીઝન, દિલ્હી, ૮. ગ્રાફિક વર્લ્ડ (અંગ્રેજી) ઇન્ડિયન પ્રિન્ટર એન્ડ સ્ટેશનરનો ખાસ અંક, પાનાં ૩૦૪. પોણાનવ રૂપિયા. જયહિંદ કાર્યાલય, રાજકોટ. **વિદેહીઓના વાર્તાલાપો** : શ્રી અરવિંદ. પાનાં ૨૫. બાર આના. **શ્રી અરવિંદ જીવન** : અંબાલાલ પુરાણી. પાનાં ૩૪૪. સાડાચાર રૂપિયા—બન્નેના પ્રકાશક : અરવિંદ કાર્યાલય, પોંડિચેરી. **ગુજરાતી ભાષા અને સાહિત્ય** : નરસિંહરાવ દિવેટિયા. સંક્ષેપકાર કે. કા. શાસ્ત્રી. પાનાં. ૨૩૮. ચાર રૂપિયા. ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ ૪. **બાપુને પગલે પગલે** : લે. રાજેન્દ્રપ્રસાદ. અનુ. કરીમભાઈ વોરા. પાનાં ૩૧૭. અઢી રૂપિયા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત** : ચંદુલાલ ભગુભાઈ દલાલ. પાનાં ૧૫૬. બાર આના. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.








આળસ, શારીરિક શિથિલતા અને નિરાશાવાદી માનસ આપણે દૂર કરીએ તો આપણા સંજોગોને આપણે ફેરવી શકીએ, સંજોગોની ફરિયાદ ક્યારેય ન કરીએ અને સંજોગોને એક રીતે આપણા કહ્યાગરા પણ બનાવી શકીએ. સંજોગોનો માણસ ગુલામ છે તે કહેવત બધાએ સ્વીકારવાની જરૂર નથી. માણસ આળસપ્રિય હોય જ છે તેવુંય નથી. પણ માણસનું વિચારશૂન્ય અને ક્રિયારહિત મન જ્યારે ખૂબ સહેલાઈથી નિષ્ક્રિય બની જાય છે ત્યારે તેનામાં આળસ ભરાઈ બેસે છે, તેનું શરીર સાવ શિથિલ બની જાય છે અને તે જ કારણે તેનામાં ઘોર નિરાશા વ્યાપી જાય છે.

માણસની ચેતના, તેની આશા, સ્ફૂર્તિ, કાર્યશીલતા અને ઉત્સાહ જ તેની પ્રગતિનાં સાચાં સોપાન બની રહે છે. પ્રગતિ માટે માણસની ધગશ તો હોય જ છે, પણ તે પ્રગતિ માણસની અંદરથી ઊગવી જોઈએ. કોઈના કહેવાથી કે કોઈ ને જોવાથી તે નથી આવતી. માણસ પ્રગતિશીલ પ્રાણી છે. તેની પ્રગતિમાં રાચવાનું પણ તેને ગમે છે. પણ પ્રગતિ માટે સતત કાર્યપરાયણતા હોવી જોઈએ તે બહુ ઓછામાં હોય છે. ઈર્ષા, દંભ અને ખોટા દમામ માણસને હણી નાખે છે તેટલું જ નહિ પણ તેની પ્રગતિનાં સાચા રોધક બની જાય છે. તેને જ કારણે માણસ પ્રમાદી પણ બની જાય છે.

માણસ સદ્ગુણો ગ્રહણ કરવા અચકાય છે તેમ પણ નથી હોતું. પણ દુર્ગુણો જેમ આપણા શરીરમાં તક મળે કે તરત પ્રવેશી જાય છે તેમ સદ્ગુણો સામે ચાલીને પ્રવેશતા નથી. તેને આવવા માટે આપણે ચોખ્ખો ને ખુલ્લો માર્ગ કરી આપવો જરૂરી છે. તે વિના તો તે બધું આપણાથી બહુ દૂર રહે છે. દુર્ગુણ કાઢવાનું જેટલું મુશ્કેલ છે તેથીય વધુ મુશ્કેલ સદ્ગુણને આપણામાં દાખલ કરવાનું છે. પણ મુશ્કેલી સામે ઝઝૂમવાની કુદરતી બક્ષિસ તો એકલા માનવીને જ મળી છે. વિચારપૂર્વક, બુદ્ધિપૂર્વક, પરિસ્થિતિ અને સંજોગોનો ખ્યાલ કરીને એક માણસ જ વર્તી શકે છે. તેની શક્તિ કુદરતના કોઈપણ પ્રાણી કરતાં ચડિયાતી છે. અને એટલે જ કુદરતની પણ સામે થઈ શકવાની તેનામાં જ હિંમત, શક્તિ અને પ્રેરણા આવી. કુદરત આગળ બધાંને નમવું જ જોઈએ એ કથન એક માનવીએ જ જૂઠું પાડ્યું અને તે સાચા અર્થમાં માનવ બન્યો.

દૃઢ મનોબળ કેળવવું તે જરૂરીય છે અને આપણા હિતનુંય છે. મનોબળ વગર દરેક દુર્ગુણ આપણામાં પેસી જવાનાં અને એકેય સદ્ગુણ આપણે અંગીકારીશું જ નહિ !



## બાળક અને ધમકી

'એટલું યાદ રાખો કે બાળક તે વ્યક્તિ છે પણ તે સમજદાર વ્યક્તિ નથી.' આ આપણે સાંભળ્યું છે પણ જ્યારે વર્તનમાં મૂકવાનું આવે છે ત્યારે માબાપ અને બાળક વચ્ચે નથી બની શકતું. આપણે મોટેરાઓ વિચારી શકતા નથી કે બાળકોની વિચારમાળા અને point of view આપણા કરતાં જુદા હોય છે, આપણે જો તેમના મનમાં ખરેખર શું રમી રહ્યું છે તે જાણવા પ્રયત્ન કરીએ તો આટલી બધી ઊભી થતી ગેરસમજ અને દુઃખ દૂર કરી શકીએ.

છ વર્ષનો દિલીપ તેનો દાંત ખેંચાવવા માટે દાંતના ડૉકટરને ત્યાં ગયો. સાથે તેની મા હતી. કોઈપણ જાતના ડર વગર તે દાંત કઢાવવા ખુરશી ઉપર બેઠો હતો. કારણકે આ પહેલાં ડૉકટરે તેનો એક દાંત કોઈપણ જાતના દુઃખ વગર, જલદીથી ખેંચી કાઢયો હતો. આ વખતે ડૉકટરે તેની માતાને કહ્યું કે 'આ દંત કાઢવા માટે હું તેને આ વખતે થોડો 'ગૅસ' આપું.' 'ગૅસ!' દિલીપ એકદમ ચમકયો અને ડર શરૂ થઈ ગઈ. 'અમ્મી, મને ગૅસ ન અપાવીશ.'

તેની માતાએ ડૉકટરને કહ્યું કે 'જો તમને ઠીક લાગતું હોય તો ગૅસ આપો.'

નર્સે બધી તૈયારી કરી. દિલીપ તો ખૂબ જોર જોરથી રડવા લાગ્યો અને બોલ્યો કે મારે કોઈ ગૅસ નથી જોઈતો. તમે એમ ને એમ ખેંચી કાઢો.

તેની માએ કહ્યું કે 'દિલીપ, તોફાન નહિ કર, ડૉકટર કહે છે તે પ્રમાણે કરાય. તે વધુ સારું જાણે છે.'

દિલીપે તો તેનું છેલ્લું હથિયાર ચાલુ રાખ્યું. ખૂબ રડયો. પછી ડૉકટરે તો તે પ્રમાણે કરીને દાંત ખેંચ્યો. દિલીપે ધાર્યું હતું તેટલું દુઃખ ન થયું.

પણ તેની માએ તેને આવું તોફાન કરવા બદલ આખે રસ્તે ખૂબ ધમકાવ્યો. કુટુંબના બધા જ માણસોએ તેની 'ખરાબ' વર્તણુક જાણી. પણ ખુદ તેની માતાને ખબર નહોતી કે 'ગૅસ' શબ્દ વિષે દિલીપે ઘણું સાંભળ્યું હતું. બે દિવસ પહેલાં જ સાંભળ્યું હતું કે આખું કુટુંબ રૂમમાં ગૅસ ફેલાઈ જવાને કારણે રાત્રે મૃત્યુ પામેલું.

ડૉકટરે, એની માતાએ કે નર્સે માત્ર બાળકને એટલું જ પૂછયું હોત કે 'તું શા માટે આટલો બધો ગભરાય છે? તેમાં શું ખરાબ છે?' તો આખી હકીકત ફેરવાઈ ગઈ હોત.

આ દાખલામાં માત્ર બાળક અને વડીલની ખરી હકીકત સમજવામાં ફેર હતો. કારણ ગૅસની જુદી જુદી જાતે આ જાતની ખોટી સમજ ઊભી કરેલી. કેટલીક વખત આપણે એક (શિખામણ) વસ્તુ કહીએ છીએ અને બીજી વખતે આપણે જ તે વિષે ભૂલી જઈએ છીએ.

## બાળક અને વહાલ

એક વખત નીલાબેનનું પુષ્કળ માથુ દુઃખતું હતું અને તે આરામ લેવા માટે બીજા રૂમમાં જઈને સૂઈ ગયાં. આગલા રૂમમાં પુષ્કળ કચરો પડયો હતો. તેમની ખરાબ તબીયતને કારણે તે સાફ કરી શકે તેમ નહોતાં. નીલાબેનની સાત વર્ષની બેબીને થયું કે લાવ હું જ સાફ



કરી દઉં અને મમ્મીને આશ્ચર્યચકિત બનાવી દઉં.

તેણે રૂમ સાફ કરી નાખ્યો પણ છેવટે એક ભેટ આવેલો ટેબલલેમ્પ લૂછતાં લૂછતાં પડી ગયો અને ફૂટી ગયો. બેબી તો એકદમ ધોળી પુણી જેવી થઈ ગઈ.

નીલાબેન બહાર આવ્યાં અને બેબીને આમ ઊભેલી જોતાં ખૂબ જ શાંતિથી પૂછયું, મીરાં, શું થયું કહે જોઉં મને ? પોતાની માતાએ નહિ ધારેલી આવી નમ્ર રીતે તેને પૂછયું તેથી તેને કંઈક રાહત થઈ. તેણે કહ્યું, 'મમ્મી, તે ફોડી નાખવાનો મારો કોઈ જ ઈરાદો નહોતો. તે લૂછતાં લૂછતાં હાથમાંથી સરકી પડયો. મમ્મી, તેં કહેલું કે આ રૂમ ઘણો ગંદો છે અને તારી તબીયત સારી હતી નહિ એટલે તે તું સાફ કરી શકે તેમ નહોતી. મને થયું કે લાવ હું સાફ કરી દઉં. મમ્મી વિચારમાં પડી જશે !'

નીલાબેને જોયું તો રૂમનો ઘણો બધો ભાગ સાફ કરેલ હતો. ધીરેથી તેમણે મીરાંને કહ્યું, 'સારું, મીરાં, મને લેમ્પ ફૂટી ગયો તેનું દુઃખ છે જ પણ તેં તો મને રૂમનો આટલો મોટો ભાગ સાફ કરીને ખાસ સ્પેશીયલ ભેટ આપી છે. હવે મને ઠીક છે, ચાલ, આપણે બન્ને બાકીનું સાથે મળીને સાફ કરી નાખીએ.'

મીરાંને તેની માતા સમજી શકી તેથી તે ખૂબ ખુશ થઈ ગઈ. તેની આંખો ઉમદા પ્રેમથી ચમકવા લાગી.

જ્યારે તમે ગુસ્સે થયેલ હો ત્યારે આવી રીતે બે બાજુથી તમારી લાગણીઓને લેવી તે સહેલું તો નથી જ. બાળકને પૂરું સમજ્યા વગર તેને શિક્ષા કરવી યોગ્ય નથી. જો નીલાબેને મીરાંને સમજવા પ્રયત્ન ન કર્યો હોત તો મીરાં પોતાને અન્યાય થયેલો સમજી હોત અને કડવાશ ઊભી કરત. જ્યારે આવા અન્યાયી બનાવ બને છે ત્યારે બાળકો એમ સમજે છે કે વડીલો સમજી શકતા નથી અથવા તો સમજવાની દરકાર નથી સેવતા અને તેઓ વિશ્વાસ ગુમાવે છે.

## રૂઢિમાંથી મુક્તિ

ચંદુલાલ બહેરા–મૂંગા હતા એટલે ખપ જોગું ભણીને બહેરામૂંગાની શાળામાં કંઈક ઉદ્યોગ શીખવા દાખલ થયા ત્યારે તેમની ઉંમર ખાસી સત્તાવીસ વરસની હતી. એકાદ વરસમાં જ દરજી કામમાં પાવરધા બની ગયેલા ચંદુલાલ મુંબઈ જઈને કોઈ મોટી દુકાનમાં દરજી કામ કરવા નોકરીએ જોડાયા.

ચંદુલાલના મોં ઉપરથી કે તેમના દેખાવ ઉપરથી બધાંને લાગે કે આ યુવાનમાં કઈ ખામી નથી. અને એટલે જ તેમનાં કુટુંબીઓ ચંદુલાલ માટે યોગ્ય 'પાત્ર'ની શોધમાં હતાં. પણ છોકરીવાળા મૂરતિયો જોવાનો આગ્રહ રાખે એટલે બહેરા–મૂગા ચંદુલાલ માટે કોઈ છોકરી મળી જ નહિ.

ઉંમર વધવાની સાથે સાથે ચંદુલાલને પણ પરણવાની, પોતાનું 'ઘર' વસાવવાની સહેજે ઇચ્છા થાય જ. પણ એ ઇચ્છા પૂરી થાય શી રીતે ? પોતાની મર્યાદા અને ખોડ વિષે તે પૂરેપૂરા માહિતગાર હતા. છતાં આશાવાદીય પૂરા હતા. જરાપણ હતાશ બન્યા વગર

કામમાં મચી ગયા. તેમના કામથી માલિકને ખૂબ સંતોષ થયો. અને મુંબઈમાં રહીને આ 'અપંગ' કારીગરને કંઈક સહારો મળી રહે તે માટે તેય પ્રયત્નો કરવા લાગ્યા.

ચંદુલાલની જ્ઞાતિ ઉચ્ચ કહેવાતી હતી એટલે જ્ઞાતિનો આગ્રહ તેમનાં કુટુંબીઓ રાખતાં જ. પણ જ્ઞાતિમાંથી તો યોગ્ય કન્યા મળે તેમ હતું જ નહિ. મુંબઈમાં આવીને ચંદુલાલના વિચારોની વિશાળતા વધી અને જ્ઞાતિનો આગ્રહ તેમણે તેમના પૂરતો તો છોડી દીધો. અને એ વિચારપરિવર્તન સાથે જ જાણે કુદરતે સાથ આપ્યો હોય તેમ એ જ દુકાનમાં એક યુવતી નોકરીની શોધ માટે આવી. તે પણ દરજી કામ શીખેલી. પણ તેની ખોડ જોઈ એ તો બરોબર ચંદુલાલ જેવી—બોલીય ન શકે કે સાંભળીય ન શકે! દુકાનના માલિકે છતાંય બીજી સ્ત્રીઓ સાથે તેને પણ કામ પર લાગી જવા કહ્યું.

પણ મુશ્કેલી એ વાતની પડી કે તેને ઈશારતથી સમજાવી જાણનાર કોઈ સ્ત્રી એ દુકાનમાં નહોતી એટલે ચંદુલાલની પાસે જ કામ કરવા તે સ્ત્રીને મૂકી. સીતા મહારાષ્ટ્રીયન હતી છતાં મૌનની ભાષા આડે ચંદુલાલને પ્રાંતભેદ બહુ નડયો નહિ. અને બન્ને કામમાં ઠીક ઠીક લાગી ગયાં. સીતાને સમદુઃખી ચંદુલાલ સાથે કામ ફાવી ગયું એટલું જ નહિ પણ કુમળી લાગણી પણ જન્મવા લાગી. અંતે એ લાગણીએ પ્રેમનું સ્વરૂપ લીધું. અને સીતાના કુટુંબીઓની વિરુદ્ધ જઈને બન્નેએ લગ્ન પણ કર્યું.

લગ્ન કરીને ચંદુલાલ દેશમાં આવ્યા ત્યારે એ જ સામાજિક બહિષ્કારનો પ્રશ્ન આવ્યો. કુટુંબીઓને બધાંએ ખૂબ સમજાવ્યાં કે આમાં કંઈ જ ખોટું નથી કર્યું. પણ ઉચ્ચ કહેવડાવાતી જ્ઞાતિમાં આવું પગલું કોણ સાંખે? સીતાના કુટુંબના વિરોધને કારણે મુંબઈ તો તરત જઈ શકે તેમ નહોતું એટલે એકાદ માસ દેશમાં ગાળવાને ઈરાદે આવેલા ચંદુલાલને કૌટુંબિક ત્રાસ શરૂ થયો. તે જ અરસામાં સીતાના પિતાનું અવસાન થયું અને સીતાની માતાનું હૃદય સીતાને આવકારવા કૂદી રહ્યું. દીકરીને જમાઈને વધાવી લેવાનું સીતાની વૃદ્ધ માતાએ કહેવડાવ્યું. સીતાના પક્ષનો વિરોધ શમી ગયો. એટલે બીજી જ ઘડીએ ચંદુલાલે દેશમાંથી કાયમની વિદાય લીધી અને મુંબઈ જઈને રહ્યા.

કુટુંબો આવી બધી પરિસ્થિતિ સમજવા છતાં આવું રુઢિચુસ્ત રહેવા આગ્રહ રાખે ત્યારે જ્ઞાતિવાદ, રૂઢિવાદ અને સંકુચિતતા માટે જરાય મન ન રહે. ચંદુલાલ જેવા કેટલાય માનવો એવાં બંધનથી રહેંસાયે જતા હશે ને!

## ગાજરનો મુરબ્બો

ત્રણ શેર વિલાયતી ગાજર લેવાં. તેને પહેલાં બરોબર છોલી નાખવાં. ઉપર નીચેના છેડાના ભાગ કાઢી નાખવા. દરેક વસ્તુ બનાવતાં ખાસ ખ્યાલ રાખવો કે તેનો જરા પણ ખરાબ ભાગ તેમજ લીલો ભાગ રહી જવા ન પામે. પછી ગાજરને ઠંડા પાણીથી ધોઈ નાખવાં. અને એકના બે ત્રણ ટુકડા કરી તેને કપડાની પોટલીમાં બાંધી એક તપેલીમાં ઉકળતા પાણીમાં બાફવા મૂકવાં. પંદરથી વીસ






જીવનરંગ :

[ લે. પ્ર. ધૂમકેતુ; વિક્રેતા, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ–૧; સાડાચાર રૂપિયા. ]

'જીવનપંથ'ના અનુસંધાનમાં 'ધૂમકેતુ'નો આ આત્મવૃત્તાંત આગલા પુસ્તકમાં અધૂરી રહેલી એમના કૉલેજ–અભ્યાસની કથાને આગળ ચલાવી, બી. એ. થયા પછી ગોંડલમાં તેમણે રેલ્વે તથા શાળામાં કરેલી નોકરીની નોંધ લઈ, ત્યારબાદ અમદાવાદમાં બે શ્રીમંત કુટુંબોમાં શિક્ષક તરીકે તેમણે બજાવેલી કામગીરી સાથે એને જ અનુષંગે હિમાલય, નૈનિતાલ, દાર્જીલિંગના તેમના પ્રવાસની વાત કરી, 'તણખા'ના પ્રકાશન સુધી આવીને બીજા બે ભાગની જાહેરાત સાથે પૂરો થાય છે. 'ધૂમકેતુ'ની અભ્યાસકથામાં વનભોજન, ગિરનારના ડુંગરાનાં પર્યટનો અને સાહસથી જુનિયર બી. એ. ના વર્ષની ઊજવણી અને બાવાવેશે ભવનાથના મેળાનો તેમણે કરેલો અનુભવ, એમની ગોંડલની નોકરીની વાતમાં એમનામાંના સાહિત્યકારનું મંથન, અને એમની અમદાવાદની નોકરીમાં હિમાલયના પ્રાકૃતિક સૌંદર્યનો એમનો દર્શનાનુભવ વાંચનારનું ધ્યાન વિશેષ આકર્ષશે. પ્રકરણ ૧૪ માનું હિમાલયના સૌંદર્યનું કાવ્યમય શૈલીમાં કરાયેલું વર્ણન આ કથાનું સાહિત્યિક આકર્ષણ બને તેવું છે. ભાઈશંકર ત્રિવેદી જેવા ભાવનાશાળી, ગિરધર જેવા કવિ અને છોટાલાલ કામદાર જેવા સીધા મિત્રો, વિદ્યાપ્રેમી તાંબેસાહેબ, પ્રો. જોશીની આસન્નપ્રસવા પત્નીની વેઠ્ય પોતાને માથે લઈ લેનાર અધીરી સીદી બાદશાહ, વીરપુર દરબારે દંડ કર્યો તેથી એ ગામ છોડી દેનાર કર્તાના સ્વમાની પિતા—આ સર્વનાં નાનકડાં રેખાચિત્રો કથાને થોડોક પાત્રરસ પૂરો પાડે છે. 'પીઅર્સન મૅગેઝીન'ની વાર્તાઓએ નવલિકાનું કલારૂપ 'ધૂમકેતુ'ને શીખવ્યું એ હકીકતની જેવી જ ધ્યાન ખેંચે એવી હકીકત પૃ. ૧૧૪ પર 'ધૂમકેતુ'એ આંકી રાખેલી જીવનરેખા, જેમાં ૨૫ થી ૫૦ની ઉંમરમાં સાહિત્યોત્કર્ષ અને પછીનાં ૨૦ વર્ષોમાં વાનપ્રસ્થ અને સંન્યસ્ત આશ્રમોની જોગવાઈ છે તે, પૂરી પાડે છે. પુસ્તક તેના કર્તાની અકસ્માતમાં અને અજ્ઞેય તત્ત્વમાં શ્રદ્ધા બતાવે છે, અને સ્વ. હાજીમહમદની સાહિત્યસેવાને તેમની ઉષ્માભરી અંજલિ રજૂ કરે છે એ પણ તેની વિશેષતાઓ ન ગણાય તો કંઈ નહિ, પણ પુસ્તક સાહિત્યસર્જકનાં પ્રેરણાસ્થાન, એની પ્રતિભાને પ્રેરકપોષક બનતી જીવન–સામગ્રી, એના સર્જનવ્યાપાર, ઇત્યાદિ બાબતો પર વ્યક્તિ–'ધૂમકેતુ'ની આપકથાને નિમિત્તે

---

મિનિટ રાખી સહેજ બફાય એટલે તેને (ગરમ ગરમ જ) ચપ્પુવડે ટાંચી લેવાં.

એક કપ પાણી અને બે કપ ખાંડ તેમાં થોડો સાઈટ્રિક ઍસિડ નાખી ચાસણી બનાવવા મૂકવી. તેમાંથી ઉપરનો મેલ કાઢી નાખી થોડીવાર ઊકળે પછી ગાજર ટાંચેલા ટુકડા તેમાં નાખી દેવા. અને ચાસણી એક તારની થાય એટલે ઉતારી દેવું અને રબરની રીંગવાળા ઢાંકણાની કાચની બરણીમાં ભરી દેવું.







જે પ્રકાશ પાડે છે, અને લેખનમાં પાત્રો, સંવાદો, નિબંધો વગેરેમાંથી 'ધૂમકેતુ' નવલિકા પર કેમ આવ્યા તેનો જે જિજ્ઞાસાતોષક રસિક ઇતિહાસ તે આલેખે છે તે તો તેની વિશિષ્ટતાઓ અવશ્ય ગણાશે જ. 'ધૂમકેતુ'નાં માનસ અને ઘડતરને તેમજ 'તણખા'ના યશોદાયક પ્રકાશન સુધીની તેમની સાહિત્યસાધનાને સાચી રીતે જાણવા માટે આ આત્મકથાનું વાચન અનિવાર્ય ગણાશે.

**આ ઘેર, પેલે ઘેર :**

[ લે. જયંતિ દલાલ; પ્ર. રવાણી પ્રકાશન ગૃહ, રીલીફ રોડ અમદાવાદ; અઢી રૂપિયા. ]

શ્રી. જયંતિ દલાલના આ નવા સંગ્રહની ઘણી વાર્તાઓનું કાઠું વસ્તુદૃષ્ટિએ નાનું છે, પણ એકાદ મનોવૃત્તિ, એકાદ પરિસ્થિતિ, અને એકાદ સંવેદન કલાત્મક રીતે શબ્દબદ્ધ કરવાનું કામ એ સફળતાથી બજાવે છે. વસ્તુપ્રધાન નહિ તેટલી સંવેદનાલેખક અને સંવેદનબોધક અને કેટલેક અંશે વક્તવ્યપ્રધાન આ વાર્તાઓ વાચકોના બુદ્ધિ અને ઊર્મિયુક્ત સહકારની અપેક્ષા રાખે છે. વર્તમાન પરિસ્થિતિએ, આસપાસ ચોમેર જીવાતા જીવને શ્રી. દલાલના દેશહિતૈષી તેમજ સાહિત્યકાર-હૃદયને ઠીક દુભવ્યું છે. ખાલી ભાવનાવાદ કે માંગલ્યવાદ એમને ખપતો નથી. એ વાસ્તવદર્શન જ કરે છે, પણ વાસ્તવને એ જુએ છે ભાવનાશાળીની દૃષ્ટિથી. પરિણામે, દેખા દેતી અભદ્રતાથી એ અકળાય છે અને પોતાની એ અકળામણ કે કચવાટને વ્યક્ત કરે છે વેદનાગર્ભ હાસ્ય-કટાક્ષ દ્વારા. પહેલી જ વાર્તા એવો કટાક્ષ છે. 'લીલા લીમડાની એક ડાળ મીઠી' એ તો કહેવા પૂરતું જ, વસ્તુતઃ તો લીમડો આમૂલપલ્લવ કડવો જ છે એ એવું વક્તવ્ય છે. 'દૂરબીન'નો કટાક્ષ તો ઉઘાડો છે. બીજાંની તરફ દૂરબીન ધરી તેની ખણખોદ કરવી તો ગમે છે, પણ પોતા ભણી કોઈ એવું જ દૂરબીન ધરે તો તો અકળાઈ ઊઠાય છે! જૂના નવા રાજકીય પક્ષોને આ કેવું લાગુ પડે છે, એ વાંચનારના મગજમાં તરત ઝબકી જશે.

પણ સંગ્રહની આકર્ષક વાર્તાઓ આ નથી. એ તો છે ગુણાનુક્રમે 'ઝાડ, ડાળ ને માળો,' 'આ ઘેર પેલે ઘેર,' 'જગમોહને શું જોયું' અને 'આભલાનો ટુકડો' એ ચાર. એ બધી માનસશાસ્ત્રીય રસની વાર્તાઓ છે. આ સંગ્રહની તેમ તેના કર્તાની પણ ઉત્તમ વાર્તા આમાંની પહેલી છે. પિતા, તેની જોડે લડીને વર્ષો પર પત્ની સાથે ચાલ્યો ગયેલો હવે પાછો આવેલ પુત્ર, સાવકી માતા, પુત્રવધૂ—આ ચાર પાત્રોની પળેપળની મનોવૃત્તિઓનું સુંદર નિરૂપણ કરી તેમાંથી ચોટદાર વાર્તા બનાવતા શ્રી. દલાલ એમાં બહારના બનાવ ઓછા જ રાખી પાત્રોનાં ભીતરની જ લીલા અને તેના એકબીજાંના પ્રત્યાઘાત કુશળતાથી આલેખે છે. સંગ્રહની નામદાત્રી વાર્તા પણ એવી જ સિદ્ધિ બતાવતી રચના છે. ત્રીજી નિર્દેશેલી વાર્તા સંવેદનોદ્બોધક છે. આંખ હોલવવાની છે એ ભાને જગાડેલા સંવેદને જગમોહનને એની પત્નીને છેલ્લીવારની જોઈ લેવામાં કેવો તૃપ્તિકર નયનાનંદ અનુભવાવ્યો! પહેલાં તેને જોઈ જ ન હતી, આજે જ તેને, તેનાં સૌંદર્યને, પોતે પહેલીવાર જુએ છે એમ તેને લાગે છે. 'આભલાનો ટુકડો' રોજ ન ગમતા એરિયલના વાંસડા પર પોપટ બેસતાં એ દૃશ્ય જ તેના દ્રષ્ટા માટે ફરી ગયું, એની વ્યંજનાગર્ભ વાત કહે છે. નાનકડી અમથી પરિસ્થિતિ કે મનોવૃત્તિ કે ઘટનાને વ્યંજનાગર્ભ બનાવી તેની સહૃદય બનીને વંચાય તો રસથી આસ્વાદી શકાય એવી લાંબી વાર્તા બનાવવાની ફાવટ કે કલા શ્રી. દલાલને કેવી સિદ્ધ છે તે છેલ્લી ઉલ્લેખેલી બંને વાર્તાઓ બતાવશે.

**કંચુકીબંધ :**

[ લે. શિવકુમાર જોશી; પ્રકાશક, સ્વાતિ પ્રકાશન, ૨૧૨, સેમ્યુએલ સ્ટ્રીટ, મુંબઈ–૩; છ રૂપિયા. ]

ભજવી શકાય એવાં નાટકોના અને વાર્તાના લેખક તરીકે છેલ્લાં થોડાંક વરસમાં આગળ આવનાર શ્રી. શિવકુમાર જોષી આ પુસ્તક દ્વારા નવલકથાકારના સ્વાંગમાં પહેલીવાર ગુજરાત સમક્ષ રજૂ થાય છે. નવલકથાનું નામ કશુંક વધુ પડતું શૃંગારિક તત્ત્વ



એમાં જોવાની ઇચ્છાથી એ ,ખરીદનાર કે વાચનારને નિરાશ કરે એવું છેતરામણું છે. એવો વર્ગ સંતોષાશે તે કથાના સાવ છેવટના ભાગમાં, ને તેય બહુ નહિ. ધીરી ગતિએ મહેશ, ઉમા ને સુપ્રીતિના પ્રણયત્રિકોણની વાત જમાવી કથાને લેખકે એક શિષ્ટ પ્રેમકથા બનાવી છે. બ્રાહ્મણપુત્ર મહેશ અને વણિક કન્યા ઉમાના નાનપણના સ્નેહને પોષનાર તથા એમનું લગ્ન જોવા ઇચ્છનાર ઉમાની દાદીમાનું વર્ણન, આપણા સમાજની જૂની પેઢીનું ગઈ કાલનું તેમ આજનું પણ માનસ જોતાં, સ્વાભાવિક લાગે એવું નથી. આટલું બાદ કરીએ તો ઉમા-મહેશની નાનપણની સ્નેહગ્રંથિ લેખકે કુશળતાથી બાંધી આપી છે. પણ મહેશ શાળાના દવે માસ્તરની અને પછી કૉલેજમાં પ્રો. દેસાઈની અસરથી, '૪૨ ની લડતમાં ઝુકાવી ભાંગફોડિયો ભૂગર્ભ કાર્યકર બને છે, જે વેળા પિનાકીન ત્રિપાઠી નામધારી તે મુંબઈની એક ધનિક કન્યા સુપ્રીતિના સંપર્કમાં આવતાં પ્રણયત્રિકોણની પીઠિકા સરજાય છે. '૪૨ ની લડત, ભાંગફોડ પ્રવૃત્તિ, બંગાળનો દુકાળ, જેલવાસીઓની ઢીલી પડતી મનોદશા, ૪૦ નું નિરૂપણ આ નિમિત્તે કથામાં થોડુંક થયું છે એ ખરું, પણ લેખકે કથાને દેશસેવાની નહિ પણ પ્રણયની જ કથા બનાવવી ધારી છે એટલે મહેશ ફરી ઉમાના સંપર્કમાં આવે એ પ્રસંગ રજૂ કર્યો પછી દેશસેવાની કશી વાત કથામાં તે લાવતા નથી. ઉમા-મહેશ આલ્મોડા ખાતે મળવા પામે છે તે પહેલાં મામાએ દગાથી ઉમાને નારણદાસ શેઠ વેરે પરણાવી દીધી હોય છે માતા બન્યા બાદ શેઠની દેહલોલુપતા સહી ન શકવાથી એ ઘર છોડી વૃંદાવન ગોસ્વામી વ્રજકિશોરજી પાસે ચાલી જાય છે, જ્યાંથી તે ગોસ્વામી સાથે આલ્મોડા ધર્મપરિષદ માટે આવે છે. ત્યાં સભામાં મીરાંનું પદ આર્તિથી ગાતાં પિનાકીન-મહેશ એ સાંભળી જતાં એનો અવિસ્મૃત પૂર્વસ્નેહ જોર કરી ઊઠે છે. પિનાકીન તરીકે તેને સુપ્રીતિ ભણી ને મહેશ તરીકે ઉમા ભણી જબરું ખેંચાણ છે. એ પ્રીછનારી સુપ્રીતિ જે પિનાકીનને આલ્મોડા બાજુ લાવી હતી, ને ઉમા-મહેશને હિમાલયના પાર્વતી પ્રદેશમાં એકાંતે મળવાની સગવડ કરી આપે છે. સુપ્રીતિ આત્મવિલોપન કરી ખસી જશે એમ વાચકને લાગે એવો તાલ રચી લેખક કથાન્તે મહેશને તેના બાહુપાશમાં ધકેલે છે. એકાંત મિલન વેળા મહેશ ઉમા પ્રત્યેના આજ સુધી હૃદયમાં ભરેલા અદમ્ય પ્રેમને ઠાલવતો જ્યારે ઉમાના સ્તનને ચૂમે છે ત્યારે ઉમાને પોતાનો પુત્ર દીપક યાદ આવી જતાં તેનું માતૃત્વ જાગી ઊઠી તેના હૈયાને દીકરા ભણી ને તેથી ઘર ભણી, એટલે કે તેના પ્રાપ્ત સંસાર ભણી જોશથી વાળે છે. ઉમાના આ નાટકી પરિવર્તનને માનસશાસ્ત્ર કેટલે અંશે માન્ય રાખે તેમજ પરિવર્તન માટે યોજેલો પ્રસંગ અનિવાર્ય જ હતો કે શું? એ સવાલ બાજુએ રાખીએ, તો ય પૂછવાનું મન થઈ આવશે કે તેને ઘર છોડતી વેળા તો દીકરો જરાય સાંભર્યો નહિ એ કેવું? લેખકે પોતે યોજેલો પ્રણય ત્રિકોણ છોડવા માટે જ આમ ગોઠવ્યું હોવાનું વિચક્ષણ વાચકને તરત જ સમજાઈ જવાનું. જીવણલાલ શેઠે, જેને કર્તાએ આ કથામાં થોડુંક ખલપાત્રનું કામ સોંપ્યું છે તેના તેડાવ્યાથી નારણદાસ શેઠ અલમોડા આવી પહોંચે છે, જેની સાથે ઉમા ચાલી જાય છે. એથી એકલા પડી જતા મહેશને સુપ્રીતિ ટેકણ આપે છે ને મહેશ એનો થાય છે.

કથામાં ગોસ્વામી વ્રજકિશોરનું પાત્ર ધ્યાન ખેંચે તેવું છે. ઉમાના નારણદાસ શેઠ સાથે જ લગ્ન છતાં મહેશ સાથેના તેના પ્રેમને અધર્મ્ય ન જોતા વ્રજકિશોરજીએ પુલોમા-ભૃગુની કથા જે રીતે રજૂ કરી તે એ બાબતમાં લેખકની દૃષ્ટિની બોધક છે.' વ્રજકિશોરજી, ઉમા, સુપ્રીતિ, એ ત્રણેનું છેવટનું વર્તન સ્વાભાવિક કેટલે અંશે ગણાય એ વિચાર જાગ્રત વાચકોને આવવાનો. એટલું સ્પષ્ટ છે કે ત્રણેને ઉદાત્ત દેખાડવાનો છેવટ લગી લેખકનો પ્રયત્ન છે.

કથામાં હિમાલયની ભવ્ય-રમણીય પ્રકૃતિશ્રી તથા જુહુના સાગરકાંઠાનાં વર્ણન સારાં છે. આગલાનું વર્ણન લેખકની સૌંદર્યદૃષ્ટિ અને પાછલનાનું એમની નિરીક્ષણશક્તિ બતાવે છે. પ્ર. ૨૮ માં લેખકે પોતાની ચિત્રકળાની સમજ અને પ્ર. ૧૩ તેમજ

૧૯ માં ભાગવત અને ભક્તિ તત્ત્વની જાણકારી પ્રદર્શિત કરી છે એમ કોઈને ન લાગે તો સારું.

કથા સાદ્યન્ત રસવાહી છે અને કોઈ કોઈ નબળી કડી છતાં નવલકથાલેખનમાં પણ શ્રી શિવકુમારની ભાવિ ફાવટની ખાતરી બંધાવે એવી છે. માત્ર, લેખન તથા પ્રકાશનમાં ઉતાવળ ન કરતાં નિરાંતવા સંમાર્જનની ધીરજ શ્રી. શિવકુમાર રાખતા થાય એ તેમની કૃતિઓના લાભમાં થશે.

## નવો હલકો :

[ સં. પુષ્કર ચંદરવાકર; પ્રકા૦ પોપ્યુલર બૂક સ્ટોર, ટાવર રોડ, સૂરત; સાડાચાર રૂપિયા ]

સર્જનાત્મક વાઙ્મયમાં ઉત્સાહભેર કલમ ચલાવનાર શ્રી. પુષ્કર ચંદરવાકર આ પુસ્તકમાં લોકસાહિત્યના સંગ્રાહક, સંપાદક અને રસનિર્દેશક તરીકે ખડા થાય છે. આ યુવાન હૃદય સાહિત્યકારને ગુજરાતની ધરતી પર ચોમેર ફરવાનો સારો એવો શોખ છે. એ શોખ ભલે સાહિત્યલેખનના હેતુથી એમણે કેળવ્યો હોય પણ એવોય શોખ અત્યારે બીજા કેટલાક દેખાડે છે? એમના આવાં પરિભ્રમણોએ એમને ગુજરાતના જુદા જુદા ખૂણાઓમાંથી લોકકંઠે ગવાતાં જે ગીતો સંપડાવ્યા છે તે સ્વ. મેઘાણીને અનુકરતી શૈલીમાં ભાષ્ય સાથે તેમણે આ પુસ્તકરૂપે ગુજરાતના શિષ્ટ સમાજને ધરી દીધાં છે.

આ ગીતસંગ્રહમાં વૈવિધ્ય સારા પ્રમાણમાં વરતાય છે. એમાં પોશીના વિસ્તારના ભીલોનાં ગીતો છે, નળકાંઠાના પઢારોનાં ગીતો છે, અમદાવાદ નજીકના છારાઓનાં ગીતો છે, સોનગઢ-વ્યારા બાજુની વન્ય જાતિઓનાં ગીતો છે, ગુજરાતમાં આવી વસેલા શ્રમજીવી મારવાડીઓના ફાગ છે, ઉત્તર ગુજરાતની ઠાકરડા સ્ત્રીઓનાં ગીતો છે, જુદાં જુદાં સ્થળોનાં ગ્રામગીતો છે, નૃત્યગીતો છે, નાટ્યગીતો છે, મરશિયા-રાજિયા છે, અને સંતવાણીનાં ભજનોય છે. લોકકંઠેથી સીધી કાગળ પર આવતી આ બધી સામગ્રી તેનાં જોડનારાં ને ગાનારાંનાં સુખદુઃખ, વ્યસનો, સમાજજીવન, ઊર્મિ-જીવન, નિત્ય-નૈમિત્તિક જીવનચર્યા અને ભૂમિપ્રદેશનો વાસ્તવલક્ષી ખ્યાલ આપે એવી છે, ગાંધીજી, કોંગ્રેસરાજ, રેંટિયો, દેશની નવરચના, આદિનું નવું વાતાવરણ પણ ગુજરાતનાં ઊંડાણનાં ગામોમાં તેની વન્ય જાતિઓ સુધી કેવું પહોંચી ગયું છે તે પણ કેટલાંક ગીતો બતાવી આપે છે, જે એ પણ દેખાડે છે કે લોકગીતો હર જમાને નવાં નવાં પણ જોડાતાં જાય છે.

કાવ્યદૃષ્ટિએ આ ગીતસામગ્રીમાં પૃ ૫૪-૬૨ માં રજૂ થયેલાં ગીતો, મરશિયા, અભેમનના રાજિયા, મારવાડીઓના ફાગ અને 'પરભવનું પરબ' શીર્ષક તળે મૂકેલાં ભજનો સહૃદયોનું ધ્યાન આકર્ષે એવાં છે. આમાંની બધી સામગ્રી નવી નથી, કેટલાંક ગીતો ને ભજનો જાણીતાં છે. કેટલાંક આ પુસ્તકમાં બેવડાયાં પણ છે.

પુસ્તકને અંતે જોડેલ 'આમાં નાંઈઆ ભિખારી' નામક અનુલેખ પઢાર, કોળી, ધારાળા, કાળી પરજ, ભીલ વગેરેનો નૃવંશશાસ્ત્રની દૃષ્ટિએ કંઈક વિચાર કરે છે અને પુસ્તકમાં રજૂ થતી તેમની ગીતસમૃદ્ધિને રસ દૃષ્ટિએ તેમજ સામાજિક દૃષ્ટિએ મૂલવવા મથે છે. પુસ્તકમાં ગીતો સાથે લેખકે કરેલ રસદર્શક ભાષ્ય તેમજ કેટલીક વાર ગીતો સાથે રજૂ કરેલ એની સંપ્રાપ્તિ તથા લિપિલેખન વેળાના પ્રસંગ, વાતાવરણ, વગેરે તેમ આ અનુલેખ ઉત્સાહમૂર્તિ સંપાદકના સ્નેહશ્રમભર્યા આ સાહિત્યિક નવ-પુરુષાર્થની વાચકો પર સારી છાપ પાડી જાય છે. જરૂર છે સંપાદકને સંપાદનમાં વધુ શાસ્ત્રીયતા કેળવવાની તેમજ સામયિકો માટે મોકલાતી લેખસામગ્રી અને શાસ્ત્રીય સંપાદન ગ્રંથ વચ્ચેનો ભેદ પારખવા-પાળવાની. આ વિષય એમણે પોતાનો રસ-વિષય બનાવ્યો છે એટલે તે આમ કર્યા વિના રહેવાના નહિ. સ્વ. મેઘાણી પછી લોકસાહિત્યના સંશોધન-સંપાદનનું કાર્ય અટકી તો નહિ પડે એ ચિન્તાભરી શંકાને હટાવી શ્રી. ચંદરવાકર પાસે આવા વધુ કાર્યની અપેક્ષા જગાડતા આ સંગ્રહને સૌ સાહિત્યરસિકો ઉમંગથી



શકારશે.

**સાંધ્યદીપિકા :**

[ લે. શિવકુમાર જોષી; પ્ર. ભારત પ્રકાશન, ટિળક રોડ અમદાવાદ; દોઢ રૂપિયો ]

સને ૧૯૫૫ની ગુજરાતી નાટ્યમંડળની હરીફાઈમાં બીજું ઇનામ મેળવનાર આ નાટક શ્રી. શિવકુમાર જોષીનું ચોથું લાંબું નાટક છે. એ ચાર-અંકી ગંભીર નાટક છે. વસ્તુતઃ એનો દરેક અંક એક મોટો પ્રવેશ જ છે. એનું વસ્તુ ટૂંકું છે. મનમોહનદાસે દત્તક લીધેલ રતનલાલ અને તેનાં પત્ની-પુત્રી ડોસા પ્રત્યે તોછડું વર્તે છે ત્યારે અંતે ડોસાના ગત પુત્રની પુત્રી ઠરતી નોકરને ત્યાં ઊછરેલી મંજરીનો પરિચય નોકર એને કરાવે છે. બાર વરસ બાદ વૃદ્ધ મનમોહનદાસ એને બધી મિલકત નવું વિલ કરીને આપતા જઈ રતનલાલને એની અકૃતજ્ઞતાનો ઘટતો બદલો વાળે છે. મનમોહનદાસના મૃત્યુ સાથે નાટક પૂરું થાય છે. નાટ્યવસ્તુની નબળી કડી વૃદ્ધ ગમે તે ક્ષણે વિલ બદલી શકે છે એ જાણતાં છતાં રતનલાલ ને તેનાં કુટુંબીજનોના વૃદ્ધ પ્રત્યેના પહેલા બે અંકમાંના અભદ્ર વર્તનમાં રહેલી છે. વૃદ્ધ મંજરીને નોકરની ઓરડીમાંથી ઘરમાં લાવી રાખે છે તે પછી બાર વરસ સુધી રતનલાલ કંઈ પણ કર્યા વગર એ સહી રહ્યો એ પણ એની બતાવી છે તે પ્રકૃતિ જોતાં બહુ સ્વાભાવિક લાગતું નથી. બધા અંકોમાં રંગભૂમિને જુદી જુદી પ્રકૃતિનાં પાત્રો ( ડૉ. અમીન, અમથાજી, તિલક, નવલરામ વકીલ, નમિતા આદિ જેવાં સારાં, અને રતનલાલ, લલિતા, લાવણ્ય, પુંડરિક જેવાં ખરાબ)થી ભરી પ્રેક્ષકોના ચિત્તને રોકી રાખતાં આ ઉત્સાહી નાટકકારને તેમની રંગભૂમિદષ્ટિને લીધે આવડે છે જ. નાટક સફળતાથી ભજવી શકાય એવું છે. પ્રહસનો કરતાં આવાં ગંભીર નાટકો ભણી હવે ભજવનારાં યુવકયુવતીઓની નજર નહિ વળે તો એમની અભિરુચિ માટે સારી આશા નહિ સેવી શકાય.

**અર્થશાસ્ત્ર પરિચય :**

[ લે. ચંદુલાલ વકીલ અને હૃષીકેશ પાઠક; પ્ર. વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ, કાલબાદેવી રોડ, મુંબઈ-૨; કિંમત ચાર રૂપિયા ]

ગુજરાત યુનિવર્સિટીએ ગુજરાતીને બોધભાષા બનાવતાં જે શુભ પરિસ્થિતિ આપણે ત્યાં સરજાઈ છે તેને આ પુસ્તકનું લેખન-પ્રકાશન આભારી છે. યુનિવર્સિટીના જ્ઞાનને પ્રજાના ઘર ઘરને બારણે પહોંચાડવાનું કાર્ય ગુજરાતી ભાષામાં બધા વિષયોનાં પુસ્તકો લખાય તેથી જ સિદ્ધ થશે. આ પુસ્તકે એ દિશામાં આદરણીય અને અનુકરણીય આરંભ કર્યો ગણાશે. એના બંને લેખકો પોતાના વિષયના પૂરા નિષ્ણાત એવા અર્થશાસ્ત્રના અધ્યાપકો છે. અધિકારના ભાન સાથે તેમજ અર્થશાસ્ત્રના અધ્યયનનો આરંભ કરતા વિદ્યાર્થી વર્ગની જરૂર તેમજ તેની સમજ-ગ્રહણ-શક્તિને ખ્યાલમાં રાખી આ પુસ્તક કાળજીથી લખાયું હોવાની પ્રતીતિ તેનું વાચન કરાવે છે. આ નિત્ય-વિકસતા શાસ્ત્રના પાયાના સિદ્ધાંતો અને તેના ફલિતાર્થ જેવા ઉપસિદ્ધાંતોની માહિતી પાઠ્ય પુસ્તકનું ગૌરવ અને મિતભાષિતા જાળવીને અત્ર વ્યવસ્થિત રૂપમાં ગમજૂતી, દાખલા ને કોઠાઓ સાથે સુગમ ભાષામાં રજૂ કરવામાં આવી છે. આવાં પુસ્તકોમાં હમણાં થોડો કાળ પરિભાષાની મુશ્કેલી પડવાની. આ પુસ્તકમાં એ મુશ્કેલીને ઓળંગી જવાનો સારો એવો પ્રયાસ 'ત્રેવડ' જેવા લોકભાષાના શબ્દો તેમજ અન્ય કહેવતોનો યથાવકાશ ઉપયોગ કરીને લેખકોએ કર્યો દેખાય છે. વિષયની વિચારણા અને વિતરણાર્થ પ્રતિપાદન આજ સુધી અંગ્રેજીમાં થતાં આવેલાં હોઈ આવાં ગુજરાતી લખાણોમાં અંગ્રેજીની છાયાને લીધે તરજૂમિયાપણું થોડા કાળ સુધી દેખાવાનું, જે અત્યારે પ્રગટ થતાં જતાં ઘણાં જુદા જુદા વિષયનાં પાઠ્ય પુસ્તકો દેખાડે પણ છે, તે અહીં સાવ નથી દેખાતું એમ તો નહિ કહી શકાય, પણ તે ઓછું દેખાય છે એમ તો કહેવું જ જોઈશે. પુસ્તકને પાઠ્યપુસ્તક તરીકે ઘટતો આવકાર અધ્યાપકો અને વિદ્યાર્થીઓ તરફથી મળી રહેવા વિશે કોઈ શંકા નથી.










આપની નકલ માટે

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.

# 'ભારતી' નાં બાળકો-કિશોરો-પ્રૌઢો માટેનાં પુસ્તકો

# 'ભારતી'ની નવી સુંદર નવલકથાઓ

### શ્રી પન્નાલાલ પટેલકૃત

- ભાગ્યનાં ભેરુ ૮·૦૦
- ના છૂટકે ૮·૭૫
- ફકીરો ૨·૫૦
- માનવીની ભવાઈ ૬·૦૦
- મળેલા જીવ ૪·૭૫
- ભીરુ સાથી ૫·૦૦
- વળામણાં ૨·૫૦
- સુરભિ ૪·૫૦
- પાછલે બારણે ૨·૫૦
- યૌવન ૭·૦૦

### શ્રી ચુનીલાલ વ. શાહકૃત

- ધર્મભગિની ૫·૫૦
- હૈયાની થાપણ ૩·૦૦
- અવંતીનાથ ૫·૫૦
- સિંધ, તારાં શૌર્યનાં સંભારણાં ૪·૦૦
- વિષચક્ર ૫·૫૦
- રૂપમતી ૫·૫૦
- વિલોચના ૫·૫૦
- ભોળો ખેડૂત ૧·૦૦

### શ્રી ઈશ્વર પેટલીકરકૃત

- લખ્યા લેખ ૪·૦૦
- પંખીનો મેળો અને પાતાળ કૂવો ૫·૫૦
- કલ્પવૃક્ષ ૬·૦૦
- મારી હૈયાસગડી ૫·૦૦
- ધરતીનો અવતાર ૨·૫૦
- કળિયુગ ૬·૦૦
- મધલાળ ૩·૫૦
- આશાપંખી ૭·૫૦
- ભવસાગર ૪·૦૦
- જનમટીપ ૩·૫૦
- તરણા ઓથે ડુંગર ૪·૦૦
- કાજળ કોટડી ૩·૫૦
- દુઃખનાં પોટલાં ૧·૫૦

### સ્વ. સાને ગુરુજીકૃત

- આસ્તિક ૩·૦૦
- શ્યામની મા ૪·૫૦
- રામનાં રખોપાં ૪·૦૦
- પુનર્જન્મ ૩·૦૦
- સોન્યામારુતિ ? ૩·૨૫
- ક્રાન્તિ ૫·૫૦
- મેના ૩·૦૦
- કરુણાદેવી ૧·૦૦

### શ્રી ડાહ્યાભાઈ પટેલકૃત

- આમ્રમંજરી ૩·૭૫
- વનની વાટે ૪·૫૦
- દિલાવરી ૨·૨૫

### શ્રી ગુણવંતરાય આચાર્યકૃત

- મંગલસૂત્ર ૫·૫૦

### બાબુભાઈ વૈદ્યકૃત

- નંદબાબુ ૩·૭૫
- ઉપમા ૫·૦૦

### શ્રી જયમલ્લ પરમારકૃત

- અણખૂટ ધારા ૪·૫૦

### શ્રી રા. ના. પાઠકકૃત

- જગતનો તાત ૫·૨૫

### શ્રી 'વિશ્વમિત્ર'કૃત

- મંગલયાત્રા ૪·૨૫

### શ્રી રમણીક પટેલકૃત

- આંધીનાં એંધાણ ૩·૦૦

### શ્રી ભૂપત વડોદરિયાકૃત

- અધૂરાં તપ ૪·૫૦

### શ્રી શિવશંકર શુક્લકૃત

- ઈન્દિરાની આપવીતી ૩·૫૦

### શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટકૃત

- ડૉક્ટર નરેન્દ્ર ૩·૦૦

### શ્રી ચંદુલાલ જે. વ્યાસકૃત

- રાત્રિનું રહસ્ય ૩·૦૦

### શ્રી પ્રબોધ સન્યાલકૃત

- યમુના ૧·૭૫

### શિયારામશરણ ગુપ્તકૃત

- ગોદ ૧·૫૦

### પારાશર્યકૃત

- ઊર્મિલા ૩·૫૦

### પુષ્કર ચંદરવાકરકૃત

- નંદવાયેલાં હૈયાં ૩·૦૦

### અંગ્રેજીમાંથી અનુવાદિત

- અહંકાર ૩·૫૦
- હીરોશીમા ૧·૭૫
- જીવનનું ઝેર ૨·૫૦
- પશુરાજ્ય ૧·૭૫
- સ્ટાલિનગ્રાડ ૧·૦૦
- કાંટાની વાડ ૩·૦૦
- અજેય દેશ ૨·૫૦
- ઘરને માર્ગે ૪·૦૦

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ**

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. બૉ. નં. ૭૩ : **અમદાવાદ, ૧**

# 'ભારતી'ના નવા વાર્તા–નાટક–કાવ્યસંગ્રહો

## વાર્તા-સંગ્રહો

### શ્રી ધૂમકેતુકૃત

- ચારિત્રકથાઓ ૧·૦૦
- ઉપનિષદ્કથાઓ ૩·૦૦
- જ્ઞાનદીપ ૧·૦૦
- સંસ્કારકથાઓ ૧·૦૦
- જ્ઞાનકુંજ ૧·૦૦
- જ્ઞાનગોષ્ઠિ ૧·૦૦
- જિન્નાની જીવનવાણી ૩·૫૦
- બોધકથાઓ ૧–૨ ૨·૦૦

### શ્રી પન્નાલાલ પટેલકૃત

- પન્નાલાલની શ્રેષ્ઠ વાર્તાઓ ૪·૦૦
- પારેવડાં ૪·૦૦
- ઓરતા ૪·૦૦
- વાત્રકને કાંઠે ૩·૫૦
- જિંદગીના ખેલ ૪·૫૦
- સાચાં સમણાં ૩·૫૦
- પાનેતરના રંગ ૩·૦૦
- સુખદુઃખનાં સાથી ૪·૦૦
- લખચોરાસી ૩·૫૦
- જીવો દાંડ ૨·૫૦
- મેઘો ગામેતી ૧·૨૫
- એ ભાઈબંધ ૧·૨૫

### શ્રી ઈશ્વર પેટલીકરકૃત

- પેટલીકરની શ્રેષ્ઠ વાર્તાઓ ૪·૦૦
- લોહીની સગાઈ ૩·૫૦
- કાશીનું કરવત ૩·૭૫
- લોકસાગરને તીરે તીરે ૪· ૦
- અભિસારિકા ૪·૦૦
- ચિનગારી ૩·૭૫
- તાણાવાણા ૩·૦૦
- પારસમણિ ૩·૫૦

### ગુલાબદાસ બ્રોકરકૃત

- હરિનો મારગ ૧·૦૦
- પુણ્ય પરવાર્યું નથી ૩·૦૦

### ચુનીલાલ મડિયાકૃત

- મડીયાની શ્રેષ્ઠ વાર્તાઓ ૪·૦૦
- શરણાઈના સૂર ૪·૦૦
- પદ્મજા ૩·૦૦
- આબાના શેપ ૧·૦૦
- ધીનો દીવો ૧·૦૦

### શ્રી ડાહ્યાભાઈ પટેલકૃત

- આગમન ૪·૦૦
- શર્મિષ્ઠા ૪·૫૦
- છેલ્લો અભિનય ૪·૦૦
- પદ્માવતી ૪·૦૦
- કલાવતી ૩ ૦૦

### સ્વ. રા. વિ. પાઠકકૃત

- દ્વિરેફનું વાર્તામધુ ૧·૦૦

### શ્રી જયન્ત પરમારકૃત

- નદીનાં નીર ૩·૦૦
- બીજલેખા ૩·૨૫

### શ્રી ભૂપત વડોદરિયાકૃત

- જીવનનાં જળ ૩·૫૦
- કસુંબીનો રંગ ૩·૫૦

### શ્રી રમણીક પટેલકૃત

- ધરતીની પ્રીત ૩·૫૦

### શ્રી બાબુભાઈ વૈદ્યકૃત

- નિરાંતનો રોટલો ૩·૫૦
- મા વિનાનાં ૩·૦૦

### સ્વ. માવળંકરદાદાકૃત

- માનવતાનાં ઝરણાં ૨૫૦

★

## નાટક-સંગ્રહો

### શ્રી રંભાબેન ગાંધીકૃત

- પરણું તો એને જ ૩·૫૦
- રોજની રામાયણ ૩·૦૦
- ચકમક ૩·૦૦
- પ્રણયના રંગ ૨·૦૦

### શ્રી પન્નાલાલ પટેલકૃત

- મળેલા જીવ ૨·૫૦
- જમાઈરાજ ૨·૫૦

### શ્રી જયમલ્લ પરમારકૃત

- ભૂદાન ૨·૦૦

### શ્રી બાબુભાઈ વૈદ્યકૃત

- પ્રેરણા ૨·૫૦
- એ આવજો ૧·૫૦
- ખાનદાન ને લોકશત્રુ ૪·૫૦

### શ્રી ચંદ્રવદન મહેતાકૃત

- રંગભંડાર ૪·૫૦
- શિખરિણી ૧·૫૦

★

## કાવ્ય-સંગ્રહો

### શ્રી મકરન્દ દવેકૃત

- ગોરજ ૨·૫૦
- ઝબુક વીજળી ઝબુક ૧·૨૫
- તરણાં ૨·૫૦
- જયભેરી ૧·૨૫

### શ્રી રસિકલાલ છો. પરીખકૃત

- સ્મૃતિ ૩·૦૦

### શ્રી શેખાદમ આબુવાલાકૃત

- ચાંદની ૧·૦૦

### શ્રી રમેશ પાઠકકૃત

- લગ્નગીતો ૧·૨૫
- વિરહગીતો ૦·૨૫
- આપણાં હાલરડાં ૧·૦૦

### પ્રકીર્ણ

- ગાંધીગીતો ૩·૦૦
- ડમરો ને તુલસી ૨·૦૦
- નીલધરા ૧·૫૦
- પ્રયાણ ૨·૫૦
- ઈલાકાવ્યો ૪·૦૦
- ઉર્વશી ને યાત્રી ૨·૦૦
- મહેનતનાં ગીતો ૦·૧૨

## ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. ઓ. નં. ૭૩ : અમદાવાદ, ૧

અંક ૯ : સપ્ટેંબર '૫૭
સળંગ અંક : ૩૩૦
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૮
'નવરચના' : વર્ષ ૨૨
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફ્રેનાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફ્રેનાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

જવાહરલાલ નેહરુ

## પ્રચંડ બળો

પ્રચંડ બળો કાર્ય કરી રહ્યાં છે અને તેઓ કરોડો માનવીઓને પ્રેરી રહ્યાં છે. ધરતીકંપ કે કુદરતના બીજા કોઈ ઉત્પાતની પેઠે તેઓ આગળ વધી રહ્યાં છે. આપણે આકાશપાતાળ એક કરીએ તોયે આપણે તેમને રોકી શકીએ એમ નથી. અને આમ છતાંયે, દુનિયાંના આપણા પોતપોતાના ખૂણામાં રહ્યાં રહ્યાં આપણે તેમની ગતિ તેમ જ દિશામાં સહેજસાજ ફેરફાર કરી શકીએ છીએ. એ બળોનો સામનો સૌ કોઈ પોતપોતાની ભિન્નભિન્ન પ્રકૃતિ અનુસાર કરે છે. કેટલાક લોકો એનાથી ડરી જાય છે અને કંપી ઊઠે છે અને કેટલાક તેમને વધાવી લે છે.

★

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે •• સંપાદક: જયન્ત પરમાર



રાજહંસ

## દેશના ઘડતરમાં '૫૭ની શતાબ્દિ

'૫૭ની ક્રાંતિની શતાબ્દિ ઉજવી આપણે દેશની એકતાનું સમર્થન કર્યું. એ ક્રાંતિના મંડાણ પછી દેશ ઉપરના બહારના હુમલાઓ સામે આપણે વ્યવસ્થિત ટક્કર ઝીલતા થયા, હિંદુ-મુસલમાન બંને આ ધરતીનાં સંતાન ગણાયાં, અમીર-ગરીબને સાથે તરવા-ડૂબવાનું છે એ પણ સમજાયું શતાબ્દિની ઉજવણીમાં એ અનુભવો તાજા કર્યા.

એ લડતમાં રહેલી આપણી ઉણપો જોઈ આપણે વ્યુહ અને નીતિ બદલી. રાજકીય આઝાદી મળ્યા પછી તે ટકાવવાની અને આર્થિક તથા સામાજિક આઝાદી મેળવવાની જરૂર તરફ આપણી નજર ગઈ. '૫૭ની શતાબ્દિ ઉજવી આપણે ક્રાંતિની ભૂખ વધારી. અને એમ લાગે છે કે હવે એ દિશામાં ગયે જ છૂટકો છે. '૫૭નું પગથિયું આમ દેશના ઘડતરમાં કૃતાર્થ થવાનું!

બહુ વરસો આપણે પરદેશીઓનાં ધાડાંથી કપાયા, લૂંટાયા, ભ્રષ્ટ થયા, શોષાયા, આપણાં પુસ્તકો ખોયાં, વિદ્યાપીઠો ખોઈ, શિલ્પો ગુમાવ્યાં, અને કચડાયેલાઓનો ધર્મ રૂઢિ બની ગયો. હાડમાં દૈન્ય ઊતરી ગયું અને સસ્તા સંતોષ ઘર કરી ગયા. એનો રોષ આપણે સ્ત્રીઓ તરફ ને દલિતો તરફ ઉતાર્યો. દૂર દૂર ફેલાયલી આર્ય સંસ્કૃતિ હતાશાથી સંકોચ પામી ગઈ અને દેશમાંયે એનું નૂર ઘટી ગયું. ધન ધાન્યથી છલકાતા આ દેશમાં ગરીબાઈ અને તંગીઓએ અડંગા નાખ્યા. '૫૭ની શતાબ્દિએ એ ચિત્ર ફરીથી ઉપસાવ્યું કે પરદેશીનાં ટોળાંઓએ આ દેશમાં કેવી રંજાડ કરી અને એ મિટાવવા આપણે કેટકેટલો પુરુષાર્થ કર્યો કે કરવો જોઈશે.

## ખેતીનો ઉદ્યોગ તરીકે પરિચય

જેના ઉપર દેશની ૮૦ ટકા વસતી નિર્ભર છે એને ટેકો દેવા નદીઓના બંધ નહેરો રાસાયણિક ખાતરો સારાં બી, સિંચાઈ, સારો વાહનવ્યવહાર એમ આપણે સાધનો સુધારતા-ઉમેરતા જઈએ છીએ. જે માર્ગો વડે ઉત્પાદન વધે એ મજબૂત કરતા રહ્યા છીએ. તો યે આ સાધનો રહ્યાં. એમનો ઉપયોગ કરનારા જે ખેડૂતો છે તેમનો આ સાથે મેળ ખાય એવી વ્યવસ્થા આપણે હજુ કરવાની છે.

ખેતીમાંથી આપણે વધારે ઉત્પાદન લેવું છે. તો એને બીજા ઉદ્યોગોની જેમ વ્યવસ્થિત કરવી રહી. બીજા ઉદ્યોગો ઉપર ગજા ઉપરાંતનો બોજો નાખવામાં આવતો નથી. સરકારી ઇજારા જેવા ઉદ્યોગોમાં છૂટછાટ ખરી, તો યે એની હદ હોય છે. એક ખેતી જ એવી હાલતમાં આવી ગઈ છે જ્યાં બીજા કોઈ ઠેકાણે ના સમાય તે સહુને ઠાલવવામાં આવે છે. એથી ખેતી કરનાર ભલે ખેડૂત કહેવાય, એ ઉત્પાદન સુધારી કે વધારી શકે એવો વિશ્વાસ નહિ પડે.

આપણે ખેડૂતને સાધક બનાવીએ. એને આપણા દેશની ધરતી સાથે, પશુ પંખી સાથે વનસ્પતિ સાથે, આબોહવા સાથે, નદીઓ ને પર્વતો સાથે સીધો સંબંધ છે, બીજા કોઈને હોય તે કરતાં વિશેષ છે. એનાં આપેલાં ધાન્ય, ઘી, દૂધ, શાકભાજી ખાઈને આપણા દેહ પુષ્ટ થવાના છે. એ જેવી ભાવનાથી ઉગાડી આપશે એવી જ રીતે આપણાં અંગો અને વૃત્તિઓ કામ કરશે.

પણ ના. આપણા ખેડૂતને વ્યક્તિ મિટાવી દઈ આપણે





એને સમુદ્રનો અંશ બનાવવા નીકળ્યા છીએ. સહકારી મંડળીને હસ્તક 'સ્વેચ્છાથી' ખેડૂતો જમીન સોંપી દે, વિનોબાના ગ્રામદાનમાં સોંપી દે કે નવી સામુદાયિક પદ્ધતિમાં તે જોડાઈ જાય. એવો નવો પવન નીકળ્યો છે અને એમાં આપણે ગોથું ખાવાના છીએ. આવતાં વર્ષોમાં પાંચ એકરનો કે પચીસ એકરનો ખેડૂત રહેવાનો નથી, એ 'સામુદાયિક' માંથી કામનું 'મૂલ્ય' મેળવતો થવાનો છે.

વિનોબા અને નેહરુ મ્હૈસુર તરફ મળે અને ખેતીના સવાલ ઉપર ચર્ચા કરે ત્યારે શું થશે? વિનોબાએ દેશમાં ફરી ફરીને ગ્રામદાનનું બાળક ઉછેર્યું છે. તેને હવે શું નેહરુ દત્તક લેશે? એમાં વ્યવસ્થા લાવવા એ મોટું તંત્ર ખડું કરશે. અને 'અર્ધભૂખ્યા કિસાનો'નું સૂત્ર ખેતીના ક્ષેત્રમાં નવી શોભા પાથરી દેશે જેથી આપણે બહારની દુનિયામાં હરખાઈ શકીએ. આ સમુદ્રવાળી યોજનામાં વ્યક્તિઓ નાની થવાની, નિરુપાય બનવાની. સમુદ્રમાં શાસનની જરૂર વધતી જવાની. લગામ થોડા આપદોના હાથમાં જવાની. એક યા બીજા રૂપમાં વહીવટનો બોજો ભારે થવાનો, ચઢી વાગવાનો. અને એક વાર હકુમતે દાવ ખેલ્યો પછી રમત સામા ખેલાડીના હાથમાં પહોંચવાની જ નહિ, આગળના દાવ પણ હકુમતના હોવાના.

ખેતીએ ગુનો કર્યો નથી. આજ સુધી એમાં ઘણી પદ્ધતિઓ રહી ને અંધાધૂંધી ચાલી. હવે એ અટકવી જોઈએ. ખેડૂત આજે જેટલો તૈયાર છે એટલા પ્રમાણમાં એની ઉપર નવા અખતરાઓ મૂકી શકાય. એનું 'ક્ષેત્ર' ઉઠાવી શકે એટલા માણસો એમાં રોકી શકાય. કે નહિ તો પાંચ પંદર વર્ષના આયોજન પછી પણ એ સ્થિતિ આવવી જોઈએ. એમાં કોઈ પણ ફેરફારની અસર ખેતીનું ઉત્પાદન વધે તે રીતે રચાવી જોઈએ. અને તે પણ ધરતીને લૂંટીને નહિ, એને જાળવીને.

આપણે સામુદાયિક પગલાંથી ડરીશું નહિ. પણ એમને ક્રમશઃ દાખલ કરીએ તો? પહેલાં ગાય ભેંસ બળદ જેવાં ખેતીનાં ઉપયોગી પ્રાણીઓ હોય તેમને સામુદાયિક મિલકત ઠરાવીએ; હળ, પાવડા, કોશ, કોદાળી વગેરે ઓજારોમાં સહિયારી કરી આપીએ, ઉત્પન્નના બજારો અને વ્યાજબી ભાવો સામે લાવી આપીએ, તો ખેડૂત ટેવાશે, તાલીમ મેળવશે અને એ પદ્ધતિમાં અગર હશે તો લાભ પામશે. આજેય ખેડૂતોને સહકારી મંડળી ચલાવતાં કોઈ રોકતું નથી. ઊલટ, ઉત્તેજન મળે છે. પરંતુ, એ પદ્ધતિ લોકપ્રિય નથી થઈ એ હકીકત છે.

લાગણીઓનાં પૂર, જમાનાની હવા, દેશના સંજોગો એમ જુદા જુદા રસ્તે જમીનનો સવાલ વધારે રખડે તે હવે ઠીક નથી. એને ઉદ્યોગ ગણીને વ્યવસ્થિત કરીશું તો એમાં તેજ દેખાશે. જે સવાલો બીજા ઉદ્યોગો પાસે અનુત્તર રહે છે તેનો જવાબ વાળવા ખેતી બંધાયેલી નથી. ઘણી વસ્તી અને ઓછી જમીન એ સમસ્યા હોય તો વસ્તીને અંકુશમાં રાખવાની પહેલ આ દેશે સમજપૂર્વક કરવી જોઈએ. કારણ કે આપણી સરકાર અહીંની વધારે વસ્તીને કાજે બીજો કોઈ પ્રદેશ ખોળવાની હિંમત કરે એ હવે સંભવિત નથી.

મકાનોમાં વધારે જગ્યા દબાવી રાખે કે એમાંથી ભાડાં મેળવી નિવૃત્ત રહે એ જેમ ખોટું છે તેમ જમીનના મોટા ટુકડા દબાવી રાખે કે એની બેઠી આવક ઉપર લોક નિવૃત્ત બને તે પણ ખોટું છે. ખેતીનો ધંધો ચલાવનારે અમુક મર્યાદામાં રહીને પણ એ ખીલવવો જોઈએ. માત્ર જીવદયા માટે ખેતી કે જમીન વધારેનાં નથી. એનો વિકાસ દેશના મુખ્ય ઉદ્યોગ તરીકે થવો જોઈએ.

### હડતાળો: પ્રજાની કડવી મશ્કરી

મોંઘવારી આગળ કરી સરકારી નોકરો પગારવધારો ને ભથ્થાં વધારો માગે તેથી નવાઈ લાગે છે. પ્રજાએ એમની માગણીને ટેકો આપ્યો નથી. સરકારી નોકરો હદ બહારની સંખ્યામાં રોકવામાં આવે છે અને છતાંયે તંત્ર સુધરતું નથી, કામ ઉકલતાં નથી. આ નોકરોને ઘણી રજાઓ મળે છે જે ખાનગી ધંધાઓમાં મળતાં નથી. એમને પ્રોવીડંટ ફંડ, પેન્શન, ગ્રેચ્યુઈટી વગેરે પણ મળે છે. આ ઉપરાંત,

લોકો ઉપર રૂઆબ પાડવાની અને બીજા ગેરલાભો આપવાની પ્રથા પણ જાણીતી છે. છતાં સરકારી નોકરો પોતાની માગણીઓ ઉપર દબાણ લાવવા હડતાળની ધમકી આપે એ પરાકાષ્ઠા છે. પોલીસ અને લશ્કર પણ આવો રાહ લે તો ?

એક કાળે હડતાળો આપણે જ પડાવી છે. એનું હથિયાર બનાવ્યું ને વાપર્યું. એની પ્રતિષ્ઠા કરી. હવે સંજોગો જ્યારે બદલાય છે ત્યારે હડતાળ ઉપર આપણે અણગમો કરવો જોઈએ. જે જે હડતાળમાં જોડાય, અગર જે જોડાવા આગ્રહ કરે તેમને બે હાથ છેટે રાખતા થઈએ. જરૂર પડે ત્યાં આપણે હડતાળોનો સામનો કરતાં પણ શીખવું જોઈએ. એને સામાજિક દૂષણ ગણી થોડો સમય વિલીન કરવો જોઈએ.

હમણાં તો એવું ચાલ્યું છે કે આવા સંગઠિત દબાણ આગળ આપણે હારી બેસીએ છીએ. તાત્કાલિક રાહતની વાતો જલદી શરૂ કરીએ છીએ અને પછી એ લસરણી ચેપી નીવડે છે, મોંઘી પડે છે. એક ઘર્ષણ ટાળવા જતાં એવાં બીજાં અનેક વધુ આકરા રૂપમાં સામે આવી પડે છે ત્યારે સમાજનું માળખું હચમચી ઊઠે છે.

સરકારી નોકરીનું જે આકર્ષણ છે તે વધારીને આપણે ક્યાં લઈ જવું છે ? એના ગરીબ માલિકની કડવી મશ્કરી જેવી આ સરકારી હડતાળો માટે સહાનુભૂતિ શી !

### ઓછપ ક્યાંથી આવી ?

લોકોને જે મળે તેથી ઓછપ લાગે એ આજકાલનું લક્ષણ છે. ક્યાંય કોઈનું પૂરું થતું નથી, સહુને તંગી સાલે છે. વધારે મેળવવાની મથામણનો પાર નથી, જરૂરીઆતો વધતી જાય છે. અને જોતજોતામાં જીવનની ગાડી પાટા એવા બદલે છે કે ફરીથી જૂના પાટે ચાલવાનું અશક્ય બની જાય છે.

એક વાર દક્ષિણી ભાઈઓ સાદાઈ માટે પંકાતા. એમનું પંચીઉં ને કંતાનનું પાકીટ ઘણાને હજુ યાદ હશે. એ સાદાઈ ખસેડીને ગાંધીજીએ રાજકીય પાસવાળી સાદાઈ મૂકી, અને નવું અર્થકરણ રચ્યું. પણ એ રાજકીય સાદાઈ જોતજોતામાં મોંઘી ફેશન બની ગઈ ત્યારે સાદાઈની વ્યાખ્યાએ માર ખાધો. આપણા સાધુ સંન્યાસીઓ પણ એ રસ્તે વળ્યા. બતાવવાના દાંત જેવી સાદાઈ ચાલુ રહી, પણ પ્રતિષ્ઠા તો ધનની, વૈભવની, રૂઆબની, સત્તાની થઈ. સાદાઈના ઘટી ગયેલાં મૂલ્ય પછી, દુનિયાના ચંચળ પ્રવાહો વેગથી ધસી આવે છે, ને ત્યારે પ્રયત્નપૂર્વક સ્થાપેલું શુભ ધોવાતું જાય છે.

કોંગ્રેસીઓએ ઘણો પુરુષાર્થ કર્યો છે એમાં શંકા નથી. પણ સત્તા ભોગવતાં એમણે વ્રતનિયમો મોળાં કર્યાં અને એમણે જ દાખલ કરેલી સાદાઈની જડ ઉપર ઠેસ મારી તે ઠીક નથી થયું. પ્રતીક સેવા ને શ્રમ આગળ ધરી, એમણે જે ધનિકતાનો સંગ સેવ્યો છે તેથી લોકોમાં સાદાઈની કે આપલેની નીતિની મહત્તા ઘટી ગઈ છે, એમાંથી અસંતોષ ફેલાયો છે, અને બીજું ઘણું એવું બધું.

જીવનનું ધોરણ ઊંચું લાવીએ, જરૂર. પણ એ વખતે જરૂરીઆતો તપાસવા જેટલો વિવેક પ્રજામાં ઊગવો જોઈએ. તંદુરસ્તીને કે અભ્યાસને જે જરૂરી હોય તે તરફ ભલે આવતી સમૃદ્ધિ સહાયરૂપ નીવડે. પણ એમ થવાને બદલે જુદું જ બનવાનું છે એવું જાણીએ ત્યારે નિરાશ થઈ જવાય છે.

### હડતાળો ગેરકાયદેસર નથી

શું ત્યારે આપણે હડતાળો પાડવાનો લોકોનો કુદરતી હક છીનવી લઈશું ? કે પછી એ હક કાયમ રાખી એના ઉપર મર્યાદાઓ મૂકીશું ? એ હથિયારને ગેરકાયદે ઠેરવ્યાથી સરમુખત્યારી તો નહિ પેસે ને ?

હડતાળ પડે ત્યાંસુધીમાં એનાં કારણોની તપાસ તો થઈ જ હોય છે એ નિવારી શકાય એટલા માટે વાટાઘાટો પણ ચાલે છે ઊલટ પક્ષે એવી નિષ્ઠુર સત્તા નથી કે અવાજ રૂંધાઈ જાય. આ સત્તા તો સજાગ છે, દેશબાંધવો તરફ સહૃદયી છે. એ જોતાં હડતાળ પાડનારો પક્ષ જવાબદારી ઓછી સમજે છે એમ જ ગણાય. નવી સમાજરચના માટે આપણે ભારે આગ્રહ કરીએ છીએ. એથી ઘણાને

પોતાના હક ઉપર વધારે વિશ્વાસ બેઠો છે પછી ભલે જવાબદારીઓ રખડતી ફરે. એકલો હક હાસલ કરવાની ઉતાવળ દેખાય તે વિષમતા છે અને હડતાળોથી એ જાહેર થાય છે.

હમણાં જે સરકાર છે, એમના દોષ જોવા છતાંયે એ લોકપ્રિય છે. એટલે હડતાળો બિનજરૂરી ને ગેરકાયદે લાગે. પરન્તુ કાળે કરીને બીજી જ સરકાર આવે અને હડતાળ પાડવી ત્યારે અનિવાર્ય ઠરે તો? એટલે કુદરતી હક ઉપર થોડી મર્યાદા મૂકવી ઠીક પણ એને નાબુદ કરવાની વાત ખોટી. હડતાળો પડે ત્યારે જેટલો પ્રજામત એમની તરફેણ કરે કે સામનો કરે તે ઉપર એની યોગ્યતા ઠેરવવી. આપોઆપ એ ગેરકાયદેસર નથી.

અને એ જ વાતને ધ્યાનમાં લઈ, આપણે અત્યારથી અયોગ્ય હડતાળો તરફ સહાનુભૂતિ ના બતાવીએ, એમનો સામનો કરતાં પણ શીખી લઈએ. એમ કરીશું ત્યારે જ સાચી હડતાળ પાડવાના પ્રસંગે આપણો હક સાબુત રહી શકશે.

### ભાવોમાં વળતર

'ભાવો ઘટશે? ક્યારે? કેટલા ઘટશે?'

આમ ચર્ચા શરૂ કરો તો ઘણાને રસ પડે, પણ એનો છેડો તો નિરાશામાં આવવાનો. જવાબ સ્પષ્ટ છે. ભાવ ઘટશે જ નહિ, અને ઘટશે તોયે સાંભરતા હોય એ ભાવ, લડાઈ પહેલાંના ભાવ ફરીથી દેખાવા નહિ મળે. નવાઈની વાત છે કે ભાવ નહિ ઊતરે એનું એક કારણ મોંઘવારી ભથ્થાં છે, પગારવધારા છે, બોનસોની વહેંચણી છે. પણ બીજાં ઘણાં કારણો છે.

રાજકીય ક્ષેત્રે ઘણી ફલાંગો મારીએ છીએ. ચૂંટણીમાં કાશ્મીરને મેળવીએ છીએ. અલગ પ્રાંત માટે શોર કરીએ છીએ. લાંચરૂશ્વત સામે પ્રકોપ બતાવીએ છીએ. પણ ભાવ ઘટાડવાની લાલચ કોઈ આગળ નથી કરતું, એમાં કયું રહસ્ય હશે? આજે જે પક્ષ જીવનની જરૂરીઆતોના ભાવ ઘટાડવાનું વચન આપે તે જંગ જીતી જાય એમાં શક નથી.

શું આ કામ એટલું મુશ્કેલ છે? ખાદીને પગભર કે લોકપ્રિય કરવા સરકાર વળતર આપી શકે તો બે વર્ષ અનાજ કે દૂધમાં કેમ ના આપી શકે? બધાં મોંઘવારીભથ્થાં રદ કરીને જરૂરીઆતો—ખોરાક કપડાં ને રહેઠાણ માટે વળતર કાઢે તો એનું ઉત્પાદન કરનારને પણ સ્વાદ રહે, લોકો તો રાજી થાય જ. પછી ભાવો સ્થિર થવા માંડે એટલે વળતર પણ રદ કરી શકાય.

પણ, આપણે વધારાતરફી થઈ ગયા છીએ. પચાસ મળતા હોય તેને દોઢસો મળે તો તેનો આનંદ લેવો છે, પછી સગવડ ભલે ઓછી મળે.

### સાધુઓ : સંખ્યા નહિ વિભૂતિ

સાધુસમાજને સંગઠિત કરવાના પ્રયાસો આપણે આવકારીએ પણ એમનું વર્ગીકરણ ને રજીસ્ટ્રેશન થાય એ ખ્યાલ વાહિયાત છે.

ઘણાને આપણો સાધુ આળસુ ને બોજારૂપ લાગે છે, એમના તરફ આદર ઘટતો જાય છે. પણ એ વિચારમાં ઉપરથી જે વજન દેખાય છે તે ખરું જોતાં તળિયે હોવું જોઈએ. સાધુ સંત વિનાના સમાજની કલ્પના કરી તો જુઓ? એ સંસ્થા સમાજના આશ્રયે નભે છે એ વાત ખરી, પણ એ કેટલું માગે છે? એમને નથી પગાર જોઈતા કે નથી મોંઘવારી જોઈતી. એમની યાત્રાઓ ઘણીખરી પદયાત્રા હોય છે. એમનાં ભોજન કે વસ્ત્રો કે રહેઠાણ — શું એ સમાજ પાસેથી ઘણું પડાવી લે છે?

હા, છે—ગુનેગાર ને ગંજેરી એવા બાવાઓ પણ ઘણા છે. શ્રીમંતોના વૈભવમાં પડ્યાપાથર્યા રહેતા હોય એવા પણ છે. એવો કચરો બીજે છે તેમ ત્યાં પણ છે. પ્રયોગશાળામાં દર વર્ષે લાખો વિદ્યાર્થીઓ ટોળે મળે છે. એમાં કેટલાક ભાંગતોડ કરનાર હશે તો કેટલાક પરીક્ષાની ગલી આવે કે ત્યાંથી અટકી જનાર હશે. પણ રામન કે બોઝ થનારા તો જવલ્લે જ: એમના કરતાં સાધુ સંસ્થામાંથી તરી આવનારા વધારે નીકળશે. ચિંતનમાં, વર્તનની વિશુદ્ધિમાં, અભ્યાસમાં એમણે એક પરંપરા જાળવી રાખી છે. તેમને હડધૂત કરનાર કે છેડતી કરનાર આપણે કોણ?



સમયનાં ક્ષીર-નીર :

એ સાધુઓને કોઈ વાર આપણે પણ બે શબ્દો કહી શકીએ, એની ના નહિ. એ પણ આપણુ સમાજના અંગ છે અને સુખદુઃખના ભાગીદાર છે. પરન્તુ, એમને જે કહેવું હોય તે કહેવા માટે પૂરો અધિકાર જોઈશે; કારણ કે કહેવાનું સંખ્યાને નહિ, એમાંથી પરિપાક રૂપે સાંપડતી વિરલ વિભૂતિઓને છે.

### અંગ્રેજી અનિવાર્ય છે

ફરીફરીને અંગ્રેજીના શિક્ષણે પોતાનો હક આગળ કર્યો છે. માધ્યમ કાઢો પણ એ ભાષાનું શિક્ષણ નીકળી જાય એ વાત લોકોને પસંદ નથી. શિક્ષણના અનુભવીઓને ગુજરાતી-હિંદી ઉપર પક્ષપાત રહે એ સ્વાભાવિક છે. એટલે એક યા બીજા રૂપમાં તેઓ અંગ્રેજીના શિક્ષણની વાત ઊપડે એટલે 'જોખમ'નો પોકાર ઉઠાવી રહે છે. એમના તરફ માનની લાગણી રાખીને, આપણે અંગ્રેજીનું ભણતર ચાલુ રાખવું છે અને તે પણ માધ્યમિક નિશાળોમાંથી આગળ.

ત્રણ ભાષાઓ શીખવી એ નાના વિદ્યાર્થી માટે અઘરું નથી. મુશ્કેલી પડે છે સંસ્કૃત—બિનવપરાશની ભાષા—શીખતાં. અંગ્રેજી ચલણી ભાષા છે એટલે એની પકડ સહેલી છે. નાનાં બાળકો જે રમતમાં શીખે છે તે ઉમર વધતાં અઘરી લાગે છે. આ અનુભવ એટલો સામાન્ય છે કે એમાં શિક્ષણશાસ્ત્રીઓનો અભિપ્રાય ના મળે તોયે ચાલે.

બીજા વિષયો અંગ્રેજીમાં શીખવાય કે નહિ તે વાત ઉપર ગાંઠ પડે તો આપણે તે છોડી શકીએ. એ વિષયો ભલે મિશ્ર રીતે શીખવાય. જ્યાં શિક્ષકને ફાવે ત્યાં એ જરૂર પ્રાદેશિક ભાષા વાપરે પરન્તુ, અંગ્રેજીમાં જ એ વિષય વધારે સમજી શકાય એમ હોય ત્યાં એને બહાર કાઢીને વિષય પાસે જાળવ્યો તેથી શું વળ્યું ! એમ પણ બની શકે કે અંગ્રેજીની જરૂર પડે એટલા વિષયોની જુદી યાદી કરી, એમાં એ ભાષાના વધારે ગુણ હોય તે જ વિદ્યાર્થી લેવા. આવા વ્યવહારુ ઉકેલ શોધવા જોઈએ.

અંગ્રેજી મરજીઆત ભાષા તરીકે રાખવામાં આવશે તોયે એના વિદ્યાર્થીઓની સંખ્યા ઘટવાની નથી. મીશનરી નિશાળોમાં દાખલ થવાનું મુશ્કેલ છે કારણ કે ત્યાં અંગ્રેજીનું આકર્ષણ મોટું છે, ખોટું નથી.

### ખટક

રવિશંકર શુક્લ એંશી વરસની વયે પ્રધાનપદ છોડી ના શકયા અને રાષ્ટ્રધ્વજ ઓઢીને છેવટની ઊંઘ લેવાનું મન રાખ્યું તેની ચર્ચા થઈ તો ખરી. પણ એમની કક્ષામાં આવેલા કોઈએ એનો સાર લીધો નહિ. ઉલટ, 'હવે ઝાઝીવાર નથી તો મરતાં સુધી દેશની 'સેવા' કરવાની ધગશ કેમ છોડી દેવાય?' આ વૃત્તિ જ્યાંત્યાં દેખાય છે.

આપણે વ્યક્તિઓની નિષ્ઠા ઉપર શંકા કરવી નથી. દેશને જૂના જાણીતા માણસોની જરૂર છે. કાર્યકર્તાઓની ભારે અછત છે. છતાં, નમ્રભાવે એટલી તો સૂચના કરવી છે કે સેવાના બીજાં ક્ષેત્રોને આપ લાભ આપતા જશો તો પણ દેશ એટલું જ 'ઋણી' રહેશે.

અને અસ્થિઓના વરઘોડાએ કયાંથી જોર પકડવા માંડ્યું? અસ્થિના કુંભને વિમાનમાં વિદાય મળે અને એનો સમારંભ થાય, બીજે છેડે બીજો સમારંભ. ત્યાં જાહેર સત્કાર ને પૂજા અને ત્યાંથી ત્રિવેણીનો સંગમ. અસ્થિની આવી જાહેરઢબની હેરફેર શોભતી નથી. એના કરતાં તો સેવાભાવી સજ્જનો નજદીકની ઇસ્પિતાલમાં પોતાનો દેહ તબીબી વિદ્યાર્થીઓના શિક્ષણ માટે સોંપી જાય એમાં ઘણી શોભા છે.

કયાં સુધી કાશીના ઘાટ ઉપરની ચિતા, ત્રિવેણીમાં અસ્થિ, ગયામાં શ્રાદ્ધ, બ્રાહ્મણોના વિધિ—આવું કાર્ય કરીશું? અને તે પણ બિનસાંપ્રદાયિક રાજ્યના જાહેર કાર્યકરો માટે!

દેવદાસ ગાંધીની અસ્થિયાત્રા પિતાને પગલે પગલે થઈ તે પછી ઘણાને એ ઉમળકો જરૂર રહેવાનો. મોટાઓના પરિવારને આવી ક્રિયાઓથી ઓળખવાનો રહેશે?







વિનોબા ભાવે

# સ્ત્રીઓના સમાન હક

કાલિકટના ગુજરાતી સમાજ સમક્ષ વિનોબાજીએ ગુજરાતીમાં જ આપેલું આ પ્રવચન આપણી આખી નારી શક્તિને ઉદ્દેશીને અપાયેલું હોઈ પ્રેરક છે. પુરુષોનું આંધળું અનુકરણ અને સમાન હકની ખોટી હરીફાઈમાંથી સ્ત્રીઓ મુક્ત થાય તો?...

લોકમાન્ય તિલક કહેતા હતા કે હિંદુસ્તાનમાં સ્ત્રીઓએ ધર્મ રાખ્યો છે. ધર્મને ટકાવવાનું કામ સ્ત્રીઓએ જ કર્યું છે. એ વાત બધી રીતે યથાર્થ છે. ફક્ત હિંદુસ્તાનમાં જ નહીં પણ દુનિયાના બીજા દેશોમાં પણ એવું જ બન્યું છે. દુનિયાના બધા દેશોની વાત હું જાણતો નથી, પરંતુ આ દેશમાં તો સ્ત્રીઓએ જ ધર્મની રક્ષા કરી છે. પુરાણી વાતને પકડી રાખવી એ સ્ત્રીઓમાં છે. પુરાણી વાતોમાં કેટલીક સારી પણ હોય અને કેટલીક ખરાબ પણ હોય, બંનેને સ્ત્રીઓ પકડી રાખે છે. પણ આપણે ઇચ્છીએ કે સ્ત્રીઓ સારી વાતોને પકડી રાખે અને ખરાબ વાતોને છોડે કે જે આ યુગને ન છાજે એવી હોય. જો એવો વિવેક સ્ત્રીઓ કરી શકે તો આખી દુનિયાનું નેતૃત્વ કરી શકે. હું એમ કહેવા તૈયાર છું કે આવું કર્તૃત્વ સ્ત્રીઓ ઉપર આવી પડ્યું છે, આવી પડવાનું છે. સામાન્ય રીતે ઘર સંભાળવું, ઘરની વ્યવસ્થા કરવી એમ આજે દુનિયામાં સ્ત્રીઓ માટે મનાય છે. અને બહારનાં કામો પુરુષો કરે. બહારના કાર્યક્રમોમાં સ્ત્રીઓનો સીધો હિસ્સો ન હોય. પરંતુ અનુભવ એવો આવ્યો છે કે પુરુષો ઠીક વ્યવસ્થા નથી કરી શકતા. બે મહાયુદ્ધ પચ્ચીસ ત્રીસ વરસમાં આપણે જોયાં અને આજે ત્રીજું મહાયુદ્ધ આવશે એવો ભય દુનિયામાં છે. એમાંથી સમાજને બચાવવાનું કામ સ્ત્રીઓ જ કરી શકશે. આ કામ માટે તેમણે તૈયાર રહેવું પડશે, નહીં તો બેડો પાર થાય નહીં અને વહાણ કર્યાયનું કયાંય ચાલી જાય.

પરંતુ પાશ્ચાત્ય સંસ્કારોએ સમાન હકની વાત કરી. અને પુરુષો જેટલા જ સ્ત્રીઓને અધિકારો મળવા જોઈએ એવું પ્રતિપાદન કર્યું. પરિણામ એ આવ્યું કે જે બૂરાઈઓ પુરુષોમાં છે એ બધી સ્ત્રીઓએ પણ સ્વીકારી લીધી. સિગારેટ પીવાનો અધિકાર! મને જો પૂછે કે સ્ત્રીઓને સિગારેટ પીવાનો અધિકાર છે? તો હું કહીશ કે, હા છે. પણ સ્ત્રીઓ આવી બરાબરી કરવા લાગે તો પુરુષોએ જે વિનાશની શક્તિ ઊભી કરી છે તેમાં તેઓ વધારો કરવાની છે. સ્ત્રીઓ એક તારક શક્તિ છે. અંકુશ રાખવાની તેમાં શક્તિ છે. પ્રથમ માતા તરીકે પોતાનાં બાળકોના શિક્ષણનો બધો ભાર તેમણે ઉઠાવવો જોઈએ. મારા વિચાર મુજબ શિક્ષણનું આ કાર્ય સ્ત્રીઓના હાથમાં હોવું જોઈએ. ભાવનાઓનું નિર્માણ કરવાનું કાર્ય તો સ્ત્રીઓ દ્વારા જ શક્ય છે. એટલે પ્રાથમિક શિક્ષણનો અધિકાર સ્ત્રીઓનો જ હોવો જોઈએ. આજકાલ સ્ત્રીઓની પલટણો ઊભી કરવામાં આવે છે. સમાન અધિકારને નામે આ સ્વતંત્ર પલટણો કરવામાં આવે છે. વિના બંદૂકથી સ્ત્રીઓ નિર્ભય રહે એ ખૂબ આવકારદાયક છે. આ રીતે જો સ્ત્રીઓ બરાબરી કરવા જાય તો પોતાનું ઉમદા સ્થાન ખોઈ બેસે અને દુનિયાનું રક્ષણ કરવાની શક્તિ ખોઈ બેસશે, અવનતિ થશે. હિંસાનાં કાર્યોને રોકવાનું કાર્ય સ્ત્રીઓએ કરવું જોઈએ અને એમાં પહેલ કરવી જોઈએ. આ માટે એણે ખૂબ પુરુષાર્થ કરવો જોઈએ. પુરુષાર્થ ફક્ત પુરુષોને માટે જ નથી પણ સ્ત્રીઓ માટે પણ છે જ. સ્ત્રીપુરુષનો ભેદ સંસ્કૃતમાં લિંગથી જ બતાવાયો છે. સ્ત્રીલિંગ, પુલ્લિંગ અને નપુંસકલિંગ. ઉત્તમ પુરુષ, મધ્યમ પુરુષ અને પ્રથમ પુરુષ. આ સ્ત્રીઓને પણ લાગુ પડે છે. પુરુષ એટલે આત્મા અને સ્ત્રી એટલે પ્રકૃતિ, એમ લોકો માને છે. સ્ત્રીમાં પ્રકૃતિનો અંશ વધારે અને પુરુષમાં આત્માનો અંશ વધારે હોય છે એમ પણ લોકો માને છે. આ વિચાર તાત્ત્વિક નથી. લિંગનો સંબંધ શબ્દ સાથે જોડાયેલો હોય છે. સ્ત્રી માયાની પ્રતિ-



નિધિ અને પુરુષ આત્માનો પ્રતિનિધિ એવું નથી. બંને મોક્ષના અધિકારી છે. તેથી પુરુષાર્થ બંને માટે છે. અને તેથી પુરુષનો ખોટો કારભાર દૂર કરી સમાજમાં ઉચિત કારોબારનું નિર્માણ કરવું જોઈએ. માટે હું સ્ત્રીપુરુષની સમાનતા ઇચ્છતો નથી પણ સમાજમાં સ્ત્રીઓનું સ્થાન ઊંચું છે તે રહે. સમાન અધિકારની વાત બરાબર નથી. સ્ત્રીઓને જે અગવડો છે તે જરૂર દૂર થવી જોઈએ, સમાજમાં સામાન્ય બાબતમાં તો આજે સમાન અધિકાર હોય પરંતુ નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ હિંદુસ્તાનમાં સ્ત્રીઓનો અધિકાર ઊંચો છે અને રહેવાનો છે. મનુએ કહ્યું છે કે :

उपाध्यायान् दशाचार्यः
आर्चायाणाम् शतं पिता ।
सहस्रं तु पितृन् माता
गौरवेण अतिरिच्यते ॥

ગણિતમાં જેમ કોષ્ટક હોય છે તે પ્રમાણે મનુએ પણ એક કોષ્ટક બનાવ્યું. દશ ઉપાધ્યાય બરાબર એક આચાર્ય, સો આચાર્ય બરાબર એક પિતા અને હજાર પિતા કરતાં પણ એક માતાનું ગૌરવ વધારે છે. કોષ્ટકમાં તમને ખબર હશે કે એમાં બરાબરી કરવાની હોય છે. પણ મનુનું કોષ્ટક અહીં ભાંગી પડ્યું અને તેણે હજાર પિતા કરતાં એક માતા વધારે છે એમ કહ્યું. એટલે એ કોષ્ટક કરતાં પણ વધારે આગળ ગયો. આટલા પરથી તમે સમજી શકશો કે સમાજમાં સ્ત્રીઓનું સ્થાન શું છે? આ સમજ્યા વગર સમાનતાની વાતો કર્યા કરવી એ બરાબર નથી. તેના વિશેષ ગુણો कारुण्य स्नेह અને સેવા છે. સંસ્કૃતમાં ઘણા ગુણો સ્ત્રીલિંગમાં બતાવ્યા છે. જેવા કે भक्ति, मुक्ति, कीर्ति. ગીતામાં ભગવાને કહ્યું છે કે હું સ્ત્રીઓમાં शील, क्षमा, नम्रता धृति રૂપે છું.

બહેનોએ બહારનાં કામોમાં ભાગ લેવો જોઈએ. રસોઈ કરવાનું કામ ફક્ત બહેનોનું જ છે એવું કાંઈ નથી. પુરુષોને પણ આ કળા આવડવી જોઈએ. ક્યારેક ક્યાંક સભા હોય તો રસોઈ અને બાળકોને કારણે બહેનો તેમાં ન જઈ શકે એમ શા માટે હોય? કાં સાંજે ફળાહાર કરે, કાં બંને ઉપવાસ કરે. અથવા એક વખતની રસોઈ પુરુષો કરે. જ્ઞાન, શ્રવણ વગેરે પુરુષોને માટે જ જો હોય તો ઈશ્વરે બહેનોને કાન શા માટે આપ્યા છે? ઘરનાં કામોમાં પણ પુરુષોએ ભાગ લેવો જોઈએ. આજે છોકરાઓ પણ રસોઈની કળા નથી જાણતા. સ્ત્રીઓ અને પુરુષો બંનેએ ઉત્તમ પાકશાસ્ત્ર જાણવું જોઈએ. આજે તો બહેનોનું કામ ઘરમાં જ એમ મનાય છે તે ખોટું છે. એ ખરું છે કે બહેનોએ ઘરમાં ધ્યાન વિશેષ આપવું પડે, અને પુરુષોએ વિશેષ ધ્યાન બહાર આપવું પડે. પણ નૈતિક દૃષ્ટિએ સ્ત્રીઓનું બહાર ઊંચુ કાર્ય હોવું જોઈએ.

શિક્ષણ, કાનૂન બનાવવા વગેરેમાં સ્ત્રીઓએ વિશેષ ભાગ લેવો જોઈએ. સ્ત્રીઓમાં એક સ્વતંત્ર શક્તિ રહેલી છે. પુરુષો તેને એક મદદગાર થઈ પડનારી માને છે એ બરાબર નથી.

ઈશ્વરે દરેકના ઘરમાં બાળકો આપ્યાં છે. એ દરેક બાળકોને સમાન શિક્ષણ, સમાન પોષણ મળવું જોઈએ. દરેક મા પોતાનાં બાળકો માટે આવું ઇચ્છે છે. સર્વોદય વિચાર આ વસ્તુ કરવા માગે છે કે દેશની બાળકો રૂપી અમૂલ્ય દોલત વ્યર્થ ન જાય. શ્રીમંતોનાં ઘરોમાં સજ્જનો પેદા થાય છે એવું નથી. ગરીબોનાં ઘરોમાં પણ મહાન પુરુષો પેદા થયા છે. સામ્યયોગમાં માનનારો હું આજે એ ચલાવી લેવા તૈયાર છું કે મોટાઓ માટે હજુ સમાન યોજના ન બને, પણ પ્રથમ તબક્કે બાળકો માટે તો સમાન યોજના બનવી જ જોઈએ. અવસરને અભાવે ઘણાં શક્તિશાળી બાળકો બહાર આવી નથી શકતાં તે બહાર આવશે. જો બહેનો આ કર્તવ્યને સમજી લે તો સૌ બાળકો માટે કામ સરળ બની જાય.

★

રાજેન્દ્રપ્રસાદ

# સત્તાવનની શતાબ્દિ

૧૮૫૭ ના હિંદના સ્વાતંત્ર્ય સંગ્રામની શતાબ્દિ દેશભરમાં ઉજવાઈ. એ શતાબ્દિ-દિને આપણા રાષ્ટ્રપતિએ જે વાયુપ્રવચન કર્યું જે અહીં ટૂંકાવીને ઉતાર્યું છે. આપણને પ્રેરક અને ઉદ્બોધક બની રહે તેવું આ આખું વ્યક્તવ્ય છે......

આજથી બરાબર સો વર્ષ પર, બ્રિટિશ ઈસ્ટ ઈન્ડિયા કંપનીના શાસન સામેના રાષ્ટ્રવ્યાપી અસંતોષને પરિણામે, ભારતે એક મહાન વિપ્લવ નિહાળ્યો. એને ગમે તે નામ આપવામાં આવે, ૧૮૫૭–૫૯ નું આંદોલન તદ્દન આકસ્મિક નહોતું. ભારતની પ્રજાએ ઈસ્ટ ઈન્ડિયા કંપનીનું શાસન કદીય હોંશપૂર્વક સ્વીકાર્યું નહોતું.

ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ પોતાનું શાસન ધીમે ધીમે, લગભગ સ્પષ્ટપણે ન નિહાળી શકાય એ રીતે, આંતરિક વિખવાદોને પરિણામે સ્થાપ્યું હતું. થોડા વખતમાં જ પ્રજાને એનાં અનિષ્ટ પરિણામો સમજાવા માંડ્યાં, પરિણામે કંપની દેશના એક ભાગમાં પોતાનું આધિપત્ય વિસ્તારતી જતી હતી તો બીજા ભાગોમાં એના રાજ સામે બળવા જાગતા હતા. ૧૭૫૭ અને ૧૮૫૭ની વચ્ચે ભાગ્યે જ એવો કોઈ ગાળો કહી શકાય કે જ્યારે ભારતવાસીઓએ દેશના એક કે બીજા ભાગમાં કંપનીની સામે માથું ઉઠાવ્યું ન હોય અથવા તો એના રાજ સામે પ્રતિકાર વ્યવહારુ રીતે વ્યક્ત કર્યો ન હોય. આ માટેનાં કારણો હતાં. ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ અને તેના અધિકારીઓએ, સ્થાનિક વેપારીઓને વેપારધંધાની તમામ સગવડોથી વંચિત કરીને અથવા તો તેમને બ્રિટિશરોના આડતિયાની કક્ષાએ લાવી મૂકીને, તમામ વેપાર પોતે એકહથ્થુ કરી લીધો હતો. કંપનીએ દેશના જુદા જુદા ભાગોમાં વિવિધ કાયદા ઘડીને ઘણાની વંશપરંપરાગત જમીનો ઝૂંટવી લીધી હતી. આવો એક ધારો, જમીન મહેસુલ ચૂકવી ન શકાયું હોય તો આખી જમીનનું લીલામ કરવાની સત્તા આપતો ધારો હતો. તદ્દન નવા જ કાયદાઓ અને ખર્ચાળ તથા સમયની બરબાદી કરતી નવી અદાલતો—કે જેમની પાસેથી ન્યાય હાંસલ કરવાનું મુશ્કેલ હતું,—એ પ્રજાના મોટા ભાગને પાયમાલ કર્યો હતો. કંપનીએ લાદેલા નવા કરો છૂટછાટ વિના સખ્તાઈથી વસુલ કરવામાં આવતા હતા. ખ્રિસ્તી પાદરીઓએ ધર્માંતર પ્રચારથી લોકોમાં બેચેની જગાવી હતી. નવા કાયદાઓ અને પ્રથાઓ જેવા કે સતીના રિવાજ પર પ્રતિબંધ, બીજો ધર્મ અંગીકાર કર્યા પછીયે વંશાનુગત અને બીજી મિલ્કતો પરનો અધિકાર ચાલુ રહેતો, નવી જાતની કારતુસો કે જેમાં જનાવરની ચરબી હોવાનું માનવામાં આવતું હતું અને જે સીપાઈઓને પોતાને મોઢેથી ખોલવાની ફરજ પાડવામાં આવી હતી. આ સર્વને પરિણામે એક એવી વ્યાપક અસર પ્રગટી કે આ સર્વ ઘટનાઓની પાછળ સમગ્ર દેશને ખ્રિસ્તી બનાવી દેવાનો ઈરાદો રહેલો છે. વળી, ઈસ્ટ ઈન્ડિયા કંપનીની ખાલસા નીતિ, જેને પરિણામે કેટલાંક દેશી રાજ્યોની હસ્તી ગઈ અને એના પ્રદેશોનું કંપનીના પ્રદેશો સાથે વિલીનીકરણ થયું, જે કાંઈ હાથમાં આવે તે હાથ કરી લેવાની તેમની નીતિ, અને છેલ્લે ગ્રામોદ્યોગો અને નાના પાયા પરના ઉદ્યોગોનો નાશ, જેની ગરીબ અને અમીર પર સરખી અસર પડી. આ સર્વને પરિણામે એક એવી પરિસ્થિતિ નિર્માણ થઈ જેણે સમગ્ર દેશમાં વ્યાપક અસંતોષ જગાવ્યો અને અનેક લોકોએ કંપનીના રાજનો અંત આણવાનો મનોમન નિર્ધાર કર્યો. કેટલાકે પછી ભલે પોતાના અંગત હિતો સબબ તેમ કર્યું હોય. બીજી બાજુ ઈસ્ટ ઈન્ડિયા કંપની વધુ ને વધુ શક્તિશાળી બનતી જતી હતી અને સામુહિક અને સુવ્યવસ્થિત પ્રયાસ સિવાય એની સત્તાને પડકારવાનું શક્ય નથી એ પણ સ્પષ્ટ બનતું જતું હતું.

૧૮મી સદીના ઉત્તરાર્ધે અને ૧૯મી સદીના પ્રથમ પચીસ વર્ષોએ કંપનીને ઉથલાવી પાડવાનાં અથવા કંઈ નહિ તો એની વધતી જતી સત્તા અવરોધવાના દેશના વિવિધ ભાગોમાં ચાલેલા આંદોલનો નિહાળ્યાં.



એ તો એક ઇતિહાસસિદ્ધ હકીકત છે કે ૧૮૫૭નું આંદોલન એ ઈસ્ટ ઇન્ડિયા કંપની સામે ત્યારસુધીમાં જાગેલા આંદોલનો પૈકી સૌથી વધુ વ્યાપક અને નિર્ધારપૂર્ણ આંદોલન હતું. આથી આ આંદોલનને સ્વાધીનતાના રાષ્ટ્રિય સંગ્રામ તરીકે લેખકોએ અને ઇતિહાસકારોએ વર્ણવ્યું છે એમાં કશું જ આશ્ચર્યજનક નથી.

મેરઠમાં શરૂ થયેલા અને પાછળથી અત્યારના ઉત્તરપ્રદેશ, બિહાર અને બંગાળમાં તેમજ મધ્યપ્રદેશ અને પંજાબના ભાગોમાં ફેલાઈ ગયેલા આ વિપ્લવને લગતી હકીકતો અહીં સવિસ્તર વર્ણવવી જરૂરી નથી. પરંતુ એ વસ્તુ કહેવી રહે છે કે આ બનાવોની પાછળ કંપનીનાં દુષ્કૃત્યોએ જન્માવેલા અસંતોષની લાગણી રહેલી હતી અને આ વિપ્લવમાં સક્રિય ભાગ લેનારા ઘણા રાષ્ટ્રભક્તિની ભાવનાથી પ્રેરાયેલા હતા. આ ઉપરાંત, લોકોની ધાર્મિક ભાવનાને પહોંચાડેલી હાનિએ પણ ઘણાને આ આંદોલનમાં જોડાવાને અને એને વધુ બળવાન બનાવવાને પ્રેર્યા હતા.

૧૮૫૭–૫૯ના બળવાએ, વિદેશી આધિપત્ય સામેના પ્રતિકારની નિર્વિવાદ હકીકતને સ્પષ્ટ રીતે ઉપસાવ્યા ઉપરાંત, કેટલીક એવી વ્યક્તિઓ પણ પ્રગટાવી કે જે ત્યારપછી વીરતાના અને વિદેશી શાસન સામેના પ્રતિકારના પ્રતીક સમી બની ગઈ છે. તાત્યા ટોપે, અહમદ ઉલ્લાહ, કુંવરસિંગ, અને ઝાંસીની રાણી લક્ષ્મીબાઈનો તેઓ પૈકી ઉલ્લેખ કરી શકાય. ૧૮૫૭–૫૯ના બળવામાંથી નિષ્પન્ન થતી બીજી એક સૂચક હકીકત તે હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે એકતાની નોંધપાત્ર ભાવનાની અને સમગ્ર આંદોલન દરમિયાન કોમી લાગણીના સંપૂર્ણ અભાવની છે. જંગના આરંભ પછી ટૂંક સમયમાં જ, તેમાં ઝંપલાવનારાઓ પોતે એક સમાન ધ્યેય હાસિલ કરવાનું છે અને એક સમાન હેતુ પાર પાડવાનો છે એ લાગણીથી પ્રેરાયા હતા. આંદોલનના અસ્પષ્ટ ઇતિહાસની વચ્ચે પણ, હિંદીજનો વચ્ચે હિતોની એકતા સ્પષ્ટ તરી આવે છે એ ધ્યાનમાં રાખવા જેવી હકીકત છે.

આજે જ્યારે આપણે એ ઘટનાઓ નિરપેક્ષભાવે અને યથાર્થ દૃષ્ટિથી નિહાળીએ છીએ ત્યારે કેટલાંક કારણો, જેને પરિણામે પ્રજાવ્યાપી અસંતોષ જાગ્યો એ સાવ અયોગ્ય કે વધારાભર્યાં ન પણ લાગે એ સંભવિત છે. પરંતુ આજે, સો વર્ષ વીતી ગયાં પછી આપણે એ બાબતો વિષે શું માનીએ છીએ તેનો આ પ્રશ્ન નથી. ધ્યાનમાં રાખવાની બિના તો એ છે કે એ બનાવોએ અને દાખલ કરવામાં આવેલી નવી પ્રથાએ પ્રજાના માનસ પર તે સમયે અતિ પ્રતિકૂળ અસર પાડી હતી અને તેમને લાગ્યું હતું કે, કંપનીની ચાલ, હિંદીઓને કેવળ એમની સંપત્તિ, મિલ્કત, ધાર્મિક માન્યતા અને સ્વાધીનતાથી વંચિત કરવાની જ નહિ પરંતુ તેમને તુચ્છ બનાવી દેવાની ગણતરી ધરાવતી હતી. આપણે એ પણ શીખવું રહે છે કે સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટે અને એ ટકાવી રાખવા માટે અસીમ આત્મ-બલિદાન આવશ્યક હોય છે.



બહેનોએ પણ ઊંડું અધ્યનન કરવું જોઇએ. કારણ કે આખો સમાજ પુરુષોનો બન્યો છે. બધાંય સામાજિક કાર્યો તેમના હાથમાં છે. આવી હાલતમાં સ્ત્રીઓમાં આક્રમણકારી શક્તિ પેદા થવી જોઇએ, સરસ્વતીની તેજસ્વીતા આવવી જોઇએ. તે થોડા અમસ્તા અધ્યયનથી નહીં બને. તેને માટે આત્મજ્ઞાન હોવું જોઈએ. આજે શાળાઓમાં જે શીખવે છે તે તો ઉપર ઉપરનું બાહ્ય જ્ઞાન જ આપે છે. ઠીક છે, તે જ્ઞાન પણ હોવું જોઈએ. પરંતુ શક્તિ આપનાર તો બીજી વસ્તુ છે. તેનું અધ્યયન કરવું જોઈએ. મેં બહેનોને ઘણીવાર કહ્યું છે કે તમે આધ્યાત્મનિષ્ઠ બનો. ત્યારે પુરુષોને સુધારવાની શક્તિ સ્ત્રીઓમાં આવશે. પુરુષ શું ઇચ્છે છે? કે સ્ત્રી અમારી મદદગાર બને, અમારા કામમાં મદદ આપે, પરંતુ તે અમને સુધારનારી ન જોઇએ. શંકરાચાર્યે પોતાના શિષ્યોને શારદાની ઉપાસના કરવા કહ્યું, શારદા એટલે સરસ્વતી, સ્ત્રી શારદાની પ્રતિનિધિ હોવી જોઈએ. તેથી બહેનોએ પણ સર્વોદય સાહિત્યનું અધ્યયન કરવું જોઇએ, સાથે સાથે બીજું પણ અધ્યયન કરવું પડશે ત્યારે બહેનોની તાકાત વધશે.

[પરાપ્પડી, ૧૫–૭–૫૭ના પ્રવચનમાંથી]

—વિનોબા ભાવે.





ગુલાબદાસ બ્રોકર

# બે મિલનોની એક કહાની

તદ્દન વિરોધાભાસી દેખાતાં બે પાત્રો પાસેથી લેખકે કઢાવેલી બે વાર્તાઓ મળીને આ એક કહાની કેવી સહજતાથી બની જાય છે તે તો આપણા આ કુશળ વાર્તાકાર જ કરી શકે. વાર્તાના પ્રવાહમાં વાચકને ખેંચી જ જાય...

તૈયાર થઈને બહાર નીકળવાની તૈયારી કરતો હતો ત્યાં જ ટેલિફોન રણુકયો. સુવર્ણાબહેન હતાં.

'કયારે નીકળો છો, અવિનાશભાઈ?'

'બસ, આ નીકળું જ છું, કેમ?'

'એકલા જ છો કે સાથે કોઈ છે?'

'એકલો જ છું.'

'તો તો ગાડીમાં જગ્યા હશે. જરા કૌમુદીને સાથે લઈ જશો?'

'જરૂર, જરૂર, આનંદપૂર્વક.'

'તો એ તૈયાર જ છે.'

'હું આ આવ્યો.'

ને ખરેખરા આનંદપૂર્વક હું બહાર નીકળી ગયો. સુવર્ણાબહેનની એ મીઠી પુત્રી સાથે હોય ત્યારે તેની સમજભરી અને સરસ વાતોથી સાંતાક્રૂઝથી મુંબઈ સુધીનો તેરચૌદ માઈલનો રસ્તો ઝડપથી કપાઈ જતો અને એકલાં એકલાં મોટર હંકાર્યે રાખવાનો કંટાળો દૂર થઈ જતો.

મોટરનો ધમકારો થતાં જ કૌમુદી ઘરમાંથી બહાર નીકળી આવી. 'ફરી પાછી તમને તકલીફ આપું છું, અવિનાશભાઈ.' કહી તે હસી પડી.

'તકલીફ શેની? આનંદ આપો છો.' મેં કહ્યું.

'આજ બાપુજીને જરી વહેલું જવું હતું, ને બા કહે કે બસમાં નથી જવું. હું અવિનાશભાઈને કહી દઉં છું.'

'તે એમાં શું થયું? સારું જ થયું ને? મને તમારી કંપની મળી.'

'એ તો તમે કહો, બાકી વારંવાર મને તો શરમ લાગે, ભાઈ.'

'તમારા આખાયે ઘરના આ મિત્રને કોઈક વાર કંપની આપતાંય તમને શરમ લાગે? વાહ રે ભાઈ, વાહ! કે આજકાલનાં છોકરાં બધાંય સરખાં? મોટરોની......'

પણ હું વાકય પૂરું કરું તે પહેલાં વચ્ચેથી જ કૌમુદી બોલી ઊઠી :

'તમનેયે અવિનાશભાઈ, આજકાલનાં છોકરાં નથી ગમતાં? અમે એટલાં બધાં બગડી ગયાં છીએ?'

તેનો અવાજ એટલો બધો ગંભીર અને દર્દભર્યો બની ગયો હતો કે મેં રસ્તા ઉપરથી આંખ ફેરવી તેની સામે જોયું. પ્રફુલ્લ, ગુલાબી, સદાય હસતો રહેતો તેનો ચહેરો પણ ગંભીર અને વિષાદમય બની ગયેલો મને લાગ્યો. મેં કહ્યું :

'માઠું લાગ્યું તમને કૌમુદીબહેન? હું તો માત્ર ટીખળ કરતો હતો.'

'ના, એમ નહિ, પણ સાચું કહો તમે, અવિનાશભાઈ,' કૌમુદીના અવાજમાં વિનતિભર્યું આર્જવ હતું. 'ખરેખર અમે નાનડિયાંઓ બહુ બગડી ગયાં હોઈએ એમ તમને લાગે છે?'

'કઈ વાતમાં?' મેં પૂછ્યું.

'બધીયે વાતમાં. ઉદ્ધત થઈ જવામાં, માબાપનું કહ્યું ન સાંભળવામાં કે ન માનવામાં, મન પડે ત્યાં પરણી જવામાં, મન પડે ત્યાં પ્રેમ કરવામાં...દરેકે દરેક વાતમાં.' તે ભારપૂર્વક બોલી.

ફરી એક વાર રસ્તા ઉપરથી નજર સંકોરી મેં કૌમુદી સામે જોઈ લીધું. તેના એ પ્રશ્નની પાછળ અહેતુક પૃચ્છા કે ટીખળની સામે ટીખળ કરવાની વૃત્તિ કરતાં કોઈ ઘણો વધારે ઊંડો અને ગંભીર ભાવ હતો એ સમજાઈ જતાં મારો કુતૂહલપ્રિય આત્મા સળવળી ઊઠયો. મેં કહ્યું :



'એમ નહિ. કૌમુદીબહેન, એમ આટલી બધી બાબતો વિશે હું એકી સાથે શી રીતે કહી શકું ! કોઈ એક બાબત વિશે પૂછતાં હો તો વળી જુદી વાત.'

મોટર ડામરના સીધા-લીસા રસ્તા ઉપર આસાનીથી સરતી જતી હતી, પણ અમારા મનમાં આસાની નહોતી—તેનામાં કોઈ ગંભીર મથામણને અંગે, મારામાં અદમ્ય કુતૂહલને અંગે.

'તો એક જ બાબત વિશે પૂછું,' તે બોલી, ને ક્ષણભર અટકી ગઈ. પછી ફરીથી બોલી : 'પણ જવાબ સાચેસાચો આપવાનો હોં, તમારા મનમાં હોય તેવો. મને સારું લાગે તેવો નહિ.'

'જરૂર જરૂર, પણ કઈ વાત વિશે પૂછો છો તે મને ખબર પડે ત્યારે ને ?'

'કહો ત્યારે.' તે ફરી અટકી ગઈ. મેં ફરી તેની સામે જોયું તો તે મારી સામે જ જોઈ રહી હતી. 'છેલ્લી વાતને પહેલી લો, ને કહો.' તેણે માંડ કહ્યું.

છેલ્લી વાત એટલે 'મન પડે ત્યાં પ્રેમ કરવાની !'

ત્યારે વાત તો ખરી, મારા મનમાં થયું, હમણાં થોડા સમય પહેલાં ક્યાંકથી ને ક્યાંકથી કાનમાં ભણકારા વારંવાર વાગ્યા કર્યા હતા કે હિંમતભાઈની સમાજશાસ્ત્રનો વિષય લઈને એમ. એ. થઈ ગયેલી આ સુશીલ અને સુચારિત્ર્યશીલ પુત્રી કોઈક એવા પ્રકારના પ્રેમમાં પડી ગઈ હતી જેનો સ્વીકાર હિંમતભાઈ કે સુવર્ણાબહેન કદી કરે જ નહિ, ને જેની યોગ્યતા વિશે કૌમુદી પોતે પણ મનમાં ને મનમાં ઓઝવાયા જ કરે. કોઈનીયે સાથે ન કરી શકતી ન ચર્ચી શકાતી એ વાત, આ બહાને ને આ રીતે, કૌમુદી મારી સાથે કરી ચર્ચી લેવા માગતી હશે ? એના અંતરમાં ચાલી રહેલું મંથન મારા તરફથી અવજ્ઞા ન મળે તો, કંઈક શાંત પડે અને પોતે પોતાની જાતને પોતે કશું ખાસ અયોગ્ય નથી કરી રહી એમ કહી શકે, એટલા ખાતર ? કે અમારા નાનકડા સમાજમાં હું એક જ એને મન એવો લાગ્યો હઈશ કે જે એની વાત બીજાં કરતાં કદાચ વધારે સમભાવપૂર્વક સમજે, એટલે ? કોણ જાણે, પણ મેં તો વાતને લડાવતાં પૂછ્યું :

'છેલ્લી વાત એટલે કઈ વાત ?'

'જાણે કશું સમજ્યા જ ન હોય ને !' તેણે જરા છણકો કર્યો ને પાછી મૂંગી બની ગઈ. મેં તેની સામે જોયું તો કશીક મથામણમાં તે પડી ગઈ હોય તેવો તેનો ચહેરો બની ગયેલો મને દેખાયો. હું કશું ન બોલ્યો. એ જ બોલી.

'હવે છેલ્લી ને પહેલી ! તો પહેલી જ લો, લો ! ઉદ્ધત થઈ જવાની ને માબાપનું કહ્યું ન સાંભળવાની ને ન માનવાની.'

'તમે નથી સાંભળતા-માનતાં તમારા માબાપનું કહ્યું ?'

'હું મારી વાત ક્યાં પૂછું છું ?' તે હસી પડી, 'હું તો અમારાં બધાંની, આજકાલનાં નાનડિયાંઓની વાત પૂછું છું ને ?'

'તો નાનડિયાંઓ તો, હોય તો, એક જ બાબતમાં, કંઈક ઉદ્ધત અને કંઈક માબાપનું કહ્યું ન સાંભળનારાં ન માનનારાં થતાં જતાં હોય એમ મને લાગે છે.' મેં કહ્યું.

'કઈ બાબતમાં ?' ફરી કૌમુદીના અવાજમાં આતુર ઉત્સુકતા ભરાઈ બેઠી.

તેને વધારે ટટળાવવાથી આખી વાત જ હાથમાંથી સરી જશે એવો ભય મને લાગ્યો એટલે મેં કહ્યું :

'મન પડે ત્યાં પ્રેમ કરવામાં, કે પરણી જવામાં, આમ તો બંને એકનાં એક જ છે ને !'

'તે શું અવિનાશભાઈ,' કૌમુદી જરા અચકાતી લાગી, પણ પછી હિંમતપૂર્વક બોલી ગઈ. 'પ્રેમ કરવો કે પરણી જવું એ કંઈ પાપ થોડું જ છે ?

'એમ મેં ક્યાં કહ્યું ?'

'તો પછી ? તમે તો કહો છો ના કે આ બે બાબતમાં જે તમારે મન એક જ છે—છોકરાં ઉદ્ધત અને અકલાગરાં થઈ જતાં તમને લાગે છે ?'

'મન પડે ત્યાં'—એ અગત્યનો પદચ્છેદ તમે ભૂલી જાઓ છો, કૌમુદીબહેન.

'તે શું, મન ન પડે ત્યાં પણ પ્રેમ થઈ શકતો હશે ખરો?' કૌમુદી ખડખડાટ હસી પડી. પછી પાછી ગંભીર થઈ ગઈ. 'હા, મન ન પડે ત્યાં પણ પરણી શકાય ખરું, કદાચ, કમભાગ્યે.'

'પણ પ્રેમ થઈ જાય એ હમેશાં સુપાત્રે જ થતો હોય એવું થોડું જ છે—પછી ભલેને એ મન પડે ત્યાં જ થયો હોય?'

'પ્રેમ પોતે જ એવી પવિત્ર વસ્તુ છે, એવી સમુજ્જ્વલ ભાવના છે કે એ જે પાત્રને સ્પર્શે તે સુપાત્ર બની જાય—એના સ્પર્શ પહેલાં એ ગમે એવું કુપાત્ર કે અપાત્ર હોય તો પણ!'

આ વાક્ય કૌમુદી એવું ધડધડાટ બોલી ગઈ કે મને લાગ્યું કે પોતાના મનને મનાવવા આ ને આ વાક્ય તેણે પોતાના મનને વારંવાર કહી જોયું હોવું જોઈએ. પણ એ વાક્ય બોલતાંની સાથે જ જાણે પોતે કંઈક ધૃષ્ટતા કરી બેઠી હોય, નાને મોંએ પોતે કંઈક મોટી વાત કરી બેઠી હોય એવો ભાવ એના મનમાં પથરાઈ ગયો હોય એવા અવાજે એ બોલી:

'માફ કરજો હો, અવિનાશભાઈ આ તો જાણે હું તમને પાઠ પઢાવવા બેસી ગઈ! પણ મારી વાત ખોટી છે?'

'ખોટી તો કેમ કહેવાય? પ્રેમની ભાવના ખરેખર અત્યંત પવિત્ર છે.'

'તો પછી?'

'લુચ્ચા માણસો એ પવિત્ર ભાવનાનો પોતાની અપવિત્ર વાસનાઓ સંતોષવા ઉપયોગ કરી શકે છે, એટલે જ પાત્ર-અપાત્રનો વિવેક આવશ્યક બને છે.'

'કોઈ પણ, લુચ્ચામાં લુચ્ચો માણસ પણ, જો એ ભાવનાના સ્પર્શથી પવિત્ર ન બની જાય તો એ પ્રેમમાં જ કશીક ખામી હોય અવિનાશભાઈ, એ પ્રેમ કરનાર પાત્રમાં પોતામાં કંઈ ને કંઈ મલિનતા હોય. એ જો ન હોય, પ્રેમ જો ખરેખર પવિત્ર હોય, તો નારીના પ્રેમ જેવું પાવક તત્ત્વ આ જગતમાં બીજું એકકે નથી. ગમે એવી મલિનતાને એ ટાળી-ગાળી નાખી શકે. ઊલટું એવું પાત્ર મળે, કે જેની મલિનતાને ઉજ્જ્વલ કરવાની પ્રેમને તક મળે એ તો એની કસોટી કહેવાય. એ તો ઊલટું રાજી થયા જેવું.'

'એ બધી પુસ્તકમાંની વાતો છે, બહેન,' એની ભાવનાનું ઊંડાણ જોઈ હું હલી ગયો હતો. 'એવી માન્યતાથી સામો માણસ કદાચ પવિત્ર ન યે થાય, પણ આપણે તો આપણી જિંદગી ખોઈ બેસીએ.'

'હું એવું નથી માનતી.' કૌમુદી મક્કમતાથી બોલી. 'હું તો માનું છું કે પ્રેમ જો ખરેખરો શુદ્ધ હોય તો સામા માણસને પણ એ શુદ્ધ કરી નાખે, ને જો એમાં કંઈક અશુદ્ધિ હોય તો વાત જુદી બની જાય. હા, એક વાત કબૂલ છે, કે બધામાં ખૂબ જ તપશ્ચર્યા જોઈએ, ખૂબ જ ધીરજ. પણ...' ઘડીક વિચારમાં પડી: 'પણ એ માટે તો માણસે તૈયાર રહેવું જ જોઈએ, નહિતર માણસની માણસાઈ ક્યાં રહી, સ્ત્રીનું સ્ત્રીત્વ ક્યાં રહ્યું?'

'તમે ખૂબ જ ભાવનાશીલ છો, અને પવિત્ર છો, એટલે તમને એમ જ લાગે. પણ તમે અપવિત્ર માણસો જોયા ન હોય, તમારાં માબાપોએ જોયા હોય એટલે...'

ઓચિંતી જ કૌમુદી સાવધ બની ગઈ, 'આ હું મારી વાત ક્યાં કહું છું? આ તો આપણે ..'

હું યે હસ્યો. 'આપણે તો આજનાં છોકરાંની અને તેમનાં માબાપોની જ વાત કરીએ છીએ. પણ આ તો વાત એ થઈ કે જાણે તમારી વાત કરતા હોઈએ એમ મારાથી બોલાઈ જવાયું.'

'તે એમાં શું થયું?' કૌમુદી મીઠું હસી. 'બાકી હું ખરેખર એમ માનું છું કે સ્ત્રી જો ખરેખર પવિત્ર હોય અને એનો પ્રેમ જેટલો ઊંડો તેટલો જ સાચો હોય તો કોઈ પણ પુરુષ, ગમે એવો એ હીન ભલેને ન હોય, પવિત્ર બની ગયા સિવાય રહે જ નહિ. પ્રેમ



જેવું પાવક રસાયણ બીજું કોઈએ નથી ને એવી કસોટીમાં મુકાઈ પાર ઊતરવા જેવો પવિત્ર વિજય જગતમાં બીજો એકકે નથી—ભલેને માબાપોને કે મોટેરાંઓને એમાં ઉદ્ધતાઈ કે અકલ્યાગરાપણું લાગતાં હોય!'

આ વાકયો એવા ધીમા અવાજે છતાં શ્રદ્ધાના એટલા બધા જોમપૂર્વક બોલાયાં હતાં કે મેં કૌમુદીની સામે જોવા આંખ ફેરવી. એનું ધ્યાન મારા ઉપર નહોતું. એની આંખો જાણે લગભગ બંધ થઈ ગઈ હતી, ને જાણે આખુંયે આ સંભાષણ એ પોતાના મનની જોડે જ કરી ગઈ હતી. પણ તેનો આખોયે ચહેરો જાણે એક જાતના તેજે રંગાઈ ગયો હતો. કેટલી સરસ છોકરી છે! મારા મનમાં, થયું. કેવી પવિત્ર! કેવી શ્રદ્ધાભરી! ભગવાન એને એની દરેક કસોટીમાંથી હેમખેમ પાર ઉતારે!

ફરી પાછું રસ્તા ઉપર જોયું તો મોટર કૌમુદીના પિતાની ઑફિસની નજદીક આવી પહોંચવાની તૈયારીમાં હતી. મેં હસીને કહ્યું:

'વાતમાં ને વાતમાં રસ્તો કયાં કપાઈ ગયો એની પણ ખબર ન પડી.'

ચમકી હોય તેમ કૌમુદી તૈયાર થઈ ગઈ. આજુબાજુ જોયું ને પછી બોલી:

'આવી પણ પહોંચ્યાં ને શું? થેન્કયુ વેરી મચ, અવિનાશભાઈ; તમને ખૂબ તકલીફ પણ આપી ને આવી બચ્ચાંશાઈ વાતોથી હેરાન પણ કર્યા.'

'આને બચ્ચાંશાઈ વાતો કહો છો? મને તો ખરેખર ખૂબ મઝા આવી.' પછી હળવે રહીને પૂછી લીધું: 'એક સવાલ પૂછું, કૌમુદીબહેન?'

'પૂછો ને?'

'તમે હવે કયારે લગ્ન કરો છો?'

'હું? મારાં લગ્ન?' તે ખડખડાટ હસી પડી. મેં ચમકીને તેની સામે જોયું.

'મારે તો સંન્યાસિની થવું છે.' તે હસતી હસતી બોલી, પણ તે હાસ્યમાં આનંદ કરતાં વિષાદ વધારે હતો. 'ખરું કહું છું હોં, અવિનાશભાઈ.' તે ફરી હસી ને ઊભી રહેલી મોટરમાંથી ઊતરતાં ઊતરતાં તેની હંમેશની ટેવ પ્રમાણે, 'લો ત્યારે આવજો, થેન્કયુ વેરી મચ.' કહેતી ઝપાટાબંધ ચાલી ગઈ.

*

તે જ દિવસે સાંજે ઘેર જતી વખતે ઑપેરા હાઉસ પાસેથી પસાર થતો હતો ત્યારે બસ માટે ખડકાયેલા અનેક મુસાફરોની હારમાંથી 'અવિનાશભાઈ, અવિનાશભાઈ'ના નામની આવી રહેલી આતુર બૂમોથી મારું ધ્યાન એ તરફ દોરાયું. જોયું તો પેલો પ્રફુલ્લ હાથ ઊંચા કરી કરી મારું ધ્યાન ખેંચવા કોશિશ કરી રહ્યો હતો. સાંજની એ ગિરદીમાં મેં મોટર માંડ ઊભી રાખી, ને મુસાફરોની એ ભીડમાંથી એ માંડ મારા તરફ ધસ્યો. બારણું ઉઘાડીને મારી બાજુમાં બેસતાં એ નિરાંતથી બોલ્યો:

'હાશ બાપ, શી ભીડ છે? મારો વારો તો કોણ જાણે કયારે આવત? તમે ઘેર જ જાઓ છો ને?'

'હા, ઘેર જ. અહીં કયાંથી?'

'કંઈ કામ આવી પડ્યું, યાર, અમારા જેવાને તે પૂછાતું હશે કે અહીં કયાંથી ને ત્યહીં કયાંથી? અમે તો ગમે ત્યાંથી ફૂટી નીકળીએ.' કહી તે ખડખડાટ હસ્યો.

સવાર કરતાં આ વળી જુદો જ અનુભવ થવાનો, મનમાં થયું. આ પ્રફુલ્લ એટલે અવનવી વાતોનો અને રોમાંચક અનુભવોનો ભંડાર, સારું બૈરું એની સામે જુએ નહિ. ને ખોટાં બૈરાંની સામે જોવાનું એ ચૂકે નહિ. ને એને એ વાતનું મોટું અભિમાન. લડાઈના વખતમાં મોટરો દોડાવી નહોતી શકાતી ને બધાયે ટ્રેઈનોમાં જ જવું પડતું ત્યારની એની મારે ઓળખાણ, પછી આવી રીતે કોઈક વાર ભેટી જાય ત્યારે ભેગી થયેલ બધીયે અનુભવની વાતો ઠાલવે. માનવજીવનનાં બધાયે પાસાંઓને સમજવા મથતું મારું મન એની એ વાતોને, જેટલી આસાનીથી





કૌમુદી જેવીની વાતોને, ઝીલે, એટલી જ આસાનીથી ઝીલી લે. એટલે મેં જ પૂછ્યું :

‘પણ અહીં ક્યાંથી ફૂટી નીકળ્યો ?’

‘હશે એવું ત્યારે જ નીકળ્યા હઈશું ને ? આ તો ઑપેરા હાઉસ. દરેક ચીજ અહીં મળે’

‘પણ આવે ટાણે ?’

‘ઇશ્કમાં ટાણુંકટાણું જોવાતું હશે, અવિનાશભાઈ ? તમેયે શું, મારા મહેરબાન, સાવ ભોળિયા ને વેદિયા જ રહ્યા !’

‘હા છીએ તો અમે એવા જ, ભાઈ, તારા જેવું થતાં અમને ન આવડે.’

‘તે સહેલું હશે આવડવું જાણે ! જાત, પૈસો, વખત, બધુંય ખરચવું જોઈએ, સાહેબ, આમ સવારે અગિયાર વાગ્યે ઑફિસે જવાનું ને પાછું સાંજે છ વાગે ઘેર જવાનું એવું નિશાળમાંથી નીસરી જવું પાંસરું ઘેર, એમ કરવાથી એ ન આવડે.’

‘ન આવડ્યું તે હવે નહિ જ આવડે, પ્રફુલ્લ, જોતો નથી આ પીસતાળીસ તો પૂરાં પણ થયાં ? ને એનો અફસોસ પણ નથી હોં, ખરેખર; પણ તું તો કહે, આજકાલ તારા શા સમાચાર છે ?’

‘વહી રફતાર ચલતી હૈ, અહીં તો, યાર ! એક જાય ને દૂજી આવે. મુંબઈ ગામમાં બૈરાંનો ક્યાં તોટો છે ?’

‘એ તો બધી વાતો. કેટલાંક બૈરાં જોઈ નાખ્યાં હશે તેં એમ તો ?’

‘હું ખોટું બોલું છું, એમ ?’ પ્રફુલ્લ વિફર્યો અને મારી સામે ફર્યો.

‘હું ક્યાં કહું છું કે તું ખોટું બોલે છે ?’ મેં કહ્યું. ‘હું તો તને પૂછું છું કે તેં કેટલાંક બૈરાં જોયાં હશે ?’

‘જોયાં નહિ, ભોગવ્યાં. કેટલાં, કહું ?’ ને તે મારી સામે તાંકી રહ્યો. મારે પણ તેની સામે નજર ફેરવવી પડી. હવે મોટર પણ મોટા, ઓછી ગિરદીવાળા રસ્તા ઉપર દોડતી હતી એટલે તેમ કરવામાં વાંધો પણ નહોતો.

‘આ માથાના વાળ જોયા ? કેટલા હશે ?’ પોતાનાં સુંદર ગૂંચળાવાળા વાળવાળા માથામાં હાથ ફેરવતાં તે બોલ્યો : ‘એટલાં તો ઓછામાં ઓછાં થઈ ગયાં હશે.’

મેં તરત નજર ફેરવી લીધી. આજે કોણ જાણે આની આવી વાત સાંભળવી મને નહોતી ગમતી. મારાથી કહેવાઈ ગયું :

‘એમાં મોટી બહાદુરી નથી, પ્રફુલ્લ, મુંબઈમાં એવી સ્ત્રીઓ ઓછી નથી.’

‘એવી એટલે કેવી ?’ ફરી એનું અભિમાન ઘવાયું એટલે એણે જુસ્સાથી પૂછ્યું.

‘એવી એટલે આ તું વાત કરે છે તેવી, તને મળી રહે છે તેવી.’

‘મને મળી રહે છે એટલે જેવીતેવી નથી મળી રહેતી હોં, અવિનાશભાઈ, એ ખાંડ ખાતા હો તો રહેવા દેજો.’

‘એટલે ?’

‘એટલે કે આ પ્રફુલ્લ પૈસો આપીને પ્રેમ કદી નથી કરતો. હા ચાપાણી, ખાણીપીણીનો પૈસો ખરચવો પડે એ જુદી વાત. બાકી પૈસાની આપણી કને વાત નહિ. આવવું હોય એ આવે, આ જાત તરફ ખેંચાઈ ને.’

એટલા અભિમાનપૂર્વક એ આ છેલ્લું વાક્ય બોલ્યો કે હું પણ તેની સામે જોઈ રહ્યો. એ પોતાની જાત ઉપર પ્રેમ અને ગૌરવભરી નજર ઢાળી રહ્યો હતો— ને હતો પણ એ ખરેખર આકર્ષક. દેખાવડો તંદુરસ્ત ચહેરો, ભરેલી માંસલ કાયા, સરસ સિલાઈનાં ઊંચાં કાપડનાં કપડાં, અને આંખેય ખૂબસૂરત ચહેરાને વધુ આકર્ષક બનાવે એવાં સરસ ફ્રેઈમનાં ચશ્માં. લાગતો હતો એ ખરેખર સારો અને ગૃહસ્થ જેવો. લોફર જેવો જરાયે નહિ.

‘એમાં શું વળ્યું ? આવનારાં તો બધાં એવાં જ ને ?’



'એવાં કંઈ નહિ હો! તમે ઓળખો છો કે નહિ પેલા વાદરામાં રહે છે તે બુઢ્ઢા પ્રોફેસરને? જુવાન બૈરી છે જેને એ! બંદા આગળ આવી પહોંચી એ પણ પોતાની મેળેમેળે?'

'બુઢ્ઢા પ્રોફેસરની જુવાન બૈરી? બડી બહાદુરી કરી!' મેં હસતાં હસતાં કહ્યું.

પ્રફુલ્લે મારો હાથ પકડી લીધો. 'મશ્કરી નહિ હો, અવિનાશભાઈ, તમારે જાણવું જ છે તો એક વાત કહું?'

'જાણવું તો બધુંય છે પણ પહેલાં તું મારો હાથ તો છોડ, નહિતર હું ને તું બન્ને કશું જોઈ જાણી ન શકીએ એવી સ્થિતિએ પહોંચી જઈશું.'

'તો પછી મશ્કરી શેના કરો છો? આ તમારા સાંતાક્રૂઝમાં જ પેલા હિંમતભાઈ મહેતા રહે છે એને ઓળખો છો?'

મારા કાન એકદમ સરવા થઈ ગયા. 'કયા હિંમતભાઈ મહેતા?' મેં પૂછ્યું.

'કેમ, પેલા સોલિસીટર? જાણીતા માણસ છે.'

'હા, એ તો ખૂબ જાણીતા છે.' મેં કહ્યું.

'એની દીકરી કૌમુદીને જોઈ છે? એમ. એ. થઈ છે એમ. એ. ને છેયે આમ બુલબુલના બચ્ચા જેવી.'

'તે એનું શું છે?' મેં અધીરાઈથી પૂછ્યું.

'એ પણ બંદાના પ્રેમમાં પડી 'તી.' તેણે વિજયભર્યો સાદે કહ્યું.

'જા જા હવે.' મેં તિરસ્કારપૂર્વક કહ્યું ને પછી ઉમેર્યું: 'જો પ્રફુલ્લ, ગમે તેનું નામ લઈ ગમે તેવી વાતો નહિ કરવાની હો. એ મને ન ગમે.'

'તમારા સોગન, સાચી વાત કહું છું. અવિનાશભાઈ, એ મને પરણવા સુદ્ધાં તૈયાર થઈ ગઈ 'તી.'

'એમ? ક્યારે?' એની વાત મારા માનવામાં નહોતી આવતી પણ મારું કુતૂહલ જોર કરતું હતું એટલે રહી શકે એટલી શાંતિથી મેં પૂછ્યું.

'વરસેક થઈ ગયું એ વાતને તો. મારા એક ઓળખીતા મદ્રાસથી આવેલા. હિંમતભાઈને ત્યાં મહેમાન થયેલા. તેમને મળવા જાઉં, એમાંથી આ કૌમુદી જોડે ઓળખાણ થયેલી.'

'થાય એ તો, ઓળખાણ તો થાય.'

'પણ માત્ર ઓળખાણ જ નહિ રહેલી. વાત તો પ્રેમ સુધી પહોંચી ગઈ હતી.'

'તે એને ખબર નહોતી કે તું પરણેલો છે?'

'એને એ ખબર હોય તોયે શું ને ન હોય તોયે શું? બંદા તો પૂરેપૂરા પ્રેમપંખેરું બની ગયેલા. 'તુમ્હી મેરી, મૈં તેરા' જેવા. ને એ બાપડી તણાઈ આવતી 'તી આઘે ને આઘે દોરી જેટલી દૂર લઈ જાઉં એટલે દૂરદૂર સુધી.'

'તે એ દોરીને છેડે પ્રલોભન એવું તે શું લગાડ્યું હતું તેં, પ્રફુલ્લ.'

'લગ્ન.' પ્રફુલ્લે શાંતિથી તાજી સળગાવેલી સિગારેટમાંથી ધુમાડો કાઢતા કહ્યું.

'એટલે?' હું ગૂંચવાયો.

'લગ્ન એટલે લગ્ન, બીજું શું? તમને લગ્ન એટલે શું એ ખબર નથી, અવિનાશભાઈ?'

'પણ તે...' હું થોથવાયો, 'તે એનો અર્થ એમ કે તું એની જોડે લગ્ન કરવાનો હતો!'

'એમ હું એને કહેતો હતો.'

'ને એ શું કહેતી હતી!'

'એ તો પ્રેમ, ને પવિત્રતા, ને ભાવના, ને સમુજ્જ્વલતા, ને પાવન, ને મલિન, ને વિશુદ્ધી, ને એવું એવું ઘણું બધું લખ્યા કરતી હતી.'

'તું એ બધું સાંભળતો પણ નહોતો?'

'હું શા માટે સાંભળું?'

'તો તું શું કરતો હતો એ બધો વખત?'

'ખરું કહું?'

'તો ખોટું કહે એટલા ખાતર આ બધું તને પૂછતો હઈશ, કેમ?'

'હું? હું આખો વખત એની લહેરાતી કાયા જોયે રાખતો હતો. મારા બાપ, બહુબહુ જોવા જેવી હતી એ છોકરી, અવિનાશભાઈ! એની એ મોટી મોટી આંખો, ને ભરેલી ગરદન ને એથીયે ભરેલા...'

'એને ખબર હતી તારા આવા લંપટ સ્વભાવની, પ્રફુલ્લ!' મેં એને આગળ ન વધવા દીધો.

'થોડીઘણી તો હશે જ ને, નહિતર એ પ્રેમ ને પવિત્ર ને પ્રેમનું બળ ને મલિન ને શુદ્ધ ને એવું એવું શેનું બકયે રાખે?' પ્રફુલ્લ અટકયો. પછી કહે: 'તમને એક ગુપ્ત ચાવી દેખાડું અવિનાશભાઈ?'

'શેની?'

'આવી સારીસારી કહેવાતી છોકરીને વશ કરવાની. એને એમ જાણવા દેવું જોઈએ કે આપણે તો દુઃખિત, પતિત જીવ છીએ ને એની મદદ વગર કદીયે ઊંચે નહિ આવવાના.'

'એટલે એ તને પરણે અને પવિત્ર બનાવી દે એવું તેં એને કહ્યું?'

'એવું કહ્યું નહિ; એવું ન કહેવાય. એવું સૂચવ્યું, એવું સૂચવાય.'

'ને એ તૈયાર થઈ ગઈ!'

'એની પવિત્ર ભાવના જાગ્રત થઈ ઊઠી. દરેક માણસને પોતાનું અહમ્ હોય છે ના?'

'ઓહો, તું પણ માનસનો જાણકાર લાગે છે, ત્યારે?'

'એ વિના બૈરાંઓ આમ માથે પડતાં આવતાં હશે? ને તેમાં આવાં કૌમુદી જેવાં પણ?'

'પણ પ્રફુલ્લ. જો તું એને પરણવાનો નહોતો તો પછી પરણવાની વાત શા માટે કરતો હતો એની જોડે? માત્ર પ્રેમની વાતોના જોરે...'

મને અધવચ્ચેથી જ અટકાવી પ્રફુલ્લે કહ્યું:

'તમે તો કશુંયે સમજતા નથી, અવિનાશભાઈ. આવાં કહેવાતાં સારાં ઘરની કુંવારી છોકરીઓ પરણવામાં પરિણામ ન પામવાનો હોય એવા પ્રેમને દાદ નથી આપતી. અને એવું પરિણામ પામવાનો હોય એવા પ્રેમની ઓથે આગળ ધપવામાં પાછું વાળીને કશું જોતી પણ નથી.'

'એટલે તું એવા પ્રેમથી એને ભોળવવા મથતો?' મારો અવાજ એની મેળે જ કોણ જાણે તિરસ્કાર-મિશ્રિત બની ગયો. એ ન સમજે એવો અબુદ્ધ પ્રફુલ્લ નહોતો. તેણે હસીને કહ્યું:

'એમસ્તો. ને એ ભોળવાઈ પણ હતી.' ભોળવાઈ શબ્દ ઉપર તેણે ખાસ ભાર મૂકયો.

'પછી?' મારો શ્વાસ અટકી જતો મને લાગ્યો.

'પછી તો લાગ મળવાની જ વાર હતી.'

'ને એ લાગ તને મળ્યો પણ ખરો?'

'ન મળ્યો, કમભાગ્યે.' તેના અવાજમાં કચવાટ સ્પષ્ટ હતો.

'કેમ?'

'કેમકે એ દરમિયાન હું દેશ ગયો. મારે જવું પડયું. માંદો પડયો, પછી મારી બૈરી ગુજરી ગઈ, ને એ બધાંમાં ચારપાંચ મહિના નીકળી ગયા.'

'તો તે પછી?'

'પછી મને એવી લાંબીલાંબી વાતોનો કંટાળો આવી ગયો. પાછી એને એ રીતે તૈયાર કરતાં મહિનાઓ નીકળી જાય.'

'તો તે પછી!'

'પછી મારી પાસે એવો સમય નહોતો, કેમકે એના કરતાં વધારે રૂપાળી એક નવી છોકરી મને મળી ગઈ હતી, ને મારા રૂપ કરતાંય ગુણનો વિશેષ ખ્યાલ એ કૌમુદીનાં માબાપને આવી ગયો હતો ને કૌમુદી પાસે ઢૂંકવામાં પણ જોખમ હતું એટલે 'હું તેને લાયક નથી માટે મને એ હવે મળે નહિ એમ મેં એને કહેવડાવી દીધું. ને એમ એનાથી છૂટો થઈ ગયો.'

'પણ, પણ પ્રફુલ્લ, જો એવું કશું ન હોત.' મેં પૂછ્યું, 'ને પ્રેમ ને લગ્ન ને એવી એવી વાતોથી ભોળવાઈને એ જો તારી જાળમાં પૂરેપૂરી આવી ગઈ હોત તો તું શું કરત?'



રાસુ પંડિત

# અમેરિકાના રંગઢંગ [૨]

કોઈપણ પ્રકારના વાદ કે પક્ષની શેહમાં તણાયા વિનાના તટસ્થ મંતવ્યો રજૂ કરતી પત્રમાળાનો આ બીજો મણકો છે. અમેરિકા વિષે જાણવાની જિજ્ઞાસાવાળા વાચકો પોતાનાં પ્રશ્નો આ માસિકના સંપાદક દ્વારા લેખકને પૂછાવી શકે છે...

લૉસ ઍંજલીસ, ૧૯–૭–૫૭

આ ઈ કાલે જ લૉંગ બીચમાં 'મીસ યુનિવર્સ' હરીફાઈ પૂરી થઈ. દક્ષિણ અમેરિકાના પેરુની (અમેરિકનો એનો ઉચ્ચાર 'પેરુઉઉ' કરે છે) ૧૮ વર્ષની કાંઈક માદક લાગતી છોકરી 'મીસ યુનિવર્સ' થઈ. મીસ જર્મની કે મીસ ઇંગ્લૅંડ 'મીસ યુનિવર્સ' બનશે એવી આશા સેવનારો પ્રેક્ષક વર્ગ નિરાશ થયો ને પરીક્ષકોના નિર્ણય સામે 'બુઉઉ'ના પોકારો થયા. સૂત્રધાર(Master of Ceremonies)ને બહાર આવીને મક્કમ અવાજે કહેવું પડ્યું કે 'આપણે લોકશાહીમાં જીવીએ છીએ. પંચના નિર્ણયને માન આપવું રહ્યું' મામલો વણસ્યો નહીં ને ખેલ ખલાસ થયો. છેલ્લા એક અઠવાડિયાથી લૉસ ઍંજલીસની સ્ત્રીઓ પાસે 'મીસ યુનિવર્સ' હરીફાઈ સિવાય વાતનો બીજો કોઈ વિષય જ ન હતો. ચૌટે-ચકલે, ઑફિસોમાં, લાયબ્રેરીમાં, રેસ્ટોરાંમાં, શાળાઓમાં 'મીસ ફલાણી મને જરાય ગમતી નથી' 'ઢીંકણી તો ખૂબ રૂપાળી છે'' તેની જ વાતો થતી હતી. એમાં વળી 'મીસ અમેરિકા' તરીકે પસંદ થયેલી છોકરીએ તરખાટ મચાવ્યો. હરીફાઈના ચાલુ વર્ષના નિયમ મુજબ હરીફ યુવતી કુંવારી હોવી જોઈએ. મેરીલેન્ડ રાજ્યની એક પરિણીતા ને બે બાળકોની લાવણ્યભરી માતા 'પોતે કુંવારી છે' એવું જાહેર કરીને હરીફાઈમાં ઊતરી. ૪૮ રાજ્યોની બધી સૌંદર્યવતીઓને હરાવી એ પરમ દિવસે 'મીસ અમેરિકા' તરીકે પસંદગી પામી. લશ્કરમાં કામ કરતો એનો પતિ મેરીલેન્ડમાં બેઠો એવા ઉત્સાહમાં આવી ગયો કે ત્યાંના એક રેસ્ટોરાંમાં એણે મિજલસ જમાવી ને પોતે 'મીસ અમેરિકા'નો પતિ છે એવું બાફી માર્યું. કોક રસિયાએ મેરીલેંડના છાપાવાળાઓને ફોન કર્યો ને મેરીલેન્ડના છાપાવાળાઓએ લૉસ ઍંજલીસ સાથે તાર સાંધ્યો. અહીં હરીફાઈ યોજકોએ 'મીસ અમેરિકા'ને પૂછપરછ કરવા માંડી ને જ્યારે ખાત્રી થઈ કે એ પરણેલી છે ત્યારે તો એનો તંત ન છોડ્યો.

---

'કેવો બેહૂદો સવાલ?' પ્રફુલ્લ હસ્યો.

'કેમ?'

'કેમ તે એમાં પૂછવાનું શું હતું? પણ જુઓ હવે આ મારું વાંદરા આવી પહોંચ્યું. મોટર ઊભી રાખો.' મેં મોટર ઊભી રાખી ને એ ઊતરતો હતો ત્યાં કહ્યું: 'મને કહેતો તો જા પ્રફુલ્લ, તું શું કરત એ?'

'કરત શું બીજું? મઝા કરી લેત એની જોડે.'

'પછી?'

'પછી શું?'

'પણ એ પછી એનું બાપડીનું થાત શું, પણ?' મારાથી પૂછાઈ ગયું.

પ્રફુલ્લ પળ એક મારી સામે જોઈ રહ્યો—જાણે મારા અજ્ઞાનની દયા ન ખાતો હોય! પછી તેણે એક નવી સિગરેટ ચેતાવીને સળગતી દિવાસળીને પગ નીચે ચાંપતાં ચાંપતાં કહ્યું:

'પછી એ જાત એને રસ્તે ને હું મારે. ને,' થોડીવાર અટકી આંખમાં હાસ્યની ચમક લાવી: 'ને અવિનાશભાઈ, મારે માથે વ્યાધિઓ ક્યાં ઓછી છે કે એવી બધી વાતોની ચિન્તાઓ હું કર્યા કરું?' કહી હસીને, 'બાય બાય, ચિયરિયો.' કહેતો કહેતો, અને સિગરેટના દમ ઉપર દમ લેતો લેતો તે તેને રસ્તે ચાલ્યો ગયો.*

* 'કેસૂડાં'માંથી

☆





જૂઠાણું ઠેઠ સુધી ચલાવી ન શકનારી બિચારી 'મીસ અમેરિકા'એ આંસુભરી આંખે પત્રકાર પરિષદમાં કબૂલ કર્યું કે પોતે પરણેલી છે. પરિણામે એની સમોવડી 'મીસ યુટાહ' 'મીસ અમેરિકા' બની ને ૨૦૦૦ ડૉલર રોકડ ઇનામ, ૧૦૦૦ ડૉલરનાં વસ્ત્રાભૂષણો, યુરોપની મફત મુસાફરી વગેરે બધા લાભો પેલીને જતા કરવા પડ્યા—માત્ર એક દિવસ 'મીસ અમેરિકા' તરીકેનું માનપાન એણે મેળવી લીધું. આ પ્રસંગથી અમેરિકાને જરા નીચું જોવા જેવું થયું, પરંતુ થયેલી ભૂલ સુધારી લેવા જેટલી હિંમત યોજકોએ જરૂર બતાવી. હડધૂત થયેલી 'મીસ મેરીલેન્ડ' રાતોરાત વિમાનમાં પોબારા ગણી ગઈ.

'મીસ યુનિવર્સ'ની હરીફાઈ અમેરિકાની થોડી ધંધાદારી સંસ્થાઓ ગોઠવે છે, ફિલ્મ ઉદ્યોગ એના સ્વાર્થને કારણે એને પ્રોત્સાહન આપે છે ને મુખ્યત્વે તો સૌંદર્ય સજાવટની ચીજોના ઉત્પાદકો એમાં નેતૃત્વ ભોગવે છે—'મીસ યુનિવર્સ સૌંદર્યવૃદ્ધિ માટે અમારી આ લીપસ્ટીક વાપરે છે. તમે પણ સૌંદર્યવૃદ્ધિ માટે એ વાપરો' અને એ લીપસ્ટીકની માગ પણ બજારમાં વધી જાય છે. આથી આવી હરીફાઈ પાછળ થતી પૈસાની ધાણીના બદલામાં ઘણો વધારે નફો આ ધંધાદારી સંસ્થાઓ બનાવતી હોવાથી 'આંતરરાષ્ટ્રીય મૈત્રી'ના રંળિયામણા સૂત્ર નીચે આ પ્રવૃત્તિ વિકસતી જ જાય છે. ૧૯૫૮ની 'મીસ યુનિવર્સ' હરીફાઈમાં રશિયા ને બીજા કોમ્યુનીસ્ટ દેશો પણ ભાગ લેવાના છે એવું જાહેર થયું એટલે વળી વધુ ઉત્સાહ જામ્યો છે.

હિંદે પહેલી 'મીસ યુનિવર્સ' હરીફાઈમાં ભાગ લીધેલો.—ઇન્દ્રાણી રહેમાનને મોકલીને, પરંતુ ઠેરઠેર એટલો વિરોધ થયો કે, ત્યાર પછી હિંદમાંથી કોઈ 'મીસ ઇન્ડીયા' અહીં આવી નથી. આપણી સંસ્કૃતિમાં આવું શારીરિક પ્રદર્શન સર્વમાન્ય પણ નથી—'બેધીંગ સૂટ'માં જાહેર રીતે ઊભા રહેવું એ વિચાર પણ લોકોને પચાવવો હજુ અઘરો લાગે છે. પશ્ચિમના દેશોમાં એ પ્રકારની સૂગ જરાય નથી, આથી અહીં તો 'રોઝ ક્વીન' 'સ્યુગર ક્વીન' 'કોટન કવીન' 'લોસ એંજલીસ કવીન' 'કોલેજ કવીન' 'બડવાઈઝર (તાડી) કવીન' વગેરે એટલી બધી 'ક્વીનો' છે કે દવાવાળાઓ આવતી કાલે 'મીસ એસ્પીરીન' કે 'મીસ ક્વીનાઈન'ની હરીફાઈઓ યોજે તો પણ નવાઈ નહીં. આવી હરીફાઈઓ ઘણી રૂપાળી પણ શક્તિશાળી યુવતીઓને આદર્શચ્યુત કરે છે. પોતે એક હરીફાઈમાં 'ક્વીન' બની એટલે એની સમગ્ર શક્તિ બીજી હરીફાઈઓ તરફ દોરાય છે, આથી એનાં મૂલ્યાંકનો બદલાય છે ને થોડાં વર્ષ પછી જ્યારે નવી આવતી હજારો 'ક્વીન' વડે બહાર ફેંકાઈ જાય છે ત્યારે એને પોતાની અલ્પતાનું ભાન આવે છે. સૌંદર્ય હરીફાઈના આ વધતા જતા રોગ સામે કેટલાક પત્રકારો ને સમાજહિતચિંતકોએ આંગળી ચીંધી છે, પરંતુ ધંધાદારીઓ ટેલિવિઝન, રેડિયો ને છાપાંનાં મજબૂત સાધનો વડે એવો જોરશોરથી પ્રચાર કરે છે કે આવા વિરોધો બહુ પાંગળા લાગે છે. આમ છતાં અમેરિકામાં એક મજબૂત ચિંતક વર્ગ છે જે અહીંના સમાજનાં મૂલ્યાંકનોને જાળવી રાખે છે. યોગ્ય પળે એ વર્ગ સમાજને દોરી પણ શકે છે, પરંતુ આ વર્ગ કેટલો ટકી ને વિસ્તરી શકે છે. એ ઉપર અમેરિકાના ભાવિનો આધાર છે.

હિંદ આ 'મીસ યુનિવર્સ' હરીફાઈમાં કેમ ભાગ લેતું નથી એવો પ્રશ્ન અનેક સહાનુભૂતક અમેરિકનોએ મને છેલ્લા અઠવાડિયા દરમિયાન પૂછ્યો છે. હિંદ–અમેરિકાની મૈત્રી અતૂટ બનાવવા માટે 'મીસ ઇન્ડીયા'એ અમેરિકા આવવું જ જોઈએ એવો આગ્રહ પણ ઘણા સૌંદર્યરસિક—મૈત્રીરસિક લોકો વ્યક્ત કરે છે. દરેકને મારે પહેલાં તો હિંદી સંસ્કૃતિની પશ્ચાદ્ભૂમિકા સમજાવવી પડે છે, વળી આવી હરીફાઈમાં સંસ્કારી ને લાવણ્યમયી સ્ત્રીઓ ભાગ ન લેતી હોવાથી 'મીસ ઇન્ડીયા' તરીકે પસંદગી પામનાર યુવતી હિંદી સ્ત્રીના સૌંદર્યની 'સાચી' પ્રતિનિધિ હોઈ શકે નહીં. હિંદુ ધર્મ આમાં આડો આવે છે એવું કહેવાય? હિંદુ ધર્મે 'લાજ–મલાજા'ને



(રૂઢિચુસ્ત અર્થમાં) પોષ્યો છે ને નથી પણ પોષ્યો. સર્વ વસ્ત્ર વેગળાં મૂકીને નહાતી ગોપીઓ કરતાં પશ્ચિમની 'બેધીંગ સૂટ' પહેરીને નહાતી સ્ત્રીઓ કઈ રીતે ઊતરતી ગણાય? સ્ત્રી–પુરુષ વચ્ચેનો શારીરિક તફાવત સમજી શકે એ વયે કૃષ્ણ જો ગોપીઓનાં વસ્ત્રો હરીને ઝાડ પર બેસી ગોપીઓની કાકલૂદી સાંભળી શકે ને એ પ્રસંગનાં કાવ્યો રચી એને અમર કરવાની ધૃષ્ટતા (!) કૃષ્ણભક્ત કવિઓ કરી શકે તો પછી હિંદી સંસ્કૃતિની મર્યાદા ક્યાં આડે આવી? —મારા એક હિંદી સંસ્કૃતિ ને ધર્મના અભ્યાસી અમેરિકન મિત્રનો આ પ્રશ્ન છે. ગુરુબંધુ રામની પત્ની સીતાના પગની પાનીથી ઊંચે ન જોનાર સંયમી લક્ષ્મણનો પ્રસંગ મેં એ મિત્રને કહ્યો ત્યારે એ વધુ ગૂંચવાયો. મને કહે કે હિંદુ ધર્મ ક્યાંક ક્યાંક વિરોધાભાસી નથી લાગતો?

આપણે કલ્પી પણ ન શકીએ એટલી મમતા અમેરિકનોને હિંદી સ્ત્રીઓના સૌંદર્ય પ્રત્યે છે. હિંદી મહિલાનું લાવણ્ય, એની રંગભરી ફરક ફરક થતી સાડી, એમાં સચવાતી મર્યાદા, સૌંદર્ય સજાવટનાં વિપુલ સાધનો પ્રત્યેની એની નિસ્પૃહા, કપાળમાં ચમકતો ગોળ મઝાનો ચાંલ્લો, ગોળમટોળ અંબોડો વગેરે અમેરિકન કુતુહલતાને ઉશ્કેરે છે ને છેલ્લાં ચાર વર્ષથી સૌંદર્ય સજાવટમાં હિંદી વસ્ત્રપરિધાનનું એટલું બધું અનુકરણ થાય છે કે ખુદ આપણને એ ગાંડપણ લાગે. 'ન્યૂ યૉર્ક મેગેઝીન'ના ગયા અઠવાડિયાના અંકની 'Fashion of the day'માં હિંદી સાડી જેવા લાંબા સાયંપોષાક (Fvening dress)માં સજ્જ થયેલી, અંબોડો વાળેલી એક લાવણ્યમયી અમેરિકન સ્ત્રી કપાળમાંનો ચાંલ્લો નાનકડા અરીસામાં નીરખતી બતાવી છે. પશ્ચિમની એક પ્રણાલી હિંદ અપનાવી શકે તો અપનાવવા જેવી છે. સૌંદર્યની એ લોકો જાહેર તારીફ કરી શકે છે. ને એનો યોગ્ય પ્રતિભાવ 'Thank you' કહીને આપવો એ તારીફ પામનાર માટે સ્વાભાવિક શિષ્ટાચાર ગણાય છે. 'I see many pretty girls in the class' (વર્ગમાં ઘણી સુંદર છોકરીઓ જોઉં છું) એમ કહેનાર પ્રાધ્યાપક પર ચારિત્ર્યશિથિલતાનું 'લેબલ' વિદ્યાર્થીઓ અહીં નથી મારતા. આપણે ત્યાં પ્રોફેસર એવું કાંઈ પ્રમાણિકપણે બોલે તો? લૉર્ડ ને લેડી માઉન્ટબેટનના સ્વદેશાગમન વેળાએ વિદાય સમારંભમાં પાશ્ચાત્ય સંસ્કૃતિથી પરિચિત વડા પ્રધાન નેહરુએ લેડી માઉન્ટબેટનના સૌંદર્યની જાહેર તારીફ કરી ત્યારે આર્ય સંસ્કૃતિના સંસ્કારનો ઇજારો લઈ બેઠેલાં થોડાં છાપાંઓએ નેહરુની ટીકા કરી હતી ને લેડી માઉન્ટબેટનના મોહમાં પડીને નેહરુ પોતાનું ને હિંદનું પતન વહોરી રહ્યાનો હલકો આક્ષેપ પણ મૂક્યો હતો. સૌંદર્યને મોં ફાડીને કાંઈક અશિષ્ટ લાગે એવી રીતે પણ આપણા લોકો જોઈ રહે છે, પરંતુ એની જાહેર પ્રશંસા કરીને લાગણીને સ્વાભાવિક વહન નથી આપતા અને પરિણામે પણ થોડીક જાતીય વિકૃતિઓ જન્મતી હોય એવું નથી લાગતું?

*

ટેલિવિઝનની શોધે લોકશિક્ષણમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, અમેરિકામાં એનો દુરુપયોગ નથી થતો એમ નહીં, આમ છતાં અમુક કાર્યક્રમો તો એવા સુંદર હોય છે કે ટેલિવિઝનને દુવા દેવાનું મન થાય. જોસેફ મૅકાર્થી (અકાળે મૃત્યુ પામેલા એ સૅનેટરનું નામ લેવું એ પણ ઘણા અમેરિકનો પાપ માને છે)ના મૃત્યુ પછી રાજકીયરીતે ઉદારમતવાદી લોકો કાંઈક છૂટકારાનો દમ ખેંચે છે. એ માનવીએ રાજકીય તખ્ત પર રહીને કૉંગ્રેસની કૉમ્યુનીસ્ટ વિરોધી તપાસ સમિતિ દ્વારા કેટલાય પ્રતિષ્ઠિત પ્રાધ્યાપકો, પત્રકારો, મઝૂર નેતાઓ, વૈજ્ઞાનિકો ને લેખકોને હતા ન હતા કરી નાખ્યા. ને અમેરિકન લોકશાહીની સુંદર પ્રણાલીને પરદેશમાં બટ્ટો લગાડ્યો. એણે ગ્રંથપાલોને પણ બાકાત નહોતા રાખ્યા. કેટલાંક પુસ્તકાલયોમાંથી તો બદનામ થવાની બીકે અપ્ટન સીંક્લેર, હાવર્ડ ફાસ્ટ અને પર્લ બક (બિચારી!) જેવાં પ્રતિષ્ઠિત લેખકોની નવલકથાઓ પણ પાછી

ખેંચી લેવામાં આવેલી. આ મેકાર્થી મર્યો ત્યારે અમેરિકાના બુદ્ધિજીવી વર્ગમાં જે રાહતની લાગણી જન્મેલી એનો આવિર્ભાવ અનેક ઉદારમતવાદી યોજનાઓ ઉપર પડયો ને અહીંના પ્રતિષ્ઠિત ટેલિવિઝન સ્ટુડિયો Columbia broadcasting station—એ એના Face the Nation નામના રાજકીય શિક્ષણ માટે પ્રતિષ્ઠિા પામી ચૂકેલા કાર્યક્રમમાં અમેરિકા વિરોધી દેશોના રાજકીય મુત્સદ્દીઓની મુલાકાત પણ ટેલિવિઝન ઉપર બતાવવા માંડી. રશિયાના કડવી અને મીઠી ભાષાનો વિચિત્ર સુમેળ કરવાની અસાધારણ શક્તિ ધરાવતા ખ્રુશ્ચેવે અમેરિકન ટેલિવિઝન કાર્યક્રમ ઉપર અમેરિકાને થોડી ગાળો દીધી, યુગોસ્લેવિયાના ટીટોએ પણ કોઈક વધુ સંયમભરી ભાષામાં આંતરરાષ્ટ્રીય પ્રશ્નો વિષે પોતાનું વલણ દર્શાવ્યું. જાપાનના કીશીએ ઉંદરની માફક ફૂંકી ફૂંકીને થોડું કરડી લીધું ને એ અઠવાડિયા પહેલાં આપણા પંડિત નેહરુ પણ ' Face the Nation ' કાર્યક્રમમાં અમેરિકન પત્રકારોની આકરી તપાસમાંથી પસાર થઈ ગયા. નેહરુ લંડન આવ્યા ત્યારે એ પત્રકારો આ કાર્યક્રમની મુવી ઉતારવા લંડન પહોંચી ગયા ને આકળા સ્વભાવ માટે તોફાની પ્રતિષ્ઠા પામી ચૂકેલા નેહરુએ આ પત્રકારોના કોઈ કોઈ દંશભર્યા પ્રશ્નોનો જે નમ્રતાથી જવાબ આપ્યો એથી હજારો અમેરિકનોના હૃદયમાંથી નેહરુ વિરુદ્ધ Time જેવા શિર્ષાસન વાળાને જ હિંદની સમસ્યાઓ જોતાં સામયિકોના પ્રચારની અસર શમી ગઈ. ઘણા અમેરિકન મિત્રો ને સ્નેહીઓએ તો એ કાર્યક્રમ જોયા પછી બે ત્રણ દિવસ સુધી ટેલિફોન ને પત્રો દ્વારા નેહરુ પર પ્રશંસાપુષ્પો વેરીને અમને લાગણીભીનાં કર્યાં.

અમેરિકન લશ્કરી સહાય વડે પાકિસ્તાન હિંદ ઉપર હુમલો કરશે એવો ભય તમે સેવો છો ? મી. કેય સ્મીથના આ પ્રશ્નનો જવાબ નેહરુએ જરા અચકાઈ ને આપ્યો : ' એવો ભય અમે સેવતા નથી, પરંતુ કોઈક ઉશ્કેરાટભરી પળે આવાં લશ્કરી સાધનોનો દુરુપયોગ થવાની સંભાવના રહે છે જ — દુનિયાના છેલ્લાં પચાસ વર્ષના ઇતિહાસમાં પણ આવા પ્રસંગો બન્યા છે એ તમે અવગણી શકશો ? ' પાકિસ્તાન પર ' ટોરપીડો ' છોડવાની સરસ તક આપે એવા ઉન્માદક પ્રશ્નનો ' લાભ ' લેવાને બદલે નેહરુએ આટલો સંયમભર્યો પ્રત્યુત્તર વાળ્યો એ રાજકારણના ઘણા વિદ્યાર્થીઓ પ્રાધ્યાપકો ને સામાન્ય માનવીઓના હૃદયમાં વસી ગયો. આ જ પ્રશ્નનો વી. કે. કૃષ્ણમેનનનો જવાબ કુંફાડાભર્યો હોત.

નેહરુની પ્રતિષ્ઠા ઘણીવાર એમના વિરોધીઓ વધારે છે એ વિચિત્ર કથનમાં સમાયેલું તથ્ય પણ ગયા અઠવાડિયે પાકિસ્તાનના છાશવારે પાઘડી બદલતા વડા પ્રધાન શહીદ સુહરાવર્દીએ એ જ ટેલિવિઝન કાર્યક્રમ પર પુરવાર કર્યું. પાકિસ્તાનની આર્થિક કે રાજકીય પ્રગતિ રૂંધાવા માટે એમણે હિંદને ને નેહરુને ગાળો દીધી, હિંદ અણુબોંબના પ્રયોગનો માનવતાવાદી દૃષ્ટિએ વિરોધ કરે છે એટલે એમણે અણુબોંબના પ્રયોગને માનવતાના રક્ષક તરીકે બિરદાવ્યો, કાશ્મીર પર હિંદની જોહુકમી વિષેની ફરિયાદનું બેસૂરું સંગીત ફરી બજાવ્યું ને કચવાતે મને ને ન છૂટકે કબૂલ કર્યું કે પાકિસ્તાનની મધ્યસ્થ સરકારનું ચાલીસ ટકા બજેટ અમેરિકી આર્થિક ને લશ્કરી સહાય ઉપર નભે છે. શહીદ સાહેબ અમેરિકાની પગચંપી ન કરે તો શું કરે ?

એક પત્રકારે તલવારની ધાર જેવો તીક્ષ્ણ સવાલ શહીદસાહેબને પૂછ્યો :

' તમે જે મેળવવા આવ્યા હતા એ બધું મળી ગયું ? '

' તમે લોકો શું એમ માનો છો કે અમે અહીં ' મેળવવા ' માટે જ આવીએ છીએ ? અમે તો મિત્રાચારી માટે આવીએ છીએ, સંસ્કાર ને સંસ્કૃતિની આપલે માટે આવીએ છીએ, કોમ્યુનીસ્ટો ને ' ન્યુટ્રલીસ્ટો 'ની નાગચૂડમાંથી લોકશાહીને બચાવવાની ( પાકિસ્તાન સંપૂર્ણપણે લોકશાહી છે એ ધ્વનિ આમાં અભિપ્રેત છે) યોજનાઓ વિચારવા આવીએ છીએ, ' શહીદસાહેબ તડૂક્યા.



શહીદ સુહરાવર્દીએ દુનિયાના રાજકીય મુત્સદ્દીઓમાં એક નવો ચીલો પાડયો. વૉશિંગ્ટનના વિમાન મથકે એ ઊતર્યા ત્યારે એમના સ્વાગત માટે હાજર રહેલા અમલદારો ને પત્રકારોને મળતા પહેલાં વિમાન સીડીનાં પગથિયાં ઉપર ઊભા ઊભા જ ખભેથી મુવી કૅમેરા ઉતારીને મુવી ઉતારી—ઉપ-પ્રમુખ નીકસનથી માંડીને બધા તાજુબીથી જોઈ રહ્યા. The Christian Science Monitor પત્રે એમનું મુવી કૅમેરા સાથે ચિત્ર છાપામાં પ્રથમ પાને છાપી નમ્રપણે ઉમેર્યું: 'કુટુંબના આલબમ માટે, ભૂતકાળની સ્મૃતિઓ ભવિષ્યમાં ઢંઢોળવા માટે.' જનાબ સુહરાવર્દી લૉસ ઍંજલીસ આવ્યા ત્યારે એમના કુતૂહલપ્રેરક નીવડેલા મુવી કૅમેરાનો ઉપયોગ બંધ થયેલો જોઈને અહીંના પત્રકારો નિરાશ થયા. એ નિરાશાનો એમણે છાપામાં જાહેર એકરાર પણ કર્યો. જો કે શ્રી. સુહરાવર્દી ડીઝનીલૅંડ, હૉલીવુડ સ્ટુડીયો, તેલના કૂવા વગેરેની ઊડતી મુલાકાત લઈને અહીંથી ઊપડી ગયા છે ને પત્રકારો પણ નિરાશા દૂર કરી એમના વ્યવસાયમાં વ્યસ્ત થઈ ગયા છે. સુહરાવર્દી અમેરિકાના 'મિત્ર' જ છે એ સત્ય સંપૂર્ણપણે સ્વીકારાએલું હોવાથી એ મુલાકાતી રાજકીય મુત્સદ્દી તરીકે પ્રજા કે છાપાનું બહુ ધ્યાન ન ખેંચી શકયા, કાશ્મીર અંગે હિંદ સામે એ અમેરિકાની જાહેર તરફેણ પણ ન મેળવી શકયા.

*

૨૬-૭-૫૭

લૉસ ઍંજલીસથી ૨૩ માઈલ દૂર આવેલા એનેહાઈમ નામના ગામડામાં ૬૦ એકરનું વિશાળ ક્ષેત્રફળ રોકીને ઊભેલા 'ડીઝનીલેંડે' ગયે અઠવાડિએ એનો બીજો જન્મદિન ઉજવ્યો. એનો માલિક છે વૉલ્ટ ડીઝની—બાળકોનો આરાધ્ય દેવ. 'મીકી માઉસ'થી માંડીને અનેક બાલભોગ્ય ચિત્રોના આ સર્જકે બાળકોના મનનું રંજન કરવા માટે જે પુરુષાર્થ કર્યો છે એ ચિરસ્મરણીય બની રહેશે. 'ડીઝનીલૅંડ' એ વૉલ્ટ ડીઝનીના વર્ષોથી સેવેલા સ્વપ્નનું સર્જન છે—અમેરિકન ખાનગી સાહસનું એક પ્રતીક છે. બાળકો માટે રંજન અને શિક્ષણનો બેવડો હેતુ આ સ્થળ પૂરો પાડે છે. એનું ઉદ્‌ઘાટન થયું ત્યારથી આજ સુધીમાં—એટલે કે બે વર્ષમાં. પણ એ ખૂબ વિકસ્યું છે ને અનેક પ્રવાસી અમેરિકનો ને પરદેશીઓ માટે એ મક્કા-મદીના થઈ પડ્યું છે. કોઈ રાજકીય મુત્સદ્દી અહીં આવે ને હૉલીવુડ ને ડીઝનીલૅંડ, જોયા વગર પાછો જાય એ અસંભવ.

બીજા જન્મદિને ૨૫,૦૦૦ માનવી કાર, બસ ને હેલીકૉપ્ટરમાં બેસી ડીઝનીલૅંડમાં ઘૂમી આવ્યાં ને આખો દિવસ ત્યાંના રંગબેરંગી વાતાવરણમાં ફરી ખિસ્સાં ખાલી કરી ઘેર પાછાં ગયાં (ડીઝનીલૅંડમાં પ્રવેશવાની ફી જ લગભગ ૩ ડૉલર છે, આ ઉપરાંત અંદર ગયા પછી ચગડોળ, ચિત્રો વગેરેના ખર્ચો તે જુદા). વૉલ્ટ ડીઝની ટેલિવિઝન પાછળ જાહેર ખબર પાછળ જ એક કરોડ ડૉલર ખર્ચે છે. પરિણામે બધાં જ બાળકો એમના માબાપને વારતહેવારે ડીઝનીલૅંડ લઈ જવા આગ્રહ કરે છે. ચાર માણસના કુટુંબવાળો સામાન્ય માનવી એકવાર ડીઝનીલૅંડ જાય એટલે એના અંદાજપત્ર ઉપર મોટી અસર થાય જ. ડીઝનીલૅંડના નવા 'વાં'થી કંટાળેલી એક મા મને કહેતી કે વૉલ્ટ ડીઝનીને એ ખબર નથી કે એનું ડીઝનીલૅંડ છોકરાંને બતાવવા માટે અમારે કેટલી આર્થિક મથામણ વેઠવી પડે છે!

આ એક વર્ષમાં ૪૫ લાખ માનવી ડીઝનીલૅંડ જોઈ ગયા ને એક કરોડ દસ લાખ ડૉલરનો નફો ડીઝનીના ખિસ્સામાં ગયો (જો કે ટેકસ કલેકટર એમાંનો મોટો હિસ્સો લઈ જશે.) સ્થળનું આકર્ષણ ટકાવી રાખવા માટે ડીઝની દર વર્ષે કાંઈ ને કાંઈ નવું ઉમેરતો રહે છે. વારંવાર લોકમત પણ મેળવતો રહે છે—Public opinion polls દ્વારા. આવા ૫૫ લોકમતમાં એક સૂર પ્રધાન છે—'મધ્યમ વર્ગને ન પોસાય એવા ટિકિટોના દર ઓછો કરો. હજુ એ દિશામાં કાંઈ થયું નથી. પણ થશે તો વૉલ્ટ ડીઝનીની પ્રતિષ્ઠા આસમાને પહોંચશે. જો કે અમેરિકામાં નવા



વિચારો જન્માવનાર ( Innovator ) એમાંથી કમાણી કરી પૈસાદાર થાય એ સામે એટલી સૂગ નથી જેટલી આપણા દેશમાં છે.

ડીઝનીલૅંડ બાળકોનું એક નાનું ગામ જ માની લો. ત્યાં બધું જ નાનકડું રંગબેરંગી. અનેક બાળવાર્તાઓને ત્યાં જીવંત કરી છે. વિજ્ઞાનની પ્રગતિની કથાઓ પણ સળંગ રીતે રજૂ કરી છે. આ કાર્યમાં અનેક ધંધાદારી સંસ્થાઓએ પણ સહકાર આપ્યો છે—પોતાની કંપનીની જાહેરખબર કરવા સાથે કંઈક જ્ઞાન આપવાના શુભ હેતુથી. બાળરંજન માટેના આ સ્થળે બાળકો કરતાં પુખ્ત વયનાં માનવી વધારે નજરે ચડે છે—આપણા એલિસબ્રીજ શરદ પૂર્ણિમાના બાળમેળાની માફક. જો કે વોલ્ટ ડીઝની કદી એ વિષે ફરિયાદ કરતો નથી. શા માટે કરે ?

*

૬–૮–૫૭

આજે છે હિરોશિમા દિન—છઠ્ઠી ઑગસ્ટ ૧૯૪૫ ના રોજ એટમ બૉમ્બના પ્રથમ ને ખતરનાક અખતરામાં માર્યા ગયેલાં નિર્દોષ હિરોશીમાવાસીઓનો સંવત્સરી દિન. શાંતિમાં શ્રદ્ધા ધરાવનારી ને હિરોશીમાવાસીઓના સમૂહ વિનાશ વિષે કંઈક ગુનેગારવૃત્તિ અનુભવતા અમેરિકનો પણ આજે એ દિન ઉજવે છે. આજે સાંજે લૉસ એંજલીસમાં એક સભા છે—હિરોશિમાના એ મૃત માનવોને અંજલિ આપવા ને Children of Hiroshima નામના ચલચિત્ર દ્વારા એમની યાતનાઓનો ચિતાર ખડો કરવા.

ગાંધીજી હિંદમાં ભૂલાતા હોવાની ફરિયાદ જેમ વધતી જાય છે એમ એમના જીવનમાંથી પ્રેરણા મેળવવાની ને એમની પદ્ધતિએ અન્યાયનો સામનો કરવાની વૃત્તિ આ દેશમાં વધતી જાય છે. અમેરિકાના દક્ષિણ વિસ્તારમાં હબસીઓએ ગાંધીવાદી પદ્ધતિએ સમાન હક્કો માટે સત્યાગ્રહ આદર્યો છે જે ધીમે ધીમે વિસ્તરતો જાય છે ( એ વિષેની વિગતો આવતા પત્રમાં લખીશ ) ને અમેરિકન ક્વેકરોએ વારંવારની કાકલૂદી છતાં અમેરિકન સરકાર એટમ બૉમ્બના પ્રયોગો બંધ ન કરતી હોવાથી નેવાડાની એટમ બૉમ્બ પ્રયોગ ભૂમિ ઉપર સત્યાગ્રહ કરવાનું નક્કી કર્યું છે. એટમ બૉમ્બના અખતરા અટકાવવા માટે પચાસ ચુનંદા સત્યાગ્રહીઓની એક ટુકડી આજે પ્રયોગ વખતે જ એ વિસ્તારમાં પ્રવેશશે ને પોતાની જાતને બૉમ્બમાંની છૂટતા રસાયણિક પદાર્થો વડે શારીરિક રોગના ભોગ થવા દેશે. જો કે આજે રેડિયોએ કરેલી જાહેરાત મુજબ પ્રયોગ વિસ્તારની આજુબાજુ કાંટાળા તારની વાડ ઊભી કરવાનું કામ ઝડપભેર શરૂ થઈ ગયું છે. સત્યાગ્રહીઓ પ્રયોગભૂમિમાં પેસી નહીં શકે તો પણ આ પ્રસંગ અમેરિકામાં એટમ બૉમ્બના અખતરા અંગે વિચારનું એક સબળ મોજું જન્માવશે.

સત્યાગ્રહની લડતનાં વિવિધ પાસા અંગે એક સુંદર પ્રવચન પરમ દિવસે જાણીતા અમેરિકન ગાંધીવાદી ડૉ. હોમર જૅક ( Homer Jack વડે સંપાદિત ગાંધીજી વિષેનાં બે પુસ્તકો The Gandhi Reader ને Wit and wisdom of Gandhi અહીં ખૂબ પ્રચલિત છે ) અમારી યુનિવર્સિટીના મેથોડીસ્ટ ચર્ચમાં આપ્યું. નિઃશસ્ત્રીકરણ અંગેની વાટાઘાટમાં ભાગ લેવા ને એ અંગે કંઈક રચનાત્મક ઉકેલ શોધવા એ થોડા દિવસ ઉપર લંડન ગયેલા ને આજે જાપાનમાં હિરોશીમા દિન ઉજવે છે. એ નમ્ર વક્તાએ સાદી પણ હૃદયવેધક ભાષામાં શાંતિની આવશ્યકતા ઉપર ખૂબ ભાર મૂક્યો ને નિઃશસ્ત્રીકરણની દિશામાં હિંદે કરેલા પુરુષાર્થને ભાવભરી અંજલિ અર્પી. American Friends Service Committee આજકાલ એટમ બૉમ્બના અખતરા વિરુદ્ધ લોકમત જાગૃત કરવા જે પ્રયત્નો કરે છે એની રૂપરેખા આપી.

શાંતિની સ્થાપના માટે ને અણુબૉમ્બના પ્રયોગો અટકાવવા માટે પુરુષાર્થ કરતી કેલિફોર્નિયાની એક શિક્ષિકાએ પોતાને ખર્ચે દસ હજાર માબાપને પત્ર લખી એમનાં બાળકોનાં એક ચિત્રની ત્રણ નકલ મંગાવી છે, દરેક નકલની પાછળ એટમ બૉમ્બનો પ્રયોગ અટકાવવા અંગે માબાપ કે બાળક કંઈક સંદેશો લખે. આવાં દસ હજાર બાળકોનાં ચિત્રો



એટમ બૉંબ પ્રયોગ સાથે સંકળાયેલા ત્રણ દેશો— અમેરિકા, રશિયા ને ઈંગ્લૅંડના વડાઓને મોકલી આપવાની આ શિક્ષિકાની નેમ છે ને રોજ સેંકડોની સંખ્યામાં ટપાલી એને ત્યાં ચિત્રોનો ઢગલો કરે છે. શિક્ષિકાને શ્રદ્ધા છે કે આવતી કાલની આશા સમાં આ ભૂલકાંઓની આજીજી તો સત્તાધીશો જરૂર સાંભળશે.

*

૯-૮-૫૭

'લૉરેલ અને હાર્ડી'ની વિશ્વવિખ્યાત કૉમેડિયન જોડીમાંનો ઓલીવર હાર્ડી લકવાના રોગથી ૬૫ વર્ષની ઉંમરે હોલીવુડના એના મકાનમાં મૃત્યુ પામ્યો છેલ્લાં કેટલાંક વર્ષોથી એ નિવૃત્ત જીવન ગાળતો હતો. હાર્ડીનો સાથી સ્ટેન લૉરેલ લોસ એંજલીસથી દક્ષિણે આવેલા માલીબુ બીચ નામના દરિયાઈ ગામડામાં ૬૭ વર્ષની ઉંમરે લકવાની અસર નીચે જીવન ધુંસરી ખેંચે છે. પોતાના જીગરજાન મિત્ર ને સાથીના મૃત્યુના સમાચાર એને ખૂબ ગમગીન બનાવી ગયા. આંસુભરી આંખે એ બોલ્યો : 'હું શું કહું ? હાર્ડી મારો ભાઈ હતો. લૉરેલ ને હાર્ડીના ઈતિહાસનો હવે અંત આવી ગયો.'

૧૯૪૫ માં એમનું છેલ્લું ચિત્ર 'The bullfighters' ઉતાર્યા પછી બંને ચલચિત્ર ક્ષેત્રમાંથી નિવૃત્ત થયા ને એમનું સ્થાન જેરી લુઇસ ને ડીન માર્ટીને લીધું (જો કે એ બંને ઝઘડીને તાજેતરમાં છૂટા થયા.) લૉરેલ ને હાર્ડીના જૂના ચલચિત્રો આજે પણ બાળકો ને મોટેરામાં ટેલિવિઝન પર એટલાં જ લોકપ્રિય છે. વીસ વર્ષના સહકાર્યમાં ૨૦૦ જેટલાં ચિત્રો દ્વારા આ વિખ્યાત જોડી એ, સ્વચ્છ સંસ્કારી રમુજના પુરસ્કર્તા તરીકે વિશ્વ પ્રતિષ્ઠા સંપાદન કરી.

બહુ ઓછાને ખબર હશે કે એટલાંટામાં જન્મેલો હાર્ડી યુનિવર્સિટી ઑફ જ્યોર્જીયાનો કાયદા-સ્નાતક હતો. એનો બાપ એને વકીલ બનાવવા માગતો હતો, પરંતુ હાર્ડીને એ ધંધો રુચ્યો નહીં ને એ રંજન ક્ષેત્રમાં ગયો. ૧૯૧૩ માં એ પ્રથમ મૂગા ચલચિત્રમાં જોડાયો, ૧૯૧૮ માં હોલીવુડમાં આવ્યો ને ૧૯૨૭ માં રમૂજી લૉરેલ સાથે એની જોડી રચાઈ. શરીરે દળદાર હાર્ડી ને પાતળા ઊંચા લૉરેલની જોડી સરસ જામી ને તે બંને નિવૃત્ત થયા ત્યાં સુધી એ ટકી રહી દુનિયાભરમાં અનેક 'લૉરલ-હાર્ડી' આશકોને હાર્ડીનું મૃત્યુ ગમગીન બનાવશે.

*

૧૯૨૯ ની ભયંકર મંદી વખતે સત્તા પરથી ફેંકાઈ ગયેલા પ્રમુખ હર્બર્ટ હુવર આ મહિને ૮૩ મા વર્ષમાં પ્રવેશ્યા. શારીરિક ને માનસિક રીતે સંપૂર્ણપણે સ્વસ્થ આ માનવી તાજેતરમાં પોતાની કારમાં પ્રવાસ કરતા હતા ત્યાં રસ્તામાં પેટ્રોલ ખૂટી પડયું, નિરાશ થઈ બેસી રહ્યા વિના એમણે ચાર-પાંચ માઈલ ચાલી નાખ્યું ને નજીકના ગામથી પેટ્રોલ ખરીદી આણી ગાડી ચાલુ કરી. રાજકારણ સિવાયના બધા પ્રશ્નોમાં એ ઊંડો રસ લે છે ને વહીવટતંત્ર અંગે એમના પ્રમુખપદ નીચે નીમાયેલાં કમિશનોએ અમેરિકન સરકારને ખૂબ આશીર્વાદરૂપ નીવડે એવા અભ્યાસુ અહેવાલ બહાર પાડયા છે.

એમની મોટી ચિંતાના વિષયો છે ફુગાવો ને કિશોરો. ડૉલરની ઘટતી જતી ખરીદ શક્તિ ને વધતું જતું જીવનનિર્વાહ ખર્ચ એમને સચિંત બનાવે છે. સાથે સાથે કિશોરો (Teen agers) માં વધતું જતું ગુનાનું પ્રમાણ એમને અકળાવે છે. અમેરિકાની આધુનિક પેઢીને શિક્ષણ માટે આટલી બધી સવલતો હોવા છતાં ગુનાનું પ્રમાણ એમનામાં વધતું જ જાય છે. મોટરકારોની ચોરીમાં ૬૬ ટકા, લૂંટફાટમાં ૨૪ ટકા, પરચુરણ ચોરીઓમાં ૫૦ ટકા ને સ્ત્રી અત્યાચારમાં ૧૬ ટકાનો ફાળો આ 'ટીન એજર્સ' અમેરિકામાં હાલ નોંધાવે છે. આ પરિસ્થિતિએ અનેક અમેરિકન સામાજિક કાર્યકરોને સચિંત બનાવ્યાં છે. વધતું જતું છૂટાછેડાનું પ્રમાણ, બાળકોના નૈતિક ને રાષ્ટ્રીય મૂલ્યાંકનોને જતનપૂર્વક સાચવવા ને સંવર્ધવાની માબાપની અશક્તિ, ગુનાવૃત્તિને ઉત્તેજે એવાં અશ્લીલ ને લૂંટફાટનાં ચિત્રોના ટેલિવિઝન ને થિયે-





ટરોમાં ધૂમ પ્રચાર વગેરેને આ પરિસ્થિતિ માટે જવાબદાર ગણવામાં આવે છે. નિવૃત્ત પ્રમુખ હર્બર્ટ હુવરે આ પરિસ્થિતિ સામે લડવા માટે શહેરીઓના ગુના સંશોધન મંડળોની સ્થાપના કરવાની ને પોતાની વર્તણુકની બાળકો પર થતી અસર વિષે કાંઈક આત્મસંશોધન કરવાની માબાપોને ભલામણ કરી છે.

હર્બર્ટ હુવર આ ઉંમરે પણ ૧૨ કલાક કામ કરે છે ને સ્ટેનફર્ડ યુનિવર્સિટીમાં પોતે સ્થાપેલી હુવર ઈન્સ્ટીટ્યુટ દ્વારા આંતરરાષ્ટ્રીય સમસ્યાઓનું સંશોધન કરાવે છે. એ સંસ્થાને પગભર કરવા માટે એમણે કરેલી મહેનત અભિનંદનીય છે. ગયે વર્ષે સાન ફ્રાંસીસ્કોથી ૩૦ માઈલ દૂર આવેલી આ સંસ્થામાં ડોકિયું કરવાનો લહાવો અમને મળેલો. હિંદ વિષે સરસ પુસ્તકોનો સંગ્રહ ત્યાં જોવા મળેલો. કેટલાંક ગુજરાતી પુસ્તકો ને સામયિકોને પણ ત્યાં જતનપૂર્વક ગોઠવેલાં જોયેલાં. 'હિંદ વિભાગ'નું સંચાલન કરતી બાઈ સાથે ગાળેલો એક કલાક અમેરિકાની અનેક સ્મૃતિઓ સાથે જળવાઈ રહેશે. આ દેશની ખૂબી એ છે કે દરેક વ્યક્તિ પદ્ધતિસર કામ કરે છે, પોતાને જે ક્ષેત્રમાં રસ હોય એવું કામ અચૂક મળી રહે એવી વિશાળ તકો અહીં ઠેર ઠેર વેરાયેલી પડી છે, આથી સામાન્ય શક્તિવાળો માનવી પણ પુરુષાર્થ એવડાવવા વિષે પ્રોત્સાહિત થાય છે ને નવા વિચારોની અહીં એટલી કિંમત છે કે એ રજૂ કરનાર હમેશાં આગળ વધે છે. આપણી સંસ્કૃતિ સંપૂર્ણતઃ રૂઢિપ્રેમી છે, 'ચાલતું આવ્યું છે એમ ચાલવા દો' એ નીતિનું એટલું જોર છે કે નવા વિચારોવાળા માનવી કાં તો હતાશ થાય છે, કાં તો જૂના રગશિયા વિચારોવાળા માનવી વડે ફેંકાઈ જાય છે.

☆

પ્રવાત

## મિલન

આ ઉર શું ?
તારા ભણી આકર્ષણો શાં આ વળી ?
આકર્ષવાં ને રોકવાનાં શાં બધાં ?

આજે અહીં
આ સ્મૃતિઓની સેર ઊડે એટલી સૌ સામટી
એની બધી ઝાંખપ ભલે દેખાય,
એની બધી ઊણપ ન છો સહેવાય,
એવી સકળ સરવાણીઓને રોકવા યત્નો થતા.

તું આવશે—
આચ્છાદતી આ સર્વ એવી વૃત્તિઓ સાથે મને;
ત્યારે થતું
ચિન્તન વધુ
શાં શાં કર્યાં છે મેં મહાપાપો બધાંયે કારમાં ?
હા કારમાં,
એ પાપને જો ભોગવ્યાં, ફળથી ડરું હું શીદને ?
એ પાપ કરનારા તણાને ફળ બધાં આજે હશે ?

ત્યાં એ જ તારું
એ જ શાશ્વત સૌમ્ય તારું હાસ્ય-વેરનું વળી
આવે અહીં સુખપદ્મની એ પરાગછોળો વેરતું
એકલ,
હા એકલું આકર્ષતું આજે ફરીને એકલું,
હું એકલોયે આજ આકર્ષાઈને આવ્યો તદા
તારે અને મારે પડયાં છે અંતરો—
અમાપ એવાં અંતરો ?
અતૂટ એવાં અંતરો ?
એ અંતરો દર્શાવવાને અંતરો નવ શું પૂરાં ?
ત્યાં એ જ શાશ્વત તાહરું
ને માહરું અંતર મળી સૌ અંતરોને તોડતા
સૌ ભેદને વિભેદતા.

☆



પન્નાલાલ પટેલ

# મારું પ્રિયપાત્ર

દુઃખી સંતાન તરફ માનું હેત વધારે હોય એ ઉક્તિને સાચી ઠરાવતા આપણા સર્વમાન્ય વાર્તાકાર અહીં પોતાના પ્રિય પાત્ર વિષે વક્તવ્ય રજૂ કરે છે. તેમની દલીલો, વિશ્લેષણ વાંચીને આપણને પણ તેમના આ પ્રિય પાત્ર સાથે એટલી જ હમદર્દી કેળવવાનું મન થાય છે........

એક તો મારું વાચન ઓછું ને તેમાંયે આ દૃષ્ટિએ કોઈ પાત્ર વિષે વિચારેલું નહીં એટલે સ્વાભાવિક રીતે જ મને સુપરિચિત એવાં મારાં અનેક પાત્રોમાંથી હું 'મળેલા જીવ'ના કાનજીને પ્રિયપાત્ર તરીકે પસંદ કરું છું.

ને પસંદ કરવાની સાથે જ ગુલાબના ફૂલથી સોહતો સાફો બાંધેલ, ગોરો ઊંચો ને ઘાટીલો જુવાન મારી નજર સામે ખડો થાય છે. સાથે જ પેલી કોઈ કે કવેલા કાવ્યની લીટી યાદ આવી જાય છે:

'ઊંચો મણિયારી કેડે પાતળો મને મો લાગ્યો મણિયાર!
એવે હોરે મને મો લાગ્યો મણિયાર!'

ને સાચે જ આઠમને મેળે આવેલા આ રંગીલા જુવાન ઉપર એવી જ રસભર યુવતી જીવી પહેલી નજરે મોહી પડે છે.

અરે, વિધિનો જાણે સંકેત હોય તેમ આ બે અજાણ્યા જીવ જાણે વિશ્વરૂપ ચગડોળની જીવનરૂપ પાલખીમાં અંકસ્માતની રીતે એવા ગોઠવાઈ જાય છે કે—

ચગડોળની સહેલ પેટે જીવીનોય પૈસો આપતા કાનજીને ભાગ્યે જ એ વખતે ખ્યાલ હશે કે જાણે અજાણેય પોતે આ યુવતીને આડકતરી રીતે દુહડો નહીં પણ દિલ દઈ રહ્યો છે!

તો જીવીન્ય ક્યાં ખબર હતી પોતે આમ એક જ પૈસામાં આપમેળે ખરીદાઈ રહી છે!

હાસ્તો! એ વખતે તો ભરચોમાસામાંય ચોગમ જાણે વસંતરાણી રાજતી હતી. અરે પાવાની પેલી વાણી પણ આ જ એક વાત ગાઈ બજાવતી હતી.

ફાગણને વાયરે આવ્યા જોબનિયાં
વૈશાખી વાયરે ઊડી જતાં!

પરંતુ જે સાહજિકતાથી કાનજીના લોહીની આ વાત પાવા વાટે વ્યક્ત થઈ એના જેટલી મોકળાશેય માનવીના આ સામાજિક બંધારણમાં એને ન સાંપડી શકી! દિલ અદલબદલ થઈ ગયા પછી એને ખબર પડી કે એકમેકની જ્ઞાતિ વચ્ચે ભેદની એક એવી ખાઈ આવી રહેલી છે કે જે ઉલંગવા જતાં—પોતે તો તરી જાય એમ હતું પરંતુ અપંગ ભાઈનું આખુંય કુટુંબ પોતાની જ્ઞાતિ તરફથી આફતમાં મૂકાઈ જતું હતું. સાથે સાથે પોતા વગર નિરાધાર પણ બની જતું હતું.

પછી સાચી રીતે તો ખુદ કાનજીનેય ક્યાં પોતાના અંતરની સાચી પહેચાન પડી શકી હતી? માટે જ તો જીવી તરફની ખેંચમતાણને એણે માયા ગણવા માંડી હતી ને?

પરંતુ માયા ગણી નાખવાથીય મન માની જતાં હોત ને દિલ જો ડાહ્યાં થઈ જાત તો જગતમાં ન રામાયણો રચાઈ હોત ન મહાભારતનાં યુદ્ધ મંડાત! ને પછી કાનજીનેય સુનપરની વાટ મૂકી જોગીપુરાને રસ્તે ભૂલા પડી જવાની જરૂર પણ ક્યાં રહેતી હતી? અરે ભૂલા પડીનેય—સાથે લીધેલી જીવીને પાછા ભાનમાં આવી, જતી કરી દીધી ન હોત તોય કંઈક કામ કર્યું હતું.—કારણ જીવી પાછળ ઉમગેલું સમાજ રૂપી ખોડીબારું આ પછી જીવીને એકલી મૂકી એકલાને ઉલંગી પાછા ફરવા સરખું રહ્યું જ ન હોત ને?

સાચે જ રચનારે આ જીવનની રચના એવી અટપટી રચી છે કે ભયંકર ભૂલ પણ માણસને કોઈવાર સ્વર્ગને પંથે દોરી લઈ જઈ શકે છે!

અલબત્ત આવી ભૂલોની પાછળેય ક્યાંક તો કોક સત્ય છુપાયેલું હોય જ છે, પરંતુ અદમ્ય આવેગની



પોતાના તથા જીવીના મળી ચૂકેલા જીવને પણ એ પૂરેપૂરા ઓળખી ગયો છે.

ને માટે જ, અહીં કૂવા ઉપર તો ત્યાં વળી ઝાકળિયામાં એમ જીવીને વિલાપ સરખી વાણીમાં સમજાવે છે. તો દિલાસો પણ દે છે: 'તને શું શું નહીં થતું હોય એ હું જાણું છું જીવી! પણ...મારા જ દિલની વાત હું કોને કહું?'

ખરી વાત હતી! જીવીને તો ઝાઝે ભાગ પોતાનું જ એક દુઃખ હતું. પણ કાનજીને અણુકથ એવી પોતાની પ્રેમવેદના ઉપરાંતેય જીવીનાં દુઃખ—અરે મારપીટના પેલા સોળ પોતાને અંગે ઊઠતા હોય એથીય અદકી રીતે સાલતું હતું.

ને જીવીથી દૂર રહેવાના તો ધૂળાને પેટછૂટી વાત કરી સમજાવી લેવાના વગેરે અનેક પ્રયત્નોની નિષ્ફળતાને અંતે કાનજીને ગામ છોડવાનો છેલ્લો ઉપાય સૂઝે છે: 'દેખવુંય નહીં ને દાઝવુંય નહીં!'

અને એક દિવસ એ ભગત, હીરા તથા અપંગ મોટાભાઈથી એ આંસુભરી આંખે છૂટા પડે છે. તો જીવીની પણ નદીતટે પીસાતે હૈયે વસમી એવી વિદાય લે છે. જીવી સાથેની ઘડી અધઘડીની એ મુલાકાતમાં તો કાનજીના હૈયેભારેય જુગ જાણે પલટા ખાય છે! પણ અંતે એ જ પ્રલયકાળ આવી ઊભો છે ને બેઉ જીવ—પહેલાં કે છેલ્લાં એ તો એય નથી જાણતાં—ના છૂટકે છૂટા પડે છે...

વરસાદ પહેલાં આવવાનું કહી ગયેલો કાનજી ન આષાઢમાં આવ્યો કે ન આવ્યો સરવડે વરસે જતા શ્રાવણમાંય. અરે ભાદરવાની પેલી ભયંકર મેઘગર્જનાઓમાંય એ ન દેખાયો. અલબત્ત અહીં એણે સ્નેહના પ્રતીક સરખી પેલી બંગડિયો નાના સાથે મોકલાવી હતી..

પરંતુ અમદાવાદ સરખા શહેરમાં બેઠેલા કાનજીને ક્યાં ખબર હતી કે આ જ બંગડિયો જીવીને માટે જીવનને છેલ્લે ક્યારે પાણી સરખી જ બની રહેશે!

અલબત્ત બનવાનું તો હતું જિંદગીને છેલ્લે ક્યારે પણ! પણ ત્યાં તો વિધિપ્રેર્યો ખુદ ધૂળિયો જ અજાણપણે પેલા મોતને નોતરી લે છે—અરે ઝૂંટવી લે છે!

ને જીવી, નર્ક કરતાંય ભયંકર એવા ઘરસમાજની વચ્ચે મૃત્યુથીય કારમું એવું જીવન, શૂન્યમનસ્ક બની ખેંચે છે.—ઢસરડે જાય છે.

આ બધું જાણી નવરાત્રી પર કાનજી ઘેર આવે છે.

પણ આવ્યા પછી અહીંનું વાતાવરણ જોઈને કે ગમે તેમ એ એવો તો પછતાઈ રહે છે! મનને થાય છે જીવીને મળીનેય...એને કે'વું શું? દિલાસો શો દેવો!...

અરે સંભવ છે જીવી કે મોં જોવાની હિંમત કરતાંય પોતાનું મોં ભાળવાની હિંમત જ એને ન પડી હોય તો?

ને કોઈ જાતની સૂઝ ન પડતાં એ, જીવીને મળ્યા વગર જ આવ્યો એવો ફરી પાછો ગામ છોડી જાય છે.

ને આ જાણીને સૂના હૈયામાં ઊઠેલા, 'અરે! એ મને મળ્યો સુદ્ધાં નહીં!' આવા દેકારા સાથે ચિતભ્રમ સરખી જીવીનું મગજ ફટ કરતુંક ને ફટકી જાય છે. હસી ઊઠે છે. 'હાહાહાહા...'

ભગવાન જાણે જીવીના મગજ ફટકયાની વાત કાનજીને હૈયે કેવો આઘાત પહોંચ્યો હશે એ તો?

ગમે તેમ પણ હવે જીવીનો જ્યાં એકે આધાર ન રહ્યો—અરે પોતેય પોતાની સારસંભાળ લેવા સરખી ન રહી એ વખતે પછી કાનજીએ ન તો અવાજને ગણ્યો કે ન ગણી ભાઈની લાગણી—અરે ખુદને મારેય—ગાંડી જીવીને આગળ કરી જતા ભગતને એણે અરજ છતાંય અંતરના અવાજ સરખો સાચો જ જવાબ આપ્યો: 'મારા સુખની તો હવે વાત જ જવા દો ભગત. પણ એટલું ખરું કે જેમ તેમ આમ રખડતી અને જ્યાં ત્યાંથી ટુકડા વેણી ખાતી રાખવા કરતાં તો એ મારી પાસે હશે તો મને વધારે નિરાંત વળશે. તો બબુચક બની બેઠેલા હીરાના 'અલ્યા

કાનજી ! નાત નહીં જાત નહીં તે તારે આ શું જોઈએ ?' આ પ્રશ્નનોય એણે ઝિંદાદિલ આદમીની રીતે જવાબ આપ્યો : 'કેમ શું છે હીરા ! તે દન ધનતેરસની કાજળકાળી રાતે પાછળ પાછળ હેંડી આવી'તી એ કોના મુંઢા સામું જોઈ ને—કે' જોઉં ?'

અલબત્ત ભગત, હીરા, કાનજી વગેરેના આ બધાં વાણી ને ગણુત્રી માનવીની રીતનાં જ હતાં બાકી મૂળમાં તો લાખ વાતની એક વાત સરખું જે ભગતે કહ્યું એમ જ હતું : 'જીવ મળી ગયા પછી એમાં બીજું થાયેય શું !'

મતલબ કે પ્રેમની યાને સમર્પણની છેલ્લી કક્ષા એણે જાણે સર કરી લીધી છે.

આપણામાં કહેવત છે કે ખોટું ઢોર વેચાય પણ ખોટું માનવી ન વેચાય. પણ આણે તો ગાંડું માનવી વેચાતું હાથે કરીને બમણે ઉમંગભેર વહોરી લાવું, ને તેય હીરાના યાને સમાજના શબ્દોમાં કહીએ તો ન લેવા ન દેવા, ન નાત ન જાત, છતાંય !

પછી તમે જ કો' માનવજાતમાં વીરલ એવું કાનજીનું પાત્ર શા માટે મને—અરે કોઈને પણ પ્રિય ન હોઈ શકે ?'

પણ એમ તો 'માનવીની ભવાઈ'નાં રાજુ અને કાળુના જીવેય ક્યાં નહોતા મળ્યા ? તો 'ન છૂટકે'ના દરિયાવ-રૂમાલ પણ કંઈ ના છૂટકે તો નથી જ મળ્યાં. વળી 'વળામણાં'ની ઝમકુ, તો 'ભાંગ્યાનાં ભેરુ'નો પેલો મંગળાયો ને ફરતો રાજા વગેરે પણ મને તો એવા જ પ્રિય છે. અરે માળી ડોશી ને ના છૂટકેના મથુર સરખાં ખલ પાત્રો પણ ઘણાં ઘણાં વહાલાં છે.

પરંતુ આ બધામાં કાનજીનું પેલું અણકથ્ય દુઃખ અને આંતરવેદન એટલાં બધાં તીવ્ર છે કે સહેજે એ આપણી સહાનુભૂતિ ખેંચી લે છે. તેમાંય હું તો એનો સર્જક રહ્યો એટલે સ્વાભાવિક રીતે જ દુઃખી સંતાન તરફ માનું હેત વધારે હોય !

પરંતુ એ સિવાયેય, ગૂંચ ઉકેલવા જતાં ફાંસો બની રહેતી આ પ્રણયકોકડાની અકેકી આંટી જોઈને ને એમાંથી નીકળવાના સત્યનિષ્ઠ એવા એના પ્રયત્નો નીહાળીનેય બીજાં પાત્રો કરતાં કાનજી તરફ આપણને વધારે વહાલ અને માન ઉપજે છે. જીવીને પેલી અસહ્ય પરિસ્થિતિમાં મૂકીને એ શહેરમાં ગયો છે એટલે સ્વાભાવિક રીતે જ ત્યાં એના જીવને અજંપો હશે. વિજોગની વેદનાભરી ચાકડી પણ અંતરમાં ફરી રહી હશે. છતાંય એ મુંઝાઈ ગયેલો નથી લાગતો, બલકે હીરાના કાગળમાં સહજ એવો એનો લહેરી સ્વભાવ છતો થઈ રહે છે. પોતાને અહીં કેવા પ્રકારની નોકરી છે એનો ઇશારો કરતાં એ લખે છે :

> ઊંચે બેસણે બેસીએ છીએ લાંબે ટેબલે લખીએ છીએ,
> લાખ થાપિયે છીએ ને લાખ ઉથાપિયે છીએ.

પણ આ બધાંય કરતાં ગાંડી જીવીને પોતાની સાથે લઈ જઈને તો એણે મારાં બીજાં કોઈ પણ પાત્રો કરતાં ઘણું ઘણું વધારે વાસ્તવભર્યું કામ કર્યું છે.*

* અમદાવાદ આકાશવાણીના સૌજન્યથી

☆

રતિલાલ-અનિલ

## પુનર્જન્મ

જિંદગી આ જાય છે એવી સરી
રેત શીશી માંહ્ય નીચે ઊતરી
જેમ હું તેને ફરી પલટાવતો
તેમ હું વિશ્વે ફરીને આવતો

☆

રતિલાલ-અનિલ

## પ્રાણીબાગ ને જેલ

ગોઠવ્યું હિંસક પશુઓનું પ્રદર્શન બાગમાં,
સંસ્કૃતિના કેન્દ્ર નગરેયે રહી જંગલ-જીવો !
જેલની ઊંચી ભીંતો પાછળ છુપાવ્યા છે વળી,
માનવીમાં ને પશુમાં ફેર છે બસ એટલો !

☆



ઈશ્વર પેટલીકર

# મોમ્બાસાની સંસ્થાઓ

પૂર્વ આફ્રિકા વિષે એક તટસ્થ નિરીક્ષક તરીકે ઊર્મિમાં આલેખતા તે વિષેના લેખોમાં દરેકને રસ પડે છે તે તો હકીકત છે જ. આ લેખમાં હિંદી જાહેર સંસ્થાઓ પૂર્વ આફ્રિકાના બંદર મોમ્બાસામાં કેવી ફાલી ફૂલી છે તે વિષે વિગતવાર વર્ણન છે.........

ગુજરાતીઓ એટલે કેવળ કમાઈ જાણનાર, એ એકાંગીપણું ગાંધીજીના પ્રભાવથી ઓછું થઈ ગયું છે. અને કમાઈ જાણનારે એનો સદઉપયોગ કરતાં પણ જાણવું જોઈએ તે તરફ ગુજરાતીઓનું ધ્યાન ગયું છે. ગુજરાતમાં સાર્વજનિક સંસ્થાઓનો વિકાસ એનો પુરાવો છે. જો કે પરદેશમાં તો સૌ કોઈ એક ધ્યેય કમાવાનું લઈને આવ્યા હોય છે એટલે દેશ જેટલી સાર્વજનિક પ્રવૃત્તિ અહીં ન ખીલે તે સ્વાભાવિક છે. છતાં મોમ્બાસાની સાર્વજનિક સંસ્થાઓ જોઈએ ત્યારે ઓછોવત્તો ગુજરાતીઓએ જાહેર ફાળો નોંધાવ્યો છે, તેની પ્રતીતિ થાય છે.

સદગત જે. બી. પંડ્યા, જેમનો રાજકીય ક્ષેત્રે ધ્યાનપાત્ર ફાળો છે. એમના સ્મારકમાં એમના કુટુંબીઓએ મોટી રકમ આપીને અને બીજાઓએ તેમાં પોતાનો હિસ્સો પુરાવીને શ્રી. પંડ્યા મેમોરિયલ-કલીનિક નામે રંગભેદ સિવાય દવાખાનું ઊભું કર્યું છે. એનું પોતાનું અદ્યતન મકાન છે. અને છેલ્લાં દસ વર્ષથી મહર્ષિ કર્વેના દીકરા ડૉ. એસ. ડી. કર્વે એ દવાખાનામાં ડૉક્ટર તરીકે માનદ સેવા આપી રહ્યા છે. આ દેશમાં પોતાની કમાણીના પ્રમાણમાં જાહેર સંસ્થાઓને મદદ કરવાની ભાવના અને વ્યવહાર ભારત કરતાં, ગુજરાત કરતાં, સારો વિકસેલો છે. હિંદની સંસ્થાઓને—ગુજરાતની સંસ્થાઓને અહીંના ગુજરાતીઓ તરફથી કાયમ મદદ મળતી રહી છે. પરંતુ અહીં મોટી ખોટ છે તે ચોવીસ કલાક સેવા આપનાર વ્યક્તિઓની. ડૉ. કર્વેમાં એમના પિતાનો સેવાભાવી વારસો ઊતર્યો છે અને એ ખોટ એમણે પૂરી પાડી છે. એટલે પંડ્યા કલીનિકની સુગંધ પમરે છે.

સમાજ સેવા મંડળ, જૂના બંદર ઉપર ઊભેલી આ સંસ્થા કદાચ ગુજરાતીઓની સેવાવૃત્તિથી ઊભી થયેલી જૂની સંસ્થા હશે. ૩૬ વર્ષથી તે ચાલે છે. ૨૧ની સાલમાં એની સ્થાપના થએલી છે. રંગભેદ સિવાય આ સંસ્થા દવાખાનું અને વાચનાલય–પુસ્તકાલયની પ્રવૃત્તિ ચલાવે છે. ઝાંઝીબારના સુલતાનના પ્રતિનિધિ તરીકે ત્યાં વસતા સુબા લીવાલી—સદગત સર અલી ખાન સાલીમે સંસ્થાને પોતાનાં બે મકાન દાનમાં આપેલાં છે. જેમાંથી એકમાં સંસ્થા બેસે છે અને નજીકના મકાનના ભાડાનું ઉત્પાદન તેના ખર્ચમાં વપરાય છે. આ સંસ્થા નિરાધારને પ્રાસંગિક મદદ, વિદ્યાર્થીઓની ફી, રાત્રિશાળા વગેરે પ્રવૃત્તિ પણ ચલાવતી હોય છે. એવી જ ત્રીજી રંગભેદ વિનાની સંસ્થા તે સૈફ બિન સાલીમ સાર્વજનિક પુસ્તકાલય છે. મોમ્બાસાનું એ સૌથી મોટું પુસ્તકાલય છે. આજ સુધી એ ભાડાના મકાનમાં હતું, પરંતુ આ બે માસમાં જ એનું આલીશાન નવું મકાન, લગભગ શિ. ૪ લાખનું તૈયાર થઈ ગયું અને તેનું ઉદ્દઘાટન પણ થયું છે. એ રીતે આ સંસ્થાએ વિશાળ વાચનાલયની સગવડ ઊભી કરીને પોતાની સેવા આપવાની શક્તિ વધારી છે. આ સંસ્થા પણ રંગભેદ સિવાય સર્વને માટે ખુલ્લી છે. અને તેના કાર્યવાહકોમાં ત્રણે રંગના પ્રતિનિધિઓ છે. એવી જ રીતે ત્રણે રંગનું પ્રતિનિધિત્વ ધરાવતી બીજી સંસ્થા યુનાઈટેડ કલબ છે. એની પાસે પોતાનું મકાન નથી. એટલે હાલ આફ્રિકન હૉલ—ટાનોનોકોનો ઉપયોગ કરે છે. આફ્રિકનોની રાજકીય જાગૃતિ વધતી જાય છે. તે સંજોગોમાં રંગભેદ સિવાય સૌએ ઓતપ્રોત થવું પડશે એ ભાવિનાં એંધાણ પીછાણીને આ સંસ્થાની સ્થાપના થઈ છે. પરંતુ એનો વિકાસ થવો બાકી છે.

રંગભેદ સિવાયની ઉપરોક્ત સંસ્થાઓ છે. ઈન્ડિયન એસોસીએશન એવી રાજકીય સંસ્થા છે. હિંદી રાષ્ટ્રીય મહાસભા આપણા દેશમાં શરૂઆતમાં ઠરાવો





ભાષણો દ્વારા, જે જાતની રાજકીય પ્રવૃત્તિ ચલાવતી, તે કક્ષાની આ સંસ્થા છે. આપણી કોંગ્રેસની માફક એ પોતાના ઉમેદવારો ચૂંટણીમાં ઊભા રાખી લડે તે કક્ષાએ હજુ એ પહોંચી નથી. છતાં ચૂંટાએલા હિંદી સભ્યો એ સંસ્થાના ઠરાવોને ધારાસભામાં ટેકો આપતા હોય છે. એની નીતિ પ્રમાણે સૂર કાઢતા હોય છે. એના પ્રમુખ ચૂંટાઈને ગયેલા હોય છે, આ કારણે એ સંસ્થાનું વ્યક્તિત્વ રાજકારણમાં અસર પાડે છે. હિંદી મહિલા મંડળ એવી બીજી ધ્યાનપાત્ર સંસ્થા છે. એનું પોતાનું આલીશાન મકાન છે. લાયબ્રેરી, વાચનાલય, શીવણ. ટેનીસ કોર્ટ, વગેરે પ્રવૃત્તિઓ છે. સ્વીમીંગ પુલની યોજના તૈયાર થઈ રહી છે. ગુજરાતીઓની વસ્તી વધુ હોવાથી ગુજરાતી બહેનોનું પ્રમાણ વિશેષ હોય તે સ્વાભાવિક છે, તે ઉપરાંત બીજી બહેનો પણ છે. એ સૌ ગુજરાતી સમજે છે.

શિક્ષણની સંસ્થાઓ મુખ્યત્વે સરકારી છે અને પ્રાથમિક શાળાઓ કોઈ કોઈ સરકારી ગ્રાન્ટ લઈને સંસ્થાઓ ચલાવે છે. પરંતુ એ બધામાં નાની પણ નોંધપાત્ર સંસ્થા કેનિયા ઈન્ડિયન હાઈસ્કૂલ છે. સરકારી હાઈસ્કૂલો ઓછી છે અને પ્રજા તરફથી કોઈ ચાલતી નથી. એ સંજોગોમાં પ્રાથમિક શાળાના છેલ્લા ધોરણની સાતમાની પરીક્ષા કડક લેવાય છે અને હોશિયાર વિદ્યાર્થીઓને હાઈસ્કૂલમાં સ્થાન મળે છે અને બીજા વિદ્યાર્થીઓ રખડી જાય છે. એવા વિદ્યાર્થીઓને આ હાઈસ્કૂલ દાખલ કરે છે એટલે સરકાર તરફથી એને ગ્રાન્ટ મળતી નથી. કેવળ ફી અને સાર્વજનિક રકમ ઉપર એનો નિભાવ થાય છે. અહીં આ રીતે ખર્ચાળ જીવન ધોરણમાં આવી શાળા ચલાવવી તે ધોળો હાથી બાંધવા જેવું જ ગણાય. છતાં ડૉ. શેઠ અને તેમનાં પત્ની, મીસીસ શેઠ, જે બી. એ. બી. ટી. છે, તે પોતાની માનદ સેવા આપીને આ સંસ્થા આર્થિક હાડમારી વેઠીને ચલાવી રહ્યાં છે. ઈસ્ટરના તહેવારોને લીધે અમે મોમ્બાસા હતા ત્યારે ચાલતી શાળાઓ જોવાની તક મળી ન હતી. આ શાળા છેલ્લા ત્રણ માસથી મરજીયાત ચિત્રકળાના વર્ગો ચલાવે છે. ચાલુ વિદ્યાર્થીઓ ઉપરાંત બહારનાં ભાઈબહેનોને રસ હોય તો આવી શકે છે. તા. ૨૮ એપ્રિલ, રવિવારે સવારમાં અમે એ શાળા જોવા ગયા હતા ત્યારે આ વર્ગ ચાલતો હતો. ભાઈઓ કરતાં બહેનોનું પ્રમાણ વિશેષ હતું. કલાની કુદરતી શક્તિને શિક્ષણ મળે તો કેટલી ઝડપે વિકસે છે, તેના નમૂના નજરે જોવા મળ્યા. અમુક બહેનોએ સાડી ઉપર ઑઈલ પેઈન્ટીંગ કર્યું હતું. કોઈએ કાચ ઉપર કામ કર્યું હતું. ગુજરાતીઓમાં હિંદુ મુસ્લીમ ખ્રિસ્તી વગેરે ધર્મો છે. તેમાં અહીં હિંદુઓ અને મુસ્લીમોમાં ખોજાઓની વસતી મુખ્ય છે. એ કારણે ગુજરાતીઓની ધાર્મિક સંસ્થાઓ પણ છે. હિંદુ યુનિયન તરફથી છ લાખ શિલીંગને ખર્ચે મહાદેવનું ૧૧૦ ફૂટ ઊંચા શિખરવાળું શિવાલય અને ધર્મશાળા બંધાયેલાં છે. મોમ્બાસા બંદર છે એટલે પ્રવાસીઓ જતા આવતા અહીં ઊતરી શકે છે. રૂમો બાંધેલી છે એટલે ઊતરવાની સગવડ છે. ગીતા હૉલ છે, તે વ્યાખ્યાન હૉલ તરીકે વપરાય છે. બીજી સંસ્થાઓના આશ્રયે રખાયેલી સભાઓને પણ આ હૉલ વાપરવા અપાય છે. મહાદેવના દર્શને આવતાં ભાવિકો સેન્ટ, બે સેન્ટ, એમ શ્રદ્ધા પ્રમાણે જે નાણું નાખે છે, તે રકમ મહિને ત્રણ હજાર શિલિંગ સેન્ટ. સેન્ટની એવડી મોટી રકમ ગણવાનું કામ પણ ભારે સેવાભાવ માગી લે છે! આ સંસ્થાઓ અહીં નવી છે અને બંધારણ પ્રમાણે રચાયેલી છે એટલે તેની આવકનો ઉપયોગ સાર્વજનિક કાર્યમાં થાય છે. એનો વહીવટ, વેપારી કુનેહવાળા શ્રી. સી. એલ. પટેલ કરે છે એટલે એ આવકને ગણતરીમાં લઈ એમણે બંબુરી ઉપર હિંદુ યુનિયન માટે પ્લૉટ લોન લઈને લીધો છે અને એ લોન યા આવકમાંથી વસુલ કરવાની એમની ગણતરી છે. આ મંદિર તો દેશના હિસાબે નાનું ગણાય, પરંતુ દ્વારિકા, ડાકોર, વડતાલ, એની આવક તો ક્યાંય પહોંચતી હશે. આ નાણાંનો જાહેર ઉપયોગ થાય તો કેટલાં સાર્વજનિક કામ થઈ શકે?



